# INDIA

## SHOWING RAILWAYS.

Scale 1 Inch = 80 Miles

REFERENCES.

Broad Gauge Railways
Metre
Other
Roads running transport in connection with railways

Specially prepared for Newman's Indian Bradshaw
and
Published with the permission of the Surveyor General of India.



# હિંદુસ્તાનની તિર્થયાત્રા

અથવા

## યાત્રાળુઓનો ભોમીઓ.

( સચિત્ર. )

( જેની અંદર અમદાવાદથી સિંધ, પંજાબ, હિમાલય, મથુરાં, કાશી, ગયાજી, બંગાળા, આસામ, ઓરીસા, જગન્નાથપુરી, મધ્યહિંદુસ્તાન, દક્ષિણમાં સેતબંધુરામેશ્વર, ત્યાંથી મુંબાઇ, ગુજરાત અને કાઠીયાવાડમાં દ્વારકાંધીશ. સમગ્ર હિંદુસ્તાનનાં તમામ તિર્થો, જોવાલાયક સ્થળોનું સંપૂર્ણ વર્ણન, શાસ્ત્ર પ્રમાણે મહાત્મ્ય અને ઐતિહાસીક હકીકતનો સમાવેશ છે. )


લેખક અને પ્રકાશક,

**જેઠાલાલ દેવશંકર દવે.**

તંત્રી, ભાગ્યોદય.

કર્તા–કાયદાનો શિક્ષક, ધનવાન, ભવિષ્યવેત્તા, સ્રીહિતશિક્ષક, ત્રિકાળદર્શક દર્પણ, માસ્ટર ઑફ નૉલેજ, સ્વધર્મનિષ્ટ દૈવીજીવન વિ.



ભાગ્યોદય ઑફીસ—અમદાવાદ.

પ્રથમ આવૃત્તિ. નકલ ૧૨૦૦.

સને ૧૯૨૧. — સંવત ૧૯૭૮.

મૂલ્ય રૂ. ૭-૦-૦.

આ પુસ્તક " શ્રી ભાગ્યોદય " પ્રિન્ટિંગ પ્રેસમાં
જેઠાલાલ દેવશંકર દવેએ છાપી અને પ્રસિદ્ધ
કર્યું છે. ખાડિયા—અમદાવાદ.

## પુસ્તક મળવાનું ઠેકાણું.

મુંબાઇ—એન. એમ. ત્રિપાઠીની કું અને બીજા પ્રસિદ્ધ બુકસેલરો.
અમદાવાદ—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે અને બીજા પ્રસિદ્ધ બુકસેલરો.
તે સિવાય સુરત, ભાવનગર, ભરૂચ, રાજકોટ વડોદરા વિગેરે
સ્થળે પ્રસિદ્ધ બુકસેલરોને ત્યાંથી મળશે. તેમજ તેના કર્તા
જેઠાલાલ દેવશંકર દવે. ભાગ્યોદય ઓફીસ—અમદાવાદ.
એ સ્થળેથી મળી શકશે.



જેઠાલાલ દેવશંકર દવે.

ગ્રંથકર્ત્તા—અમદાવાદ

લક્ષ્મી આર્ટ, ભાયખલા મુંબઇ, નં. ૮

# પ્રસ્તાવના.

આપણા ભારત વર્ષમાં દરેક ધર્મના મનુષ્યો તિર્થયાત્રા કરવા માટે હંમેશાં જાય છે. હિંદુઓ જીંદગીમાં એકવાર પણ કાશીયાત્રા કરવી તેને મોક્ષદાયક માને છે. જૈનો પણ સિદ્ધાચળ કે સમેતશિખરની યાત્રા કરવા ગયા વગર રહેતા જ નથી એવી રીતે દરેક મનુષ્ય પોતપોતાનાં યાત્રાનાં પાવન સ્થળોએ જઇ યાત્રા કરવી તેને મોક્ષ આપનાર માને છે. યાત્રા કરવા જનારને યાત્રાના સ્થાને કયે રસ્તે જવું, વચમાં કયાં ઉતરવું, રસ્તામાં જોવા લાયક કે યાત્રા કરવા લાયક કયાં કયાં સ્થાનો છે. યાત્રાના ધામમાં પણ યાત્રા કરવા લાયક કયાં કયાં સ્થાનો છે, ત્યાં તે સિવાય બીજું શું શું જોવાનું છે. યાત્રાના સ્થાનનું શાસ્ત્ર પ્રમાણે મહાત્મ્ય શું છે. તેની ઐતિહાસિક હકીકત શી છે, વિગેરેનું જ્ઞાન ન હોવાથી ઘણીવાર યાત્રા કરવા જવા છતાં પણ તે પુરી યાત્રા કરી શકતા નથી. રસ્તામાં ઘણાં જોવા લાયક સ્થળો રહી જાય છે, અને જે સ્થળની યાત્રા કરવાની હોય તે સ્થળના મહાત્મ્યની ખબર ન હોવાથી તેને યાત્રા કરવાનું ખરૂં મહાત્મ્ય ન સમજાતાં યાત્રા કરવામાં જોઇએ તેવો રસ પ્રકટતો નથી, અને કેટલીકવાર તો યાત્રા કરવામાં જે ખર્ચ કર્યું હોય છે તે નિરૂપયોગી થઇ પડે છે.

આપણા શાસ્ત્રોમાં યાત્રાનું મહાત્મ્ય ઘણુંજ વર્ણવેલું છે. આ દેશમાં પરાપૂર્વથી યાત્રા કરવા જવાનું મહાત્મ્ય ચાલ્યું આવે છે. જે વખતે રેલ્વે નહોતી તે વખતે લોકો સંઘ કહાડી પગરસ્તે યાત્રા કરવા જતા. અત્યારે પણ જે જે સ્થળે જવા માટે રેલ્વેનો રસ્તો નથી ત્યાં, તેમજ પર્વત ઉપર ચઢવાનું હોય છે ત્યાં લોકો પગે ચાલી યાત્રા કરવા જાય છે. યાત્રા કરવાથી દેશ પરદેશ જોવાય છે, જુદા જુદા દેશના લોકોના આચાર વિચાર સમજાય છે. રસ્તામાંના નદી, પહાડ, જંગલોનો કુદરતી દેખાવ જોવાથી મન ઉપર કોઇ ઉત્તમ છાપ પડે છે. દરેક દેશના વેપારની માહિતી મળે છે, પુરાતની સ્થાનો, દેવમંદિરો વિગેરે જોવાથી પૂર્વે થઇ ગયેલા મહાન પુરૂષોની યાદ જાગ્રત થાય છે. તિર્થયાત્રા કરવાથી પોતપોતાના ધર્મ ઉપર શ્રદ્ધા ચોંટે છે. દેવજગ્યાની અલૌકિકતાનું ભાન થાય છે. તે તે દેવસ્થાનો સંબંધી શાસ્ત્રાનુસાર મહાત્મ્ય જાણવાથી દેવોપ્રતિ શ્રદ્ધા ભક્તિ વધે છે અને આવી રીતે યાત્રા કરવાથી મનુષ્ય પોતાનું કલ્યાણ સાધે છે.

યાત્રા કરવાનું મહાત્મ્ય તો આપણામાં પરાપૂર્વથી ચાલ્યુંજ આવે છે. ગરીબ માણસ પણ પોતાના કલ્યાણને વાસ્તે વધુ નહિં તો જીંદગીમાં એક વખત તો યાત્રા કરવા જાય છે જ. આ પ્રમાણે દરેક ન્યાતના અને દરેક ધર્મના માણસો યાત્રાએ જવું એ પોતાનું કલ્યાણ કરનાર છે એમ

માને છે. તેમાં હિંદુઓનાં મુખ્ય ચાર ધામ ઘણાં પવિત્ર મનાય છે. જેમાં ઉત્તરે કાશી, દક્ષિણે સેતબંધુ રામેશ્વર, પૂર્વે જગન્નાથજી અને પશ્ચિમે દ્વારકાંધીશજીનું સ્થાન છે. આ ચારે ધામની યાત્રા કરવાની નીકળનાર રસ્તામાં આવતાં બીજાં પવિત્ર તિર્થસ્થાનોની પણ યાત્રા કરી શકે છે. પણ જો તેને ખબર હોતી નથી કે રસ્તામાં બીજા ક્યાં તિર્થસ્થાનો છે તો તે ત્યાં થઇને જવા છતાં પણ તેનો લાભ લઇ શકતો નથી.

આથી હિંદુસ્તાનમાં કાશ્મીરથી કન્યાકુમારી સુધી અને જગન્નાથપુરીથી દ્વારકાં અને કરાંચી સુધીમાં જે જે પવિત્ર તિર્થસ્થનો છે, જે જે મુખ્ય મુખ્ય જોવા લાયક સ્થાનો છે તે સર્વની સંપૂર્ણ હકીકત આ પુસ્તકમાં આપવામાં આવી છે. જેથી યાત્રા કરવા જનારને જો તે આ પુસ્તક પાસે રાખે તો તેને દરેક સ્થળે શું શું યાત્રા કરવાનાં સ્થાનો છે, ત્યાં જોવા લાયક શું શું સ્થળો છે, તે સ્થાનનું શાસ્ત્ર પ્રમાણે મહાત્મ્ય શું છે, તે સ્થાનની ઐતિહાસિક હકીકત શી છે, ત્યાં જવા માટે કયે રસ્તે જવાથી અનુકુળ પડે તેમ છે, રસ્તામાં જોવાલાયક ક્યાં ક્યાં સ્થાનો છે, ત્યાં જવા માટે રસ્તામાં ગાડી ક્યાં બદલવી પડે, વિગેરે સંપૂર્ણ હકીકતનો સમાવેશ કરી આ પુસ્તક બનાવ્યું છે. જેથી તે યાત્રા કરવા જનારને ઘણું ઉપયોગી થઇ પડશે. તેને તેથી કયે રસ્તેથી ક્યાં જવું તે સમજાશે, યાત્રાનાં દેવસ્થાનોનું શાસ્ત્રમાં શું મહાત્મ્ય છે તે જાણવાથી દેવ ઉપર શ્રદ્ધા ચોંટશે, રસ્તામાં આવતાં દેવમંદિરોની યાત્રા કરવાની રહી જશે નહિ તેમ તે જે જે સ્થાને જશે તે તે સ્થાનની યાત્રા સંપૂર્ણ કરી શકશે.

આ પુસ્તકમાં હિંદુઓનાં તમામ તિર્થસ્થાનોનો સમાવેશ કરેલો છે, તે ઉપરાંત જૈનોનાં યાત્રાનાં તમામ સ્થાનો, બુધ્ધોનાં પવિત્ર સ્થાનો, તેમજ હિંદુઓમાં પણ દરેક સંપ્રદાયનાં યાત્રાનાં સ્થાનો, તે તે સંપ્રદાયના સ્થાપનારની માહીતિ, મુસલમાનોનો અને પારસીઓનાં યાત્રાનાં સ્થાનોની પણ તેમાં હકીકત આવી જાય છે. તેથી આ પુસ્તક દરેક જાતિના મનુષ્યોને ઘણું ઉપયોગી થઇ પડશે, એમ અમારૂં માનવું છે.

એ ઉપરાંત આ પુસ્તકની અંદર વેપારીઓને મુસાફરીમાં લાભ થાય તે અર્થે દરેક વેપારનાં અગત્યનાં સ્થળો, ત્યાં શું શું વેપાર ચાલે છે તે, ત્યાં કયો માલ ખપે અને ત્યાંથી કયો માલ ખરીદી કરવા જેવો છે. વિગેરે વેપારને લગતી માહીતી પણ આપેલી હોવાથી દરેક મુસાફરી કરનાર મનુષ્યોને આ પુસ્તક ઉપયોગી થશે અને તેમને મુસાફરીમાં પડતી અનેક અડચણો દુર થશે એમ અમારૂં માનવું છે. આ પુસ્તકથી જો તિર્થયાત્રા નીકળનારને ફાયદો થશે તો અમે લીધેલી મહેનત સાર્થક થઇ છે એમ અમે માનીશું.

યાત્રા કરવા જનાર માત્ર તે તે દેવસ્થાનોનાં દર્શન જ કરે છે. પણ તે દેવસ્થાનોનું શાસ્ત્રોમાં શું મહાત્મ્ય છે, તે દેવની પ્રતિષ્ટા ક્યારે થઇ, કોણે કરી, બીજા દેવસ્થાનો કરતાં આ સ્થળ યાત્રાનું પવિત્ર સ્થાન કેમ મનાયું, ત્યાં પૂર્વે કાંણુ કાંણુ મહાપુરુષો રહ્યા છે, તેની પ્રાચીનતાની માહિતી, તે સ્થળની ઐતિહાસિક માહિતી, વિગેરે હકીકત આ પુસ્તક ઉપરથી જાણવાથી યાત્રા કરવામાં દેવસ્થાનો પ્રતિ શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. એટલું જ નહિ પણ અનેક શાસ્ત્રપુરાણોનું જ્ઞાન મળે છે. અને ધર્મ સંસ્થાપકોનાં જીવન સ્થાનો અને અને જીવન ચરીત્રોની માહિતિ મળે છે.

યાત્રા કરવા ન જનાર પણ જો આ પુસ્તક વાંચશે તો તેની માનસિક યાત્રા થશે. તેને યાત્રા કરવા જવાનું મહાત્મ્ય સમજાશે, અને અનેક તિર્થ સ્થાનોનું મહાત્મ્ય અને શાસ્ત્ર, પુરાણોની કથાનું રહસ્ય સમજતાં તેને યાત્રા કરવા જવાનો રસ પડવાનો. વેપારીને આ પુસ્તક તો ખરેખરા ભોમીયાની ગરજ સારશે અનેક સ્થાનની વેપારની માહીતિ મેળવી શકશે. એવી રીતે આ પુસ્તક દરેકને ઘણું ઉપયોગી થઇ પડશે એમ અમારૂં માનવું છે.

આ પુસ્તકમાં રેલ્વે ગાઇડ પ્રમાણે સ્ટેશનોવાર અનુક્રમણિકા છે. તેમજ યાત્રાળુને અને મુસાફરોને રસ્તાની માહિતી મળે તે અર્થે તેની અંદર રેલ્વેનો નકશો એરંગમાં પણ ઘણા ખર્ચે તૈયાર કરાવી મુકયો છે. તેની અંદર લાલ રંગથી જે જે લાઇનો છે તે રેલ્વે લાઇન સમજવી. આ નકશો અમે ગુજરાતીમાં આપવાના હતા પણ તેને ગુજરાતીમાં તૈયાર કરાવા માટે અમે ઘણી તજવીજ કરી છતાં કોઇ તૈયાર કરી શકનાર ન મળવાથી છેવટે અમારે તેને ઇંગ્લીશમાં તૈયાર કરાવી આપવો પડયો છે. અને તેથી અંગ્રેજી ન જાણુનારને તેથી કાંઇક અડચણુ તો પડશેજ તોપણુ ઘણા માણુસો અંગ્રેજી જાણુનારા હાલમાં હોવાથી તેઓ આ નકશાનો લાભ લઇ શકશે એમ અમારૂં માનવું છે. ઇશ્વરેચ્છા તો બીજી આવૃત્તિમાં તે નકશો ગુજરાતીમાં તૈયાર કરાવવા અમે બનતો પ્રયત્ન કરીશું.

યાત્રા કરવા જનારને તેમજ વેપાર અર્થે મુસાફરી કરવા ઇચ્છનારને બંનેને આ પુસ્તક ઘણું ઉપયોગી થઇ પડે તે હેતુથી તેમાં રેલ્વેના રસ્તા પ્રમાણે કોઇ પણુ સ્થળે જવાને માટે કયો રસ્તો અનુકુળ છે તે બતાવ્યું છે. મુંબઇ કે અમદાવાદથી હિંદુસ્થાનના ગમે તે સ્થળે જવા માટે કયે રસ્તે જવું તે આ પુસ્તકમાં આપેલું હોવાથી આ પુસ્તક તેના એક મિત્ર કે ભોમિયાની ગરજ સારશે. આ પુસ્તકમાં અમે અમદાવાદથી મુસાફરી શરૂ કરી છે, ત્યાંથી

આબુ, અંબાજી, અજમેર પુષ્કરતિર્થ થઇ સિંધમાં જઇ આવી શ્રીનાથજી ઉદેપુર, જોધપુર જઇ આવી, મથુરાંથી દિલ્હી અને પંઝાબ થઇ હરિદ્વાર, હિમાલય, બદ્રિકેદારનાથ થઇ લખનૌ, અયોદ્ધા થઇ કાશી આવ્યા છીએ. કાશીથી પછી અલ્હાબાદ—પ્રયાગ થઇ ત્યાંથી ગયાજી, વૈજનાથ, સમેતશિખર, પટણા, નેપાળ, ભૂતાન, આસામમાં કામાખ્યાદેવીની યાત્રા કરી કલકત્તા આવી ત્યાંથી જગન્નાથપુરી ગયા છીએ. મુંબાઇથી આગ્રા મુંબાઇથી અલ્હાબાદ, મુંબાઇથી કલકત્તા અને જગન્નાથપુરી આવ્યા છીએ. તેમાં વચ્ચે ઉજ્જન મહાંકાળેશ્વર, ઓંકારેશ્વર. અમરકંટકની યાત્રા થાય છે. જગન્નાથપુરીથી મદ્રાસ થઇ સેતબંધુ રામેશ્વર ગયા છીએ. તેમાં વચ્ચે શ્રીરંગજી, પક્ષીતિર્થ, બાલાજીની યાત્રા થાય છે. ત્યાંથી મદુરા થઇ કન્યા કુમારી અને કાલીકટ થઇ મૈસુર, બેંગલોર, શ્રૃંગેરીમઠ થઇ પાછા મુંબાઇ આવ્યા છીએ. મુંબઇથી વચ્ચે નર્મદાજીની યાત્રા કરી પાછા અમદાવાદ આવી ત્યાંથી કાઠીયાવાડ જઇ દ્વારકાં વિગેરેની યાત્રા કરી આવી પાછા અમદાવાદ આવ્યા છીએ. આવી રીતે આખા હિંદુસ્તાનની તિર્થ યાત્રા કરી તેમાં વચ્ચે આવતાં જોવા લાયક સ્થાનો જોઇ પાછા અમદાવાદ કે મુંબાઇ આવી શકાય છે.

દરવષે લાખો માણસો આપણા દેશમાં યાત્રા કરવા માટે જાય છે. તેમાંના ઘણા અજાણ હોય છે, કેટલાક પુછાપુછ હકીકત મેળવે છે, કેટલાક ગોરને પૂછી યાત્રાની માહિતી મેળવે છે. પણ આવું દરેક સ્થળની યાત્રાની માહીતી પુરૂ પાડનાર કોઇ પુસ્તક ન હોવાથી યાત્રા કરવા જનારને સેંકડો રૂપિયા ખર્ચવા છતાં પણ ઘણી અડચણ પડતી હતી. તેઓ યાત્રા કરવા જતા તો મુખ્ય મુખ્ય સ્થાનોની યાત્રા કરતા પણ તેમાં ઘણાં સ્થાનોની રહી જતી, જોવા લાયક ઘણાં સ્થળો જોવાનાં રહી જતાં અને પૈસા ખર્ચવા છતાં પણ યાત્રાનો પુરો લાભ મળતો નહિ. આથી તેઓને આ પુસ્તકથી સારો લાભ મળશે અને યાત્રામાં પડતી અનેક અડચણો દૂર થશે.

આ પુસ્તકમાં ઘણા સજ્જનોના આગ્રહથી કર્ત્તાની છબી આપી છે. તેમજ યાત્રા કરવા જનારને દર્શનનો પ્રથમથી લાભ મળે તે અર્થે તેમાં શ્રીનાથજી, એકલિંગી મહાદેવ, કાશી સેતબંધુ રામેશ્વર, શ્રીરંગજી, બદ્રિનારાયણ, બદ્રિકેદારનાથનાં ચિત્રો આપવામાં આવ્યાં છે. અને તેથી આ પુસ્તક યાત્રાળુને વધુ ઉપયોગી થઇ પડશે એમ અમારૂં માનવું છે.

તે ચિત્રોમાં શ્રીનાથજી અને એકલિંગી મહાદેવનાં ચિત્રો અમદાવાદના અગરબત્તીવાળા રા. રા. લલુભાઇ શંભુરામ જોશી તરફથી મળ્યાં છે જેથી અમે તેમનો આભાર માનીયે છીએ.

આ પુસ્તકને માટે કેટલાંક યાત્રાની માહિતી આપે તેવાં જુનાં પુસ્તકો શોધી આપવામાં અમદાવાદના રા. મંગળદાસ સામળદાસ અમને કેટલીક મદદ કરી છે માટે તેમનો પણ આ સ્થળે અમે આભાર માનીયે છીએ. તેમજ આ પુસ્તક તૈયાર કરવામાં અંગ્રેજી, હિંદી, મરાઠી અને કેટલાંક ગુજરાતી યાત્રાનાં પુસ્તકોની મદદ અમે લીધી છે માટે તે તે પુસ્તકોના કર્તાનો અમે ઉપકાર માનીએ છીએ.

ગુજરાતી ભાષામાં આવું એક સંપૂર્ણ માહિતીવાળું અને દરેક પ્રકારની રસ્તા વિગેરની પુરતી માહિતી આપે તેવું પુસ્તક ન હોવાથી આ પુસ્તક દરેક યાત્રાળુને તેમજ મુસાફરોને ઉપયોગી થઇ પડશે એવી અમારી ખાત્રી છે. આ પુસ્તકની પહેલી આવૃત્તિની અત્યારથીજ સારી માગણી હોવાથી તે ટુંક સમયમાં ખપી જવા સંભવ છે. તેથી થયેલો તેનો વેળાસર દરેક સજ્જન મંગાવી લાભ લેશે તો તેમને આ પુસ્તક ઘણું ઉપયોગી થઇ પડશે એમ અમારૂં માનવું છે.

આજકાલ પુસ્તકોનો પણ રાફડો ફાટયો છે એ વાત ખરી પણ આવાં ઉપયોગી અને સંગ્રહ કરવા લાયક પુસ્તકો તો થોડાંજ છે. નૉવેલો વિગેરેનાં પુસ્તકો કે જે એકવાર વાંચ્યા પછી ફરી તેનો કોઇ ભાવ પૂછતું નથી તેવું આ પુસ્તક નથી. આતો વાંચવા યોગ્ય, મનન કરવા યોગ્ય અને યાત્રામાં સાથે રાખી તે પ્રમાણે માહીતી મેળવવા યોગ્ય હોવાથી સંગ્રહ કરવા લાયક પુસ્તક છે, અને તેનો જો દરેક માણસ સારા પ્રમાણમાં લાભ લેશે તો અમે અમારો શ્રમ સાર્થક થયેલો ગણીશું.

ભાગ્યોદય ઑફીસ.
અમદાવાદ.
માર્ગશિર્ષ શુક્લપંચમી ૧૯૭૮.
તા. ૪-૧૨-૧૯૨૧.

જેઠાલાલ દેવશંકર દવે.
ગ્રંથકર્તા.



# વિષયાનુક્રમણીકા.

## ( રેલ્વે ગાઇડ પ્રમાણે. )

## ચિત્રાનુક્રમણિકા.



## સુધારો.

પાન ૧૩૩ પ્રકરણ ૨૩ છે ત્યાં પ્રકરણ ૩૧ જોઇએ.
,, ૨૭૨ પ્રકરણ ૬૧ છે ત્યાં પ્રકરણ ૬૮ જોઇએ.
,, ૩૪૦ ભાગ ૮ છે ત્યાં ભાગ ૧૭ જોઇએ,
,, ૪૪૦ ભાગ ૨૧ છે ત્યાં ભાગ ૨૪ જોઇએ,
,, ૫૨૮ પ્રા, ૧૫૨ 'તસારા' છે ત્યાં સતારા જોઇએ,
,, ૫૩૦ ભાગ ૩૧ મા છે ત્યાં ભાગ ૩૧ મો જોઇએ,



શ્રી નાથજી, મેવાડ. પૃષ્ઠ ૪૮

અમદાવાદના લલુભાઈ શંભુરામ જોશી, અગરબત્તીવાળા
તરફથી મળેલી છબી

લક્ષ્મીઆર્ટ, ભાયખલા મુંબઈ, નં. ૮

# હિંદુસ્તાનની તિર્થયાત્રા

અથવા

## યાત્રાળુઓનો ભોમીઓ.



## ઉત્તર

**આણંદ અને અમદાવાદથી મથુરાં અને દિલ્હી જવાનો નકશો.**




**સૂચના:**—આણુંદથી રતલામ, થઇ ઉજ્જન, અને ચીતોડગઢ જવાય છે. અમદાવાદથી કાઠીયાવાડ જવા વિરમગામ તરફની લાઇનમાં જવું. આબુ અજમેર જવા અમદાવાદથી નાની ગાડી શરૂ થાય છે. મારવાડ જંકશનથી સિંધમાં કરાંચી તેમજ જોધપુર, બિકાનેર જવાય છે. ફુલેરા જંકશન થઇ બારોબાર દિલ્હી જવાય છે તેમ મથુરાં પણ જવાય છે.



# હિંદુસ્થાનની તિર્થયાત્રા

અથવા

## યાત્રાળુઓનો ભોમીયો.

## ભાગ ૧ લો

## અમદાવાદથી આબુ—નોર્થ ગુજરાત,

### પ્રકરણ ૧ લું.

### અગત્યનાં યાત્રાનાં સ્થળો.

હિંદુસ્થાનમાં—સર્વ ધર્મના માણસો પોતપોતાના ધર્મ પ્રમાણે પોતાના ઇષ્ટદેવની જાત્રા કરવા જાય છે. હિંદુઓ—દ્વારિકાં, કાશી, મથુરાં, પ્રયાગ, બદ્રિકેદારનાથ, ગયા, જગન્નાથ, સેતબંધુરામેશ્વર વિગેરે સ્થળે યાત્રા કરવાથી પોતાને કૃતકૃત્ય માને છે. જૈનો પણ—શેત્રુંજય, ગીરનાર, પાલીતાણા, આબુ, ગ્વાલીયર, સમેતશિખર, કેસરીયાજી—પારસનાથ વિગેરે પવિત્ર સ્થાનોમાં પોતાના ઇષ્ટદેવતાનાં દર્શન કરવા માટે યાત્રાએ જાય છે. મુસલમાનો પણ અજમેરમાં ખ્વાજાપીર, મીરાં દાતાર, મક્કા વિગેરે સ્થળે યાત્રાએ જાય છે.

**ચારધામની યાત્રા** મુખ્ય ગણાય છે—૧ ઉત્તરમાં બદ્રિકેદારનાથ, ૨ દક્ષિણમાં સેતબંધુ રામેશ્વર, ૩ પૂર્વમાં જગન્નાથ, અને ૪ પશ્ચિમમાં દ્વારકાં એ ચાર ધામ છે.

**સાતપુરી**—૧ અયોદ્ધા, ૨ મથુરાં, ૩ માયા ( હરિદ્વાર ) ૪ કાશી, ૫ કાંચી, (કાંજીવરમ)—જેમાં શિવકાંચી ને વિષ્ણુકાંચી છે.) ૬ અવંતિકા—

(ઉજ્જન) અને, દ્વારામતિ–દ્વારકાં એ સાતપુરીની જાત્રા કરવી એ પાપનો નાશ કરનાર છે.

**પાંચ સરોવર**—યાત્રા કરવાનાં સરોવર પાંચ છે. ૧ ટીબેટમાં માનસરોવર, અજમેરમાં પુષ્કર, સિદ્ધપુરમાં બિંદુસરોવર, કચ્છમાં નારાયણસરોવર અને કિષ્કીંધામાં પંપાસરોવર એ પાંચ સરોવરમાં સ્નાન કરવાથી સર્વ પાપ નાશ પામે છે. એવું શાસ્ત્રમાં કહ્યું છે.

**બારજ્યોતિર્લિંગ**—૧ કાઠીયાવાડમાં સોમનાથપટ્ટન અથવા પ્રભાસપટ્ટનમાં સોમનાથ, ૨ નીઝામ હૈદ્રાબાદમાં શૈલપર્વતઉપર મલ્લિકાર્જુન, ૩ ઉજ્જનમાં મહાકાળેશ્વર, ૪ નર્મદા નદીના કિનારે ઉજ્જનથી ફતેહાબાદ થઇ મોરટાકા આગળ માંધાતાના નગરમાં ૐકારેશ્વર, ૫ પરલીમાં વૈજનાથ, ૬ ડાકિનીમાં ભીમાશંકર, ૭ સેતબંધુરામેશ્વરમાં રામેશ્વર, ૮ દારૂકાવનમાં નાગેશ્વર, ૯ કાશીમાં વિશ્વનાથ, ૧૦ ત્રંબકમાં ત્ર્યબકેશ્વર, ૧૧ હિમાલયમાં કેદારેશ્વર, અને ઇલાનગરીમાં ૧૨ ધૃષ્ણેશ્વર એ બાર જ્યોતિર્લિંગનાં દર્શન કરવા સર્વ જાત્રાળુઓ જાય છે.

**સાત સરસ્વતી**—પુષ્કરમાં સુપ્રભા, નૈમીષારણ્યમાં કાંચનાક્ષી, ગયામાં વિશાલા, અયોદ્ધામાં મનોરમા, કુરુક્ષેત્રમાં ઓઘવતી, ગંગાદ્વારમાં સુરેણુ, અને હિમાલયમાં વિમલોદકા એ સાત સરસ્વતી છે.

**ત્રિસ્થળ**—પ્રયાગ–ગયા અને કાશી એ ત્રીસ્થળ કહેવાય છે.

**મુખ્યદેશો અને શહેરો**—યાત્રા ઉપરાંત–દેશેદેશ જોવાથી વેપાર વિગેરેમાં ઘણી બુદ્ધિ ખીલે છે.

**યાત્રાનાં મુખ્ય સ્થળો**—બહુચરાજી, અંબાજી, આબુગિરી, અજમેર, પુષ્કરતિર્થ, શ્રીનાથજી, કાંકરોલી, મથુરાં, વૃંન્દ્રાવન, શ્રીનગર, હરદ્વાર, ઋષીકેશ, બદ્રિનારાયણ, ગંગોત્રી, કેદારનાથ, અયોદ્ધા, પ્રયાગ–અલ્હાબાદ, કાશી, ગયાજી, ઝાડખંડી વૈજનાથ, શ્રીજગન્નાથપુરી, શિવકાંચી, વિષ્ણુકાંચી, સાક્ષીગોપાળ, સેતબંધુરામેશ્વર, શ્રીરંગજી, નાસક, ત્રંબક, પંઢરપુર, દ્વારકાં, ડાકોરજી, શ્રીઓંકારેશ્વર, શ્રીમહાંકાળેશ્વર, અમરકંટક, કિષ્કીંધા, વિગેરે યાત્રાનાં સ્થળો છે. જયાં યાત્રા કરવાથી પાપની નિવૃત્તિ થઇ મુક્તિ મળે છે એમ કહેવાય છે.

યાત્રાનાં શહેરો ઉપરાંત મુંબાઇ, મદ્રાસ, કલકત્તા, દિલ્હી, લાહોર, કરાંચી, જયપુર, અમદાવાદ, નાગપુર, ભૂશાવળ, પુના હુબલી વિગેરે ઘણાં મોટાં શહેરો–વેપારને લગતાં છે. તેની પણ હકીકત વાંચવાથી ત્યાં શું શું વેપારની ચીજો ખપે છે તથા ત્યાંથી બહાર ગામ જાય છે તે જાણી શકાય છે.

## પ્રકરણ ૨ જું.

## યાત્રાએ નીકળતાં કયા રસ્તા અનુકુળ છે તેની ટુંક હકીકત.

ગુજરાતમાંથી યાત્રા કરવા જવા માટે ત્રણ રસ્તા છે મુંબાઇથી કલ્યાણ થઇ પુના ઉપરના રસ્તે સેતબંધુરામેશ્વર જવાય છે તેમજ કલ્યાણથી ભુસાવળ, નાગપુર વાળે રસ્તે કલકત્તે થઇ કાશી વિગેરે સ્થળે જવાય છે.

મુંબાઇથી આણુંદ આવી આણુંદથી ડાકોર, ગોધરા, રતલામ આવી; રતલામથી નાગડા, કોટાના રસ્તે મથુરાં જવાય છે. તેમજ રતલામથી નીમચ, ચીતોડગઢ, આવી, ત્યાંથી શ્રીનાથજી તથા કાંકરોલી થઇ ઉદયપુર જઇ આવી પાછા ચિતોડગઢ આવી ત્યાંથી અજમેર પાસે પુષ્કરજીની યાત્રા કરી જેપુરને રસ્તે મથુરાં—જવાય છે.

૩ અમદાવાદથી આબુ પાસે અંબાજીનાં દર્શન કરી અજમેર પાસે પુષ્કરજીની યાત્રા કરી જયપુરને રસ્તે થઇ મથુરાં આવી શકાય છે.

આ પ્રમાણે ત્રણ રસ્તા યાત્રાળુઓને માટે છે તેમાં ઘણા યાત્રાળુઓ અમદાવાદથી અથવા તો આણુંદથી યાત્રા કરવા જવાનું પસંદ કરે છે. મુંબાઇમાં રહેનાર પણ આણુંદ કે અમદાવાદ આવી ત્યાંથી યાત્રા શરૂ કરે છે.

મથુરાંથી હાથરસ, અલીગઢ, અને મુરાદાબાદ થઇ લકસર આવી ત્યાંથી હરિદ્વાર આવે છે. હરિદ્વારથી હૃષિકેષ, લક્ષ્મણઝુલા, વ્યાસઘાટ, ગંગોત્રી થઇ બદ્રીનારાયણ અને કેદારનાથની યાત્રાએ જઇ પાછા વળતાં બરેલી, શાહજહાંનપુર, લખનૌ આવી અયોધ્યાની યાત્રા કરી અલ્હાબાદ—પ્રયાગ આવે છે. પ્રયાગથી કાશી, ગયાજી થઇ લકીસરાઇથી વૈજનાથની યાત્રા કરી, મધુપુરથી સમેતશિખરની યાત્રા કરી પાછા આસાનસોલ થઈ કલકત્તે આવી જગન્નાથપુરી જાય છે.

જગન્નાથપુરીથી રાજમહેન્દ્રી, મદ્રાસ થઇ રામેશ્વર અને ધનુષ્યકોટીની યાત્રા કરી પાછા ફરે છે તે શ્રીરંગમ, બેંગલોર, ગન્ટલલ, હોટગી, કુરડુવાડી—ત્યાંથી પંઢરપુર જઇ આવી ધોન્ડ આવી પુના ઉપર થઇ મુંબાઇ પાછા ફરે છે. કેટલાક ધોન્ડથી મનમાડ ઉપર થઇ નાસીક ત્રંબકની યાત્રા કરી મુંબાઇ આવી ત્યાંથી પાછા ફરે છે.

ઘણા અજમેરથી ફુલેરા થઇ, જયપુરથી રેવારી થઇ, દીલ્હી ઉપર થઇ પાણીપત, કુરૂક્ષેત્ર, અમ્બાલા, ભટીન્ડા, લાહોર અમૃતસર જઇ રાવલપી-

-ડીના રસ્તે શ્રીનગર જાય છે. પછી ત્યાંથી પાછા ફરી દિલ્લીથી મથુરાંને રસ્તે યાત્રા શરૂ કરે છે.

દ્વારકા જવા માટે અમદાવાદથી વીરમગામ થઇ કાઠીયાવાડમાં જવું પડે છે. વીરમગામથી વઢવાણ, વાંકાનેર, રાજકોટ થઈ જામનગર જવાય છે. અને જામનગરથી ગાડાંમાં દ્વારકાં જવાય છે. જામનગરથી ભૂજમાં થઇ અંજાર, ભૂજ, માંડવી જોઇ નારાયણસરોવર જવાય છે.

જામનગર ઉપર થઈ દ્વારકાં ન જવું હોય તો રાજકોટથી ગોંડળ, જેતલસર થઇ પોરબંદર જવું. પોરબંદરને સુદામાપુરી પણ કહે છે. તે પણ યાત્રાનું સ્થળ છે. પોરબંદરથી પગ રસ્તે તેમજ સ્ટીમરમાં દ્વારકાં જવાય છે. દ્વારકાંથી બોટમાં થઇ કરાંચી પણ જવાય છે.

પાછા પોરબંદરથી જેતલસર થઇ જુનાગઢમાં ગીરનારપર્વતની યાત્રા થાય છે, જુનાગઢથી વેરાવળ આવી સોમનાથપાટણની યાત્રા થાય છે ત્યાંથી પાછા જેતલસર આવી, ત્યાંથી ઢસા, ઘોઘા, સીહોર થઇ પાલીતાણે આવી જૈનો શેત્રુંજયની યાત્રા કરે છે. ત્યાંથી સીહોર આવી ભાવનગર જવાય છે. ત્યાંથી ધોળાથી બોટાદ લીંબડી ને વઢવાણને રસ્તે પાછા અમદાવાદ આવી શકાય છે.

---

## પ્રકરણ ૩ જું.

# અમદાવાદથી સિદ્ધપુર.

### ભોયણી. બહુચરાજી, પાનસર, મહેસાણા, તારંગા, પાટણ, રાધનપુર, વીસનગર, વડનગર, ઉંઝા, અને મીરાં દાતાર.

---

અમદાવાદથી યાત્રા શરૂ થાય છે. અમદાવાદ જંકશન સ્ટેશન છે. ત્યાંથી મુંબાઇ જવાય છે, તેમજ વીરમગામ થઇ કાઠીયાવાડ જવાય છે. અમદાવાદથી એક લાઇન અસારવા, નરોડા, તલોદ, પ્રાંતીજ, હીંમતનગર, ઇડર થઇ ખેડબ્રહ્મા જાય છે. આ લાઇનમાં થઈ ઇડરથી અમનગર થઇ ખડાલ ગામે સાબરમતી નદી ઉપર શ્રી કોટયક તીર્થ જવાય છે. તેમજ આ લાઇનમાં તલોદ થઇ ત્યાંથી પગરસ્તે મોડાસા થઈ ત્યાંથી ૧૮ માઇલ સામળાજીની યાત્રાએ જવાય છે. ત્યાથી ખેરવાડા, રૂખભદેવ અને કેશરીયાજીની જૈનોની યાત્રા છે.

અમદાવાદથી સાબરમતી થઇ વીરમગામ જઇ ત્યાંથી વઢવાણ થઇ દ્વારકાં, પોરબંદર, સોમનાથ, પાલીતાણાની યાત્રા થઇ શકે છે. તેનું વર્ણન છેલ્લા પ્રકરણમાં આવશે. અમદાવાદથી એક લાઇન ધોળકે જાય છે. ધોળકાને વૈરાટનગર કહે છે કે જ્યાં પાંડવો એક વર્ષ ગુપ્ત રહ્યા હતા. અમદાવાદથી રજપુતાના માળવા રેલ્વેની મુખ્ય લાઈન સાબરમતી, કલોલ, પાનસર, મહેસાણા, સીદ્ધપુર, પાલણપુર અને આબુરોડ જાય છે. આબુથી આ લાઇન સીધી મારવાડજંકશન થઇ અજમેર જાય છે, આ લાઈનમાં યાત્રાળુઓ પોતાની યાત્રા શરૂ કરે છે.

અમદાવાદથી આબુ જવા માટે આર. એમ. રેલ્વે એટલે રજપુતાના માળવા રેલ્વેમાં બેસવું પડે છે. વચ્ચે અમદાવાદ મૂક્યા પછી સાબરમતી, ખોડીઆર, કલોલ, પાનસર, જુલાસણ, ડાંગરવા, આંબલીયાસણ, જગુદન, મહેસાણા, ભાન્ડુ, ઉંઝા, સિદ્ધપુર, છાપી, ઉમરદેશ પાલનપુર, જં૦ ચીરાસની, સરોત્રા, રોહો, મવાલ, આબુરોડ એટલાં સ્ટેશન આવે છે. તેમાં કલોલ, મહેસાણા, પાલણપુર, એ જંકશન સ્ટેશનો છે. અમદાવાદથી ગાડીમાં બેઠા પછી વચ્ચે સાબરમતી નદીનો પુલ ઓળંગવામાં આવે છે તે પછી સાબરમતી સ્ટેશન આવે છે. સાબરમતીથી એક ગાડી વીરમગામ થઇ વઢવાણને રસ્તે કાઠીઆવાડ જાય છે. અને બીજી નાની લાઈન ધોળકે જાય છે. સાબરમતી આગળ અમદાવાદની મોટી જેલ બાંધેલી છે. સાબરમતીથી આગળ કલોલ સ્ટેશન આવે છે.

ભોયણી—કલોલ જંકશન છે, ત્યાંથી એક ટ્રેન કડી થઈ ભોયણી જાય છે. અહીં જૈનોનું દેરાસર બંધાવેલું છે. બીજી ટ્રેન વીજાપુર જાય છે. કડીથી હવે બહુચરાજી જવાની રેલ્વે ચાલુ થઇ છે.

## બહુચરાજી (યાત્રાનું સ્થળ.)

અમદાવાદથી કલોલ ઉતરી ત્યાંથી કડી—ભોયણીની ગાડીમાં બેસી બહુચરાજી જવાય છે. કલોલથી આગળ જતાં મહેસાણા જંકશન આવે છે. ત્યાંથી મનુદરોડ ઉતરી ત્યાંથી ચાણસ્મા જવાય છે. ચાણસ્માથી બહુચરાજીના સ્ટેશને ઉતરી બહુચરાજીનાં દર્શને જવાય છે, અમદાવાદથી બહુચરાજીનું ભાડુ રૂ. ૧—૨—૦ લગભગ છે. હવે કડી—ભોયણી થઈ બહુચરાજી જવાનું હોવાથી ભાડુ ઓછું થાય છે, તેમ મહેસાણા ઉપર થઈ જવાની ટીચામણ થતી નથી.

બહુચરાજીમાતાનું મહાત્મ્ય ગુજરાતમાં ઘણું છે. ઘણા લોકો છોકરાઓની બાધા ઉતારવા ત્યાં જાય છે. નવરાત્રીમાં અહિં યાત્રા ભરાય છે.

અહીંના પ્રદેશને ચુંવાળ કહે છે. અહિં કમાળીઆ લોકો ઘણા રહે છે. અહિં નવરાત્રીમાં ભવાઇ થાય છે. મંદિરની વ્યવસ્થા સારી છે. દેવાલય ઉત્તમ છે, તે પૂર્વાભિમુખે છે. દેવાલયની પાસેજ માનસરોવર છે. આ માનસરોવરને માટે એવું કહેવાય છે કે પહેલાં એક રાજાને પુત્ર ન હોવાથી પોતાની પુત્રીને પુત્ર કરી માનેલો. તેનું લગ્ન પણ કર્યું અને મોટી ઉમ્મરે ખબર પડતાં તે પુત્રી ઘોડા ઉપર બેસી વનમાં ચાલી નીકળી, તે આ સ્થળે આવી અને અહીં ઘોડો છોડી થાક લાગવાથી સરોવરમાં સ્નાન કર્યું તેથી તે છોકરી મટી છોકરો બની ગયો. આવું આ સરોવરનું મહાત્મ્ય છે. તેમાં દરેક યાત્રાળુ સ્નાન કરી માતાજીનાં દર્શન કરવા જાય છે. મંદીરની પાસેજ ઘણી ધર્મશાળાઓ છે તેમાં સર્વ યાત્રાળુને ઉતરવાની છુટ છે. માતાજીનું વાહન કુકડાનું છે તેથી અહીં કુકડા ઘણા હોય છે. મંદિરનો વહીવટ ગાયકવાડ સરકાર તરફથી થાય છે.

આ પ્રમાણે અહિં યાત્રા કરી પાછા કલોલ અથવા તો મહેસાણા જાય છે. જૈનો ભોયણી ઉતરી દેરાસરમાં યાત્રા કરવા જાય છે.

**પાનસર**—સાબરમતીથી પહેલું સ્ટેશન પાનસર આવે છે ત્યાં પણ શ્રાવકોનું દેરાસર છે જેથી જૈન લોકો યાત્રા કરવા અહીં ઉતરે છે.

## મહેસાણા.

**મહેસાણા**—કલોલથી મુખ્ય લાઇનમાં પાનસર, ડાંગરવા, આંબલીયાસન, જગુદન થઈ મહેસાણે અવાય છે. મહેસાણા જંકશન છે. મહેસાણાથી એક લાઇન લીંચ–જોટાણા, કટોસણ, દેત્રોજ, ભંકોડા, જાકસ થઇ વીરમગામ જાય છે. વીરમગામથી વઢવાણ જવાય છે. તેમ અમદાવાદ પણ પરભાર્યું જવાય છે.

તારંગા—બીજી એક લાઇન મહેસાણાથી રંડાલા, વીસનગર, ગુંજા, વડનગર, ખેરાળુ, વરેઠા થઇ તારંગાહીલ જાય છે. તારંગા જૈનોનું યાત્રાનું સ્થાન છે. અહીં કુમારપાળ રાજાએ જૈનોનું દેરાસર બંધાવેલું છે. તે ઘણું ઉત્તમ છે. ત્યાં ઘણા જૈનો જાય છે. મહેસાણાથી તારંગાહીલનું ૦–૭–૬ ભાડું છે અને ૩૫ માઇલ છેટું છે.

મહેસાણથી એક લાઇન ધીનોજ, રીચલ, મનુદરોડ, પાટણ, કોસારોડ, ચારૂપ, વાગરોડ, ધનવારા અને કકોસીમેટ્રાનારોડ જાય છે.

જો મહેસાણાથી બ્રંચલાઇનમાં પાટણ, વડનગર કે વીસનગર જવું હોય તો મહેસાણે ઉતરવું પડે છે અને ત્યાં જવું ન હોયતો ઉતરવાની જરૂર નથી.

પાટણ–પાટણ જવા માટે મહેસાણે ઉતરવુ ત્યાંથી પાટણ ૨૫ માઇલ છેટું છે. મહેસાણેથી પાટણના થર્ડક્લાસની ટીકીટના ૦–૫–૩ ભાડુ છે. સેકન્ડ

ક્લાસનું ભાડુ થર્ડક્લાસ કરતાં ચાર ઘણું સમજવું, મહેસાણે ગાડી બદલી પાટણની ગાડીમાં બેસવું. વચ્ચે ધીનોજ, ફીચાલ, મનુદરોડ, એ સ્ટેશનો આવે છે. તે પછી પાટણ આવે છે. હારીજ અને બહુચરાજી જનારા મનુદરોડ ઉતરે છે. હારીજ જવું હોય તો મનુદથી ચાણસ્મા, કમ્બોઈ એ બે સ્ટેશનો વચ્ચે આવે છે પછી હારીજ આવેછે. અને બહુચરાજી જવું હોયતો મનુંદ ઉતરી ત્યાંથી બીજી ગાડીમાં પછી ચાણસ્મા, બ્રાહ્મણવાડા, સુદેરા અને બહુચરાજી જવું.

પાટણ એ પહેલાં ગુજરાતની રાજધાનીનું શહેર હતું. તેનું જુનું નામ અણહિલપુર પાટણ છે. અહિં જૈનોનાં ઘણાં દેરાસરો છે. શ્રીમદ્શંકાચાર્ય અને જૈનોના આચાર્યને અહિં વાદવિવાદ થયો હતો. અહિં જૈનોના પુસ્તકોનો ભંડાર ઘણો છે. હાલ પાટણ ગાયકવાડ સરકારને કબજે છે. અહિં પહેલાં રજપુતોનું રાજ્ય હતું તે પછી મુસલમાનોના કબજામાં ગયું હતું. જુનાં મકાનો હજુ ઘણાં જોવામાં આવે છે. હિંદુ દેવળો પણ ઘણાં છે. અહીં તલવાર, ભાલા, છરીઓ, રેશમી કપડાં અને માટીનાં વાસણ તથા રમકડાં સારાં બને છે.

રાધનપુર—પાટણથી પગ રસ્તે રાધનપુર જવાય છે. તેમજ વીરમગામથી ખારાઘોડા રેલ્વેમાં આવી ખારાઘોડાથી રાધનપુર પગરસ્તે અવાય છે. અહિં ગામની ચારે બાજુ કોટ છે. તેમાં ભોંયરાં ઘણાં છે. કોટમાં ૮ દરવાજા છે. અંદરના કિલ્લામાં નવાબ રહે છે. પાલનપુર એજંન્સીમાં આ રાજ્ય આવેલું છે. તે નવાબના તાબામાં છે. અહીં ઉંડા કુવાનાં પાણી ખારાં હોય છે. નવાબને ૧૧ તોપોનું માન મળેલું છે. નવાબ બાબી પઠાણ છે.

આ રાજ્ય પહેલાં રજપુતોના હાથમાં હતું તેમની પાસેથી મુસલમાનોના કબજામાં આવ્યું. તેના મૂળપુરુષ રાધનખાંના નામ ઉપરથી રાધનપુર નામ પડેલું કહેવાય છે. અહિં વેપાર સારો ચાલે છે. પાટણનું ઘી સારૂં ગણાય છે.

**વીસનગર**— મહેસાણા જંકશનથી તારંગાહીલ જવાની ગાડીમાં વીસનગર જવાય છે. વચ્ચે રંડાલા સ્ટેશન આવે છે. મહેસાણાથી વીસનગર ૧૩ માઇલ છે અને રેલ્વેનું થર્ડ કલાસનું ભાડુ ૦-૨-૯ છે. વીસનગર ગાયકવાડ સરકારના કબજામાં છે. આ શહેરને વીસળદેવે વસાવ્યું હતું. આ વીસનગરા નાગર બ્રાહ્મણોનું સ્થાન કહેવાય છે. અહિં સ્વામીનારાયણના પંથમાં ઘણા બ્રાહ્મણો છે. અહિં પણ શિવાલય અને જૈન મંદિરો ઘણાંછે.

**વડનગર**—વીસનગરથી વડનગર એજ ગાડીમાં આગળ જવાનું છે.

વચ્ચે ગુંજા સ્ટેશન આવે છે. વીસનગરથી વડનગરનું ૦–૧–૯ ભાડુ છે. અને ૬ માઇલ દૂર છે. વડનગર પણ ગાયકવાડી રાજ્યના કબજામાં છે વડનગર જુનું શહેર છે. વડનગરા નાગર બ્રાહ્મણોનું તે મૂળ સ્થાન કહેવાય છે. અહિં નાગરોના હાટકેશ્વર મહાદેવનુ દેવળ ઘણું ઉત્તમ છે. બીજાં દેવ, દેવીનાં મંદિરો અને જૈનમંદિરો પણ છે.

વડનગરથી ગાડી આગળ તારંગાહિલ સુધી જાય છે. વચ્ચે ખેરાળુ કડરપુર, અને તારંગા હીલ આ સ્ટેશનો છે. તારંગા એ જૈનોની યાત્રાનું સ્થળ છે.

ઉંઝા—વડનગરથી પાછા મહેસાણે આવી મુખ્ય લાઇનમાં બેસવું. વચ્ચે ભાન્ડુ સ્ટેશન મૂકી ઉંઝા ઉતરવું, મહેસાણેથી ઉંઝા ૧૩ માઇલ છે અને મહેસાણાથી ઉંઝાનું ભાડુ થર્ડકલાસનું ૦–૪–૦છે. ઉંઝાનું બીજું નામ ઉમાપુર કહે છે. આ આંજણા કણબીઓનું સ્થાન કહેવાય છે.

**ઉમાદેવી**–અહીં કડવા કણબીની કુળદેવીનું મોટું મંદીર છે. કડવા કણબીમાં બારે વર્ષે લગ્નો ઉઘડે છે. એ લગ્નો કયારે કરવાં તેની ચીઠી આ ઉમાદેવીમાં થાય છે. મંદીર પથ્થરની લાદીથી બંધાવેલું છે. વચ્ચે એક કુંડ છે. અહીં કડવા તેમ લેઉવા કણબીની પણ વસ્તી વધારે છે.

## મીરાંદાતાર.

ઉઝા પાસે મીરાંદાતાર નામના પીરનો રોજો છે. અહીં ઘણા મુસલમાનો તેમજ હિંદુઓ જાત્રાએ આવે છે. મીરાં દાતારની માનતા હિંદુ તેમ મુસલમાનોમાં બહુ ચાલે છે. જે લોકોને ભૂત વળગે છે તેઓ અહિં આવે છે. તેઓને અહિં આવ્યા પછી ધુણાવે છે અને પછી ભૂતને કહાડે છે. મીરાંદાતાર નામના એક ઓલીઆ થઇ ગયા છે તેમનો આ રોજો છે.

---

# પ્રકરણ ૪ થું.

## સિદ્ધપુરથી આબુ.

## સિદ્ધપુર.

**સીદ્ધપુર**—ઉંઝાથી પાછા ગાડીમાં બેસી સિદ્ધપુર જવાય છે. ઉંઝાથી સિદ્ધપુરનું ભાડું ૦–૨–૦ છે. અને આઠ માઈલ છેટુ છે. અમદાવાદથી સિદ્ધપુર ૫૪ માઈલ છેટું છે અને અમદાવાદથી સિદ્ધપુરનું ભાડુ રૂ. ૧—૦ છે. ઘણા યાત્રાળુઓ અમદાવાદથી ગાડીમાં બેઠા પછી વચ્ચે ન ઉતરતાં સિદ્ધપુર જ ઉતરે છે. અને ઘણા તો

સિદ્ધપુર પણ ન ઉતરતાં અંબાજી જવું હોય છે તો આબુ ઉતરે છે અને નહિ તો અજમેર જ ઉતરે છે.

સિદ્ધપુરમાં ભગવાનના છઠ્ઠા અવતાર—કપીલ ભગવાનનો જન્મ થયો હતો. સિદ્ધપુર એ સરસ્વતી નદીના કિનારા ઉપર છે. મહાભારત [વનપર્વ ૨૫૮ મા અધ્યાય ]માં કામ્યકવનમાં જઇ બિન્દુસરોવરમાં સ્નાન કરવાનું યુધિષ્ટરે કહ્યું છે તે આજ સ્થળ છે. વામનપુરાણમાં [ પહેલા સ્કંધના ત્રીજા અધ્યાયમાં ] કહ્યું છે કે માતૃતિર્થમાં જઇ સ્નાન કરવાથી પ્રજાની વૃદ્ધિ થાય છે, સિદ્ધપુરને માતૃગયા કહે છે. અહિં માતાનું શ્રાદ્ધ કરવાથી માતા સ્વર્ગે જાય છે. પિતાનું શ્રાદ્ધ ગયામાં અને માતાનું શ્રાદ્ધ સિદ્ધપુરમાં થાય છે.

સિદ્ધપુરમાં—સ્ટેશન ઉપરજ ગાયકવાડ સરકારની ધર્મશાળા છે. સ્ટેશન ઉપરથી શહેર ૦॥ માઇલ દૂર છે. સરસ્વતિ નદીના કિનારા ઉપરજ સિદ્ધપુર શહેર છે. સરસ્વતી નદી કુમારિકા ગણાય છે. કારણ કે તે સમુદ્રને મળતી નથી પણ આબુ પહાડમાંથી નીકળી અહિં આવે છે તે કચ્છના રણમાં મળે છે. તે નદી ઘણી જગાએ જમીનમાં ગુપ્તપણે વહે છે. અહિં નદીમાં પાણી થોડું રહે છે. નદી ઉપર પાકો ઘાટ બાંધેલો છે. સિદ્ધપુરમાં સરસ્વતી માતાનું મંદીર છે. જે હમણાં બંધાવેલું છે. અહિં ઔદિચ્ય બ્રાહ્મણોની વસ્તી તેમજ વ્હોરાઓની વસ્તી વધારે છે. અહિં યાત્રાળુને સ્ટેશન ઉપરથી જ ગોરનાં ટોળે ટોળાં મળે છે. તેઓ ચોપડા બતાવી પોતાના યજમાનને પોતાને ત્યાં તેડી જાય છે. ઘણા યાત્રાળુઓ ગોરને ત્યાં જ મુકામ કરે છે. અહિં સરસ્વતી નદી, રૂદ્રમાળ, ગોવિંદમાધવનું મંદિર અને બિંદુસરોવર એ મુખ્ય યાત્રાનાં સ્થાન છે.

રૂદ્રમાળ—નદીના કિનારેથી થોડેજ દૂર સિદ્ધરાજ જયસિંહે બંધાવેલા રૂદ્રમાળનું ખંડેર છે ત્યાં રૂદ્રેશ્વર મહાદેવનું મંદિર હતું તે તથા રૂદ્રમાળો અલ્લાઉદીને તોડી નાંખેલાં કહેવાય છે અને શિવનું લિંગ શિરોહીના રાજા પોતાની રાજધાનીમાં લઇ ગયા છે. તેમણે ત્યાં જઇ શરણેશ્વર નામ પાડી ત્યાં મહાદેવની પ્રતિષ્ટા કરેલી છે. તે વખતનો એક કુન્ડ તથા બે ત્રણ નાનાં મંદિર જેવી કોટડીઓ હાલ મુસલમાનોના કબજામાં છે.

કેટલાકને ભૂત વળગે છે તે અહિં આવે છે અને નદીના કિનારે એક પીંપળો છે ત્યાં આવવાથી ધુણે છે. અને નદીમાં સ્નાન કરવાથી ભૂત જાય છે એમ કહેવાય છે. સરસ્વતિના કિનારા ઉપર મહાદેવનું મોટું દેવાલય તથા ધર્મશાળા છે.

**બિન્દુસરોવર**—ગામથી એકાદ માઇલ દૂર બિન્દુસરોવર છે, બિન્દુ સરોવર જતાં રસ્તામાં એક મંદિરમાં ગોવિંદ અને બીજામાં માધવની મૂર્તિઓ છે. તેમનાં દર્શન કરવામાં આવે છે.

બિન્દુસરોવર લગભગ ચાલીસેક ચોરસફુટનો એક કુન્ડ બાંધેલો છે. તેજ બિન્દુસરોવર છે. તેની ચારે બાજુએ પથ્થરનાં પગથીયાં છે. આ સરોવરમાં સ્નાન થાય છે. તથા માતાનું શ્રાદ્ધ થાય છે. આ સરોવરની પાસેજ એક મોટું તળાવ છે તેને અલ્પાસરોવર કહે છે, તે પણ ચારે બાજુએ બંધાવેલું છે. આ સરોવરમાં મઘરનો ભય રહે છે. બિન્દુસરોવર ઉપર ગોર શ્રાદ્ધ કરાવે છે તે પિન્ડ અલ્પાસરોવરમાં નંખાય છે. અહિં સ્ત્રીઓનું શ્રાદ્ધ કરવાથી તે સ્વર્ગે જાય છે એવું મહાત્મ્ય છે. આખા હિંદુસ્તાનમાંથી માતાનું શ્રાદ્ધ કરાવા માટે ઘણા યાત્રાળુઓ અહિં આવે છે.

બિન્દુસરોવરના દક્ષિણ કિનારા ઉપર નાનાં નાનાં મંદિરો છે તેમાં એકમાં **મહર્ષિ કર્દમ ઋષિ અને દેવહુતી,** બીજામાં **કપીલ ભગવાન અને** ત્રીજામાં ગદાધરજી છે. તે ઉપરાંત શેષશાયીભગવાન, લક્ષ્મીનારાયણ, રામ લક્ષ્મણ અને સીતા, વલ્લભાચાર્યનું સ્થાન, સિદ્ધેશ્વર મહાદેવનાં મંદિર છે.

**જ્ઞાનવાપી**—બિન્દુસરોવરની પાસે થોડે દૂર જ્ઞાનવાપી નામની નાની વાવ છે આ વાવ જુની અને પડી ગયેલા જેવી છે. બિન્દુ સરોવરમાં સ્નાન કરી આ વાવમાં સ્નાન થાય છે.

શ્રાદ્ધાદિક કરી દેવદર્શન કરવામાં આવે છે. આ તિર્થસ્નાન સંબંધમાં શ્રીમદ્દભાગવતમાં ત્રીજા સ્કંધના ૨૧ મા અધ્યાયમાં કહ્યું છે કે:-બ્રહ્માજીએ કર્દમઋષિને કહ્યું કે તમે સૃષ્ટિ રચો. જેથી કર્દમઋષિએ સરસ્વતી નદીના કિનારે આવી વિવાહ કરવા માટે એક હજાર વર્ષ સુધી તપ કર્યું. જેથી ભગવાને પ્રકટ થઇને કહ્યું કે: બ્રહ્માના પુત્ર મનુ અહિં આવી પોતાની કન્યા તમને આપશે. તેની સાથે લગ્ન કરજો હું તમારે ત્યાં જન્મ લઇશ. આ પ્રમાણે વરદાન આપતાં ભગવાનને દયા આવતાં અશ્રુ પાડયાં હતાં જેથી તે દિવસથી આ સરોવરનું નામ બિન્દુ સરોવર પડયું છે, ત્રીજે દિવસે મનુએ પોતાની કન્યા દેવહુતીને કર્દમઋષિ સાથે પરણાવી. પછી ઋષિએ પોતાને વિહાર કરવા માટે એક ઉત્તમ વિમાન ઉત્પન્ન કર્યું. દેવહુતીએ સરસ્વતિમાં શિવસરોવરમાં સ્નાન કર્યું. જેથી સરોવરમાંથી દેવહુતીને માટે ૧૦૦૦ દાસીઓ નીકળી. કર્દમ ઋષિ પોતાની પત્ની સાથે વિમાનમાં બેસી ફરવા લાગ્યા પછી પોતાના આશ્રમે આવ્યા. દેવહુતિને ૯ પુત્રીઓ થઇ અને છેવટે ભગવાન કપીલમુ-

નિનો જન્મ થયો. કર્દમઋષિએ બ્રહ્માની આજ્ઞા પ્રમાણે પોતાની નવે કન્યાને મરીચી વિગેરે ઋષિઓને આપી. અને કપીલભગવાનની પ્રદિક્ષણા કરીને પોતે વનમાં ચાલ્યા ગયા.

કપીલ ભગવાને અહિં બિન્દુસરોવર ઉપર રહીને પોતાની માતા દેવહુતીને આત્મજ્ઞાનનો ઉપદેશ આપ્યો. પછી દેવહુતીની આત્મજ્ઞાન પ્રાપ્ત થતાં તેમની આજ્ઞા લેઈ પોતે ત્યાંથી ઈશાનખૂણામાં ગંગાસાગરમાં ચાલ્યા ગયા, ત્યાં સમુદ્રે તેમને રહેવાને માટે સ્થાન આપ્યું. હજુ સુધી કપીલદેવ ત્રિલોકની શાન્તિને માટે તે સ્થાન ઉપર યોગસમાધિમાં વિરાજે છે. તે પછી દેવહુતિ સરસ્વતીના કિનારે રહેવા લાગ્યાં. પછી કેટલેક વખતે પોતે દેહનો ત્યાગ કર્યો. આ આશ્રમ સિદ્ધપદ એ નામથી પ્રખ્યાત થયો. તે ઉપરથી આ શહેરનું નામ સિદ્ધપુર પડયું છે.

પદ્મપુરાણ ઉત્તરખંડ ૧૪૬ મા અધ્યાયમાં કહ્યું છે કે રૂદ્રમહાલય તીર્થ સાક્ષાત્ શિવજીના કેદારતીર્થ તુલ્ય છે. ત્યાં શ્રાદ્ધ કરવાથી પિતૃગણ રૂદ્રલોકમાં જાય છે. ત્યાં સ્નાન કરવાથી મુક્તિ થાય છે. કાર્તકી અને વૈશાખ પૂર્ણિમાના રોજ આ તિર્થમાં આવી સ્નાન કરી દર્શન કરવાથી ફરી જન્મ થતો નથી.

કપીલદેવનો યોગ ભંગ કરવાથી સગર રાજાના હજાર પુત્રો બળીને ભષ્મ થઇ ગયા હતા. તેમના ઉદ્ધાર માટે ભગીરથ રાજાએ તપ કરીને ગંગાજીને મૃત્યુ લોકમાં આણ્યાં હતાં.

આ સિદ્ધક્ષેત્રમાં શુદ્ધ મનથી કર્મ કરનારને તત્કાળ સિદ્ધ થાય છે. મહારાજા સિદ્ધરાજે અહિં સિદ્ધપુરમાં ઉત્તરમાંથી હજાર બ્રાહ્મણો બોલાવી યજ્ઞ કર્યો હતો અને રૂદ્રમાળો બંધાવ્યો હતો. બ્રાહ્મણો ઉત્તરમાંથી સહસ્ત્ર-(હજાર) આવ્યા માટે ઔદિચ્ય સહસ્ત્ર કહેવાય છે અને દાન વખતે જેઓ ટોળુવળીને બેઠા તે ટોળકીયા ગણાયા. સિદ્ધપુર એ ઔદિચ બ્રાહ્મણોની ઉત્પત્તિનું સ્થાન ગણાય છે. તેમના ઇષ્ટદેવ ગોવીંદમાધવનું મંદીર શહેરની વચ્ચે આવેલું છે.

અહીં દાન, પુણ્ય કરવાનું મહાત્મ્ય વિશેષ છે. અહિં શંકરાચાર્યનો મઠ છે. અહિં ગાયકવાડ સરકારની કચેરીઓ, ઓફીસો, ધર્મશાળા અને દવાખાનાં છે. શહેરમાં રણછોડજી, મહાદેવજી વિગેરે દેવદેવીઓનાં બીજાં દેવાલયો છે.

## પાલણપુર અને ડીસા.

પાલણપુર—સિદ્ધપુરથી રેલ્વે ટ્રેનમાં બેસી પાલણપુર જતાં રસ્તામાં છાપી અને ઉમરદેશી એ બે સ્ટેશનો આવે છે. સિદ્ધપુરથી પાલણપુર ૧૯ માઇલ થાય છે. અને પાલણપુર સુધીનું ભાડુ ૦–૪–૦ છે. પાલણપુર જંકશન છે. ત્યાંથી એક લાઇન ડીસે જાય છે. ડીસે જતાં વચ્ચે ચંડીસર

સ્ટેશન મૂકી આગળ ડીસા આવે છે. પાલણપુરથી ડીસા ૧૭ માઈલ થાય છે અને તેનું ભાડું ૦–૩–૯ થાય છે.

પાલણપુર મુસલમાની રાજ્ય છે. ત્યાં પાલણપુર એજન્સીનું સદર સ્થાન પણ પાલણપુર છે. શહેરની આજુબાજુ કોટ છે. અહીં પાલણપુરના નવાબનો મહેલ, પોલીટીકલ એજંટની ઓફીસ, બંગલો, દવાખાનું, પોસ્ટ-ઓફીસ વિગેરે છે. શહેરની ઉત્તર દિશા તરફ પહાડી પ્રદેશ છે. આ રાજ્યમાં બનાસ અને સરસ્વતી નદી વહે છે. નવાબને પાંચ લાખ રૂપિઆનું ઉત્પન્ન છે. તેમાંથી ૪૩૭૫૦ રૂપિઆ ગાયકવાડ સરકારને ખંડણીના આપવા પડે છે. અહિંના નવાબને ૧૧ તોપોનું માન છે. નવાબ લોહાણી અફઘાન જાતના છે. અહીના નવાબને દીવાન કહે છે.

**ડીસા**—પાલણપુરથી બ્રેંચ લાઈનમાં ડીસા જવાય છે. ડીસા એ લશ્કરી છાવણીનું સ્થળ છે. પાલણપુર અને ડીસા બંને જગાએ વેપાર સારો છે. અહીં ઘઉં, વિગેરે અનાજ થાય છે. પાલપુરથી મુખ્ય લાઇનમાં આબુરોડ જવાય છે.

---

## પ્રકરણ ૫ મું.

# આબુ—અર્બુદગિરી

---

પાલણપુર સ્ટેશનથી મુખ્ય લાઇનમાં બેસી આબુરોડ ઉતરાય છે. વચ્ચે ચીત્રામણ, સરોત્રા, રોહો અને માવલ સ્ટેશન આવે છે તે પછી આબુરોડ આવે છે. આબુરોડને ખરેડી પણ કહે છે. પાલણપુરથી આબુરોડ ૩૨ માઈલ થાય છે. અને થર્ડકલાસનું ભાડું ૦–૮–૦ છે. અમદાવાદથી આબુરોડ ૧૦૫ માઇલ થાય છે. અમદાવાદથી આબુરોડ સુધીનું ભાડું ૧–૧૨–૦ છે.

અમદાવાદથી આબુ આવતાં મેઈલ અને ફાસ્ટ પેસંજર નાનાં સ્ટેશનોએ ઉભી રહેતી નથી પણ કલોલ, મહેસાણા, સિદ્ધપુર, પાલણપુર, ઉભી રહી છેવટે આબુરોડ ઉભી રહે છે. વચ્ચેનાં સ્ટેશનોએ તો પેસંજર ટ્રેનો જ ઉભી રહે છે. લાંબી મુસાફરીમાં મેલ અથવા ફાસ્ટ પેસંજરમાં બેસવું સારૂં છે.

અમદાવાદથી સવારે ક. ૮–૫૦સે મેલ નીકળી આબુરોડે ૧–૩૭ આવી પહોંચે છે. ફાસ્ટ પેસંજર ક. ૨–૩૫ નીકળી ક. ૮–૨૦ આબુરોડ આવે છે. ઘણીવાર ટાઇમ ફરે છે પણ ખરા. પેસંજર ટ્રેન ૫–૨૦ તેમજ ૯–૩૫ સે નીકળે છે તે આબુરાત્રે ૧૨ા તેમજ ૪–૫૫ આવે છે.

આબુરોડથી—આબુ પર્વત ઉપર તેમજ અંબાજી માતાએ જવાય છે.

તેમજ શિરોહી જવાય છે. આબુ પર્વતનું પહેલાં અર્બુદગીરિ નામ હતું. આબુપર્વત એ અરવલ્લીપર્વતનો એક જુદો થયેલો ભાગ છે. અર્બુદગીરી હિમાલયનો પુત્ર કહેવાય છે. મહાભારત-વનપર્વના ૮૨ મા અધ્યાયમાં કહ્યું છે કે: આ પર્વતમાં પૃથ્વીમાં છેદ હતો, અહિં વસિષ્ટ ઋષિનો આશ્રમ છે. અહિં એક રાત નિવાસ કરવાથી હજાર ગૌદાનનું ફળ મળે છે.

આબુનું શિખર ૧૪ માઇલ લાંબુ અને ૨ થી ૪ માઈલ સુધી પહોળું છે. તેની ઉપરનું મેદાન સમુદ્રની સપાટીથી ૪૦૦૦ ફીટ ઉંચું છે અને તેની ઉત્તરભાગનું શિખર ૫૬૫૦ ફીટ ઉંચું છે. આબુરોડના રેલ્વે સ્ટેશનથી પૂર્વ તરફ ૧૬ાા માઇલ સુધી પર્વત ઉપર ચઢવાની સડક બાંધેલી છે. સ્ટેશનથી પાંચ છ માઇલ સુધી ગાડી જઈ શકે છે. તે પછી ઘોડા ઉપર જવાય છે. હવે તો ઘોડાના ટાંગા પણ પહાડના શિખર સુધી જઈ શકે છે. આ પહાડની પાસે ઘાટી ઝાડી છે તેમાં વાંસનું જંગલ છે. અહિંના જંગલોમાં વાઘ વિગેરે હિંસક પ્રાણીઓ પણ રહે છે. ચોમાસામાં તે નદીયો તથા ઝરણોને લીધે જંગલની શોભા સારી જણાય છે. અહિં ૨૦ થી ૩૦ ફુટ નીચે ખોદવાથી પાણી આવે છે. સરકારી અમલદારો માટે આ પહાડ ઉપર પચાસેક બંગલાઓ બાંધેલા છે. અહિં લશ્કરના ૨૦૦ સિપાઇઓ રહે છે. ઉનાળાની મોસમમાં ઘણા આ પહાડ ઉપર રહેવા આવે છે.

આ પર્વતમાં કેટલાક સાધુ સંતો પણ રહે છે. સાધુ, તપસ્વીઓ, હિમાલય, ગિરનાર અને આબુ ઉપર રહે છે. આ પહાડ ઉપર ઘણાં મંદિરો છે. સ્ટેશન ઉપરથી પહાડ ઉપર જવા માટે ટાંગા વિગેરે મળે છે. અહિં યાત્રાળુઓ પાસે શિરોહી દરબાર તરફથી ચોકીના માણસ દીઠ ૦-૬-૦ અને માથા વેરાના ૦-૧૩-૬ લેવાય છે, પણ યાત્રાળુ સિવાયના પાસે કાંઇ લેવાતું નથી. સ્ટેશનથી જતાં બનાસ નદી ઉપર પુલ બાંધેલો છે. જવા માટે જુનો અને નવો બે રસ્તા છે. નવા રસ્તે સડક બાંધેલી છે. જુને રસ્તે જતાં માનપુર મૂકીને આગળ જતાં હૃષીકેશનું મંદિર આવે છે. મથુરાંથી દ્વારકાં જતાં શ્રી કૃષ્ણ અહિં રાત્રી રહ્યા હતા તેથી આ સ્થાન દ્વારકાંનું દ્વાર કહેવાય છે. મંદીર પાસે બે કુંડો છે અને આજુબાજુ ખંડેરો છે. તે ખંડેરો અહિં પહેલાં ચંદ્રાવતી નગરી હતી તેનાં છે એમ કહેવાય છે. થોડે દૂર અંબરિષ રાજાનો આશ્રમ આવે છે, અહિં તેમણે એક પથ્થર ઉપર બેસી તપ કર્યું હતું એમ કહે છે તે પથ્થર ઉપર જરા ઉંચે એક બીજો પથ્થર ઢળતો છાયા કરતો હોય તેમ જણાય છે. અહિંથી થોડે દૂર લક્ષ્યોર્યાથી પગલાંનું ચિત્ર છે તે એક પથ્થર ઉપર ઘણાં માણસો અને જાનવરોનાં પગલાં પડેલાં દેખાય છે.

અહિંથી પાછી નવા રસ્તે થઈ આબુ ઉપર જવાય છે. ચારેક માઇલ ગયા પછી એક તળાવ તથા વડના ઝાડ આગળથી ઉપર ચઢાવ શરૂ

થાય છે. આગળ જતાં વાઘનાળું આવે છે તે પછી ચોકી આવે છે ત્યાં ટીકીટો જેવાય છે. પછી સાત ધુમ અવાય છે. અહિં પાણીની પરબ છે. અહિંથી આગળ જતાં ધર્મશાળા અને કુવો આવે છે. અહિં ચણા તથા જૈનોને સેવ તથા લાડુ અપાય છે. થોડે દુર જતાં મણિકર્ણિકા તીર્થ તથા સૂર્યકુંડ આવે છે. અહિં ભીલની સ્ત્રી તથા તેનો ધણી સૂર્યકુંડમાં સ્નાન કરવાથી દેવરૂપ બની ગયાં હતાં તેથી અહિં સ્નાન કરવાનું મહાત્મ્ય છે. અહિં કર્ણેશ્વર મહાદેવ છે.

**ગોમુખ–વસિષ્ઠાશ્રમ**—ત્રણેક માઇલ ગયા પછી એક બાજુ નીચે પગથીયાં ઉતરવાનાં આવે છે. અહિંથી ૭૫૦ પગથીયાં નીચે ઉતરતાં એક કુંડ આવે છે. આજુબાજુ આંબાની ઝાડી છે. આ કુંડમાં ગાયના મુખમાંથી હંમેશાં પાણી પડે છે. આ કુંડમાં સ્નાન કરી પાસે આવેલા વસિષ્ટ મુનિના મંદિરમાં વસિષ્ટમુનિનાં દર્શન કરવામાં આવે છે. પછી શ્રીરામ લક્ષ્મણનાં અને સતિ અરૂંધતિનાં દર્શન કરવામાં આવે છે. આ સતીનાં દર્શન કરવાથી સ્ત્રીઓનું સૌભાગ્ય અખંડિત રહે છે એવું મહાત્મ્ય છે.

અહિં વસિષ્ટમુનિ પોતાની સ્ત્રી અરૂંધતિ સાથે તપ કરતા હતા. આ જગ્યાની પાસે પહેલાં એક મોટો ખાડો હતો. વસિષ્ટમુનિની કામધેનુ ગાય ચરતાં ચરતાં આ ખાડામાં પડી જવાથી મુનિએ શંકરની પ્રાર્થના કરી એ ખાડો સરસ્વતીના જળથી ભરી દીધો જેથી ગાય બહાર તરી આવી. પછી આ ખાડો પૂરવા હિમાલયને કહેતાં તેમણે પોતાના પુત્ર નંદિવર્ધનને અર્બુદનાગ ઉપર બેસાડીને મોકલ્યો. નંદિવર્ધનને તે ખાડામાં મૂકવાથી ખાડો પૂરાઈ ગયો.

વસિષ્ટ મુનિના આશ્રમ પાસે નાગકુંડ હજુ પણ છે. અહિં નાગપંચમી–શ્રાવણ સુદ પાંચમના રોજ સ્નાન કરવાથી વંધ્યા સ્ત્રીને પુત્ર થાય છે એમ કહેવાય છે. અહિં બજેરનો મેળો ભરાય છે. આ જગ્યાએ વસિષ્ટમુનિ શિવનું ધ્યાન ધરી બેઠા હોય તેવી મૂર્તિ છે. તેમજ પાસે કામધેનું ગાય, તેનાં વાછરડાં, નંદિવર્ધન તથા અર્બુદની પ્રતિમાઓ છે.

આ ખાડા સંબંધમાં એવું કહેવાય છે કે પહેલાં અહિં ગૌતમમુનિનો આશ્રમ હતો. ગૌતમના શિષ્ય ઉતંકે ગુરુદક્ષિણા આપવાનું કહ્યું ત્યારે તેમણે અહલ્યા કહે તે દક્ષિણા આપવાનું કહ્યું, અહલ્યાને પૂછતાં તેમણે સૌદાસની સ્ત્રીના કુંડળની જોડી માગી. જેથી ઉતંકે સૌદાસની સ્ત્રી પાસેથી કુંડળની જોડ આણી અને પાછા આવતાં તરસ લાગવાથી તે કુંડળ નીચે મૂકી ઝાડ ઉપર ચઢી પાણી જોવા લાગ્યો. તેવામાં તક્ષક નાગે આવી કુંડળની જોડી ઉપાડી લીધી. ઉતંકે નીચે ઉતરી જોયું તો કુંડળની જોડી ન દીઠી તેથી તેણે ત્યાં સાપનું દર જોઈ ખોદવા માંડયું ને ખોદતાં ખોદતાં પાતાળમાં જઇ ધુમાડાથી નાગને વ્યાકુળ કરી કુંડળ પાછાં લઇ પોતાના ગુરુ પાસે આવ્યો અને અહિં ગુરુ દક્ષિણા તરીકે પેલાં કુંડળ આપ્યાં.

આ દિવસથી આ ખાડો છેક પાતાળ સુધી ઉંડો હતો, તે વસિષ્ટમુનિએ પૂરાવ્યો. અહિં ગૌતમઋષિનો આશ્રમ તથા મજબૂત દેવળ છે. પાસે નાનો કુંડ તથા વેદી છે. ગોમુખથી ગૌતમના આશ્રમે જવા માટે ત્રણસો ઉપરાંત પગથીયાં ઉતરી જવું પડે છે. પણ રસ્તો ઘણો વિકટ છે. તેથી ઘણા થોડા અહિં આવે છે.

**આબુ ઉપરનાં જૈન મંદિરો**—ગોમુખથી પાછા આવી નીચે ઉતરવું પડે છે. આબુના સીવીલ સ્ટેશનથી એક માઇલ ઉત્તરે પહાડ ઉપર દેલવાડામાં જૈનોનાં મંદિરો છે. ત્યાં પાંચ મંદિરો છે. જેમાંનું ૧ વિમળશાહે અને બીજાં વસ્તુપાળ તેજપાળે બંધાવેલાં છે. આ મંદિર ઘણાં ઉત્તમ ગણાય છે. વચ્ચે જૈનોના પ્રથમ તિર્થંકર રૂષભનાથ અથવા આદિનાથનું ચોમુખ નામનું ત્રણ મજલાનું મંદિર છે. તે મંદિરમાં ચારે બાજુ ચાર દરવાજા છે. મંદિરની વચ્ચે રૂષભનાથની ચાર મુખની પ્રતિમા છે. આ મંદિરની ઉત્તરે એક આદિનાથનું મંદિર છે તથા તેની પશ્ચિમે વિમળશાહ તથા વસ્તુપાળ અને તેજપાળનાં મંદિરો છે. વિમળશાહના મંદિરમાં પ્રથમ તિર્થંકર આદિનાથની અને વસ્તુપાળ તેજપાળના મંદિરમાં જૈનોના ૨૨ મા તિર્થંકર નેમિનાથની મૂર્તિ છે. આ મંદિરો મારબલ અથવા સંગેમરમરનાં બનાવેલાં છે તેમાં ઘણું ઉત્તમ નકશી કામ કરેલું છેઃ અને પથ્થરને કોતરી સુંદર ફુલ, પાનાં વિગેરે કોતરેલાં છે. દરેક મંદિરમાં જૈન મૂર્તિની પ્રતિમા પલાંઠી વાળેલી બેસાડેલી છે. મંદિરની આગળ ૪૮ થાંભલાનો મંડપ છે વચ્ચે એક ગોળ ઘુમટ છે. આજુબાજુ ગેલેરી છે. તે ગેલેરીની કોટડીઓમાં પણ દેવની મૂર્તિઓ છે.

વિમળશાહના મંદિરમાં પાર્શ્વનાથની મૂર્તિ છે તેને જ્યારે હીરા, મોતી ને ઝવેરાતની આંગી ચઢે છે ત્યારે ઉત્તમ દેખાય છે. વિમળશાહ અંબાજીનો ભક્ત હતો. માતાએ તેને વરદાન માગવાનું કહ્યું ત્યારે તેણે જૈન ધર્મનાં ૬૦ દેરાં કુંભારીયામાં બંધાવાનું માગી લીધું. તે મંદિરો માતાના કોપથી બળી ગયાં ને માત્ર પાંચ રહ્યાં ત્યારે ફરી માતાજીના હુકમથી તેણે અહિં આબુ ઉપર આ મંદિર બાંધ્યું, અહિં અંબાજીની પણ ઉત્તમ મૂર્તિ છે તથા ખોદતાં નીકળેલી શામળાની મૂર્તિ પણ અહિં બેસાડેલી છે. આ મંદિર બંધાવતાં ૧૮ કરોડ રૂપિઆ ખર્ચ થયાનું કહે છે. બાર વર્ષે અહિં જૈનોની યાત્રા ભરાય છે ત્યારે દેવળ ઉપર ધજા ચઢાવે છે.

દેરાણી જેઠાણીના ગોખલા પણ સવાલાખ રૂપિઆ ખર્ચીને અહિં બંધાવેલા છે. પાંચમું દેવળ ઢુંઢીઆનું છે. અહિં ફાગણ વદ ૮ના રોજ યાત્રા ભરાય છે. દેલવાડા ગામમાં પેસતાં એક દરવાજો છે, તેની બહાર ધર્મશાળાઓ છે તથા ચોકીદારો રહે છે. અંદર જતાં ધર્મશાળા આવે છે તેમાં યાત્રાળુઓ ઉતરે છે. સામે બીજો દરવાજો દેખાય છે તે દેવળમાં જવાનો

છે. આ દરવાજામાં દેરાસરના કારકુનો વિગેરે રહે છે. અહિં હિંદુ સિવાય બીજાઓ રજા વગર જઇ શકતા નથી.

દરવાજામાં ડાબા હાથ તરફ ત્રણ દેરાસરો છે. તેમાં ૧ કદીનાથનું ને બે વિમળશાનાં દેવળો છે. વિમળશાના મંદિરના દરવાજા ઉપર વિમળશા અને તેના ભાણેજની મુર્તિઓ ઘોડા ઉપર બેઠેલી જણાય છે. તેની પાછળ આરસના હાથીઓની પ્રતિમાઓ છે.

**કુંવારીકન્યાનું મંદિર**—અહિં કુંવારીકન્યા અને રસીયા વાલમનું જીર્ણ મંદિર છે. તે સંબંધમાં કહેવાય છે કે આબુના પરમાર રાજાની રાણીએ એવી પ્રતિજ્ઞા લીધેલી કે આબુ ઉપર એક રાતમાં ચાર રસ્તાઓ બાંધે તેને મારી કન્યા આપવી, જેથી રસીયા વાલમ નામના એક કુંવરે આ કામ કરવાનું કબુલ કરી ગોમુખનો ૭૫૦ પગથીયાં વાળો રસ્તો બાંધ્યો, અચળગઢથી નીચે ઉતરવાનો રસ્તો બાંધ્યો, અનાદ્રા જવાનો રસ્તો બાંધ્યો અને ગુરૂશિખર ઉપરથી ઉતરવાનો રસ્તો બંધાતો હતો તે વખતે રાણીએ જાણ્યું કે આ હલકા કુળનો માણસ કન્યા લઈ જશે તો કુળને કલંક લાગશે એવા વિચારથી તેણે કુકડા જેવો અવાજ કર્યો. તે સાંભળી રસીયા વાલમે સવાર થઇ ગયું હશે અને હવે કન્યા નહિ મળે એમ માની ઝેર પીવા તૈયાર થયો. અને કન્યાને પ્રથમ જોઇ પછી ઝેર પીવાના વિચારથી તે કન્યાનું મોં જોવા ગયો. પણ તેને કન્યા બતાવી નહિ, તેથી તે ઝેર પી ત્યાંજ મરી ગયો. આ બનાવ જોઇ રાણી અને કન્યા પણ ત્યાંજ મરી ગયાં. તેમની ત્રણેની જુની દેરડીઓ અહિં છે. અહિં જાત્રા કરનારા રાણીને ગાળો દેતા તેની દેરડી ઉપર ઇંટો નાંખે છે. અહિં પાસે મહાદેવજી તથા શેષશાયીભગવાનનાં મંદિરો પણ જીર્ણ અવસ્થામાં છે.

**યજ્ઞેશ્વર મહાદેવ**—ત્યાંથી થોડે દૂર પંગુતીર્થ છે તેમાં સ્નાન કરવાથી કૈલાસવાસ થાય છે એમ કહેવાય છે. એક પાંગળા બ્રાહ્મણને શંકરનું તપ કરવાથી શંકરે ધન અને પગ આપ્યા હતા તે ઉપરથી તેનું નામ પંગુતિર્થ પડયું છે અહિં પાસે એક વાવ છે. પાપકટેશ્વર મહાદેવ અને દેલવાડાની વચ્ચે અગ્નિતિર્થ છે ત્યાં યજ્ઞેશ્વર મહાદેવ છે. પાસે પીંડારકતીર્થ છે. ત્યાં એક પીંડારક નામના બ્રાહ્મણે સ્નાન કરી શંકરનું તપ કરી વિદ્યા પ્રાપ્ત કરી હતી એમ કહે છે. અહિં પાણીનો નાનો કુંડ અને શિવ પાર્વતિની મૂર્તિ છે.

**કનખલ તિર્થ**—દેલવાડાની પાસે ઓરીયા કરીને ગામ છે ત્યાં કનખલ તિર્થ છે. અહિં સુમતિ રાજાએ સૂર્યગ્રહણ વખતે દાન આપવાથી ઘણો વખત સુધી રાજ્ય ભોગવી કૈલાસમાં ગયો હતો. અહિં જૈનોનું મહાવીર સ્વામીના દેવળ પાસે ચક્રેશ્વર મહાદેવનું મંદિર છે જેને ચક્રતિર્થ કહે છે. અશાડી ૧૧ ના રોજ અહિં મેળો ભરાય છે.

**નાગ તિર્થ**—ઓરીઆથી થોડે દૂર જાવાઇગામ પાસે નાગતિર્થ છે. અહિં બાણગંગા તથા નાનું તળાવ છે. અહિં શ્રાવણ સુદ ૫ નાગપંચમીના રોજ મેળા ભરાય છે તે વખતે ઘણા નાગ જોવામાં આવે છે એમ કહે છે. ઓરીઆથી ગુરુદત્તાત્રયના સ્થાન તરફ જતાં કેદારેશ્વર મહાદેવનું સ્થાન તથા કેદારકુંડ આવે છે. ગુરુદત્તાત્રયના સ્થાનનો રસ્તો વિકટ છે. તે એક ટેકરી ઉપર છે. ત્યાં ગુરુદત્તાત્રયનાં પગલાં, એક નાનું દેરૂં અને ઘંટ બાંધેલો છે.

**અચળેશ્વર—અચળગઢ**—દેલવાડાથી ૪ માઇલ આગળ ઓરીયા ગામ છે ત્યાંથી એકાદ માઇલ દૂર અચળેશ્વર જતાં જૈનોનું શાંતિનાથનું મોટું મંદિર પહાડીમાં જણાય છે. તે કુમારપાળે બંધાવેલું કહે છે. આ દેરાની સામે શ્રી અચળેશ્વર મહાદેવનું મોટું દેવાલય છે. આ મહાદેવ સ્વયંભૂ કહેવાય છે. તેમના અંગુઠાની પુંજા થાય છે. અંદર અંધારૂં હોવાથી દીવો કરી દર્શન કરવામાં આવે છે. મૂર્તિ મોટી છે અને તે પંચધાતુની બનાવેલી છે. ચિતોડના રાણા સમરસિંહે અચળેશ્વરની સ્થાપના કરેલી કહેવાય છે. અહિં ધાતુનો નંદી છે. દેવાલયની પાછળ વાવ છે. તેમ મંદાકિની કુંડ છે. દેવાલયમાં મોટું ત્રિશૂળ છે. મંદાકિની કુંડ આગળ પાંડવોએ ભેંસાસુરને માર્યો હતો એમ કહેવાય છે. અહિં ભેંસાસુર તથા અર્જુનની પ્રતિમાઓ છે. અહિં ભીમની મોઇ છે તે ઘણા ઉંચકવા યત્ન કરે છે.

પાસે રેવતી કુંડ છે ત્યાંથી એકાદ માઇલ ઉપર ભ્રગુઋષિનો આશ્રમ છે. આ આશ્રમના કુંડને ગોમતિકુંડ કહે છે આ કુંડમાં ગાયના મુખમાંથી પાણી પડે છે. ત્યાં મહાદેવનું દેવાલય અને બ્રહ્માજીની મૂર્તિ છે. ત્યાંથી પાછા વળતાં ગોપીચંદની ગુફા આવે છે. તે જોવા લાયક છે.

અચળગઢ—અચળેશ્વરનાં દર્શન કર્યા પછી અચળગઢ જોવા જવાય છે. અચળગઢની ચારે બાજુ પહાડનો કોટ છે. પેશ્વાનો દરવાજો પથ્થરનો બંધાવેલો છે. પાસે હનુમાન ચોકી છે. અંદરના તળાવને કર્પુરસાગર કહે છે. અહિંથી ઉપર ચઢતાં બીજો દરવાજો આવે છે તેમાં ધર્મશાળા છે ત્યાં ભંડારી રહે છે. તે અચળગઢના જૈન મંદિરોનો હિસાબ રાખે છે. અચળગઢમાં કુંભારાણાની રાણીનું બંધાવેલું જૈન મંદીર છે. તેમાં ચોમુખજીની પાંચધાતુની મૂર્તિ છે. તે વજનમાં ૧૪૪૪ મણ છે એમ કહે છે. બીજાં પાર્શ્વનાથ તથા નેમિનાથનાં દેરાસર છે. અહિંથી થોડે દૂર બે કુંડ છે તેને શ્રાવણ ભાદરવાના કુંડ કહે છે. અહીં ભતૃહરીની ગુફા પણ છે.

**નખીતલાવ**—આબુ ઉપર આબુના બજારની પાછળ એક ઉત્તમ તળાવ છે તેને નખી તળાવ કહે છે તે તળાવ ૦॥ માઇલ લાંબું છે તેમાં હંમેશાં ઝરણાનું પાણી આવ્યાં કરે છે. પાણી વધારે થતાં ઝરણાનું પાણી આવતું બંધ કરવા માટે એક બાંધ બનાવેલો છે. આ તળાવની પૂર્વ

તરફ પાણી બહુ ઉંડું નથી પણ બીજા ભાગમાં પાણી ઘણું ઉંડું છે તે ૨૦ થી ૩૦ ફુટ ઉંડું છે. પણ વચ્ચે તો ૧૦૦ ફીટ ઉંડું છે એમ કહે છે. દેવતાઓએ મહિષાસુરના ભયથી નાસીને સંતાઈ રહેવા માટે પોતાના નખવડે ખોદીને આ તળાવ બનાવેલું હોવાથી તેનું નામ નખીતળાવ કહેવાય છે.

આ તળાવની આજુ બાજુ ઘણા રાજાઓ અને ઓફીસરોના બંગલાઓ છે. તળાવની આસપાસ દુલેશ્વર મહાદેવ, રઘુનાથજીનું મંદિર, ચંપાગુફા, રામકુંડ, રામગુફા, કપીલાતિર્થ અને કપાળેશ્વર મહાદેવનું મંદિર એ સર્વ જોવા અને દર્શન કરવા યોગ્ય છે.

**કૃષ્ણ તિર્થ**—અનાદ્રાને રસ્તે ચારેક માઇલ ઉપર આમ પાણી અથવા કૃષ્ણતિર્થ નામનું એક તિર્થ છે. અહિં કોટિધ્વજ નામના મહાદેવનું શિવાલય છે ત્યાં શ્રાવણ સુદ ૧૫ ના રોજ મેળો ભરાય છે, આ મહાદેવ જવાને માટે ગીચ ઝાડીમાં થઈ જવું પડે છે.

નખીતળાવની દક્ષિણે રામકુંડ છે, ઉત્તરે અંબાજી, રેસીડેન્સીના બંગલા, અચળગઢનું શિખર, નગરાતળાવ વિગેરે છે. આબુ પર્વત હવા ખાવાનું સ્થાન છે. રજપુતાનાના ગવર્નર જનરલના એજંટનો મુકામ આ પહાડ ઉપરજ છે જેથી જેપુર, ભરતપુર વિગેરે રાજ્યોના બંગલાઓ પણ આ પહાડ ઉપર છે. રજવાડાઓના વકીલો [એલચીઓ] પણ અહિં તેમને માટે બંધાવેલા બંગલાઓમાં રહે છે. જેપુરના રાજાનો બંગલો ઘણો ઉત્તમ છે. યાત્રાળુઓ તો દેલવાડામાં જ ઉતરી શકે છે. ઉનાળામાં પણ અહિં ઠંડી રહે છે આ પહાડ ઉપર ઝાડી ઘણી છે, અહિંના ખેતરોને ગુલાબ અને ચંબેલીની વાડ હોય છે. અહિં આંબાની ઝાડી ઘણી છે. કેરીઓ પણ ઘણી થાય છે. આ પહાડ ઉપર ઘણી જાતની વનસ્પતિ છે. અહિં બજાર પણ છે. અહિંનું પાણી ભારે છે પહાડના છેડા ઉપર ધી સનસેટ પોઇંટ છે. કે જેને સૂર્યાસ્તનું બિંદુ કહે છે. ત્યાં એક પથ્થરની ખુરશી છે ત્યાંથી આથમતા સૂર્યનો દેખાવ ઉત્તમ જણાય છે.

**અર્બુદા દેવી**—આબુની એક ટેકરી ઉપર પહાડની ગુફામાં અર્બુદાદેવીનું મંદિર છે. તેમાં દેવીની મૂર્તિ ઉભી છે. આ મૂર્તિ જમીનથી અદ્ધર હોય તેમ જણાય છે. ગુફાની બહાર મહાદેવનું દેવાલય છે. દેવીની પુજા સાધુ લોકો કરે છે.

---

## પ્રકરણ ૬ ઠું.

# આરાસુર—અંબાજી.

આબુ જોઇ આવી પાછા ખરેડીમાં અવાય છે. ત્યાંથી અંબાજી જવાય છે. અંબાજી જે ગામમાં છે તે ગામનું નામ આરાસુર છે. ખરેડીનું

બીજું નામ આબુરોડનું સ્ટેશન છે. અહિં વીશીઓ ઘણી છે બજારની વચ્ચે કોટવાળની કચેરી છે. આ ગામ બનાસ નદી ઉપર છે. અહિંથી અંબાજી ૧૨ ગાઉ છે. અહિંથી અંબાજી જવા માટે ઘોડાં ભાડે મળે છે. ગાડી જઇ શકતી નથી. ઘણા જે અંબાજીની યાત્રા કરવા આવે છે તે રાત્રે ખરેડીમાં વીશીમાં સુઈ રહે છે અને સવારમાં વ્હેલા ઉઠી અંબાજી જવા ઉપડે છે ખરેડીથી ઘોડાં ભાડે મળે છે તે દરેક ઘોડાના રૂ. ૧ થી ૧–૮ સુધી ભાડુ લે છે. સામાન પણ તેની ઉપરજ લાદવામાં આવે છે.

ખરેડીથી અડઘો ગાઉ ગયા પછી સિરોહી સ્ટેટનું નાકુ આવે છે ત્યાં યાત્રાળુઓ પાસેથી માથા દીઠ ૦–૩–૬ નો કર લેવાય છે. પછી આગળ જતાં નદી ઉતરવી પડે છે. આ રસ્તે એકની એક નદી બત્રીસવાર ઉતરવી પડે છે. નદીમાં પાણી થોડું રહે છે જેથી રહેલથી ઉતરી શકાય છે. ઘોડાં પણ ઘણાં હલકાં હોય છે. ભાડે લીધેલું ઘોડુ આપણને આપે છે તેને સંભાળનાર અંબાજીમાંથી સંભાળી લે છે. ૭ ગાઉ ઉપર સુરપગલાં આવે છે ત્યાં સુધીનો રસ્તો સારો છે. સુરપગલાંથી આગળનો રસ્તો ૭ ગાઉ સુધી ખાડા ટેકરાવાળો છે.

જ્યારે માતા ત્રણ ગાઉ રહે છે ત્યારે દાંતાના રાણાની હદ શરૂ થાય છે. સવારના નીકળેલા માણુસો બાર બે વાગે અંબાજી પહોંચી જાય છે. અંદર ગામમાં જતાં દરવાજો છે, ત્યાં આગળ અંદર દાખલ થવા માટે દાંતાના દરબાર તરફથી માથા દીઠ સવા રૂપિઓ કરનો લેવાય છે. તે આપી પછી અંદર દાખલ થવાય છે. માતાજીના મંદીર આગળ કેટલાંક મકાનો તથા ધર્મશાળાઓ છે તથા મંદીરની આગળ દરવાજો છે. તે દરવાજાની બહાર પાસેજ મોદીની દુકાનો છે. અહિં જુદા જુદી નાતોવાળા યાત્રાળુઓની ધર્મશાળાઓ છે તે હમેશાં ખુલીજ રહે છે. કોઇપણ માણુસને પોતાની ધર્મશાળાને દરબાર તરફથી તાળુ વાસવા દેતા નથી એટલે ગમે તે માણુસ ગમે તે ધર્મશાળામાં ઉતરી શકે છે.

**મંદીર**—અહિંના પહાડી લોકોને ભાઉડાં કહે છે. તે લોકો કામકાજ કરે છે. વાસણ પણ અહીંથી મળી શકે છે. માતાજીનું મંદીર કાંઇ બહુ મોટું નથી. આગળ મંડપ મોટો છે. મંદિર બેઠા ઘાટનું છે. અંદરના ખંડમાં માતાજીનો ગોખ છે. અહિં માતાની મૂર્તિ નથી પણ માત્ર ગોખમાં એવી રીતે વસ્ત્રાલંકારો અને મુખવટો પહેરાવવામાં આવે છે કે દર્શન કરનારને સવાર, બપોર અને સાંજે જુદી જુદી જાતનાં દર્શન થાય છે અને જાણે વાઘ ઉપર બેઠેલાં હોય તેવાં દર્શન થાય છે, પાસે બે ઘીના અખંડ દીવા બળે છે.

માતાજીનાં દર્શન સવારે અંદરનું બારણું ઉઘાડતાં થાય છે તથા આરતી વખતે થાય છે. બ્રાહ્મણો અંદર જઇ માતાજીની પુંજા કરી શકે છે. સાંજે પણ આરતી વખતે અંદર જઇ દર્શન કરી શકાય છે. બાકીના

વખતે મંદીરના અંદરના ખંડને જાળીવાળાં રૂપાનાં પતરાં મઢેલાં બારણાં વાસે છે. તો પણ બહાર રહી આખો દિવસ દર્શન થઇ શકે છે. મંદીરના આગલા ભાગ ઉપર ધાબુ છે. તેના ઉપર ત્રણ ત્રિશુળ છે તેમાંના એક ત્રિશુળનું પાંખું સ્હેજ વાંકું છે. માતાના પુજારીને ભટજી કહે છે. માતાની ઉપજ દાંતાના રાણાની છે, પણ રાણાને ઉચક રકમ આપવાની ઠરાવી ભટજી પુંજા કરે છે. સંઘ હોય છે તે વખતે મંદીરની અંદર સંઘવીનો પુંજા કરવાનો હક છે. પણ ઉપજ રાંણાની ગણાય છે.

આ માતાજીના મંદિરની પાછળની બાજુએ થોડે દૂર માનસરોવર છે, દેરાની સામી બાજુએ ચાચરનો ચોક છે. અને બહાર પથ્થરની વાવ છે. માતાજીને ચાચરના ચોકવાળી કહે છે. આ ચાચરના ચોકમાં હોમ હવન કરવામાં આવે છે. આ ગામમાં ભાઉડાંનાં ઝુંપડાં છે. અને ઘણે ભાગે એ લોકોની જ વસ્તી છે. માતાજીમાં તેલ વપરાતું નથી. તેલનો દીવો થાય નહિ તેમ ખાવામાં કે માથે ઘાલવામાં પણ તેલ વપરાતું નથી પણ બધામાં ઘી વપરાય છે. મશાલમાં પણ ઘીજ બાળવામાં આવે છે.

માતાજીની પાસે એક ચાચર છે તેમાં હોમવાનું ઘી નંખાય છે. હવન વખતે ચાચરમાં ઘણા યાત્રાળુઓ ઘી હોમે છે. પણ ઘણીવાર તો આ ઘી ભાઉડાઓ લઈ જાય છે. ઘી હોમવા માટે યાત્રાળુ તપેલીમાં ઘી લઇને આવતો હોય તો તે પણ ભાઉડાં તેના હાથમાંથી ખુંચાવીને લઇ જઈ ઘી કાઢી લઇ તપેલી પાછી આપે છે. આ પ્રમાણે કરવા માટે તેમને કોઇથી મના કરી શકાતી નથી કારણકે ઘી લુંટવાનો ભાઉડાંને માતાજીનો હુકમ જ છે એમ કહેવાય છે.

માતાજી દિવસમાં ત્રણરૂપ લે છે એમ કહેવાય છે. અહિં માતાજીનો ચમત્કાર ઘણો હાજરાહજુર છે. કોઇ પણ પુરુષથી કોઈ પણ સ્ત્રીની મશ્કરી થઈ શકતી નથી. વ્યભિચાર તો શું પણ સ્ત્રી પુરુષે પણ પરસ્પર કામ ભાવનાથી રહિત રહેવું પડે છે, અને બ્રહ્મચર્ય પાળવું પડે છે. જો તેવું કાંઇ અનીતિનું કાર્ય થાય છે તો માતાજીનું ત્રિશુળ હાલે છે. અને તે અનીતિ કરનાર ઘણે ભાગે તો માતાનું થતાં મરણ પામે છે. આવા ઘણા દાખલા બની ગયા છે તેથી યાત્રાળુઓ અહિં પવિત્ર પણે રહે છે.

રજસ્વળા સ્ત્રી હોય તો તેને પણ એક જગ્યાએ બેસી રહેવું પડે છે. માતાજીના મંદીરમાં આવી શકાતું નથી. અહિંચોરીનો ભય બિલકુલ નથી હોતો.

અહિં ભાદરવામાં મોટો સંઘ ભરાય છે ત્યારે ચાર પાંચ હજાર માણસો ભરાય છે. અહિં પાંચ રાત્રિ યાત્રાળુઓ રહે છે. મેળાના વખતે પાંચ રાત્રિ અહિં ભવાઇ થાય છે. શ્રાવણમાં, કાર્તકમાં અને ચૈત્રી પૂર્ણિમા વખતે પણ અહિં સંઘ ભરાય છે. તે વખતે પણ ભવાઈ થાય છે.

ચાચરની નજીક એક ઓરડી છે તેને ખુણે તેલ ચોપડેલું છે. એક ત્રિશુળ ને સિંદુરથી રંગેલો ધોકો પડેલો છે તે ભેરવનો છે એમ કહે છે. અહિં તેલનો અખંડ દીવો બળે છે. આ ઓરડીએ તાળુ વાસેલું છે. ભટજીની રજાથી અંદર દર્શન કરવા જવાય છે. અહિં માતાનો ભંડાર છે અને ભેરવની ચોકી છે એમ કહે છે. આ ઓરડીમાં જઈ માતાનો પ્રસાદ લેવામાં આવે છે.

મંદીરની બહાર આવેલી વાવની પાછળ માતાજીનો બાગ છે તેમાં કેટલાંક ફુલ ઝાડ છે. માતાજીના યાત્રાળુઓ હંમેશાં ઘીનું મિષ્ટાન્ન જમે છે. બ્રાહ્મણો ઘણા જમાડવામાં આવે છે. અહિં ભવાઇ થાય છે તેમાં ઘણું બિભત્સ બોલવામાં આવે છે. માતાજીના મંદિરના ચોકમાંજ ભવાઈ થાય અને ત્યાં સ્ત્રીઓ પણ જોવામાં હોય છતાં પણ ભવાઇમાં બિભત્સ ભજનો બોલાય, બિભત્સ ચેષ્ટાઓ થાય, અને સર્વ સ્ત્રીઓ તે સાંભળે એ યોગ્ય નથી. માતાજીની રૂબરૂ આવું બિભત્સ—ઉઘાડું અસભ્ય—કે જે આપણે સ્ત્રીઓ સમક્ષ ઘેર બોલી શકીએ નહિ તેવું આ ભવાઇમાં બોલાય તે ઠીક નથી લાગતું.

**કોટેશ્વર મહાદેવ**—માતાજીના મંદિરથી દોઢેક ગાઉ ઉપર કોટેશ્વર મહાદેવનું દેવાલય છે. ત્યાં પહાડમાંથી સરસ્વતી નદી ગોમુખમાં થઇ એક કુંડમાં પડે છે તે કુંડમાંથી પછી આગળ વ્હે છે. અહિં સ્નાન કરી મહાદેવજીનાં દર્શન અને સેવા પુંજા થઇ શકે છે. અહિં પહેલાં તો એક ગુફામાં તપસ્વી સાધુ રહેતા હતા. સ્થળ રળીઆમણું લાગે છે.

**કુંભારીયાનાં જૈન દેવળો**—કોટેશ્વરથી આવતાં માતાજીથી અડધા ગાઉ દૂર કુંભારીઆ નામનું એક નાનું ગામ છે ત્યાં વીમળશાનાં બંધાવેલાં જૈન દેરાં છે. એવું કહેવાય છે કે વિમળશાહ માતાજીનો પરમભક્ત હતો. તેના ઉપર માતાજી પ્રસન્ન થયાં ત્યારે તેણે દેરાં બંધાવાનું માગી લીધું. પછી માતાજીના પ્રતાપે ૩૬૦ દેરાં તેણે બંધાવ્યાં. પછી બીજે દિવસે કોઇએ તેને પૂછ્યું કે આ દેરાં શી રીતે બંધાવ્યાં ત્યારે તેણે કહ્યું કે ગુરૂના પ્રતાપે આથી માતાજી ગુસ્સે થવાથી તેનાં દેરાં બળી ગયાં. જ્યારે તેણે માતાજીનું સ્મરણ કરી કહ્યું કે માજી આપના પ્રતાપથી આ દેરાં બંધાયાં છે, ત્યારે માત્ર પાંચ દેરાં બચી ગયાં ને ૩૫૫ દેરાં બળી ગયાં. તે આ દેરાં છે. દેરાંની કારીગરી ઉત્તમ છે. પછી વિમળશાહને માતાજીએ આબુ ઉપર દેરાસર બાંધવાનું જણાવ્યું જેથી તેણે ફરી આબુ ઉપર દેરૂં બાંધ્યું છે. આબુના દેરાસર કરતાં આ દેવળો કાંઇક ઉતરતાં છે તો પણ કોતરણી કામ ઘણું ઉત્તમ જણાય છે. આ દેરાં જોઈ યાત્રાળુઓ પાછા મુકામે આવે છે.

**ગબ્બર**—માતાજીના મંદીરથી ત્રણેક માઇલ ઉપર ગબ્બર કરીને એક ફાટેલો પહાડ છે. તેમાંથી માતાજી પ્રકટ થયાં છે એમ કહેવાય છે.

આ પહાડ ઉપર ઘણા ભાવિક યાત્રાળુઓ ચઢે છે. ચઢાવ અઘરો છે તેથી કહેવાય છે કે ' જે જાય ગબ્બર તે થાય જબ્બર. ' પહાડ ઉપર ચઢતાં રસ્તામાં એક મોટી શીલામાં માતાનું સ્થાપન છે. ત્યાં પહેલાં માતાજી રહેતાં હતાં એમ કહેવાય છે. તે પહાડમાં હજુ પણ માતાજી હીંચકા ખાય છે તે સંભળાય છે એમ માની ઘણા તે પહાડના પથ્થર પાસે એક ચીરાડમાં કાન રાખી હીંચકા સાંભળવાનો પ્રયત્ન કરે છે. પણ આ વાત માનવા જેવી નથી. એવું કહેવાય છે કે અહિં એક ગોવાળીઓ રોજ ગાયો ચારવા આવતો હતો તેમાં એક ગાય ચરવા આવતી. તે ગાય કોની છે તેની ગોવાળીઆને ખબર ન હોવાથી તે એક દિવસે ચરાઇ લેવા માટે તે ગાયની પાછળ પાછળ ગયો. તે ગાય આ પહાડની એક બખોલમાં થઇ અંદર પેઠી, ગોવાળ પણ અંદર ગયો તો માતાજી હિંચકે બેઠેલાં જોયાં. તેણે માતાજી પાસે ગાયની ચરાઇ માગી તેથી તેમણે સુપડુ ભરીને જવ આપ્યા. તે લેઇ ગોવાળીઓ ચાલ્યો ગયો, પણ આટલા બધા દિવસ ગાય ચારી અને માત્ર એક સુપડુ જવ જ આપ્યા તેથી ગોવાળીઆને ઘણો ખેદ થયો અને જતાં જતાં તે જવ પોતાના લુઘડાના છેડેથી રસ્તામાં નાંખી દીધા. તે ઘેર ગયો અને થોડીવારે પેલુ લુઘડું જોયું તો કેટલાક જવ ચોટી રહેલા જોયા તે સોનાના દીકા તેથી તેને લાગ્યું કે નક્કી આતો માતાજીની ગાય હતી. તેમણે મને જવ આપ્યા પણ તે સોનાના હતા મેં ભૂલ કરી તેથી નાંખી દીધા. ફરી પાછો ગયો તો જ્યાં જવ નાંખેલા હતા તે જણાયા નહિ પણ ત્યાં જવારા ઉગેલા દીઠા અને અંદર માતાજીના પહાડમાં જવાનો રસ્તો ફરી તેને જણાયો નહિ. તેમ પેલી ગાય પણ ફરી ચરવા આવેલી જોઈ નહિ.

આ માતાજીને રહેવાનો પહાડ છે. એમ માની યાત્રાળુઓ આ વિકટ પહાડ ઉપર ચઢે છે. છેક શિખર ઉપર માત્ર માતાજીની પ્રતિમાનો પથ્થર છે તેનાં દર્શન કરવામાં આવે છે તથા એક બાજુ નાનો સરખો પારસ પીંપળો છે તે ઘણા વખતથી એવો છે એમ કહેવાય છે. પીંપળો શિખરની પાસ ઉપર છે. અહિં દર્શન કરી યાત્રાળુઓ નીચે ઉતરી પડે છે. અહીં વાઘનો ભય કહેવાય છે પણ કોઇને હજુ સુધી નુકશાન થયેલું જણાયું નથી રાત પડતા પહેલાં તો યાત્રાળુઓ નીચે આવી જાય છે.

માતાજીના મંદીરવાળા ગામને આરાસુર કહે છે. અહિંનાં ભાઉડાં વાઘને કુતરો કહે છે. તેનાથી વાઘ બ્હીવે છે પણ તેઓ વાઘથી બ્હીતા નથી. યાત્રા કર્યા પછી ભટજી પાસે ભયો કરાવા ઘણા જાય છે. તે કુંકુનો ચાંલો કરી ખભે હાથનો થાપો મારે છે અને તેમની પાસે ભટજી સારા પૈસા લે છે. જેવો માચુમ તેવી વાત, માતાજીની ઉપજ દાંતાના રાણાજી લે છે. વહીવટ તેમના તરફથી થાય છે. અહિં તેમના તરફથી એક થાણુ-દાર રહે છે. તે તલાટીના જેવું કામકાજ કરે છે.

અંબાજીની યાત્રા કરી પાંચ રાત્રિ પછી યાત્રાળુઓ પાછા ખરેડી આવે છે.

**શિરોહી**—ખરેડીથી ઉત્તરે ૨૮ માઇલ શિરોહી આવેલું છે તે જોવા માટે પગ રસ્તે જવાય છે. શિરોહીના રાજા દિલ્લીના રાજા પૃથ્વીરાજના વંશધર ચોહાણુ રજપુત છે. શિરોહીના મહારાવે સને ૧૮૫૭ ના બળવામાં અંગ્રેજ સરકારને મદદ કરી હતી તેથી, સરકારે તેમની અડધી ખંડણી માફ કરી છે. હાલ અંગરેજ સરકારને મહારાજ રૂ ૬૮૮૦ કરના આપે છે. શિરોહીમાં મહારાવનો મહેલ, દવાખાનુ, જેલ, જોવા લાયક છે ત્યાં સિદ્ધપુરના રૂદ્રમાળામાંથી આણેલા રૂદ્રેશ્વરના લિંગને શરણેશ્વર નામ બદલીને સ્થાપન કરેલા છે. શરણેશ્વર મહાદેવનું મંદિર ઉત્તમ છે. અહીનાં તલવાર, ભાલા, બરછી, છરી વિગેરે વખણાય છે. શિરોહિમાં કુવામાં ખારૂ પાણી છે. અહિંની પાહાડીઓમાં વાઘ પણ ઘણા છે. અહિં ઘઉં અને જવ પાકે છે. અહિંના મહારાવે અંગ્રેજ સરકારને આબુ પહાડ ઉપર બંગલા બાંધવાની જગ્યા આપેલી છે. તેમાં સરકારે બંગલા બાંધેલા છે.

સિરોહી જોઇ પાછા આબુરોડ આવી આગળ યાત્રા જવાય છે.

---

## પ્રકરણ ૭ મું.

## આબુરોડથી મારવાડ જંકશન.

આબુ અને અંબાજીની યાત્રા કરી પાછા આબુરોડ સ્ટેશનેથી રેલ્વે ગાડીમાં બેસી મારવાડ જંકશન થઇ અજમેર જવાય છે. આબુરોડથી અજમેર ૧૯૦ માઇલ થાય છે. આબુરોડથી મારવાડ જંકશન ૧૦૬ માઇલ છેટું છે. અને આબુથી મારવાડ જંકશન સુધીનું ભાડુ ૧–૧૦–૦ છે.

આબુરોડથી અજમેર તરફ જતાં બપોરે ૧–૪૬ મેલ ઉપડે છે. અને ૮–૪૦ ફાસ્ટ પેસન્જર ઉપડે છે. મેલ વચ્ચે નાના, મોરીબારા, એરીનપુરારોડ, અને જવાલી ઉભી રહે છે. ફાસ્ટ પાસન્જર ઉપરનાં સ્ટેશનો ઉપરાંત પીન્ડવારા સ્ટેશને ઉભી રહે છે. બીજી પેસંજર ક. ૧૨–૪૦ રાત્રે જાય છે. તેમ સવારમાં ક. ૫–૩૦ જાય છે. તે બધાં સ્ટેશને ઉભી રહે છે આ ટાઇમો ઘણી વખતે બદલાય છે.

આબુથી જતાં વચ્ચે કીવરલી, ભોમનીઆ, રોહીરા, બનાસ, પીન્ડવારા, કેશવગંજ, નાના, મોરીબારા, એરીનપુરા રોડ, સન્ડેરાવ, ફઇના, રાણી, જવાલ, સોમેસર, બીનવાલા, અનવા એ સ્ટેશનો આવે છે પછી મારવાડ જંકશન આવે છે. મારવાડ જંકશનથી એક ગાડી લુણી જંકશન તરફ જાય છે તે જોધપુર બીકાનેર રેલ્વે કહેવાય છે.

લુણીથી એક ગાડી જોધપુર થઇ ભટીન્ડા તરફ પંઝાબમાં જાય છે અને બીજી ગાડી બલોત્રા, ખોખ્રા પર થઇ સિંધમાં કરાંચી તરફ જાય છે લુણી જંકશનથી જોધપુર, માર્ટીરોડ જંકશન થઈ બીકાનેર થઇ ભટીંડા તરફ એક ટ્રેન જાય છે. તે જોધપુર બીકાનેર રેલ્વે છે.

# ભાગ ૨ જો–સિંધ.

# મારવાડ જંકશન થઇ સિંધ.

## પ્રકરણ ૮ મું.

## હૈદ્રાબાદ, કોટડી, કરાંચી, કીમારી, હીંગળાજ, ઠઠ્ઠા, લારખાના, શીકારપુર, જેકોબાબાદ, કવેટા, સક્કર, રોહરી, ખેરપુર.

## હૈદ્રાબાદ.

મારવાડજંકશનથી સિંધ જવાય છે. આ જોધપુર બિકાનેર રેલ્વે કહેવાય છે. મારવાડ જંકશનથી આ લાઇનમાં લુણીજંકશન જવું. મારવાડજંકશનથી લુણી જંકશન સુધીનું ભાડું ૦–૧૨–૦ છે. લુણી જંકશનથી હૈદ્રાબાદ જવાય છે. લુણીથી હૈદ્રાબાદનું ભાડુ ૪–૧૧–૦ છે. અને ૩૦૯ માઇલ છેટું છે. લુણીથી આગળ સતલાણા, ડુડીયા, બલોત્રા, બૈટુ, ઉતરલઈ, બારમર, ગદરરોડ. જૈસીંગદર, ખોખરાપર, ચોર, જમરાઉ થઇ મીરપુરખાસ ટ્રેન જાય છે.

મીરપુરખાસ જંકશન છે ત્યાંથી ૧ ટ્રેન ખડરો જાય છે. મીરપુર–ખાસથી ટન્ડોજામ પછી હૈદ્રાબાદનું સ્ટેશન આવે છે. જીંદૂ બંદરથી ૩૧ માઇલ હૈદ્રાબાદ જીલ્લાનું સ્થળ છે. પહેલાં તે સિંધદેશની રાજધાનીનું શહેર હતું. અઠાવન હજાર માણસની ત્યાં વસ્તી છે. અહીં કચેરીઓ, જેલ, દવાખાનું, ગાંડાનું દવાખાનું અને નિશાળો જોવા લાયક છે. શહેરમાં સિન્ધુ નદીનું પાણી નળદ્વારા અપાય છે, હૈદ્રાબાદનો કિલ્લો પડી ગયા જેવો છે. કિલ્લા અને શહેરની વચ્ચે ખાઇ છે, જેના ઉપર પુલ છે. કિલ્લામાં મીર નાસીરખાંનો મહેલ છે. જેમાં સિંધનો કમીશનર ઘણીવાર રહે છે.

અહીં રેશમ, ચાંદી સોનાનું કામ, માટીનાં વાસણ, તલવાર, બંદુક, સારાં બને છે. આસપાસ જંગલ છે. અહીં હૈદ્રાબાદ વસાવનાર, ગુલામ શાહ કલ્હોરાનો જુનો મકબરો છે.

**અમરકોટ**—સિંધહૈદ્રાબાદથી ૯૦ માઇલ ઉપર આ ગામ છે. ગામ પાસે એક નહેર છે. બાબર જ્યારે અફગાનીસ્થાન નાસી જતો હતો ત્યારે અહીં અકબરનો જન્મ થયો હતો. થર અને પારકર જીલ્લાનું અમરકોટ સદરસ્થાન છે.

## કોટડી.

**કોટડી**—હઇદરાબાદથી કોટડી ૬ માઇલ થાય છે ભાડુ ૦–૧–૬ છે. કોટડી અને હૈદ્રાબાદ વચ્ચે સિન્ધુનદી સાગર માફક વહે છે. હૈદ્રાબાદથી પ્રથમ જીંદુબંદર આવે છે. કોટડી જંકશન છે ત્યાંથી કરાંચીથી લારખાના, શિકારપુર થઇ એક ટ્રેન કવેટા જાય છે અને બીજી ટ્રેન રોહરી થઈ મુલતાન થઈ પંઝાબ જાય છે. કોટડીનું રેલ્વે સ્ટેશન સિન્ધુ નદીના જમણા કિનારે છે. તેની સામે જીંદું બંદર છે. બંને વચ્ચે સિંધુ નદીમાં આગબોટ ચાલે છે. અહિં બે સ્ટેશન છે એક બંદર ઉપર અને બીજું ગામ પાસે છે. અહિં બંદર ઉપર સ્ટીમર અને વહાણોની ભીડ રહે છે.

## કરાંચી.

કોટડી સ્ટેશનથી ૧૦૭ માઇલ કરાંચી છે. તેનું ભાડું ૧–૧૦–૯ છે. વચ્ચે ઝીમપીર અને જંગશાહી, એ મોટાં સ્ટેશનો છે. મલીર, ડ્રીગરોડ અને કરાંચી કેમ્પ મૂકી કરાંચી સીટીનું સ્ટેશન આવે છે. મુંબાઇથી આગબોટમાં પણ કરાંચી અવાય છે. આગબોટનું ભાડું મુંબાઇથી ત્રણ રૂપીઆ છે. મેલનું ૫ રૂપિઆ છે. ત્યાંથી સિન્ધુ નદી દસેક માઇલ દૂર છે. કરાંચી બંદર છે. ત્યાં દેશાવરથી ઘણી આગબોટો આવે છે. કરાંચીમાં એક લાખ છ હજાર માણસની વસ્તી છે. તેમાં મુસલમાન અને હિન્દુ બંનેની લગભગ બરોબર વસ્તી છે.

કરાંચી કેમ્પમાં યુરોપીઅન લશ્કર રહે છે. સિન્ધના કમિશ્નરનો બંગલો કોડીની પાછળ ૧૫૦ ફીટ ઉંચો છે. જેની પશ્ચિમે તોપખાનું છે. કરાંચીમાં હુન્નર ઉદ્યોગની કૉલેજ છે. પાસે બાગ છે તેમાં મ્યુઝીયમ છે. વિકટોરીયા બજાર જોવા લાયક છે. આ બાગથી ૧ માઇલ ઉપર સરકારી બાગ છે જ્યાં બેન્ડ વાજું વાગે છે, તેમાં જુદી જુદી જાતનાં ઘણાં જાનવરો પણ છે. અહિં મિશનનું ચર્ચ, હોસ્પીટલ, ગવર્નમેન્ટ હાઇસ્કૂલ, લાયબ્રેરી, કચેરી અને જેલ જોવા લાયક છે. સ્ટેશનથી થોડે દૂર જુડીશીયલ કમીશ્નર, જીલ્લા જડજ અને જીલ્લા માજીસ્ટ્રેટની ઓફીસ, બોલ્ટન બજાર, કસ્ટમ હાઉસ, યુરોપીઅન વેપારીઓની ઓફીસ તથા આગબોટ એજન્સી છે.

પહેલાં આ સ્થળે ગામ નહોતું. પણ કલાચી નામનું તાલપુરના તાબાનું એક કિલ્લાવાળું ગામ હતું તે ૧૮૪૨ માં તાલપુરના રાજા પાસેથી

અંગ્રેજોની પાસે આવ્યું ત્યાર પછી મોટું શહેર બન્યું છે. અહિં નળદ્વારા પાણી અપાય છે. અહીં દર વર્ષે માત્ર ૭ ઈંચ વરસાદ થાય છે.

કરાંચીથી ત્રણેક ગાઉ ઉપર ખજુરીની ઝાડીમાંથી ગરમ પાણીનાં ઝરણાં વહે છે. જે જોવા ઘણા જાય છે.

**કીમારી**—કરાંચી કેમ્પથી ૪ માઈલ ઉપર આ બંદર છે કરાંચીથી અહિં સુધી ટ્રામવે છે. અહિં મોટામાં મોટી આગબોટ આવી શકે છે. તેમ રહી શકે છે. બંદરના રક્ષણ માટે ૩ કિલ્લા છે જેમાં બંદર પાસેનો કિલ્લો મોટો છે. અહિં લાઈટ હાઉસ ઉપર ૧૨૦ ફીટ ઉંચાઇએ રોશની થાય છે. જે ૧૭ માઇલ દૂરથી જણાય છે.

**વેપાર**—કરાંચીમાં રૂ, સુતર, કપડાં, કાચું ઉન, ગરમ કપડાં, કોલસા, દારૂ, ધાતુ, દીવાસળી, ચીની વાસણ, મસાલા, તંબાકુ, રંગ, રૂલ, કાગળ, શીસાની વસ્તુઓ, ચામડાં, દવા, લશ્કરનો સામાન, હથિયાર, વિગેરે ચીજો દેશાવરથી આવ્યા બાદ બીજા દેશોમાં મોકલવામાં આવે છે. કરાંચી કેમ્પથી કરાંચી શહેર ૨ માઇલ છે. સિન્ધદેશનું સદર સ્થાન કરાંચી છે. કરાંચી એ મોટું બંદર ગણાય છે. આ જીલ્લામાં સિન્ધુ નદી આવેલી છે જે અરબીસમુદ્રને મળે છે.

## હિંગળાજ માતા.

કરાંચીથી પારસની ખાડી સુધી જતાં મેકરાન જીલ્લામાં, બલુચિસ્તાનની દક્ષિણે હિંગળાજમાતાનું સ્થાન છે. કરાંચીથી પગ રસ્તે હિંગળાજ જવાય છે. રસ્તો વિકટ છે. જતાં સાતમા મુકામે ચન્દ્રકુળ અને ૧૩ મા મુકામે હિંગળાજ પહોંચાય છે. કરાંચીથી અન્ન વિગેરે વસ્તુઓ ઉંટ ઉપર લાદી, ઉંટ ઉપર બેસી ત્યાં જવાય છે. હિંગળાજની ગુફામાં હિંગળાજ દેવીનું સ્થાન છે. જ્યાં અખંડ દીવો બળે છે. અહિં એક બે પુંજારી રહે છે. **મહાત્મ્ય**—શ્રી બ્રહ્મવૈવર્ત પુરાણમાં કૃષ્ણ જન્મખંડ ૭૬ મા અધ્યાયમાં કહ્યું છે કેઃ આસો સુદ ૮ ના રોજ હિંગળાજ તિર્થમાં શ્રી દુર્ગાજીનાં દર્શન કરવાથી ફરી જન્મ થતો નથી. આ યાત્રાનું સ્થાન ગણાય છે. ઘણા ગોસાઈ અને અતીતો અહિં યાત્રા માટે આવે છે. હિંગળાજથી ૭ ગાઉ ઉપર અલીલકુન્ડ નામનો એક સ્વાભાવિક કુવો છે જેમાં તરનાર મનુષ્ય કુદીને પાછો બહાર નીકળે છે. હિંગળાજ અને અલીલકુન્ડની વચ્ચે રામઝરોખા નામની એક પથ્થરની બેઠક છે. અહિં યાત્રા કરી પાછા કરાંચી આવી જ્યાં જવું હોય ત્યાં જવાય છે.

**ઠઠ્ઠા**—કરાંચીથી પાછા કોટડી આવવું ત્યાંથી પંઝાબ તરફ જવાય છે. કરાંચીથી કોટડી આવતાં જંગશાહી રેલ્વે સ્ટેશન આવે છે. ત્યાંથી ૧૩ માઇલ ઉપર સિન્ધુ નદીના જમણા કિનારા ઉપર ઠઠ્ઠા એ તાલુકાનું ગામ છે જેને નગરઠઠ્ઠા પણ કહે છે. મકલી પહાડોની તળેટીમાં આ

ગામ છે. અહીં પાસેની પહાડી ઉપર દીવાની ફોજદારી કચેરીઓ છે તથા ડીપોટી કલેકટરનો બંગલો છે. ઠઠ્ઠા પહેલાં મોટું શહેર હતું અહિં એક મોટી મસીદ જોવા લાયક છે.

## કોટરીથી રૂક થઇ શિકારપુર.

**લારખાના**—કોટડી જંકશનથી રોહરી જતાં રસ્તામાં પેટોરા, ઉનારપુર, બુડાપુર, ગોપાંગ, મંન્ઝડ, ખુમાન, સાન અને આમ્રીસ્ટેશન મૂકી લકી સ્ટેશન આવે છે. લકી ગામની પાસે પહાડીયોમાંથી ગરમ ઝરણો વહે છે તેને **ધારાતીર્થ** કહે છે. અહિંની પહાડીયોમાંથી સીસુ, સુરમો અને તાંબુ નીકળે છે. લકીથી બગરોરા સ્ટેશન મૂકી **સેહવન** સ્ટેશન આવે છે. અહિં સિકન્દરનો બનાવેલો મોટો કિલ્લો પડી ગયેલી દશામાં છે. અહિં **લાલશાહબાજ**નો મકબરો બહુજ પ્રસિદ્ધ છે. બીજો મીર્જાના-નીનો મકબરો છે. યાત્રાળુઓને લીધે અહિં ઘણા ફકીરોનું ગુજરાન નભે છે. આગળ કેટલાંક સ્ટેશનો મૂકી લારખાના આવે છે. અહીં ચામડાં, કપડાં અને ધાતુનો વેપાર ચાલે છે. અહિંનું બજાર સારૂ છે. આ શિકાર-પુર જીલ્લાનું ડીવીઝનનું મુખ્ય ગામ છે. આગળ જતાં રૂક જંકશન આવે છે. રૂક જંકશનથી રોહરી જવાય છે રોહરી અને રૂક સ્ટેશનો વચ્ચે સિન્ધુ નદી છે. નદી ઉપર મોટો પુલ બાંધી આ બંને લાઇનો જોડી દીધી છે. રૂકથી પંઝાબ જવા માટે રોહરી આવી ત્યાંથી પંઝાબ જવાય છે. કોટડીથી હૈદ્રાબાદ આવી ત્યાંથી ખેરપુર, રોહરી થઇ પંઝાબ જવાય છે.

**શિકારપુર**—રૂકથી જામરા સ્ટેશન મૂકી આગળ શિકારપુર આવે છે. રૂકથી શિકારપુર ૧૫ માઇલ થાય છે તેનું ભાડુ ૦–૨–૯ છે. શિકાર-પુર જીલ્લાનું મુખ્ય શહેર છે તેમાં ૪૨ હજાર માણસોની વસ્તી છે. અહીંથી જેકબાબાદ, બલુચીસ્તાન, કન્દહાર, બોલનઘાટી તરફ કાચી સડકો છે. ગામ નીચાણમાં છે. અહીં સિન્ધુ નદીની નહેરોની બે શાખાઓ આવેલી છે. અહીં ત્રણ મોટાં તળાવ છે. પ્રથમ સિન્ધના અમીરોના કબજાનું આ શહેર હતું તે ૧૮૨૪ માં અંગ્રેજ સરકાર પાસે આવ્યું. અહીં દર વર્ષે વરસાદ માત્ર ૫ ઇંચ જેટલો જ થાય છે. અહીં ગરમી ઘણી પડે છે નહેરોના પાણીથી ખેતી થાય છે. અહિં કેરી, લીમ્બુ, ખજુર ઉત્તમ થાય છે.

**જેકબાબાદ**—શિકારપુરથી ૨૬ માઇલ ઉપર આગળ જેકબા-બાદનું સ્ટેશન આવે છે. વચ્ચે સુલ્તાન કોટ, હુમાયુમ અને આબાદ સ્ટેશનો આવે છે. સિંધદેશના સિન્ધફ્રન્ટીઅર જીલ્લાનું આ મુખ્ય શહેર છે. અહીં ઘોડેસ્વારો અને પાયદલ લશ્કર રહે છે. આ શહેર જનરલ જેકબે વસાવી અહિં રેસીડેન્સી બનાવી છે. જેકાબાબાદથી એક લાઇન કાશમીર તરફ જાય છે.

**ક્વેટા**—જેકોબાબાદથી આજ લાઇનમાં આગળ ક્વેટા જવાય છે. ક્વેટા જતાં રસ્તામાં કેટલાંક સ્ટેશનો મૂકી સીબીનું રેલ્વે જંક્શન આવે છે. ત્યાંથી આગળ ક્વેટા આવે છે. ક્વેટા બલુચિસ્તાનના અંગરેજી રાજ્યનું મુખ્ય શહેર છે. અહિંથી આગળ ગાડી ચમન સુધી જાય છે.

ત્યાંથી પાછા આવી રૂક જંકશનથી સિન્ધુ નદી ઓળંગી રોહરી અવાય છે.

**સક્કર**—રૂકથી રોહેરી જતાં આગળ ૩ માઇલ ઉપર સક્કરનું રેલ્વે સ્ટેશન આવે છે. સક્કર સિન્ધુ નદીના કિનારે છે. રોહરી અને સક્કર વચ્ચે લગભગ એક મોટો ભક્કર નામનો ટાપુ છે. જેના ઉપર કિલ્લો છે. રોહરીથી ભક્કર ટાપુ સુધી સિન્ધુ નદી ઉપર પુલ બાંધેલો છે તેને લેન્સડાઉન કહે છે. પુલની સડક ટાપુને ઓળંગી બીજા પુલ ઉપર થઇને સક્કર ગઇ છે. જેમાં મધ્યે રેલ્વે લાઇન અને બંને બાજુ ૪ા ફીટ પહોળો માણસને જવા આવવાનો રસ્તો છે. સક્કર શિકારપુર જીલ્લાના સબડીવીઝનનું સ્થાન છે. સક્કરમાં ૨ જુના મકબરા છે, ૧ મહમદ માસુમનો અને બીજો શેખ ખૈરૂદીનનો. અહીંથી રેશમ, દેશી કાપડ, રૂ, ઉન, અફીણ, સોડા, રંગ, પીતળનાં વાસણ, ધાતુ, દારૂ, અને બીજી કેટલીક વસ્તુઓ બીજા દેશમાં જાય છે. અહિંથી એકાદ માઈલ ઉપર જુનું શહેર હતું ત્યાં જુની મસ્જીદોનાં ખંડેરો છે.

**રોહરી**—સક્કરથી રોહરી અવાય છે. અહીં મુસલમાનોની ઘણી મસીદો અને દરગાહો છે. અહીંથી સામે સિન્ધુ નદીના ટાપુ ખ્વાજાખિજર્માં એક ફકીરની દરગા છે જેને હિન્દુ ને મુસલમાનો બંને માને છે, અહીં તેલ, ઘી, મીઠું, ચુનો ને મેવાનો વેપાર સારો ચાલે છે. તસરનું રેશમ, સોના ને ચાંદીના ઘરેણાં બને છે.

**ખેરપુર**—રોહરી સ્ટેશનથી સિન્ધ હૈદ્રાબાદ જતાં ખેરપુર સ્ટેશન આવે છે. હૈદ્રાબાદથી પણ ખેરપુર અવાય છે. રોહરી અને ખેરપુર વચ્ચે હેગમનજી નામનું એક સ્ટેશન છે. કોટરીથી પાછા હૈદ્રાબાદ આવી હૈદ્રાબાદથી જતાં રસ્તામાં શાહદાદપુર, નવાબશાહ, કોટલાલુ, ગમ્બટ, ટન્ડો—મરતીખાન વિગેરે સ્ટેશનો આવે છે. ખેરપુર દેશી રાજાની રાજધાનીનું નાનું શહેર છે. અહીં વધુ વસ્તી મુસલમાનોની છે. ઘણાં ખરાં મકાનો માટીનાં છે. બજાર વચ્ચે રાજમહેલ છે. શહેર બહાર મુસલમાની ફકીરોના મકબરા છે. અહીંથી તલ બીજા દેશોમાં જાય છે. ચાંદી સોનાનાં વાસણ ને તલ્વાર અહિં સારાં બને છે. સાત લાખ રૂપીઆની સ્ટેટને આવક છે. ઘણો ભાગ પહાડીયોનો છે. અહિં ઉંટ અને ખચ્ચર ઘણાં થાય છે.

ગળીને કપાસ સારો પાકે છે. રાજા તાલપુર કહેવાય છે તે પ્રધાન નામથી ઓળખાય છે, અને તે બલુચી મુસલમાન છે તેને ૧૫ તોપોનું માન છે.

## ખેરપુરથી પંઝાબ.

ખેરપુરથી જતાં રસ્તામાં નાનાં સ્ટેશનો ઘણાં આવે છે જેમાં ઘોટકી, સરહદ, રેતી, રહીમવરખાન, ટરીન્ડા, ખાનપુર, દેરાનવાબ, સામસતા, બહાવલપુર, લોધ્રાના, શેરશાહજંકશન, મુલ્તાન, ખનેવાલ, ચીચવટની, મોન્ટગોમરી, ચંગામંગા, રેવીન્ડ એ સ્ટેશનો મોટાં છે. તે પછી લાહોર અવાય છે. લાહોરથી પેશાવર જોઇ રાવલપીંડી થઈ શ્રીનગર કાસ્મીર જવાય છે. ઘણુંતો હૈદ્રાબાદ–સિંધથી પાછા મારવાડ જંકશન થઈ અજમેર આવે છે. પંઝાબની હકીકત હવે પછી આવશે.

# ભાગ ૩ જો—રજપુતાના—મારવાડ.

## પ્રકરણ ૯ મું.

## મારવાડ જંકશનથી જોધપુર બિકાનેર, જેસલમીર.

### જોધપુર.

મારવાડ જંકશનથી એક ટ્રેન લુણી જંકશન જાય છે. લુણીથી એક ટ્રેન સિંધમાં હૈદ્રાબાદ થઇ કરાંચી જાય છે અને બીજી ટ્રેન જોધપુર જાય છે. આ જોધપુર બિકાનેર રેલ્વે કહેવાય છે. જોધપુર જવા માટે મારવાડ જંકશને ઉતરી જોધપુર જતી ટ્રેનમાં બેસવું, મારવાડ જંકશનથી જોધપુર ૭૪ માઇલ છે. મારવાડ જંકશનથી ભાડુ રૂ. ૧-૦-૦ છે. વચ્ચે બોમાત્રા કૈરલા, રોહટ સ્ટેશન મૂકી લુણી જંકશન આવે છે. લુણીથી સાલવાસ સ્ટેશન મૂકી જોધપુરનું સ્ટેશન આવે છે. ફુલેરા જંકશનથી પણ મેરતારોડ થઇ જોધપુર અવાય છે.

જોધપુર એ રજપુતાનાના મારવાડ પ્રદેશની દેશી રાજ્યની રાજધાનીનું પ્રસીદ્ધ શહેર છે. ત્યાં બાસઠહજાર માણુસોની વસ્તી છે. શહેરની આજુ બાજુ કોટ છે જેને ૭ દરવાજા છે. શહેરનાં મકાનો ઉત્તમ છે. તળાવો પત્થરથી બાંધેલાં છે. એક જુના મહેલમાં દરબારસિંહની સ્કુલ છે. ઠાકોરના છોકરાઓ માટે ૧ સ્કુલ છે. ધાનમંડીમાં દેવમંદીર છે. શહેર અને મેદાનથી ૩૦૦ ફીટ ઉંચી પહાડી ઉપર કિલ્લો છે. તે કિલ્લામાં મહારાજાનો મહેલ છે. શહેરમાં પદ્મસાગર, રાણીસાગર, ગુલાબસાગર, બાઇજીનું તળાવ, સરદારસાગર, અખરાજીનું તળાવ છે. શહેરથી ૩ માઇલ

ઉપર એક તલાવ છે તેના કિનારે એક મહેલ છે. શહેરમાં નળ દ્વારા લોકોને પાણી અપાય છે.

શહેર બહાર રાયનો બાગ ઉત્તમ છે જ્યાં પાસે કચેરીઓ છે. રાજાને ૪૧।। લાખ રૂપિઆની આવક છે. રાજ્યમાં ઘણો ભાગ જંગલનો છે. પહાડીયો પણ ઘણી છે. અહિં વરસાદ હંમેશાં ઘણો થોડો થાય છે. ઉત્તર મકરાનાની ખાણમાંથી આરસપહાણના પથ્થર ઘણા નીકળે છે. કપુરીમાં મુલ્તાની માટી નીકળે છે. અહીં ઘઉં, જવ, બાજરી, જાર, મઠ થાય છે. અહીંના મારવાડીઓ બહારગામ મોટા મોટા વેપારીઓ છે. અહિં રેશમ, ચામડાની પેટીઓ, પાઘડી, પીતળના વાસણ, મીઠું. જોડા, કપાસ, ઉન, ચામડાં, દાડમ વિગેરેની પેદાશ છે. આરસના પથ્થર બહારગામ જાય છે. અહિંના રાજા રાઠોડ સૂર્યવંશી રજપુત છે. રાજાને ૧૯ તોપોનું માન છે.

**બીકાનેર**—જોધપુરથી મેરતારોડ જવું ત્યાં ઉતરી ત્યાં થઇ બિકાનેર રેલ્વેમાં જવાય છે, કુલેરા જંકશનથી પણ મેરતારોડ જંકશન થઇ બીકાનેર અવાય છે. જોધપુરથી બિકાનેર ૧૦૧ માઇલ થાય છે. તેનું ૨—૧૧—૦ ભાડુ છે. જોધપુરથી બિકાનેર જતાં પીપરોડ, ઉમેદ, ગોટન, મેરતારોડજંકશન, ખંજવાના, બડવાસી, અલાઇ, ભાખુ, નોખા, સુરપુરા, પલાણા થઇ બિકાનેર ગાડી જાય છે. બિકાનેરથી આજ ગાડી પંઝાબમાં ભટીંડા જંકશન જાય છે. બિકાનેર એ રજપુતાનાના દેશીરાજ્યની રાજ્યધાનીનું શહેર છે. જમીન પત્થરીઆ છે. આ કિલ્લાવાળું શેહેર છે. કોટને ૫ દરવાજા છે અને તેની આજુ બાજુ ખાઇ છે. અહિં સત્તાવન હજાર માણસોની વસ્તી છે. શહેરથી ૩૦૦ ગજ દૂર કિલ્લો છે તેમાં મહારાજાનો મહેલ છે. કિલ્લાની ચારે તરફની ખાઇ ૩૦ ફુટ પહોળી અને ૨૦ થી ૨૫ ફીટ ઉંડી છે. રાજા રાયસિંહે આ કિલ્લો બંધાવેલો છે.

મહારાજાનો મહેલ જુની ઢબનો પણ ઘણો સુંદર છે. શહેરમાં ૪૧ કુવા છે. શહેર બહારનો કુવો અર્કસાગર ઘણો ઉત્તમ છે. અહીં કુવામાં ૩૦૦ થી ૪૦૦ ફીટ ઉડાં પાણી છે. શહેરમાં હિંદુ દેવમંદિરો ઉપરાંત જૈનોનાં દેરાસરો અને મશીદો પણ છે. શહેરથી ૩ માઇલ ઉપર એક તળાવ છે. તળાવની ચારે બાજુ રાજાઓની સમાધિ મંદિરો છે. દેવીકુંડ ઉપર જ કુમારોની બાધા ઉતારવામાં આવે છે. ત્યાંથી થોડે દૂર એક મહેલ છે. અહીં રજપુત, બ્રાહ્મણો અને વાણીઆઓની વસ્તી વધારે છે. અઢાર લાખની રાજ્યને આવક છે. અહિંની પહાડીઓ ૫૦૦ ફીટ ઉંચી છે. દેવ ઉજડ જણાય છે. રાજ્યમાં કોઇ નદી નથી. શહેરથી ૨૦ માઇલ ઉપર એક મોટું તળાવ છે. ઉનાળામાં અહિં પાણીની તંગી પડે છે. રેત ઉડ્યાં કરે છે.

અહિં ચુનો ઘણો થાય છે. લાલ રેતાળ પથ્થરો નીકળે છે. અહિં સાજીખાર થાય છે. અહીંનાં પશુ ઘોડા, ભેંસો વિગેરે વખણાય છે. ઉનની પેદાશ થાય છે અહીંથી ઉન, સોડા સાજીખાર, ચામડાની મસકો, હાથી દાંતની ચુડીઓ બીજા દેશોમાં જાય છે.

## જેસલમીર.

જોધપુરથી ૧૪૦ માઇલ પગરસ્તે જેસલમીર જવું પડે છે તે એક દેશી રાજ્ય ી રાજધાનીનું શહેર છે. અહીંનાં મકાન પીળા પત્થરનાં છે. શહેરની પાસે એક પહાડી ઉપર કિલ્લો છે. ત્યાં મહારાજાનો મહેલ પીળા પત્થરનો બંધાવેલો છે. અહિંનો પ્રદેશ રેતાળ અને ઉજ્જડ છે. જમીન પત્થરીઆ છે. લોકો વરસાદનું પાણી પીવે છે. શહેરથી ૩૨ માઇલ ઉપર ૪૯૦ ફીટ ઉંડો કુવો છે. ગામના કુંડોમાં વર્સાદનું પાણી ભરી મૂકેલું કામ આવે છે. અહિં વરસાદ ઘણોજ ઓછો પડે છે. બાજરી, જાર, તલ પાકે છે. ઘઉં વિગેરે ઘણાં થોડાં થાય છે. ખેતી ઉંટોથી ઉંડી જમીન ખેડાવીને થાય છે.રાજ્યને દોઢેક લાખ રૂપિઆની આવક છે. ઘણી જગાએ ખારૂં પાણી છે. કુવા ૨૫૦ ફીટ ઉંડા હોય છે. લોકો ઉંટ, ઘેટાં બકરાંનાં ટોળેટોળાં પાળે છે. જવા આવવા માટે સવારીમાં ઉંટનો ઉપયોગ થાય છે. અહિંના રાજા યદુવંશી રજપૂત છે. રાજા રાવ જેસલે આ શહેર સને ૧૧૫૬ માં વસાવ્યું હતું. રાજાને ૧૫ તોપોનું માન છે.

બિકાનેરથી પંઝાબ જવા માટે અહીંથી ટ્રેન ભટીંડા જંકશન જાય છે. બિકાનેરથી એક બીજી ટ્રેન રતનગઢ તરફ જાય છે. રતનગઢથી પણ પંઝાબમાં જવાય છે.

---

## પ્રકરણ ૧૦ મું.

# મારવાડ જંકશનથી અજમેર.

---

## બીયાવર—અજમેર—ખ્વાજાપીરની દરગા.

મારવાડજંકશન મૂકી આજ લાઈનમાં અજમેર જવાય છે. મારવાડ જંકશનથી અજમેર ૬૭ માઇલ થાય છે મારવાડજંકશનથી અજમેર સુધીનું ભાડુ રૂા. ૧–૭–૦ છે. અજમેર જંકશન સ્ટેશન છે.

ઘણા યાત્રાળુઓ અમદાવાદથી બેસી વચ્ચે ન ઉતરતાં માત્ર અજમેર ઉતરે છે. અમદાવાદથી અજમેર ૨૯૫ માઇલ છે અને થર્ડક્લાસનું ભાડુ રૂ. ૪–૧૨–૦ છે. મારવાડજંકશનથી અજમેર આવતાં ધારેશ્વર,સોજતરોડ, ચંન્ડાવલ, ગુરીઆ, હરીપુર, બાર, સેન્દ્રા, બીયાવર, ખારવા,

મંગલીઆવાસ. સરધાના; એ સ્ટેશનો મૂકી અજમેર અવાય છે. મેલ અને ફાસ્ટ–રસ્તામાં સોજતરોડ, સેન્ડરા, અને બીઆવર, ઉભા રહે છે.

અજમેરથી એક ટ્રેન નસીરાબાદ, લમ્બીઆ, ચિતોડગઢ, નીમચ, જાવરા થઇ રતલામ જાય છે. વચ્ચે ચિતોડગઢથી ઉદેપુર એક લાઇન જાય છે, આણંદ જંકશનથી તેમજ વડોદરાથી, ગોધરા અને રતલામ ઉપર થઈ આજ રસ્તે અજમેર અવાય છે.

**બીઆવર**—મારવાડ જંકશનથી અજમેર આવતાં રસ્તામાં બીયાવરનું સ્ટેશન આવે છે. બીયાવર વેપારનું સ્થળ છે તેમ અજમેરના મેરવાડા વિભાગના એસીસ્ટંટ કમીશનરનું સદર સ્થાન છે. અહીં લોઢાનાં ઓજારો તથા પોસ્તના ડોડાનો વેપાર સારો છે.

## અજમેર.

**અજમેર**—અજમેર એ એક પ્રસિદ્ધ શહેર છે તેની ચારે તરફ પહાડીઓ છે. શહેરના ચારે તરફ પત્થરનો મજબુત કિલ્લો છે જેમાં પાંચ દરવાજા છે. જે દિલ્લી દરવાજો, આગરા દરવાજો, મદાર દરવાજો, ઉસ્રી દરવાજો અને ત્રિપલી દરવાજો એ નામથી ઓળખાય છે. ત્યાં લગભગ સાતેક હજાર માણસની વસ્તી છે. સ્ટેશનથી થોડે દુર ધર્મશાળા છે શહેરમાં ઘણાં મકાનો પથ્થરનાં છે. દરેક જગ્યાએ પાણીના નળ છે. નળનું પાણી આનાસાગરમાંથી લેવામાં આવે છે. શહેરની અંદર કુવા થોડા છે. સ્ટેશન ઉપર બે ધર્મશાળાઓ છે, એક મુંબઇના ભાટીયાની છે ને બીજી ત્યાંના એક વકીલની છે.

**આનાસાગર**—આ સરોવર શહેરની ઉત્તરે છે તેને અગીઆરમી સદીમાં વિશાળદેવના પિતા આના નામના રાજાએ બંધાવ્યું છે. આ સરોવરમાંથી સાગરમતી નદી વહે છે તે સરસ્વતીમાં મળવાથી લુણી કહેવાય છે. આ સરોવરની પાસેજ બાદશાહ જહાંગીરનો બનાવેલો દોલતબાગ છે. કિનારા ઉપર માર્બલના પથ્થરનાં બનાવેલાં ભવ્ય મકાનો છે. ત્યાં હાલમાં કમિસ્નરની ઑફીસ છે.

**અકબરનો મહેલ**—શહેરની બહાર કિલ્લાબંધી એક મહેલ છે તે અકબરનો મહેલ કહેવાય છે. તે સ્ટેશનથી થોડે દૂર છે. જેમાં જહાંગીર અને શાહજહાં આવીને રહેતા હતા.

અજમેર અત્યારે સારૂ શહેર ગણાય છે. આ શહેર હિંદુસ્તાનનાં બીજાં મોટા શહેરોની ગણત્રીમાં ૫૦ નંબરમાં આવે છે. સ્ટેશન પણ મોટું છે. આ શહેર સંવત ૨૦૨ માં ચોહાણ રાજા અજયપાળે વસાવ્યું તેથી તેનું નામ અજમેર પાડેલું છે. દિલ્હીના પ્રખ્યાત રાજા પૃથ્વીરાજ ચોહા-

ણુના પિતા સોમદેવ અહિં રાજ્ય કરતા હતા. આનાની ત્રીજી પેઢીએ સોમદેવ થયા હતા. સિંધિઆના હાથમાંથી આ શહેર અંગ્રેજ સરકારને મળ્યું છે. અહીંથી નજીક તારાગઢની પહાડીમાં જુનુ અજમેર હતું. ચોહાણુ રાજાઓના વખતમાં તારાગઢ તેમનો પહાડી કિલ્લો હતો. ત્યાં હાલ બંગલા બંધાવેલા છે. તારાગઢની ઉપર મીર નહુસેનની દરગાહ છે. આ પહાડીમાંથી સીસુ, તાંબુ તથા લોઢું નીકળે છે. સીસાની ખાણુ તો હાલ પણુ છે. પત્થર ઘણુા નીકળે છે, અહિં રેલ્વે નહોતી ત્યારે ઉંટથી માલ બીજે જતો હતો. રૂ અને અનાજ અહિંથી બહાર દેશાવર જાય છે.

સને ૧૦૨૪ માં મહમદગીજનીએ અહિં થઇને સોમનાથ ઉપર સવારી કરી હતી. તેણે અજમેરને લૂંટયું હતું પણુ તારાગઢના કિલ્લાથી લોકો બચી ગયા હતા.

અહિં રાજકુમારકૅાલેજ જેનું નામ મેયોકૅાલેજ છે તે જોવા લાયક છે તેમાં રાજકુમારોને ભણુાવવામાં આવે છે.

આર્યસમાજના સ્થાપક સ્વામી દયાનંદ સરસ્વતીનો દેહ સને ૧૮૮૩ માં તા. ૩૦ અકટોબરના રોજ અહીં પડવાથી અહીં આર્યસમાજનું મંદિર છે.

**ખ્વાજા સાહેબની દરગાહ**—અજમેર મુસલમાન લોકોનું યાત્રાનું સ્થળ ગણુાય છે. શહેરની પશ્ચિમે ખ્વાજા મુઇનઉદ્દીન ચિસ્તીની દરગાહ છે. આ દરગાહમાં લોઢાના બે દેગ છે, તેમાં મોટામાં રૂ. ૨૦૦ની અને નાનામાં રૂ ૧૦૦ ની ખીચડી ચઢે છે. આમાંથી ઉની ખીચડી લેવા છતાં પણુ દઝાતું નથી એમ કહે છે. યાત્રા વખતે સર્વ યાત્રાળુઓને આ દેગમાંથી જમાડવામાં આવે છે તોપણુ તે ખૂટતા નથી એમ કહેવાય છે. ખ્વાજા સાહેબની દરગાહનો મકબરો ધોળા માર્બલનો બનાવેલો છે. જેમાં બે દરવાજા છે. મુખ્ય દરવાજા ઉપર રૂપાની મહેરાબો છે અને આગળની ભીંતે સોનેરી કામ છે. આ દરગાહને હિંદુ તથા મુસલમાન બંને માને છે. યાત્રાના વખતે યાત્રાળુઓ અહિં ૬ દિવસ સુધી રહે છે.

મકબરામાં ખ્વાજા મુઇનઉદ્દીન ચિસ્તી, તેમની સ્ત્રી અને કન્યા, હાફીજજમાલ, ચિમની બેગમ અને બાદશાહ શાહજહાંની કબર છે. હિંદુ અને મુસલમાન બંને જોડા બહાર કાઢીને મકબરામાં જઇ શકે છે. દરગાહના ઘેરાની દક્ષિણે એક ઉંડું તલાવ છે. ચિસ્તિની દરગાહની પશ્ચિમે બાદશાહ શાહજહાંની બનાવેલી ઉત્તમ મસ્જીદ છે. તે ધોળા માર્બલના પથ્થરની બનાવેલી છે, ને ૧૦૦ ફીટ લાંબી છે તેમાં ૧૧ મહેરાબો છે. ઘુમટમાં જતાં જમણી બાજુ અકબરની બનાવેલી એક મસ્જીદ આવે છે.

ખ્વાજા મુઇનઉદ્દીન ચિસ્તીનો જન્મ મધ્ય એશિયામાં સાજીહાં

ગામમાં એક દરિદ્ર મુસલમાનને ત્યાં સને ૧૧૪૨ માં અને હિજરી સન ૫૩૭ માં થયો હતો. જ્યારે તે ૧૫ વર્ષના હતા ત્યારે તેના બાપ એક નાનું ખેતર તથા પવનચક્કી મૂકીને મરી ગયા. મુઇનઉદ્દીનને એક સિદ્ધ ફકીરની મુલાકાત થઇ તે પછી તેમણે ઘરબાર છોડી ફકીર થઇને સમરકંદ, બોખારા, બગદાદ વિગેરે સ્થળોએ ૨૦ વર્ષ સુધી ફર્યા કર્યું. આ વખતમાં તેમણે ઘણા ફકીરો અને દરવેશોનો સંગ કર્યો, તેથી તેમને ઘણું જ્ઞાન મળ્યું. ત્યારપછી તે ખ્વાજા ( પવિત્ર ) તરીકે પ્રખ્યાત થયા. પછી મુઇનઉદ્દીન કેટલાક દિવસ સુધી બગદાદમાં રહીને પછી પોતાના ગુરુની સાથે મક્કામાં ગયા. ત્યાં કેટલાક દિવસ રહીને મદીનાની યાત્રાએ ગયા, તે પછી તે અનેક દેશોમાં ફરતા ફરતા હિરાતમાં ગયા, ત્યાં કેટલોક વખત રહ્યા. ત્યાર પછી ખ્વાજા સાહેબ ૫૨ વર્ષની ઉમ્મરે અજમેરમાં આવીને જે જગ્યાએ દરગાહની મસીદ છે તે સ્થાનમાં આવીને રહ્યા. ત્યાંથી તે આનાસાગરના કિનારે પહાડી ઉપર જઇને રહેવા લાગ્યા. પછી લોકોની પ્રાર્થનાથી હાલ જ્યાં દરગાહ છે ત્યાં આવી તેઓ રહેવા લાગ્યા. તેમણે બે સ્ત્રીઓની સાથે લગ્ન કર્યું હતું. પ્રથમ સ્ત્રીના વંશના પુરુષો હાલમાં ખ્વાજાસાહેબની દરગાહના અધિકારી છે. ખ્વાજાસાહેબ પછી ૯૬ વર્ષની ઉમ્મરે અજમેરમાં મરી ગયા. તેમની કબર આ જગ્યાએ છે. ખ્વાજા સાહેબની દરગાહ હિંદુસ્થાનના મુસલમાનોના ધર્મસ્થાનોમાં મુખ્ય છે. અકબર બાદશાહે પણ માનતા માની હતી કે જો મને પુત્ર થશે તો પગે ચાલીને ખ્વાજાસાહેબની દરગાહે આવીશ. તે પછી તેને સને ૧૫૭૦ માં પહેલવ્હેલો પુત્ર જન્મ્યો. તેથી તે પગે ચાલતો અહીં આવ્યો હતો. તે પછી દરસાલ વર્ષમાં એક વખત તે અહિં આવતો હતો. આ દરગાહમાં હિંદુને જવાની ખાસ છુટ છે.

**અઢી દિવસની ઝુંપડી**—આ સ્થળ જોવા લાયક છે. અહિં પહેલાં જૈન દેવળો હતાં તે કુતબુદ્દીને પાડી નાંખી અઢી દિવસમાં મસીદ બનાવી દીધી. તેથી તેનું નામ અઢી દિવસની ઝુંપડી કહેવાય છે. આ ઝુંપડીની ભીંતે ચોહાણ રાજા વીસળદેવના વખતના કેટલાક લેખો જણાય છે. આ સ્થળ પહેલાં બૌદ્ધોનું હશે અને તે પછી જૈનોએ પોતાનું સ્થાન બનાવી દીધું હશે એમ લાગે છે. જૈનોના આ દેવળને મુસલમાનોએ મસીદ બનાવી દીધેલી જણાય છે. આ મસીદ ત્રણ તરફથી ખુલ્લી છે. મંદિરની પાસે જૈનોની જુની મુર્તિઓ ઘણી પડેલી છે. આ સ્થાનનું કોતરકામ ઉત્તમ છે. ત્યાં પીરની નાની જગ્યા છે. અને તોષખાનાનો એક ખાડો છે તેમાં લોકો પૈસા નાંખે છે.

અહિં સ્ટેશન પાસે ધર્મશાળાઓ છે તેની અંદરની કોટડીઓ ભાડે મળે છે. શહેરમાં વૈષ્ણવોનાં મંદિરો પણ છે. અહિંના પહેરવેશ માર-

વાડી રૂ. બજાર ભપકાબંધ છે. આ શહેરમાં ચામડાની ચોરસ પેટીઓ અને જામદાની થાય છે. સાબરમતીથી અહિં આવતાં સુધીનાં સ્ટેશનો ઉપર ઘુમટવાળાં છે. સ્ટેશન ઉપર મજુરો પણ મળી શકે છે. અહીં શ્રીજીનું મંદિર પણ છે.

## પ્રકરણ ૧૧ મું.

# પુષ્કર તિર્થ.

પુષ્કર યાત્રાનું સ્થળ છે. અજમેરથી પગરસ્તે પુષ્કર જવાય છે. અજમેરથી પુષ્કરતીર્થ સાત માઇલ દૂર છે. અજમેરના આનાસાગર સરોવરથી પશ્ચિમ કિનારે થઇ પુષ્કર જવાની સડક જાય છે. અજમેરથી પુષ્કર જવા માટે પાકી સડક બાંધેલી છે. પુષ્કર જતાં અજમેરથી ૩ ગાઉ ઉપર નાસિર ગામ આવે છે. પુષ્કરમાં ચારેક હજાર માણસોની વસ્તી છે. ત્યાં જવા માટે અજમેરથી ઘોડાના ટાંગા તેમજ બળદગાડી ભાડે મળે છે. અજમેરમાં પુષ્કરજીના ગોર લોકો પુષ્કર જનારા યાત્રાળુઓની શોધ કરતા જ હોય છે. ટાંગાવાળા માણસ દીઠ ૦—૪—૦ ભાડુ લે છે. ત્યાં એક કલાકમાં પહોંચી જવાય છે. ત્રણ ગાઉ તો પહાડમાંજ રસ્તો છે. એક એકામાં ત્રણેક માણસ બેસે છે. આખા એકાનું આવતા જતાનું ભાડું રૂ. ૨ થી ૩ રૂપિઆ લે છે. અજમેરમાં ધર્મશાળામાં કે વીસીમાં મુકામ કરી સવારના પાંચ ૭ વાગે પુષ્કર જવા નીકળે તો એક કલાકમાં ત્યાં પહોંચી જવાય છે અને દર્શન સ્નાન વિગેરે કરી સાંજે પાછા અજમેર આવી શકાય છે.

પુષ્કરરાજ એ બ્રહ્માજીનું મુખ્ય યાત્રાનું સ્થળ છે. પાંચ મુખ્ય સરોવરોમાંનું પુષ્કરતિર્થ એક સરોવર છે. કાર્તિકી પુનમે અહિં મોટી યાત્રા ભરાય છે. તે વખતે અહિં-મોટું બજાર ભરાય છે, તેમાં અનેક વેપારની વસ્તુઓ ઘોડા, ઉંટ અને બળદ વિગેરે વેચાય છે. આખા હિંદુસ્થાનમાં બ્રહ્માનું પુજન આજ સ્થળે થાય છે. અહિં ચારેક હજાર માણસોની વસ્તી છે. અહિં કોઇથી જીવહિંસા થઇ શકતી નથી. પુષ્કરનાં ઘણાં પ્રાચીન મંદિરોનો ઔરંગજેબે નાશ કરી નાંખેલો છે. પુષ્કર સરોવરના કિનારે ઘણા ઘાટો, રજપૂતાનાના રાજાઓનાં બનાવેલાં મોટાં મકાનો, ધર્મશાળાઓ અને મંદિરો છે. કાર્તિક માસમાં અહિં લાખો યાત્રાળુ આવે છે.

કાર્તિક સુદ ૧૧ થી તે કાર્તિક પૂર્ણીમા સુધી પાંચ દિવસ અહીં

સ્નાન કરવાનું ઘણું મહાત્મ્ય છે. પુષ્કરસરોવર વસ્તીની પાસે લગભગ ૧ા ગાઉના ઘેરાવામાં છે તેમાં કમળ વિગેરે થાય છે. પુષ્કર સરોવરમાંથી સરસ્વતી નદી નીકળે છે. જે સાગરમતીને મળતાં પછી લુગી નદી કહેવાય છે અને તે કચ્છના રણમાં જઇ રેતીમાં સમાઈ જાય છે. પુષ્કરના કિનારા ઉપર ગૌઘાટ, બ્રહ્માઘાટ, કપાલમોચનઘાટ, યજ્ઞઘાટ, બદરીઘાટ, રામઘાટ, અને કોટિ તિર્થઘાટ પથ્થરના બંધાવેલા છે. પહેલાં મંદારના રાજા નહારરાય મૃગયા કરવા નીકળેલો તેમણે પુષ્કરના કિનારે આવી પાણી પીવા માટે સરોવરમાં હાથ બોળ્યા અને પાણી પીધું જેથી પુષ્કરના પાણીનો સ્પર્શ થતાં તેનો કોઢનો રોગ મટી ગયો તેથી તેમણે ત્યાં હાલનો ઘાટ બંધાવ્યો છે.

પુષ્કરસરોવર ત્રણ છે, જ્યેષ્ટ, મધ્યમ અને કનિષ્ટપુષ્કર. જેષ્ટ પુષ્કર સરોવરથી ૨ માઇલ ઉપર મધ્યમ અને કનિષ્ટ પુષ્કર છે. તેની નજીક શુદ્ધ વાપી નામનો ગયાકુંડ છે. અને ત્યાંથી ૫ ગાઉ ઉપર પ્રાચી-સરસ્વતી અને નંદા નદીઓનો સંગમ થાય છે. યાત્રાળુઓ જ્યેષ્ટ પુષ્કરની પરિક્રમા કરે છે.

પુષ્કરમાં બ્રહ્મા, બદ્રિનારાયણ, વારાહજી, આત્મેશ્વરમહાદેવ અને સાવિત્રીનાં મુખ્ય મંદિરો છે તેમાં બ્રહ્માનું મંદિર પુષ્કરનાં સર્વ મંદિરોમાં મુખ્ય અને સર્વથી મોટું છે. સિંધિયા સરકારના દિવાન ગોકુલપર્કે તે મંદિર બંધાવેલું છે. તેમાં વચ્ચે બ્રહ્માજીની ચાર મુખવાળી મૂર્તિ, ડાબી બાજુએ ગાયત્રીદેવીની અને જમણી બાજુએ સાવિત્રીના મૂર્તિઓ છે. ઘુમટમાં સનકાદિક ચારે ભાઇઓની મૂર્તિઓ અને એક નાના મંદિરમાં નારદની મૂર્તિ છે. એક બીજા નાના મંદિરમાં માર્બલના હાથીઓ ઉપર ઇન્દ્ર અને કુબેર બેઠેલા છે. ( ૨ ) બીજું બદ્રિનારાયણનું મંદિર છે. ( ૩ ) વારાહજીનું મંદિર તો જહાંગીરે તોડી નાંખ્યું હતું પણ હાલનું મંદિર જોધપુરના ભક્તસિંહજીનું બંધાવેલું છે. ( ૪ ) આત્મેશ્વર અથવા કપાલેશ્વરના મંદિરને મહારાષ્ટ્રના સુબા ગોમારાવે બંધાવેલું છે. ગુફાના જેવા થોડા રસ્તામાં થઇને મંદિરમાં જવાય છે.

એ ઉપરાંત પુષ્કરના કિનારા ઉપર વિશાલદેવ, અમરરાજ, માનસિંહ, અહલ્યાબાઇ, ભરતપુરના રાજા જવાહરમલ અને મારવાડના રાજા વિજયસિંહે બંધાવેલાં અનેક દેવમંદિરો અને મકાનો છે. જેષ્ટ પુષ્કરની પરિક્રમા કરતી વખતે એક પહાડીની નીચે નાગકુન્ડ, ચક્રકુન્ડ, અને ગંગાકુંડ નામના નાના નાના કુન્ડો છે અને એક ઉંચી પહાડી ઉપર સાવિત્રીજીનું મંદિર છે.

**મહાત્મ્ય—પદ્મપુરાણના** સૃષ્ટિખંડના ૧૫, ૧૬, ૧૭, ૧૮, ૧૯

અધ્યાયમાં કહ્યું છે કે;—બ્રહ્માજીએ વિચાર કર્યો કે હું સર્વથી આદિ દેવ છું એથી જ્યાં હું પહેલાં વિષ્ણુની નાભિ કમળમાંથી ઉત્પન્ન થયો હતો ત્યાં યજ્ઞ કરવાને માટે એક અપૂર્વ તિર્થ બનાવું. આવો વિચાર કરી બ્રહ્માજી પુષ્કર તિર્થમાં આવી હજાર વર્ષ સુધી રહ્યા પછી પોતાના હાથમાંનું કમળ ત્યાં ફેંકી દીધું તેથી તે પુષ્પના ધમકારાથી પૃથ્વી કંપવા લાગી અને સમુદ્ર ઉછળવા લાગ્યો. તેથી ત્રણે લોક વ્યાકુળ થતાં દેવતાઓનાં આરાધનાથી બ્રહ્માજીએ કહ્યું કે;—વજ્રનામ નામનો રાક્ષસ બાળકોને મારતો હતો, તે મને મારવા પણ તયાર થયો હતો તેથી મેં પૃથ્વી ઉપર જોરથી કમળ ફેંક્યું જેથી તે મરી ગયો. મેં આ જગ્યાએ હાથમાંથી પુષ્કર અર્થાત કમળ ફેંક્યું માટે આ સ્થાન પૃથ્વી ઉપર પુષ્કર નામથી પ્રસિદ્ધ થશે.

પછી બ્રહ્માજીએ ચન્દ્ર નદિની ઉત્તરે, સરસ્વતીની પશ્ચિમે નન્દનસ્થાનની પૂર્વે અને કાન્ય પુષ્કરની દક્ષિણે જેટલી જમીન છે તેને યજ્ઞની વેદી બનાવી. તેમાં પ્રથમ જેષ્ટ પુષ્કર નામનું મુખ્ય તિર્થ બનાવ્યું જેના દેવતા બ્રહ્મા છે. બીજું મધ્યમ પુષ્કર બનાવ્યું તેના દેવતા વિષ્ણુ છે અને ત્રીજું કનિષ્ટ તિર્થ બનાવ્યું જેના દેવતા રૂદ્ર છે. જે માણસ પુષ્કર સરોવરમાં ડુબી જાય છે તેને બ્રહ્મલોક પ્રાપ્ત થાય છે. સર્વ રૂષિઓએ પુષ્કરમાં આવી વેદાદિ ભણવા માંડયા ત્યારે બ્રહ્માના મુખમાંથી વારાહજી ઉત્પન્ન થયા અને વારાહજીના મુખમાંથી વેદાદિ ઉત્પન્ન થયા તેમ દાંતોથી યૂપ કરવાને માટે સ્તંભ પ્રકટ થયા અને હાથ વગેરેમાંથી અનેક સામગ્રિ તયાર થઇ. વારાહજીના દાંતના છેડા પર્વતના શિખરો જેવા ઉંચા હતા જે વડે તેમણે પ્રલયના જળમાંથી પૃથ્વીને લાવીને પુષ્કરતિર્થમાં સ્થાપન કરી અંતર્ધ્યાન થઇ ગયા.

બ્રહ્માજીએ યજ્ઞ કરવા માંડયો એટલે સર્વ દેવ, નાગ, મનુષ્ય, ગંધર્વ વિગેરે ત્યાં આવ્યા. અને યજ્ઞનો આરંભ થયો. પણ સાવિત્રીજી બીજા કામમાં રોકાયલાં હોવાથી આવી શકયાં નહિ. અને બોલાવા જતાં તેમણે કહ્યું કે હજુ મારે કામ છે, લક્ષ્મી. ગંગા, ઇન્દ્રાણી તો હજુ આવ્યાં નથી, માટે તેમના આવ્યા વગર હું એકલી નહિ આવું. માટે થોડીવાર રાહ જુવો, હું તે સર્વની સાથે આવું છું. પણ અધ્વર્યુએ કહ્યું કે યજ્ઞમુહુર્ત જતું રહે છે. તેથી બ્રહ્માજીએ ક્રોધ કરીને ઇન્દ્રને કહ્યું કેઃ તમે મારે માટે બીજી કોઈ કન્યા લઈ આવો કે જેથી યજ્ઞ શરૂ થાય. આથી ઇન્દ્ર કન્યા શોધવા ગયા. તેમના જોવામાં એક લક્ષ્મી જેવી રૂપવાળી આહિરની કન્યા આવી, ઇન્દ્રે તે કન્યાને પકડી આણી ગાયને પેટે જન્મ અપાવી શુદ્ધ કરી બ્રહ્મા પાસે લાવ્યા. બ્રહ્માએ તેની સાથે ગાંધર્વવિવાહ કરી લગ્ન કરી દીધું અને તેને ગાયત્રી કહીને બોલાવી. પછી તેને પોતાની સ્રી તરીકે યજ્ઞશાળામાં

બેસાડી યજ્ઞનો આરંભ કર્યો. આ યજ્ઞ દેવતાઓનાં હજાર વર્ષ સુધી ચાલ્યો. એક વખતે મહાદેવજી હાથમાં મનુષ્યની ખોપરી લઇને ત્યાં ભીક્ષા માગવાને માટે આવી યજ્ઞશાળામાં આચાર્યોની પાસે બેઠા. બ્રહ્માજીએ તેમને કહ્યું કે ભોજન લઈ અહિંથી ચાલ્યા જાવ. પછી મહાદેવજીએ ખોપરી ધરી તેમાં ભોજન આપ્યું તે ત્યાં જમીને પોતે પુષ્કરમાં સ્નાન કરવા ચાલી ગયા અને એંઠી ખોપરી ત્યાં પડી રહી તે એક બ્રાહ્મણે લઈને બહાર ફેંકી દીધી. પણ તે ફેંકી દેતાં બીજી ખોપરી ત્યાં પડેલી જોઇ. આમ એક ઉપડે ને બીજી થવા માંડી તેથી દેવતાઓએ મહાદેવજીની પ્રાર્થના કરતાં તે ખોપરી તેમણે ઉઠાવી લીધી.

યજ્ઞનો આરંભ થઇ ગયા પછી સાવિત્રીજી બીજી સ્રિયોની સાથે યજ્ઞશાળામાં આવ્યાં. તેમને જોઇ બ્રહ્માજીએ નીચું મોં ઘાલ્યું. તેમણે ગાયત્રીને જોઈ ક્રોધ કરીને કહ્યું કે: તમે ઘણુંજ શરમ ભરેલું કામ કર્યું છે. બધાના આગળ મને હલકી પાડી દાસીને લઈ યજ્ઞ કરવા બેસી જતાં શરમ પણ ન આવી ? આમ કહી તેમણે રૂદન કર્યું, તેથી આ જળ ઉત્પન્ન થયું કહેવાય છે. તેમણે પોતાના પતિને શાપ આપ્યો કે આ મૃત્યુ લોકમાં કોઇ સ્થળે કોઈપણ માણસ તમારી પુંજા નહિ કરે. માત્ર કાર્તિક પૂર્ણિમાને રોજ તમારી પુંજા થશે, આવું કહી સાવિત્રી સભામાંથી નીકળી કહેવા લાગ્યાં કે હું તમારો કોઇનો શબ્દ નહિ સંભળાય તે સ્થળે યજ્ઞ કરીશ. આમ કહી પર્વતના શિખર ઉપર ચઢી બેઠાં. વિષ્ણુએ ત્યાં જઇ સાવિત્રીની સ્તુતિ કરી ત્યારે તેમણે કહ્યું કે: જાવ તમે બ્રહ્માનો યજ્ઞ પુરો કરાવો. તમારા કહેવાથી હું કુરૂક્ષેત્ર, પ્રયાગ વિગેરે તિર્થોનાં મારા પતિ બ્રહ્માની સાથે હંમેશાં નિવાસ કરીશ. આ પછી યજ્ઞ થવા માંડયો.

પુષ્કરમાંથી પાંચ નામથી પ્રાચી સરસ્વતી વહે છે, જેનું નામ સુપ્રભા, કાંચના, પ્રાચી, નન્દા અને વિશાલિકા છે. તે બ્રહ્માની આજ્ઞાથી અહિં આવી વહે છે. દેવતાઓએ તેનું નામ પ્રાચી સરસ્વતી પાડયું છે. પુષ્કર તિર્થમાં સર્વથી વધુ સરસ્વતીનદીનું મહાત્મ્ય છે એમ બ્રહ્માજીએ કહ્યું છે. પુષ્કરતિર્થમાં પર્વતના ૩ શિખરો છે જેમાંથી જળ વહેવાથી ૩ કુંડ થયા છે, જે જ્યેષ્ટ પુષ્કર, મધ્યમ પુષ્કર અને કનિષ્ટ પુષ્કર નામથી પ્રસિદ્ધ છે. જેમ સર્વ દેવતાઓમાં બ્રહ્માજી પ્રથમ છે તેમ સર્વ તિર્થોમાં પુષ્કર તિર્થ પ્રથમ ગણાય છે. યજ્ઞ પર્વતની પાસે અગસ્ત્યજીનો આશ્રમ છે ત્યાં અગત્સ્યકુંડ છે. જે પુષ્કરતિર્થમાં સ્નાન કરી અગસ્ત્ય કુંડમાં સ્નાન નથી કરતા તેની યાત્રા સફળ થતી નથી એવું બ્રહ્માજીએ કહ્યું છે. જે યજ્ઞ પર્વત ઉપર ચઢી ગંગાજીને નીકળવાનું સ્થાન જોશે તે કૃતાર્થ થશે.

**નાગકુન્ડ**—પુષ્કરમાં જ્યારે બ્રહ્માજી યજ્ઞ કરતા હતા ત્યારે યજ્ઞ પર્વતની દીવાલમાં નાગલોક બેઠા હતા તેમને થાકેલા જોઇ ઉત્તરમાંથી

જળની ધારા વહેવા લાગી તેથી ત્યાં નાગતિર્થ બન્યું. જેને નાગકુંડ પણ કહે છે. આ તિર્થમાં જે શ્રાવણ સુદ પાંચમના દિવસે સ્નાન કરે છે તેને સર્પોનો ભય રહેતો નથી. જે કોઇ આ તિર્થમાં દુધ ચઢાવે તેને કરડવું નહિ એવી નાગોને બ્રહ્માજીની આજ્ઞા છે.

રામ, લક્ષ્મણ અને સીતાએ પુષ્કરમાં જઇ વિધિપૂર્વક સ્નાન કર્યું હતું, પુષ્કરમાં પ્રાતઃકાલે, મધ્યાન્હે અને સાયંકાલે ત્રણ સંધ્યા વખતે દસ કરોડ તિર્થો એકત્ર થાય છે. બ્રહ્મા વિગેરે તમામ દેવતા અને ઋષિઓએ પુષ્કરમાં સ્નાન કરી સિદ્ધિ પ્રાપ્ત કરી છે.

**મહાભારત**—વન પર્વ ૮૨ મા અધ્યાયમાં કહ્યું છે કેઃ પુષ્કર તિર્થ એ મૃત્યુ લોકમાં દેવતાઓનું તિર્થ છે. ત્યાં હંમેશાં બ્રહ્મા, સૂર્ય, રૂદ્ર વીગેરે દેવતાઓ નિવાસ કરે છે. તેમાં કાર્તક પૂર્ણિમાએ સ્નાન કરવાથી ૧૦૦ વર્ષ સુધી અગ્નિહોત્ર કરવાનું ફળ મળે છે. અને અક્ષય બ્રહ્મલોક પ્રાપ્ત થાય છે.

**સાતસરસ્વતી**—જગતમાં સાત સરસ્વતી છે ૧ પુષ્કરમાં સુપ્રભા, ૨ નૈમિષારણ્યમાં કાંચનાક્ષી, ૩ ગયામાં વિશાલા, ૪ અયોદ્ધામાં મનોરમા, ૫ કુરૂક્ષેત્રમાં ઓઘવતી, ૬ ગંગાદ્વારમાં સુરેણુ, અને ૭ હિમાલયમાં વિમલોદકા.

અહિં આજુબાજુના ડુંગરઓ વરાહના શીંગડા જેવા જણાય છે. આ ક્ષેત્રમાં સ્નાન, દાન અને ગૌદાનનું મહાત્મ્ય ઘણુંજ છે. પરિક્ષિત રાજાએ સર્પયજ્ઞ આ સ્થળે કર્યો હતો એમ કહેવાય છે. પુષ્કરના તળાવોમાં મઘર ઘણા છે. ઘણા તો કિનારા ઉપર પડયા રહે છે. અને ઘણી વખતે તરવા પડેલા માણસોને ખેંચી જાય છે. માટે સ્નાન કરનારે સાવચેત રહેવાની જરૂર છે. તળાવમાં માછલાં પણ ઘણાં છે. પુષ્કરથી અજમેર નો રસ્તો પહાડી છે. જેથી ઘણી વખતે એકલડોકલ માણસને લુંટાવાનો ભય રહે છે.

પુષ્કરની પાસેના નાગપહાડપર અજયપાળે કિલ્લો બંધાવા માંડેલો પણ દહાડે કરેલું કામ રાતે પડી જવા લાગ્યું. તેનાં ખંડેરો હજુ જણાય છે. આ પહાડ ઉપર ઘણી ગુફાઓ છે તેમાં ભર્તૃહરીની ગુફા જોવા જેવી છે એક શિલા ઉપર ભર્તૃહરી સુઇ ગયા હતા એમ કહે છે તેને અત્યારે યાત્રાળુઓ ચુંબન કરે છે.

પુષ્કરજીના સરોવરમાં શ્રીફળ ભેટ મૂકીને સ્નાન થાય છે. પાણીની વચ્ચે એક દેવડી છે. ડુંગર ઉપર સાવિત્રી માતા રીસાઇને બેઠેલાં તે સ્થળે સાવિત્રીજીનું મંદિર ઘણું રમણિય છે, ડુંગરની તળેટી સુધીનો રસ્તો રેતાળ છે. ડુંગરનો ચઢાવ કઠણ છે. માતાનો પુજારી જે ભોમી કહેવાય છે તે

પૈસાવાળો છે. માતાજીની મૂર્તિ તેજોમય અને દર્શન કરતાં મન શાન્ત થાય તેવી છે. યજ્ઞમાં શિવજી ખોપરી મૂકી ગયેલા તેમને વિનવવાથી ખોપરી ઉપાડી લીધી હતી પછી ગામ બહાર શિવનું સ્થાપન કર્યું તે કપાલેશ્વર મહાદેવ કહેવાય છે.

ઇન્દ્રે જે આહિરની કન્યા બ્રહ્માજી પાસે આણેલી તેને ગાયના મુખમાં નાંખી ફરી જન્મ આપવાથી તે ગાયત્રી કહેવાયાં. અહીંના ગોર લોકો સ્વાર્થી છે. દક્ષણા લીધા પછી જજમાનની પાસે પણ રહેતા નથી. અહિંથી એક ગાઉ ઉપર તળાવ છે તે બુઢ્ઢાપુષ્કર ગણાય છે. પુષ્કર ક્ષેત્રની પરિક્રમા કરતાં મહા પ્રભુજીની બેઠક રસ્તામાં આવે છે. પુષ્કરજીને આરે રોજ સાંજે આરતિ થાય છે.

જેષ્ટ પુષ્કરની પરિક્રમા થાય છે. તે ઉપરાંત પુષ્કરતિર્થની બીજી પરિક્રમા પણ છે. પહેલી ૩ ગાઉની, બીજી ૫ ગાઉની, ત્રીજી બાર ગાઉની અને ચોથી ૨૪ ગાઉની પરિક્રમા છે. રસ્તામાં ઘણા દેવ અને ઋષિઓનાં પ્રાચીન સ્થાનો આવે છે.

---

# ભાગ ૪ થો.

# મેવાડ.

## પ્રકરણ ૧૨ મું.

## અજમેરથી ચીતોડગઢ થઈ કાંકરોલી

### નસીરાબાદ, ચિતોડગઢ, કાંકરોલી.

પુષ્કરજીની યાત્રા કરી પાછા અજમેર આવવું. અજમેરથી આગળ મથુરાં જતા પહેલાં ઘણા યાત્રાળુઓ ચિતોડગઢ થઇ ઉદેપુર, શ્રીનાથજી, કાંકરોલી અને જૈનો કેસરીયાજી જઈ આવે છે. અજમેરથી માલવા સેકશનમાં અજમેરથી ખંડવા સુધી એક ટ્રેન જાય છે. તે ટ્રેનમાં બેસી ચિતોડગઢ ઉતરી ત્યાંથી ઉદેપુર જતી ગાડીમાં શ્રીનાથદ્વારા તથા કાંકરોલી જવાય છે.

ચિતોડ, શ્રીનાથદ્વારા અને ઉદેપુર જવા માટે આણંદજંકશનથી તેમજ વડોદરાથી પણ આવી શકાય છે. આણંદજંકશનથી ડાકોર, ગોધરા અને દાહોદ થઇ રતલામ આવવું. રતલામથી ખંડવા અજમેરવાળી ટ્રેનમાં નીમચ થઇ ચિતોડગઢ અવાય છે. ચિતોડગઢથી ઉદેપુર—

શ્રીનાથજી—કાંકરોલી જઇ આવી પાછા અજમેર આવી આગળ મુસાફરી શરૂ કરે છે. વડોદરાથી પણ ગોધરા થઇ રતલામ આવી ત્યાંથી અજમેર જતી ગાડીમાં જાવરા, નીમચ થઇ ચિતોડગઢ ઉતરી ઉદયપુર અવાય છે.

જે યાત્રાળુઓને વચ્ચે સિદ્ધપુર—આબુ—અંબાજી જવું ન હોય તે આણંદથી ડાકોર—ગોધરા અને રતલામ થઇ ચિતોડગઢ ઉપર થઇ અજમેર આવે છે.

**નસિરાબાદ**—અજમેરથી ચિતોડગઢ જતાં વચ્ચે હટુન્ડી સ્ટેશન મૂકી નસીરાબાદ આવે છે. તે અજમેરથી ૧૫ માઇલ છે અને તેનું ભાડુ ૦—૩—૩ છે, નશીરાબાદમાં લશ્કરી છાવણી છે. તેમાં યુરોપિયન અને દેશી પાયદલની રેજીન્ટ અને દેશી સવારો રહે છે; નસીરાબાદ અને છાવણીમાં થઈ બાવીસેક હજાર માણસોની વસ્તી છે.

# ચિતોડગઢ.

નસીરાબાદ પછી ઝરવાસા, બન્ડનવારા, સીંગાવલ, બારી, રૂપાહેલી, સરેરી, લમ્બીયા, માન્ડલ, ભીલવારા, હમીરગઢ, ગંગરર, ચદે એ સ્ટેશનો મૂકી ચિતોડગઢનું સ્ટેશન આવે છે. અજમેરથી ચિતોડગઢ ૧૧૬ માઇલ છે અને અજમેરથી ચિતોડગઢનું ભાડુ રૂા. ૧—૯ છે. ચિતોડગઢથી રતલામ ૧૧૭ માઇલ છે અને તેનું ભાડુ ચિતોડથી રૂ ૧—૯—૦ છે.

ચિતોડગઢ એ ઇતિહાસપ્રસિદ્ધ ગઢ છે. રજપુતાનાના મેવાડના ઉદયપુર રાજ્યમાં પહાડી કિલ્લાની નીચે ચિતોડ એ કિલ્લાવાળો એક કસ્બો છે. ચિતોડનાસ્ટેશન ઉપર કેટલીક દુકાનો છે. ગામ સ્ટેશનથી એક માઇલ દુર છે. ગામમાં ધર્મશાળા છે પણ ઘણા સ્ટેશન ઉપરજ રહે છે. ચિતોડનો કિલ્લો ડુંગર ઉપર છે અને તે વખણાયલો છે. રેલ્વે સ્ટેશનની પૂર્વે કિલ્લો છે. અંદર જવા માટે સડક બાંધેલી છે. કિલ્લાની નીચે ચિતોડગામ છે. ગામની ભાગોળે સર્પાકારે ગંભારી નદી વહે છે. ચિતોડમાં ઉદયપુરના મહારાજાનો ગવર્નર રહે છે તેની પરવાનગી લીધા વગર કિલ્લો જોવા જઇ શકાતું નથી. અને જે માગે તેને વગર પૈસે પરવાનો આપવામાં આવે છે. કિલ્લામાં ઘણાં વર્ષો સુધી રહી શત્રુ સાથે લડાઈ કરી શકાય છે. કેમકે ખેતરો, તળાવો અને વાડીયો કિલ્લાની અંદર જ છે, જેથી કિલ્લામાં જ ખેતીવાડીથી અનાજ પકાવી શકાય છે. કિલ્લામાં જવાનો રસ્તો દસેક ફુટ પહોળો છે તે અડધા માઇલ સુધી તો સીધો છે. પેસતાં એક બાજુ મજબૂત દિવાલ અને બીજી બાજુ ડુંગરઉપરની દીવાલની વચ્ચે રસ્તો છે. અડધોક માઇલ જતાં દરવાજો આવે છે, ત્યાંથી આગળ જવાતું નથી, પણ

જમણા હાથ તરફ વાંક લઇ ઉપર ચઢાય છે. અહિંથી બીજી બાજુ દિવાલ નથી પણ ડુંગરની ખડક છે. આગળ જતાં ત્રીજે દરવાજે આવે છે તેમાંથી બહાર નીકળતાં ખુલ્લી જમીન આવે છે. આગળ સરદારો અને રાણાના મહેલો છે જે ઉજ્જડ જેવા જણાય છે. રાણી કિર્તિજીએ બંધાવેલા મહેલનો એક બુરજ એવા ઉંચી જાતના પથ્થરનો બનાવેલો છે કે જે પથ્થર સોનાના જેવા જણાય છે.

**કાલકામાતા**—અહિં કાલકા માતાનું મંદિર છે. મૂર્તિ વિકાળ જણાય છે. પાસે મેવાડની રાણીઓ બળી મરેલી તે સ્થાન છે. આ જગાએ મહાદેવની પ્રતિમા છે. પણ અંદર જોતાં ભયાનક લાગે છે, કિલ્લામાં બે ત્રણ મોટાં સરોવરો છે. તેની પાસે સેનાપતિ, કિલેદાર અને તોપખાનાની જુની જગ્યાઓ છે. આગળ નવલખીનું સ્થાન છે તેમાં તિજોરી રહેતી હતી.

કિલ્લામાં જવાનો એકજ રસ્તો છે. રસ્તામાં સાત દરવાજા ભાગેલી હાલતમાં છે પણ તે ઉપરની કારીગોરી ઉત્તમ છે. સને ૭૨૮ માં બાપારાવળે આ કિલ્લો જીત્યો હતો, ત્યારથી સને ૧૫૬૮ સુધી તે મેવાડની રાજધાની તરીકે હતો. જે પહાડી ઉપર કિલ્લો છે તે ૪૫૦ ફીટ ઉંચો અને ૩॥ માઇલ લાંબી છે. શિખર ઉપર ઘણા ઉજ્જડ મહેલો અને મંદિરો છે.

કિલ્લાની અધવચ દક્ષિણે ૫ મોટાં તળાવ છે. અંદર નાનાં મોટાં થઇ ૩૨ સરોવર છે. અંદરની જમીન ચીકણી છે પણ તેમાં જાર વવાય છે. અંદર જવાની સડક કિલ્લાના ઉપરના ભાગ સુધી ૧ માઇલ લાંબી છે. તેમાં થોડે થોડે દૂર મળી સાત દરવાજા છે. જે પદલ પોળ, ભૈરવપોળ, હનમાન દરવાજો, ગણેશ દરવાજો, જોરલા દરવાજો, લક્ષ્મણ દરવાજો અને રામ દરવાજાના નામથી પ્રસિદ્ધ છે. આ દરવાજા પાસે ચિતોડના મરી ગયેલા વીરોનાં સ્મારક ચિન્હ નિમિત્તે છત્રીઓ બંધાવેલી છે.

**કીર્તિસ્તંભ**—જોવા લાયક સ્થળમાં કિર્તિસ્તંભ અને જયસ્તંભ નામના ૨ બુરજ છે. કિર્તિસ્તંભ નીચેથી ઉપર સુધી ઉત્તમ છે તેમાં ઘણી મૂર્તિઓ બનાવેલી છે. તે ૭ મજલાનો છે. અંદર થઇ ઉપર જવા માટે પગથીયાં છે, ઉપરનો માળ વીજળી પડવાથી તુટી જતાં ખુલ્લો દેખાય છે. કોઇ કહે છે કે આ સ્તંભ જૈનોએ અને કોઇ કહે છે કે તે ખતની રાણીનો દસમી સદીમાં બંધાવેલો છે. આગળ પાછળ મંદિરો છે.

**જયસ્તંભ**—કિર્તિસ્તંભથી થોડે દૂર બીજી જગાએ આરસપહાણનો બનાવેલો ૧૨૨ ફીટ ઉંચો જયસ્તંભ છે આ સ્તંભ ચિતોડના કુમ્ભારાણાએ માળવાના બાદશાહ મહમદને જીતીને સને ૧૪૪૨ માં બંધાવ્યો છે. તે નવ માળનોછે. અંદરથી ઉપર જવા માટે પગથીયાં છે. અંદરની દી-

વાલ ઉપર હિન્દુઓના દેવોની મૂર્તિઓ ચિત્રેલી છે. અને તે દરેકનાં તેમાં નામ લખેલાં છે ઉપરના બે માળ ચારે તરફથી ખુલ્લા છે. ઉપરનો માળ વીજળીથી તુટી ગયો હતો પણ તે રાણા સ્વરૂપસિંહે દુરસ્ત કરાવેલો છે.

સૂર્ય દરવાજા પાસે બે મોટાં તળાવ છે તેની પાસે કુંભારાણાનો મહેલ છે. રત્નસિંહનો મહેલ પણ ઉત્તમ કારિગરીવાળો છે. રાણી પદ્મિનીના મહેલનું મુખ તળાવની તરફ છે તે પણ ઉત્તમ છે. આ મહેલોનાં કમાડોને અકબર બાદશાહ આગ્રે લઇ ગયો હતો તે હાલ આગ્રાના કિલ્લામાં છે.

કુંભારાણાએ બંધાવેલું ઉંચા શિખરવાળું દેવીનું મંદિર અને તેની પાસે તેમની પત્ની ભક્ત મીરાંબાઇએ બંધાવેલું રણછોડજીનું મંદિર છે. ચિતોડની ઉંચામાં ઉંચી જગાએથી ઉત્તમ સૃષ્ટિ સૌંદર્યતા જણાય છે. એક જગાએ ગાયના મુખમાંથી ઝરણું વહે છે. અહિં કિર્તિસ્તંભ પાસેથી જવાય છે. એક મંદિર રાણા મુકુલજીનું બંધાવેલું છે. અહિં જોહરાનું ભોંયરૂં છે. ભીમસિંહ અને પદ્મણીનો મહેલ વિશાળ સરોવર ઉપર છે. આગળ ચિતોડનું સ્થાપન કરનાર ચીંગમોરીનો રાજમહેલ છે. અસલ નગર અહિંથી જણાય છે ત્યાં ખાત્રા ભીમનો એક સ્તંભ છે. તે સ્તંભ જૈન તિર્થંકર આદિનાથને અર્પણ કરેલો છે. પાસે રાજા કુકરેશ્વરનું બંધાવેલું પ્રાચીન દેવાલય છે.

અહીં હજુ પણ ૩૦૦ થી ૪૦૦ સારા મુકામો છે. આ કિલ્લા પાસે એક ટેકરી છે, તે ટેકરી ઉપરથી દુશ્મનો તોપોનો મારો ચિતોડ ઉપર ચલાવતા હતા. ચિતોડના ત્રીજા દરવાજા ફાટા પાસે જયમલ અને પટ્ટાએ અકબરની સાથે કરેલી બહાદુરીનો શિલા લેખ છે. અહિં રજપૂતોને માટે બળીદાન અર્પનાર રગડુની સમાધિનું સ્થાન છે. તે રગડુ દેવ તરીકે ત્યાં પુંજાય છે. સૂર્યવંશી રાજા કનકસેનના વંશમાં ચિતોડના રજપૂતો થયા છે. ચિતોડના રાજાની આઠમી પેઢીએ નાગદત્ત થયો તેને ભીલોએ મારી નાંખ્યો પણ તેનો પુત્ર બાપારાવળ થયો તેણે સને ૭૨૮ માં ચિતોડ પોતાને કબજે કર્યું અને મુસલમાનોને જીતી અનેક કન્યાઓ સાથે લગ્ન કરી વંશની વૃદ્ધિ કરી. બાપારાવળની પછી અઢારમી પેઢીએ જે રાજા થયો તેને સમરસિંહ તથા સૂર્યમલ બે પુત્ર હતા. સમરસિંહે દિલ્લીના રાજા પૃથ્વીસિંહની બેન પૃથા સાથે લગ્ન કર્યું હતું. તે પોતાના સાળા પૃથ્વીરાજની સાથે સને ૧૧૯૩ માં મરાયો અને તેની પછી કર્ણસિંહ ગાદીએ બેઠો. તેના પછી નવમી પેઢીએ લક્ષ્મણસિંહ બેઠો તે નાનો હોવાથી તેનો કાકો ભિમસિંહ રાજ્ય વહીવટ ચલાવતો હતો. ભીમસિંહની સ્ત્રી પદ્મીની રૂપવંતી તેમ સતી હતી. સને ૧૩૦૩ માં અલાઉદ્દીન ચિતોડ ઉપર ચઢી

આવ્યો. તેમાં રજપૂતો હાર્યા અને પદ્મીણી વિગેરે ૧૩૦ સ્ત્રીઓ આ ગઢ ઉપર બળી મરી. તે પછી રાણા હમીરે મુસલમાનોને જીતી ચિતોડ કબજે કર્યું. તે પછી ત્રીજી પેઢીએ કુંભારાણાએ ચિતોડમાં રાજ્ય કર્યું. તેણે મુસલમાનોનો પરાજય કરી રાજ્યની ઉન્નતિ કરી. તેનું લગ્ન મારવાડમાં મેરતાના રહીસ સરદાર જયમલની પુત્રી મીરાંબાઇ સાથે થયું. મીરાંબાઇ શ્રી કૃષ્ણની ભક્ત હતી તેનો જન્મ સને ૧૪૭૪ માં થયો હતો. તે શ્રી કૃષ્ણની અનન્ય ભક્તિ કરતી તેથી રાણાએ તેનો ત્યાગ કર્યો હતો. હજુ પણ મેવાડમાં રણછોડજીની સાથે મીરાંબાઇની પુંજા થાય છે.

કુંભારાણા પછી ત્રીજી પેઢીએ રાણા ઉદયસિંહને ગાદી મળી. અકબરે બે વાર ચિતોડ ઉપર ચઢાઇ કરી તેમાં ચિતોડ અકબરે જીત્યું. અકબર ચિતોડમાંથી તે વખતે ઘણું જવાહીર અને અનેક વસ્તુઓ લઇ ગયો. તે વખતે ઉદયસિંહે ચિતોડથી નાસી મેવાડની રાજધાની ઉદયપુર વસાવ્યું. ઉદયપુરમાં હાલ ઉદયસિંહના વંશનો રાજા રાજ કરે છે.

---

# કાંકરોલી.

ચિતોડનો કિલ્લો જોયા પછી ચિતોડથી ઉદયપુર જતી ઉદેપુર ચિતોડગઢ રેલ્વેમાં બેસવું. ચિતોડગઢથી કાંકરોલીરોડનું ભાડુ ૦—૬—૦ છે. અને બે ગાડીઓ જાય આવે છે, ચિતોડથી એક સવારમાં ૭ વાગે ને બીજી ૪ વાગે ગાડી જાય છે તે કાંકરોલીરોડ ૯—૪૭ અને ૬—૮ વાગે બે કલાકમાં પોચાડે છે, ચિતોડગઢથી જતાં રસ્તામાં બેરાચ, ગોસન્ડા, પંડોલી, કાપસીન અને કરેરા સ્ટેશન મૂકી પછી કાંકરીયારોડનું સ્ટેશન આવે છે. કાંકરોલીરોડથી બીજું સ્ટેશન શ્રીનાથરોડનું આવે છે.

કાંકરોલી રોડથી પગ રસ્તે કાંકરોલી જવું પડે છે. સ્ટેશન ઉપર વાહન ભાડે મળી શકે છે. અહિં ગોસ્વામી બાલકૃષ્ણલાલજીના લાલબાવાનો મુકામ છે. શ્રી દ્વારકાંનાથજીની સાત ગાદીમાંનું શ્રેષ્ટ મંદિર અહિં છે, આ ગાદીના ઘણા વૈશ્નવો સેવકો છે. ગામમાં દ્વારકાંનાથજીનું મોટું મંદિર છે. મંદિરની પાછળ રાયસાગર નામનું મોટું તળાવ છે. તેનો દેખાવ સુંદર છે. પાણી સજીવન છે. વૈશ્નવો મંદીરના ઓરડાઓમાં વગર ભાડે ઉતરે છે. અહિંના ગોસાંયજી મહારાજ તરફથી યાત્રાળુઓને બે વખત પરસાદ આપી તેમની સારી બરદાસ રખાય છે. અહિં સેવકોએ જેટલી શ્રીનાથજીમાં સેવા કરી હોય તેટલી કરવી પડે છે.

શ્રીનાથજીથી કાંકરોલી ૬ ગાઉ થાય છે વચ્ચે બનાસ તથા ખારી નદી આવે છે. ત્યાં તળેટીપર શા હરગોવનદાસની ધર્મશાળા પણ છે. ત્યાં પણ યાત્રાળુઓ ઉતરે છે. અહિં બીજી પણ ધર્મશાળાઓ છે. પાસે મહા-

રાજના બગીચામાં સેલોર નામની વાવ છે તેમાં સ્નાન કરી ડુંગર ઉપર શ્રી દ્વારકાનાથજીનું મંદિર છે ત્યાં દર્શન કરવા જવાય છે. અહિં છોટા દ્વારકાધિશ તથા મથુરાધીશનાં મંદિરો છે. અહિ દર્શનનો કાંઇ ટાઇમ નથી પણ જ્યારે વૈશ્નવો એકઠા થાય ત્યારે દર્શન કરે છે. અહિ કાંકરીયા નામનું તલાવ બાર ગાઉ ફરતું અને મોટું છે. તેમાં પાણી પુષ્કળ હોય છે. આ તળાવમાંથી વહેતા પાણીથી કેટલાક માઇલો સુધી ખેતી થાય છે. શ્રી બાલકૃષ્ણલાલજીના વૈશ્નવ શિષ્યો અહિં આવ્યા વગર રહેતા નથી.

---

## પ્રકરણ ૧૩ મું.

# શ્રીનાથદ્વારા.

---

કાંકરોલીથી પણ શ્રી નાથદ્વારા જવાય છે. તેમજ કાંકરોલી રોડથી રેલ્વેમાં બીજું સ્ટેશન શ્રીનાથદ્વારા છે, તેનું ભાડુ કાંકરોલીથી ૦—૧—૯ છે. ચિતોડગઢથી શ્રીનાથરોડનું ભાડુ ૦—૧૧—૩ છે. આ સ્ટેશનનું પહેલાં માવલી સ્ટેશન નામ હતું. શ્રીનાથદ્વારા જવા માટે સ્ટેશન ઉપરથી ઉંટ તથા ગાડીઓ ભાડે મળી શકે છે. શ્રીનાથજી યાત્રાનું સ્થળ છે.

શ્રીનાથદ્વારમાં ગોકળદાસ તેજપાળની તેમજ જગા લધાની ધર્મશાળાઓ છે તે ઘણી સારી ને સગવડવાળી છે. શ્રીનાથદ્વારાનું ગામ વલ્લભસંપ્રદાયના વૈશ્નવોનું મુખ્ય તિર્થસ્થાન છે. તે બનાસ નદિને કાંઠે આવેલું છે. ત્યાં નવેક હજાર માણસની વસ્તી છે. અહિં શ્રીનાથજીનું ઉત્તમ મંદિર છે. ત્યાં હંમેશાં રાજસી ભોગવૈભવ થાય છે. મંદીર ઘાણુ બાંધેલું છે. મંદિર વલ્લભસંપ્રદાયના ગોસ્વામીના અધિકારમાં છે. અહિં ઘણા યાત્રાળુઓ આવે છે, કાર્તક સુદ ૧ ના રોજ અહિં અન્નકોટ પૂરાય છે.

મદ્રાસના તૈલંગ દેશના કાંકરવલી ગામમાં ભારદ્વાજ ગોત્રના તૈલંગ બ્રાહ્મણ લક્ષ્મણભટજી કરીને હતા. તેઓ એક વખતે કાશીએ યાત્રા કરવા ગયા. યાત્રામાં બિહારપ્રાંતના અમ્પારણ્યના ચારા ગામમાં તેમની પત્ની ઇલ્લમગારુને સંવત ૧૫૩૫ વૈશાખવદ ૧૧ ના રોજ એક પુત્ર જન્મ્યો તે જ શ્રી વલ્લભાચાર્યજી થયા. તેમના મોટા ભાઇનું નામ રામકૃષ્ણભટ અને નાનાનું નામ રામચન્દ્રભટ હતું. વલ્લભાચાર્યજીએ કાશીના પંડિત માધવાનંદતીર્થ ત્રિદંડીની પાસે વિદ્યાભ્યાસ કર્યો. પછી પોતે સંવત ૧૫૪૮ માં દિગ્વિજય કરવા ગયા અને પંઢરપુર, ત્રંબક, ઉજ્જન થઇ વ્રજમાં આવ્યા. વ્રજમાં થોડો વખત રહી પોતે અયોદ્ધા અને નૈમિષારણ્યમાં થઇ કાશી ગયા. ત્યાંથી ગયાજી, જગન્નાથજી યાત્રા કરી દક્ષિણમાં ગયા. આ પ્રમાણે

સંવત ૧૫૫૪ માં તેમણે પોતાનો પહેલો દિગ્વીજય કરી, બીજા દિગ્વીજય વખતે વ્રજમાં ગોવર્ધનપર્વત ઉપર શ્રીનાથજીનું સ્વરૂપ પ્રકટ કરીને તેમની ત્યાં સ્થાપના કરી. વલ્લભાચાર્યે ત્રણ વાર ફરીને આખા હિંદુસ્તાનમાં વૈશ્નવમતને સ્થાપન કર્યો, અને પછી સંવત ૧૫૮૭ માં અશાડ સુદ ૨ ના રોજ કાશીમાં પોતાના શરીરનો ત્યાગ કર્યો. તેમના મોટા પુત્ર ગોપીનાથજી તથા નાના પુત્ર શ્રી વિઠ્ઠલનાથજી હતા. ગોપીનાથજીનો વંશ આગળ વધ્યો નહિ પણ શ્રી વિઠ્ઠલનાથજીને સાત પુત્ર હતા, જેમાંથી મોટા ગિરધરજી તથા નાના યદુનાથજીનો વંશ હાલમાં છે.

શ્રી નાથજીની મૂર્તિ પહેલાં વ્રજમાં ગોકુળમાં હતી, પણ સને ૧૬૭૪ માં જ્યારે ઔરંગઝેબે શ્રીનાથજીના મંદિરને તોડવાની ઇચ્છા કરી ત્યારે ઉદયપુરના મહારાણા રાજસિંહે શ્રીનાથજીની મૂર્તિ ત્યાંથી લાવીને પોતાના રાજ્યમાં આ સ્થળે સ્થાપી. જે પછી આ ગામ વસ્યું છે. આસપાસ ભીલોની વસ્તી વધારે છે. અહિંના સર્વ ભીલો શ્રીનાથજી ઉપર ભક્તિ રાખે છે. બેસતા વર્ષે અન્નકોટ લુંટવા હજારો ભીલો આવે છે. અહિં હજારો રૂપિઆની સામગ્રી ધરાવાય છે. જેને રાજભોગ ધરાવવો હોય તેની પાસે રૂ. ૧૨૫–૦ લે છે. અહિં પ્રસાદ બજારમાં મીઠાઇની દુકાનની માફક વેચાય છે.

શ્રીનાથજીનું સ્થાન ઉદેપુરના રાજ્યને તાબે છે પણ આ સ્થાનપરની સત્તા શ્રીનાથજીના અત્યારના ગોસ્વામી મહારાજ તીલક ગોરધનલાલજીની છે. અહિં મહારાજ તરફથી ફોજદારી કેસો ચલાવવા માજીસ્ટ્રેટ નીમેલો છે.

ન્યાયખાતા સિવાયના બધા અમલદારો ઉપર અહિંના અધિકારીની સત્તા છે. તે કારભારી જેવા છે. તે સેવાપુજા, યાત્રીઓની દેખરેખ, પૈસાની વ્યવસ્થા વિગેરે કામ કરે છે. અહિંની વસ્તીના ગુજરાનનું સાધન યાત્રાળુઓ ઉપર છે. અહિં શ્રી નાથજીની સમય સમયની પુંજા ઉત્તમ ઠાઠથી થાય છે. કેસર કસ્તુરી, અંબર, બરાસ વિગેરે મોંઘી વસ્તુઓ સામગ્રીમાં વપરાય છે. નેકભોગ પણ મોટો છે. અનેક યાત્રાળુઓ અને પુંજારીઓ ઠાકોરજીની પ્રસાદો ઉપરજ પોતાનો ગુજારો કરી શકે છે. ઠાકોરજીના શ્રૃંગાર પણ કિંમતી છે વલ્લભસંપ્રદાયનું આ મુખ્ય મંદિર છે. અહિં મરજાદી વૈશ્નવની વસ્તી વધારે છે.

શ્રી નાથજીની યાત્રા કર્યા પછી રજા ચિઠ્ઠી ન મળે ત્યાં સુધી શ્રીનાથજીની બહાર યાત્રાળુઓથી નીકળાતું નથી. અને યાત્રાળુઓ પાસેથી સારી ભેટ લીધા પછીજ રજાચિઠ્ઠી મળે છે. પહેલાં તો મહારાજ કહે તેટલી રકમ આપે તોજ રજાચિઠી મળતી પણ હવે તેવું નથી. તોપણ જેટલા વધારે કઢાવાય તેટલા પૈસા કઢાવાય છે. કોઈ યાત્રાળુ પાસે પૈસા ન હોય તો કૃષ્ણભંડારમાંથી તેને પૈસા ધીરવામાં પણ આવે છે. આખા હિંદુસ્તાનમાં રોમમાં પોપની જેવી સત્તા છે તેવી પ્રબળ ધર્મ

સત્તા અહિંના મહારાજની છે. હવે તો હાલના મહારાજ અને અધિકારીઓ સારા છે. અહિં સારી ગૌશાળા તેમજ ધર્મશાળાઓ પણ છે. શ્રીનાથજીનો કૃષ્ણભંડાર એ અહિંની કચેરી છે અને અહિંના અધિકારી તે કારભારી જેવા છે.

ગોસાંઈજીની સાત ગાદીઓને માથે શ્રીનાથજી ગણાય છે. અહિં ઉતરવાને મકાનો ભાડે પણ મળે છે. અહિં શ્રીનાથજી મંદિરની ગાદી ઉપર જે ગોસાંઈજી હોય તે ટીકાટના નામથી ઓળખાય છે. અહિંના ગોસાંઈજી મહારાજે પહેલાં યાત્રાળુઓ ઉપર ઘણો ત્રાસ વર્તાવતા હતા. જેથી ગીરધરલાલજી મહારાજને ઉદયપુરના રાણાએ પદભ્રષ્ટ કરીને બીજા મહારાજને ગાદી ઉપર બેસાડયા હતા. તે પછી તેઓ યાત્રાળુઓ સાથે બહુ ત્રાસ વર્તાવતા નથી. શ્રીનાથજીમાં કુવાનું પાણી પીવાય છે. નદીમાં પાણી થોડું રહે છે. નદી ગામની નજીકજ છે અહીંના મારવાડી લોકો ઘણા હઠીલા હોય છે. અહીં દરેક વસ્તુ મોંઘી મળે છે. અહિં વિદ્યા ઓછી છે. ઘણા વૈશ્નવો અહિં બબે મહિના રહે છે.

દર્શન વખતે અંદર પાંચેક જણ ઝાપટીઆ રહે છે તે યાત્રાળુઓની ભીડ ખસેડવા ઝાપટો માર્યા જ કરે છે. તેમાંના ઘણા લાલચુ હોય છે. તે પહેલાં યાત્રાળુને મળે છે ને દર્શન કરાવ્યાના પૈસા લે છે. જો નથી આપતા તો સરત રાખી અંદર ઝાપટો મારી જુલમ પણ વર્તાવે છે, અને જે તેમનું મન રાખે છે તેમને તે અંદર જઇ સારી રીતે દર્શન કરાવે છે. આ લોકોને છંછેડવાથી ઘણા વૈશ્નવોને સારો માર પડે છે પણ તેની કાઇ દાદ ફરીયાદ સાંભળતું નથી. અહિં શહેર છોડી જતી વખતની રજા ચીઠી કરાવ્યાની ભેટ કૃષ્ણભંડારમાં લેવાય છે. ભેટ કર્યા પછી મહારાજ તરફથી પ્રસાદ અને ઉપરણો મળે છે. શ્રીજીનું મંદીર ત્રણ ચોકનું છે. ગરમીના દહાડામાં ઉપર ચંદરવા બંધાય છે. દર્શન આઠ સમાનાં થાય છે. દર્શન થઇ રહ્યાં ને જે નીકળ્યો તે ખરો, નહિતો દરવાજા બંધ થતાં અંદર રહેવું પડે છે. તેની પાસે મંદીરમાં એક અંધારી ગલીના રસ્તે વાવ છે તેમાંથી બળાત્કારે પાણી ભરાવી મંગાવે છે, અને ના કહેવાતું નથી. ગામથી દોઢેક ગાઉ ઉપર બરાડા ગામ છે ત્યાં નાના મંદીરમાં ગોપાલલાલજીનું મંદિર છે. ત્યાં કાંઇ ઠાઠમાઠ નથી.

શ્રીનાથજી ઉપરાંત અહિં નવનીતલાલ, બેટીજી, મદનગોપાળ, વનમાળીજી, વિઠ્ઠલેશજી, બાળકૃષ્ણજી વિગેરેનાં દેવમંદિરો છે. ત્યાં પણ સમય સમયનાં દર્શન થાય છે. શ્રીનાથજીને શ્રીફળ, ભેટ તથા પવિત્રાં ધરાવી દર્શન થાય છે. ત્યાં સમાધાનીની પાસે સેવામાં કેટલી રકમ ભરવાની છે તે નક્કી કર્યા પછી અંદર જઈ રાજભોગનાં તેમજ શ્રીનાથજીનાં દર્શન કરાવે છે. સેવા કરનારને રાજભોગની પ્રસાદી મળે છે. નવનીતલાલજીમાં

મહાપ્રભુજીની બેઠકનાં દર્શન કરવાનાં હોય છે. ગામથી અડધા ગાઉ ઉપર ઠાકોરજીનો બાગ છે તેનું નામ લાલબાગ છે.

શ્રીજીમાં બનાસ નદી ઉપર બે બગીચા, શ્રીજીનો મોતીમહેલ, શંકરનું દેવાલય તથા બે કુવા છે. આ કુવામાંથી શ્રીજી માટે પાણી જાય છે. તેમાંથી પાણી બીજા કોઈથી લેવાતું નથી. ધર્મશાળા પાસે એક કુંડ છે. ત્યાંથી એકાદ ગાઉ દૂર નથુવાસ એટલે ગૌશાળા છે. શ્રીજીનો રથ, હાથી, ઘોડાર વિગેરે જોવા યોગ્ય છે. શ્રીજીમાં શ્રી લક્ષ્મીનારાયણ તથા નીલકંઠ મહાદેવનાં દેવાલયો છે. નવારા બાગ જોવા યોગ્ય છે. નીલકંઠ મહાદેવ પણ શ્રીજીની સાથે આવ્યાનું કહેવાય છે.

અહિં ચિત્રો ચિતરવાનું ને રંગવાનું કામ સારૂ થાય છે. અહિં ધોળી લાદીએ જડેલો એક મોટો ઓટલો છે તેને ધોળી પટીઓ કહે છે ત્યાં ફુલ, છડી વિગેરે વેચનારા બેસે છે. પોસ્ટમેનો પણ કાગળ લઈ અહિં બેસે છે ત્યાંથી સઉ પોતપોતાના કાગળો લઈ જાય છે. કમળ ચોકમાં સ્ત્રી પુરુષો ભજનો ગાય છે

શ્રીજીનાં દર્શન કરતાં મન શાંત થાય છે. અને તેમના પ્રત્યે ઐશ્વર્યભાવ ઉત્પન્ન થાય છે.

---

## પ્રકરણ ૧૪ મું.

## ઉદેયપુર, એકલિંગી મહાદેવ, કેસરીયાજી.

---

# ઉદેપુર

---

શ્રીનાથજીની યાત્રા કરી ઉદયપુર જવાય છે. અહિંથી પગરસ્તે ઉદેપુર ૩૫ માઇલ છે. રસ્તામાં ૧૫ માઇલ દૂર એકલિંગી મહાદેવ આવે છે, પગરસ્તે ન જવું હોય તે શ્રીનાથદ્વારારોડ સ્ટેશનેથી ગાડીમાં બેસી ઉદેપુર જઇ શકાય છે. સ્ટેશનથી ઉદેપુર ૩૪ માઇલ છે. તથા ભાડુ ૦—૬—૦ છે. શ્રીનાથદ્વારા સ્ટેશનેથી ઉદેપુર જવા માટે ક. ૧૦—૨૫ તથા ક. ૬—૩૩ ગાડી ઉપડે છે. વચ્ચે ભીમાલ, ખેમલી અને દેબારી એ સ્ટેશનો આવે છે પછી ઉદેપુરનું સ્ટેશન આવે છે. પહેલાં ઉદેપુર ઠેઠ રેલ્વે લાઈન નહોતી ત્યારે દેબારીથી ચાલીને જવું પડતું. ઉદયપુરનું શહેર નાનું પણ સુંદર છે તેમાં પચાસેક હજાર માણસની વસ્તી છે. અહિં રાજ્ય તરફથી બંધાવેલી ધર્મશાળા પણ છે. જેમાં સર્વ કોઈ ઉતરી શકે છે.

ઉદયપુર શહેરની ચારે તરફ કિલ્લો છે. શહેરની પશ્ચિમે એક તળાવ છે. અને ઉત્તર તથા પૂર્વે ખાઇ છે. ખાઇમાં આ તળાવમાંથી પાણી

આવે છે. દક્ષિણ તરફ એકલિંગગઢની પહાડી શહેરના કિલ્લાનું કામ કરે છે. શહેરના ૪ દરવાજા છે. ઉત્તરે હાથી પોલ, દક્ષિણે ખેરવારા, પૂર્વે સૂર્યપોલ અને ઝીલની તરફ પશ્ચિમે ૩ મહેરાબવાળા ત્રિપોલીયા નામનો પાણીનો દરવાજો છે. શહેરની બહાર કિલ્લો છે. શહેરમાં જગદીશનું મંદિર સર્વથી મોટું અને સુંદર છે. હાથીપોલ દરવાજામાં થઇને મુખ્ય બજારમાં થઇ રાજમહેલમાં જવાય છે. દિલ્લી દરવાજા કે સૂર્યપોલમાંથી બજારમાં થઈ ગુલાબબાગમાં જવાય છે જ્યાં તળાવ, સડક અને બાગ જોવા લાયક છે. ગુલાબબાગ થઇને દૂધતળાવ જવાય છે. આ દૂધતળાવ શહેરની પશ્ચિમે ૨ા માઇલ લાંબુ ને ૧ા માઇલ પહોળું એક મોટું તળાવ છે તેને પીછોલા તળાવ કહે છે. તેની વચ્ચે જગમંદિર નામના બે મહેલ છે. જેને રાણા જગતસિંહે બંધાવ્યા છે. જગનિવાસ ૪ એકર જમીનમાં આરસ પહાણથી બંધાવેલો છે. આ સરોવરમાં કેટલીક પનાઇઓ પણ છે. આ સરોવરને કિનારે રાજાનો મહેલ છે તે જમીનથી ૧૦૦ ફીટ ઉંચો અને ચારે ખૂણે આરસપહાણથી બંધાવેલો છે. આ મહેલમાં ગણેશદ્વારમાંથી પેસાય છે.

ઉદયપુર શહેર ખાડામાં છે અને તેની આજુબાજુ મજબૂત ડુંગરો આવેલા છે, તે ડુંગરો ઉપર કિલ્લો બાંધેલો છે. આ કિલ્લામાં ૪ દરવાજા છે. ઉદયપુરથી ચારે બાજુ બાર બાર ગાઉ ફરતો ડુંગર ઉપર કિલ્લો છે. કિલ્લાની બહારનો પ્રદેશ સપાટ છે. ડુંગરો વનસ્પતિથી ભરપુર છે. ઉદેપુરની આજુબાજુ સરોવર અને બગીચાઓ છે.

રાજમહેલની અંદર વાડીમહેલ, શીસમહેલ (જેમાં શીસાનું કામ છે) અને શંભુનિવાસ છે. સરોવરથી ૩ માઇલ પૂર્વે મહાસતીના સ્થાનમાં મરી ગયેલા રાણાઓને બાળવામાં આવે છે. અહિં તેમની છત્રીઓ છે અને સતી થયેલી સતિઓની ત્યાં મૂર્તિઓ છે. અહિં સંગ્રામસિંહની તેમજ ઉદયસિંહના પિતા અમરસિંહની છત્રી ઉત્તમ છે. રાજ્યના પૂર્વ ભાગમાં લોઢાની નાની ખાણ છે. ઉદયપુરથી દક્ષિણે ૨૪ માઇલ ઉપર પહેલાં ટીન અથવા જસતની ખાણો હતી, પણ હવે તે ખાણો બંધ છે. તાંબુ ને શીસુ પણ ઘણે સ્થળે નીકળે છે.

રાજ્યમાં મુખ્ય નદી બનાસ છે, તે સાબરમતીને મળે છે. આ રાજ્યમાં ઘણાં તળાવ અને સરોવરો છે. તેમાં ઢેબરસરોવર તો ઘણું મોટું છે જેને જયસમુદ્ર પણ કહે છે. વળી કેટલાક તેને ઉદયસાગર કે રાજસમુદ્ર પણ કહે છે. ઉદયપુરથી આ સરોવર ૨૦ માઇલ દૂર છે. આ સરોવર ૯ માઇલ લાંબુ અને ૫ માઇલ પહોળુ છે. તેનો પાકો બાંધ ૧૦૦૦ ફુટ લાંબો ને ૯૫ ફુટ ઉંચો છે જેની પહોળાઈ નીચેથી ૫૦ ફુટ અને ઉંચેથી ૧૫ ફીટ છે. આ સરોવર તાનસાના જેવું છે.

એક વખત આ સરોવર ફાટવાથી સાબરમતી નદીમાં ભારે રેલ આવી હતી. સાબરમતીનું મૂળ પણ અહિંથી જ છે.

ઉદેપુરમાં જૈન દેરાસરો ત્રીસ બત્રીસ છે, તેમાં ત્રણ ચાર તો ખાસ જોવા યોગ્ય છે. આજુબાજુ ભીલ લોકોની વસ્તી છે, તે રાણાને પૂજ્યભાવથી માને છે.

અહીં રૂ, તેલ, જવાર, બાજરી, મકાઇ, ઘઉં, અડદ, શેરડી, અફીણ અને કઠોળનો પાક થાય છે. ઘણી જમીન પડતર રહે છે, ભિલવાડા, ચિતોડગઢ, નાથદ્વારા અને કાંકરોલી આ રાજ્યના કબજામાં છે રાજ્ય તરફથી સાતેકહજાર સવારો, અને પંદરેક હજાર પાયદળ લશ્કર રહે છે. ૪૬૪ તોપો અને ૧૩૩૮ ગોળાબાજો રહે છે. અહિં સર્વ પ્રજાને હથિયાર રાખવાની છુટ છે.

ઉદેપુરના રાણા સૂર્યવંશી સિસોદીયા રજપુત છે. સને ૧૫૬૮ માં જ્યારે અકબરે ચિતોડ લઇ લીધું ત્યારે ઉદયસિંહે આવી અહિં ઉદયપુર નામનું શહેર વસાવ્યું. સને ૧૫૭૨ માં ઉદયસિંહના મરી ગયા પછી તેમના પુત્ર પ્રતાપસિંહ ગાદીએ આવ્યા, પછી ૧૫૭૭ માં અકબરે ઉદયપુર જીતી લીધું. પણ પ્રતાપસિંહે સને ૧૫૮૬ માં મુસલમાનોને જીતી ઉદયપુર પાછું લીધું. તે પછી જગતસિંહ, જયસિંહ, પ્રતાપસિંહ, ભિમસિંહ, સજ્જનસિંહ વિગેરેએ રાજ્ય કર્યું. હાલમાં ઉદયપુરમાં મહારાણા ફતેહસિંહજી રાજ્ય કરે છે. તેમને અંગ્રેજ સરકાર તરફથી ૨૧ તોપોનું માન છે.

અહિં વિક્ટોરીયા હૉલ અને મ્યુઝીયમ જોવા લાયક છે. અહિં સર્વજન સુખનિવાસ નામનો બગીચો ઉત્તમ છે, તે મુંબાઇના વિક્ટોરિયાગાર્ડન જેવો છે. તેમાં જાતજાતનાં જનાવરો, વાઘ, રીંછ વિગેરે છે. તેની અંદર મ્યુઝીઅમ છે. તેમાં ઘણી વસ્તુઓ જોવા લાયક છે તેમાં વિક્ટોરીયા રાણીનું પુતળુ વિલાયતથી ૨૨૦૦૦ રૂપિઆ ખર્ચીને મંગાવેલું તે મૂકેલું છે. લાયબ્રેરી પણ સારી છે. સરોવરની વચ્ચેના જલમહેલને લાખોટા પણ કહે છે. તેમાં ન્હાવાને માટે પાણીના કુંડો પણ છે. જોડે ૧ બંગલો તો માત્ર ૧૨૫ પથ્થરનો જ બંધાવેલો છે ત્યાંથી છેટે આવેલી એક ડુંગરની ટેકરી ઉપર નટડીની દેવડી છે. તે સંબંધમાં એવું કહેવાય છે કે રાજાએ તે નટડીના ખેલ જોઇ ખુશ થઈ એમ કહેલું કે: 'જો તું સુતરનો તાંતણો બાંધી તે ઉપર થઇ આ પારથી પેલે પાર જાય તો તને રાજ આપું.' આથી તે નટડી સુતરનો તાંતણો બાંધી તેના ઉપર ચાલીને અડધે સુધી આવી, ત્યારે પ્રજાએ જાણ્યું કે આ તો રાજ લઈ લેશે તેથી અર્ધે રસ્તે આવતાં સુતરની દોરી તોડી નાખી. તેથી તે નટડી પાણીમાં પડી ડુબી ગઇ તે ઉપરથી તે નટડીની દેવડી સામેની ટેકરી ઉપર ચણાવી.



શ્રી એકલિંગીજી મહાદેવ, ઉદયપુર. પૃષ્ઠ ૫૩

અમદાવાદના લલુભાઈ શંભુરામ જોશી, અગરબત્તીવાળા
તરફથી મળેલું ચિત્ર.

લક્ષ્મી આર્ટ, ભાયખલા મુંબઈ. નં. ૮

અંદરના બીજા મહેલને સજ્જન મહેલ કહે છે તે ઘણો ઉત્તમ છે. તેમાં પણ ન્હાવાના પાણીના કુંડ અને કાચના આરીસા જડેલા ઓરડાઓ ઉત્તમ છે. જમીન ઉપર કાચની લાદીઓ જડેલી છે.

શહેરમાં શ્રીવલ્લભનાથજી, ગોકુળચંદ્રમાજીનાં મંદિરો છે. રાજમહેલ જોવા માટે પહેલાંથી રજાચીઠી કરાવવી પડે છે. રાજમહેલના ઓરડાની ભીંતો સારી પાલીસ કરેલી છે. કેટલાંક ઓરડામાં ચારે તરફ કાચના આરીસા જડેલા છે અને કાચની લાદીઓ જડેલી છે. આ રાજ્યમાં ૧૫૦ હાથીઓ છે. અહીં મારવાડીઓની વસ્તી છે. સ્ત્રીઓમાં પડદાનો રીવાજ છે.

# એકલિંગી મહાદેવ.

ઉદયપુરથી ઉત્તરે ૧૨ માઇલ ઉપર ઝાડીમાં એકલિંગજી મહાદેવનું વિશાળ દેવાલય છે. અહિં દરબારે બંધાવેલી ધર્મશાળા પણ છે. મંદિર ધોળા આરસપહાણનું બંધાવેલું છે. શિવલિંગની ચારે તરફ એક એક એમ ચાર મુખ છે મંદિરની પશ્ચિમે મુખ્ય દરવાજા પાસે આખલા જેટલો મોટો એક પીતળનો નંદી છે. એક બીજો નંદી ચાંદીથી મઢેલો છે. આસપાસ પણ કેટલીક દેવમૂર્તિયો છે. આગળ સુંદર ચોગાન છે. એકલિંગજી મહાદેવ મેવાડના રાણાઓના ઇષ્ટદેવ છે. મહાદેવના શૃંગારો લાખો રૂપિયાના કિંમતી છે. રાજ્ય તરફથી એકલિંગજી મહાદેવને ૨૪ ગામો પળે છે. મહાદેવની પુંજા કરવાનો અધિકાર પુંજારી અને ઉદેપુરના રાજાને જ છે. મંદિરની આસપાસ થોડી વસ્તી પણ છે.

એકલિંગજી મહાદેવની સ્થાપના મેવાડરાજ્યના મૂળપુરુષ બાપારાવળના વખતથી કરેલી છે. પ્રથમ માત્ર મહાદેવજીનું લિંગ—બાણ હતું. જે ડુંગરપુર રાજ્ય તરફથી ઇન્દ્રસાગરમાં પધરાવી દીધા પછી આ ચતુર્મુખી મૂર્તિની સ્થાપના કરેલી છે. પંદરમી સદીમાં ચિતોડના મહારાણા કુંભારાણાએ એકલિંગજીના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો છે. રાજ્યકુટુંબ તરફથી આ સ્થાન સર્વોત્તમ બનાવેલું છે. જેથી આ સ્થાન કૈલાસ જેવું શોભે છે.

અંદરના ભાગમાં તાજમહેલના ફુવારા જેવા ચોક કરવામાં આવ્યા છે. આજુબાજુનો પ્રદેશ કુદરતી લીલાથી ભરપુર છે. મહાદેવજીની પુંજા રોજ ઝવેરાતથી કરવામાં આવે છે. સોમવારે હિરાની, મંગળવારે માણેકની, બુધવારે મણિની, ગુરુવારે નીલમની, શુક્રવારે મોતીની, શનીવારે શનીની અને રવીવારે પોખરાજથી પુજા થાય છે. અહિંથી ત્રણસો ચારસો ગજ દૂર ૧૦૦ ફીટની ઉંચાઇએ એક સુંદર સરોવર છે તેનું નામ ઇન્દ્રસાગર છે. તેના ઉપર મહાદેવ, લક્ષ્મી, ગણપતિ વિગેરે દેવોનાં મંદિરો છે.

શ્રીનાથજીના રાજભોગ વખતે પહેલાં શ્રી એકલિંગજીને ભોજન લેવા બોલાવ્યા પછી ભોગ થાય છે. અહિં કુટેશ્વર અને ધારેશ્વર મહાદેવનું સ્થાન સારૂં છે, ત્યાં ગૌમુખમાંથી પાણીનો ઝરો વહે છે. તે પાસે એક બગીચો છે ત્યાંથી વનવાસિની દેવીનું મંદીર દેખાય છે.

એકલિંગજીના મહાદેવના દેવાલય ઉપર સુવર્ણનો કળશ છે ને ચાર સોનેરી ધ્વજાઓ છે. મહાદેવ ઉપર સુવર્ણનું છત્ર છે. આજુબાજુ નાનાં મોટાં સેંકડો મંદિરો છે. એક મંદિર મીરાંબાઇનું પણ છે. સોમવારે મહાદેવની ઠાઠમાઠથી પુજા કરી શણગાર ચઢાવે છે. નંદીને પણ સોનાની શીંગડીઓ અને કડાં સાંકળાં પહેરાવવામાં આવે છે. મહાદેવજીને ત્રણ આંખ છે. રંગ શ્યામ છે. અત્રે શંકરનો પ્રસાદ લેવાનો બાધ નથી. અહિં ગોસાંઇ સોનેરી મોટી ચાંચવી ટોપી પહેરી સોનેરી વસ્ત્રો પહેરી દરરોજ પુજા આરતી કરે છે. અહિં એક માણસ સ્ત્રીના વેશમાં નૃત્ય પણ કરે છે. પુંજારીને રાવળ અથવા ભોપી કહે છે. તેની આજ્ઞા વગર અહિં રૂદ્રી થતી નથી. ઉદેપુરની યાત્રા દરેક યાત્રાળુએ કરવા જેવી છે. ઉદેપુરથી પછી કેસરીઆજી જવાય છે.

---

# કેસરીઆજી.

કેસરીયાજી જૈનોનું યાત્રાનું સ્થળ છે. તે ઉદયપુરથી ૩૨ માઇલ થાય છે. ઉદેપુરથી કેસરીઆજી જતાં આવતાં ૧૦ રૂપિઆ ખર્ચ થાય છે. ત્યાં જવા માટે રાજ્ય તરફથી પરવાનો લેવો પડે છે. રસ્તામાં નવ ચોકીયો તેમજ પરસાદ અને ધુલેવા કે રામપુરા ગામ આવે છે. તેમાં કેસરીઆજીનાં દેરાસરો છે. અમદાવાદથી પ્રાંતીજ થઇ ખેડબ્રહ્માવાળી લાઇનમાં ઇડર, શામળાજી અને ટીંટોઇવાળે રસ્તે પણ અવાય છે. ઘણા તે રસ્તે થઇને પણ જાય છે. ખેડબ્રહ્માથી ઉદયપુર રેલ્વે રસ્તો થાય તો અમદાવાદથી ઉદેપુર થઇ ચીતોડગઢ બારોબાર જઈ શકાય તેવું છે. તેમ એ લાઇને કેશરીઆજી આવવું સ્હેલું પડે તેમ છે. અમદાવાદ પ્રાંતીજ લાઇનમાં તલોદ સ્ટેશને ઉતરી મોડાસા પગરસ્તે જવાય છે. અહીંથી સામળાજી થઇ કેસરીઆજી અવાય છે. આ રસ્તો પહાડી અને વિકટ છે. મોડાસાથી સામળાજી ૧૮ માઇલ છે ત્યાંથી કેસરીઆજી જવાય છે. ઉદેપુરથી કેસરીઆજી આવવાનો રસ્તો પણ ભીલોની વસ્તીવાળો અને ભયવાળો છે.

ઉદયપુરથી પશ્ચિમે સદીઘાટીમાં રામપુરા ગામ છે. જેમાં કેસરીયાજી આવેલા છે. તેમાં જૈનતિર્થંકર પારસનાથની આરસપહાણની મોટી માણસ જેટલી મૂર્તિ છે. અહિં ૨ મંદિરો છે. તે એમ કહેવાય છે કે કુંભારાણાના વખતમાં સને ૧૪૪૦ માં ધર્મશેઠે ૭૫ લાખ રૂપિયા ખર્ચીને

બંધાવેલાં છે. અહિં પારસનાથને ઘણુંજ કેસર ચઢાવવામાં આવે છે તેથી **કેસરીઆજી** કહેવાય છે. એ મંદિરોમાં મોટું મંદિર ૨૬૦ ફીટ લાંબુ ને ૨૪૪ ફીટ પહોળું છે. તેની ચારે બાજુ ૪૬ કોટડીઓ છે અને દરેક કોટડીમાં પારસનાથની મૂર્તિ છે. પશ્ચિમ બાજુએ દરવાજો છે. તેમાં ત્રણ ગુંબજ છે. આંગણાની વચમાં ૪૨૦ થાંભલા આવે છે. જેના દરેક ખુણે પારસનાથની મૂર્તિઓ છે. મંડપની વચ્ચે સુંદર નકશી કરેલું મુખ્ય મંદિર છે. આ મંદિરને ચાર દરવાજા છે દરેક દરવાજાની સામે માણસના જેટલી મોટી આરસની પારસનાથની મૂર્તિ છે. આ જૈનોનું મોટું જાત્રાનું સ્થળ છે. ચૈત્રી પુનમ તથા કાર્તિકી પુનમ ઉપર જૈનોના સંઘો અહિં આવે છે. અને મોટી જાત્રા ભરાય છે. મેળામાં દસેક હજાર માણસો અહિં આવે છે. ત્યાંથી પાછા ઉદયપુર આવી ગાડીમાં બેસી ચિતોડગઢ થઇ અજમેર જવું. અજમેરથી ફુલેરા જંકશન થઇ જયપુર, ભરતપુર થઇ મથુરાં જવાય છે.

---

# ભાગ ૫ મો.

# રજપુતાના

## પ્રકરણ ૧૫ મું.

## અજમેરથી મથુરાં.

### કિશનગઢ, નરીઆના, ફુલેરા, સાંભર, દેવયાની, જયપુર, અલ્વર.

ઉદેપુરથી ચીતોડઘઢ થઈ અજમેર આવવું પછી અજમેરથી મથુરાં જવાય છે. અજમેરથી રજપુતાના માળવા રેલ્વેમાં બેસી ફુલેરા જંકશન થઈ જયપુર જવાય છે.

**કિશનગઢ**—અજમેરથી જતાં રસ્તામાં માદર, લાડપુરા, બધરી એ સ્ટેશનો મુકી કીશનગઢ આવે છે. મેલ અને ફાસ્ટ વચ્ચેનાં સ્ટેશને ઉભી ન રહેતાં કિશનગઢ ઉભી રહે છે. અજમેરથી કિશનગઢનું ભાડું માત્ર ૦—૪—૦ છે. તે અજમેરથી ૧૮ માઈલ છે. સ્ટેશનથી થોડે દૂર શહેર છે. અહિં દેશી રાજ્ય છે. તેની ચારે બાજુ કિલ્લો છે. અહિં સોળેક હજાર માણસની વસ્તી છે. એક સરોવરને કિનારે આ શહેર છે. તે સરોવરની મધ્યે

અહિંના મહારાજાનો મહેલ બંધાવેલો છે. અહિંના રાજા રાઠોડ રજપુત છે. અહિંના રાજાને ૧૫ તોપોનું માન છે. સરોવરને કિનારે રાજમહેલ જોવા લાયક છે. અહિં વ્રજરાજજી, મોહનલાલજી, મદનમોહનજી, નરસિંહજી અને ચિન્તામણિનાં સુંદર મંદિરો છે. ધર્મશાળા પણ છે અહિં વેપાર ઠીક ચાલે છે. રાજ્ય તરફથી ૬૫૦ સવાર, ૩૫૦૦ પાયદળ અને ૩૬ તોપ રાખવામાં આવે છે. આહં બ્રાહ્મણોની વસ્તી વધારે છે.

**નરીઆના**—કીશનગઢથી રેલ્વે રસ્તે આગળ જતાં તીલાનીઆ, સાલી, સખુન એ સ્ટેશનો મુકી નરીઆના આવે છે અહિ ફાસ્ટ પેસંજર ઉભી રહે છે. ભાડુ કીશનગઢથી ૦—૭—૦ છે. આ દાદુપંથી સંપ્રદાયનું મુખ્ય સ્થાન છે. કહે છે કે અમદાવાદના નાગરબ્રાહ્મણ વિનોદીરામને ઘેર દાદુરાંમનો જન્મ ચારસોક વર્ષ ઉપર થયો હતો. તેમણે ૧૨ વર્ષની ઉમ્મરે સંન્યસ્ત લઈ રજપુતાનામાં આવી અહિં પોતાનો પંથ ચલાવ્યો. આ સંપ્રદાયના ઘણા લોકો જયપુર વિગેરે સ્થળે લશ્કરમાં નોકરી કરે છે. સુંદરદાસ કે જેમણે સુંદરવિલાસ બનાવ્યો છે તે આ પંથના હતા. પંથ વેદાંતને અનુકુળ છે. આ પંથના સાધુઓ નિરભિમાની હોય છે. તેઓ માથું મુંડાવે છે. અહિં એક મોટું તળાવ છે. સાંભર પાસે બરહનામાં દાદુજીનો દેહાંત થયો હતો.

**કુલેરા**—નરીઆનાથી બીજુ સ્ટેશન કુલેરા છે. આ સ્ટેશન જંકશન છે. કુલેરાથી એક ટ્રેન સંભર, કોચામન રોડ થઇ મીરતારોડ ઉપર થઈ જોધપુર અને બીકાનેર તરફ જાય છે. અને બીજી ટ્રેન શ્રી માધોપુર, રેવારી થઈ દીલ્હી તરફ જાય છે.

**સાંભર**—કુલેરા જંકશન ઉતરી કુચામન રોડ જતી ટ્રેનમાં સાંભર પહેલું સ્ટેશન છે. ભાડુ માત્ર ૦—૧—૦ છે, કુલેરાથી સાંભર ચાર માઇલ છે. અહિં સ્ટેશનથી ૧ માઈલ સાંભર નામનું મોટું તળાવ છે. તેનું પાણી ખારૂં છે. અહિં જમીન પણ ખારી છે. આ તળાવના પાણીથી મીઠું પાકે છે. આ તળાવ ૨૧ માઇલ લાંબુ અને ૫ માઇલ પહોળું છે. દર વર્ષે ૩ થી ૪ લાખ ટન આ તળાવમાંથી મીઠું પાકે છે. મીઠું બનાવવાનો હક પહેલાંનો જયપુર અને જોધપુર રાજ્યનો હતો પણ હવે અંગ્રેજ સરકારે તે હક લીધો છે અને તેને પેટે સત્તર અઢાર લાખ રૂપિઆ તે રાજાઓને આપે છે. અહિંથી પાસે બરહનામાં દાદુજીનો દેહાન્ત થવાથી તેમનું મુખ્ય સ્થાન છે.

---

## દેવયાની.

સાંભર ગામથી ૨ માઇલ ઉપર દેવયાની નામનું ગામ છે. શુક્ર-

ચાર્યની પુત્રી દેવયાનીના નામથી આ સ્થાનનું નામ દેવયાની પડેલું છે. અહિં સરોવર છે તેની પાસે કેટલાંક મંદિરોમાં શુક્રાચાર્ય, દેવયાની વિગેરેની મુર્તિયો છે. અહિં વૈશાખ પુનમના રોજ મેળો ભરાય છે. દેવયાની દૈત્ય ગુરુ શુક્રાચાર્યની પુત્રી હતી. તેનું લગ્ન રાજા યયાતી સાથે થયું હતું. અને અસુર પુત્રી શર્મિષ્ટાએ તેનું અપમાન કરેલું હોવાથી તેની દાસી થઇને રહેવું પડયું હતું. દેવયાની રાક્ષસ વૃષપર્વાની પુત્રી શર્મિષ્ટા સાથે તળાવમાં જળક્રીડા કરતી હતી. પછી બહાર નીકળી દેવયાનીએ ભૂલથી શર્મિષ્ટાનાં કપડાં પહેરી લીધાં, જેથી શર્મિષ્ટાએ દેવયાનીને ઠપકો આપ્યો તેમાં તકરાર થઈ, જેથી શર્મિષ્ટાએ દેવયાનીને કુવામાં નાખી દીધી. ત્યાં યયાતી રાજા આવી ચઢતાં તેણે દેવયાનીને હાથ પકડી બહાર કાઢી. દેવયાનીએ ઘેર જઇ પોતાના બાપ શુક્રાચાર્યને તે વાત કરી, તેથી તેમણે શહેર છોડવાનો વિચાર કર્યો, પછી વૃષપર્વાની પ્રાર્થનાથી શર્મિષ્ટા દેવયાનીની દાસી થાય એ સરતે શુક્રાચાર્ય ત્યાં રહ્યા. પછી દેવયાનીને પરણવા દેવગુરુ બ્રહસ્પતિના પુત્ર કચે ના કહેવાથી યયાતી સાથે દેવયાની પરણી અને શર્મિષ્ટા તેની સાથે દાસી થઇને રહી હતી. યયાતિના વંશમાં જ પાંડવ કૌરવો થયા હતા.

---

## જયપુર.

કુલેરા જંકશન મૂકયા પછી આગળ જયપુર આવે છે. વચ્ચે હુરનોડા, અસાલપુટ, ઉગવાસ, ધનકોયા, અને કનકપુર સ્ટેશનો આવે છે. પણ મેલ અને ફાસ્ટપેસંજર કુલેરાથી ઉપડી માત્ર જયપુર ઉભી રહે છે. કુલેરાથી જયપુર ૩૫ માઇલ દૂર છે. અને ભાડુ ૦-૭-૦ છે. અજમેરથી જયપુર ૮૪ માઇલ દૂર છે અને ભાડુ રૂ. ૧-૫-૦ છે. ઘણા યાત્રાળુઓ જયપુર જોવા ઉતરે છે. મેઇલ ૯-૪૨ અને ફાસ્ટપેસંજર સવારે ૬ વાગે ઉપડે છે. તે જયપુર રાત્રે ક. ૧-૧૯ મેલ આવે છે અને ફાસ્ટ પેસંજર ક. ૧૦-૨૫ આવી જાય છે. પેસંજર ટ્રેન ક ૧૧-૪૫ અને સાંજની પાંચ વાગે ઉપડે છે.

જયપુરના સ્ટેશનથી શહેર જરા દૂર છે. જયપુર રજપુતાનામાં એક પ્રખ્યાત દેશી રાજ્યની રાજધાનીનું ઉત્તમ શહેરમાંનું એક છે. રજપુતાનાનાં તમામ શહેરોમાંથી તો તે ઉત્તમ શહેર છે. સ્ટેશનથી થોડે દૂર ધર્મશાળા છે. તેમાં મુકામ થઇ શકે છે. તેમજ સ્ટેશન ઉપર પણ ઉતરવાની સગવડ થઇ શકે છે. જયપુરમાં દોઢેક લાખ માણસની વસ્તી છે. શહેરની દક્ષિણ બાજુએ ત્રણ તરફ પહાડીઓ છે, તેના ઉપર કિલ્લો બાંધેલો છે. શહેરની પાસેની પહાડી ઉપર પણ નાહરગઢનો પહાડી કિલ્લો છે. શહેરની ચારે બાજુએ ૨૦ ફીટ ઉંચો અને ૯ ફીટ પહોળો મોટો સુંદર કિલ્લો

છે, તેના ઉપર બેસીને ગોળીઓ છોડી શકાય તેવું છે. કિલ્લાને ૭ દરવાજા છે. તેમાં પૂર્વ દરવાજાને સૂર્યદરવાજો, પશ્ચિમે ચાંદદરવાજો, ઉત્તરે આંબેર, અને ગંગાપોલ, દક્ષિણે કિશુન દરવાજો, સંગાનેર દરવાજો અને ઘાટ દરવાજો એવાં નામ છે. તે ઉપરાંત ૭ બારીઓ પણ છે. શહેર ૨ માઇલ લાંબું ને ૧ માઇલ પહોળું છે.

અહિંની સડકો પહોળી અને સારી છે. મુખ્ય સડક ફુટપાથ સાથે ૧૧૧ ફીટ પહોળી છે. શહેરની વચ્ચે માણેકચોક છે જેની દક્ષિણે જોહરી બજારની સડક, ઉત્તરે હવામહેલ બજારની સડક, પૂર્વે રામગંજ બજારની સડક અને પશ્ચિમે ત્રિપોલીયા અને ચાંદપોલ બજારની સડક છે. અહિં ઉભા રહેવાથી ચારે બાજુના દરવાજા જોઇ શકાય છે. સડકોની બંને બાજુએ આવેલા ઘરો એકજ જાતનાં અને સરખી ઉંચાઇનાં છે. આ શહેરની બાંધણી ઘણીજ વખાણાય છે. અહિંના માલીકોએ રાજ્યની આજ્ઞા પ્રમાણે તેમનો હુકમ થાય તેવાં ઘર બંધાવવાં પડે છે. શહેરના વચ્ચે સાત માળનો રાજમહેલ છે. જેનું નામ ચન્દ્રમહેલ છે. સરકારની પરવાનગીથી આ મહેલ જોઈ શકાય છે. શહેરના ક્ષેત્રફળથી સાતમા ભાગના ક્ષેત્રફળમાં મહારાજાનો મહેલ, સુંદરબાગ અને સુખવિલાસ છે. તેમાં દિવાને ખાસ શ્વેત આરસપહાણનો બનાવેલો છે. ડાબી બાજુએ મહારાજાનો ખંડ છે અને જનાનામાટેનો ખંડ છે.

શહેરમાં ગેસના દીવા થાય છે. શહેરની બહાર રેસીડેન્સીની ઓફીસ છે. શહેરની પશ્ચિમે ૪ માઇલ દૂર એક ધારા છે. તે ચમ્બલ નદીમાં મળે છે. તેમાંથી શહેરમાં નળદ્વારા પાણી પુરૂ પાડવામાં આવે છે. પંપીંગ સ્ટેશન અને હૉજ ચાંદપોલ દરવાજાની સામે છે. મહેલની એક બાજુએ છાપખાનાની ઑફીસ, ઘડીઆળનો ટાવર, અને લડાઇનો સામાન છે. દીવાનેઆમની પૂર્વે પરેડની જગા છે. તેની પાછળ કચેરીયો છે. મુખ્ય દરવાજાની પાસે રાજા ઈશ્વરસિંહનો બનાવેલો ઇશ્વરીમીનારો કે સ્વર્ગ શૂળ છે.

**રામનિવાસ** બાગ—૭૦ એકરના વિસ્તારમાં છે, જે ઘણોજ ઉત્તમ છે. બાગમાં શ્રાવણ ભાદરવો નામના બે ઉત્તમ બંગલા છે. બંગલાઓમાં પથ્થરના ટુકડાના નકલી પર્વત બનાવેલા છે જેમાંથી ઝરણની માફક નળનું પાણી નીકળે છે. તેમાં વેલો અને ફુલ ઝાડ ચઢાવી સારી શોભા કરેલી છે. બાગની પૂર્વે જાત જાતનાં પક્ષી, વાઘ, રીંછ, હરણો, વાંદરા વગેરે પાળેલાં છે. બાગમાં અષ્ટભુજ બાવલું છે. એક ભાગમાં આલ્બર્ટ હૉલ નામની બે માળની ઈમારત છે તેમાં એક મોટો દરબાર હૉલ અને ઉત્તમ મ્યુઝીયમ છે. ભીંતો ઉપર જયપુરના રાજાઓની છબીઓ ચિત્રેલી છે અને તેમનાં નામ લખેલાં છે. મ્યુઝીયમમાં અનેક પ્રકારની જોવા યોગ્ય દેશદેશની ચીજો છે. તેમાં ૨૨૦૦ વર્ષથી વધારે વખતની એક સ્ત્રીની લાસ જે દવામાં બોળીને રાખેલી છે.

મેયો ઇસ્પીતાલ પથ્થરની બંધાવેલી છે. અહિં ઘડીઆળનું ટાવર છે એક આર્ટ સ્કુલ છે જેમાં ધાતુ, મીનો, વિગેરે કામનું શિક્ષણ અપાય છે. એક સંસ્કૃત કૉલેજ છે. અહિં વિદ્યા પ્રચાર વધુ છે. કૉલેજમાં ૧૦૦૦ વિદ્યાર્થીઓ છે.

જયપુરમાં ગોવિન્દદેવજી, મદનમોહનજી, ગોપીનાથજી, ગોકુલ નાથજી, રાધાદામોદરજી, રામચન્દ્રજી, વિશ્વેશ્વરશિવ વિગેરે દેવમંદિરો છે. ગોવિન્દદેવજી પહેલાં વૃંન્દાવનમાં હતા ત્યાં મહારાજા માનસિંહે મંદીર બંધાવ્યું હતું પણ તેને તોડી નાંખવાનો ઔરંગઝેબે હુકમ કરવાથી અહિંના રાજાએ ગોવિન્દદેવજીની મૂર્તિને વૃંન્દાવનથી અહિં લાવી જયસિંહના વખતમાં જયપુરના રાજમહેલની સામે ઉત્તમ મંદિર બંધાવીને એ મૂર્તિની સ્થાપના કરી છે. ગોકુલનાથની મૂર્તિ શ્રી વલ્લભાચાર્યજીને યમુનાના તીર ઉપરથી જડી હતી, તેની સ્થાપના ગોકુળમાં કરી હતી. તે પણ જયપુરમાં મુસલમાનોના ડરથી આણેલી જણાય છે. વિશ્વેશ્વર મહાદેવનું મંદિર આરસપહાણનું બંધાવેલું છે. દીવાલમાં સોનેરી કામ કરેલું છે. તેમાં મોટાં ૪ તાકાં છે તેમાં ૪ દેવની મૂર્તિયો છે. તેમાં ગણપતિ, કાળભૈરવ અને નંદીની મૂર્તિયો છે.

જયપુરના મહારાજા માનસિંહે હિંદુસ્થાનમાં બનારસ, મથુરાં, દિલ્લી ઉજ્જન, અને જયપુરમાં વેધશાળાઓ સ્થાપી છે. અહિં પણ વેધશાળા છે. જ્યોતિષની ગણત્રીમાં ઉજ્જનને મધ્યબિંદુ ગણેલું છે તેથી ઉજ્જનની ગણિત શાળા હાલ ઉપયોગમાં આવે છે.

જયપુરથી ૧ાા માઈલ પૂર્વે એક પહાડી ઉપર સૂર્યનું મંદિર છે અને ચણુતરાની નીચે એક ઝરણાનું પાણી વહે છે. અહીં રામાનુંજસંપ્રદાયની પ્રસિદ્ધ ગાદી છે.

**અંબર**—જયપુરની રાજધાનીનું શહેર તો પહેલાં અંબર હતું. અંબર જયપુરથી લગભગ પાંચેક માઇલ છે. આ એક નાનો કસબો છે. અંબરના કિલ્લામાં કેદખાનું છે. અહિં રાજ્યનો ખજાનો રહે છે. રાજ્યની પરવાનગીથી અહિંના જુના મહેલ જોવા જવાય છે. અહિં એક જુનો મહેલ છે. અહિંથી ૪૦૦ ફીટ ઉંચે પહાડી ઉપર મોટો કિલ્લો છે. અંબરના કિલ્લા પાસે એક સરોવર છે. મહેલમાં મુખ્ય દરવાજામાં થઇ જવાય છે. થોડાં પગથીયાં ચઢયા પછી દીવાને આમ આવે છે. દીવાને આમથી જમણી બાજુ કાળીજીનું મંદિર છે. એક ઉંચા સ્થાન ઉપર સવાઇ જયસિંહનો ખાસ ખંડ છે. અહિં એક બાગ છે. બાગમાં ફુવારા છે. યશમંદિરની ભીંતો ઉપર નકશીનું સુંદર કામ છે. બહાર જયસિંહની છત્રી છે જયમંદીર સામે સુખનિવાસ છે. અહિં વિષ્ણુંનું મંદિર છે તેમાં કૃષ્ણ અને ગોપીયોની મૂર્તિયો છે.

અહીં ગાલવ રૂષિનો ડુંગર છે તેને ગળતો ડુંગર કહે છે. તેના ઉપર સાત પાણીના કુંડ છે. તેમાં સ્નાન કરી મહાદેવનાં દર્શન કરવામાં આવે છે. આ ડુંગરમાંથી પાણીનો ધોધ બારે માસ વહે છે. અહિંની ઉત્પન્ન ૬૧ લાખ રૂપિઆની છે. રાજ્યમાં બનાસ નદી છે. અહિંના રાજા કુશાવહ રજપુત છે. અહિંના રાજા જયસિંહે સને ૧૭૨૮ માં જયપુર વસાવેલું છે. અહિંના રાજાને ૨૧ તોપોનું માન છે.

અહિં ખેતડીની પડોસમાં તાંબાની ખાણ છે. અલવરની હદ પાસે રૈબાલામાં મોટા ભૂરા આરસપહાણ અને કોટપુતલીમાં લીલા આરસપહાણ નીકળે છે. અહિં મુખ્ય કરીને અનાજ, કપાસ, અફીણ, તલ અને તંબાકુનો પાક થાય છે. પથ્થરની બીજી ઘણી વસ્તુઓ બને છે. સોના ઉપર મીનાકારીનું કામ ઉત્તમ થાય છે. અહીં વળી ગરમ કપડાં પણ બને છે. ચિત્રો પણ સારાં બને છે. અહિંથી થોડે દૂર એક વિકટ રસ્તો છે ત્યાં એક એવું ઝાડ છે કે તેનાં ઉપર 'રામ રામ' ના કુદરતી અક્ષરો છે.

---

## અલ્વર

જયપુરથી આગળ બુન્દીકુઇનું રેલ્વે જંકશન આવે છે. બુન્દીકુઇથી દિલ્હી બારોબાર જવાય છે. બુન્દીકુઇથી દિલ્હી જતાં રસ્તામાં અલ્વરનું રેલ્વે સ્ટેશન આવે છે. બુન્દીકુઇથી તે ૩૭ માઇલ થાય છે. સ્ટેશનથી ૧ માઇલ ઉપર શહેર છે. શહેર ઉંચી જમીન ઉપર પહાડી કિલ્લાની તળેટીમાં છે. અહિં ચોખા વિગેરેનો વેપાર ચાલે છે. શહેરમાં ઉત્તમ સડકો છે. શહેરની પૂર્વ તરફ એક મોટો ચૉક છે જેની ચારે બાજુ મકાનો છે. અહિં મહારાજાની બંધાવેલી ધર્મશાળા છે. જેની ચારે બાજુ ૧૦૦ કોટડીઓ છે. ચોકના મુખ્ય દરવાજા પાસે ૩ પીતળની તોપો છે.

**રાજમહેલ**—જોવા લાયક છે તે જગન્નાથજીના મંદિરની પાસે છે. સાગરતલાવ પાસે શીશમહેલ છે. તોષાખાનામાં કિંમતી ઝવેરાતો છે. મહેલની ઉત્તર દક્ષિણે બાગ છે. હથીયારખાનામાં સોનાની મુઠવાળી કેટલીક તલવારો બખ્તાવરસિંહનાં બખ્તર, બરછી, તલવારમાં હિરા જડેલા છે. **સાગરતલાવ**—રાજમહેલની પાસે આ તળાવ પાકુ બંધાવેલું છે. **બખ્તાવરસિંહની** છત્રી—સાગર તળાવ પાસે અલ્વરના મહારાજા બખ્તાવરસિંહનું સમાધિ મંદિરનું સ્થાન છે. મહારાજાની અશ્વશાળામાં ઉત્તમ ઘોડાઓ છે.

**કિલ્લો**—ગાવદૂમી ટેકરી ઉપર ૧૨૦૦ ફીટ ઉંચે કિલ્લો છે. કિલ્લામાં ૧૨ ફીટ લાંબી તોપ છે. ઉપરથી પહાડીયોનો ઉત્તમ દેખાવ જોવામાં આવે છે. શહેરના એક સ્થાનમાં બે માળની હાથીગાડી છે જેને દશરાને દિવસે ૪ હાથી જોડવામાં આવે છે. શહેર અને સ્ટેશન વચ્ચે કંપનીબાગ

ઉત્તમ છે. અંદર શિમલા નામનો ઉત્તમ બંગલો છે. અંદર એક સરોવર છે. તેની ચારે બાજુ નગ છે. સરોવરની વચ્ચે બંગલો ઉત્તમ છે. શહેરથી ૨ માઇલ ઉપર ડુંગરમહેલ નામનો બંગલો એક ટેકરી ઉપર છે જ્યાં ઘણી વખતે મહારાજા રહે છે. શહેરથી ૧ માઇલ ઉપર રેસીડેન્સી છે. ત્યાં લશ્કર રહે છે. ત્યાંથી પાછા આવતાં પ્રતાપસિંહની છતરી, પાણીનું ઝરણું, શિવ, કર્ણ, સીતા, રામ વિગેરેનાં મંદિરો છે. અહં મેઓ જાતિના મુસલમાનો ઘણા છે તે પહેલાં રજપુત હતા એમ કહેવાય છે. અહિં લોહું, કાગળ, શીસાનો વેપાર ચાલે છે. રાજાને ૨૬ લાખની ઉપજ છે. મહારાજા રજપુત છે તેમને ૧૫ તોપોનું માન છે.

# ભરતપુર

જયપુરથી નીકળી મથુરાં જતાં બુન્દીકુઈ રેલ્વે જંકશન આવે છે. જયપુરથી બુન્દીકુઈ ૫૬ માઇલ છે, અને તેનું ૦-૧૪-૦ ભાડુ છે. બુન્દીકુઇથી એક ટ્રેન અલ્વાર રેવારી થઇ દિલ્લી તરફ જાય છે. અને બીજી ટ્રેન ભરતપુર થઇ મથુરાં તેમજ આગ્રે પણ જાય છે. બુન્દીકુઇથી આગળ જતાં ભરતપુર જંકશન આવે છે. ભરતપુર રેલ્વે જંકશન છે. ત્યાં થઇ મથુરાં તેમજ દિલ્લી જવાય છે તેમજ બીજી એક ટ્રેન અચનેરા થઇ આગ્રે જાય છે. વડોદરાથી-ગોધરા, રતલામ, નાગડા, કોટા, થઇ આવતી ટ્રેન આ સ્ટેશને થઇ મથુરાં થઇ દિલ્લી જાય છે. બુન્દીકુઇથી ભરતપુર ૬૧ માઇલ થાય છે. અને ભાડુ ૦-૧૨-૦ છે. જયપુરથી બુન્દીકુઈ આવતાં રસ્તામાં ઝાલના, સન્ગાનેર, કનૌટા, બાસીઠોર, ઈટવારા, દાઉસા, ભંકારી, અરનુ, એ સ્ટેશનો આવે છે. પછી બુન્દીકુઇ આવે છે. બુન્દીકુઇથી રીવાઇ, કરનપુરા, મહુઆરોડ, ધોસરાણા, ખેરલી, નદબાઇ, નેવાક, એ સ્ટેશનો મૂકી આગળ ભરતપુર આવે છે.

જયપુરથી બુંદીકુઈ આવી ભરતપુર જતી ગાડીમાં બેસવું. ભરતપુર દેશી રાજ્યની રાજધાની છે. સ્ટેશનની પાસે સારી ધર્મશાળા છે. અહિં રાત્રે રાજા તરફથી મુસાફરોનાં નામ ઠેકાણાં લખી લેવામાં આવે છે. ભરતપુરમાં સીત્તેરેક હજાર માણસોની વસ્તી છે. શહેરની ચારે બાજુ કોટ છે જેમાં સડકો છે. બજાર, સેંટ્રલ જેલ, સ્કુલ જોવા લાયક છે. કિલ્લાથી ૩ માઇલ ઉપર મહારાજાનો મહેલ અને જેલ છે. બહારના કિલ્લાની અંદર બીજો કિલ્લો છે. બહારનો કિલ્લો કાચો પણ મજબૂત છે. જેની બહાર નાની સરખી ખાઇ છે. અંદર ગંગામંદિર, લક્ષ્મણમંદિર, બજાર અને નવી મસ્જીદ છે. અંદરના કોટની દીવાલ પથ્થરની છે જેની ચારે બાજુ પાણીથી ભરેલી પહોળી અને ઊંડી ખાઈ છે. જેની ઉપર બંને દરવાજા આગળ પુલ બાંધેલા છે. કિલ્લાની વચ્ચે ૩ મહેલ છે. રાજાનો

મહેલ ચાર માળનો ને જોવા લાયક છે. ટોપી ઉતારીને આ મહેલમાં જવું પડે છે. કુમારમહેલની પશ્ચિમે કચેરી અને જેલખાનું છે.

**દીગ**—( દીગનાં ભૂવનો ) ભરતપુરથી ૧૫ માઇલ દીગ નામના કસબામાં એક કિલ્લો અને ભરતપુરના રાજા સૂર્યમલનો બનાવેલો ઉત્તમ રાજમહેલ છે. કચ્છ તલાવની પૂર્વે ગોપાળભવન છે તેની પાસે સૂર્યભુવન, હર્દીભૂવન, કૃષ્ણભૂવન છે, વચ્ચે ઉત્તમ બાગ છે. અને રૂપસાગર નામનું મોટું સરોવર છે. ગોપાળ ભૂવનથી ૦ા માઇલ ઉપર દીગના કિલ્લાનો પશ્ચિમ તરફનો દરવાજો છે, કિલ્લાની દીવાલમાં ૭૨ બુરજ છે. એક બુર્જો ૮૦ ફીટ ઉંચો છે તેના ઉપર એક બહુજ લાંબી તોપ મૂકેલી છે. દીગની મધ્યમાં ગોવર્ધનપર્વત અથવા તો ગીરીરાજ છે જે શ્રી કૃષ્ણે ટચલી આંગળીએ ઉપાડયો હતો. આ રાજ્યની ખાણોમાંથી પથ્થર નીકળે છે અહીં ટંકશાળ છે તેમાં ચાંદી અને તાંબાના શિક્કા બનાવાતા, ભરતપુરના રાજાને ૨૭ લાખ રૂપિઆની આવકાની છે. આ દેશ વ્રજ કહેવાય છે ભાષા પણ વ્રજ બોલાય છે. આ રાજ્યનો સ્થાપક ચુડામણિ નામનો જાટ હતો. જેથી ભરતપુરના મહારાજા જાટ કહેવાય છે તેમને ૧૭ તોપોનું માન છે. અહિં માનસીગંગા છે ત્યાં સ્નાન થાય છે. ભરતપુરના રાજાએ દિલ્લી લુંટેલું તે વખતે બાદશાહનાં આરસનાં સિંહાસનો અને હિંચકાઓ લૂંટી આણેલા તે અહિં છે. અહિં ભૂવનના કુવામાંથી ઉંચે ટાંકીમાં પાણી ચઢાવી ફુવારા કરેલા છે તે ઉત્તમ છે.

**કરૌલી**—ભરતપુરથી દક્ષિણે ૫૦ માઇલ ઉપર કરૌલી નામનું એક દેશી રાજાની રાજધાનીનું શહેર છે. સને ૧૩૪૮ માં અર્જુન દેવે કરોલી વસાવ્યું હતું. શહેરની ચારે બાજુ કોટ છે. શહેરમાં ધર્મશાળા પણ છે. શહેરની પૂર્વે રાજમહેલ છે. અંદર સુંદર રંગમહેલ અને દીવાને આમ છે. અહિં કૈલાસિની દેવીનું મંદીર છે ત્યાં ચૈત્રી નવરાત્રીમાં મેળો ભરાય છે. અહિં પહાડીયોમાંથી પથ્થર નીકળે છે. જંગલમાં વાઘ વિગેરે હિંસક પશુઓ વધારે છે. અહીંના રાજા યદુવંશી રજપુત છે -અહિંના રાજાને ૧૭ તોપોનું માન છે.

ભરતપુરથી આગળ અચનેરા જંક્શન થઇ મથુરાં જવાય છે. અચનેરાથી આગ્રા પણ જવાય છે, આણુંદ થઇને પણ મથુરાં જવાય છે માટે હવે તે રસ્તાની હકીકત આપીએ છીએ.

# ભાગ ૬ ઠ્ઠો.

## આણંદથી—રતલામ—ઉજ્જન ઓંકારેશ્વર થઇ મથુરાં.

## પ્રકરણ ૧૬ મું.

## આણંદ, ડાકોર, દુવા, ગોધરા.

### આણંદ.

આણંદ રેલ્વે જંકશન છે. ગામ નાનું છે, ત્યાં મ્યુનીસીપાલીટી, દવાખાનું, મામલતદારની કચેરી છે. અહિંનો અનાજનો વેપાર સારો છે. શહેરમાં સડક નથી પણ ધુળ ઉડે છે. અહીં ચરોતર એજ્યુકેશનલ સોસાયટીએ ઉધરાણું કરી હાઇસ્કુલ કાઢેલી છે, તે સ્ટેશન અને ગામ વચ્ચે છે. સ્ટેશન મોટું છે. ગામમાં પાટીદાર તેમજ ખેડાવાળા બ્રાહ્મણની વસ્તી વધારે છે. સ્ટેશન ઉપર બે ધર્મશાળાઓ છે.

અહિંથી એક ટ્રેન પેટલાદ થઈ ખંભાત જાય છે અને બીજી શાખા ડાકોર થઇ ગોધરા, રતલામ, નાગડા થઇ મથુરાં જાય છે. અહિંના સ્ટેશન ઉપરની બ્રાહ્મણીયા ચ્હા ચોખી અને સારી વખણાય છે. મુંબાઇથી અમદાવાદ તરફ જનાર મુસાફરો આ સ્ટેશને ચ્હા પીવે છે, ચ્હાને માટે ચોખું દુધ વપરાય છે. અહિંના ચ્હાવાળા અંબાલાલ હરજીવન અને તેમના ભાઇઓ છે. તેઓ ચ્હાને માટે ઘણી ચોખવટ રાખે છે. બીજી જગ્યાએ જ્યારે ચ્હાના પ્યાલા એકના પીધેલા બીજાને આપી ભંડોળ કરે છે ત્યારે અહીં પીધેલાં પવાલાં બરોબર માંજી નાંખવામાં આવે છે. સ્વચ્છતા સારી છે. હવે તો બીજા એક બે ભૈયાઓને પણ ચ્હાના પાસ આપેલા છે તેઓ જોઇએ તેવી સ્વચ્છતા રાખતા નથી. આણંદમાં અનાજનો વેપાર સારો ચાલે છે.

### ડાકોર.

આણંદથી—મથુરાં જવા માટે—ડાકોર, ગોધરા જતી ગાડીમાં જવાય છે. પહેલું ભાળજ અને પછી ઉમરેઠ એ ગામો આવે છે.

ઉમરેઠ—ઉમરેઠ મ્યુનીસીપાલીટી કસ્બો છે, અહીં ખેડાવાળની વસ્તી વધુ છે. ગામ એકંદરે સારૂં છે. ત્યાંથી ડાકોરજી ત્રણ ગાઉ ચાલીને જવાય છે.

ઉમરેઠ મૂકી આગળ ડાકોરનું સ્ટેશન આવે છે. ડાકોરમાં શ્રી રણછોડરાયજીની યાત્રા કરવા માટે લાખો માણસો આવે છે. આણંદથી ડાકોર ૧૯ માઇલ થાય છે. ભાડું ૦–૪–૯ પાઇ છે. દ્વારિકામાંની રણછોડજીની અસલ મૂર્તિ અહિં છે. અને તેથી અહિં પણ યાત્રાનું મોટું ધામ ગણાય છે. કહેવાય છે કે ડાકોરમાં બોડાણો કરીને એક ક્ષત્રીય ભક્ત થઇ ગયો હતો; તે દર પૂર્ણિમાએ ડાકોરથી પગે ચાલીને હાથમાં તુળસી વાવી દ્વારીકામાં જઇ દર્શન કરતો હતો. અને રણછોડજીને તુળસી ચઢાવતો હતો. સંવત ૧૨૭૨ માં તે જ્યારે ઘણો વૃદ્ધ થયો ત્યારે રણછોડજીએ તેના ઉપર પ્રસન્ન થઇ તેની સાથે ડાકોર જવાનું કહ્યું. અને તે દિવસે બોડાણો અડધી રાત્રે મંદીરમાં ગયો તો મંદિરનાં તાળાં વાસેલાં બારણાં ઉઘડી ગયેલાં જોયાં પછી ત્યાંથી રણછોડજીની મૂર્તિ ઉપાડી એક ગાડામાં મૂકી બોડાણો ચાલ્યો. ભગવાની સત્તાથી મળસ્કું થતાં તો તે ડાકોર આવ્યો. ડાકોરથી થોડે છેટે ગાડું ઉભુ રાખેલું ત્યાં ઉમરેઠ ને ડાકોર વચ્ચે પગલાં છે. ત્યાં એક લીંબડાનું ડાળ ભગવાને ઝાલવાથી તે મીઠું થઇ ગયું હતું. સવાર થયું અને દ્વારકાંમાં પુંજારીઓએ રણછોડજી ન દીઠા તેથી તેમણે શોધ કરી, પણ ન જડવાથી તેમને બોડાણા ઉપર વ્હેમ આવ્યો તેથી તેઓ શોધતા શોધતા ડાકોર આવ્યા. બોડાણાએ ડાકોર આવી રણછોડજીએ સ્વપ્ન આપ્યા પ્રમાણે રણછોડજીને ગોમતી નામના તળાવમાં સંતાડી દીધા. દ્વારકાંના પુંજારીઓ ગુગળી બ્રાહ્મણોએ બોડાણાના ઘરમાં મૂર્તિ જોઇ નહિ તેથી તેમણે તળાવમાં ભાલાવતી શોધ કરી મૂર્તિ શોધી કહાડી. પણ ભાલો મૂર્તિની કેડમાં વાગ્યો તેનું નિશાન હાલ પણ છે. બોડાણાએ કહ્યું કે તમે મૂર્તિના ભારોભાર સોનું લઇ ચાલ્યા જાવ અને મૂર્તિને અહિં રહેવા દો. ગોમતીને આરે કાંટો લટકાવી મૂર્તિને તોળવા માંડી. એક તાજવામાં મૂર્તિ મૂકી અને બીજામાં ઘણું સોનું મૂક્યું પણ મૂર્તિ ઉપડી નહિ તેથી બીજું સોનું લાવવું પડશે એ ચિંતાથી બોડાણો દુઃખી થયો. પણ રણછોડજીએ બોડાણાને સ્વપ્નમાં કહ્યું કે તારી સ્ત્રીની વાળી તથા તુળસીનું ૧ પાન એક તાજવામાં મૂકી બીજા તાજવામાં મૂર્તિ મૂકી તોલ કરજે તેથી વાળીનું સોનું વધશે.

બીજે દિવસે બોડાણાએ બધુ સોનું લઇ લીધું માત્ર એક તાજવામાં પોતાની સ્ત્રીની સવા વાલ સોનાની વાળી અને એક તુળસીનું પાન મૂક્યું અને બીજા ત્રાજવામાં મૂર્તિ મૂકી, તો વાળી વજનમાં વધી અને તે તાજવું નીચે બેઠું. તેથી સરત પ્રમાણે બ્રાહ્મણોએ વાળી લઇ જવાનું ઠર્યું. તે પુંજારીઓને પણ રણછોડરાયે સ્વપ્નમાં જણાવ્યું કે: તમે હવે ચાલ્યા જાવ, માત્ર દ્વારકામાં ગોમતીગંગાનું મહાત્મ્ય રહેશે. તમે દ્વારકામાં જાવ

ત્યાં તમને લાડુવા ગામની પાસે સાવીત્રી વાવમાંથી એક મારી મૂર્તિ મળી આવશે તેને આજથી દસ મહિને કાઢીને તમારે બેટ દ્વારિકામાં સ્થાપન કરવું. હું રોજ સાત પહોર ડાકોરમાં અને ૧ પહોર દ્વારકામાં રહીશ. અને તે પ્રમાણે પુંજારીયો ત્યાંથી ચાલ્યા ગયા અને દ્વારકામાં જઈ વાવમાંથી મૂર્તિ કાઢી મંદિરમાં સ્થાપન કરી.

ડાકોરમાં રણછોડજીનું મંદીર ઘણું મોટું, ભવ્ય અને ઉત્તમ કારીગીરીવાળુ છે. તેને પશ્ચિમે અને ઉત્તરે બે બાજુ બે દરવાજા છે અને એક બાજુ બારી છે. મોટા દરવાજામાં અંદર પેઠા પછી ચારે બાજુ વિશાળ ચોક છે અને વચ્ચે મોટું મંદિર છે. કેટલાંક પગથીયાં ચઢયા પછી સભા મંડપમાં જવાય છે ત્યાંથી રણછોડરાયજીનાં દર્શન થઇ શકે છે. મંદિરની પાછલી બાજુએ નિજ મંદિરમાં જવાની બારી છે તેમાં થઇ અંદર દર્શન કરવા જવાય છે. ત્યાં ભેટ, પુંજા થાય છે. અહીં પણ સમાસમાનાં દર્શન થાય છે. હાલ આ મંદીરની વ્યવસ્થા કરવા સરકાર તરફથી રીસીવર નીમી એક કમીટી નીમવામાં આવી છે. મૂર્તિ શ્યામ અને તેજસ્વી ઘણી મોટી છે. મંદિર ઘણું ઉંચું હોવા છતાં મૂર્તિ અંદર માથોડું ઉંચા સિંહાસનમાં ઉભેલી છે. દર્શન કરતાંજ મન પવિત્ર થાય છે. મંદીરની આગળ રસ્તો મૂકી સામેજ તળાવ છે તે ગોમતી કહેવાય છે. તળાવ મોટું વિશાળ છે તેના ઘાટ બાંધેલા છે. ગોમતી ઉપર ડંકનાથ મહાદેવનું શિવાલય છે. ગોમતીના ઘાટ ઉપરથી સામે રણછોડજીનાં દર્શન થઇ શકે છે. અહિં જ્યાં રણછોડજી તોળાયા હતા તે જગા બતાવવામાં આવે છે. તળાવ વચ્ચે એક સ્થાન છે ત્યાં પગલાં છે.

મંદિરની પશ્ચિમે થોડે વેગળે ગોમતીના કિનારા ઉપર ત્રીકમજીનું મંદિર છે. ત્યાં સાધુનો અખાડો છે તેમાં ઘણા બાવા પડેલા રહે છે. રણછોડજીના મંદિરથી ઉત્તર બાજુએ થોડે દૂર એક ખાંચામાં લક્ષ્મીજીનું મંદીર છે ત્યાં જતાં બોડાણાનું મંદિર પણ આવે છે.

અહિં ઘણી વસ્તી બ્રાહ્મણોની છે. યાત્રાળુઓ ગોરને ત્યાં ઉતરે છે. ધર્મશાળાઓ પણ છે. અહીં દર પુનમે મોટી યાત્રા ભરાય છે તેમાં આસો સુદ પુનમ—માણેકઠારી પુનમે તો લાખો માણસ આવે છે. અને રાત્રે ભજન મંડળીઓ બેસે છે. પુનમ હોય છે ત્યારે ઘણી સ્પેશ્યલ ટ્રેનો આવે છે તેમ જાય છે. અહીં કાંઇ સારો વેપાર નથી પણ અહિંના લોકો યાત્રાળુઓના ઉપર જ ગુજરાન ચલાવે છે. રણછોડજીને ધરાવવા માટે સાકર, માંખણ, તુળસી વિગેરે દરવાજા બહાર વેચાય છે. તે ધરાવવામાં આવે છે. અહીં શ્રીગોડ બ્રાહ્મણો તેમ તપોધનોની વસ્તી વધારે છે તે લોકો વારા પ્રમાણે રણછોડજીની પુંજા કરે છે, અહીં રોજ રોજ ભોગ ધરાવવામાં આવે છે. અહીંના ગોર લોકો ત્રવાડી મેવાડા બ્રાહ્મણો છે.

અહિં રથજાત્રાને દિવસે મોટો વરઘોડો નીકળે છે તેમ દર શુક્રવારે વરઘોડો નીકળે છે. રણછોડરાય આવ્યા ત્યારે તેમને પહેલાં ડંકનાથ મહાદેવ પાસે બેસાડયા હતા, પછી લક્ષ્મીજીનું મંદિર છે ત્યાં બેસાડયા હતા. પછી સને ૧૭૭૮ માં આ મોટું મંદિર બંધાવી ત્યાં પ્રતિષ્ટા કરી છે. પહેલાં નિજ મંદીરમાં જવાનો કર આપવો પડતો તે હવે બંધ થયો છે અહીંની ઉપજ ખર્ચનો હિસાબ તાંબેકર કરીને ઇનામદાર છે તે રાખે છે. અહીં ગૌશાળા, સાધુઓના અખાડા, શંકરાચાર્યજીનો મઠ, મહાપ્રભુજીની બેઠક, કલ્યાણરાય, બદ્રીકેદારનાં મંદિરો પણ છે.

**વાડાસીનોર**—ડાકોરથી ગોધરે જતાં રસ્તામાં સેવાલીયાનું સ્ટેશન આવે છે ત્યાંથી વાડાસીનોર જવાય છે. વાડાસીનોર નવાબનું દેશી રાજ્ય છે.

**ટુવાના કુંડો**—સેવાલીયેથી આગળ જતાં મહી નદીનો પુલ ઓળંગવામાં આવે છે તેના પછી ટીંબારોડ મુકી ટુવાનું સ્ટેશન આવે છે. અહીં સ્ટેશનથી થોડે દૂર ટાઢા, ઉના પાણીના કુંડ છે ત્યાં એક જગાએ નીચે ઉતરવાનું છે જે મોટા ખાડા જેવું છે તેમાં ઘણી જગ્યાએ માટીનાં કુંડાં સેંકડો દાટેલાં છે તે કુંડાંમાં ગરમ પાણી છે. કોઇમાં વધુ ગરમ પાણી છે. તેમાં ઘણા સ્નાન કરે છે.

**ગોધરા**—ટુવેથી આગળ જતાં ગોધરા આવે છે. ગોધરા જંકશન છે. વડોદરેથી પણ ગોધરા અવાય છે. આણંદથી ગોધરા ૪૯ માઈલ થાય છે. અને ભાડું ૦–૧૨–૩ છે. આણંદથી એક ટ્રેન ૯–૨૫, બીજી ટ્રેન ૧–૫૫ ની ત્રીજી ટ્રેન ૮–૩૦ મિનિટે ઉપડે છે. રસ્તો ૩ કલાકનો છે. ગોધરા એ પંચ મહાલ જીલ્લાનું મથક છે. આજુબાજુ જંગલ છે. ગામની પાસે એક મોટું તળાવ છે. રેવાકાંઠા એજન્સીના પોલીટીકલ એજંટ તે ગોધરાનો કલેકટર છે. ગામ સાધારણ છે.

## પ્રકરણ ૧૭ મું.

### વડોદરાથી પાવાગઢ થઇ ગોધરા.

### ચાંપાનેર–મહાકાળી–કાલોલ–લુણાવાડા.

# ચાંપાનેરમાં–કાળકામાતા.

વડોદરે થઈ ગોધરા ઉપરથી રતલામ, નાગડા, કોટા, સવાઈમાધવપુર થઈ મથુરાં જવાય છે. આણંદથી ગોધરે આવનારે મથુરાં જવા માટે મથુરાં જતી ગાડીમાં બેસવું પડે છે.

વડોદરેથી ટ્રેનમાં બેસી ચાંપાનેર સીટી જતાં આગળ પીલોલ, સમલાયા એ સ્ટેશનો મૂકી ચાંપાનેરરોડ ઉતરવું. ચાંપાનેર રોડથી ચાંપાનેર સીટી થઈ પાની ટ્રેન જાય છે તેમાં બેસવું. ચાંપાનેરરોડથી કંજરી અને હાલોલ એ સ્ટેશનો મૂકી ચાંપાનેર સીટી આવે છે.

હાલોલ—એ પંચમહાલ જીલ્લાનો મહાલ છે. ત્યાં મહાલકરીની કચેરી છે. હાલોલથી આગળ ચાંપાનેર સીટીનું સ્ટેશન આવે છે ત્યાં—પાવાઘડ જવા માટે ઉતરવું. ત્યાંથી થોડેજ દૂર ચાંપાનેર ગામ આવે છે. પહેલાં ચાંપાનેર ૧૨ માઇલના ઘેરાવા જેટલું મોટું શહેર હતું. જ્યારે અહિં ગાડી નહોતી ત્યારે સાવલી ઉપર થઇ ચાલીને અવાતું. આ શહેરની પાસે જ પાવાગઢ નામનો મોટો ૩ ગાઉ ઉંચો પર્વત છે. પહેલાં ચાંપાનેર ગુજરાતની રાજધાનીનું શહેર હતું. સને ૧૫૩૫ માં મોગલ બાદશાહ હુમાયુએ આ શહેરનો નાશ કર્યો ત્યારથી આ શહેર ભાગી અમદાવાદ વિગેરે કેટલાંક શહેરો વસ્યાં. અમદાવાદના ઘાંચી ચાંપાનેરના રહીશ કહેવાય છે. હાલતો અહિં ખંડેર છે. અહિં કેટલીક જુની મસીદો, જુના કિલ્લાઓ, અને ખંડેરો નજરે પડે છે.

**મહાકાળી**—પાવાગઢ ઉપર મહાકાળી માતાજીનું મંદિર છે. અહીં ઘણા યાત્રાળુઓ દર્શન કરવા આવે છે. નવરાત્રીમાં અહિં મેળો ભરાય છે. સ્થાન ઘણું પ્રાચીન છે. શુંભ નિશુંભ નામના રાક્ષસોના ત્રાસથી દેવોની પાર્થના સાંભળી પાર્વતીજીએ પોતાના શરીરમાંથી કૌશિકી દેવીને ઉત્પન્ન કર્યાં અને જેથી પોતે કાળાં થઇ ગયાં જેથી કાળકાજી કહેવાયાં. કાળી માતાનું મૂળ સ્થાન વિંધ્યાચળમાં છે. તે હકીકત આગળ અલ્હાબાદથી કાશી જતાં વિંધ્યાચળવાળા પ્રકરણમાં જોવી. અહીં પણ કાળકાજી રહેતાં હતાં તે એક વખતે નવરાત્રીમાં સ્ત્રીનું રૂપ લઈ ગઢ ઉપરથી ઉતરી શહેરમાં ગરબે રમવા ગયાં. તે વખતે ત્યાં પતાઇ રાજા રાજ્ય કરતો હતો તેણે તેમનું રૂપ જોઈ તેમને કામવિકારથી પકડયાં માતાજીએ ઘણુંએ કહ્યું પણ તેણે ન માન્યું તેથી પોતે તેને શાપ આપ્યો કે તારો અને આ નગરનો નાશ થશે, તેથી ત્યાર પછી આ સ્થળનો નાશ થયો છે અને હાલ પણ ખંડેરો અને થોડાં છાપરાંજ છે.

સવારમાં પાવાગઢ ઉપર ચઢતાં દસેક વાગે ઉપર પહોંચી જવાય છે. જતાં ચોકી આવે છે તેને માંચી કહે છે. તે પછી વચ્ચે એક બે તળાવો, બુઢીયોદરવાજો તથા કેટલાંક ખંડેરો આવે છે. એક તરફ નીચે ખાડમાં ઉતરવાનો મહેલ ખંડેર જેવો છે. છેક ઉપર જતાં દુધીયું તલાવ આવે છે આ તળાવનું પાણી દૂધ જેવું ધોળું અને ઘણું ઠંડુ હોય છે. અહિંથી કેટલાંક પગથીયાં ચઢી પર્વતના શિખર ઉપર જતાં માતાજીનું મંદિર

આવે છે. માતાજી ભોંયમાં સમાઇ જતાં હોય તેની પ્રતિમા છે. માતાજીનાં દર્શન કરવા લાયક છે. દેરાની ઉપર મુસલમાનોએ પીરની સ્થાપના કરેલી છે. તે સદનશા પીર કહેવાય છે.

અહિં દર્શન કરી પાછા ઉતરતાં થોડે નીચે ઉતર્યા પછી ત્યાંથી એક બાજુ બીજી ટેકરી ઉપર જવાય છે ત્યાં ભદ્રકાળી માતાનું મંદિર છે. દુધીયા તળાવ પાસે તેમજ તેની નીચે ઉતરતાં તેલીયા તળાવ પાસે જૈનોનાં દેવાલયો છે,

માતાજીની પુંજા ભટજી કરે છે. તે નીચે ગામમાં રહે છે. અહિં ધર્મશાળાઓ પણ છે. કેટલાક બ્રાહ્મણો પણ અહિં રહે છે. ગોરને ત્યાં યાત્રાળુ ઉતરે છે.

માતાજીનાં દર્શન કરી ચારેક વાગે નીચે અવાય છે. બીજે દીવસે ચાંપાનેર સ્ટેશનેથી પાછા રેલ્વેમાં બેસી ચાંપાનેરરોડ આવી ત્યાંથી ગોધરે જવા રેલ્વેમાં બેસવું વચ્ચે બાકરોલ અને ડેરોલ સ્ટેશનો આવે છે.

**કાલોલ**—ડેરોલ સ્ટેશનથી બે એક માઈલ ઉપર કાલોલ ગામ છે. કાલોલ એ પંચમહાલનો તાલુકો છે. ગામ સાધારણ છે અહીં મામલતદારની કચેરી, દવાખાનું વિગેરે છે. દેરોલથી આગળ ખરસલીયા સ્ટેશન મૂકી ગોધરે જવાય છે.

**લુણાવાડા**—ગોધરેથી એક ટ્રેન લુણાવાડા જાય છે. લુણાવાડા દેશી રાજાની રાજધાનીનું શહેર છે.

---

## પ્રકરણ ૧૮ મું.

ગોધરાથી રતલામ થઇ ચિતોડગઢ.

---

### રતલામ, જાવરા, મંદોસર, નીમચ, ઝાલરાપટણ, પ્રતાપગઢ, વાંસવાડા, ડુંગરપુર.

---

**દાહોદ**—લુણાવાડ જોઈ ગોધરે પાછા આવી ગોધરેથી આગળ દાહોદ જવાય છે. દાહોદ પંચમહાલ જીલ્લાનો તાલુકો છે. અહીં મારવાડી તથા ગુજરાતીઓની વસ્તી છે. અહિંથી આગળ મારવાડ આવે છે.

## રતલામ.

ગોધરેથી દાહોદ થઇ રતલામ જવાય છે. વચ્ચે ચંચેલાવ, સુંથરોડ, પીપલો[redacted]ગામખેડા, મંગલમંડી, જેકોટ, દાહોદ. બોરડી, આનાસ, મેઘનગ, [redacted]બીજરંગઢ, અમરગઢ, બામનીયા, ભઇરંગઢ, રાઉટી, માર-

વાની એ સ્ટેશનો મૂકી રતલામ આવે છે. રતલામ એ રેલ્વે જંક્શન છે. ગોધરાથી રતલામ ૧૧૬ માઇલ થાય છે અને ભાડું ૧-૧૩-૦ છે. મુંબાઇથી વડોદરા થઈ આવતાં પેશાવર મેલ વડોદરેથી ઉપડી ગોધરા, દાહોદ અને રતલામ ઉભો રહે છે. રતલામથી- ખંડવેથી આવતી એક ટ્રેન જાવરા, નીમચ અને ચીતોડગઢ થઈ અજમેર જાય છે.

ઘણા યાત્રાળુઓ રતલામથી ચીતોડગઢ ઉપર થઈ ઉદેપુર, શ્રીનાથજી, કાંકરોલી જઈ અજમેર આવી આગળ મથુરાં તરફ જાય છે. રતલામ માળવાના એક દેશી રાજાની રાજધાનીનું શહેર છે. સ્ટેશનથી દોઢેક માઇલ શહેર દૂર છે. રતલામમાં ત્રીસેક હજાર માણસોની વસતી છે. અંદર રાજમહેલ છે. રાજમહેલના આજુબાજુ કોટ છે. અંદર ચંદનીચોક છે જેમાં શરાફબજાર બેસે છે. ત્રિપોલીયા દરવાજા બહાર અમૃતસાગર તલાવ છે, શહેરની બહાર રાજાનો બાગ છે. રતલામમાં મુખ્ય કરીને અફીણ તથા ઘઉંનો વેપાર સારો ચાલે છે.

માળવાના રાઠોડ રાજા માલદેવના વંશજ રતનસિંહે સત્તરમી સદીમાં આ શહેર વસાવ્યું હતું તે ઉપરથી તેનું નામ રતલામ પાડ્યું છે. રતલામમાં એક બે ધર્મશાળાઓ પણ છે. કેટલાક ઉતારૂઓ અહીં ઉતરી ધર્મશાળામાં આરામ લે છે. શહેર પાઘડી પને છે. અહીં જૈનોનાં દેરાસરો પણ છે.

## રતલામથી ચીતોડગઢ.

**જાવરા**—રતલામથી ચિતોડગઢ જવા માટે ખંડવેથી અજમેર જતી ગાડીમાં જવું પડે છે. રતલામથી નામલી, બરાઇલા, મૂકી જાવરા સ્ટેશન આવે છે. જાવરા કસ્બાની આજુબાજુ પત્થરનો કોટ છે. પાસે પિરીયા નામની નાની નદી છે, અહિં મુસલમાની રાજ્ય છે. અહીં પહેલાં ઠાકોર હતો તે લોકોને હાલ પેન્સન મળે છે. અહિંના રાજાને નવાબ કહે છે. અહીંના નવાબને ૧૩ તોપોનું માન છે. રાજ્યને આઠેક લાખ રૂપીઆની આવક છે. વેપાર રોજગારમાં આ ગામ આગળ પડતું છે. અહીં જૈનોનાં પણ મંદીરો છે. અહીં અફીણ અને અનાજનો સારો વેપાર ચાલે છે. અફીણ તોળવાની અહીં મોટી દુકાન છે.

**મંદોસર**—જાવરેથી આગળ જતાં ઘોધર, દાલઉડા, એ સ્ટેશનો મુકી મંદોસર ગામ આવે છે. અહીં ઝીણા કાપડનું વણાટનું કામ સારૂ થાય છે. પહેલાં અહીંનાં બનેલાં પાઘડી અને શેલાં ચંદેરીને નામે ખપતાં હતાં. ચંબલ નદીની એક શાખા ઉપર આ શહેર છે.

**નીમચ**—મંદોસરથી આગળ ચરોદ, પીપલીઆ, મલ્હારગઢ અને હરજીઆખાલ મૂકી નીમચ સ્ટેશન આવે છે. નીમચ ગ્વાલીયરના રાજ્યનો કસ્બો છે. અહીં અંગ્રેજ સરકારની છાવણી છે. ગ્વાલીયર રાજ્યના જીલ્લાનું

નીમચ સદર સ્થાન છે. આ કિલ્લાવાળો કસ્બો છે અહીં પણ જૈનો તેમજ હિંદુઓનાં દેવળો છે.

નીમચથી આગળ કેસરપુરા. નીમ્બહેરા, શંભૂપુરા, એ સ્ટેશનો મૂકી ચિતોડગઢ સ્ટેશને ઉતરાય છે. ચિતોડગઢ સુધીની હકીકત આગળ આવી ગઇ છે. ચિતોડગઢથી શ્રીનાથજી, ઉદેપુર જઇ આવી અજમેર જવાય છે.

**ઝાલરાપાટણ**—નીમચથી ૮૦ માઇલ પૂર્વ દિશાએ રજપુતાનાનું ઝાલાવાડ રાજ્યધાનીનું શહેર ઝાલરાપટણ છે. ત્યાં પગરસ્તે જવા પાકી સડક છે. આ શહેરને પાટણ પણ કહે છે. પાસે એક સરોવર છે. શહેરની આજુબાજુ કોટ છે. અહીં દ્વારકાંનાથનું મંદિર છે. અહીંથી ચારેક ગાઉ ચંદ્રપ્રભા નદી છે. આ પ્રદેશ ડુંગરાળ છે અહીંથી ચારેક માઇલ ઉપર રાજાનો મહેલ છે. મહેલની આજુબાજુ કોટ છે. સોળેક લાખ રૂપીઆની રાજ્યને આવક છે. અહીંના શાહાબાદ જીલ્લામાં લોઢું તેમજ લાલ અને પીળી માટી નીકળે છે, જે રંગવામાં કામમાં આવે છે. અહીં ઘણી જમીન પડતર રહે છે. અહીંના મહારાજાને ૧૧ તોપોનું માન છે. તે ઝાલા રજપુત છે.

**પ્રતાપગઢ**—નીમચ સ્ટેશનથી દક્ષિણે ૩૧ માઇલ ઉપર મંદેસરનું રેલ્વે સ્ટેશન છે. મંદેસરથી પશ્ચિમે પ્રતાપગઢ એ રજપુતાનાના એક દેશી રાજયની રાજધાનીનું મુખ્ય ગામ છે. અહીં પણ પગરસ્તે જવું પડે છે. મહારાવલ પ્રતાપસિંહે આ શહેર વસાવ્યું છે. આજુબાજુ પહાડીયો છે. અહિંના રાજા સિસોદીયા રજપુત છે, તેમને ૧૫ તોપોનું માન છે. અહીં વૈશ્નવોનો, શૈવોનાં અને જૈનોનાં મંદિરો છે. અહીં મીણાકારીનું કામ સારૂ થાય છે. ડુંગરમાં ધાતુઓ મળી શકે છે.

**વાંસવાડા**—રતલામથી ૫૦ માઇલ ઉપર આ એક દેશી રાજાની રાજધાનીનું શહેર છે રાજા ડુંગરપરની શાખાના શિશોદીયા રજપુત છે. તે મહારાવળ કહેવાય છે. શહેરની આજુબાજુ કિલ્લો છે. અહીં તળાવો પણ છે. શાહીવિલાસ નામનો મહારાજાનો રાજમહેલ જોવા લાયક છે. અહીં રાજધાનીમાં કાર્તક મહિનામાં એક મેળો ભરાય છે તે પંદર દિવસ રહે છે. અહિં હીંદુ અને જૈનોનાં દેવળો પણ છે. ઉતર અને પૂર્વે મહી નદી વહે છે. ઘણો ભાગ અહિં જંગલ અને પહાડીયોનો છે.

**ડુંગરપુર**—વાંસવાડાથી ૪૫ માઇલ દૂર આ એક દેશી રાજાની રાજધાનીનું શહેર છે. ત્યાં પગરસ્તે જવું પડે છે. પહાડી પાસે મહારાવલનો મહેલ છે. પાસે એક તળાવ છે. અહીં પથ્થરીયા પહાડી ઘણી છે.

અહીં મકાન બનાવવા જેવા પથ્થર નીકળે છે, તેમ ભૂરા રંગના પત્થર નીકળે છે. જેમાંથી મૂર્તિયો, અને પ્યાલા, વાડકા વિગેરે બનાવે છે. રાજ્યમાં મહી અને સોમ બે નદીઓ વહે છે. અહીં બ્રાહ્મણોની વસ્તી સારી છે. અહીં બાણેશ્વર મહાદેવ મહીનદીના કિનારે છે.

નીમચથી ચીતોડગઢ થઈ અજમેર જવાય છે. ચીતોડગડ અજમેરની હકીકત આગળ આવેલી હોવાથી નીમચથી પાછા રતલામ જઇએ.

## પ્રકરણ ૧૯ મું.

# રતલામથી ॐકારેશ્વર.

## ઇન્દોર, મહુ, ધાર, દેવાસ;

## ઈન્દોર.

રતલામથી નાગડા—કોટા થઈ મથુરાં જતા પહેલાં એક ટ્રેન જે ખંડવા જાય છે તે લાઈનમાં વચ્ચે ફતેહાબાદ થઈ ઇન્દોર જવાય છે. ફતેહાબાદ જંક્શન સ્ટેશન છે. ત્યાંથી ઉજ્જન જવાય છે. રતલામથી ઇન્દોર ૭૪ માઇલ થાય છે. અને તેનું ભાડુ ૦—૧૫—૦ છે. રસ્તામાં નૌગનવાન, રૂણીજા, બરાનગર, ચંમ્બલ, ફતેહાબાદ, અઇનોદ, પાલીન એ સ્ટેશનો આવે છે. સ્ટેશનથી શહેર પોણો માઈલ દૂર છે. રસ્તો આજુબાજુ ઝાડો અને બંગલાઓથી સુંદર છે. ઇન્દોર માળવામાં કટકી નદીના ડાબા કિનારે દેશી રાજ્યની રાજધાનીનું શહેર છે. ઇન્દોર શહેર મલ્હારરાવ હોલ્કરના મર્યા પછી અહલ્યાબાઈ હોલ્કરે સને ૧૭૭૦ માં વસાવ્યું છે. ઈન્દોર ઉંચી જગા ઉપર છે. મુખ્ય રસ્તા ઉપર દીવા થાય છે. શહેરમાં પાણીના નળ છે. અહીં રાજમહેલ, ગોપાળમંદિર, ટંકશાળ, સ્કુલ, બજાર, લાલબાગ એ જોવા લાયક છે. અહીં અંગરેજની રેસીડેન્સી છે. રાજકુમાર કૉલેજ પણ છે. આઇતવારી સડક ઉપર રવીવારે બજાર ભરાય છે. શહેરની વચ્ચે એક નાની નદી છે. સ્ટેશન અને શહેરની વચ્ચે ધર્મશાળા છે. ઇન્દોરથી ૪ માઈલ ઉપર ગુલાબબાગમાં મહારાજની બહુજ સુંદર નવી કોઠી છે. રેલ્વે સ્ટેશનથી ૧ માઇલ ઉપર મહારાજા હોલ્કરનો ઉત્તમ રાજમહેલ છે. ત્યાં બે માળથી ચાર માળ સુધી મોતીભુવન છે. તેની પાસે ઇન્દ્રભવન નામનો નવો મહેલ છે, તે ઘણો સુંદર છે. લાલબાગ શહેરથી ર માઇલ છે. બાગ

જોવા લાયક છે. પાસે પશુશાળા છે; જેમાં વાઘ પણ છે. સીત્તેર લાખ ઉપરાંતની રાજ્યને આવક છે.

અહીં કપાસ સારો પાકે છે. તે ઉપરાંત ઘઉં, અફીણ, તલ, અને તંબાકુ પાકે છે. હોલ્કરના મૂળપુરુષ મલ્હારરાવ એ બાજીરાવ પેશ્વા પાસે લશ્કરી નોકરી કરતા હતા. મલ્હારરાવના પરાક્રમથી તેમને પેશ્વાએ માળવા દેશનો પૂર્ણ અધિકાર સોંપ્યો હતો. મલ્હારરાવના મરી ગયા પછી તેનો પુત્ર માલીરાવ નાનો હોવાથી મલ્હારરાવની સ્ત્રી અહલ્યાબાઇએ રાજ્ય ચલાવ્યું. અહલ્યાબાઈ શાંત, ન્યાયી અને દયાશીલ હતી. તેણે ઘણી તીર્થયાત્રા કરી ઘણાં તીર્થોમાં ધર્મશાળા અને દેવમંદિરો બંધાવ્યાં છે. ઇન્દોરના હોલ્કર સરકારના હાલના રાજાને ૨૧ તોપોનું માન છે.

ઇન્દોર ઉત્તમ શહેર છે. શહેરને કિનારે કાન નદી સર્પાકારે વહે છે. અહીં અનાજ ને રૂનો વેપાર સારો છે. અફીણનો વેપાર પણ સારો છે. જૈનોનાં મંદિરો પણ અહીં જોવા લાયક છે.

**મઉ**—ઇન્દોરથી ખંડવા તરફ જતાં રસ્તામાં મહુનું સ્ટેશન આવે છે. મહુ ઇન્દોર રાજ્યનું જીલ્લાનું સદર સ્થાન છે, ત્યાંથી ૧ માઇલ ઉપર અંગ્રેજ સરકાર તરફથી લશ્કરની છાવણી છે, અહીં વેપાર સારો છે. અહીં જૈન દેરાસરો તથા ધર્મશાળા પણ છે. અહીંથી ૪ ગાઉ ઉપર હાંસલપુરમાં જૈનોનું દેરાસર છે, અહીંથી નાલચા દર્શન કરી જૈનો માંડવગઢ યાત્રા કરવા પગરસ્તે જાય છે. અહિં ભેંસાશાહે પારસનાથની સોનાની મૂર્તિ પધરાવેલી છે. દેરાસર ઉત્તમ છે.

**ધાર**—મહુથી પગરસ્તે ૩૩ માઈલ પશ્ચિમે દેશી રાજ્યની રાજધાનીનું શહેર ધાર છે. જેને પહેલાં ધારાપુર અથવા તો ધારાનગરી લોકો કહેતા હતા. ગામની આજુબાજુ માટીનો કોટ છે. ધારમાં ૮ મોટાં અને બે નાનાં તળાવ છે. લાલ પથ્થરની બંધાવેલી ૨ મસીદો છે. ગામ બહાર ૪૦ ફીટ ઉપર લાલ પથ્થરનો બનાવેલો કિલ્લો છે. ધારના રાજાનો મહેલ તે કિલ્લામાં છે. રાજાને ૧૫ તોપોનું માન છે. રાજા પરમાર રજપુત છે. જે ઉજ્જનના વિક્રમરાજાના વંશજ કહેવાય છે. ધારાનગરી વિક્રમ અને ભોજના વખતમાં ઉત્તમ નગરી હતી. મુસલમાનોના વખતમાં અહીં ઘણાં મંદિરોની મસીદો બનાવેલી છે.

ગોપીચંદન રાજા પણ ધારાનગરીમાં થઇ ગયાનું કહેવાય છે. ગોપીચંદનની મા મેનાવતીએ તેમને કહ્યું કે: તારા મામા ભરથરીના ગુરુ ગોરખનાથની સેવા કરવાથી તું અમર થશે તેથી તેમણે રાજપાટ છોડી ઇશ્વર ભજનમાં મન જોડયું અને વનમાં ચાલ્યા ગયા હતા.

ધારમાં જૈનોનાં ઉત્તમ દેરાસરો છે અહીં દેરાસરમાં પારસનાથની સોનાની મૂર્તિ છે. મઉથી ધાર જવા વાહન ભાડે મળી શકે છે.

**દેવાસ**—ઇન્દોરથી ૨૦ માઇલ ઉપર અહીં દેશી રાજ્યની રાજધાની છે. અહીં એક ગાવદુગી નામની ઉંચી પહાડી ઉપર ચામુન્ડા દેવીનું મંદિર છે. ખડી પહાડીની પાસે ગુહામંદિર છે તેમાં દેવીની મોટી મૂર્તિ છે. નીચે તળાવ તથા મહાદેવનું મંદિર છે. અહીં અનાજ, રૂ અને અફીણનો વેપાર ચાલે છે.

## પ્રકરણ ૨૦ મું.

## મોરતાકા–ૐકારેશ્વર–સનાવડ.

# ૐકારેશ્વર.

મહુથી ખંડવા જતાં વચ્ચે મોરટાકાનું રેલ્વેસ્ટેશન આવે છે. વચ્ચે પાતાળપાણી, કલખુન્ડ, ચોરલા, મુખ્તીઆરા, બરવાહા એ સ્ટેશનો મૂકી મોરતાકાનું સ્ટેશન આવે છે. રતલામથી ૧૩૨ માઇલ આ સ્ટેશન છે. ભાડુ રૂા. ૧–૯–૦ છે. આ સ્ટેશન નર્મદાના કિનારા ઉપર છે. મહુથી ૩ માઇલ આગળ પાતાળપાણીનું સ્ટેશન આવે છે. ત્યાં જમણી તરફ એક મોટો ઝરો જણાય છે. ત્યાંથી પહાડની ચઢાઇ ઉતરાઇ શરૂ થાય છે. તે ચોરલા સ્ટેશન સુધી રહે છે. પાતાળ પાણીથી કલાકંદ સ્ટેશન સુધી ૬ માઇલ તો પહાડ કોરીને પહાડની અંદર ભોંયરામાં ત્રણ જગ્યાએ ગાડી જાય છે. કલાકંદથી ગાડીને આગળ અને પાછળ એન્જીન જોડાય છે જે નર્મદાનો મોટો પુલ ઉતરીને મોરતાકા સ્ટેશને પહોંચે છે. પુલની ઉપર રેલ્વે લાઇન છે, અને તેના નીચે ગાડી જવાની સડક છે.

મોરતાકાથી સાત માઇલ ઉપર નીમાળ જીલ્લામાં નર્મદાના કિનારા ઉપર માન્ધાતા નામના ટાપુમાં ૐકારનાથ મહાદેવનું દેવાલય છે. મોરતાકા સ્ટેશનથી માંધાતાટાપુ સુધી બળદગાડી જવા માટે સડક બાંધેલી છે. વચ્ચે બે જગ્યાએ પાકી વાવ આવે છે. અમરેશ્વરની પાસેથી નાવમાં બેસીને નર્મદા ઉતરી ટાપુમાં જવાય છે. સ્ટેશનથી નર્મદામાં નાવમાં બેસીને પણ અહીં અવાય છે. પણ રસ્તામાં પાણીનો ચઢાવ વધુ હોવાથી વખતે વિપત્તિ પડે છે ટાપુ આગળ નર્મદા નદી વહે છે. હોડીમાં બેસીને નર્મદામાં થઇને ૐકારનાથ અવાય છે. પહાડોયોની વચ્ચે નર્મદાનાં પાણી ઉંડાં છે. નર્મદાને કિનારે માન્ધાતા ટાપુ છે. સત્યયુગમાં થયેલા સૂર્યવંશી માંધાતા રાજાએ અહિં શીવનું પુજન કરવાથી આ ટાપુનું નામ માંધાતા પડેલું છે. નર્મદા અને કાવેરીની વચ્ચે આ ટાપુ આવેલો છે. નર્મદાની ઉત્તર શાખા કાવેરી નદી કહેવાય છે. જેના વ્હેવાથી આ ટાપુ બન્યો છે

કાવેરી ઓંકારપુરીથી એક માઇલ પૂર્વે નર્મદામાંથી નીકળી ટાપુની ઉત્તર સીમા બનાવી ૐકારજીથી દોઢેક માઇલ પશ્ચિમે પાછી નર્મદાને મળી ગઇ છે. નર્મદાના કિનારાના આ બાજુએ હોલ્કર સરકારનાં મકાનો છે.

ટાપુની ટોચ ઉપર ૐકારપુરીના રાજાનું મકાન છે. રાજા ભિલ જાતિનો છે. ઓંકારજીનો સર્વ ખર્ચ રાજ્ય તરફથી ચાલે છે, આવક પણુ રાજાજ લે છે. હોલ્કર અને સિંધિયા સરકાર તરફથી પણુ પુંજાનો ખર્ચ આપવામાં આવે છે. આ સ્થળને શિવપુરી પણુ કહે છે. અહિં યાત્રાળુઓ મોદીના મકાનમાં ઉતરે છે સીધુ પણુ મોદીજ આપે છે. કાર્તકી પુનમે અહિં મોટી યાત્રા ભરાય છે. ૐકારનાથનું મંદિર અને પાસેનાં બીજાં મંદિરો પેશ્વાએ બંધાવેલાં છે. ઓંકારનાથ મહાદેવ એ બાર જ્યોતિર્લિંગમાંના એક છે મંદિરનું મુખ્યદ્વાર ઉત્તર તરફ છે ઓંકારેશ્વરનું શિવલિંગ અણુઘડ છે. પાસે પાર્વતીજીની મૂર્તિ છે. દેવાલયમાં અખંડ દીવો બળે છે. મંદિરમાં એક બાજુના ખંડમાં રાત્રે શિવજીને સુવામાટે પલંગ પાથરવામાં આવે છે. પાસેના ખંડમાં શુકદેવજીની મૂર્તિ અને માન્ધાતા રાજા લિંગસ્વરૂપે છે. સભામંડપની આગળ એક જુનો તથા બીજો નવો આરસપહાણુનો બનાવેલો નંદી છે. ઓંકારનાથના મંદિરની ઉપર [illegible] મહાકાળેશ્વરનું શિખરદાર મોટું મંદિર છે. મહાકાળેશ્વરના મંદિરની ઉપરની બાજુમાં પણુ એક શિવલિંગ છે.

ઓંકારેશ્વરના મંદિરની પાસે અવિમુકતેશ્વર, જ્વાલેશ્વર, કેદારેશ્વર ગણુપતિ, કાલકામાતા વિગેરે દેવોનાં મંદિરો છે. મંદિરની નીચે નર્મદાનો કોટીતિર્થ નામનો પાકો ઘાટ છે. જ્યાં શ્રીફળની ભેટ ધરાવી સ્નાન કરવામાં આવે છે. અહિ ભીલોની વસ્તી છે. ટાપુની અંદર ઓંકારનાથની નાની અને મોટી બે પરિક્રમા છે. પરિક્રમા કરતાં રસ્તામાં તિલભાંડેશ્વર, રૂણુમુકતેશ્વર, અને ગૌરીસોમનાથ મહાદેવ આવે છે. સોમનાથનું લિંગ મોટું છે. અહિં ૨૦ ફુટ ઉંચો એક સ્તંભ છે, ત્યાંથી પાછા ફરી ઓંકારેશ્વર જવું પડે છે. મોટી પરિક્રમામાં રસ્તામાં સિદ્ધેશ્વર મહાદેવનું મંદિર આવે છે. ૧૦ ફીટ ઉંચા ચણુતરા ઉપર મંદિર છે. ચણુતરા ઉપર ચારે તરફ ૫ ફીટ ઉંચા ઘણા હાથ લડતા હોય તેવા પથ્થરના હાથ બનાવેલા છે. આગળના દરવાજા ઉપર અર્જુન અને ભીમની ૬ હાથની વિશાળ મૂર્તિયો છે. અહિંથી આગળ નર્મદાના તીર ઉપર ઉંચી પહાડી આવે છે. જેને ભૈરવજવની જગા કહે છે. પહેલાં આ પહાડી ઉપરથી લોકો કુદીને નર્મદામાં પડી મોક્ષને માટે આત્મહત્યા કરતા હતા તે રીવાજ અંગ્રેજ સરકારે હવે બંધ કર્યો છે. અહિંથી ઓંકારેશ્વર જવાય છે. હાલ આ ટેકરી ઉપર ઝાડી છે. જાનવરોનો પણુ ત્યાં ભય છે પરિક્રમાનાં ઘણાં મંદીરો અને મૂર્તિયો મુસલમાનોના વખતમાં તોડી નાંખેલી છે, તેનાં ખંડેરો જણાય છે.

જ્યાંથી નર્મદામાંથી કાવેરી નદી નીકળી છે ત્યાં એક મોટી ઇમારત છે જેના ઉપર પથ્થરમાં વિષ્ણુના ૨૪ અવતારોની મૂર્તિઓ બનાવેલી છે. તે મંદિરમાં શિવની મૂર્તિ છે. ત્યાંથી દૂર કિનારા નીચે રાવળનાળુ આવે છે. ત્યાં ૧૮॥ ફીટ લાંબી એક મૂર્તિ પડેલી છે જેના દસ હાથોમાં સોટા અને ખોપરીઓ છે તેની છાતી ઉપર વીંછી છે ને જમણી બગલમાં ઉંદર છે. ઓંકારપુરીની સામે નર્મદાના દક્ષિણ કિનારે એક ટેકરી ઉપર બ્રહ્મપુરી અને તેથી પશ્ચિમે બીજી ટેકરી ઉપર વિષ્ણુપુરી છે. બંનેની વચ્ચે કપીલધારા નામની નાની ધારા જમીનના નાળામાંથી આવી ગોમુખદ્વારા નર્મદામાં પડે છે તે સ્થાનનું નામ કપીલસંગમ છે. નર્મદાના દક્ષિણ કિનારે ઘણાં મંદિરો છે. બ્રહ્મપુરીમાં અમરેશ્વર શિવનું મંદિર છે. બીજા મંદિરમાં બ્રહ્મેશ્વર શિવલિંગ અને બ્રહ્માની મૂર્તિ છે. વિષ્ણુપુરીના વિષ્ણુભગવાનના મંદિરમાં વિષ્ણુ, લક્ષ્મી અને પાર્ષદોની મૂર્તિઓ છે. એક નાના મંદિરમાં કપિલમુનિનાં પગલાં અને એકમાં કપિલેશ્વર મહાદેવ છે. બ્રહ્મપુરી અને વિષ્ણુપુરીની વચ્ચે કાશીવિશ્વનાથનું નવું મંદીર છે.

વિષ્ણુપુરીથી પશ્ચિમે નર્મદાના જળની અંદર માર્કંડેયશિલા નામની શિલા છે. જેના ઉપર યાત્રાળુઓ પોતાનો છુટકારો થવા માટે આળોટે છે તેની પાસે પહાડીની બાજુપર માર્કંડેયઋષિનું મંદિર છે, ઓંકારપુરીથી હોડીમાં બેસી મોરતાકા જવાય છે. અહિં પાણીનું વ્હેવાનું જોર વધારે છે, અને પથ્થરો સાથે પાણી અથડાવાથી પાણી ઉંચું નીચું ઉછળે છે. પાણી સુંદર અને નિર્મળ હોય છે.

મહાત્મ્ય—મત્સ્ય પુરાણના ૧૮૫મા અધ્યાયમાં કહ્યું છે કેઃ નર્મદાને કિનારે ઓંકારેશ્વર, કપિલાસંગમ અને અમરેશ્વર મહાદેવ પાપોને નાશ કરનાર છે જ્યાં કાવેરી અને નર્મદાનો સંગમ થાય છે ત્યાં કુબેરે ૧૦૦ વર્ષ સુધી તપ કર્યું હતું જેથી તે યક્ષોના રાજા થયા. જે ત્યાં સ્નાન કરી શિવની પુજા કરે છે તેને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે. અને રૂદ્ર લોકમાં વાસ થાય છે. શિવપુરાણમાં કહ્યું છે કેઃ શિવનાં બાર જ્યોતિર્લિંગમાંથી એક અમરેશ્વરમાં ઓંકારલિંગ છે. એક વખતે ઓંકારતિર્થમાં વિંધ્યપર્વત પાર્થિવ પુંજા કરતો હતો તેથી શિવ પ્રસન્ન થયા ત્યારે વિંધ્ય અને દેવતાઓની પ્રાર્થનાથી શિવજી ત્યાં સ્થિત થયા. ત્યાં બે લિંગ ઉત્પન્ન થયાં એક ઓંકારયંત્રથી ઓંકરેશ્વર અને બીજું પાર્થિવથી અમરેશ્વર થયા. જેઓ આ લિંગોની પૂંજા કરે છે તેનો ગર્ભવાસ થતો નથી.

ઓંકારનાથથી ચાર પાંચ ગાઉ ઉપર નર્મદામાં આગળ જઇએ તો ત્યાં કુદરતી આકારનાં ત્રણ નેત્ર અને જનોઇવાળાં નર્મદેશ્વરનાં બાણો પાણીમાંથી મળી આવે છે.

એ પ્રદેશમાં જંગલ છે. સાગ–સીસમ, રતાંજળીને સુખડનાં ઝાડ અહિં ઘણાં થાય છે તેનો વેપાર સારો ચાલે છે. અહીંના જંગલમાં વાઘ વરૂ પણ ઘણાં રહે છે, નર્મદાનાં પાણી ગંભીર છે. ઉંડાં પણ ઘણાં છે. આ સ્થળ પવિત્ર અને રમણિય છે.

યાત્રા કરી પાછા મોરતાકા અવાય છે. મોરતાકાથી ખંડવા રેલ્વેમાં જવાય છે.

**સનાવડ**—મોરટાકાથી ખંડવા જતાં પહેલું સ્ટેશન સનાવડ આવે છે. સનાવડ અને મોરટાકા વચ્ચે નર્મદા નદી વહે છે મોરટાકાથી હોડીમાં પણ સનાવડ જવાય છે. રેલ્વેનો મોટો પુલ ઓળંગવો પડે છે. સનાવડનો વેપાર સારો ચાલે છે. ઓંકારનાથથી ઘણા પાછા ફતેહાબાદ થઇ ઉજ્જન જાય છે.

---

## પ્રકરણ ૨૧ મું.

## ઉજ્જનથી કોટા થઇ મથુરાં.

---

# ઉજ્જન–મહાકાળેશ્વર.

---

મોરટાકાથી પાછા વળી ફતેહાબાદ જંક્શને ઉતરવું. ફતેહાબાદથી એક ગાડી ઉજન જાય છે તેનું ભાડુ ૦–૨–૦ છે. તે ગાડીમાં બેસી ઉજ્જન જવું. વચ્ચે લેકોડા સ્ટેશન આવે છે. રતલામથી પણ નાગડા થઈ ઉજ્જન અવાય છે. ઉજ્જન અત્યારે સિંધિયા સરકારના તાબામાં છે. પહેલાં તે વિક્રમરાજાની રાજધાનીનું શહેર હતું. ઉજ્જન એ (અયોદ્ધા, મથુરાં, માયા, (હરદ્વાર,) કાશી, કાંચી અવંતિકા, (ઉજ્જન) અને દ્વારામતી એ સાતપુરીમાંનું એક શહેર છે. અને યાત્રાનું પવિત્ર સ્થળ છે.

ઉજ્જન રેલ્વે જંક્શન છે. ત્યાંથી–નાગડા–કોટા થઇ મથુરાં એક ટ્રેન જાય છે. તેમજ ભોપાલ, બીના, ઝાંસી, ગ્વાલીયર, ધોલપુર થઇ આગ્રા અને આગ્રેથી મથુરાં જવાય છે. ઉજ્જન એ ક્ષીપ્રા—નદીના જમણા કિનારા ઉપર છે. ઉજ્જનને અંવતિકાપુરી પણ કહે છે. ત્યાં પાંત્રીસ હજાર માણસોની વસ્તી છે. ઘણો ભાગ હિંદુઓ છે. શહેર રેલ્વે સ્ટેશનથી ૧ માઇલ દૂર છે. જુની ઉજ્જન તો ત્યાંથી ૧ માઇલ ઉપર હતું એમ કહેવાય છે. સડકો પથ્થરની છે. અહીં ટાંગા ભાડે મળી શકે છે.

**કુંભનો મેળો**—બાર વર્ષે જ્યારે વૃશ્ચિકરાશિના બૃહસ્પતિ થાય છે ત્યારે ઉજ્જનમાં કુંભનો યોગ થતાં મોટા મેળા ભરાય છે. એ વખતે

આખા દેશમાંથી બધા સંપ્રદાયવાળા લાખો સાધુઓ અને ગૃહસ્થો ક્ષિપ્રા નદીમાં સ્નાન કરવા માટે અહિં આવે છે. જેમાં ઘણા નાગા બાવાઓ કે જે નાગાજ ફરે છે તે પણ અહિં આવે છે.

અહીં દર્શન કરવા યોગ્ય મહાકાળેશ્વર મહાદેવ, હરસિદ્ધ દેવી, અને સિદ્ધવડ છે. ક્ષિપ્રા નદીમાં સ્નાન થાય છે.

**મહાકાળેશ્વર**—મહાકાળેશ્વર મહાદેવ એ બાર જ્યોતિર્લિંગોમાંના એક છે. ઉજ્જનમાં મુખ્ય દેવતા મહાકાલેશ્વર મહાદેવ છે. એક સરોવરની પાસે મહાકાળેશ્વર મહાદેવનું શિખરદાર વિશાળ મંદિર છે. સરોવર પત્થરના ઘાટથી બંધાવેલું છે. સરોવરની ત્રણ બાજુ પાકાં મકાન અને એક બાજુ શિવજીનું દેવાલય છે. મહાકાળેશ્વરનું દેવાલય પાંચ માળનું છે. નીચેનો માળ ભોંયરામાં છે. તેમાં મહાકાળેશ્વરનું શિવલિંગ મોટા આકારનું છે. અહિં અખંડ દીવો બળે છે. પાસે પાર્વતીજીની તથા ગણેશની મૂર્તિયો છે. મંદિરનો સભામંડપ સરોવરની પાસે છે. સભામંડપની પાછળ મંદિર છે. સભામંડપની એક બાજુએ ગુફા જેવા અંધારામાં થઈ મંદિરમાં જવું પડે છે. રસ્તામાં તેમજ મંદિરમાં રાત દિવસ દીવો બળ્યાં કરે છે. મહાકાળેશ્વરને ભાત ભાતના શૃંગાર રાત દિવસ ચઢાવાય છે અને ઘણા પ્રકારની સામગ્રી ભોગમાં ધરાવાય છે. ભોગને માટે ગ્વાલિયરના રાજા રોજના ૧૧ રૂપિઆ, ઇંદોરના મહારાજા ૫ રૂપિઆ અને બીજા ધનવાનો તરફથી પણ કાંઇ કાંઇ રકમ મળે છે.

યાત્રાળુઓ શિવને સ્નાન કરાવી ચંદન, પુષ્પ ઉપરાંત બિલીપત્ર ચઢાવી મેવા મિઠાઈ ધરાવે છે. અહિંઆં શિવનો પ્રસાદ ખાવામાં બાધ નથી. મહાદેવજીને દબાવી દબાવીને ઘણા તો તેમની સેવા કરી સ્નાન કરાવે છે, એકવાર ચઢેલું બિલીપત્ર ફરી ધોઈ નાંખીને ચઢાવવાનો અહિં રીવાજ છે. મંદિરની ઉપરના બીજા માળમાં ૐકારેશ્વર મહાદેવનું શિવલિંગ છે. મહાકાલેશ્વરના મંદિરની પાછળ આ મંદિરનું દ્વાર છે. ઉપરથી નીચે મહાકાળેશ્વરનાં દર્શન કરી શકાય તેવો ખુલ્લો ભાગ છે.

**ક્ષિપ્રા નદી**—ઉજ્જનની પાસે ક્ષિપ્રા નદી છે તેના ઘાટો પથ્થરના બંધાવેલા છે. ત્યાં રામઘાટ ઉપર યાત્રાળુઓ સ્નાન અને ભેટ કરે છે. ઘાટ ઉપર કેટલાક દેવમંદિરો છે. ક્ષીપ્રાનદી ચબલ નદીને મળે છે.

**હરિસિદ્ધિ દેવી**—ઘાટથી થોડે દૂર એક મંદિરમાં લિંગાકારે અગસ્ત્યમુનિ છે જેમની પાસે રાજા વિક્રમાદિત્યની કુલદેવી હરસિદ્ધિ દેવીનું શિખરદાર વિશાળ મંદિર છે. મંદિરની આગળ દીવા મૂકવાની દીવાદાંડી છે. જેના ઉપર ઉત્સવ વખતે ચારે તરફ દીવાઓ કરવામાં આવે છે. આ દેવી નવ દુર્ગાઓમાંની ૧ દેવી છે. મહાલક્ષ્મી, નન્દા, ક્ષેમકરી,

શિવદુતી, મહારૂન્ડા, ભ્રામરી, ચન્દ્રમંગલા, રેવતી અને હરસિદ્ધિ એ નવ દુર્ગાઓ છે.

**સિદ્ધવડ**—શહેરથી ત્રણેક માઇલ ઉપર ક્ષિપ્રા નદીના કિનારે એક જુનું વડનું ઝાડ છે તેને સિદ્ધ વડ કહે છે. આ ઝાડ નાનું છે. જેવું છે તેવું ને તેવુંજ જ્યારે જોઇએ છીએ ત્યારે હોય છે. યાત્રાળુઓ ક્ષિપ્રામાં સ્નાન કરી સિદ્ધવડની પુંજા કરે છે. અહીં પાસે એક મોટી ધર્મશાળા છે. અહિંથી પાછા આવતાં થોડે આગળ કાળભૈરવનું મંદિર છે.

**બીજાં મંદિરો**—એ ઉપરાંત અહિં ક્ષીરસાગર તળાવના કિનારે એક મંદિરમાં બ્રહ્મા, અને લક્ષ્મીની સાથે ક્ષીરશાયી ભગવાનની આરસ-પહાણની ચતુર્ભુજ મૂર્તિ છે. એક મંદીરમાં રામ, લક્ષ્મણ, સીતા ને હનુમાનની મૂર્તિયો છે. જે કહેવાય છે કે વિષ્ણુસાગરમાંથી મળી હતી. નાગચન્દ્રેશ્વર અને રણમુક્તેશ્વર મહાદેવ તેમજ સરાફબજારમાંનું ગોપાલમંદિર દર્શન કરવા લાયક છે.

**સાંદીપનો મુનીની જગા**—શહેરથી ૨ માઇલ ઉપર ગોમતી ગંગા નામના તળાવ નજીક સાંદીપની મુનિનો આશ્રમ છે. અહીં મંદિરમાં સાંદિપની મુનિ અને કૃષ્ણ, બળદેવ, સુદામાની મૂર્તિયો છે. અહીં શ્રી કૃષ્ણે મથુરાંથી આવી બળદેવ તથા સુદામા સાથે સાંદિપની મુનિ પાસે વિદ્યાભ્યાસ કર્યો હતો. અહીંથી થોડે દૂર વિષ્ણુસાગર તળાવ નજીક એક મંદિરમાં જનાર્દન ભગવાન, અને બીજામાં રામ લક્ષ્મણ અને જાનકીજીની મુર્તિયો છે.

**ભરથરીની ગુફા**—શહેરથી દોઢેક માઇલ ઉપર એક ભોંયરૂં છે જેને લોકો ભર્તૃહરીની ગુફા કહે છે. અંદર કેટલીક કોટડીઓ છે જેમાં એક કોટડીમાં વિક્રમાદિત્યના ભાઇ ભર્તૃહરીનું ય્યોગાસન અને અંદરની ઓરડીમાં ભરથરી, અને ગુરુ ગોરખનાથની નાની નાની મૂર્તિયો છે.

કાર્તકી પુનમે ઉજ્જનનો મેળો ભરાય છે. જુનું ઉજ્જન ત્રણેક માઇલ દૂર છે. જુના ઉજ્જનમાં હાલ ઘણાં ખંડેરો છે અહિં એક મહાદેવ છે જેમની મૂર્તિ જમીનમાં ઉંડે ઉતરતી જાય છે પહેલાં તે બેત્રણ હાથ ઉંચી હતી તે અત્યારે જમીનની અંદર બે હાથ ઉંડા ખાડામાં છે. કહે છે કે આ મૂર્તિ જમીનમાં ઉતરી અદ્રશ્ય થતાં પ્રલયકાળ થશે.

ઉજ્જનમાં જયપુરના મહારાજાની એક વેધશાળા છે. ઉજ્જનમાં વિષ્ણુસાગર, રૂદ્રસાગર, ગોવર્ધનસાગર, પુરુષોત્તમ ક્ષીરસાગર, પુષ્કરસાગર અને રતનાગર એ પ્રમાણે સાત તળાવો છે. દહાડે દહાડે ઉજ્જન ભાગતુ જાય છે. અહિં સિંધિયા સરકારની કચેરી છે કેટલીક મસીદો પણ અહીં છે. સડકો ઉપરનાં મકાનો બબ્બે માળનાં છે

અહિંથી ઘણુંજ અફીણ દેશાવરમાં જાય છે. અહિં હીંદુ મુસલ્માન સર્વે પાઘડીઓ ઘાલે છે. સ્ત્રીઓ પડદામાં રહેતી નથી. બ્રાહ્મણો ક્રિયાવાન હોય છે. પહેલાં ઉજ્જન માળવાની રાજધાનીનું શહેર હતું. વિક્રમાદિત્યની રાજધાની અહિંજ હતી. તેમણે ૯૫ શક રાજાઓને મારી પોતાનો સંવત ચલાવ્યો છે. ઇસ્વી સન ૭૦૦ માં ઉજ્જનમાં ભોજરાજા રાજ્ય કરતા હતા. મુસલ્માનોએ રજપુતો પાસેથી માળવા જીતી લીધું હતું તેમની પાસેથી યશવંતરાવ હોલ્કરે જીતી લીધું હતું પછી સિંધિયાના હાથમાં ઉજ્જન આવ્યું.

મહાત્મ્ય—આદિબ્રહ્મપુરાણ—માં ૪૨ મા અધ્યાયમાં કહ્યું છે કે. પૃથ્વીની સર્વ નગરીઓમાં અવંતી નામની નગરી ઉત્તમ છે. જ્યાં મહાકાલ નામના શિવ છે. ત્યાં ક્ષિપ્રા નામની નદી વહે છે અને વિષ્ણુ કંઇ રૂપથી સ્થિત છે. ઇન્દ્રાદિ દેવતા અને માતૃગણ પણ ત્યાં સ્થિત છે.

શિવપુરાણ—૪૬ મા અધ્યાયમાં કહ્યું છે કેઃ—પાપ નાશ કરનારી અવંતીનગરી છે જ્યાં ક્ષિપ્રા નદી વહે છે. ત્યાં એક શિવભક્ત રહેતો હતો તે વખતે દૂષણ નામનો રાક્ષસ પેદા થયો તે બ્રહ્માના વરદાનથી બળવાન થઇને બધાંને દુઃખ દેતો હતો. તે આ શિવભક્તને પણ મારવા આવ્યો. પણ તે શિવપુજામાં બેઠેલો હતો તેણે કાંઇ ધ્યાન ન આપ્યું આ વખતે શિવની કૃપાથી ત્યાં ખાડો પડી ગયો. અને શિવજીએ પ્રકટ થઇ રાક્ષસને મારી બ્રાહ્મણને બચાવ્યો. બ્રાહ્મણની પ્રાર્થનાથી શિવજી ત્યાં ખાડામાં જ્યોતિર્લિંગ થઇને સ્થિત થયા અને કાળરૂપી દૈત્યને માર્યો તેથી મહાકાળેશ્વર કહેવાયા. અહિં જૈનોનાં ૨૨ દેરાસરો છે અને તેમના ૨૨મા ભગવાન અવંતીજીનું જુનું તિર્થ છે. જૈનોની પણ યાત્રાનું આ સ્થાન છે.

દેવતા અને રાક્ષસોના યુદ્ધ વખતે બૃહસ્પતિ અમૃતનો ઘડો લઇને નાઠા તે વખતે ઘડાનું અમૃત, ભાગીરથી, ગંગા, યમુના અને સરસ્વતીના ત્રિવેણી સંગમમાં, ગોદાવરીમાં અને ક્ષિપ્રામાં બ્રહસ્પતિના હાથમાંથી ઘડાની ખેંચતાણ કરતાં ઢોળાયું. આથી દર બારે વર્ષે કુંભના બ્રહસ્પતિ થતાં પ્રયાગમાં, સિંહના ગુરુ થતાં નાશકમાં અને વૃશ્ચિકના બૃહસ્પતિ થતાં ઉજ્જનમાં કુંભયોગ થાયે છે. કુંભયોગ થતાં ત્યાં ઉપરનાં તિર્થોમાં સર્વ તિર્થસ્થાનો આવે છે. બાર વર્ષે કુંભયોગ થાય છે.

અહિં અફીણ પાકે છે તેમ, અત્તર, સુગંધીદાર તેલ, ગુલકંદ, રૂ અને અનાજનો વેપાર ચાલે છે.

ઉજ્જનથી નાગડાજંકશન થઈ કોટા, સવાઇમાધવપુર થઇ મથુરાં જવાય છે તેમ આગ્રા પણ જવાય છે. વળી ઉજ્જનથી—ભોપાળ, બીના, અને ઝાંસી આવી, ઝાંસીથી ગ્વાલીયર, ધોલપુર થઈ આગ્રા ઉપર થઈ મથુરાં જવાય છે. તેમ ઝાંસી જંકશનથી કાનપુર પણ જવાય છે.

---

## કોટા.

ઉજ્જનથી નાગડાજંક્શન થઇ કોટા અવાય છે. ઉજ્જનથી નાગડા જંક્શન ઉતરવું ત્યાંથી કોટાનું ભાડું રૂા. ૨–૨ છે. નાગડાથી ૭૯ માઇલ કોટા છે. કોટાથી મથુરાં ગાડી જાય છે. ચિતોડથી કોટા ૭૦ માઇલ છે. કોટા ચંબલ નદીના કિનારે છે. કોટા એ દેશી રાજ્યની રાજધાનીનું શહેર છે. શહેરની પૂર્વે કિશોરસાગર નામનું તળાવ છે, જેમાંથી ખેતરોમાં પાણી લેવાય છે. અહિં મથુરિયાજીનું મોટું મંદિર છે ત્યાં ભોગરાગ રાજ તરફથી થાય છે. બીજાં પણ ઘણાં મંદિરો છે. કોટાનું રાજ્ય બુંદિ રાજ્યની શાખા છે. બુંદી અને કોટા મળીને હાડાવતી રાજ્ય કહેવાય છે ત્યાંના રાજા હાડા રજપુત છે. કોટાથી એક ટ્રેન બીના જાય છે.

**બુંદી**—કોટાથી ૨૦ માઇલ પહાડીયોમાં બુંદિ એ દેશી રાજ્યની રાજધાનીનું શહેર છે. ત્યાંની પહાડી પાસે રાજમહેલ છે. પહાડી ઉપર કિલ્લો છે. ગામની આજુબાજુ કોટ છે. કિલ્લાની પહાડી ઉપર એક મોટું મંદિર છે બીજાં પણ ઘણાં મંદિરો છે. જૈનોનાં ૧૨ મંદિરો છે. શહેર પાસે ફુલબાગ છે. અહીં શાલનાં ઝાડનું મોટું જંગલ છે. અહીંના રાજા ચોહાણ રજપુતોની હાડા જાતીના છે. અહિંના રાજાને ૧૭ તોપોનું માન છે.

કોટાથી સવાઇમાધવપુર જંક્શન થઇ ભરતપુર ઉપર થઈ મથુરાં અવાય છે. આણંદથી નીકળેલા યાત્રાળુઓ આવી રીતે ડાકોરની યાત્રા કરી રતલામ ઉપરથી ફતેહાબાદ થઇ ઓંકારેશ્વરની યાત્રા કરી, ત્યાંથી પાછા ઉજ્જન મહાકાળેશ્વરની યાત્રા કરી નાગડા થઈ, કોટા. સવાઇમાધવપુર થઈ મથુરાં આવે છે.

રતલામથી મથુરાંનું ભાડુ રૂા. ૫–૧૨–૦ છે.

---

# ભાગ ૭ મો.

## મથુરાંની અને વ્રજની યાત્રા.

---

## પ્રકરણ ૨૨ મું.

## મથુરાં.

---

ભરતપુર જંક્શનથી આગળ જતાં અચનેરા જંક્શન આવે છે, અચનેરાથી આ ગાડી આગ્રા જાય છે, માટે મથુરાં જવા માટે અચનેરાથી બીજી ગાડીમાં બેસવું પડે છે, ભરતપુરથી ઇકરાન, ચીકાસને એ બે

સ્ટેશનો મૂકી અચનેરા જંકશન આવે છે, અચનેરાથી જવું હોય તો વચ્ચે રૈભા, બીચપુરી, ઇદગાહ એ સ્ટેશન મૂકી આગળ આગ્રા ફોર્ટ સ્ટેશન આવે છે, ભરતપુરથી આગ્રાના ૦–૮–૦ ભાડુ છે અને ૩૩ માઇલ દૂર છે,

મથુરાં જવા માટે અચનેરા ઉતરી ત્યાંથી મથુરાં જતી ટ્રેનમાં બેસવું અચનેરાથી મથુરાં જતાં વચ્ચે પરખામ, ભાઇન્સા સ્ટેશનો આવે છે, અચનેરાથી મથુરાં ૨૨ માઇલ છે અને ભાડું ૦–૫–૦ છે, મથુરાં એ સપ્તપુરીમાંની એક પુરી છે, અને યાત્રાનું પવિત્ર સ્થળ છે.

મથુરાં એ યાત્રાનું સ્થળ છે, તે યમનાં નદીના જમણા કિનારે છે, મથુરાં એ જીલ્લાનું સદર સ્થાન છે, જેમાં બાસઠ હજાર માણસોની વસ્તી છે, તેમાં દસેક હજાર મુસલમાનોની સંખ્યા છે, અહિં ઘણાં મંદિરો અને મકાનો પથ્થરનાં બાંધેલાં છે, સડકો ઉપર પણ પથ્થરો પાથરેલા છે, અહિંના ગોર લોકો યાત્રાળુઓને જયપુરથીજ મળે છે, તેઓ પોતાને ત્યાં યાત્રાળુને લઇ જાય છે, અહિંના ગોર લોકો ચોબા છે તે લોકોનાં ચારેક હજાર ઘર છે, તેઓ જજમાન વૃત્તિ સિવાય બીજો ધંધો કરતા નથી, તેઓનું મુખ્ય કામ ભાંગ પીવી, સારૂં સારૂં જમવું, કુસ્તી કરવી એજ છે, મથુરાજીના ચોબાઓ શરીરે રૂષ્ટપુષ્ટ હોય છે. માથે ટોપી ઘાલી ડુંટી નીચે ધોતીયું પહેરી હાથમાં લાંબી લાકડી લઇ ફરે છે. તેમને ભાંગ પીવા અને મિષ્ટાન્ન ખાવા જોઇએ ખાતા જાય અને ગાળો ભાંડતા જાય તેવા હોય છે. તેઓને જમવાનું બહુજ સારૂ જોઇએ છીએ, અહિંની સ્ત્રીઓમાં પડદો નથી તેઓ મોટા મોટા ઘાઘરા પહેરે છે અને માથે ઓરણું ઓઢે છે, સ્ત્રીઓ રૂપવાન હોય છે. મથુરાં, ગોકુળ, વૃંદાવન અને આખો વ્રજદેશ એ શ્રીકૃષ્ણની લીલાભૂમિ ગણાય છે, મથુરાંના સ્ટેશન ઉપર ઘણા ચોબાઓ યાત્રાળુઓને લેવા સામા આવે છે, અહીં ગોકળદાસ તેજપાળની ધર્મશાળા છે તેમજ બીજી પણ ઘણી ધર્મશાળાઓ છે. તે ઉપરાંત ઉતરવા માટે ભાડાનાં મકાનો પણ મળે છે.

મથુરાંના મંદિરોમાં કાર્તકસુદ પડવાને રોજ અન્નકોટ પુરાય છે તેનાં દર્શન કરવા માટે ઘણી ભીડ થાય છે, મથુરામાં ચોબાઓના ૨૦૦ અખાડા છે, અહિં ઘણે ભાગે કુવાનાં પાણી ખારાં હોય છે,

વિશ્રામઘાટ—શહેરમાં ઘણાં દેવમંદિરો છે. જેમાં જમનાજી ઉપર વિશ્રામઘાટ ઉપર યમનાજીની મૂર્તિ છે. જેની ડાબી બાજુએ રાજની મૂર્તિ છે.

દ્વારકાંધિશનું મંદીર—મથુરામાં સર્વ મંદિરોથી વિસ્તારમાં ઘણું મોટું દ્વારકાંધિશનું મંદીર છે. પૂર્વના મોટા દરવાજામાંથી

પગથીયાં ચઢી મંદીરમાં જવાય છે. મંદિર આગળ સભામંડપ પણ લાંબો પહોળો છે. સભા મંડપમાંથી દ્વારકાધિશનાં દર્શન થઇ શકે છે. મૂર્તિ મનોહર છે. પાસે બીજી પણ દેવમૂર્તિયો છે. વલ્લભસંપ્રદાય પ્રમાણે અહિં સમયસમયનાં દર્શન થાય છે. મંદીર ઉઘડતાં ભીડ ઘણી થાય છે અહિં રાજભોગ ધરાવ્યા પછી પ્રસાદ વેચાય છે. આ મંદીર શેઠ પારેખજીએ બંધાવ્યું હતું તે શેઠ ગ્વાલીયેર રાજ્યમાં ખજાનચી હતા. મંદિર વલ્લભસંપ્રદાય વાળાઓના હાથમાં છે. હાલમાં કાંકરોલીવાળા ગોસ્વામી મહારાજ બાળકૃષ્ણલાલજીના લાલબાવા તરફથી આ મંદિરનો વહીવટ થાય છે. મંદિરની પાસે મથુરાંના શેઠનું બે માળનું મકાન છે તેમ ભરતપુરના મહારાજાનું એક મકાન છે.

વારાહજીનું મંદિર—દ્વારકાધિશના મંદીરની પાછળ વારાહજીનું મંદિર છે. આગળ ગરૂડની મૂર્તિ છે. વરાહજીના મુખપર પૃથ્વીનો આકાર બનાવેલો છે. વરાહજીના મંદિરથી કાંઇક આગળ ગોવિંદદેવજીનું મંદિર છે તે સુંદર પત્થરનું બંધાવેલું છે.

બિહારીજીનું મંદિર—પણ ગોવિન્દદેવજીના મંદિરની પાસે છે તેમાં ત્રણ ઉત્તમ મૂર્તિયો છે,

ગોવર્દ્ધનનાથનું મંદિર—દ્વારકાધિશના મંદિર ઉપરાંત બીજું ગોવર્દ્ધનનાથજીનું મંદિર બીજાં મંદિરો કરતાં ઘણું વિશાળ છે. તે ઉપરાંત ગોપીનાથનું મંદિર, મથુરાંનાથનું મંદિર, અને દાઉદજીનું મંદિર છે. દાઉદજી (બલદેવજી)ના મંદિરમાં દાઉજી ઉપરાંત તેમની સ્ત્રી રેવતીની પણ તેમાં મૂર્તિ છે. તે ઉપરાંત વ્રજગોવિન્દનું મંદિર, ગોવર્ધનનાથજીનું બીજું મંદિર, રાધાકૃષ્ણજીનું મંદિર, અને મગનીમાતાનું મંદિર છે.

એક મંદિર ગત્તશ્રમનારાયણનું છે તેમાં કૃષ્ણ, રાધા અને કુબ્જાની મૂર્તિઓ છે.

અહિં જમનાંજીને કાંઠે એક કુવો છે, ત્યાં સ્નાન કરી પછી જમનાંજીમાં શ્રીફળ, પુષ્પ વિગેરે ચઢાવી યાત્રાળુઓ સ્નાન કરે છે. જમનાંજીમાં કાચબા ઘણા છે, તેમને ચણા નાંખતાં તે પાણી ઉપર તરવા લાગે છે. વળી અહિં માંકડાં પણ ઘણાં છે. જો કોઇ વસ્તુ સુની મૂકી તો તે માંકડાં લઇ જાય છે તે જ્યારે તેને ચણા કે કાંઇ ખાવાનું આપીએ ત્યારેજ પાછી આપે છે. જો ઘરનું બારણું ઉઘાડું રહી જાય તો ઘરમાં પેસી વાસણ કે પોટલી ઉપાડી જાય છે. ને કાંઈ ખાવાનું લે છે ત્યારેજ પાછી આપે છે. અહિં કોરે ઘીતીએ ન્હાવાનો મહિમા છે.

યમદ્વિતિયા—કાર્તક સુદ બીજને દિવસે જમનાજીમાં ન્હાવાનું ઘણું મહાત્મ્ય છે. તે માટે કહેવાય છે કે જ્યારે યમરાજા પોતાની બેન યમનાને ત્યાં જમવા ગયા ત્યારે યમરાજાએ યમનાને કાંઈ માગવાનું કહ્યું જેથી જમ-

નાજીએ કહ્યું: 'કે મારા જળમાં જે ભાઇબીજને દિવસે સ્નાન કરે તે યમપુરીમાંથી મુક્ત થઇ સ્વર્ગમાં જાય' એ માગું છું. આથી યમરાજાએ તથાસ્તુ કહી વરદાન આપ્યું, જેથી ભાઇબીજને દિવસે લાખો માણસો દૂર દેશથી યમનાજીમા સ્નાન કરવા મથુરાં આવે છે.

અહિં વિશ્રામઘાટમાં સ્નાન કરવાનું મહાત્મ્ય વિશેષ છે. મથુરાંની ૫ ગાઉની પરિક્રમા વિશ્રામઘાટથી શરૂ થાય છે તે ૭ કલાકમાં પુરી થાય છે. પરિક્રમામાં નીચે પ્રમાણે ઘાટો અને તિર્થો આવે છે.

વિશ્રામઘાટ—શ્રીકૃષ્ણે કંસને મારીને અહિં વિશ્રામ લીધો હતો તેથી આ ઘાટનું નામ વિશ્રામઘાટ પડયું છે. અને લોકો ભાવથી પુંજા કરે તે માટે અહિં પોતાનો મુકુટ મુકી કૃષ્ણ દ્વારકાં ગયા હતા આ મુકુટ તથા પાદુકા વિશ્રામઘાટની વચમાં છે તેની પુજા દરરોજ થાય છે. કાર્તક સુદ ૨ ના રોજ અહિં સ્નાન કરવા માટે દરવર્ષે લાખો માણુસો આવે છે. યમના સ્નાનનું મહાત્મ્ય સર્વ સ્થાનો કરતાં મથુરાંમાં વધારે છે. ઘાટ પથ્થરથી બાંધેલો છે. ઘાટ ઉપર ત્રણ ચાર ઘંટ છે. જેમાંથી ૧ નેપાળના મહારાજાએ આપ્યો હતો. અહિં રોજ સંન્ધ્યાકાળે યમનાજીની આરતી ઉતારવામાં આવે છે. અહિં કાચબા ઘણા છે તે માણસથી બ્હીતા પણ નથી.

બીજો બલભદ્રઘાટ છે, ત્રીજો યોગ ઘાટ છે જ્યાં પીપલેશ્વર મહાદેવ છે. ચોથો પ્રયાગઘાટ છે જેમાં વેણીમાધવની મૂર્તિ છે, ૫ રામઘાટ ઉપર રામેશ્વર મહાદેવ છે. શ્યામઘાટપર, કનખલક્ષેત્ર, તિંદુકતિર્થ, દાઉજીનું મંદિર અને ગોકુલી ગોસ્વામી ગોપાલલાલજીનું મકાન છે. બંગાલીઘાટ આગળ યમનાનો રેલ્વેનો પુલ છે, ભરતપુરના મહારાજાનો મુકામ, બાગ, ગોકુલ ગોસ્વામીનો બાગ અને મકાન તથા રાજાની ધર્મશાળા અહિં છે. સૂર્યઘાટ ઉપર સૂર્યની મૂર્તિ છે. ધ્રુવઘાટ ઉપર શ્રાદ્ધ થાય છે. ઘાટની પાસે એક નાના મંદિરમાં ધ્રુવજીની મૂર્તિ છે.

મોક્ષતિર્થ—અહિં સપ્તરૂષિઓનું સ્થાન છે. અહિંથી યમનાંજી જમણી તરફ વહે છે. અહિં સફેદ માટી મળે છે જેને યજ્ઞની ભષ્મ કહે છે. અહિંથી આગળ રાજા બલિનું સ્થાન છે જ્યાંથી કાળી માટી નીકળે છે તેને લોકો ભષ્મ કહે છે. બળીરાજાએ અહિં યજ્ઞ કર્યો હતો. અહિં એક મંદિરમાં વામનજી, શુક્રાચાર્ય, અને ગોપાળજીની સાથે રાજા બળીની મૂર્તિ છે. બીજા મંદિરમાં ડાબા હાથમાં દંડ અને જમણા હાથમાં કમંડળ લેઇ વામનજી પાદુકાઓ ઉપર ઉભેલા છે. અહિંથી આગળ ટાઉનહોલ છે.

રાવણનું સ્થાન—અહિં આગળ રાવણે તપ કર્યું હતું. રેલ્વે સડક પાસે નાના મંદિરમાં કૃષ્ણ અને કુબ્જાની ધાતુની મૂર્તિઓ છે. રંગભૂમિ—આગળ રંગે-

શ્વર મહાદેવ છે. અહિં શિવલિંગ ઉપર ધાતુનું મુખમંડળ છે. એક રાજા ઉગ્રસેન, કંસ, કૃષ્ણ અને બલરામની મૂર્તિયો છે. આગળ સપ્ત-સમુદ્ર નામનો કુવો છે. જ્યાંથી આગળ મુન્સફકોર્ટ છે.

આગળ ગોપાળજીનું મંદિર આવે છે. જ્યાં પથ્થરથી બાંધેલું એક સરોવર છે આગળ ભૂતેશ્વર મહાદેવ તથા એક મંદિરમાં મંગલેશ્વર મહાદેવ તથા આરસનું ભૂતેશ્વર મહાદેવનું શિવલિંગ છે. અહિં બલભદ્રકુંડ છે. આગળ કેટલેક દૂર પોતરાકુન્ડ છે જે પથ્થરનું બાંધેલું ઉત્તમ સરોવર છે. શ્રીકૃષ્ણજન્મ વખતે અહિં તેમનું બિછાનું ધોવામાં આવેલું તેથી તેનું નામ પોતરાકુન્ડ પડયું છે. કુન્ડ ગ્વાલીયરના મહારાજાએ બંધાવેલો છે. પાસે એક મંદિરમાં કૃષ્ણ, વસુદેવ, અને દેવકીજીની મૂર્તિયો છે. આ કુંડની પાસે એક શવદેવજીનું મોટું મંદિર છે. અહિં શ્રીકૃષ્ણનો જન્મ થયો હતો. એમ કહેવાય છે. અહિં શ્રી કૃષ્ણ વિગેરેની મૂર્તિયો છે. પાસે કૃષ્ણ કુપ તથા થોડે દૂર કુબ્જાકુપ છે.

મહાવિદ્યા દેવીનું મંદિર અહિંથી જરા દૂર છે. જેમાં મહાવિદ્યા, મહામાયા અને મહામેધાની મૂર્તિયો છે. ૫૦ પગથીયાં ચઢી અને બીજી બાજુ ૨૫ પગથીયાં ઉતરવું પડે છે, અહિં બહુજ માંકડાં તથા ઝાડી છે. અહિંથી દૂર સરસ્વતીકુન્ડ છે. જેની પાસે સરસ્વતીની ધાતુની મૂર્ત છે. આગળ કોટીતિર્થ છે. અહિંથી આગળ ચંડીદેવીનું મંદિર આવે છે. આગળ વૃંદાવન જવાની પાકી સડક આવે છે. પાસે ગોકર્ણેશ્વર મહાદેવ છે. જે ૩ હાથ ઉંચા છે. પાસે ગૌતમ ઋષિની સમાધિ છે. અહિંથી થોડે દૂર અંબઋષિની ટેકરી છે. જ્યાં મહાવીરની મૂર્તિ છે. આગળ સરસ્વતી સંગમ આવે છે.

દશાશ્વમેધ ઘાટ—ચોમાસામાં જમનાં નદી અહિં સુધી આવે છે, ચક્રતીર્થ ઉપર આવવાથી યમના શહેર નજીક આવી જાય છે, ઘાટ પત્થરથી બાંધેલો છે, આગળ પત્થરનો બંધાવેલો—કૃષ્ણ ગંગાઘાટ છે, ઉપર કૃષ્ણેશ્વર મહાદેવ અને કાલિંદનાથ, દાઉજી અને રેવતીજીનું મંદિર છે, ધારાપતન ઘાટ મૂકી સોમઘાટ આવે છે ત્યાં સોમેશ્વર મહાદેવ છે, આગળ કંસનો કિલ્લો આવે છે જે ફરી બાંધેલો કહેવાય છે, આ કિલ્લામાં પૂર્વે બંધ કરેલો એક દરવાજો અને ગુફાનું દ્વાર છે, પાસે જુનો કુવો છે, અહીં મકાનોનાં ખંડેર જણાય છે, પશ્ચિમ તરફ કાલેશ્વરમહાદેવ અને ભૈરવની મુર્તિયો એક નાના મંદિરમાં છે,

અહિંથી યમનાંજી પૂર્વ દક્ષિણ તરફ વહે છે. પાસે વૈકુન્ઠઘાટ છે. આઘાટ અને અસિકુન્ડાઘાટ પથ્થરના બાંધેલા છે. અહિં એક મંદિરમાં વરાહજી અને ગણેશજીની મૂર્તિયો છે અને શિવતાલકુન્ડ છે. તેના પછી

શેઠનો જનાનાઘાટ• મુકી વિશ્રામઘાટ આવે છે. અહિં પરિક્રમા પૂરી થાય છે.

શહેરમાં જુમામસ્જીદ તથા કટરામસ્જીદ છે. તેમાં બૌદ્ધ નિશાનીયો જણાય છે. એક પત્થર ઉપર ગુપ્ત વંશની વંશાવળી કાતરેલી છે. અને શાક્યની પ્રતિમા છે. આ મસીદ પહેલાં બૌધ્ધોનું સ્થાન હશે એમ માનવામાં આવે છે.

અહીં તૈયાર પુરી વેચાય છે. જમનાજીના પાણીમાં બનાવેલી પુરીઓ બજારમાંથી ખાવાને હિંદુઓ અચકાતા નથી તેને પવિત્ર ગણે છે. અહિં ઘણાં વન અને ઉપવન છે. કુવા ખોદતાં ૫૦ ફીટ નીચે પાણી આવે છે. અહીં તંબાકું, ચણા, કપાસ, બાજરી, જાર અને ઘઉં પાકે છે. અહિં બ્રાહ્મણ, જાટ અને ચમારની વસ્તી વધારે છે.

મથુરાની આસપાસ ૮૪ ગાઉના ઘેરાવાને વ્રજ મંડળ કહે છે. તેમાં મુખ્ય ધામો મથુરાં, ગોકુળ, વૃંદાવન, ગીરીરાજ અને દાવજી વિગેરે છે. વ્રજની પરિક્રમા ભાદરવા વદ ૧૧ થી શરૂ થાય છે. વ્રજમાં ફાગ બહુ ગવાય છે. અહિં હલકી જાત સિવાય કોઈ પણ હિન્દુ મદ્યમાંસ ખાતા નથી, તેમ માતાને બલીદાન અપાતું નથી. ગોસાંયજી મહારાજો હજારો વૈશ્નવોને લઇ અહિં વનયાત્રાએ નીકળે છે.

હાલનું મથુરાં જુના વખતનું મથુરાં નથી. પણ જુનું મથુરાં તો મથુરાંથી દિલ્હીના જે નવી લાઇન નીકળી છે તેની પાછળ હતું એમ કહેવાય છે. ત્યાં જુનાં સ્થાનોનાં ખંડેરો હજુ પણ છે. જુની મથુરાંમાં કંશનો મહેલ, વસુદેવને કારાગ્રહમાં પુર્યા હતા તે સ્થળ વિગેરે બતાવવામાં આવે છે. મથુરાંની બાંધણી ઉત્તમ છે. હોડીમાં બેસી જમનાંજીમાં કિનારે ફરવાથી મથુરાંની શોભા સારી જણાય છે. અહીંના વાંદરાઓ ગાફલ માણસની માથાની પાઘડી પણ ઉપાડી લેતાં વાર લગાડતા નથી.

અહિં ગામમાંથી જે ચીજ લેવામાં આવે છે તેના ઉપર ચોખાની ૩ાા ટકા દલાલી ચઢે છે. તેઓ ઘણે ભાગે અભણ હોય છે. અહીં ખાવાની તૈયાર ચીજો, ચટણી, અથાણાં વિગેરે વેચાય છે. સને ૧૦૧૭ માં મહમદગીજનીએ ચડાઇ કરી ઘણાં મંદિરોને લુંટીને તોડી નાંખેલાં, પછી સને ૧૫૦૦ માં સીકંદર લોદીએ ઘણાં પ્રાચીન મંદિરો તોડી નાંખેલાં હતાં. અહીં ઘીયામંદીરમાં જૈનોના પાર્શ્વનાથનું દેરાસર છે.

મહાત્મ્ય—રામાયણ, દેવી ભાગવત અને વિષ્ણુપુરાણમાં કહ્યું છે કેઃ યમના નદિના કિનારા ઉપર મધુવનમાં મધુ નામના દૈત્યનો પુત્ર લવણ દુરાચારાથી તપસ્વીઓને સંતાપતો હતો તેને શ્રી રામચંદ્રજીની આજ્ઞાથી શત્રુઘ્નજીએ મારી, ત્યાં મથુરા નગરી વસાવી, ત્યાંનું રાજ્ય પોતાના પુત્રને

સોંપ્યું. સૂર્યવંશનો અસ્ત થતાં અહીં યદુવંશી રાજાનું રાજ્ય થયું. વસુદેવ સુરસેન યાદવના પુત્ર હતા મથુરાંની પરિક્રમા કરવાનું પણ વારાહપુરાણ, વિગેરેમાં ઘણું મહાત્મ્ય બતાવ્યું છે.

ભવિષ્ય પુરાણમાં કહ્યુ છે કેઃ—સૂર્યની પત્નિ સંજ્ઞાથી શ્રાદ્ધદેવ અને યમ એ બે પુત્રો થયા અને યમના નામની પુત્રી થઇ. અને સંજ્ઞાની છાયાથી સાવર્ણી મનુ અને શનિશ્વર બે પુત્ર અને તપતી નામની પુત્રી થઇ. એક વખતે યમના અને તપતીને વિખવાદ થતાં પરસ્પર શાપ દેવાથી બંને નદીઓ બની ગઇ. જેથી સૂર્ય ભગવાને કહ્યું કે યમનાનું જળ ગંગા જળ સરખું અને તપતી (તાપી) નું જળ નર્મદા તુલ્ય મનાશે.

ધ્રુવજીએ મથુરામાં આવી એકાંત વાસમાં રહી એકાગ્રચિત્તે ભગવાનનું તપ કરવાથી ભગવાને મધુવનમાં આવી ધ્રુવને વરદાન દીધું કે તમને અચલ ધ્રુવસ્થાન પ્રાપ્ત થશે. એવું ભાગવતમાં કહ્યું છે.

આદિ બ્રહ્મપુરાણમાં કહ્યું છે કે પૃથ્વીના ભાર ઉતારવા ભગવાને દેવકીજીના ગર્ભમાં પ્રવેશ કરી જન્મ લીધો. કંસ રાજાને પોતાની બેન દેવકીથી આઠમો પુત્ર ઉત્પન્ન થશે તે મારશે એવો ભય હતો તેથી તેણે દેવકી એને વસુદેવને કારાગ્રહમાં પૂર્યા હતાં. પણ કૃષ્ણનો જન્મ થતાં વસુદેવજી કૃષ્ણને લઇ યમનાંજીમાં પાર ઉતરીને ગોકુળમાં ગયા અને ત્યાં નંદ ગોવાળની સ્ત્રી યશોદાને તે દિવસે કન્યા જન્મી હતી તેને લઇ પુત્રને તેની પથારીમાં સૂતાડી પાછા આવ્યા. જસોદાને તે વખતે યોગનિંદ્રા આવી ગઇ હતી તે જાગતાં પુત્ર જન્મ થએલો જોઈ ખુશી થયાં.

વાસુદેવ પુત્રીને લેઇ કારાગ્રહમાં ગયા. નોકરોએ દેવકીજીને પુત્ર જન્મ્યાની વાત કંસને કહી તેથી તેણે આવી પુત્રીને શિલા ઉપર પછાડી મારી નાંખી, પણ તે કન્યાએ કહ્યું કેઃ મને મારવાથી શું વળવાનું છે તને મારનારનો તો જન્મ થઇ ચુકયો છે. પછી કૃષ્ણે બધાં બાળકોને મારી નાંખવાનો હુકમ કર્યો. પુતના રાક્ષસી ગોકુલમાં બાળકોને મારી નાંખવા ગઈ પણ તેને ધાવતાંજ શ્રીકૃષ્ણે તેને મારી નાંખી. પછી ભયના માર્યા નંદજસોદા કૃષ્ણને લઇ ત્યાંથી વૃંદાવનમાં જઇ વસ્યાં. અહિં કૃષ્ણે કાલીનાગને નાથ્યો. ગોવર્ધનપર્વતને ટચલી આંગળી ઉપર ધારણ કર્યો. આ વાત નારદે કંસને કહી તેથી કંસે કેશી દૈત્યને કૃષ્ણને મારવા મોકલ્યો, પણ દૈત્યને કૃષ્ણે મારી નાંખ્યો. પછી કંસે અક્રુરને મોકલી કૃષ્ણ તથા બળદેવને મથુરાં તેડી મંગાવ્યા. રસ્તામાં કુબ્જાએ તેમને અનુલેપન કર્યું. ત્યાં જઇ મલ્લોને યુદ્ધમાં માર્યા અને શ્રી કૃષ્ણે કંસને મારી નાંખ્યો. પછી પોતે પોતાના બાપ વસુદેવ તથા મા દેવકી પાસે ગયા અને કંસના પિતા ઉગ્રસેનને રાજ્યગાદી આપી. તે પછી બળદેવ અને કૃષ્ણ અવંતીનગરી (ઉજ્જન)માં સાંદીપન મુન પાસે વિદ્યા ભણવા ગયા.

કંસની સ્ત્રીએ પોતાના બાપ જરાસંધને કંસના મૃત્યુના સમાચાર કહ્યા તેથી તે યુદ્ધ કરવા આવ્યો પણ કૃષ્ણે તેને હરાવ્યો. છેલ્લીવાર તે કાલયવનને લઈ લડવા આવ્યો તેથી કૃષ્ણે સમુદ્રમાં દ્વારીકાં વસાવી ત્યાં મથુરાંવાસીઓને વસાવી પાછા મથુરાં આવ્યા. કૃષ્ણ શસ્ત્ર વગર મથુરાંથી બહાર નીકળ્યા, તેમને મારવા કાલયવન પાછળ દોડયો ,પણ જ્યાં રાજા મુચકુંદ સુઇ રહ્યો હતો ત્યાં આવી તેણે તેમને કૃષ્ણ જાણી લાત મારી, તેથી રાજાએ જેવો તેને જોયો કે તે તરત બળી ભસ્મ થઈ ગયો. કારણકે રાજાને તેવું દેવો તરફથી વરદાન મળ્યું હતું. પછી કૃષ્ણ કાલયવન મરાતાં મથુરાંથી હાથી વિગેરે લાવ લશ્કર લઈ દ્વારિકામાં જઈ રહેવા લાગ્યા. મથુરાં કંસની નગરી કહેવાય છે. અહિં જમનાંજીનું પાણી પીવાનું મહાત્મ્ય છે. કહ્યુ છે કે **यमुनापाने** અને **गंगास्नाने**. અહીં કોટે બાંધવાની કંઠીઓ, ચણોખડીના હાર, માળાઓ અને ઝીદ્રીઓ થાય છે. સુતરનાં દોરડાં ને પાણી કાઢવાની દોરી સારી થાય છે. મથુરાંના પેંડા વખણાય છે. અહીં ગોળ અને તેલ ખાવામાં ઓછું વપરાય છે.

મથુરાંથી પછી વ્રજની યાત્રા કરવામાં આવે છે.

---

## પ્રકરણ ૨૩ મું.

## વ્રજની વનયાત્રા.

---

## મધુવન–તાલવન–ગિરીરાજ, કામવન. વરસાણા, નંદગામ, વ્રંન્દાવન, ગોકુળ.

---

યાત્રા જતાં પહેલાં ચોબા ગોર સંકલ્પ લેવરાવે છે કે યાત્રામાં ૧ વખત ખાવું, તેલ ખાવું નહિ, હજામત કરાવવી નહિ, તકરાર કરવી નહિ, લીલાં ઝાડ તોડવાં નંહ અને ઘી વાપરવું. આ સંકલ્પ લેવરાવ્યા પછી યાત્રા શરૂ થાય છે.

મથુરાંથી ૮૪ કોશની વનયાત્રા ફરી પાછા મથુરાં આવવું પડે છે. ગોસાંયજી મહારાજ વૈશ્નવોને લઇ આ વનયાત્રા કરવા નીકળે છે. આ વનયાત્રા પગે ચાલીને કરવી પડે છે. જ્યાં જ્યાં વચ્ચે મુકામ આવે ત્યાં ડેરા તંબુ નાંખી રહેવું પડે છે.

**મધુવન**—મથુરાંથી દોઢેક ગાઉ ઉપર મધુવન છે. મથુરાંથી કોટવાળીને રસ્તે મધુવન જાય છે. રસ્તામાં ઘણા ચોબાઓના અખાડા આવે

છે, ત્યાં જઇ યાત્રાળુઓ રાત રહે છે તથા જમે છે. વનયાત્રામાં મોદી લોકો પણ સાથેજ હોય છે તેથી જોઇતો સામાન પણ મળી શકે છે. અહીં પુરી શાક તૈયાર ખાવાનો રીવાજ છે, તે પણ વેચાય છે. ત્યાં કૃષ્ણકુંડમાં સ્નાન કરી મહાપ્રભુજીની બેઠક, મધુવનીઆ ઠાકોર અને દાવજીનાં મંદિરો છે ત્યાં દર્શન કરવાં પડે છે. અહીં મધુકુન્ડ પણ છે. ત્યાંથી થોડે દૂર ધ્રુવે તપ કર્યું હતું તે જગાએ ધ્રુવનું મંદિર છે જેમાં ધ્રુવની નાની અને મોટી એવી બે મૂર્તિયો છે, ત્યાંથી સ્હવારમાં ચાર વાગે ઉઠી જવાનું હોય છે.

**તાલવન**—ત્યાંથી ૧ ગાઉ ઉપર આ સ્થાન છે. યાત્રાળુઓ ડેરાતંબુ પણ સાથે જ રાખે છે તે જયાં મુકામ થાય ત્યાં ઝાડ તળે તંબુઠોકી તેમાં રહે છે. સામાન માટે ભાડાનાં ગાડાં મથુરાંથી જ બાંધેલાં હોય છે. સંઘમાં ચાલવાની પણ મઝા પડે છે. ખુદ ગોસાંયજી મહારાજ જાતે પણ વૈશ્નવોની સાથે પગે ચાલે છે. તાલવનમાં બળભદ્રકુંડમાં સ્નાન કરી દાવજીના મંદિરમાં દાવજીનાં દર્શન કરવાં.

**કુમોદવન**—તાલવનથી એકાદ ગાઉ આ સ્થાન છે ત્યાં પડાવ નાંખે છે. ત્યાં કુંડમાં સ્નાન કરી કપીલમુનિનાં તથા મહાપ્રભુજીનાં દર્શન કરવાં. ત્યાંથી સવારે ૪ વાગે ઉઠી ચાલવું પડે છે.

**શાંન્તનકુંડ**—કુમુદવનથી ૨ાા ગાઉ ઉપર શાન્તન કુંડ છે. મહાભારતના પાંડવકૌરવોના મૂળ પુરુષ શાન્તનુ રાજાએ અહિં પુત્ર માટે તપ કર્યું હતું જેથી ગંગાજીથી તેમને ભિષ્મ પુત્ર જન્મ્યા હતા. આ શાન્તનું કુંડમાં ન્હાવાથી ને એક માસ સુધી કીડીયારાં પુરવાથી પ્રજા થાય છે. બિહારીકુન્ડ અહીં આવતાં રસ્તામાં જ આવે છે. અહીંથી મથુરાં માત્ર ૧ાા ગાઉ ઉપર છે.

**બહુલાવન**—ત્યાંથી આગળ જતાં ગાંધર્વકુન્ડ આવે છે પછી બહુલાવન આવે છે. ત્યાં કૃષ્ણકુંડમાં સ્નાન થાય છે. આ બહુલા નામની ગાયનું વન ગણાય છે. બહુલા ગાયનું મંદિર પણ છે. આ કુંડમાં ગાય અને સિંહ એક જગાએ સ્નાન કરતાં હતાં ત્યારે સિંહે ગાયને પકડી, પણ ગાયે પોતાના વાછડાંને ધવરાવી પાછા આવવાનું વચન આપતાં તેને જવા દીધી, તે વાછડાને ધવરાવી પાછી આવી. પણ સિંહે તેના ઉપર દયા આવતાં ગાયને ખાધી નહિ, તે ઉપરથી આ સ્થાનનો મહિમા છે. શ્રાવણ સુદ ૧૨ નો અહીં મેળો ભરાય છે. અહીં મહાપ્રભુજીની બેઠક છે. ગોસાંઇજી મહારાજે રસ્તામાં પડાવ નાંખી ઘણી જગાએ રાસલીલા પણ કરે છે. યાત્રાળુઓ બે ચાર ગાઉ ઉપર મુકામ કરે છે.

**કુસુમસરોવર**—બહુલાવનથી ચાર ગાઉ ઉપર કુસુમસરોવર છે.

રસ્તામાં બળભદ્ર કુંડ આવે છે. અહીં તળાવમાં કમળનાં ફુલો સારાં થાય છે. અહીં ઓધવજીનું મંદિર અને ઓધવકુંડ છે. અહીં ભરતપુરના રાજાની છત્રી બંધાવેલી છે. કુંડ ઉપર દાઉદયાળની મૂર્તિનાં મંદિરો છે.

અહીંથી આગળ નારદકુંડ છે. અહીંથી ગીરિરાજ પર્વત દેખાય છે. અહિંથી આગળ રાધાકુન્ડ આવે છે, જ્યાં કાર્તક સુદ ૮ ના રોજ મેળો અડધી રાત્રે ભરાય છે, લલિતકુંડ અને મહાપ્રભુજીની ચાર બેઠકો છે. આગળ ગ્વાલપોખરાનો કુન્ડ છે પછી કિલોલકુન્ડ અને માનસીગંગા આવે છે. જ્યાં બ્રહ્માએ પોતાના મસ્તકમાંથી ગંગા ઉત્પન્ન કરી છે. તે એક મોટું સરોવર છે. તેમાં સ્નાન કરવાથી પાપ જાય છે. અહિં સ્નાન કરી ચક્રેશ્વરમહાદેવ, મહાપ્રભુજીની બેઠક, ગિરિરાજના મુકુટનું મંદીર અને દાવજીનાં મંદિર છે ત્યાં દર્શન કરે છે.

આગળ હરદેવજી અને ગોવર્ધનજીની મૂર્તિ અને બળદેવજીની મૂર્તિનાં દર્શન કરવાં. અહિં ભરતપુરના રાજાએ બંધાવેલો મોટો કુન્ડ છે તથા મરી ગયેલા રાજાઓની છત્રીઓ છે. આગળ રૂણમોચન, પાપમોચન, ગોરોચન વિગેરે કુન્ડ આવે છે. અહિંથી એક ગાઉ ઉપર મુનાઘાટ આવે છે.

ચંદ્રસરોવર—અહિં અષ્ટખુણાવાળો ઉત્તમ કુંડ છે. અને મહાપ્રભુજીની ચાર બેઠકો છે. અહિં ભગવાને પોતાના મનથી ગંગા ઉત્પન્ન કરી તેમાં ન્હાયા હતા. અહિં ભગવાન છ મહિનાની એક રાત કરી ગોપીઓ સાથે રમ્યા હતા. પહેલાં ગોવાળીયાઓ વરસાદ માટે ઇંદ્રની પુંજા કરતા હતા પણ શ્રી કૃષ્ણે ઇન્દ્રની પુંજા ન કરતાં ગિરિરાજની પુંજા કરવા કહ્યું જેથી ઇન્દ્રની પુંજા ન કરતાં ગિરિરાજની પુંજા કરવા માંડી તેથી ઇન્દ્ર ગુસ્સે થતાં મોટા મોટા પથરાજેવા કરા પડવા મંડયા અને ગોવાળીયાઓ હેરાન થવા લાગ્યા, તેથી ભગવાને ગિરિરાજ પર્વતને આંગળીવતી ઉંચકી તેની તળે ગોવાળીઆઓને ઉભા રાખ્યા જેથી તેમને વાગ્યું નહિ. સાત દિવસ પછી ઇન્દ્રે જાણ્યું કે ભગવાન તેમની પક્ષમાં છે એટલે ઉપદ્રવ બંધ કર્યો. ચંદ્રસરોવરમાં- મહાપ્રભુજીની બેઠક છે તથા ચંદ્રબિહારીનું દેવળ છે. અહિં એક કુંડ છે ત્યાંથી આગળ ઇન્દ્રના નગારાનો પથ્થર અને જાનકીવલ્લભનું મંદિર આવે છે તેમ નારણસરનો કુંડ અને કદંબનું ઝાડ આવે છે. આગળ મદનમોહનલાલનું મંદિર, અને સાક્ષી ગોપાળનું મંદિર આવે છે. આગળ અયોર ગામમાં મહાપ્રભુજીની બેઠક, દાવજીનું મંદીર તથા શ્રીજીનું મંદિર છે. અહિં એક પથ્થરમાં પડીઆ જેવો ખાડો છે તેમાં દહીં ચડાવાય છે. આગળ ગોવિંદકુંડ છે અહીં ઐરાવત હાથીએ સાત સુંઢમાં સાત સમુદ્રવડે ભગવાનને સ્નાન કરાવ્યું હતું તેના અમૃતથી આ કુંડ ભરાયો છે એમ કહે છે.

હસ્તાક્ષર—આગળ એક મંદિર છે જ્યાં ઠાકોરજીની ટાલ અને હસ્તાક્ષર છે.

ગિરીરાજની પુંછ—ચંદ્રસરોવરથી બે ગાઉ ઉપર આગળ ચાલતાં પુંછડી ગામ આવે છે અહિંથી ગિરિરાજની પુંછ શરૂ થાય છે. અહિં અપ્સરા કુંડ તથા તવલકુંડ છે. અહિં કૃષ્ણુબિહારી તથા રાધાકૃષ્ણુનાં મંદિરો તથા ગિરિરાજની બેઠક અને પૂંછડીનો લોઠો છે, જ્યાં જાડો ચોબો હાથમાં મુગદળ લઇ બેસાડેલો છે.

ગિરિરાજ અથવા ગોવર્ધન પર્વત—આગળ કીસનબાવાનો ભૂત કુવો અને શામળીઆ તળાવ આવે છે જ્યાં ગિરિરાજની બેઠક છે. પછી સુરભિ કુંડ અને ગિરિરાજ આવે છે. જે ગામને જતિપુર ગામ કહે છે. અહિં હરજીકુંડ તથા બીજો એક કુંડ છે, અને ગટુલાલજીનું મંદિર તેમ વિછવાકુન્ડ ને દાનઘાટી ઠાકોરજીનું મંદિર છે. અહિં માનસિક ગંગા નામનું એક મોટું લાંબુ તળાવ છે જે ચારે બાજુ ઘાટથી બંધાવેલું છે. તેમાં સ્નાન કરી દર્શન કરવાં. અહીં કાર્તકી અમાસે મેળો ભરાય છે. જે વખતે ચારે બાજુ પગથીયાં ઉપર અસંખ્ય દીવા થાય છે. ગીરીરાજના ડુંગર પાસે જાણુ-અજાણુની બે સખીઓનાં વૃક્ષો છે. અહિં મહારાજ રાસલીલા કરે છે. અહિં મદનમોહનલાલજી, મથુરેશજી તથા ગોકુળચંદ્રમાજીની હવેલી છે. ગોવર્ધનપર્વત ૪ માઇલ લાંબો છે પણ ઉંચાઈ અને પહોળાઇ થોડી છે. તે ૧૦૦ ફીટ ઉંચો હશે. કાર્તકી અમાસે અહીં પરિક્રમા થાય છે. એક પથ્થરમાં ખાડો છે તેને ગિરીરાજની દુંટી કહે છે, તેનાં દર્શન થાય છે. જે માણુસ માનસીગંગામાં સ્નાન કરી ગોવર્ધનપર્વતમાં હરિજીનાં દર્શન કરી પ્રદિક્ષિણા કરે છે તેને મોક્ષ મળે છે, એવું વરાહપુરાણુમાં છે. ગિરિરાજના ડુંગર ઉપર શ્રીજીનું મંદિર છે. ડુંગર ઉપર ચઢવા માટે પહેલા પથ્થરને દંડવત્ કરી પછી ઉપરે ચઢવું પડે છે. ઉપર શ્રીજીનું મંદિર છે પહેલાં શ્રીજીબાવા (શ્રીનાથજી) અહિં હતા, પણ મીરાંબાઇની ભક્તિથી પ્રસન્ન થઇ મેવાડમાં શ્રીનાથદ્વારા પધાર્યા છે. અહિં રતનચોક, મણિચોક, કમળચોક તથા ફુલઘર, પાનઘરનાં ખંડેરો છે. અહિં એક ભોંયરૂં છે તે વાટે શ્રીજી મેવાડ પધાર્યા હતા એમ કહે છે. તે ઘણું ઉંડું છે શ્રીજી બાવા ગુપ્તપણે રોજ એકવાર અહિં આવી પાછા શ્રીનાથદ્વારા જાય છે એમ કહે છે. ભોંયરૂં ઘણું ઉંડું છે, તેનો અંત જણાતો નથી. રાધાજીને માટે જે પથ્થરમાંથી સિંદુર નીકળ્યો હતો તે સિંદુરનો પથ્થર પણ અહિં છે ગોસાંયજી મહારાજ વૈશ્નવો પાસે અહિં ભેટ ઉઘરાવે છે. શ્રીકૃષ્ણે ગોપોનું વરસાદથી રક્ષણ કરવા માટે ગોવર્ધનપર્વતને પોતાની ટચલી આંગળી ઉપર તોળ્યો હતો.

ગિરીરાજના મુખ ઉપર દૂધ ચઢાવાય છે, તેમની પુજા દૂધની થાય છે સાંજે ભોગ ધરાવાય છે. ભોગમાં ઘણી જાતની મિઠાઇઓ ધરાવાય છે. આ વખતે શ્રીજીની મૂર્તિ જેવો ગિરિરાજના મુખને સારી રીતે સંગાર ચઢાવવામાં આવે છે. માળા, ઘરેણાં અને પોષાક પહેરાવે છે. ગિરીરાજનાં દર્શન કરવા જતાં લાકડી પાસે રાખવી નહિ એવો નિયમ છે.

અહિં હુંકા બળદેવનું મંદિર છે. ગોવિંદકુંડ, અરાવતહાથીનાં પગલાં, ડુંગર ઉપર સુરભી ગાયના પગની ખરીનું ચિન્હ તથા ઘોડાના પગની ખરીનું ચિન્હ છે.

ગુલાલકુંડ—ત્યાંથી આગળ ગુલાલકુંડ જાય છે. રસ્તામાં રૂદ્રકુંડ આવે છે. તે આથોલી ગામ પાસે છે ત્યાં મહારાજ રાસલીલા કરી ઝાંજ વગાડી ખૂબ હોળી ખેલે છે.

**દિગભવન કે લઠ્ઠાભવન**—ગુલાલકુંડથી ચાર ગાઉ ઉપર દિગમ્રૂવન આવે છે રસ્તો પાકી સડકનો છે. રસ્તામાં સુરજકુંડ, બળભદ્રકુંડ ને દાવજીનું મંદિર આવે છે. આગળ ભરતપુરની હકીકત આવી છે તેમાં આ દીગનાં ભવનની હકીકત આવી છે. આ ભરતપુરના રાજાના તાબાનું સ્થાન છે. અહિંનું પાણી સારૂં છે મૂળા ખાવા જેવા મળે છે અહિંનો રૂપસાગરકુંડ મોટો ને સારો છે. ભરતપુરના રાજા જવાહિરસીંગે દિલ્લી લુંટી જે મિલ્કત આણેલી તે અહિં વાપરીને ગામ વસાવ્યું છે. અહિં મોટા કિલ્લા અને બગીચા છે. દિગભવનમાં ચાર ભવન છે. બગીચામાં ઉત્તમ મહેલો છે દરેકમાં હોજ અને પાણીના ફુવારા છે મહેલ પથ્થરના ઉત્તમ કારીગીરીવાળા છે. દિગભવનને આઠ દરવાજા છે વધુ માટે ભરતપુરની હકીકત પા. ૬૧ માં વાંચવી.

**અલકગંગા**—દિકભવનથી અલકગંગા જઈ પરમદારા જવાય છે. રસ્તામાં કૃષ્ણકુંડ અને બદ્રિનારાયણનું મંદિર છે. આગળ પરમદારા અથવા સુદામાપુરી આવે છે. અહિં કુન્ડ છે તે કુવાનું પાણી ખારૂં છે.

**કામવન**—પરમદારાથી પાંચેક ગાઉ ઉપર શીતળકુન્ડ છે ત્યાં કામવન છે. રસ્તામાં દેવકીનંદન મહારાજાનો મહેલ તથા બગીચો છે. પાસે ઈન્દ્રકુન્ડ તેમણેજ બંધાવ્યો છે. તેમણે કાકાકૌઆ, પોપટ, મેના ને બતકો વિગેરે પાળ્યાં છે. બગીચામાં ફુલ ઝાડો પણ ઉત્તમ છે ત્યાં શ્વેતપર્વત છે આગળ ઈન્દ્રકુન્ડ છે. કામવનમાં વિમળકુન્ડ છે તેમાં સ્નાન કરી કામવનની પરિક્રમા થાય છે. રસ્તામાં યશોદા તથા મધુસુદનકુન્ડ ને યશોદાજીનું મંદિર છે. આગળ લંકાકુન્ડ, શ્વેતબિન્દુરામેશ્વર આવે છે, ત્યાંથી આગળ લુકલુક કુન્ડ આવે છે, ત્યાં ભગવાન મિત્રો સાથે ભૂલભૂલામણીની રમત રમ્યા હતા. આગળ ડુંગરા ઉપર ભગવાનનાં પગલાં છે, જ્યાં ભગવાન છુપાયા હતા તેની ગુફા છે. આગળ મહીસાગર છે ને છટાંક પાંચશેરી આવે છે.

આગળ નંદબાવાનો કુવો, લક્ષ્મીકુન્ડ, ગોપાળકુન્ડ, દેવીકુન્ડ મંછામાતાનું મંદિર, ગયાકુન્ડ, પ્રયાગ, લક્ષ્મણકુન્ડ તથા ૮૪ સ્તંભનું સ્થાન છે, ત્યાંથી પાછા કામવન અવાય છે. કામવનથી આગળ હવે ગોકુળ ચન્દ્રમાજીની હવેલી, જગદીશ તથા દેવી, મોહનલાલજીની હવેલી, દેવકીનંદન મહારાજનું મંદિર, સૂર્યકુન્ડ અને શીતલકુન્ડ છે. આગળ શીતળામાતા, મહાપ્રભુજીની બેઠક, સુરભીકુન્ડ અને ઘસણી શીલા આવે છે, જ્યાં ભગવાન લોટયા હતા તેથી લોકો તે શિલા ઉપર ઘસણી કરે છે, અને ભોજન થાળી આપવાના કુન્ડમાં સ્નાન કરી ગોરને થાળી વાટકી ભરી મિઠાઇ આપે છે. અહિં રાસ થાય છે.

આગળ જતાં ગોપાળકુન્ડ, સુરજકુન્ડ, ગરરરકુન્ડ તથા ચન્દ્રભાગાકુન્ડ મૂકી કજારવાડા ગામ આવે છે જ્યાં કરણકુન્ડ છે ત્યાં ભગવાને પોતાના કાન વિંધાવ્યા હતા.

વરસાણા—કુજારવાડાથી ત્રણ ગાઉ ઉપર વરસાણા છે. રસ્તામાં નિવૃત્તકુન્ડ, કૃષ્ણકુન્ડ, મહાપ્રભુજીની બેઠક મૂકી પાણોછી ને સોનારા ગામ આવે છે ત્યાં ચિત્ર વિચિત્રશિલા છે. એક છત્રીમાં ઢાળ પડતી શિલા છે તેના ઉપર રાધાજીનાં પગલાં તથા હાથની છાપ છે. પછી એક કુંડ મૂકી વરસાણા આવે છે. અહિં તેમ ગોવર્ધનમાં રાધાજીની જય બોલાવે છે. વરસાણા રાધાની જન્મભૂમિ છે. અહિં લાડકાલાલજી–રાધાકૃષ્ણજીનું મોટું મંદિર ડુંગર ઉપર છે. ત્યાં ૨૦૦ પગથીયાં ચઢીને જવાય છે. કાર્તકી પુનમે ત્યાં અજવાળી રાતે રાધાકૃષ્ણજી બિરાજી ઝુલે છે. ઉપરની બાજુએ મંદિર છે ને આજુબાજુ અગાશી તથા વિશાળ જગા છે. નીચે દરવાજા પાસે બ્રહ્માની શ્વેતમૂર્તિ છે. નીચે ઉતરતાં રાધાજીના પિતા વૃષભાનુ, તેના બાપ, અને માનાં મંદિર, રાધાની આઠ સખીઓનાં મંદિર, છે. અહિં મોટી સ્ત્રીઓ પણ યાત્રાળુના હાથ પકડી દાણ માગે છે, તે પાઇ પૈસો લે છે ત્યારે જવા દે છે. અહિં સ્ત્રીઓને દાણ માગવાનો રીવાજ છે. અહિં વૃષભાનુકુન્ડ નામનું સરોવર છે.

ચિત્રવિચિત્ર શિલા પાસે દેહકુન્ડ છે, તેમાં સ્નાન થાય છે. અહિં સ્ત્રીઓ આનંદથી ગરબા ગાય છે. કુન્ડ ઉપર દાવજી તથા વેણીશંકરનાં મંદિરો, રાધાજીનાં પગલાં, અને બીજું દાવજીનું મંદિર છે. વરસાણામાં ભાનુકુન્ડ છે તેમાં સ્નાન થાય છે. વરસાણાની પરિક્રમા કરતાં રસ્તામાં રાવળકુન્ડ, રાબડીકુન્ડ, પાવડીકુન્ડ, લલિતકુન્ડ. દાણીકુન્ડ અને મહાપ્રભુજીની બેઠક, ઘેબરવન, ત્યાં મહાપ્રભુજીની બેઠક, આવે છે ત્યાં મોરકુટીનો રાસ થાય છે. આગળ માનઘડ ઉપર માનબિહારીજીનાં દર્શન કરી ત્યાં રાસ થાય છે. આગળ દાણઘડ આવે છે જ્યાં કૃષ્ણે રાધાજી પાસે દાણ

માગ્યું હતું. અહિં જયપુરના મહારાજાએ બંધાવેલું મોટું મંદિર છે. અહિં એક બે ડુંગર વચ્ચે સાંકડો રસ્તો છે તેમાં ભગવાન પાસેથી રાધાજીએ દાણુ લીધું હતું. તેની રાસલીલા થાય છે. ત્યાં સ્ત્રીઓ ગરબા ગાવા મચી પડે છે. અહિંથી પાછા ગામ તરફ આવતાં પીળી પોખર આવે છે જ્યાં રાધાજીએ પીઠી ચોળી હતી. રસ્તામાં એક બગીચો તથા ઠાકોરજીનું મંદિર આવે છે. તથા પ્રેમ સરોવર, પ્રેમબિહારીનું, રાધકાજીનું અને તેની સખીઓનાં મંદિરો આવે છે. પછી મહાપ્રભુજીની બેઠક આવે છે તે પછી સંકેત ગામ આવે છે. જ્યાં કૃષ્ણકુંડ છે. ત્યાં મુંબાઇના શેઠીયાની ધર્મશાળા તથા કુવો છે. ત્યાં મહાપ્રભુજીની બેઠક, સંકેતબિહારી, લગ્ન બિહારી, ગોસાંઇજીની બેઠક, ભગવાનનાં અને રાધીકાજીનાં સંકેત લગ્ન થયાં હતાં તેનો ચોતરો, સંકેતદેવી, અને ઠાકોરજીનું ઝુલાનું સ્થાન આવે છે, અહિં રાસધારીઓ કૃષ્ણ રાધિકાનાં લગ્ન કરાવી ઝુલા ઉપર બેસે છે. અને મહારાજને ભેટ ધરાવે છે. પછી મુકામે આવે છે.

નંદગામ—સંકેતથી ૧॥ ગાઉ અને વરસાણાથી ૪ ગાઉ નંદગામ છે. અહિં પાત્ર સરોવર છે. રસ્તામાં રીઠોરાગામ, ને ચંદ્રાવળીના કુન્ડ, ગોસાંઇજી મહારાજની બેઠક તથા વેલકુંડ, મોહીની, રોહિણી, પણીઆરી કુન્ડ અને ચોડા ધરનાં દર્શન થાય છે. પણીઆરીના કુંડનું પાણી ભગવાન તથા યશોદાજી પીતાં. ચરણ પહાડી ડુંગર ઉપર ભગવાનનાં પગલાં છે. તે પછી નંદગામ આવે છે. નંદગામમાં છાસકુન્ડ, છછીઆરી દેવી, યશોદાનંદનું મંદીર, કૃષ્ણ, બળરામ તથા નંદબાવા ને તેમનાં સ્ત્રીનું મંદીર, એ દેવળો છે. નંદબાવાનું મંદિર ડુંગર ઉપર છે. ત્યાં આરસપહાણનો ચોતરો છે ત્યાં ઠાકોરજી માણેકઠારી પુનમે ઝુલે છે, ત્યાં નન્દીશ્વર મહાદેવ છે તેને મહેશ્વર મહાદેવ કહે છે. દાનઘડ, માનઘડ, સાંકડી ખો અને લાલીલાળને બ્રહ્માનાં ચાર મુખ કહે છે તથા ગિરિરાજને વિષ્ણુ કહે છે. ત્યાંથી ઉતરતાં ગોવર્ધનનાથનું મંદિર આવે છે.

નંદગામની પણ પરિક્રમા થાય છે. તેમાં જતાં મોતીકુન્ડ કે જ્યાં ભગવાને દરેક વૃક્ષે મોતી ઉગાડયાં હતાં. તે છે ત્યાંથી આગળ ફુલવારી કુન્ડ, ત્યાંથી શામકુંન્ડ આવે છે ત્યાં બેસી ભગવાને થાક ખાઇ શ્વાસ લીધો હતો તેથી યાત્રાળુ અહીં થોડીવાર બેસે છે. ત્યાંથી ટેરાકદમ આવે છે. અહિં ભગવાને કદંબના ઝાડ ઉપર ચઢી ગાયોને લાડવા નાંખ્યા હતા. ત્યાં રાસ થાય છે. ત્યાંથી આગળ આશકુન્ડ છે ત્યાં ઠાકોરજીનાં પગલાં, આશેશ્વર મહાદેવ, લાડુગોપાળ અને રાધાકૃષ્ણનાં મંદિરો છે. આગળ કોકકુન્ડ, કૃષ્ણકુન્ડ અને કોકનાથ આવે છે ત્યાં દર્શન કરી પરિક્રમાપુરી કરવી. વ્રજના કુન્ડોમાં પાણી પીવા લાયક હોતું નથી. રસ્તામાં મહારાજને

પારણામાં ઝુલાવવાની, અને કેસર સ્નાનની ભેટો થાય છે. ઓચ્છવો, રાસલીલા વિગેરે થાય છે નંદગામ ડુંગર ઉપર છે. ત્યાં નંદબાવાના મંદિરોમાં ભોગ ધરાવી ઓચ્છવ કરે છે ને ગોળકુંડે ફરી મહારાજ સાથે સર્વે ભજન ગાય છે સ્ત્રીઓ અને પુરુષો અહીં ભજન ગાતાં ગાતાં નાચે છે. અને પ્રેમ રસમાં લીન થઇ જાય છે. અહિંથી આગળ અધુરી પરિક્રમા પુરી કરતાં જોગણીકુન્ડ, ઝપડાકુન્ડ, અક્રુરકુન્ડ, વરુણવન, ભંડારાકુન્ડ, કુન્ડલવનની ચીર તલાઇ, ભૂખનવન કુન્ડ, મોહનકુન્ડ અને ઓધવકુન્ડ આવે છે. આગળ સુરજકુન્ડ, મધુસુદનકુન્ડ, યશોદાકુન્ડ આવે છે. અહિં યશોદાનું છાસનું કોઠી જેટલું માટલું છે ને ત્યાં પથ્થરના ૩ વાઘ છે જેને હાઉ કહે છે. તે બતાવી કૃષ્ણને યશોદાજી બ્હીરાવતાં હતાં. પછી મહાપ્રભુજીની બેઠકનાં દર્શન કરી ઉતારે આવે છે.

કરેલા—અહિંથી આગળ ચાર ગાઉ ઉપર કરેલા ગામ આવે છે. જતાં રસ્તામાં નંદબાવાની ગોરાણીનો પુરણમાસીકુન્ડ આવે છે. આગળ લલિતકુન્ડ, બલભદ્ર રૂમખીઝુમખી કુન્ડ, અંજનીકુંડ આવે છે. અહિં ભગવાને રાધાજીની આંખ આંજી હતી તે પથ્થર છે, તેના ઉપર હાથ અડકાડી યાત્રાળુઓ આંખે લગાડે છે. અહિં શંકરનું મંદિર છે. આગળ કૃષ્ણકુન્ડ, કરેલાના જગગડ કુન્ડ અને બલભદ્રકુન્ડ છે, ત્યાં કદમ છે અહિં કરેલા ગામ આવે છે. અહિં રાધાનો કૃષ્ણ સાથે મેળાપ થયો હતો. અહિં કદમના ઝાડની ઘટા સારી છે. અહિં ઠાકોરજી તથા શ્રીજીએ આપેલા મુકટનાં દર્શન છે. તે મુગટની પુજા થાય છે. અહિં પણ રાસ થાય છે.

જાવ—કરેલાથી આગળ ચાર ગાઉ ઉપર જાવ ગામ છે ત્યાં જતાં રસ્તામાં ચિન્તાપુરી કુન્ડ, વિસાયા ગામ પાસે કિશોરી કુન્ડ, અને કદમ્બનાં ઝાડની ઘટા આવે છે, ત્યાં રાસલીલા થાય છે. આગળ લક્ષ્મીકુન્ડ, બળભદ્રકુન્ડ, પાંડવકુન્ડ, આવે છે. સત્યનારાયણનું મંદિર જાવ ગામમાં છે. અહિં ખીદ્રવન, અને મધુકરી તથા ફુલવારીકુન્ડ છે.

કોકિલાવન અને પાંડવ ગંગા—જાવથી આગળ ૧ાા ગાઉ ઉપર કોકીલાવન છે, અહિં વ્રજની નારીઓ નાચે છે અને ગીતો ગાય છે. અહિં મહાપ્રભુજીની બેઠક, શનિનું મંદીર, મહાદેવ તથા કોકિલા બિહારીનાં મંદીરો છે. તથા કૃષ્ણકુન્ડ છે. અહિં પાંડવગંગા છે ત્યાં સ્નાન થાય છે. અહિં પાંડવોએ તીર મારી ગંગા પેદા કરી હતી એમ કહે છે.

બેઠણ—અહિંથી ૧ માઇલ ઉપર બેઠણ છે ત્યાં મોહનકુન્ડ તથા બળભદ્રકુન્ડ છે. ગામ બહાર દાઉજીનાં દર્શન, સંકર્ષણ તથા રેવતીકુન્ડ છે. આગળ કૃષ્ણકુન્ડ, ઠાકોરજીનું મંદિર, બેન્ડોખર ને ચરણગંગા આવે છે તેમાં સ્નાન કરી લક્ષ્મીનારાયણ, કૃષ્ણ, અને દાઉજીનાં દર્શન કરતાં,

પછી શંકરનું દેવળ, શ્યામકુન્ડ, અને રસોલોકુન્ડ, આવે છે. અહિંથી એકાદ ગાઉ દૂર દેહગાર તથા દધિકુન્ડ છે.

કોટવન—આગળ કોપાળકુન્ડ પછી શીતળકુન્ડ આગળ કોટવન ગામ આવે છે. અહિં મહાપ્રભુજીની બેઠક છે. શીતળકુન્ડનાં પાણી ઠંડાં છે. અહિં બ્રિજભૂખણનું તથા રામ, લક્ષ્મણ ને સીતાનું મંદિર છે.

શેષશાઇ—અહિંથી એકાદ ગાઉ ઉપર શેષશાઇ ગામ છે. ત્યાં જતાં રસ્તામાં કૃષ્ણકુંન્ડ, નંદનવન, ચંદનવન, પંચમુખી, કેદારનાથ, ગોપાળઘડ ગામ આગળ ગોપાળકુન્ડ આવે છે. આગળ જમનાજીની ન્હેર આવે છે તે ઘણી ઉંડી છે. તે દિલ્લીથી મથુરાં સુધી જાય છે. તેમાંથી ખેતરોમાં પાણી પાય છે. તેના ઉપર શેષશાયી પુલ આવે છે. શેષશાયી ગામમાં ક્ષીરસાગર કુંડ ઘણો મોટો છે. તેમાં શેષશાયી ભગવાન પોઢયા હતા એમ કહે છે. અહિં સ્નાન થાય છે, અહિં શેષશાયી ભગવાનનું તથા પંચમુખી મહાદેવનું દેવાલય છે તેમનાં દર્શન કરી ભગવાનને દૂધ ચઢાવાય છે.

બઢાગામ—અહિંથી આગળ બે ગાઉ ઉપર ખોખરાઈ ગામ છે ત્યાં જતાં રસ્તામાં કૃષ્ણકુંડ, શ્યામકુન્ડ ને વાંકે બિહારીનાં મંદિર છે. આગળ બઢાગામ આવે છે. અહિં કૃષ્ણકુન્ડ છે. આગળ ઓજાની ગામ આગળ જમનાજીનો કોઠો અને બિહારીજીનું મંદિર આવે છે. પછી નાની જમનાં, લાલજીવન અને ખેલનવન છે. આગળ સાક્ષી ગોપાળના મંદિર આગળ બઢાગામથી રા ગાઉ ઉપર શેરગડ આવે છે. આહં દાઉજી, ધર્મરાય. ગોપીનાથ, શ્યામસુંદર, રાધાકૃષ્ણ, અને લક્ષ્મીનારાયણનાં મંદિરો છે. આગળ જતાં જમનાજીને કાંઠે ચીરઘાટ આવે છે ત્યાં કદમ્બનું વૃક્ષ છે, તે ઉપર ભગવાન ગોપીઓનાં વસ્ત્ર લઇ ચઢી ગયા હતા એમ કહે છે. અહિં કાત્યાયની દેવીનું મંદિર તથા મહાપ્રભુજીની બેઠક છે. અહિં રાસ થાય છે. અહિંથી નાવમાં બેસી વંન્દ્રાવન જવાય છે. કેટલાક ચાલતા પણ જાય છે. અહિંથી વંન્દ્રાવન સાત ગાઉ આગળ નંદઘાટ આવે છે ત્યાં નંદબાવાનાં દર્શન કરવાં. નાવમાં બેસીને પણ દર્શન થાય એવડી મોટી મૂર્તિ છે. આગળ ભદ્રવન અને શ્યામવન છે. જ્યાં શ્યામકુન્ડ અને શ્રીદામાનું મંદિર છે ત્યાંથી પગ રસ્તે ભાંડીરવન જઈ ભાંડીરકુપનાં દર્શન કરી દાઉજીનાં મંદિર તથા પથ્થરના મુકટનાં દર્શન કરવાં. પછી બિલીવન તથા મહાપ્રભુજીના બેઠકને ઠાકોરજીનાં દર્શન કરવાં અહિં બીલીનાં ઝાડ ઘણાં છે.

## વૃંદાવન.

**વૃન્દ્રાવન**—વ્રજની યાત્રા કરતાં રસ્તામાં વંન્દ્રાવન આવે છે. આગળ જમનાંજીમાં નાવમાં બેસી આગળ કેશીઘાટ ઉપર વંન્દ્રાવન અવાય છે. તેમજ મથુરાંથી રેલ્વેમાં પણ યાત્રાળુઓ વંન્દ્રાવન જાય છે. મથુરાંથી એક ગાડી વંન્દ્રાવન જાય છે. મથુરાંથી વંન્દ્રાવન ૪ માઇલ થાય છે અને

તેનું ભાડું ૦-૧-૯ છે. વચ્ચે મસાણી એકજ સ્ટેશન આવે છે. મથુરાંથી સવારમાં ૭ વાગે અને સાંજે ૪-૩૦ વાગે વૃંન્દાવન ટ્રેન જાય છે. પોણા કલાકનો રસ્તો છે. વૃન્દાવનથી ૮-૧૫ અને સાંજે પાા વાગે ટ્રેન પાછી મથુરાં આવે છે.

વૃંન્દાવન જમનાં નદિના જમણે કિનારે છે. તેમાં મ્યુનીસિપાલીટી પણ છે. આ એક પ્રખ્યાત તિર્થસ્થાન છે, વૃંન્દાવનમાં બત્રીસ હજાર માણસોની વસ્તી છે. જેમાં લગભગ ત્રીસ હજાર ઉપરાંત હિંદુઓ છે પથ્થરનાં ઘણાં મકાનો છે. અહિં અહલ્યાબાઇએ લાલપત્થરની બનાવેલી વાવ છે તેમાં ૫૭ પગથીયાં છે. અહિં જે સ્થાનમાં મોટાં મોટાં મંદિરો છે ત્યાં ૫૦૦ વર્ષ પહેલાં જંગલ હતું એમ કહેવાય છે.

અહીં ગોવિંદદેવજી, ગોપીનાથજી, યુગલકિશોર, અને મદનમોહનનું એમ ચાર મંદિરો મોટાં છે. ગોપીશ્વર મહાદેવ ઘણા જુના વખતના છે. રંગજીનું મંદિર, લાલાબાબુનું બંધાવેલું મંદિર, ગ્વાલીયરના મહારાજવાળુ મંદિર અને શાહ બિહારીલાલનું મંદિર ઘણું ઉત્તમ છે. એ સિવાય રાધાગોપાળનું મંદિર, ઇન્દ્રકિશોરનું મંદિર અને બીજાં નાનાં મંદિરો પણ છે. વ્રજમાં રહેવાની ઇચ્છાવાળા ઘણા વૈશ્નવો વન્દ્રાવનમાં રહે છે.

**ગોવિન્દદેવજીનું મંદિર**—વન્દ્રાવન ગામમાં પ્રવેશ કરતાં ડાબી તરફ લાલપત્થરથી બંધાવેલું ગોવિન્દદેવજીનું મંદીર જણાય છે. મંદીર ઉત્તમ કારીગીરીવાળું છે, સભા મંડપની પશ્ચિમે પૂર્વમુખે નિજમંદીર છે. તેમાં ગોવીંદદેવજીની મૂર્તિ હતી. હાલ પ્રતિષ્ટા કર્યા વગરની તેમાં કેટલીક મૂર્તિઓ છે. ઔરંગજેબે આ મંદીર તોડવાનો હુકમ કર્યો હતો તેથી અહિંથી ગોવિન્દદેવજીની મૂર્તિ આંબરામાં રાજા માનસીંહ લઇ ગયા હતા. ત્યાંથી જયસીંહે જયપુરમાં રાજધાની કરવાથી હાલ આજ મૂર્તિ જયપુરમાં રાજમહેલની સામે એક ઉત્તમ મંદીરમાં સ્થાપેલી છે.

નંદગામમાં ગાયો માટે ખડક ખોદતાં રૂપસ્વામી નામના એક વૈશ્નવને ગોવિન્દદેવજી નામની આ મૂર્તિ જડી હતી. ત્યાંથી તેને વન્દ્રાવનમાં આ મંદીરમાં સ્થાપન કરી હતી.

**રંગજીનું મંદિર**—મથુરાના શેઠ રાધાકૃષ્ણ અને ગોવીંદદાસે આ મંદિર ૪ાા લાખ રૂપીયા ખર્ચીને બંધાવ્યું હતું. આ મંદીર સર્વ મંદીરો કરતાં વિસ્તારમાં મોટું અને ઉત્તમ છે. તે પત્થરનું બંધાવેલું અને ઘણી કારીગીરીવાળું છે. મંદીરની પૂર્વે એક ખંડ છે તેમાં વેરાગી લોકોને રહેવાનું મકાન છે. અહીં ૧૦૦ માણસો રોજ જમે છે. નીચ જાતિના હિન્દુ લોકો મંદિરના કોટની અંદર જઇ શકતા નથી. અંદર પૂર્વ મુખનું છતવાળું મંદિર છે તેમાં ત્રણ દેવડીની અંદર રંગજીની મનોહર મૂર્તિ છે પાસે બીજી છુટી મૂર્તિયો છે. મંદિર આગળ સભા મંડપ છે.

ત્યાં રહી મૂર્તિનાં દર્શન થાય છે. સમય સમયનાં દર્શન થાય છે. અંદર વિશાળ ચોકમાં નાનાં નાનાં મંદિરો પણ છે. અહિ સોનાનાં પતરાં જડેલો ૧૨ાા મણ બંગાળી વજનનો એક ઉંચો સુવર્ણ સ્તંભ મૂર્તિની સામેજ છે. નિજમંદિરની પરિક્રમા કરતાં દાઉજીનું મંદિર, નૃસિંહજી તથા સુદર્શન ચક્રવાળુ મંદિર, વેણુગોપાળ, સત્યનારાયણ, સનકાદિક, રામલક્ષ્મણ, સીતા, બદ્રીનારાયણ, રામાનુજસ્વામી અને રંગાચાર્યનાં દર્શન થાય છે.

દરવર્ષે ચૈત્રમાં અહિં મેળો ભરાય છે. ચૈત્ર વદ ૨ થી ૧૨ સુધી રંગજીની ભોગમૂર્તિ રોજ જુદી જુદી સવારીયો કરીને નીકળે છે. જે વિશ્રામ વાટીકા સુધી જાય છે. તે વખતે સોનાનો સિંહ, સોનાની સૂર્ય પ્રભા, ચાંદીનો હંસ, સોનાનો હનુમાન, ચાંદીનો શેષનાગ, કલ્પવૃક્ષ, પાલખી, રથ, ઘોડા, પુષ્પક વિમાન વિગેરે ઉપર જુદા જુદા પ્રકારની સવારી થાય છે. પોષ સુદ ૧૧ થી મહાવદ ૫ સુધી વૈકુન્ઠોત્સવની મોટી ધામધુમ થાય છે.

લાલાબાબુનું મંદિર—રંગજીના મંદિરની ઉત્તરે છે. મંદિરમાં કૃષ્ણચંદ્રની શ્યામ મૂર્તિ જામો અને પાઘડી પહેરેલી છે જેમની ડાબી બાજુ રાધા ને જમણી બાજુ લલીતાની મૂર્તિયો છે. અહીં ભોગ રાગની મોટી તૈયારી થયાં કરે છે.

ગ્વાલીયરના મહારાજાનું મંદિર—આને કેટલાક બ્રહ્મચારીનું કે રાધાગોપાળનું મંદિર પણ કહે છે ગ્વાલિયરના મહારાજા જયાજીરાવે સને ૧૮૬૦ માં ચારલાખ રૂપિયા ખર્ચી આ મંદિર બંધાવ્યું છે. નિજમંદિરને ૩ દ્વાર છે. વચલા દ્વારથી રાધાગોપાળની, જમણાદ્વારથી હંસગોપાળ, નારદ, સનકાદિકની, અને મંદીરના ડાબી તરફના દ્વારમાં થઇ નૃત્યગોપાળ અને રાધાકૃષ્ણની મૂર્તિયોનાં દર્શન થાય છે.

આ મંદીરની ઉત્તરે ગોપાળેશ્વર મહાદેવનું દેવાલય છે. કહેવાય છે કે અહિં ગોપીઓનો રાસ થતો હતો તે જોવા મહાદેવ ગોપીનો વેશ લઇ ગયા હતા, તેમને જોઈ ભગવાને કહ્યું કે આવો ગોપીશ્વર તે ઉપરથી આ મહાદેવનું નામ ગોપાળેશ્વર કહેવાયું. તેની આગળ બંશીવડ નામનું જુનું વડનું ઝાડ છે તેની પાસે એક મંદિરમાં કૃષ્ણની મૂર્તિ અને રાસલીલાનાં ચિત્રો છે. તેથી આગળ રામલક્ષ્મણનું મંદિર છે. ત્યાંથી આગળ ગોપીનાથનું જુનું મંદિર છે. જેમાં ગોપીનાથની તેમજ રાધા અને લલિતાની મૂર્તિયો છે. આ મંદિરની પાસે ગોપાળનાથનું નવું મંદિર છે. તે સિવાય શાહ બિહારીલાલનું મંદિર છે જે લખનૌના શાહ કુન્દનલાલે દસ લાખ રૂપિઆ ખર્ચી બંધાવ્યું છે જેમાં લલિતનિકુંજ નામની અતિ મનોહર રાધારમણની મૂર્તિયો છે. દક્ષિણ પૂર્વ મુખ છે. કમાડો ઉપર સોનેરી કામ છે.

ચીરહરણ ઘાટ—આ મંદિર પછવાડે જમનાજીને કિનારે પથ્થરનો બાંધેલો ઘાટ છે. જેમાં યાત્રાળુઓ સ્નાન કરે છે. અહિં એક કદં-

બનું જુનું વૃક્ષ છે. કેશીઘાટની પાસે યુગલકિશોરનું મંદિર છે. મદન મોહનજીનું મંદીર એક ઘાટની પાસે વૃક્ષોની નીચે બાંધેલું છે. તેમાં હાલ શાલીગ્રામ અને પગલાં છે. મદનમોહનજીની મૂર્તિ સનાતન સ્વામી લાવ્યા હતા તે હાલ મેવાડમાં કાંકરોલીમાં છે.

સેવાકુંજ—એક કોટ ચણેલી કંમ્પાઉંડવાળી જગાની અંદર છે. અહીં ઘણા પ્રકારની લતાઓનાં ઘણાં જુનાં વૃક્ષો છે. ઘેરાની અંદર એક નાના મંદિરમાં શ્રી કૃષ્ણ વિગેરેની મૂર્તિયો છે ત્યાં સમય સમયનાં દર્શન થાય છે. બીજી જગાએ લલિતાકુંડ નામની વાવ છે. અહિં સેંકડો વાંદરાં છે જેને યાત્રાળુઓ ચણાને મિઠાઇ ખવરાવે છે. સેવાકુંજના દરવાજા બહાર એક મંદિરમાં વનબિહારીજીની મૂર્તિ છે. જયપુરના મહારાજાનું મંદિર ઘણું ઉત્તમ છે.

રામાનુંજસંપ્રદાયના આચાર્યો અહિં રહે છે. ગોકુળ આઠમે વ્રજમાં બહુ ધામધુમ થાય છે. વૃંન્દાવનમાં ઘેર ઘેર મંદિરો છે. અકંદરે સાડા પાંચ હજાર મંદિરો હશે. ગામથી થોડે દૂર દાવાનળ નામની જગા છે. ત્યાં વ્રજની યાત્રા કરતી વખતે યાત્રાળુઓ મુકામ નાંખે છે. શ્રાવણ માસમાં શુકલપક્ષના આરંભથી પુનમ સુધી મંદિરોમાં હિંડોળા ઝુલાવે છે.

કુંજગલી માનગલી, દાણગલી, જમનાગલી કાળંધરીનો કાંઠો વિગેરે અહિંજ છે. અહિં દાવાનળકુંડ છે તેમાં સ્નાન થાય છે. અહીં નંદજી જસોદા અને કાળી દ્રહનાં મંદિરો છે. અહિં જમનાંજીની અંદર કાળી નાગને શ્રીકૃષ્ણે નાથ્યો હતો. કાળીદ્રહના મંદિર પાસે કદમ્બના ઝાડ આગળ ભગવાનનાં પગલાં છે. અને કાલીમર્દનની મૂર્તિ છે. કુંજગલીમાં રાધાજીએ રીસાઇને માન માગ્યું હતું ને ભગવાને દાણ માગ્યું છે. તથા રાસ કર્યો હતો. શહેર સારૂં છે તેમાં સર્વ વસ્તુ મળે છે. વૃન્દાવનમાં જુગલઘાટ, બિહારઘાટ, શૃંગાકરવટ આગળ ભગવાને સામવેદ મોરલીમાં ગાયો હતો. કેશીઘાટ આગળ મહાપ્રભુજીએ ભાગવત સુબોધિનીની કથા કહી હતી. અહિં બ્રહ્મકુંડને ગોવિંદકુંડ છે.

મહાત્મ્ય—બ્રહ્મવૈવર્ત પુરાણમાં કહ્યું છે કેઃ સત્યયુગમાં કેદાર નામનો રાજા હતો તેની પુત્રી વૃન્દાએ કોઇની સાથે વિવાહ ન કરતાં વનમાં જઇ તપ કરવા માંડયું. હજાર વર્ષ તપ કર્યું ત્યારે કૃષ્ણ ભગવાન પ્રકટ થયા તેમની પાસે વૃન્દાએ પોતાના પતિ તમેજ થાવ એવું વરદાન માગ્યું. તેથી કૃષ્ણે કબુલ કર્યું. જે જગાએ વૃન્દાએ તપ કર્યું તે સ્થળ વૃન્દાવન કહેવાયુ. ભાગવતમાં કહ્યું છે કેઃ—વૃંન્દાવનના કાલીદ્રહમાં કાળીનાગ રહેવાથી પાણી ઝેરી થયું હતું. ત્યાં ઝાડ પણ ઉગતું નહિ માત્ર એક કદમનું અવિનાશી વૃક્ષ ત્યાં હતું. ત્યાં એક વખત ગરૂડ ચાંચમાં અમૃત ઘાલી લઇ જતાં આ વૃક્ષ ઉપર બેઠો હતો તેથી એક ટીપું આ ઝાડ ઉપર પડ-

વાથી આ ઝાડને કાળીનાગનું વિષ લાગતું નહોતું. કૃષ્ણે કાળીદહ (ધરા) માં પડીને કાલીનાગના માથાનું મર્દન કરી તેને બહાર કાઢી નાથ્યો. તે પછી ત્યાંનું પાણી અમૃત સમાન થયું.

**લોહવન**—વંદ્રાવનથી લોહવન ૫ ગાઉ છે. અહીં ગોપીનાથનું મંદિર, શંકરનું દેવાલય ને કૃષ્ણકુંડ છે. અહીં ભગવાને લોહાસુરને માર્યો હતો. અહીંથી મથુરાં ૧ ગાઉ છે. લોહવન પછી આગળ ચાલતાં ગોપીની પુરી, આગળ રતીયાનગર અને બંદી આનંદી આવે છે. આ બંદી અને આનંદી બે સખીઓ હતી તેની મૂર્તિઓ છે અહીં પ્રીત બીહારી તથા આનંદકુંડ છે દાઉજી ગામ આગળ આવે છે ત્યાં દાનબીહારીજીનું મંદિર છે: અહિં પણ ક્ષીરસાગર કુન્ડ છે. અહીં દાઉજીને ખીચડી વિગેરેનો ભોગ ધરાવે છે તેને હાંડો કર્યો કહે છે. અહીં પંડયા—ગોર લોકો યાત્રીને સતાવે પણ છે. દાઉજીની મૂર્તિ માણસ જેટલી મોટી છે. પાસે પાર્વતીજીની મૂર્તિ છે. ઘણા લોકો દાઉજીની બાધા રાખે છે. અહીં ક્ષીરસાગરમાં દૂધ, પુષ્પ, શ્રીફળ ભેટ ધરી સ્નાન કરી કુંડની પરિક્રમા કરતાં સત્યનારાયણ, ગોવર્ધનનાથ ને સાક્ષી ગોપાળનાં મંદિરો આવે છે. દાઉજીથી ગોકુળ જતાં રસ્તામાં બ્રહ્માંડઘાટ આવે છે. ત્યાં લાડુગોપાળ, બ્રહ્માંડ બીહારી, દહીંવલોણું ને મૃતિકા બિહારીનાં દર્શન થાય છે. બ્રહ્માંડઘાટ પાસે જમનાંજી વહે છે.

# ગોકુળ.

મથુરાંથી ૬ માઈલ ઉપર જમનાના ડાબા કિનારે મથુરાં જીલ્લાનું ગોકુળ કરીને એક ગામ છે. મથુરાંથી ત્યાં જવા માટે પાકી સડક છે. અહીં યમનાનો ઘાટ પથ્થરનો બાંધેલો છે. અહીં ગોવિન્દકુંડ છે. સાત સ્વરૂપની બેઠક છે, દ્વારકાંનાથ તથા મહાપ્રભુજીની બેઠક તથા તેમને પોઢવાનો ચોતરો છે.

**મહાવન**—ગોકુળથી ૧ માઈલ દૂર મહાવન છે ત્યાં જુનું ગોકુળ હતું એમ કહેવાય છે. હાલ તો અહિં ઉજ્જડ છે. અહીં જુના કોટનાં ખંડેર જણાય છે. અહીં નંદનો હૃદયગ્રાહી જુનો મહેલ છે. જેના એક ભાગ ઉપર મુસલમાનોના વખતથી મસીદ બનાવેલી છે. નંદના મહેલમાં કૃષ્ણની બાળલીલા બતાવેલી છે. મકાનમાં પારણું છે. ભીંત પાસે ચાંદની નીચે શ્યામસ્વરૂપ કૃષ્ણચંદની બાલ મૂર્તિ છે. અહીં દહીં વલોવવાનું પથ્થરનું વાસણ છે. અહીં છત ઉપરથી યમનાં જણાય છે. કૃષ્ણજન્માષ્ટમીના રોજ અહીં મેળો ભરાય છે. અહીં વલ્લભાચાર્ય સંપ્રદાયનું મુખ્ય સ્થાન છે. વલ્લભાચાર્યનો ઉપદેશ એવો છે કે જીવને મોક્ષને માટે શરીરને ક્લેશ

આપવાની જરૂર નથી, નાગાં રહેવાથી કે ભૂખ્યા રહી એકાંતમાં રહેવાથી ઇશ્વર મળતા નથી. સુખમાં રહી ઇશ્વરને પૂજવાથી ઇશ્વર મળે છે. તેઓ કૃષ્ણને માને છે. આ સંપ્રદાયમાં રોજ આઠ વખત કૃષ્ણની બાલ મૂર્તિનું પૂજન કરે છે. અહિં કૃષ્ણને બાંધ્યો છે, તથા તેમને પાલણામાં ઝુલાવ્યા છે. ભગવાન જન્મ્યા પછી કંસની બીકથી વસુદેવ તેમને લઇ જમનાંજી ઓળંગી જતા હતા ત્યારે જમનાંજી ભગવાનનાં ચરણ સ્પર્શ કરવા ઉંચાં ચઢયાં તેથી વસુદેવજીએ 'કોઇ લ્યો' એવી ગભરાઇને બૂમ મારી હતી. પણ પાણી તો શ્રીકૃષ્ણના પગનો સ્પર્શ કરી ઉતરી ગયાં—આ જગાએ 'કોઇ લાઓ' નામનો ઘાટ છે.

અહીં રાધાદામોદર તથા નન્દકુપ છે. ૪ સ્તંભનું સ્થાન છે. સત્ય, ત્રેતા, દ્વાપર ને કલિયુગના ચાર સ્તંભ છે તેને યાત્રાળુ ભેટે છે. ભગવાનનું વલોણું વલોવે છે, તેમ ગાદીનું પાલણું ઝુલાવે છે. નંદ, જસોદા, નારદ, ધર્મરાજાનો થંભ. કૃષ્ણની છઠી, વાસુદેવજીને ત્યાં કૃષ્ણનો જન્મ થતાં તેમને છાબડીમાં લઈ જાય છે તે, દાઉજી, સુદામાજી, માખણચોર, પુતનાબિહારી, મદનમોહન, કૃષ્ણ વીજળી, ગર્ગાચાર્ય જન્મોતરી વાંચે છે તથા કેશવદેવજી, ચાંદબીહારી, બ્રહ્માંડઘાટ ને પતિકાબિહારીનાં દર્શન કરવાનાં છે. અહિં નંદ ઘેર આનંદ ભયો એમ કહી યાત્રાળુ નાચે છે. અહીંથી માટીના ગોળા પ્રસાદમાં લે છે. અહિં કૃષ્ણે માટી ખાધી હતી ને મોંમાં બ્રહ્માંડ બતાવ્યું હતું તેથી માટીના ગોળા વેચાય છે. આગળ પારસ પીંપળો છે જેને રાતાં ને પીળાં ફુલ આવે છે અને ખેલન વન અને કુવો આવે છે. તે પછી રમણરેતીની જગા આવે છે જ્યાં રેતી અબરખજેવી ચળકે છે તથા લીસી હોય છે ત્યાં ઘણા યાત્રાળુ લોટે છે, કહે છે કે અહિં ભગવાન આળોટયા હતા. અહિં કાટલા ઘાટ ઉપર પુતનાને બાળી હતી. અહિં રમણબિહારીનું મંદિર છે.

નવા ગોકુળમાં વલભઘાટ, ઉગ્રેશ્વર મહાદેવ, યશોદાઘાટ તથા વિઠ્ઠલરાય, મદનમોહનજી, માધવરાય, કલ્યાણરાય અને ગોકુળનાથજીનાં મંદિરો છે.

ગોકુળથી મથુરાં નાવમાં બેસી જમનાજીની એક બે ખાડી ઉતરી પછી સડક આવે છે ત્યાંથી ત્રણેક ગાઉ મથુરાં આવી શકાય છે. ગોકુળમાં જમનાંજી ઉપર હોડીયોનો પુલ છે.

આ પ્રમાણે મહિનો દોઢ મહિનો પરિક્રમામાં થાય છે. મથુરાં આવી યમનાજીમાં—યાત્રા કરવા જતી વખતે લીધેલો નીયમ ગોર છોડાવે છે. પરિક્રમા ભાદરવા વદ ૧૨ થી શરૂ થાય છે. અહિંના ગાઉ ટુંકા ટુંકા છે. મથુરાંમાં ઘીયામંડીમાં જૈનોનું પાર્શ્વનાથનું નાનું મંદિર છે. પાસે દીગંબરી જૈનોની ધર્મશાળા છે.

વ્રજભૂમીમાં ૧૨ વન અને ૨૪ ઉપવન છે. મધુવનમાં ભગવાને મધુ દૈત્યને માર્યો હતો. તાલવનમાં બળદેવજીએ ધેનકાસુરને માર્યો હતો. વ્રજમાં બળદેવજીનાં મંદીર ૭, પોખર ૬, દેવી ૭, કદમખંડી ૫, મહાદેવજી ૭, પર્વત ૫, હીંદોળાની જગા ૬, સરોવર ૪, કુવા ૧૧, સિંહાસન ૬, શીલા ૧૧, દાણલીલાની જગા ૧૧, આચાર્ય મહાપ્રભુજીની બેઠક ૨૨, ગોસાંઇજીની બેઠક ૮ અને કુંડ ૮૪ છે.

કૃષ્ણનાં ગામ ગોકુળ મથુરાં ને નંદગામ ગણાય છે અને રાધાજીના ગામ બરસાણા, રાવળ, અને વૃંન્દ્રાવન ગણાય છે. વ્રજના લોકો યાત્રાળુઓ ઉપરજ ગુજરાન ચલાવે છે.

મથુરાંથી જેમને હરદ્વાર જવું ન હોય તે આગ્રા, કાનપુર થઈ અલ્હાબાદ અને કાશી તરફ જાય છે. અને જેમને હરદ્વાર તથા શ્રીનગર, બદ્રિનારાયણ અને કેદારનાથ જવું હોય છે તેઓ દિલ્લી ઉપર થઈ હરદ્વાર જાય છે અથવા તો મથુરાંથી હાથરસ, અલીગઢ, મોરાદાબાદ થઈ હરદ્વાર જાય છે.

---

# ભાગ ૮ મો.

## પંઝાબ–કાશ્મીર.

---

## પ્રકરણ ૨૪ મું.

## મથુરાંથી દિલ્લિ

### હાથરસ, અલીગઢ, ખુરજા, દિલ્હી.

---

મથુરાંથી પરભાર્યું દિલ્લી જવાય છે. એ રેલ્વેનું નામ ગ્રેટ ઈન્ડીઅન પેનીનસુલા રેલ્વે છે. વચ્ચે છટીકા, અઝાઈ, ચટા, કોસીકલાણ, હોડલ, શોલાકા, રૂંધી, પલવાલ, અસાઉરી, બલાબગઢ, ફરીદાબાદ, તુલાકાબાદ, ઓખીઆ, કીલોકરી, નીઝામુદીન, એ સ્ટેશનો આવે છે, તે પછી દીલ્હી આવે છે. તેનું ભાડુ રૂ. ૧—૭—૦ છે.

મથુરાંથી બારોબાર દિલ્હી જવું હોય તો હાથરસ જંક્શન થઇ અલીગઢ, ખુરજા, ગાઝીઆબાદ થઇ દિલ્લી જવાય છે. રસ્તામાં હાથરસ, અલીગઢ વિગેરે શહેરો જોવા જેવાં છે. મથુરાંથી દિલ્લિ ન જવું હોય તો આગ્રા થઇ કાનપુર જોઇ લખના, અયોદ્યા જઇ અલ્હાબાદ જવાય છે.

### હાથરસ.

મથુરાંથી હાથરસ ૩૯ માઇલ થાય છે ત્યાં જતાં જતાં ૨ કલાક

લાગે છે તેની ૦-૬-૦ ની ટીકીટ છે. વચ્ચે રવા, મુરસાન, એ સ્ટેશનો મૂકી હાથરસ સીટી આવે છે. શહેરથી હાથરસ જંકશન પાંચ માઇલ છે. ભાડુ ૦-૧-૦ છે. હાથરસમાં ચાલીસેક હજાર માણસોની વસ્તી છે, શહેરમાં એક તળાવ ઉપર મ્યુનીસીપાલીટીની ઓફીસ ને નિશાળ છે. લાકડાં અને પથ્થરની નકશીના કામમાં આ શહેર પ્રખ્યાત છે. અહિંયી ઘી અને તલ દેશાવરમાં જાય છે. લોઢાનાં ચાકુ, છરી વિગેરે તથા ધાતુનાં વાસણ, કપડાં, મસાલો વિગેરે વસ્તુઓ બહારથી અહિં આવે છે. તે વેપારનું મોટું મથક છે. મીલોનું કાપડ અહિં વધુ ખપે છે. અહિંથી અનાજ ઘણું દેશાવર જાય છે. અહિં દેશી ખાંડજ વપરાય છે. દારૂની એક પણ દુકાન અહિં થઇ શકતી નથી એવો વેપારીઓનો સંપ છે, હાથરસ જંકશનથી દિલ્હી જવાય છે; તેમજ કાસગંજ, બરેલી, મોરાદાબાદ, નજીબાબાદ, લાકશર થઈ હરદ્વાર જવાય છે. મથુરાંથી હરદ્વાર આ રસ્તે જવાય છે.

**અલીગઢ**—હાથરસ સીટીથી હાથરસ જંકશન આવી, ત્યાંથી ગાડી બદલી દિલ્હી જતાં રસ્તામાં અલીગઢ આવે છે. રસ્તામાં સસની, મદ્રાક, દાઉદખાનનું સ્ટેશન મૂકી અલીગઢ આવે છે. હાથરસથી અલીગઢ ૧૯ માઇલ છે. અને જતાં અર્ધો કલાક થાય છે, તેનું ભાડુ ૦-૮-૦ છે. અલીગઢ જીલ્લાનું સદર સ્થાન છે અલીગઢ રેલ્વે જંકશન છે. અહિંથી એક ટ્રેન દિલ્હી તરફ જાય છે તેમ બીજી ટ્રેન—મુઝરગઢ, હરદુગંજ, અત્રાઉલીરોડ, ડીબાઇ, રાજઘાટ નરોરા. બાબાલા, ધનારી, બહજોઇ અનેચન્દૌસી થઇ ત્યાંથી મુરાદાબાદ થઇ હરદ્વાર જવાય છે. વચ્ચે રાજઘાટના રેલ્વે સ્ટેશન પાસે ગંગાનદી ઉપર રેલ્વેનો પુલ બાંધેલો છે. અહીં દર વર્ષે કાર્તકી પુનમે ગંગાસ્નાનનો મેળો ભરાય છે. ચંદૌસી વેપારનું સ્થળ છે.

અલીગઢમાં સાડી એકસઠ હજાર માણસોની વસ્તી છે. જેમાં લગભગ બાવીસહજાર મુસલમાનો છે. અહીં રજપુતોના જુના કિલ્લામાં સાબિખતખાંની મસીદ તથા મોતીમસીદ છે. એક સરોવર ઉપર કેટલાંક મંદિરો છે. અહિં શેતરંજી, કપડાં, દાળ, ઘી અને કપાસ સારો થાય છે. અહિં **મુસલમાનોની કૉલેજ** છે. તે ઘણી ઉત્તમ છે. તેમજ મુસ્લીમ યુનીવર્સિટી છે. શહેરની ઉત્તરે ૨ માઇલ ઉપર જુનો કિલ્લો છે, જેને રામગઢનો કિલ્લો કહે છે. આ કિલ્લાની આજુબાજુ ૧૮ ફીટ ઉંડી અને ૧૦૦ ફીટ પહોળી ખાઈ છે. મહાસુદ ૧૫ ના રોજ અહિં મોટો મેળો ભરાય છે. જેમાં ઘણી વસ્તુઓ વેચાવા આવે છે. પહેલાં આ શહેર રજપુતોની પાસે હતું તેમની પાસેથી મુસલમાનોના કબજામાં આવ્યું, તેમની પાસેથી સિન્ધિયા પાસે આવ્યું અને સિંધિયા પાસેથી અંગ્રેજ સરકારના હાથમાં આવ્યું છે. અહિં અચળેશ્વર મહાદેવ અને અચળેશ્વરકુંડ છે. અહીં દરવર્ષે

કાર્તક માસમાં રામલીલા થાય છે. મહાદેવનું મંદીર તળાવની વચ્ચે છે. પાસે રૂધનાથજી, લક્ષ્મીજી અને હનમાનનાં મંદિરો છે.

**ખુરજા**—અલીગઢથી કુલ્વા, સોમના, ડામર એ સ્ટેશનો મૂકી ખુરજા આવે છે. આ ગામમાં વેપાર સારો છે ઘણા પઠાણો અને કોડી-વાલ પૈસાવાળા છે. અહિં એક મોટું તળાવ છે. અહિં એક જૈનમંદિર ઉત્તમ છે. અહીં ગંગાની નહેરમાંથી પાણી આવે છે. અહીંથી ઘી, ગળી, વિગેરે દેશાવર જાય છે.

**બુલન્દશહર**—ખુરજા રેલ્વે જંકશન છે. અહીંથી એક ટ્રેન હાપુર જાય છે. હાપુરથી દિલ્હી જવાય છે ખુરજાથી મામન સ્ટેશન મૂકી બુલન્દ શહેરનું સ્ટેશન આવે છે તેનું ભાડુ ૦—૨—૦ છે. બુલન્દશહેર સ્ટેશ-નથી ૧૦ માઇલ ઉપર કાળી નદીની પાસે છે. જુનું શહેર ઉંચી જમીન ઉપર છે. અને નવું નંચાણમાં છે. અહીં સરકારની કચેરીઓ, દવાખાનાં, જેલ વિગેરે છે. પહાડની ટેકરી ઉપર રેવન્યુ કચેરી છે. કાલીનદીના કાંઠે ઉત્તમ સ્નાન કરવાનો ઘાટ બાંધેલો છે. અહિં ટાઉનહોલ પણ છે. મકાનો ઇંટો અને પથ્થરનાં બંધાવેલાં છે. અહિં બલોલખાંની મસીદ તથા સાદી જુમામસીદ છે. અહિં ઉનનાં કપડાં સારાં બને છે.

---

# દિલ્હી.

ખુરજાથી બુલન્દશહેર—અસીફાબાદ, ગુલાઉથી, હરીઝપુર થઇ હાપુર સ્ટેશન અવાય છે. હાપુરથી દિલ્હિ જતાં પીલીખવા, દાસના એ સ્ટેશનો મૂકી ગાઝીઆબાદ થઇ દિલ્હી સ્ટેશન આવે છે. ગાજીઆબાદ અને દિલ્હી વચ્ચે જમનાંજી ઉપર રેલ્વેનો પુલ છે. ખૂરજાથી સીકન્દરપુર, ચોલા, વાયર, ડંકૌર, અજાયબપુર, દાદરી અને મરીપટ સ્ટેશન મૂકી ગાજીઆબાદ થઇ દિલ્હિ જવાય છે. હાથરસથી દિલ્હી ૯૨ માઇલ છે. અને જતાં ત્રણ કલાક થાય છે. ત્યાંથી દિલ્હિ સુધીનું ભાડુ રૂા. ૧—૭—૦ છે. દિલ્હીના સ્ટેશન પાસે બે મોટી ત્રણ ધર્મશાળાઓ છે. તેમાં મોરસરાય નામની ધર્મશાળા ઉત્તમ છે. તેમાં ઉતરવાને ઘણી ઓરડીઓ છે ત્યાં ભાડુ લઇ ઉતરવા દે છે. સ્ટે-શન ઉપર મજુરો મળી શકે છે. સ્ટેશન ઉપર ભાડાની ગાડીઓ પણ ઘણી મળે છે.

દિલ્હીમાં બેએક લાખ માણસોની વસ્તી છે. દિલ્હી જમનાં નદીના કિનારે છે. હાલનું દિલ્હી બાદશાહ શાહજહાંએ સને ૧૬૪૦ માં વસાવેલું હોવાથી તેને શાહજહાનાબાદ પણ કહે છે. તેની ત્રણે બાજુ ૯ ગજ ઉંચો ને ચાર ગજ પહોળો કોટ છે જે હાલ પડી ગયા જેવો છે. કોટની આજુ-

બાજુ ખાઇ છે. કોટને હાલ દસ દરવાજા છે. ઉત્તર તરફના દરવાજાને કાશ્મિર દરવાજો કે મોરી દરવાજો કહે છે. પશ્ચિમનાને કાબુલ દરવાજો કે લાહોર દરવાજો, દક્ષિણ પશ્ચિમનાને ફરાસખાના કે અજમેર દરવાજો, અને દક્ષિણ તરફનાને રૂમ દરવાજો, કે તુરકમાલ દરવાજો કહે છે. સર્વમાં દિલ્હિ દરવાજો મુખ્ય છે. યમુનાની તરફ રાજઘાટ દરવાજો અને પૂર્વોત્તર કલકત્તા દરવાજો છે. દિલ્હિની મુખ્ય સડક ચાંદનીચોક છે. સડકની બંને બાજુ ઝાડ ઉગેલાં છે. સડક ૭૪ ફીટ પહોળી છે. સડકની નીચે વચ્ચે જમનાંજીની પાણીની નહેર વહે છે. આ સડક ઉપર ઉત્તમ દુકાનો છે. તે સિવાય બીજી ૧૦ સડકો મુખ્ય છે. રાત્રે દીવા થાય છે. મકાનો ઇંટોનાં બાંધેલાં છે અહિં ચાંદની ચૉક, દરીબા, લાલકુવા, જવેરીબજાર અને ચાવડીબજાર એ મુખ્ય બજારો છે. અહિંથી જમનાંજી ૧ માઇલ દૂર છે. અહિં બોલી હિંદુસ્તાની છે. સ્ત્રીઓનો પ્હેરવેશ મલાઝાવાળો છે અહીં પડદાનો રીવાજ ઘણો છે. દિલ્હિમાં પાણીના નળ છે યમુનાની નહેર શહેરની સડકોમાં વહે છે.

રેલ્વે સ્ટેશનથી થોડે દૂર એક ધર્મશાળા છે અને દરીબા બજારમાં શમરૂની બેગમની કોઠીની સામે લાયબ્રેરી છે. અહિં કપડાં વણવાની મીલો પણ છે. શહેરની દક્ષિણ પશ્ચિમે ઘણી દુકાનો અને દેશી લોકોની વસ્તી છે કિલ્લાની દક્ષિણે દરીયાગંજમાં લશ્કરી છાવણી છે. દિલ્હિમાં કમીશ્નરની ઓફીસ, જીલ્લાની કચેરીઓ, પોલીસસ્ટેશન, જીલ્લાજેલ, ગાંડાનું દવાખાનું, દવાખાનાં, અનાથાશ્રમ, ગવર્નમેન્ટ કૉલેજ, ચર્ચ વિગેરે જોવા લાયક છે. હવે કલકત્તેથી અંગ્રેજ સરકારે અહીં રાજધાની બનાવવાથી વાઇસરોય સાહેબને રહેવા માટે ઉત્તમ મકાનો અને સેક્રેટેરીઅટનાં વિશાળ મકાનો બંધાવેલાં છે.

શહેરની પૂર્વે યમુના નદી ઉપર રેલ્વેનો પુલ છે. પુલ ઉપર નીચે બળદગાડી અને ઉપર રેલ્વે ગાડી ચાલી શકે છે. પુલની પાસે સલીમગઢનો ઉજડ કિલ્લો છે. શહેરની દક્ષિણે રાયપિથોરાનો કિલ્લો અને તુગલકાબાદ સુધી ૯ માઇલની લંબાઇએ જુનું શહેર, કિલ્લા, અને ઇમારતોના ખંડેરો છે. તેમાં ૭ શહેરોની નિશાનીયો જણાય છે.

**રાણીબાગ**—શહેરમાં ચાંદનીચોકની સડક પાસેજ ઉત્તર તરફ રેલ્વેની દક્ષિણે રાણીબાગ કે કંપનીબાગ છે, તેમાં ઘણી જાતનાં ફુલ ઝાડો, વેલો વિગેરે છે. એક બાજુ પથ્થરનો મોટો હાથી છે. તે હાથીની નીચે કોતરેલું છે કે બાદશાહ શહાજહાંએ આ હાથીને ગ્વાલીયરથી લાવીને પોતાના નવા મહેલની બહાર રાખ્યો છે. બાગના દક્ષિણ ભાગમાં સડક પાસેજ એક મોટી ઇમારત છે તેમાં મ્યુઝીઅમ, દરબાર હૉલ, લાયબ્રેરી વિગેરે છે.

મ્યુઝીઅમમાં કેટલાંક મરેલાં જાનવર સંગ્રહેલાં છે તેમાં બકરીના એક

બચ્ચાનું ૧ માથુ, ૮ પગ અને ૨ પુંછડાં છે, ભેંસના ૧ બચ્ચાને એક ધડ ઉપર ૨ ગળાં અને ૨ માથાં છે, એક ભેંસના બચ્ચાને ૧ ગળા ઉપર બે માથાં છે. બાગમાં રાણીનું પુતળું છે.

બાગની દક્ષિણે ૧૨૮ ફીટ ઉંચું ઘડીઆળનું ટાવર છે. બાગની પાસે ઘંટેશ્વર મહાદેવનું મંદિર છે. ચાંદની ચોકની પશ્ચિમે ફતેહપુરી મસીદ છે. ચાંદની ચોકમાં રોજ સાંજે ગુજરી ભરાય છે.

**જુમામસીદ**—ચાંદની ચૉકથી થોડે દૂર દક્ષિણે કિલ્લાની દક્ષિણ તરફની ભીંતની પશ્ચિમે ઉંચી જમીન ઉપર લાલ પથ્થરથી બંધાવેલી જુમામસ્જીદ છે. તેની બાંધણી આગરાની મોતીમસ્જીદ જેવી છે. શાહજહાંએ આ મસીદ બંધાવેલી છે. તે ૪૫૦ ફીટ લાંબી પહોળી ઘેરાવામાં છે. ઘુમટ ઉપર સોનેરી કળસ છે, સામે એક પાણીનો હોજ છે એક તરફ ૩ જુનાં કુરાન છે. તેમાં આરસપહાણનું ઘણું કામ છે. મિનારા ઉપર ચઢી જોવાથી આખુ શહેર જણાય છે. મસીદમાં વચ્ચે મોટો ચૉક છે. શહેરની દક્ષિણે કાલામસીદ છે. તે કાળા રંગથી રંગેલી છે.

**જૈનમંદિર**—જુમામસીદની પશ્ચિમોત્તરે, અનારગલીમાં પાર્શ્વનાથનું જૈનમંદિર છે. તેમાં હાથીદાંતની બનાવેલી જૈન મૂર્તિ છે. વળી દિલ્લિમાં નવાગરામાં સુમતિનાથનું. ચેલપુરીમાં સંભવનાથનું અને પાર્શ્વનાથનાં બે મળી જૈનોનાં પાંચ દેરાસર છે.

**કિલ્લો**—કિલ્લો જોવા માટે દરીયાગંજના બ્રિગેડીયર સાહેબની પાસેથી પાસ લેવો પડે છે. પાસ તરત આપે છે. શહેરની પૂર્વે યમના નદીને કિનારે ઉત્તર દક્ષિણ ૩૨૦૦ ફીટ લાંબો ને પૂર્વ પશ્ચિમ ૧૬૦૦ ફીટ પહોળો દીલ્લીનો પ્રસિદ્ધ કિલ્લો છે તેમાં હાલ અંગ્રેજી લશ્કર રહે છે. જેમાં મોગલ શહેનશાહોનો શાહી મહેલ છે. કિલ્લાની ત્રણ બાજુ કોટ છે અને પૂર્વે જમનાજીની ધારા પાસે પણ દીવાલ બાંધેલી છે. ચાંદની ચોકની સડક આ કિલ્લાના લાહોરી દરવાજા સુધી છે. લાહોરી દરવાજાની અંદર સીધી પૂર્વ તરફ બે માળની ઇમારતો છે તેની અંદર બંને બાજુ દુકાનો છે. દુકાનોની પૂર્વે નગારખાનું અને તેની પૂર્વે આરસના પથ્થરનું બંધાવેલું દીવાનેઆમ છે. તેની વચ્ચે પથ્થરનું બનાવેલું ૧૦ ફીટ ઉંચું સિંહાસન છે. તે ઉત્તમ આરસપહાણનું બનાવેલું છે. સિંહાસન મૂલ્યવાન રંગીત પથ્થરોથી ફુલઝાડ ચીત્રેલું છે. તખ્તની પાછળ એક દરવાજો છે તેમાં થઈ બાદશાહ ખાનગી ખડમાં જતા હતા. દીવાનેઆમથી પૂર્વોત્તર કિલ્લાની પૂર્વે આરસપહાણનું ઉત્તમ કારીગીરીવાળું બંધાવેલું દીવાનેખાસ છે. તેને ચારે ખૂણે ઘુમટ છે. નીચેના ભાગમાં રંગીત મૂલ્યવાન પથ્થરોની ફુલલતાઓ ચીત્રેલી છે. નીચેની છતમાં સોનેરી ફુલ લતાઓ ચિત્રેલો છે. કારીગરી ઉત્તમ છે. પૂર્વ દીવાલની પાસે આરસપહાણનો મોટો ઓટલો

છે, તેના ઉપર મયુરાસન રહેતું હતું, જે નાદીરશાહ લઈ ગયો હતો. તે મયુરાસન હાલ ઈરાનમાં ત્હેરાનમાં શાહી મહેલમાં છે. દીવાનેખાસથી ૫૦ ફીટ દક્ષિણે જમનાં નદીના કિનારે એક ઇમારત છે. તેની અંદર ઉત્તમ સોનેરી ચિત્રો છે તેને સમનબુર્જ કહે છે તેની પાસે રંગમહેલમાં બીબીઓના ખંડો છે—તેની ચારે બાજુ બાગ અને ફુવારા હતા. પાસે સ્નાનનો ખંડ છે, તથા મોતી મસજીદ છે. કિલ્લાની દક્ષિણે સોનહુલી મસજીદ છે તેના ઘુમટ ઉપર સોનેરી શિખર છે. મસીદો જોવા માટે મુસલમાનો સિવાયનાને પાસ લેવો પડે છે.

શહેરની પશ્ચિમે કાબુલ દરવાજાથી ૧ માઇલ ઉત્તર તરફ હાલ લશ્કરી દવાખાનું છે ત્યાં અશોકસ્તંભ છે. તે પહેલાં મીરતમાં અશોકના વખતમાં હતો. અશોક સ્તંભથી ૦।। માઇલ ઉપર ભૈરવજીની પાસે ફતેહગઢ છે. તે ૧૮૫૭ ના બળવામાં માર્યા ગયેલા સિપાઇઓની યાદગીરીમાં સરકારે બંધાવ્યો છે. શહેરથી ૦।। માઇલ ઉપર જેલ છે. ત્યાંથી થોડે દૂર ફીરોજાબાદનો કિલ્લો અત્યારે ઉજડ જેવો છે. કિલ્લામાં ફીરોજશાહના મહેલની છતપર પથ્થરનો એક જુનો અશોક સ્તંભ છે તેના ઉપર પાલી અક્ષરમાં લખેલું છે કે ' હિંસા ન કરો. '

ઇન્દ્રપ્રસ્થ—શહેરના દિલ્લી દરવાજાથી ૨ માઇલ ઉપર યુધિષ્ટિરના જુના શહેર ઇન્દ્રપ્રસ્થના સ્થાનઉપર જુનો કિલ્લો છે. જેની હુમાયુએ મરામત કરાવી હતી. અત્યારે તો તે પડી ગયાની સ્થિતિમાં છે. બધા દરવાજા બંધ રહે છે માત્ર એક દરવાજો ઉઘાડો રહે છે. સિવાય કીલાકોના મસીદ છે જેમાં કુરાનનો શિલાલેખ છે. પાસે શેરશાહ મંડલ નામની ઇમારત છે. ઇન્દ્રપ્રસ્થથી ૧ માઇલ દક્ષિણે નિઝામુદીન ઓલીયાનો મકબરો છે, જેમાં ઘણી કબરો છે. અંદર ખુશરૂ કવીનો મકબરો છે. ઇન્દ્રપ્રસ્થથી ૧ માઇલ ઉપર નીઝામુદીનના મકબરાની પાસે એક મોટા બાગમાં બાદશાહ હુમાયુનો મકબરો છે. તે બંધાવવામાં ૧૫ લાખ રૂપિયા ખર્ચ થયું હતું તેમાં આરસપહાણના ઘુમટો છે. પાસે ફકીર નીજામુદીનની દરગાહ છે. આ યુધિષ્ટિરનું અસલ શહેર હતું એમ કહે છે, અહીંથી માધવદાસ બાવાના મકાનમાં રાધાકૃષ્ણ, કેદારનાથ, સત્યનારાયણ, જગન્નાથજી, હનમાન, શંકર તથા રેશમી ગાદી ઉપર શંકરનું લિંગ છે તેનાં દર્શન કરવા જવાય છે.

શહેરના અજમેર દરવાજાથી ૨ માઇલ ઉપર દક્ષિણે ગ્રહોની વેધશાળાનું સ્થાન છે. જેમાં જ્યોતિષથી ગ્રહોની ગણત્રી કરવાનાં અનેક યંત્રો છે. જે જયપુરના રાજા જયસિંહે બંધાવેલું છે. અહિંથી ૩ માઇલ દક્ષિણે બાદશાહના વજીર સફદરજંગની દરગાહ છે.

કુતુબમિનારો—શહેરના અજમેર દરવાજાથી ૧૦ માઇલ ઉપર સફદરજંગનો દરગાહથી ૫ માઇલ ઉપર કુતુબઇસલામ મસીદની પાસે

કુતુબમિનારો છે. તે દિલ્હીના રાજા પૃથ્વીરાજે બંધાવેલો કહેવાય છે. પણ તેના ઉપરના લેખથી બાદશાહ કુતબુદિને બંધાવેલો જણાય છે. ધરતીકંપ થવાથી તેનું મથાળું પડી ગયું હતું તે ફરી બંધાવ્યું છે, તે ૨૩૮ ફીટ ઉંચો છે તેમાં પાંચમાળ છે ઉપરના માળ આરસપહાણના બાંધેલા છે તળેની પહોળાઇ ૪૭ ફીટ અને શિખરની પહોળાઇ ૯ ફીટ છે. ભીંતે કુરાનનાં વાકયો કોતરેલાં છે. કુતુબઇસલામ મસીદના ઘેરાવાની અંદર આ મિનારો છે. મસીદના આંગણામાં ૧૦૦૦ સ્તંભો છે. તેમાં એક લોઢાનો થાંભલો છે જે ત્રીજી કે ચોથી સદીમાં રાજા ધવે સ્થાપ્યો હતો. તે ૨૮ ફીટ ઉંડો દાટેલો છે અને ૨૨ ફીટ ઉપર છે. તેમાં સંસ્કૃત લેખ કોતરી રાજા ધવના પ્રતાપનું વર્ણન કરેલું છે. બીજો લેખ રાજા અનંગપાલના નામનો છે. તેના મોટા ઘેરાની પશ્ચિમોત્તર ખૂણામાં અલ્તશની દરગા છે. કુતુબમિનારથી થોડે દૂર અલાઇમિનાર છે તે ૮૩ ફીટ ઉંચો છે.

આ મસીદની પાસે પથ્થરનો બાંધેલો લાલકોટનો કિલ્લો ઉજ્જડ જેવો છે. આ સ્થાનને જુની દિલ્હી કહે છે તેની પશ્ચિમે કુતબુદિનની દરગા છે જ્યાં તળાવને બાંધ બાંધીને તેમાંથી અનેક ઝરણો, નહેરો અને કુવારા બનાવેલા છે. અહિંથી ૦।। માઇલ ઉપર યોગમાયાનું શિખરવાળું મંદિર છે. દર અડવાડીએ અહિં મેળો ભરાય છે. તેની એક બાજુ બાદશાહ અલીમશાનો ઉજ્જડ મહેલ છે.

**તુગલબાદનો કિલ્લો**—કુતુબમિનારાથી ૪ માઇલ ઉપર તુગલબાદનો કિલ્લો છે. તેની ત્રણ બાજુ ખાઇ છે. અહિંથી દક્ષીણે ગ્યાસુદીનની દરગા છે.

પહેલાં આ સ્થળે રાજા યુધિષ્ટરે ઇન્દ્રપ્રસ્થ નગર વસાવી અહિં પાંડવોએ રાજ્ય કર્યું હતું. આ શહેરની આજુબાજુ ૧૦ માઇલ સુધી જુનાં શહેરોનાં ખંડેરો અને રાજા બાદશાહોની ઇમારતોનાં ચિન્હ જણાય છે. ઇન્દ્રપ્રસ્થ હાલના દિલ્હીથી ૨ માઇલ ઉપર હતું દિલ્હીની ગાદીએ પાંડવવંશના રાજાઓ પછી તક્ષક વંશના રાજાઓ થયા, તે પછી મૌર્યવંશના રાજાઓ થયા તેના છેલ્લા રાજા રાજપાલ કે દિલ્લુએ ઇ. સ. પૂર્વે ૫૦ વર્ષ ઉપર દિલ્હી શહેર વસાવ્યું હતું. તે પછી ઉજ્જનના રાજા વિક્રમાદિત્યે દિલ્હી લીધું હતું. તે પછી તોમર વંશના રાજા થયા તેમાં કુમારપાળ તથા અનંગપાળ થઇ ગયા છે. તેમણે ફરી દિલ્હીની ઉન્નતિ કરી હતી. પછી અજમેરના ચોહાણ રાજા થયા. અનંગપાલ પછી તેના ભાણેજ પૃથ્વીરાજના હાથમાં દિલ્હીની ગાદી આવી. તે પછી અફગાની સ્થાનથી શહાબુદ્દીનગોરીએ ચઢાઇ કરી દિલી લીધું. તે પછી દિલ્હી મુસલમાનોના હાથમાં ગયું. તે પછી તઘલખવંશી, લોદીવંશી અને મુગલ બાદશાહોના હાથમાં દિલ્હીનું રાજ્ય ગયું. મુગલોના છેલો રાજા મહમંદ

બહાદુરશાહ થયો હતો તેને સરકાર તરફથી પેન્શન મળતું હતું. મુગલો પછી મરાઠાઓના હાથમાં દિલ્હી આવ્યું હતું. સને ૧૭૮૯ માં મહાદજી સિંધિયાએ દિલ્હીને મુગલ બાદશાહો પાસેથી જીતી લીધું. અને તેની પાસેથી અંગ્રેજ સરકારે સન ૧૮૦૩ માં દિલ્હી જીતી લીધું. સને ૧૮૫૭ ના બળવા વખતે બળવાખોરોએ મોગલવંશના છેલ્લા રાજાને ગાદી ઉપર બેસાડી હિંદના બાદશાહ તરીકે જાહેર કર્યો હતો.

દિલ્હી હિંદુસ્થાનની રાજગાદીનું શહેર ઘણા કાળથી ચાલ્યું આવે છે. મહાભારતનું હસ્તીનાપુર શહેર હતું તે હાલની દિલ્હીથી ૫ માઈલ ઉપર જુનું દિલ્હી હતું. આ શહેર જોતાં બાદશાહી વૈભવની છાપ પડે છે. અહિંના લોકો મિલનસાર સ્વભાવના છે. અહિં વૈશ્નવોનાં મંદિરો અને જૈનોનાં પાંચ દેરાસરો પણ છે.

વેપાર—દિલ્હીમાં ઘણો વેપાર ચાલે છે. ગળી, રૂ, રેશમ, અનાજ, અનેક પ્રકારનાં તેલી બીયાં, ઘી, ધાતુ, મીઠું, ચામડાં, અને અંગ્રેજી માલ બીજા દેશોમાંથી અહિં આવે છે. અને તે વસ્તુઓ તથા તંબાકુ, સાકર, તેલ, જવેરાત, સોનેરી ને રૂપેરી લેસ, કસબી કાપડ, એ વસ્તુઓ અહિંથી બહાર દેશાવર જાય છે. અહિં દલાલો ઘણા છે, તે આપણી પાછળ ફર્યા કરે છે તેમની દલાલી આપણે જે વસ્તુ લઇએ તેના ઉપર ચઢે છે અહિં કાબુલ, જીંદ, બિકાનેર, અલ્વર, જયપુર, અને પંજાબનાં બધાં શહેરોના વેપારીઓની અહિં દુકાનો તથા મોટી મોટી વખારો છે. વેપારીઓ મીઠા બોલા અને ઘરાકનું મન રંજીત કરનારા છે. તેમ ઘરાકોની પાસે ચારઘણું કામ લેવામાં પણ હોંશીયાર હોય છે. અહિં જુઠો કસબી સામાન વેચાય છે. અહિં ટોપીઓ વેચનારા ઘણા ફરે છે. શહેરમાં મીઠાઇની દુકાનો પણ ઘણી છે, અહિંના બ્રાહ્મણો ઘીમાં તળેલું, મીઠા વગરનું ગમે તેના હાથથી ખાતાં અચકાતા નથી. અહીં દુપટ્ટા સારા મળે છે. અહીં હીરામાણેક ઘસવાનું કામ ઘણું ચાલે છે મથુરાં આવનારે દિલ્હી ખાસ જોવું જોઇએ.

---

## પ્રકરણ ૨૫ મું.
## દિલ્હીથી લાહોર.

---

**રેવારી, ગુરુગાંવા, ભીવાંણી, હીસાર, રોહતા, જીન્દ, ભટીન્ડા, ફીરોજપુર, કાસુર, રાયબુંદ, મુલતાન, મોંટગોમરી.**

---

દિલ્હી જંકશન છે ત્યાંથી એક ટ્રેન મોરાદાબાદ જાય છે. બીજી ટ્રેન ગાજીઆબાદ થઇ મીરત, મુઝફ્ફરનગર, શહરાનપુર થઇ અંબાલાને રસ્તે

લાહોર જાય છે. એક ટ્રેન પાણીપત, કરનાલ, કુરૂક્ષેત્ર થઇ અંબાલા થઇ સીમલા જાય છે. અને એક ટ્રેન રોહટક, ઝીન્દ. નરવાના, ભટીન્ડા, ફીરોઝપુર, કાસુર થઇ લાહોર જાય છે. સિંધમાંથી મુલતાન ઉપર થઇ આવતી રેલ્વે ટ્રેન કાસુર આવે છે. તેમ રજપુતાનાથી બિકાનેર થઇ આવતી ટ્રેન ભટીંન્ડા મળે છે.

દિલ્હીથી પંઝાબ થઇ કાસ્મીરમાં શ્રીનગર જવું હોય છે તે લોકો દિલ્હીથી પંઝાબ જતી ટ્રેનમાં લાહોર થઇ વજીરાબાદ, લાલામુસા થઇ રાવલપીંન્ડી જાય છે અને ત્યાંથી શ્રીનગર પગ રસ્તે જવું પડે છે.

જેમને પંઝાબમાં જવું ન હોય અને હરદ્વાર જવું હોય છે તેઓ દિલ્હીથી મીરત થઈ શહરાનપુરથી ગાડી બદલી લાકસર આવી ત્યાંથી હરદ્વાર રેલ્વેમાં જાય છે. જેમને હરદ્વાર જવું ન હોય તે દિલ્હીથીજ પાછા મથુરાં થઈ આગ્રાવાળી ટ્રેનમાં અલ્હાબાદ થઇ કાશી જાય છે.

અજમેરથી ફુલેરા જંકશન થઇ પણ શ્રી માધવપુર, રેવારી થઈ દિલ્હી અવાય છે. તેમજ અજમેરથી જયપુર થઈ બુંદીકુઇ આવી ત્યાંથી અલ્વર થઇ રેવારી જંકશન થઇ દિલ્હી અવાય છે. બુંદીકુઇથી રેવારી જઇ હીસાર, ભટીન્ડા ઉપર થઇ એક ટ્રેન પંઝાબમાં લાહોર જાય છે.

## રેવારી.

ફુલેરા જંકશનથી દિલ્હી આવતાં રેવારી જંકશન આવે છે. ભટીંડાથી એક ટ્રેન રેવારી થઇ બુન્દીકુઇ જાય છે. સ્ટેશન ઉપર મોટું તલાવ છે. શહેરમાં સડકો છે, મકાનો પથ્થર ને ઇંટોનાં છે, તલાવ ઉપર સારા ઘાટ બંધાવેલા છે. પાસે એક બાગ છે. અહિંનાં પીતળ ને કાંસાનાં વાસણ પ્રખ્યાત છે. લોઢા અને મીઠાનો સારો વેપાર ચાલે છે. પાસે ગોકુળગઢ કિલ્લો ઉજ્જડ હાલતમાં છે.

ગુરૂગાંવા—રેવારી અને દિલ્હી વચ્ચે આ સ્ટેશનનું ગામ છે, અહિં ચૈત્ર મહીનામાં દેવી પુંજા માટે યાત્રા ભરાય છે.

ભિવાણી—રેવારીથી ભટીન્ડા–પંઝાબ તરફ રેલ્વે જાય છે. તે તરફ જતાં આ સ્ટેશન આવે છે. ભીવાણી તાલુકાનું ગામ છે. વા મીઠાનો અને ધાતુનો વેપાર ચાલે છે.

હાંસી—એજ લાઇનમાં આગળ હાંસી તાલુકાનું ગામ આવે છે, ગામ કિલ્લાબંધી છે. દિલ્હીના રાજા અનંગપાળે આ ગામ વસાવ્યું હતું.

હીસાર—આગળ હીસાર સ્ટેશન આવે છે. હિસાર જીલ્લાનું સ્થળ છે. યમુના નદીની નહેર ઉપર આ ગામ છે. અહીં દર વર્ષે ચૈત્રમાં તથા શ્રાવણ વદ ૮ ના રોજ મેળા ભરાય છે. આગળ સિરસા થઈ આ ટ્રેન ભટીન્ડા જાય છે. સિરસામાં માટીનાં વાસણ તથા કપડાં બને છે. અહિં આસો માસમાં મેવાસીઓનો મેળા ભરાય છે.

## દિલ્હીથી લાહોર.

રોહતક—દિલ્હીથી પંઝાબ જવા માટે નોર્થ વેસ્ટર્ન રેલ્વેમાં જવું દિલ્હી જંકશનથી કેટલાંક સ્ટેશનો મૂકી આગળ રોહતક સ્ટેશન આવે છે. તે યમુનાની નહેરની પાસે છે. રોહતક પંઝાબના જીલ્લાનું મુખ્ય સ્થાન છે. ત્યાં કચેરીઓ, દવાખાનું, પોલીસ, સ્ટેશન વીગેરે છે; અહીંની પાઘડીઓ સારી બને છે.

જીન્દ—રૂહતકથી આગળ નાનાં ત્રણેક સ્ટેશન પછી જીન્દનું સ્ટેશન આવે છે. તે દેશી રાજ્યની રાજધાનીનું શહેર છે. અહિં રાજમહેલ, રાજાની કચેરી, બાગ, બજાર જોવાલાયક છે. જીંદથી પાણીપત સુધી એક ટ્રેન જાય છે. દિલ્હીથી અંબાલા જતાં રસ્તામાં પાણીપતનું સ્ટેશન આવે છે. પાણીપત સુધી અહિંની હદ છે. સિંધના રાજા શીખસંપ્રદાયના સિખ્ખુજાટ છે. પટિયાળા, નાભા, જીંદ એ ફુલકીયન વંશના કહેવાય છે. રાજાને ૧૧ તોપનું માન છે, રાજ્યની આવક ૭ લાખની છે.

જીન્દથી આગળ નરવાણા સ્ટેશન આવે છે. ત્યાંથી થાણેસર સીટી થઇ કુરૂક્ષેત્ર એક ટ્રેન જાય છે. આગળ જખાલ સ્ટેશન આવે છે. ત્યાંથી એક ટ્રેન નાભા જાય છે. આ ટ્રેન નાભાથી જખાલ, હીસાર, રતનગઢ થઇ જસવંતગઢ અને બોરાવર જાય છે. જે સ્ટેશન ફુલેરાથી મેરતારોડની વચ્ચે આવે છે.

ભટીંન્ડા—જખાલથી આ ટ્રેન ભટીન્ડા આવે છે, ભટીન્ડા રેલ્વેનું જંકશન છે. અહિંથી આ જ ટ્રેનમાં ફીરોજપુર થઈ લાહોર જવાય છે; તેમ બીજી ટ્રેન નાભા થઇ રાજપુરા અને અંબાલા જાય છે. બીકાનેરથી એક ટ્રેન સુરતગઢ થઇ અહિં આવે છે. બુન્દીકુઇથી રેવારી ઉપર થઇ એક ટ્રેન અહીં આવે છે; તેમજ અહીંથી એક ટ્રેન પંઝાબ રેલ્વે સામસટા, ખાનપુર થઇ સિંધ તરફ જાય છે.

ફીરોજપુર—ભટીન્ડાથી આગળ કોટકાપુરા સ્ટેશન આવે છે; ત્યાંથી એક ટ્રેન ફઝીલકા જાય છે. તે પછી ફીરોજપુર કૅંપનું સ્ટેશન મૂકી ફીરોઝપુર સીટીનું સ્ટેશન આવે છે. ફીરોઝપુર જીલ્લાનું સ્થાન છે, ત્યાં સર્ક્યુલર રસ્તા પાસે કેટલાક બાગ છે. અહીં જીલ્લાની કચેરીઓ, પોલીસ સ્ટેશન, ટાઉનહોલ, દવાખાનું વીગેરે છે. અહીંના કિલ્લામાં પંઝાબનું મુખ્ય તોપખાનું છે, અહીંથી ૨ માઇલ ઉપર લશ્કરી છાવણી છે જ્યાં ઓગણીસેક હજાર સૈનિકો રહે છે. અહીંથી ત્રણેક માઇલ ઉપર સતલજ નદી છે. ફીરોઝપુર કૅમ્પથી એક ગાડી સિંધ તરફથી આવી ફગવારા થઇ જલંધર સીટી તરફ જાય છે.

કાસુર—ફીરોઝપુરથી આગળ બેએક શહેરોને મૂકી કાસુર આવે છે,

અહીં આસીસ્ટંટ કમીશ્નરની કચેરી, દવાખાનું, સ્કુલ વિગેરે છે. ઘોડાનો સામાન અહીં સારો બને છે.

**રાયબંધ જંકશન**—કાસુરથી આગળ રાયબંદ જંકશન આવે છે. સિંધ થઈ મુલ્તાન ઉપર થઈ એક ટ્રેન અહીં થઈ લાહોર જાય છે.

## મુલતાન.

રાયબંદ સ્ટેશનથી સિંધ તરફ જતાં મોંટગોમરી થઈ મુલ્તાન ઉપર થઈ શેરશાહ જંકશન થઈ સામસતા, ખાનપુર, રોહરી અને કરાંચી જવાય છે. સિંધની હકીકત આગળ પ્રકરણ ૮ માં પાન ૨૬માં આવી ગઈ છે. રોહરી જંકશન થઈ લાહોર જતાં ખાનપુર, સામસતા, શેરશાહ એ મોટાં સ્ટેશનો તથા કેટલાંક નાનાં સ્ટેશનો મૂકી મુલતાન અવાય છે. મુલ્તાન શહેરથી ૧ માઈલ ઉપર કેંમ્પ છે. મુલ્તાન એક ઉંચી ટેકરી ઉપર જીલ્લાનું શહેર છે. અહીં પોણાલાખ માણુસની વસ્તી છે. શહેરની ત્રણે બાજુ ૧૦ થી ૨૦ ફીટ ઉંચો કોટ છે, શહેરમાં એક મોટું બજાર છે, શહેરની પૂર્વે બાગ છે, ઉત્તરે મુલ્તાનના દીવાનની છત્રી અને યુરોપીઅનોનું કબ્રસ્તાન છે. પશ્ચિમે સરકારી બાગ છે, સિવિલ સ્ટેશનમાં કમીસ્નરની કચેરીઓ, બંગલા, દવાખાનું વિગેરે છે. કિલ્લામાં યુરોપિયન લશ્કર છે. પશ્ચિમ દરવાજેથી કિલ્લામાં પ્રવેશ કરતાં રૂકનુદીનની દરગાહ છે તેનું મકાન ૧૦૦ ફીટ ઉંચું છે.

કિલ્લાના પશ્ચિમ દરવાજા પાસે સૂર્યનું જુનું મંદીર હતું જેને ઔરંગજેબે તોડી નાંખી ત્યાં જુમામસીદ બંધાવી છે. નૃસિંહજીના જુના મંદીરની નિશાનીઓ છે. કીલ્લાથી ૧ માઈલ ઉપર એક ફકીરની દરગાહ છે.

**નૃસિંહજી**—અહિં એક મોટા મંદીરમાં હિરણ્યકશ્યપુનું પેટ ચીરતી નૃસિંહજીની મૂર્તિ છે. અહીં વૈશાખ સુદ ૬ અને નૃસિંહચૌદશનો મેળો ભરાય છે. શહેરથી ૪ માઈલ ઉપર સૂર્યકુન્ડ છે જ્યાં ભાદરવા સુદ ૬ અને મહા સુદ ૭ ના રોજ સ્નાનનો મેળો ભરાય છે. અહીંના લોકો મુલ્તાની કહેવાય છે, અહીં શહેરમાં બજાર પહોળું છે, કિલ્લામાં પ્રલ્હાદપુરી હતી એમ કહે છે.

**વેપાર**—અહીં વેપાર સારો ચાલે છે. પંજાબના વેપારીઓની અહીં દુકાનો છે; અહીંથી ગળી અને રૂ બીજા દેશોમાં જાય છે. રૂ, ઘઉં, ઉન, ગળી, તલ અહીંથી દેશાવર જાય છે. અહીં રેશમી ને સુતરાઉ કપડાં અને શણુ ઘણું બને છે; માટીનાં વાસણ અહીં સારાં બને છે, અહીં ગરમી વધારે પડે છે, વરસાદ ચોમાસામાં માત્ર ૭ ઇચ જ થાય છે. મુલ્તાન મુસલ્માનોના હાથમાંથી શીખો પાસે અને શીખો પાસેથી હાલ મુલ્તાન અંગ્રેજ સરકારના હાથમાં છે. મુલ્તાનમાં જૈનોનું દેરાસર છે.

મહાત્મ્ય—મત્સ્યપુરાણમાં ૧૬૦–૧૬૧ મા અધ્યાયમાં કહ્યું છે કે, સત્યયુગમાં હિરણ્યકશ્યપુ દૈત્ય બળવાન થયો હતો, તેણે તપ કરી બ્રહ્માજી પાસે વરદાન મેળવી દેવતાઓ વિગેરેને હેરાન કરવા લાગ્યો. તેનો પુત્ર પ્રલ્હાદ ઈશ્વરનો ભક્ત હતો, તેને પણ ઈશ્વરનું ભજન કરવાથી તેણે દુઃખ દેવા માંડયું તેથી ભગવાન વિષ્ણુએ અર્ધું મનુષ્યનું અને અર્ધું સિંહનું સ્વરૂપ લઇ તેને પોતાના નખોથી ઉમરા ઉપર સંધ્યાકાળે ચીરીને મારી નાંખી પ્રજાનું દુઃખ ટાળ્યું હતું. મુલ્તાન કશ્યપઋષિએ વસાવેલા કશ્યપપુરની જગાએ છે. અહીંજ નૃસિંહાવતાર થએલો કહેવાય છે. સિકંદરે મુલ્તાન ઉપર ચડાઇ કરી હતી તે વખતે અહિં મલ્લરાજા રાજ્ય કરતો હતો. અહીંના લોકો પોતાના નામને છેડે મલ લખે છે.

**માંટગોમરી**—મુલ્તાનથી લાહોર જતાં ખાનેવાલ, ચીચવાટની એ મોટાં સ્ટેશનો તથા કેટલાંક નાનાં સ્ટેશનો મૂકી મોન્ટગોમરી આવાય છે. આ એક નાનો કસ્બો છે; અહિં સરકારી કચેરીઓ વિગેરે છે. કસ્બાની બહાર પડાવની જગ્યા છે. પંઝાબના લેફટેનંટ ગવર્નર મોંટગોમરીના ઉપરથી આ ગામનું નામ પડયું છે. અહિંથી આગળ રાયજંદ જંકશન મૂકી લાહોર જવાય છે.

આ પ્રમાણે દિલ્હીથી તેમજ સિંધ તરફથી રાયબંદ જંકશને આવી ત્યાંથી લાહોર જવાય છે.

---

## પ્રકરણ ૨૬ મું.

### લાહોરથી રાવલપીન્ડી.

---

**લાહોર, ગુજરાંવાલા, વજીરાબાદ, સીયાલકોટ, જંમ્બુ, ગુજરાત, લાલામુસા, કટાસરાજ, પીન્ડદાદનખાં, ઝંગમગીઆના, બન્નુ, દેરાઈસ્માઇલખાં; મુજફ્ફરગઢ, જેલમ, બૌદ્ધસ્તુપ, રાવલપીન્ડી.**

---

### લાહોર.

લાહોર એ રેલ્વે જંકશન છે. દિલ્હીથી અમ્બાલા, લુધીયાણા, જલંધર અને અમૃતસર થઈ પણ અહિં અવાય છે. દિલ્હીથી લાહોર ૨૯૭ માઇલ છે. તેનું ભાડું રૂા. ૪–૦–૩ પાઈ છે. દિલ્હીથી રાત્રે ૧૦॥ વાગે નીકળેલો બોમ્બે મેલ અહીં ૯ વાગે આવી જાય છે. તે સિવાય પેસંજર ટ્રેનો પણ ૨ આવે છે. લાહોર એ પંઝાબની રાજધાનીનું મુખ્ય

શહેર છે. શહેરથી એકાદ માઈલ ઉપર રાવી નદી છે. લાહોરમાં પોણા બે લાખ માણસોની વસ્તી છે. તેમાં ઘણો ભાગ લગભગ એક લાખ ઉપરાંત મુસલમાનોની વસ્તી છે. શહેરની ચારે તરફ ૧૫ ફીટ ઉંચો ઇટાનો કોટ છે. તેને ૧૩ દરવાજા છે. અને તેની ત્રણે બાજુ ખાઈ છે. શહેરમાં પાકી સડકો છે, સ્ટેશન ઉપર ધર્મશાળાઓ છે. અહિં પાકા બંધાવેલા તળાવની ચારે તરફ ધર્મશાળાનું મકાન બંધાવેલું છે. તળાવની દક્ષિણે જનાનાઘાટ અને ધર્મશાળાથી ઉત્તરે સુંદરબાગ છે. સ્ટેશનથી ૧ માઈલ ઉપર શહેર છે. ત્યાં જવા માટે ટ્રામ ચાલે છે. શહેરમાં બધે નળ નાંખેલા છે. શહેરમાં રાત્રે મ્યુનિસીપાલીટી તરફથી દીવા થાય છે.

શહેરમાં અનારકલી ચોક એ મુખ્ય બજાર છે. અહિંની મુખ્ય કોર્ટ બે માળની પથ્થરની બંધાવેલી છે. ત્યાંથી આગળ પશુશાળા અથવા તો જનાવરોનું સંગ્રહસ્થાન છે તેમાં કેટલાંક પક્ષી, વાઘ, વિગેરે પાળેલાં છે. ગવર્નમેન્ટ હાઉસની દક્ષિણે મોટી જેલ છે, જેલમાં ગાલીચા, કામળીઓ વિગેરે વણાય છે.

શહેરની ઉત્તરે ૧ માઈલ ઉપર રાવી નદી છે. જે હીમાલયમાંથી નીકળી મુલ્તાનથી ૪૦ માઈલ ઉપર ચનાબ નદીને મળે છે. રાવી નદી ઉપર હોડીયોનો પુલ છે. શહેરથી ૨ માઈલ દૂર એક મોટું તળાવ છે જેની વચ્ચે ત્રણ માળની ઇમારત છે. અને ઉત્તર દરવાજા પાસે એક મિનારો છે. અહીં જૈનોનું દેરાસર છે.

સ્ટેશન ઉપર સામાન મૂકી ગાડી ભાડે કરી શહેર જોઈ અવાય છે. અહીં લૉરેન્સ બાગ, પંઝાબ કલબ, લૉરેન્સ હૉલ, ગવર્નમેન્ટ હાઉસ, કૉલેજ, મિયાંમીરની છાવણી, લોર્ડ લોરેંન્સનું બાવલુ, ચીફકોર્ટ, બેંક, મ્યુઝીઅમ, અનારકલી બાગનો દરવાજો, મેઓ હોસ્પીટાલ, વિગેરે જોવા લાયક છે.

લૉરેન્સ બાગ—ઉત્તમ છે તેમાં ઘણી જાતનાં ફુલ ઝાડ છે. તેમાંજ લૉરેન્સ હૉલ, મૉન્ટગોમરી હોલ, તથા તરવાને માટે ઉત્તમ હમામખાનું છે.

શાલમાર બાગ—૮૦ એકરના વિસ્તારમાં છે તેના ત્રણ ભાગ છે. તેમાં ૧ લા ભાગમાં આંબાનો બાગ છે જેની મધ્યે પૂર્વથી પશ્ચિમ અને ઉત્તરથી દક્ષિણે એક બીજાને કાટખુણે હોજ બંધાવેલા છે. જેના મધ્યે બગડેલી હાલતમાં ૧૦૦ ફુવારાઓ છે. અને બંને બાજુ પાકી સડકો છે. બાગની ચારે બાજુ દીવાલ પાસે અક્કો બંગલો છે. તેની ઉત્તરે બાગનો બીજો ભાગ છે તેમાં એક પાકુ સરોવર છે. જેની વચ્ચે પૂર્વથી પશ્ચિમ તરફ પથ્થરની સડક છે અને અંદર ફુવારા છે. સરોવરની પૂર્વ પશ્ચિમે આંબાનો બાગ છે અને ઉત્તર દક્ષિણે ફુલ ઝાડો છે. ચારે તરફ દીવાલો

પાસે એક્કો બંગલો છે. તેની ઉત્તરે બાગનો ત્રીજો ભાગ છે ત્યાં પણ આંબાનાં ઝાડો છે.

**મીયાંમીરની** છાવણી—લાહોર સીવીલ સ્ટેશનથી ૫ માઇલ ઉપર મીયાંમીરની લશ્કરી છાવણી છે જેમાં અંગ્રેજ સરકારનું લશ્કર રહે છે. મીયાંમીર કરીને એક ફકીર હતો જેના નામ ઉપરથી આ છાવણીનું નામ પડયું છે. છાવણીમાં જતાં સડકની જમણી બાજુ ૦ાા માઇલ ઉપર ૨૦૦ ફીટ લાંબો પહોળો એક ચોકની વચ્ચે આરસપહાણના એક ચબુતરા ઉપર મીયાંમીરનું સ્થાનક છે. અહીંથી કેટલાક આરસપહાણ ઉખાડીને મહારાજા રણજીતસિંહ હજુર બાગની બારદરીમાં લગાવાને લઇ ગયા હતા.

**મ્યુઝીઅમ**—અનારકલી બાગની પાસે બે માળનું જુનું મ્યુઝીઅમ છે. જેમાં જુના વખતની કારીગીરી, ખનીજ વસ્તુઓ, અને કેટલાંક જાનવરો વિગેરેના જોવા લાયક નમુના છે. જેમાં પીતળની ૨ જુની તોપો અનેક પ્રકારના સિક્કા, પંજાબના અનેક રાજા અને સરદારોની છબીઓ, ભીંતે ટાંગેલી, અનેક પ્રકારનાં પંઝાબી જવેરાત, વાજાં, વાસણ, પ્યાલા, ભાવલપુરના પ્યાલા, દિલ્હીનાં ધાતુનાં કામ, ખંજરો, દેવમૂર્તિયો, ચામડાનાં વાસણ, રેશમી કારીગીરીના નમુના, વિગેરે વસ્તુઓ છે, પંઝાબની નદીમાંથી મળેલું સોનું, કોહીનુર હીરાની નકલી બનાવટ, તે ઉપરાંત કેટલાંક મરેલાં જાનવરોના નમુના છે. દરવાજા આગળ ઉંચા ચબુતરા ઉપર એક જુની તોપ છે. આ મ્યુઝીઅમની પાસેજ નવું મ્યુઝીઅમ બંધાવેલું છે. જેની પાસે ટાઉનહોલ છે.

સીવીલ સ્ટેશનની પાસે અનારકલીની દરગાહ છે. જેમાં આરસપહાણની કબર છે. અનારકલી અકબરની સ્ત્રી હતી તેના ઉપર સલીમ આશક હતો તે જાણી તેને જીવતી દટાવી દીધી હતી તે સ્થાને જહાંગીરે આ દરગાહ બનાવી કહેવાય છે.

**સોનેરી મસીદ**—જેના ઘુમટ ઉપર સોનેરી કામ છે તેથી તેને સોનેરી મસીદ કહે છે. પાછળ એક કુવો છે જેમાં પગથીયાં છે.

શહેરની પૂર્વોત્તરના ખુણા પાસે કિલ્લો છે, તેમાં મોતી મસ્જીદ છે. જેમાં રણજીતસિંહના વખતથી ત્રીજોરી રહે છે. અહિંથી પૂર્વે એક નાનું શીખમંદિર છે. મોતીમસ્જીદ પાસે શીશમહેલ છે જેમાં શીશાનું કામ છે. પાસે નવલખો મહેલ છે. પૂર્વ તરફ દીવાનેખાસ છે. જેમાં બેસીને બાદશાહ પ્રજાની અરજી સાંભળતો હતો. તેની પૂર્વે અકબરી મહેલ છે. જેમાં વચ્ચે દીવાનેખાસની નીચે ૬૭ પગથીયાં છે. અહિંથી દક્ષિણે ખ્વાબગાહ છે ત્યાં હાથી તથા જાનવરોની મૂર્તિઓ છે. કિલ્લાની વચ્ચે લાલ પથ્થરથી બંધાવેલું દીવાનેઆમ છે. જેમાં વચ્ચે બાદશાહનું સિંહાસન છે, પાછળ કેટલાક ખંડો છે, પૂર્વે ઇસ્પીતાલ છે.

**રણજીતસિંહની છત્રી**—કિલ્લાની પશ્ચિમે રોશનાઇ દરવાજા આગળ મહારાજા રણજીતસિંહજીની આરસપહાણની છત્રી છે. તેની છતમાં દર્પણ સોના અને ચાંદીથી મઢેલાં જડેલાં છે. તેમાં કેટલાંક કમળનાં ફુલ બનાવેલાં છે તેમાં વચ્ચેના ફુલ નીચે રણજીતસિંહની મૃતશરીરની ભષ્મ રાખેલી છે. તેની અને કિલ્લાની વચ્ચે શિખોના મૂળ ગ્રંથકર્તા તથા ૫ મા ગુરુ અર્જુનની સાદી છત્રી છે. મહારાજની સમાધિ પાસે પુજારી રોજ શિખોના આદિ ગ્રંથને વાંચી તેને ચમર ઢોળે છે.

**જુમામસીદ**—રણજીતસિંહની છત્રીની પશ્ચિમે ઔરંગજેબની બનાવેલી જુમામસ્જીદ છે. તેના ૩ ઘુમટ આરસના છે. મસીદ પડી ગયા જેવી છે. મસીદમાં ઉપરના એક ખંડમાં અલી તેના પુત્ર હસન અને હુસેનની પાઘડીઓ, ટોપી, અલીની સ્રી ફાતમાની કાલીન, મહમદની સ્લીપર, પગલાં, પોશાક અને દાઢીનો ૧ વાળ સંગ્રહી રાખેલો છે. મસીદની બહારના ચોગાનને હજુરીબાગ કહે છે.

**જહાંગીરનો દરગા**—કિલ્લાથી ૧ાા માઇલ ઉત્તરે શાહદારા રેલ્વેસ્ટેશનથી ૧ા માઇલ દૂર દિલ્લીના બાદશાહ જહાંગીરની મોટી દરગાહ છે, મકબરા અને શહેર વચ્ચે રાવી નદી ઉપર હોડીયો ઉપર પુલ બનાવેલો છે. અહિં જહાંગીરને દફન કરેલો છે. જેની કબર આરસની બંધાવેલી અંદર છે. જહાંગીરની સ્રી નુરજહાંની દરગાહ ખરાબ હાલતમાં છે.

કહેવાય છે કે રામચંદ્રજીએ પોતાના પુત્ર લવને લાહોર અને કુશને કાસુર આપ્યું હતું. લવ ઉપરથી આ શહેરનું નામ લાહોર પડયું કહે છે. લાહોરમાં સને ૯૭૭ માં જયપાળ રાજ્ય કરતો હતો તેની પાસેથી મહમદગીજનીએ રાજ્ય જીતી લીધું. સને ૧૧૯૩ માં લાહોર છોડીને મહમદગોરીએ દિલ્લીમાં પોતાની રાજધાની બનાવી. મુસલમાનો પાસેથી લાહોર રણજીતસિંહે લીધું તે ગાદીએ આવ્યા પછી લાહોરની ઉન્નતિ થઇ. તેમણે કાસ્મીર, પેશાવર અને મુલ્તાન સુધી પોતાની હદ વધારી હતી. શિખો પાસેથી સને ૧૮૪૯ માં લાહોરનું રાજ્ય અંગ્રેજ સરકારના હાથમાં આવ્યું અને શિખો પાસે કોહીનુર હિરો હતો તે પણ સરકારે લઇ લીધો જે હાલના પંચમ જ્યોર્જના મુકટમાં છે.

**પંઝાબ**—સતલજ, બ્યાસ, રાવી, ચનાબ અને ઝેલમ એ ૫ નદીઓ પંઝાબમાં વહે છે તે ઉપરથી પંઝાબ નામ પડયું છે. પંઝાબમાં ૩૬ દેશી રાજ્યો છે. જેમાં પતિયાળા, બહાવલપુર, નાભા, જીંદ, ચંબા વિગેરે છે. પંઝાબી પ્રજા લડાયક છે તે લોકો પાયજામો, કુર્તુ પહેરી માથે ફેંટા બાંધે છે. શિખો વાળ કપાવતા નથી. અહિં હિન્દુ મુસલમાનો દાઢી મૂછ રાખે છે. હિંદુઓ કાનમાં સોનાની વાળી પહેરે છે. સ્રીઓ પણ પાયજામો, તથા કુર્તું પહેરી માથે સાધારણ ઓઢણું ઓઢે છે. સ્રીઓ પડદેનશીન

નથી. અહિં સ્પર્શદોષ નથી હિન્દુઓ લુગડાં પહેરીને પણ જમવા બેસે છે. અહિંના બ્રાહ્મણો વૈશ્યનું પણ ખાય છે. અહીં ગુરુમુખી ભાષા વપરાય છે. લાહોરમાં રેલ્વેનું કારખાનું છે.

વેપાર—લાહોરમાં બહુ વેપાર નથી. અહિં રેશમ અને સોનેરી તથા રૂપેરી લેસ બને છે. તથા જરીનું કામ સારૂ થાય છે. જે દેશાવર જાય છે. અહિં યુરોપીઅન વેપારીઓ પણ છે. અહિં બંગાલ બેંકની શીખ પ્રજા લડાયક છે. હિંદુઓનાં તેમ શિખોનાં મંદિરો પણ અહિં છે.

**ગુજરાંવાલા**—લાહોરથી રાવલપીન્ડી તરફ જતાં નોર્થ વેસ્ટર્ન રેલ્વેમાં બદામીબાગ, શાહદારા, કાલાશાહ કાકુ, મુરીડકા, સધોક, કામોર, એમીનાબાદ એ સ્ટેશનો મુકી ગુજરાંવાલાનું સ્ટેશન આવે છે. તેમાં શાહદરા રેલ્વે જંકશન છે ત્યાંથી એક ટ્રેન સાંગલાહીલ તરફ જાય છે. ગુજરાંવાલા લાહોરથી ૪૨ માઇલ છે. અને ભાડુ ૦–૧૧–૦ છે. અહિં પંઝાબ કેસરી રણજીતસિંહજીનો જન્મ થયો હતો. અહિં રણજીતસિંહના પિતાની છત્રી છે. જેને સોનાનું શિખર છે. અહીં દીવાની તથા ફોજદારી કચેરીઓ, જેલ, દવાખાનું, અને ટાવર છે. અહિં જૈનોનું દેરાસર છે.

વેપાર—અહીં વાસણ, ઘરેણાં, શાલ અને રેશમ તથા રૂનો વેપાર ચાલે છે. આ જીલ્લાનું મુખ્ય સ્થાન છે.

વજીરાબાદ—ગુજરાંવાલાથી આગ રેલ્વેમાં આગળ રાહવલી, ચકખર અને ધાઉન્કલ સ્ટેશનો મૂકી વઝીરાબાદનું સ્ટેશન આવે છે. વજીરાબાદ રેલ્વેજંકશન છે. અહિંથી એક ટ્રેન સીયાલકોટ થઈ જમ્મુ જાય છે. તેમજ એક ટ્રેન હાફીઝાબાદ, સાંગલા હીલ થઇ શોરકોટડા જાય છે. ગુજરાંવાલાથી વજીરાબાદનું ૦–૨–૦ ભાડુ છે. અહીંથી ૧ માઇલ ઉપર ચનાબ નદી છે. તે તાલુકાનું ગામ છે. અહીં ઠાકુરદાસ ચોપરાનો બાગ છે. ચનાબ નદી ઉપર અલેકઝાન્ડ્રા પુલ છે. બજાર સારૂ છે.

**સીયાલકોટ**—વઝીરાબાદથી જમ્મુ જવાની ટ્રેનમાં, સાધરા, બે ગોવાલા, અને ઉગોકી સ્ટેશન મૂકો સીયાલકોટ આવે છે. તે વજીરાબાદથી ૨૭ માઇલ છે અને ભાડુ ૦–૬–૬ છે. તે જીલ્લાનું સદરસ્થાન છે. મુખ્ય બજાર કનકમંડીનું છે. જ્યાં કાપડ વાસણ, મેવા વિગેરે વેચાય છે. અહિં બાવા નાનકના સ્થાન ઉપર દરવર્ષે મેળો ભરાય છે. અહીં 'દરબાર અથવા વલીસાહેબ'ના નામનો મોટો કુવો છે. શહેરવચ્ચે જુના કિલાની નિશાનીયો છે. અહીં કચેરી, દવાખાનું, ટાઉનહોલ, અનાથાશ્રમ વિગેરે છે. અહિંથી ૧ માઇલ ઉપર લશ્કરી છાવણી છે ત્યાં આગળ એક મોટો પબ્લીક બાગ છે. અહીં વેપાર સારો છે.

સ્યાલકોટ પાંડુપુત્ર સહદેવ નીકુળના મામા રાજા શલ્યે વસાવેલું કહેવાય છે. તેમ વિક્રમના પુત્ર શાલવાન અથવા રસાલુએ તેને સુધાર્યું હતું.

જમ્મુ—સ્યાલકોટથી ૨૫ માઇલ ઉપર દલાવલી, સુકેટગઢ, રાઉબોરસીંગપુરા, મીરનસાહેબ, સીતાવારી કેમ્પ મૂકી જંબુનું સ્ટેશન આવે છે. તેનું ભાડુ વજીરાબાદથી ૦—૧૩—૦ છે. તે તાબી નદીના કિનારા ઉપર છે. જમ્મુ કાશ્મીર મહારાજાની રાજધાનીનો કસબો છે. ત્યાં નદીને જમણે કિનારે રાજમહેલ છે. તેનો કિલ્લો નદીની પૂર્વ દિશાએ છે. શહેરની પાસે જંબુનો જુનો મહેલ છે. અહીં જૈનોનું દેરાસર છે. જમ્મુથી ઉત્તરે કાશ્મીર રાજ્યનું મુખ્ય શહેર શ્રીનગર છે. કસબાની પશ્ચિમે આવેલા મંદિર ઉપર સોને રસેલાં તાંબાનાં પતરાં જડેલાં છે. જેની પૂર્વે નવો રાજમહેલ છે. પાસે પરેડનું ચોગાન છે. જમ્મુ સાથે કાશ્મીર દેશ સને ૧૮૪૬ માં અંગ્રેજ સરકારે મહારાજા ગુલાબસિંહને ૭૫ લાખ રૂપિઆમાં વેચી દીધેલો છે.

ગુજરાત—જમ્મુથી પાછા વજીરાબાદ આવી ત્યાંથી નોર્થવેસ્ટર્ન રેલ્વેમાં પેશાવર તરફ જતાં રસ્તામાં કથાલા સ્ટેશન મૂકી ૧૧ માઇલ ઉપર ગુજરાત આવે છે તેનું ભાડું ૦—૨—૩ છે. રાવલપીન્ડી વિભાગનું તે જીલ્લાનું મુખ્યસ્થાન છે વજીરાબાદ અને ગુજરાતની વચ્ચે ચનાબ નદી ઉપર રેલ્વેનો પુલ છે. ચનાબ નદી હિમાલયમાંથી નીકળી સિંધુ નદીને મળે છે. સ્ટેશનથી ૧ માઇલ ઉપર ગુજરાતનું શહેર આવેલું છે જેમાં શાહીહમામ અને શાહીકુપમાં પાણી સુધી પગથીયાં છે. અહીં પીર સાહદોલાની દરગા છે. અહીં ઘણી મસીદો તથા દેવમંદિરો છે. ૧૧ શિખોની ધર્મશાળાઓ છે અહિ દીવાની ફોજદારી કચેરીઓ છે. અકબરના કિલ્લાની અંદર રેવન્યુ તેમજ દીવાની કોર્ટો છે. અહિંથી શ્રીનગર ૧૬૦ માઇલ છે ત્યાં જવાનો રસ્તો પણ છે. જ્યાં પગરસ્તે તેમજ ઘોડા ઉપર જવાય છે. અહિં કપડાં તથા શાલો બને છે, તથા પીતળનાં વાસણ બને છે.

## લાલામુસા જંકશન.

લાલામુસા—ગુજરાતથી આગળ જતાં દેઓની જુલીઆની સ્ટેશન મૂકી લાલામુસાનું રેલ્વેજંકશન આવે છે. ત્યાંથી એક ટ્રેન શેરશાહ અને મુલ્તાન સુધી સિંધમાંથી - મુલ્તાન ઉપર થઇ લાહોર ન જવું હોય તો બારોબાર લાલામુસા અવાય છે. લાલામુસાથી સીંધસાગર બ્રેંચ લાઇનમાં સિંધ તરફ જતાં મલીકવાલા રેલ્વેજંક્શન આવે છે. મલીકવાલાથી એક લાઇન ભેરૂ તરફ ગઇ છેઃ તથા એક ટ્રેન ખેબરા તરફ ગઇ છે. ખેબરા પાસે સિંધવની ખાણ છે જ્યાંથી દર વર્ષે ૨૦ લાખ મણ સિંધવ નીકળે છે જેની સરકારને ૫૦ લાખ રૂપીઆની પેદાશ થાય છે. મીઠું ધોવા અહીંથી ઝેલમ સુધી રેલ્વે ગઇ છે. ખેબરામાં નૃસિંહદુવારાનું તિર્થ છે. મલીકવાલાથી ભેરાના ૦—૪—૦ અને ખેબરાના પણ ૦—૪—૦ ભાડુ છે. ત્યાંથી એક મોટી લાઇન કુન્ડીઆન તરફ જાય છે. તેમાં વચ્ચે પીન્ડદાદનખાં

ખુશાબ વિગેરે સ્ટેશનો આવે છે. બીજી લાઈન ઝંગસીટી ઉપર થઈ શોરકોટરોડ જંકશન તરફ જાય છે. ત્યાંથી આ ટ્રેન ખાનેવાલ થઇ સિંધ તરફ જાય છે.

**કટાસરાજ**—મલેકવાલા જંકશનથી ખેબરા જાઇ ત્યાંથી ૫ માઇલ ઉપર આ સ્થાન છે. કટાસરાજને અમરકુન્ડ પણ કહે છે. અહિં આવવા ખેબરાથી એકા તથા ખચ્ચર મળી શકે છે. કટાસકુન્ડ મોટું સરોવર છે તેની પાસે કેટલાંક દેવમંદિરો છે. પાસેની પહાડી ઉપર કિલ્લાની નિશાનીયો જણાય છે. જેની તળેટીમાં ૭ મંદિર હીનદશામાં છે. લોક કહે છે કે પાંડવો વનવાસમાં રહ્યા તે વખતે અહિં પણ રહ્યા હતા. આ કુન્ડને પુષ્કર તળાવના ભાઈ કહે છે. અહિં બ્રાહ્મણો તથા સાધુઓ રહે છે. વૈશાખમાં આ સરોવરમાં ન્હાવા માટે ઘણા યાત્રાળુઓનો મેળો ભરાય છે.

**પીન્ડદાદનખાં**—મલીકવાલાથી કુન્દીઆન જતી ટ્રેનમાં પીન્ડદાદનખાં આવે છે તે તાલુકાનું ગામ છે. અહીં કચેરીઓ, દવાખાનાં વિગેરે છે. અહીંથી રેશમ, તાંબાપીતળનાં વાસણ, ઘી, તેલ વિગેરે દેશાવર જાય છે.

**ઝંગ—મગિઆના**—મલીકવાલાથી શોરકોટરોડ થઇ સિંધ જતી રેલ્વેમાં ઝંગ સીટી સ્ટેશન આવે છે. તે જીલ્લાનું મુખ્ય શહેર છે. ત્યાંથી ૨ માઇલ ઉપર ઝંગમંગીઆનાનું સ્ટેશન છે. ત્યાંથી ૧૦ માઇલ ઉપર ચનાબ તથા ઝેલમ નદીનો સંગમ થાય છે. હાલ જીલ્લાની કચેરીઓ મગિઆનામાં છે. ગામ પાસે એક સરોવર છે. એક બાજુ પહાડી છે. અહીં સાબુ, ચામડાંનાં જીન, તેલ, ઘી, અને પીતળનાં તાળાં સારાં બને છે. અહીં ઘણી વસ્તી મુસલમાનની છે. કંદહાર સાથે અહીંનો વેપાર સારો ચાલે છે.

ઝંગ જીલ્લામાં નાની પહાડી ઉપર પાંડુરાજાના, સાળા મદ્રરાજા શલ્યની રાજધાની 'સાકલા'ની નિશાનીયો છે. ઝંગથી ગાડી શોરકોટરોડ થઇ સિંધ તરફ જાય છે.

**બન્નુ**—મલેકવાલાથી કુન્ડીઆન જંકશન આવી ત્યાંથી મીઆનવાલી સ્ટેશનથી ૭૦ માઇલ ઉપર બન્નુ જીલ્લાનું સદરસ્થાન છે. શહેરની ચારે બાજુ કોટ છે. ત્યાં કચેરીઓ વીગેરે છે.

**દેરાઇસ્માઇલખાં**—કુન્દીઆનથી મુલ્તાન જતી ટ્રેનમાં દરીયાખાંનું સ્ટેશન આવે છે. ત્યાંથી પશ્ચિમે એક લાઇન જાય છે ત્યાં ૪ માઇલ ઉપર દેરાઇસ્માઇલખાન કસ્બો છે. અહીં કમીશ્નરની ઓફીસ તથા કચેરીઓ છે.

**દેરાગાજીખાં**—દરીયાખાંથી આગળ કેટલાંક સ્ટેશનો મૂકી મહમુદકોટનું રેલ્વે જંકશન આવે છે. ત્યાંથી ૧ લાઇન ગાજીઘાટ સિંધુ નદીના કીનારેથી ૨ માઇલ ઉપર દેરાગાજીખાં જીલ્લાનું મુખ્યસ્થાન છે. અહીં જીલ્લાની કચેરીઓ, ટાઉનહોલ, દવાખાનાં વિગેરે છે. તેમ હિન્દુ મંદિર, મસીદો વિગેરે છે. જેમાં ગાજીખાંની મસીદ પ્રસિદ્ધ છે. ગામ પાસે એક નહેર છે.

મુઝફ્ફરગઢ—મહમુદકોટથી આગળ કેટલાંક સ્ટેશનો મૂકી મુજફ્ફરગઢનું રેલ્વે સ્ટેશન છે, તે જીલ્લાનું સદરસ્થાન છે. અહીંથી એકાદ માઇલ ઉપર જીલ્લાની કચેરીયો છે. આ જીલ્લામાં ઝેલમ અને રાવી એ નદીઓ ચનાબ નદીમાં પ્રથમથીજ મળેલી છે અને પછી સતલજ નદી જેમાં વ્યાસ નદી મળેલી છે. તે આ જીલ્લા પાસે મળે છે. સતલજના સંગમથી સિન્ધુ નદીના સંગમ સુધી ચનાબનદી પંચનદ નામથી પ્રસિદ્ધ છે. પંચનદમાં ન્હાવાથી ૫ યજ્ઞ કરવાનું ફળ મળે છે એવું મહાભારતમાં કહ્યું છે. અહિંથી આગળ શેરશાહ જંકશન થઇ મુલતાન તેમજ સિંધમાં જવાય છે. ( સિંધની હકીકત પ્રા. ૮–માં આવી ગઇ છે. )

## ઝેલમ.

લાલામુસા જંકશનથી ૨૨ માઇલ દૂર પેશાવર જતાં—ચકપીરાણા, ખરીઆન, સુરઇઆલમગીર મૂકયા પછી ઝેલમનું સ્ટેશન આવે છે. તેનું ભાડુ ૦–૫–૦ છે. જેલમ રાવલપીંડી વિભાગમાં ઝેલમનદીના કિનારે જીલ્લાનું સ્થાન છે અહીં મકાનો માટીનાં છે. અહીં કચેરીઓ, દવાખાનું, જેલ વિગેરે છે. ગામ પાસે ઝેલમ નદી ઉપર પુલ છે. આ નદી હિમાલયમાંથી નીકળી ચનાબ નદીમાં મળે છે. અહિંથી શ્રીનગર જવાનો પહાડી રસ્તો છે. જેલમથી શ્રીનગર ૧૧૭ માઇલ છે ત્યાં ઉંટ ઉપર જવાય છે. જેલમથી ૧૧ માઇલ ઉપર રોતસનો કિલ્લો છે.

આ જીલ્લામાં મકાન બને તેવા પત્થર, આરસપહાણ, લાલમાટી, ગેરૂ કોયલા, ગંધક, માટીનું તેલ, તાંબુ, સીસું, લોઢુ વિગેરે ખનીજ પદાર્થો ઉત્પન્ન થાય છે. અહિ મીઠું નીકળે તેવા પહાડો ઘણા છે.

બૌદ્ધસ્તુપ—ઝેલમથી આગળ જતાં માન્દ્રાજંકશન મૂકી માનકીઆલાનું રેલ્વેસ્ટેશન આવે છે. ત્યાં પથ્થરનો ૧ સ્થંભ છે જેનો વ્યાસ ૧૨૭ ફીટ અને ઘેરાવો ૫૦૦ ફીટ છે. તે અર્ધગોળાકાર છે તેના ઉપર ચઢવાનાં ચારે તરફ પગથીયાં છે. તેમાંથી યશોવર્માના વખતના સિક્કા મળ્યા હતા. તેને બૌદ્ધસ્તુપ કહે છે. માદ્રા જંકશનથી એક ટ્રેન ભાઉન જાય છે.

## રાવલપીન્ડી.

રાવલપીન્ડી—આ સ્ટેશનથી આગળ સીહાલા અને ચાકલાલા સ્ટેશન મૂકી રાવલપીન્ડીનું સ્ટેશન આવે છે. રાવલપીન્ડી રેલ્વે જંકશન છે. અહીંથી એક ટ્રેન ગોલરા થઈ બસાલ, જન્ડ અને થાલ જાય છે. જન્ડ આગળ કુન્ડીઆન તરફથી એક ટ્રેન મળે છે જે કેમ્પબેલપોર કેમ્પ થઇ પેશાવર જાય છે. રાવલપીન્ડી જીલ્લાનું મુખ્યસ્થાન તથા લશ્કરી છાવણીનું સ્થળ છે. લેહનદીના ઉત્તર કિનારે શહેર છે અને તેથી દક્ષીણે લશ્કરની છાવણી છે. અહિં પોણાલાખ માણસોની વસ્તી છે, તેમાં મુસલમાનની

વસ્તી વધારે છે. જેલખાના પાસે પબ્લીક બાગ છે અહીં સુંદરબજાર, સ્કુલ, દવાખાનું, વિગેરે છે. સીવીલલાઇનમાં કમીસ્નર અને ડીપોટી કમીસ્નરની કચેરી તથા છાવણીમાં મેજીસ્ટ્રેટની કચેરી છે. પંઝાબના લસ્કરના મુખ્ય સેનાપતિનો મુકામ અહિંની છાવણીમાં છે.

અહિંથી ઘઉં દેશાવર જાય છે. વળી રંગીત કપડાં, કામળ, સાબુ, વિગેરેનો વેપાર સારો છે. બ્રાહ્મણો અને ખત્રી લોકો વેપાર કરે છે. અહીંના જંગલમાં મીણ, અને મદ બહુ થાય છે. કાબાગઢની પહાડીમાંથી આ રસ નીકળે છે. શહેરની પૂર્વોત્તર જોહરા ગામમાં ગંધકની ખાણ છે. અહિંથી ૧૩ માઇલ ઉપર કુવામાંથી મટ્ટીનું તેલ નીકળે છે. સિંધુ અને અહિંની બીજી નદીઓની રેતી ધોવાથી તેમાંથી ઘણીવાર સોનું નીકળે છે. અહીંની છાવણીમાં યુરોપીઅન અને દેશી મળી સતાવીસહજાર સૈનિકો રહે છે. અહિં ઉનનાં કપડાં તથા સાલો સારી બને છે.

## પ્રકરણ ૨૭ મું.
## કાશ્મીર—શ્રીનગર.

કાશ્મીર આવવાના ૫ રસ્તા છે. રાવલપીન્ડીથી મરી થઇને કાશ્મીર જવાય છે તેમજ જંબુથી, ગુજરાત કસ્બા આગળથી ભોંબર અને પીરપંજર થઇ ૧૬૦ માઇલ ઉપર શ્રીનગર છે, ઝેલમથી પંચ થઇ ૧૯૭ માઇલ અને હરુન અબ્દાલથી અબટાબાદ થઇ ૨૦૩ માઇલ શ્રીનગર છે. આ રસ્તાઓ પહાડી છે. પણ રાવલપીન્ડીથી શ્રીનગર જવાનો રસ્તો ૧૯૨ માઇલનો સારો છે રાવલપીન્ડીથી ૧૬૦ માઇલ બારામૂલાં સુધી ટાંગા જાય જાય છે. ત્યાંથી ટટ્ટુ ઉપર અથવા તો ઝેલમ નદીમાં નાવમાં બેસીને ૩૨ માઇલ શ્રીનગર જવાય છે.

રાવલપીન્ડી સ્ટેશનથી બારામૂલાં સુધી ટાંગાના ઘોડા બદલવાની રસ્તામાં ૧૩ ચોકીઓ આવે છે. એક માણસનું ભાડુ ડાગના ટાંગાવાળા ૩૮ થી ૪૦ રૂપિઆ લે છે. રાત્રે મુકામ કરે છે. શ્રીનગર ૩ દિવસમાં જવાય છે. ટટ્ટુનું ભાડુ રૂ. ૨૬ લે છે ને સામાન લાવવાના ખચ્ચરના રૂ. ૧૦ ભાડુ છે. એકામાં માણસના રૂ. ૧૨ અને કુલીના રૂ. ૪—૦—૦ ભાડુ લે છે.

**મરી**—રાવલપીન્ડીથી મરી ૩૭ માઇલ થાય છે. તે હવા ખાવાનું સ્થળ છે. ઉનાળામાં રાવલપીન્ડીના અમલદારો અહિં રહે છે. રાવલપીન્ડીથી મરી સુધી ચઢાવનો રસ્તો છે. મરીથી પૂર્વમાં શ્રીનગર છે. મરીથી કોહાલા

૧૮ માઈલ ઉતરવાનો રસ્તો છે. કોહાલાથી બારામૂલાં સુધી દુલઇ દોમલ, ગઢી, ઉરી વિગેરે ઉપર થઇ ઝેલમ નદીની ડાબી બાજુએ ચઢાવનો રસ્તો છે. અહિં સુધી ટાંગા આવી શકે છે. બારામૂલાંથી શ્રીનગર સુધી ટાંગા જતા નથી પણ ટટુ ઉપર અથવા તો હોડીમાં બેસીને જેલમ નદીમાં થઇને જવું પડે છે.

## શ્રીનગર

કાસ્મીરની પશ્ચિમે સમુદ્રના જળથી ૫૨૫૦ ફીટ ઉપર ઝેલમ નદીના બંને કિનારે ૨ માઇલ લંબાઇમાં કાસ્મીર રાજ્યની રાજધાનીનું શહેર શ્રીનગર છે. નદી ઉપર ૭ પુલ છે તેમાં પહેલા પુલથી શ્રીનગર શરૂ થાય છે. નદીમાં પથ્થરના ઘણા ઘાટ બાંધેલા છે. કાસ્મીરમાં સવાલાખ માણસની વસ્તી છે, તેમાં ૯૩ હજાર મુસલમાનો, ૨૬ હજાર હિન્દુ અને બીજી પરચુરણ વસ્તી છે.

અહિંનાં મકાન ઘણે ભાગે લાકડાનાં બાંધેલાં છે તેમાં કેટલાંક તો ત્રણ ચાર માળનાં પણ છે. અહિં દવાખાનુ, ટંકશાળ, દેવમંદીર, મસ્જીદો વિગેરે છે. શેરગઢીની અંદર શહેરનો મજબુત કોટવાળો કિલ્લો છે તથા તેમાં એક ઉત્તમ રાજમહેલ છે. જેમાં ઉનાળાના વખતમાં કાસ્મીરના મહારાજા જંબુથી આવીને અહીં રહે છે. મહારાજગંજબજાર ઉત્તમ છે તેમાં સર્વ વસ્તુઓ મળે છે તેની બંને બાજુ મોટાં મકાનો છે, તેમાં શાલોના વેપારીઓ રહે છે. જુમામસીદ સર્વથી ઉત્તમ મસીદ છે. નદીના ભાઠા તરફ શેખબાગ હમીદન મસીદ અને રામમુન્સી બાગ છે.

શહેરની પૂર્વે પાંચ માઇલ લાંબું એક તળાવ છે. શહેર પાસે ૯૮૭ ફીટ ઉંચી સુલેમાની પહાડી છે જેના ઉપર ચઢવાથી શહેરનો દેખાવ ઉત્તમ છે. પહાડીના શિખર ઉપર એક જુનું પથ્થરનું મંદિર છે. જેને શંકરાચાર્યજીનું મંદિર કહે છે પણ તે અશોકનું બંધાવેલું બૌદ્ધમંદીર હતું, જ્યાં હાલ મસીદ બનાવેલી છે. શહેરની ઉત્તરે ૨૫૦ ફીટ ઉંચી હરિપર્વત નામનો પહાડ છે જેના ઉપર અકબરે બાંધેલો કિલ્લો છે.

શ્રીનગરમાં શાલ અને રેશમની કારીગરી સારી બને છે. તેમાં સોનું, ચાંદી, તાંબું, ચામડું અને પથ્થરનું ઉત્તમ કામ થાય છે.

## અમરનાથ.

**અમરનાથ**—શ્રીનગરથી ૨૦ ગાઉ ઉપર અમરનાથ મહાદેવનું પ્રાચીન ગુહા મંદિર છે. ત્યાં બારાંમુલાંથી હોડીમાં બેસીને જેલમ નદીના માર્ગે જવાય છે. આ મંદિર ગુફામાં છે અને તેમાં ઉપરથી નીચે લિંગાકાર જળની ધારા હંમેશાં પડયાં કરે છે જેને શિવલિંગ કહે છે. અહીં બળેવ ઉપર મેળો ભરાય છે. અહીં બરફનું લિંગ સુદ પડવાથી બંધાવા

માંડે છે તે પુનમ સુધીમાં બંધાઇ રહે છે, પછી ઓગળવા માંડે છે તે અમાસ સુધીમાં ઓગળી જાય છે. અહીં યાત્રા પુરી થયાની ખાત્રી કોઇ ગેબી અવાજથી થાય છે. અહીં બે પક્ષીઓ યાત્રાળુઓને જણાય છે.

સૂર્યમંદિર—કાશ્મીરથી નાવમાં બેસી કનબલ જવું પડે છે. કનબલથી ૦ાા માઇલ ઉપર ગરમ પાણીનાં ઝરણો છે. ત્યાંથી ૧ માઇલ ઉપર ઇસલામાબાદ છે. ત્યાંથી ૪ાા માઇલ ઉપર ઝાડીમાં ઉંચે સૂર્યનું જુનું મંદિર છે. શ્રીનગરનો દેખાવ જાણે લોકો પાણી ઉપર વસતા હોય તેવો છે અહીં હોડીમાં પણ માણસો રહે છે.

કાશ્મીર દેશી રાજ્યની રાજધાનીનું શહેર છે તેની પૂર્વે તિબેટ દેશ છે. રાજ્યને ૮૦ લાખ રૂપિઆની આવક છે. કાશ્મીર દેશમાં પહાડો, વનો, નદીઓ, અને ન્હેરોનો સુંદર દેખાવ છે તેથી તેને પૃથ્વીનું સ્વર્ગ કહેવામાં આવે છે. અહિં ચન્દ પર્વત સર્વથી ઉંચો પર્વત છે જેનું શિખર ૮ મહિના સુધી બરફથી ઢંકાયલું રહે છે. રાજ્યની પશ્ચિમે વિયોફાનું બરફનું મેદાન ૨૫ માઇલ લાંબુ છે. અહીંની હવા સારી છે. શિયાળામાં બરફ બહુ ગળે છે. તેમાં ૩ ભાગ અનાજ અને ૧ ભાગ ઘઉં, જવ, મઠ વિગેરે પાકે છે. બરફ ગળીને જે પાણી વહે છે, તેથી અનાજ પાકે છે. અહિં કિંમતી વૃક્ષો થાય છે. અહિંના બગીચાઓમાં બદામ, અંગુર, પીસ્તાં, દ્રાક્ષ સેવ, સફરજંદ, અખરોટ, વિગેરે બહુ સારાં થાય છે. ઝેલમ નદી ઉપર દેવદારના લાકડાના ૧૩ પુલ બનાવેલા છે. શ્રીનગરથી પશ્ચિમોત્તર તરફ મોટામાં મોટું તળાવ છે તે લગભગ ૩૦ માઇલ ઘેરાવામાં છે. જેમાં સુંદર માછલીઓ છે. જેલમ નદી તેમાં મળીને પાછી વ્હે છે. આ પ્રદેશમાં લોઢું બહુ નીકળે છે. જંબુના પહાડોમાંથી સુરમો નીકળે છે. કાશ્મીરની ઝાડીમાંથી ગરમ ઝરણો ઘણાં વ્હે છે. અહિં કેટલાંક જંગલોમાં કસ્તુરી મૃગ, ચીત્તા, મોટાં હરણ અને ઘેટાં વધારે છે.

અહિં સર્વ સ્થળે ઉનનાં કપડાં બને છે. શાલને માટે કાશ્મીર પ્રસિદ્ધ છે. અહિં બકરાંના ઉનનો સારો વેપાર ચાલે છે. પામપુરમાં કેસર થાય છે. દેશમાં રેશમ. કાગળ, સોનું અને ચાંદીની વસ્તુઓ બને છે અહીં હજારો હોડીઓ જેલમ નદીમાં જા આવ કરે છે. ચોથા પુલની તળે મહારાજગંજ છે. સાતમા પુલ નીચે દુધ ગંગા નદી વહે છે તે જેલમને મળે છે. અહીં રામજી પંડિતનું ટીનનાં પતરાં જડેલું બંધાવેલું સુંદર મંદિર છે. કટીકલ નહેર ઉપર લાલ ઇમારત છે તે ઠગી બાબાની યાદગીરીનું સ્થળ મનાય છે. તેમાં આરસની કબરો છે. મહારાજગંજ બજારમાં મુસાફરોને સગવડ મળે છે. તેમાં સર્વ ચીજો મળી શકે છે. ત્રીજા પુલ નીચે હમદની જોવા લાયક મસીદ છે. તેની મધ્યે મીનારા ઉપર સોનાનું ઇંડું છે. અહીં મહંમદ પેગંબરના વાળ એક પેટીમાં છે. આ મસીદ

સામે હમામખાનાં છે. ત્રીજાને ચોથા પુલ વચ્ચે શેઠીઆઓનાં સુંદર મકાનો છે. ત્રીજાને બીજા પુલ વચ્ચે મોટું હિંદુનું દેવાલય છે. અહીં વસંતબાગ છે તે ઉત્તમ છે. ત્યાં સુંદર ઘાટ ઉત્તમ બંધાવેલો છે. મહારાજાનો મહેલ શરગરટી ઉત્તમ છે તેના ઉપર સોનાનો કળશ છે. પાસે સમરહાઉસ છે. બીજો મહેલ કટીકલની નહેર પાસે છે. ત્રીજું કાશ્મીર હાઉસ છે. તેની પેલી બાજુ કાશ્મીરની મુખ્ય કોર્ટ છે. અહીં સંતીકાલ નામની મોટી પાણીની નહેર છે. તેમાં મહારાજાની સુંદર હોડીઓ છે. મહારાજનું સમરપેવેલીયન કે બારાદરીનું મકાન ઉત્તમ છે, તેમાં દરબાર ભરાય છે. અહીં બ્રીટીશ રેસીડેન્ટ રહે છે. પાછળ સુલેમાન પર્વત છે.

કાશ્મીરમાં ઘણી ટાઢ પડે છે. જેથી શીયાળામાં તો દરેક જણને પાસે સગડી રાખવી પડે છે. અહીં મેવાની ઉપજ સારી છે. અહીં વરસમાં છ મહીના તો ઘણો બરફ પડે છે. લોકો શાલ, કામળીઓ અને ગરમ ધુસા સારા વણે છે. અહીંનાં ઘેટાંના વાળ ઘણા સારા રેશમ જેવા સુંવાળા હોય છે. તે વાળનાં ઉનનાં ગરમ કપડાં બનાવે છે. અહીં ઘર ઉપર છાપરાં ઉપર માટી અને ઘાસ ઉગાડેલું હોય છે. જેથી તે ઉપર બરફનો ઢગલો થતો નથી. સ્ત્રી પુરુષનો પહેરવેશ સરખો છે સ્ત્રીઓ ટોપીના આકારની સફેદ પાઘડીઓ માથે ઘાલે છે ને પુરુષો ફેંટા બાંધે છે. આ લોકોનો ચોખા ને મગની દાળનો મુખ્ય ખોરાક છે. અહિં હિંદુઓ પણ મત્સ્યાહારી છે. યુરોપિઅનો રહે છે તે ભાગ સ્વચ્છ ને સુંદર છે. કાશ્મીરની ખીણુ આખી દુનિયાંમાં ફળદ્રુપ જમીન, ઉત્તમ દેખાવ, સુખકારક હવાથી ઘણી ઉમદા રત્ન જેવી ગણાય છે. આ ખીણને ફરતા પહાડો, બરફ ને ઝાડો છે. આ ખીણને હિંદુ મુસલમાનો પવિત્ર ગણે છે. તેને સત્યયુગનું સ્વર્ગ કહે છે. અહિં કિલ્લો ને તોપખાનું મજબૂત છે. કાશ્મીરમાં ચીનારનાં ઝાડો ઘણાં છે તેમ સફેદાનાં ઝાડો પણ છે. અહિંના લોકો લાકડાંનો ત્રાપો જેલમ નદીમાં નાંખી ત્યાંથી વહેતાં જેલમ સ્ટેશને લઇ જાય છે અને ત્યાંથી પરદેશ મોકલે છે. અહીંના બગીચાઓ ઉત્તમ ફળ ફુલથી ભરપુર છે. અહિંના રહેવાસીઓ મજબૂત બાંધાના અને મહેનતુ હોય છે. અહીં કાશ્મીરી ભાષા બોલાય છે.

મહાત્મ્ય—મહાભારતમાં કહ્યું છે કે કાશ્મીર દેશમાં તક્ષક નાગનું વન સર્વ પાપને નાશ કરનાર છે. ત્યાંની જેલમ નદીમાં સ્નાન કરવાથી વાજપેય યજ્ઞનું ફળ મળે છે. આ દેશમાં રાજા યયાતિ તથા કાશ્યપ અને અગ્નિનો સંવાદ થયો હતો. ચનાબ નદિને ચંદ્રભાગા અને ઝેલમને વિતસ્તા કહેલી છે. રાજતરંગણીમાં કહ્યું છે કે કશ્યપમેરૂ ઉપરથી કાશ્મીર નામ પડયું કહેવાય છે. પાંડવોના વખતમાં અહિં આદિગોનર્દ રાજા રાજ્ય કરતો હતો. જેને બળદેવજીએ માર્યો હતો. કાશ્મીર ભૂમિ પાર્વતીનું સ્વરૂપ

છે અને તેનો રાજા શિવનો અંશ ગણાય છે. ઘણા વર્ષ પછી અશોક કાશ્મીરનો રાજા થયો હતો જેણે શ્રીનગર વસાવ્યું. પહેલાં કાશ્મીરના રહેવાસીઓ સૂર્યની ઉપાસના કરતા, પછી તેનું મુખ્ય સ્થાન બનાવ્યું. મહમદગીજનીએ અહિં ચઢાઇ કરી હતી. તે પછી મોગલવંશમાં રાજ્ય ગયું. સને ૧૮૧૯ માં રણજીતસિંહે કાશ્મીર મુસલમાનો પાસેથી જીતી લીધું હતું. તેમની પાસેથી ૧૮૪૬ માં અંગ્રેજ સરકારે લઈ લઇ આ રાજ્ય મહારાજ ગુલાબસિંહને ૭૫ લાખ રૂપિયા લઇને આપ્યું. ગુલાબસિંહ પહેલાં રણજીતસિંહના લશ્કરમાં ઘોડેસ્વાર હતો. તેમના વંશજ મહારાજા પ્રતાપસિંહ રાજા થયા છે. રાજાને ૨૧ તોપોનું માન છે તે કછવાહ ક્ષત્રીય છે.

અહિંના લોકો સ્વરૂપવાન છે. ઘણી સ્ત્રીઓ લાજ શરમ વગરની હોય છે. અહિં મુસલ્માનોનો એક જાતનો પહેરવેશ છે. અહિં ટાઢ ઘણી પડે છે. અહીં માત્ર વૈશાખથી શ્રાવણ માસ સુધીમાંજ આવવું સારૂં છે.

## પ્રકરણ ૨૮ મું.

## રાવલપીન્ડીથી પેશાવર.

### હસનઅબ્દાલ, એબટાબાદ, અટક, નાશહેરો, પેશાવર.

### હસનઅબ્દાલ.

શ્રી નગરથી પાછા રાવલપીન્ડી આવી ત્યાંથી પેશાવર તરફ નોર્થ-વેસ્ટર્ન રેલ્વેમાં જવાય છે. રાવલપીન્ડીથી કોલરા જં. સંગજાની, સરાઇ-કાલા, બુર્હા એ સ્ટેશનો મૂકી હસનઅબ્દાલનું સ્ટેશન આવે છે. તેમાં સરાઇકાલાથી એક ટ્રેન હવેલીયન જાય છે. રાવલપીન્ડીથી હસનઅબ્દાલનું ૦—૭—૦ ભાડુ છે. ગામની પાસે એક પહાડની ટેકરી ઉપર પંજા સાહેબ ફકીરની દરગા છે. ગામથી એકાદ માઇલ ઉપર સરોવર છે તેમાં ઘણી માછલીઓ છે તેને કિનારે કેટલાંક દેવમંદિરો છે. હસનઅબ્દાલથી પણ શ્રીનગર જવાય છે. શ્રીનગરથી પાછા બારામુલાં, મીલઉરી, મીલગઢી, મીલડોમેલ, મીલગઢી, હબીબુલા, મીલમનસહરા, મીલ એબટાબાદ, મીલ હરીપુર, મીલદેદર એ સ્થાનો ઉપરથી હસનઅબ્દાલ અવાય છે. દરેક જગ્યાએ ડાક બંગલા બંધાવેલા છે.

એબટાબાદ—હસનઅબ્દાલથી પગ રસ્તે શ્રીનગર જતાં ૪૨ માઇલ ઉપર આ ગામ આવે છે. ત્યાં જીલ્લાની કચેરીયો, લશ્કરી છાવણી વિગેરે છે. અહિં દર મહિને વરસાદ થાય છે ડીસેંબરથી માર્ચ સુધી બરફ પડે છે, તે હજારા જીલ્લાનું સદર સ્થાન છે.

અટક—હસનઅબ્દાલથી આગળ બુરહાના લોરેન્સપુર, કેમ્પબેલપુર, એ સ્ટેશનો મૂકી અટક સ્ટેશન આવે છે. કેમ્પબેલપોરથી જડ થઇ

કુન્ડીઆન તરફ એક રેલ્વે લાઈન ગઇ છે, જે મુલ્તાન જાય છે. સ્ટેશન પાસેજ સિન્ધુનદી ઉપર રેલ્વેનો પુલ છે. અટક તાલુકાનું ગામ છે. અટક પાસે સિન્ધુ નદીમાં ઠંડીના વખતમાં ૪૦ ફીટ ઉંડું પાણી હોય છે તે ઝાર ચઢતાં ૭૫ ફીટ રહે છે. રેલ્વેના પુલથી ૧॥ માઈલ ઉપર કાબુલ નદી સિંધુ નદીને મળે છે. કાબુલ નદી અને સિંન્ધુ નદીના સંગમની સામે ૮૦૦ ફીટ ઉંચી ટેકરી ઉપર અટકનો પ્રસિદ્ધ કિલ્લો છે. જેમાં યુરોપીઅન લશ્કર રહે છે. કિલ્લાથી ઉત્તરે કુશ પર્વતનાં શિખરો બરફથી ઢંકાયલાં જણાય છે. પહેલાં અટકથી આગળ હિંદુઓથી જવાતું નહોતું.

પૂર્વે સિકન્દર વિગેરે મુસલમાન રાજાઓએ અટક આગળ થઇનેજ હિંદુસ્થાન ઉપર ચઢાઇ કરી હતી. અટકનો કિલ્લો અકબરે બંધાવ્યો હતો તે હાલ અંગ્રેજ સરકારને કબજે છે.

**નોશેહરા**—અટકથી આજ લાઇનમાં આગળ જતાં ખૈરાબાદ, જહાનઇરારોડ, અખોરા ખટક સ્ટેશનો મૂકી નૌશેહરાનું સ્ટેશન આવે છે. નૌશેહરાથી મરદાન થઇ દુરગઇ તરફ એક લાઇન જાય છે. નૌશેહેરા પેશાવર જીલ્લાનું તાલુકાનું ગામ છે. તે કાબુલ નદી ઉપર છે. અહિં લશ્કરી છાવણી છે જેમાં યુરોપિઅન અને દેશી લશ્કરી છાવણી છે. જેમાં યુરોપિઅન અને દેશી લશ્કર રહે છે. છાવણીથી ૨ માઇલ ઉપર આ ગામ છે જ્યાં જુનો કિલ્લો છે.

## પેશાવર.

નૌશહેરાથી આજ લાઇનમાં આગળ જતાં પીઆઇ, પબી, ટરૂ જબ્બા એ સ્ટેશનો મુકી પેશાવર સીટીનું સ્ટેશન આવે છે તે પછી કેમ્પનું સ્ટેશન આવે છે. દિલ્હીથી પેશાવર ૬૮૬ માઇલ થાય છે. તેનું ભાડુ રૂા. ૯–૩–૬ છે. લાહોરથી અહિં સુધીનું ભાડુ રૂા. ૪–૮–૬ છે. નોશેહરાથી ૨૪ માઇલ પેશાવર છે. શહેરથી ૨ માઈલ ઉપર પેશાવર છાવણીનું સ્ટેશન છે. શહેર બારા નદીના કિનારા ઉપર છે. તેમાં ૮૫ હજાર માણસોની વસ્તી છે. જેમાં સાઠ હજાર તો મુસલમાનોની વસ્તી છે. શહેરની આજુબાજુ માટીનો કોટ છે જેમાં ૧૬ દરવાજા છે. જે રોજ રાત્રે તોપ ફોડયા પછી બંધ કરવામાં આવે છે. મકાનો ઈંટો તથા માટીનાં બનાવેલાં છે. કાબુલ દરવાજા પાસે મુખ્ય સડક છે જેની આજુબાજુ દુકાનો છે. શહેરની વચ્ચે પાકુ નાળુ છે. શહેરમાં બારા નદીમાંથી નળ વડે પાણી પુરૂ પડાય છે. અહીં પંચતીર્થ નામનું સુંદર સરોવર છે જેને કિનારે કેટલાંક મંદિરો છે. શહેર બહાર એક ટેકરી ઉપર બાલાહિસાર નામનો કિલ્લો છે જેનો કોટ ૯૨ ફીટ ઉંચો ઈંટોનો બંધાવેલો છે. શહેરમાં કચેરીઓ, ઘડીઆળનું ટાવર, સ્કુલ, દવાખાનું, વિગેરે જોવા લાયક છે. શહેરની ચારે બાજુ કબરો છે શહેર ને છાવણી વચ્ચે બજાર છે.

શહેરથી ૩ માઇલ ઉપર ગોરખનાથનું તલાવ છે ત્યાં ફાગણ વદ ૧૪ ના રોજ મેળો ભરાય છે. ત્યાં થોડે દૂર ગોરખનાથની મઢી છે જ્યાં હાલ કચેરી છે. મોટી છાવણી શહેરથી ૨ માઇલ ઉપર છે. જ્યાં પબ્લીક બાગ, સૈનીક ગૃહ, ચર્ચ, જીલ્લાની ઓફીસો છે. પેશાવર વેપારનું પ્રસિદ્ધ શહેર છે. અહીંથી અફઘાનીસ્થાન સાથે વેપાર ચાલે છે. અહીં કોહાટથી ઘઉં, મીઠું, ચોખા, ઘી, વિગેરે આવે છે જે બોખારા ને કાબુલ જાય છે. બોખારાથી સોનાના સિક્કા, રૂપેરી ને સોનેરી તાર, લેસ, ચામડાં અને કાબુલથી ઘોડા, ખચ્ચર, મેવા, ઘેટાનાં ચામડાં, ઉન, વિગેરે અહીં આવે છે. અહીંથી કાબુલ ચ્હા જાય છે. બજાર ઉત્તમ છે. અહીંની ઘણી વસ્તુઓ હિંદુસ્તાનમાં જોવામાં નથી આવતી. અહીં અફઘાનીસ્થાનની આસપાસના લોકો જણાય છે. અહિં પુરુષો પાયજામા, કુર્તું ને ફેંટા પહેરે છે. સ્ત્રીઓ પણ પહોળા પાયજામા ને કુર્તું પહેરી ઉપર નાનું ઓઢણું ઓઢે છે. અને કાન આગળ વાળ ગુંથી લટકાવે છે. નાકમાં વાળી ને કાને મોતીની વાળી પહેરે છે.

પેશાવરથી ૧૯૦ માઇલ અફઘાનીસ્તાનની રાજધાની કાબુલ છે. ૧૦ાા માઇલ ઉપર ખૈબરની પાસે જમરૂદનો કિલ્લો છે. જે અફઘાનીસ્થાનને કબજે છે. ઉંચી પહાડીયોની વચ્ચે ખૈબર ઘાટી છે જે મંગળ અને શુક્રવારે ખુલે છે. જે વખતે ઉંટ, ખચ્ચર અને બળદ માલ ભરીને આવે જાય છે. અહીં ઘણું જંગલ અને પહાડી પ્રદેશ છે. અટકની ઉપર સિંધુ અને કાબુલ નદીમાંથી સોનું મળે છે તેમાંથી ચૈત્ર, વૈશાખ ને આસોમાં ઘણા માણસો રેતી ધોઇ સોનું કહાડવાનું કામ કરે છે. અહિંની પહાડીમાંથી લોઢું, અને પથ્થર મળે છે. પહાડીયોમાં સુઅર તથા જંગલી બકરીઓ વિગેરે જાનવરો રહે છે. પહેલાં ગાંધાર દેશની રાજધાની પેશાવરમાં હતી. અહીંથી ૨૫ માઇલ ઉપર સ્વાત નદી ઉપર હસ્તનગર પાસે પુષ્કરાવતી કરીને શહેર હતું ત્યાં પહેલાં ગાંધાર રાજાની રાજધાની હતી. ત્યાં હાલ ખંડેરોની નિશાનીઓ માત્ર છે. ધૃતરાષ્ટની સ્ત્રી ગાંધારી ગાંધાર રાજા સુબળની પુત્રી હતી.

પેશાવર પહેલાં લાહોરના રાજા જયપાળના કબજામાં હતું પછી મુસલમાનોના કબજામાં ગયું, પછી મહારાજા રણજીતસિંહના કબજામાં આવ્યું અને તેમની પાસેથી હાલ અંગ્રેજ સરકારના કબજામાં છે. સને ૧૮૫૭ ના બળવામાં અહિંનું દેશી લશ્કર ફરી ગયું હતું.

કોહાટ—પેશાવરથી ફોર્ટ મેકસન થઈ કોહાટ ઘાટી થઇ ૩૭ાા માઇલ દક્ષિણે ટોઇ નદીના કિનારે કોહાટ જીલ્લાનું સ્થળ છે. જ્યાં પગ રસ્તે કે ટટ્ટુ ઉપર જવાય છે. ત્યાં સાધારણ વેપાર ચાલે છે. અહીં પણ લશ્કરી છાવણી છે. તથા અંગ્રેજ સરકારે બંધાવેલો કિલ્લો છે.

## પ્રકરણ ૨૯ મું.

# અમૃતસરથી જલંધર.

---

### અમૃતસર, તરણતારણ, ગુરુદાસપુર, પઠાણકોટ, ડેલહોસી, ચંબા,

### અમૃતસર.

પેશાવરથી રાવલપીન્ડી, લાલામુસા થઇ પાછા લાહોર આવવું. લાહોરથી નોર્થ વેસ્ટર્ન રેલ્વેમાં અમૃતસર જવાય છે. અમૃતસર રેલ્વેનું જંકશન છે. એક ટ્રેન દિલ્હીથી ગાઝીઆબાદ, મીરત, શહરાનપુર, અંબાલા, રાજપુરા, લુધીઆના અને જલંધર થઇ અમૃતસર આવી ત્યાંથી લાહોર થઇ પેશાવર જાય છે. આપણે આજ ટ્રેનમાં પાછા અંબાલા તરફ જવાનું છે.

અમૃતસર જંકશનથી એક રેલ્વે ગુરુદાસપુર થઇ પઠાનકોટ જાય છે. અને બીજી લાઇન અમૃતસરથી પેટી, કાસુર, પાકપટન, લોધ્રાણા થઇ સામસટા ઉપર થઈ સિંધમાં જાય છે. લાહોરથી અમૃતસરનું ભાડુ ૦—૮—૦ છે. લાહોરથી અમૃતસર ૩૨ માઇલ છે. અમૃતસર રાવી અને વ્યાસ નદીની વચ્ચે છે. અમૃતસર શિખોની રાજધાનીનું અને હાલ જીલાનું મુખ્ય શહેર છે. ત્યાં એક લાખ સાડત્રીસ હજાર માણસોની વસ્તી છે જેમાં ત્રેસઠ હજાર મુસલમાનો, ૫૬ હજાર હિંદુ, અને સોળ હજાર શિખોની વસ્તી છે. સ્ટેશનથી ૦ાા માઇલ ઉપર શહેર છે. આ શહેર શિખ લોકોનું મુખ્ય તિર્થસ્થાન છે. શહેરની વચ્ચે અમૃતસર નામનું સુંદર તળાવ છે. જે ઉપરથી આ શહેરનું નામ અમૃતસર પડયું જણાય છે. તળાવની દક્ષિણે દરબારબાગ, અને અટલટાવર છે, પશ્ચિમોત્તરે શહેરાના છેડે તેજસિંહનું બંધાવેલું શિવનું મંદિર છે. શહેરની પશ્ચિમે ગોવિંદગઢ કિલ્લો છે. જે મહારાજા રણજીતસિંહે બંધાવેલો છે. જેમાં યુરોપીઅન લશ્કર તથા યુદ્ધનો સરસામાન છે. અહિં મુસાફરોને ઉતરવાની સરાય ઘણી સારી છે. તેમાં ઘણી જાતના મુસાફરો અને વેપારીઓ ઉતરે છે.

**અમૃતસર તળાવ**—આ તળાવ શહેરની મધ્યે છે. તે ૪૭૫ ફીટ લાંબુ પહોળું છે જે ચાર બાજુ સફેદ આરસ પહાણથી તથા કાળા અને ભુરા પથ્થરથી બંધાવેલું છે. ચારે બાજુ આરસપહાણનાં પગથીઆં છે. પાણી ઉંડુ છે. તળાવની ચારે બાજુ મકાનો છે. એક બાજુ ઘડીઆળનો ટાવર છે. આ તળાવને પવિત્ર માનવામાં આવે છે તેની પાસે જોડા લઇને કોઇ જઇ શકતું નથી. અપવિત્ર વસ્ત્ર તેમાં બોળાતું નથી. અમૃત એટલે

મીઠું ને સર એકલે તળાવ, એ રીતે આ તળાવનો મહિમા છે. આ તળાવ ઉપર રહેવા માટે ભાડાની જગ્યા મળી શકે છે.

ગુરૂદ્વાર અથવા સુવર્ણમંદીર—તળાવની વચ્ચે ૬૫ ફીટ લાંબા પહોળા ચોતરા ઉપર સુવર્ણમંદીર છે. તેને દરબાર સાહેબ પણ કહે છે. તળાવના પશ્ચિમ કાંઠેથી મંદિર સુધી જવા માટે ૨૦૦ ફીટ લાંબો પુલ છે. પુલની બંને બાજુ આરસના થાંભલાઓ ઉપર સોને રસેલાં ૨૦ ફાનસો છે. પુલનો રસ્તો આરસના પથ્થરનો બાંધેલો છે. મંદિર ૬૦ ફુટ લાંબા પહોળા ચોતરા ઉપર બાંધેલું છે તે ૫૫ ફીટ લાંબુ અને ૩૫ ફીટ પહોળું છે. વચ્ચે એક મોટો ઘુમટ અને ચારે ખુણે ૪ નાના ઘુમટ છે. મંદિરની ભીંતનો નીચેનો ભાગ ધોળા આરસપહાણનો બંધાવેલો છે. જેના ઉપર રંગીત પથ્થરોથી ચિત્રો ચિત્રેલાં છે. અને ઉપરના ભાગમાં તેમજ ઘુમટો ઉપર તાંબાનાં પતરાં જડીને તેને સોને રસેલાં છે. તે ઉપરથી આ મંદિર સુવર્ણમંદિર ( ગોલ્ડન ટેમ્પલ ) કહેવાય છે. હિંદુસ્થાનના કોઇ પણ મંદિરમાં આટલું સોનું વપરાયલું નથી. ભીંતો ઉપર ગુરુમુખી અક્ષરોમાં ગ્રંથનાં ઘણાં વાક્યો કોતરેલાં છે. દરવાજા ઉપર ચાંદીનું કામ છે. અંદરથી પણ મંદિર સુંદર છે. છતમાં તકતા જડેલા છે. મંદિર ચોરસ છે ને તેની ફરતો ત્રણે બાજુ આરસનો કઠેરો છે.

પૂર્વ તરફ મંદિરનો મુખ્ય પુજારી ગ્રંથ વાંચતો અથવા તો ચંમર ઢોળતો બેઠેલો હોય છે. અને વચ્ચે એક ચાદર ઉપર લોકો રૂપિયા પૈસા મૂકી પૂજા ચઢાવે છે. શિખ લોકો તેમના ગ્રંથમાં ઇશ્વરને માને છે. તેથી તે દરરોજ ગ્રંથને ચાંદીની અંદર ગાદી ઉપર મૂકી ચંમર ઢોળે છે. અને સંધ્યાકાળે ગ્રંથને ત્યાંથી લઇ પાસેના મંદિરમાં લઈ જઇ ત્યાં રાત્રે સોનેરી જરીઆનના બિસ્તરા ઉપર મૂકી આરામ કરાવે છે. ગ્રંથમાં ગુરુ અર્જુનની વાણી છે. છેલી વાણી ગુરૂ ગોવિંદસિંહની છે.

મંદિરની ઉપર એક નાનો ઉત્તમ શીશમહેલ છે. જેમાં ગુરૂ બેસતા હતા. ત્યાં મોરપીંછની સાવરણીથી વાળે છે. દરવાજાની પાસેથી પગથીયાં ઉતરી ખજાનામાં જવાય છે. જેમાં ૧ મોટી ત્રીજોરી છે જેમાં ચાંદીનાં વાસણ, સોનેરી ડાંડાવાળા સોટા, ચામર, પંખા, સોનાની તાસક જેમાં હીરા, પન્ના વિગેરે જડેલા છે તે, મોતીઓની ઝાલરોવાળો હીરાનો મુકટ વિગેરે સામાન છે. મંદિરને અહમદશાહ દુરાણીએ સને ૧૭૬૧ માં પાડી નાંખ્યું હતું તે પછી મહારાજા રણજીતસિંહે સુધરાવ્યું હતું તથા તાંબાનાં પતરાંને સોને મઢી મંદિર ઉપર જડાવ્યાં હતાં.

મંદિરની ચારે બાજુના ચોગાનમાં આરસ જડેલો છે. અને કેટલીક જગ્યાએ આરસના થાંભલાઓ છે. મંદિરમાં નાનકશાહી લોકો રાત દિવસ

ભજન ધ્યાન વિગેરે કરે છે. મંદિરમાં નાનકશાહી પુંજારી છે. જોડા પહેરી મંદિર પાસે કે અંદર જવાતું નથી. પણ ઘડીયાળના ટાવર પાસે બુટ ઉતારી, ત્યાંથી મળતા બનાતના બુટ પહેરી અંદર જવાય છે. યુરોપીઅન અને મુસલમાનો પણ મંદિરમાં જઈ શકે છે. તળાવના કિનારે પુલ પાસે અકલબંગા નામનું શિખમંદિર છે જેના ઘુમટ ઉપર સોનેરી શિખર છે. જેમાં ગુરૂગોવિંદની તલવાર એક સોટો ને બીજી વસ્તુઓ સોનેરી સિંહાસન ઉપર મૂકેલી છે. તળાવની પૂર્વે બે મોટા ટાવર છે. જેને રામગઢીઆ મીનાર કહે છે.

અટલમીનાર—તળાવની દક્ષિણે એક દરબાર બાગ છે જેમાં કવલસર નામનું સરોવર છે. જેની દક્ષિણ બાજુએ ૧૩૧ ફીટ ઉંચો અટલ નામનો કિલ્લો છે તેની બે બાજુએ બે ઉંચા કિનારા છે. જેને બાબા-અટલ કહે છે. તે શિખ ગુરૂ હરગોવિંદના પુત્ર અટલરાયની સમાધિ મંદીર ઉપર બાંધેલો છે. બાગની વચ્ચે બંગલો છે.

શિખોના દસ ગુરૂ થઇ ગયા છે. શિષ્ય ઉપરથી શિખ શબ્દ થયો હોય એમ લાગે છે. શિખ મતને સ્થાપનાર ગુરુ નાનક થઇ ગયા હતા. તેમનો ઉપદેશ કબીર સાહેબના ઉપદેશ જેવો છે. તે પછી તેમના ચેલા ગુરુ અંગદ, તે પછી ગુરુ અમરદાસ અને રામદાસ થયા છે. રામદાસે અમૃતસર તળાવ ખોદાવ્યું હતું. તથા શિખમંદિર બાંધવાનો આરંભ કર્યો હતો. તે પછી અર્જુનમલ થયા, જેમણે શિખોના આદિ ગ્રંથને રચ્યો. અને તળાવની વચ્ચે મંદિરનું કામ પુરૂ કર્યું. તે પછી ગુરુ હરગોવિંદ, પછી ગુરુ હરરાય, હરકૃષ્ણ, તેજબહાદુર, અને તે પછી ગુરૂ ગોવિંદસિંહ દસમા ગુરૂ થયા છે. ગુરૂ ગોવિંદે ફરી શિખ સંપ્રદાયને સુધારી ઘણો ફેરફાર કર્યો. તેમણે આજ્ઞા કરી કે મારા પછી હવે બીજો ગુરૂ નહિ થાય. તેમણે પોતાના જીવનનો ઘણો ભાગ યુદ્ધમાં વિતાવ્યો હતો. શિખો દેવ-પુજન કરે છે, જાતિભેદ માને છે, જનોઇ પહેરે છે, પર્વ અને શ્રાદ્ધ કરે છે.

ગુરૂદ્વારામાં દીવાળી ઉપર તેમ વૈશાખમાં મોટો ઉત્સવ થાય છે. તે વખતે ઘણા યાત્રાળુઓ અને ઘણા વેપારીઓ ભરાય છે તે વખતે બીજા દેશોમાંથી હજારો ઘોડા અહિં વેચાવા આવે છે. ગુરૂદ્વારાથી પાછા આવતાં રામબાગ દરવાજાથી બહાર આગળ જતાં કોટવાળી મળે છે, ત્યાંથી આગળ મહમદજાનની મસીદ અને ઇદગાહ છે. જેની પાસે ખાંમહમદની મસીદ છે. જમણી બાજુ એક તળાવ અને પબ્લિક બાગ છે. જેની મધ્યે ઉત્તમ મકાન છે તેમાં રણજીતસિંહ ઉતરતા હતા. શહેરમાં ૨ મોટી ધર્મશાળા, સત્યનારાયણનું મંદિર, કેસરબાગમાં વિકટોરીયાનું બાવલું તથા લશ્કરી છાવણી છે. અહિં નાનકપંથીના ૧૩ અખાડાઓ છે. તે સિવાય કેટલાંક મંદીરો, મિનારા, ટાઉનહોલ

વિગેરે છે, અહીં જૈનોનું દેરાસર અને ધર્મશાળા છે. શહેરની ઉત્તરે સીવીલ લાઇન છે, તેની પેલી બાજુએ લશ્કરી કેન્ટોન્મેન્ટ છે. શહેરની આજુબાજુ પુષ્કળ બગીચાઓ છે.

વેપાર—અમૃતસરમાં વેપાર ઘીનો સારો ચાલે છે. અહિં ટીબેટના પ્લેટુમાં રહેનારી બકરીયોના સુંવાળાવાળની કાશ્મીરી શાલો ઉત્તમ બને છે. અહીં ચાર હજાર કાશ્મીરી લોકો શાલનું કામ કરે છે. એકેકી શાલ આઠ હજાર રૂપિઆ સુધીની થાય છે. તે ખરીદવા ઘણા યુરોપીઅન વેપારીઓ પણ આવે છે તે સિવાય ગરમ અને રેશમી કપડાં, શેતરંજી, હાથી, દાંતનું નકશીનું કામ થાય છે. ખાંડ, તેલ, મીઠું, તમાકુ, કાશ્મીરી સાલ, રેશમ, શીસુ, માટી ને લોઢાનાં વાસણો, રૂહા, રંગ વિગેરે બીજા દેશમાંથી અહિં આવે છે. એક વેપારીને ત્યાં ૭૦૦ થી ૧૦૦૦ કારીગરો શાલો, શેતરંજીયો અને ગાલીચા વણનારા હોય છે. અહીં રામપુર ચાદર નામની ઝીણી ચાદરો સારી થાય છે.

તરણતારણ—અમૃતસરથી ૧૨ માઇલ ઉપર વ્યાસ અને સતલજ નદીના સંગમથી ઉત્તરે આ ગામ છે તે શિખોનું પવિત્ર સ્થાન છે. અમૃતસરથી તરણતારણ સુધી પાકી સડક છે. શિખ ગુરૂ અર્જુનમલે આ સ્થળ તથા તેમાં એક તળાવ અને શિખ મંદિર બંધાવ્યાં છે. મંદિર ઉપર સોનેરી શિખર છે. મંદિરમાં રેશમી વસ્ત્રે બાંધેલું ગ્રંથ સાહેબનું પુસ્તક છે. જેને ચમર ઢોળાય છે. આ તળાવમાં કોઢવાળો માણસ તરી પાર જાય તો કોઢ રહેતા નથી એમ કહેવાય છે. જેઠ વદ અમાસે અહિં મોટો મેળો ભરાય છે.

રામતીર્થ—અમૃતસરથી ૮ માઇલ ઉપર આ સ્થાન છે, જ્યાં ૧ કુન્ડ છે. ત્યાં કાર્તક સુદ ૧૩ નો મેળો ભરાય છે.

ગુરુદાસપુર—અમૃતસરથી એક રેલ્વે લાઇન—લાહોર અમૃતસર પઠાણકોટબ્રંચ—પઠાણકોટ ગઇ છે. અમૃતસરથી પઠાનકોટ જતાં સાતેક નાનાં સ્ટેશનો મૂકી ગુરૂદાસપુર આવે છે. તેનું ભાડુ ૦—૧૧—૩ છે. અમૃતસરથી ૪૫ માઇલ આ સ્ટેશન છે. અમૃતસર વિભાગનું તે જીલ્લાનું સદર સ્થાન છે. ત્યાં એક જુનો કિલ્લો છે. જેમાં સારસ્વત બ્રાહ્મણોનો મઠ છે. ગામમાં પાંચેક હજાર માણસની વસ્તી છે. તેમાં કચેરીઓ, જેલ, દવાખાનું, ધર્મશાળા વિગેરે છે. પહેલાં જીલ્લાનું સદર સ્થાન બટાલામાં હતું ત્યાંથી હાલ અહિં આવ્યું છે.

પઠાણકોટ—ગુરુદાસપુરથી ત્રણેક સ્ટેશન મૂકી સરાના સ્ટેશન આવે છે તે પછી પઠાનકોટ સ્ટેશન આવે છે. તેનું ભાડુ અમૃતસરથી રૂા. ૧—૦—૦ છે. અને ૬૪ માઇલ દૂર છે. ગુરૂદાસપુર જીલ્લાનું તે તાલુકાનું ગામ છે. ગામમાં ઇંટોનાં મકાન છે. અહીં કચેરીઓ, દવાખાનું, ધર્મશાળા, અને એક જુનો કિલ્લો છે. પઠાનકોટથી કાંગડા તેમજ ધર્મશાળા જવાય છે.

**ડેલહાઉસી**—પઠાનકોટથી ૫૧ માઇલ પૂર્વોત્તર દિશામાં ડેલહાઉસીમાં લશ્કરી છાવણી છે. રાવી નદીના પૂર્વે પહાડની ત્રણ ટેકરીઓ ઉપર ડેલહાઉસીનો કસ્બો છે. અહીં મકાન બે માળનાં છે. અહીં કચેરીઓ, ઇસ્પીતાલ, મિનારો, હોટલ વિગેરે છે. ચમ્બાના રાજ્ય પાસેથી આ સ્થાન અંગ્રેજ સરકારના હાથમાં આવ્યું છે. અહિં અંગ્રેજ સરકારનું લશ્કર રહે છે. આ હવા ખાવાનું સ્થાન છે.

**ચંબા**—ડેલ હાઉસથી ૧ મુકામ દૂર કાશ્મીર રાજ્યની પાસે રાવી નદીના જમણા કિનારે આ એક દેશી રાજ્યની રાજધાનીનો કસ્બો છે. પઠાણકોટથી ટટુ ઉપર કે ઝંપાનમાં બેસી ચંબા જવાય છે. આ સ્થાન ઉંચી પહાડી ઉપર છે. અહિં વનમાં ઘણી જાતનાં લાકડાં થાય છે. અહિં ખાણોમાંથી લોઢું ઘણું નીકળે છે. આખા રાજ્યમાં સ્લેટના પથ્થરની ખાણો છે. પહાડીયોમાં પહાડી ચિત્તા, હરણ, ઘેટાં, બકરાં, કસ્તુરી મૃગ, ટીબેટી બળદ વિગેરે જાનવરો છે. અહીં ઘઉં અને બીજું અનાજ પાકે છે. ઉન, મધ, અખરોટ, ઘી અહિંથી દેશાવર જાય છે. રાા લાખની સ્ટેટને ઉપજ છે. રાજા ક્ષત્રિય વંશના છે.

## પ્રકરણ ૩૦ મું.

# જલંધરથી જવાળામુખી.

### જલંધર, બ્યાસ, કપુરથલા, હોશીયાપુર,

**જલંધર**—પઠાનકોટ જઇ આવી પાછા અમૃતસર આવી ત્યાંથી નોર્થવેસ્ટર્ન લાઇનમાં જલંધર જવાય છે. અમૃતસરથી ૪૯ માઇલ જલંધર થાય છે તેનું ભાડું ૦—૧૨—૩ છે. પહેલું જલંધર સીટીનું સ્ટેશન આવે છે પછી જલંધર કેમ્પનું સ્ટેશન છે. તેનું ભાડું માત્ર ૦-૦-૯ છે. વચ્ચે મનાનવાળ, જંડીઆલા, ટાન્આ, બુટારી, બ્યાસ, ઘીલવાન, હમીરા, કરતારપુર અને સરામુસી સ્ટેશનો આવે છે.

**બ્યાસ નદી**—અમૃતસરથી જલંધર આવતાં બ્યાસ સ્ટેશન પાસે બ્યાસ નદી છે. બ્યાસ નદી ઉપર રેલ્વેનો પુલ છે બ્યાસ નદી દક્ષિણકાંડા જીલ્લામાંથી નીકળી સતલજ નદીમાં મળે છે. મહાભારતમાં કહ્યું છે કે વશિષ્ટ મુનિ પુત્ર શોકથી બ્યાસ નદી ઉપર પડી ગયા હતા પછી તરસ્યા થવાથી ઉભા થયા તેથી આ નદીનું નામ વિપાસા પડયું છે. વિપાસા નદીમાં સ્નાન કરવાથી પાપ જાય છે એવું મહાત્મ્ય છે.

## જાલંધર.

શહેરથી કેમ્પનું સ્ટેશન ૩ માઇલ ઉપર છે. જલંધર જુનું શહેર છે. જલંધર રેલ્વે જંકશન છે. ત્યાંથી એક ટ્રેન ફીરોજપુર કેમ્પ તરફથી આવી હોશીયારપુર જાય છે. બીજી એક ટ્રેન જલંધર સીટીથી મુકેરીઅન તરફ જાય છે. અને એક ટ્રેન ફગવારા તરફ જાય છે. જાલંધરમાં ૬૬ હજાર મનુષ્યની વસ્તી છે.

શહેરમાં ૨ જુનાં તલાવો છે. શહેરમાં કચેરીઓ, અનાથાશ્રમ, જનાના સ્કુલ, કરીમબક્ષની ધર્મશાળા, સ્કુલ વિગેરે છે. અહીંથી ૪ માઇલ ઉપર લશ્કરી છાવણી છે. ત્યાં ઉત્તમ પબ્લિકબાગ છે. જલંધર જીલ્લાનું સદર-સ્થાન છે. આ જીલ્લામાં ફીલોર પાસે એક મોટું સરોવર છે, અહિં જાટ લોકોની વસ્તી છે. સર્વથી વધુ વસ્તી મુસલમાનોની છે. અહીં જૈનોનું દેરાસર અને ધર્મશાળા છે.

પદ્મપુરાણમાં કહ્યું છે કેઃ—સમુદ્રના પુત્ર જાલંધરે આ શહેર વસાવી ત્યાં રાજ્ય કર્યું હતું. તેનું લગ્ન વૃન્દા નામની સતી સાથે થયું હતું. જલંધરને બ્રહ્માજીનું વર્દાન હતું કે તે દેવતાઓથી પણ જીતાય નહિ. તેણે દેવતાઓને હરાવ્યા, સમુદ્રમંથન કરી દેવોએ મેળવેલાં રત્ન જલંધરે જીતી લીધાં. જલંધરની સ્ત્રી વૃંદા સતિત્વથી ભ્રષ્ટ થાય તોજ જલંધર મરે એવું તેને વરદાન હોવાથી વિષ્ણુએ વૃંદાને છગી, જેથી યુદ્ધમાં શિવજીના હાથે જલંધર મરાયો. તેથી વૃન્દાએ વિષ્ણુને પથ્થર થવાનો શાપ આપ્યો તેથી તે શાલિગ્રામ થયા અને વિષ્ણુએ તેને છોડ થવાનો શાપ આપ્યો તેથી તે તુળશી થઈ. જે પછી વૃંદાએ વૃંદાવનમાં જઇ તપ કરી શરીરનો ત્યાગ કર્યો.

જલંધરમાં પહેલાં ચંદ્રવંશી રાજા સુશર્મા રાજ્ય કરતો હતો. મહાભારતના યુદ્ધમાં શર્માએ દુર્યોધનને સહાય કરી હતી. રજપુતો પાસેથી આ દેશનું રાજ્ય મુસલમાનો પાસે, મુસલમાનો પાસેથી શિખો પાસે અને તેમની પાસેથી અંગ્રેજ સરકારને કબજે આ વિભાગ છે.

કપુરથલા—જલંધરથી ૧૧ માઇલ પશ્ચિમોત્તરે કપુરથલા એક દેશી રાજ્યની રાજધાનીનું શહેર છે. જલંધરથી અહિં આવવાની પાકી સડક બંધાવેલી છે, શહેરમાં સત્તરેક હજાર માણસોની વસ્તી છે; જેમાં વધુ ભાગ મુસલમાનોનો છે. શહેરમાં મહારાજાનો ઉત્તમ રાજમહેલ, એક બાગ, અને બીજી ઇમારતો છે. સરકારી મકાનોમાં વીજળીના દીવા થાય છે. મહારાજાને દસ લાખની આવક છે તેમાંથી ૧ લાખ ૩૧ હજાર રૂપિઆ અંગ્રેજ સરકારને લશ્કરના ખર્ચના ભરવા પડે છે. કપુરથલા રાજ્યને તાબે અવધની પણ ઉપજ આવે છે. અહીં ઉસ, કપાસ, ઘઉં, મકાઇ, તંબાકુ થાય છે. રાજા શિખ સંપ્રદાયના છે.

**હોશીયારપુર**—જલંદર સીટીથી એક ટ્રેન હોશીયારપુર જાય છે. વચ્ચે જલંધર કેમ્પ અને બીજાં ચારેક નાનાં સ્ટેશનો મૂકી હોશીયારપુરનું સ્ટેશન આવે છે. તેનું ભાડુ ૦–૮–૬ છે અને તે ૨૫ માઇલ દૂર છે. હોશીયારપુર જલંધર વિભાગનું જીલ્લાનું સદરસ્થાન છે. અહીં ૨૨ હજાર માણસોની વસ્તી છે. ગામથી એકાદ માઇલ દૂર કચેરીઓ, દવાખાનું તથા ધર્મશાળા છે. ગામમાં મખનમલની ઉત્તમ ધર્મશાળા છે. અહીં ખાંડ, તંબાકુ, દેશી કપડાં, જોડા, પીતળ ને તાંબાનાં વાસણ તથા લોઢાનો વેપાર છે. જીલ્લામાં જંગલ, મેદાન તથા પહાડીઓ ઘણી છે. તેમાં વાઘ, હરણ, વીગેરે છે. સોહનધારાના બેટમાંથી કોઇ કોઇ વખત સોનું મળી આવે છે. અહીં જૈનોનું દેરાસર અને ધર્મશાળા છે.

---

## પ્રકરણ ૨૩ મું.

### હોશીયારપુરથી જ્વાળામુખી થઇ મંડી.

જ્વાળામુખી. રોબાલસર, કાંગડા, ધર્મશાળા, મંડી;

## જ્વાળામુખી.

હોશીયારપુરથી ૪૯ માઇલ ઉપર પૂર્વોત્તર તરફ એક પહાડીની તળેટી ઉપર જ્વાળામુખી કરીને ગામ છે જ્યાં જ્વાળામુખી દેવીનું મંદિર પ્રસિદ્ધ છે. ત્યાં જવા માટે ઘોડાગાડીઓ ભાડે મળી શકે છે.

હોશીયારપુરથી ૮૦ માઇલ ઉપર કાંગડા કસ્બા ઉપર થઇ ધર્મશાળાની છાવણી સુધી ચઢ ઉતરનો પહાડી માર્ગ સારો છે, તે રસ્તે ટાંગા તથા એક્કા જઇ શકે છે. ઠેકાણે ઠેકાણે રસ્તામાં ધર્મશાળા, અને મોદીની દુકાનો હોય છે. એ રસ્તે ૪૧ માઇલ ગયા પછી જ્વાળામુખી જવાનો બીજો ૮ માઇલનો રસ્તો આવે છે. ત્યાં જવાય છે. હોશીયારપુરથી ૬ માઇલ ઉપર, ૧૧ા માઇલ ઉપર, ૧૬ માઇલ ઉપર અને ૧૮ માઇલ ઉપર પડાવને માટે ધર્મશાળાઓ છે. માર્ગ ચઢ ઉતરનો છે.

**ચિન્તાપૂર્ણી દેવી**—આગળ જતાં ચિન્તાપુર્ણી ગામ પાસે એક ઉંડુ સરોવર છે તેમાં ૧૫૦ પગથીયાં પાણી છે. નીચે તેના ઉપર ચિન્તાપૂર્ણી દેવીનું આરસપહાણનું નાનું મંદીર છે. જેમાં લિંગસ્વરૂપે દેવીની મૂર્તિ છે. સરોવરમાં સ્નાન કરી દેવીનાં દર્શન પુંજા થાય છે. આગળ ૩૯ માઇલ ઉપર વ્યાસ નદી છે તેના ઉપર હોડીયોનો પુલ છે. અહિં ચામડાની મસક પકડી લોકો તરે છે.

**જ્વાળામુખી**—૪૧ માઇલ ગયા પછી જ્વાળામુખી જવાનો બીજો રસ્તો આવે છે. રસ્તો નિર્ભય છે. જ્વાલામુખી કસ્બામાં ૮

ધર્મશાળાઓ છે. પતિયાળાના મહારાજની સુંદર ધર્મશાળા, મ્યુનીસી પાલીટી, સ્કુલ, વિગેરે છે. ગામ પાસે ૬ ગરમ ઝરણાં વ્હે છે. અહિં ગોરને ત્યાં યાત્રાળુ ઉતરે છે.

પહાડ ઉપર ગામમાં જ્વાલાદેવીનું ઘુમટવાળું મંદીર છે. ઘુમટ ઉપર સોનેરી શિખર છે તથા સોનેરી પત્રાં મહારાજા રણજીતસિંહે જડાવ્યાં છે. જે સભામંડપની ચારેબાજુ ઘંટની હાર છે તેમાં એક જગ્યાએ હલાવવાથી બધા ઘંટ વાગે છે. મંદીરનાં કમાડાં ચાંદીનાં પતરાથી મઢેલાં છે. મંદીરની અંદર દેવીનો પ્રકાશ જમીનમાંથી અગ્નિમાંથી નીકળે છે. અંદર નાના મોટા દસ કુદરતી દીવાઓ રાતદીવસ બળ્યાં કરે છે. મંદીરની પાછલી ભીંતમાં ગોખલો છે, તેમાંથી ૪, ખૂણામાં ૧, અને જમણી દીવાલમાં ૧, અને વચ્ચે કુન્ડની દીવાલમાંથી ૪ દીવા બળ્યાં કરે છે. તેમાં જમણી દીવાલનો દીવો ઘણોજ પ્રકાશીત તથા મોટો છે. ખૂણાનો દીવો મશાલની માફક અને પાછલી દીવાલના દીવા તેથી નાના છે. ૬ ઠો દીવો મંદિરની દીવાલથી એક બે હાથ ઉપર છે. ખૂણાના દીવા દ્વારા યાત્રાળુઓ દેવીને પેંડા ખવરાવી દૂધ પાય છે. અથવા દીવાની જગ્યાએ દિવાલના એક છિદ્રમાં નાની લોટીથી દૂધ રેડે છે અને બળતા દીવાની જ્યોતમાં પેંડા બાળે છે. વધેલા પેંડાના ટુકડા પ્રસાદ તરીકે ઘેર લઇ જાય છે.

પાછલી દીવાલની વચ્ચે જે એક તાકામાં નાનો દીવો છે ત્યાં ગોર-લોકો યાત્રાળુઓ પાસે પ્રથમ પુંજા કરાવે છે. મંદિરની વચ્ચે આરસના ૪ પાતળા થાંભલાની વચ્ચે એક લાંબો ચોખુણુ ઉંડો કુંડ છે. જેમાં ઉતરવા માટે એક બાજુ પગથીયાં છે. યાત્રાળુઓ કુન્ડની ઉપર દેવીની પુંજા કરે છે. કુન્ડની દીવાલમાં ૪ દીવા બળે છે. જે દિશામાં મંદિરની દીવાલના દીવા છે તેજ દિશામાં કુન્ડની દિવાલના દીવા બળે છે. કુન્ડની દીવાલના ખૂણામાંનો દીવો મશાલની માફક મોટો છે. કુંડમાં યાત્રાળુઓ હોમ કરે છે. અને હોમની વિભુતિ ઘેર લઇ જાય છે. દીવાને લીધે મંદિરમાં રાત્રે પણ દિવસની માફક પ્રકાશ રહે છે. રાત્રે દેવીને શયનને માટે મંદિરમાં પલંગ બિછાવે છે, તેના ઉપર કિંમતી વસ્ત્રાભૂષણો મૂકે છે. અને પછી મંદિરનું બારણું બંધ કરે છે.

અંદરના દિવા ઉપરાંત મંદિરની બહાર પાછળની ભીંતમાં પણ કે-ટલાક નાના દીવા બળે છે. જે હવાથી હોલાઇ જાય છે વળી એનો મેળે પાછા સળગે છે. દેવીને બલીદાન અપાતું નથી. મંદિર પાછળ નાના મંદિ-રમાં કુવો છે તેની અંદર સામ સામે બે મોટા દીવા બળે છે. પાસે બીજા કુવામાં જળ છે તેને લોકો ગોરખનાથની 'ડિબી' કહે છે. મંદિરની આજુ-બાજુ કાલીમાતા વિગેરેનાં મંદિર છે. મંદિરની આગળ જમણી બાજુ મીઠા જલનો કુન્ડ છે, જેમાં તળાવમાંથી પાણી આવે છે. કુન્ડમાંથી પાણી

બહાર કાઢી સ્નાન થાય છે. કુન્ડનું જળ પીવાય છે. નવરાત્રીમાં અહીં મોટો મેળો ભરાય છે, તે વખતે પચાસ હજાર યાત્રાળુઓ આવે છે.

આ જગાએ પૃથ્વીમાંથી હંમેશાં અગ્નિની જ્વાળા નીકળતી હતી તે લગભગ ૭૦૦ વર્ષ ઉપર એક દક્ષિણી બ્રાહ્મણના જોવામાં આવી, તેથી તેણે અહિં મંદિર બંધાવ્યું. મહારાજા રણજીતસિંહે તેને સુધરાવ્યુ છે. અહિં જે દીવા છે તે પૃથ્વીમાંથી અગ્નીની જ્વાળા નીરંતર નીકળે છે તેના છે.

શીવપુરાણમાં કહ્યું છે કેઃ—જ્યારે સતીએ પોતાનું શરીર બાળી દીધું ત્યારે તેમાંથી એક પ્રકાશમાન જ્યોતી નીકળી તે અહિં પડી તેથી આ સ્થળનું નામ જ્વાલાભવાનિ પડયું તેની પુજા કરવાથી સર્વ કાંઇ મળે છે, દેવી ભાગવતમાં પણ જ્વાલામુખી સ્થાનનાં દર્શન કરવા યોગ્ય છે એવું કહ્યું છે.

કેટલીક વખત અહિં ધરતી કંપ થાય છે. આ જ્વાળા પૃથ્વીમાંથી નીકળે છે. આ સ્થાન પ્રત્યે સર્વ પુજ્યભાવ રાખે છે. આ પહાડ ઉપર હરડાં, બ્હેડાં, ગરમાળો વિગેરે ઘણી વનસ્પતિ થાય છે.

**રોઆલસર**—જ્વાળામુખીથી ૫૫ માઇલ ઉપર આ સ્થાન છે અહીં મોટી ઝીલ છે. અંદર એક બનાવટી વડનું ઝાડ છે જેનાં પાદડાં ઉપર દેવમૂર્તિયો રાખેલી હોય છે. યાત્રાળુઓ આવે છે ત્યારે તેને અંદરથી કિનારે ખેંચી લે છે તે જોઈ લોકોને આશ્ચર્ય થાય છે. દેવ મૂર્તિયોનું પુજન કરી અહીં મેષ સંક્રાંતિમાં સ્નાન તથા દર્શન કરવા યાત્રાળુઓ આવે છે.

**કોટકાંગરા**—જ્વાળામુખીથી ૨૫ માઇલ ઉપર આ ગામ છે. જેને પહેલાં લોક નગરકોટ કે કોટકાંગરા કહેતા. ગામ પહાડી જગાએ છે ત્યાંથી બાણગંગા દેખાય છે. અહિં ઉતર બાજુ મહામાયાદેવી વજ્રેશ્વરીનું મંદિર ઘણું પ્રાચીન છે. તેની સામે કુંડ છે. પાસે એક પહાડ ઉપર કિલ્લો છે જેમાં ગુરખાનું લશ્કર રહે છે. અહિં મીનાકારીનું કામ સારૂ થાય છે. કિલ્લા ઉપરથી હિમાલયનાં શિખરો દેખાય છે. આ કિલ્લામાં રણજીતસિંહની કુલદેવી અંબાભવાનીનું મંદિર છે. તેની સરકાર તરફથી નીમનોક ચાલે છે.

**ધર્મશાળા**—હોશીયારપુરથી ધર્મશાળા અવાય છે. તે કાંગડા ગામથી ૬ માઇલ થાય છે. અહિં લશ્કરી છાવણી તથા કાંગડા જીલ્લાની કચેરીઓ છે. આ જીલ્લો પહાડી છે. અહીંના જંગલોમાં જંગલી વૃક્ષો છે, તેમ વનમાં વાઘ, સુવર, હરણ, વગડાઉ બિલાડીઓ, વિગેરે છે. આ જીલ્લામાં બ્યાસ નદી છે તેની રેતીમાંથી ઘણીવાર સોનું મળી આવે છે. આ જીલ્લામાં સ્લેટના પત્થર નીકળે છે. કેટલીક જગાએ ઝરણો વહે છે. જેમાં બ્યાસ નદીના કિનારે વશિષ્ટ કુન્ડ, કલાતકુન્ડ અને પાર્વતીની ઘાટીમાં મણિકર્ણિકા કુન્ડ છે. મણિકર્ણિકા કુન્ડમાં કોથળીમાં ચોખા ભરીને થોડીવાર રાખવાથી ચઢીને ભાત બની જાય છે. અહિં ન્હાવા ઘણા યાત્રાળુઓ આવે છે.

અહિં કેટલીક એવી જાતિ છે કે જેમાં ૧ એને અનેક પતિ હોય છે.

મન્ડી—કાંગડા કસ્બાથી ૩૦ માઈલ ઉપર ઉંચી ટેકરી ઉપર બ્યાસ નદીના કિનારે આ એક દેશી રાજાની રાજધાનીનું ગામ છે. અહીં નદી જોસથી વ્હે છે. નદી ઉપર ઝુલા પુલ છે. રાજા ચંદ્રવંશી રજપુત છે જેને મંડિઆલળ કહે છે.

## પ્રકરણ ૩૨ મું.

# જલંધરથી અંબાલા.

### ફીલોર, લુધીઆણા, મલીયાર કોટલા, સરહિન્દ, રાજપુરા, પતિયાલા, નાભા, ફરીદકોટ, અંબાલા.

ફીલોર—જવાળામુખી વિગેરે સ્થળેથી પાછા હોશિઆરપુર થઇ જલંધર આવવું. જલંધરથી અંબાલા તરફ જતાં નોર્થ વેસ્ટર્ન રેલ્વેમાં ત્રણ સ્ટેશન મુકી ફીલોરનું સ્ટેશને આવે છે. તેનું ૦–૬–૯ ભાડુ છે. ફીલોર સતલજ નદીના કિનારે રેલ્વે પુલની પાસે તાલુકાનું ગામ છે. અહિંથી લોકો લાકડાં લઇ નદી માર્ગે દેશાવર લઇ જાય છે. નદીના કિનરો શિખોના વખતનો એક કિલ્લો છે.

### લુધીઆણા.

ફીલોરથી આગળ લધોવાલ સ્ટેશન મૂકીને લુધીઆણાનું સ્ટેશન આવે છે. લુધીઆણાથી એક ટ્રેન ફીલોર. પરતાબપુર થઇ લોહીઆનખાસ જાય છે. એક ટ્રેન ધુરી, જખાલ થઈ હીસાર જાય છે. અને એક ટ્રેન ફીરોજપુર થઇ મેકલોડગંજ જાય છે. જલંધરથી લુધીયાણાનું ભાડું ૦–૮–૯ છે. લુધીઆણામાં ૪૭ હજાર માણસોની વસ્તી છે. જેમાં ઘણો ભાગ મુસલમાનોની છે. શહેરની પશ્ચિમોત્તર તરફ કિલ્લો છે જેમાં લશ્કર રહે તેવું સ્થાન છે. પહેલાં અહીં લશ્કર રહેતું હતું. છાવણીથી પશ્ચિમે મિનારો તથા બાગ છે. અહિં ફકીર અબ્દુલ કાદીરની દરગા છે, જ્યાં વર્ષમાં એક મોટો મેળો ભરાય છે. અહીં જૈનોનું દેરાસર તથા ઉતરવાની જગા છે. અહીં કાશ્મીરી અને કાબુલી પઠાણો વધુ રહે છે અહિં શાલો સારી બને છે. તેમ શાલ, કપડાં, પાઘડી, દુપટ્ટા, વિગેરેનો વેપાર ચાલે છે. લુધીઆણા જીલ્લાનું સદર સ્થાન છે.

મલીયાર કોટલા—લુધીઆણાથી ૩૦ માઈલ ઉપર એક દેશી રાજાની રાજધાનીનું આ ગામ છે. અહોંના રાજા નવાબ કહેવાય છે.

સરહીન્દ—લુધીઆણાથી રેલ્વેમાં આગળ જતાં છ નાનાં સ્ટેશનો

મૂકી સરહીન્દનું સ્ટેશન આવે છે. મહમદગીજનીના વખતમાં મુસલમાનોની સરહદનું આ શહેર હતું તેથી તેનું નામ સરહિંદ પડયું છે. અહીં જુની મસીદો અને દરગાહો છે. પહેલાં મોટું શહેર હતું. હવે તો નાનું ગામ છે.

## રાજપુરા

સરહિન્દથી બે સ્ટેશનો મૂકી રાજપુરાનું જંકશન સ્ટેશન આવે છે. રાજપુરાથી એક ટ્રેન પતીયાલા, નાભા, ધુરી થઈ ભટીન્ડા જંકશને જાય છે. લુધીઆણાથી જખાલ જતી ટ્રેનનો આ ટ્રેન સાથે ધુરીમાં ક્રોસ થાય છે.

## પતિઆલા

રાજપુરાથી ભટીંડા જતી ટ્રેનમાં કાવલીનું એક સ્ટેશન મૂકી પતિયાલાનું સ્ટેશન આવે છે તેનું ભાડું ૦—૩—૯ છે. પતિયાલા એ પંઝાબમાં એક મોટા દેશી રાજ્યની રાજધાનીનું શહેર છે. ત્યાં અર્ધા લાખ ઉપર માણસોની વસ્તી છે.

શહેરમાં મહારાજાનો મહેલ ઉત્તમ છે, તે સિવાય કચેરીઓ, બાગ સ્કુલ અને દવાખાનું છે. લગભગ ૫૦ લાખની સ્ટેટને આવક છે, રાજ્યમાં સીસુ, તાંબુ, સ્લેટ અને આરસપહાણની ખાણો છે. રાજા સિખ્ખુજાટ કહેવાય છે તેઓ પોતાને રજપુત માને છે. રાજા શિખસંપ્રદાયના છે. મહારાજાને ૧૭ તોપોનું માન છે.

નાભા—પતિયાળાથી ધુરી તરફ જતાં ધમલાનનું સ્ટેશન મુકી નાભાનું સ્ટેશન આવે છે. પતિયાલાથી ૧૬ માઈલ નાભા થાય છે તે દેશી રાજ્યની રાજધાનીનું શહેર છે. ૬॥ લાખ રૂપીઆની સ્ટેટને આવક છે. રાજા શિખ સંપ્રદાયના જાટ જાતિના છે. શહેરમાં રાજમહેલ તથા બાગ છે. અહિંના રાજાને ૧૧ તોપોનું માન છે.

ફરીદકોટ—લુધીયાનાથી ૬૦ માઈલ ઉપર દેશી રાજ્યની રાજધાનીનું સ્થાન ફરીદકોટ છે. રાજ્યને ત્રણ લાખ રૂપિયાની આવક છે. અહિંના રાજા વરાડવંશી જાટ છે રાજાને ૧૧ તોપોનું માન છે.

## અંબાલા

અંબાલા—રાજપુરાથી સમ્ભુનુ સ્ટેશન મૂકી આગળ અંબાલા સીટીનું સ્ટેશન આવે છે. અંબાલા શહેરમાં યુરોપીઅનોની તેમજ દેશીઓની દુકાનો છે. તે સિવાય દવાખાનું; ૨ મિનારા, ધર્માદા દવાખાનુ, અને જુનો અને નવો એવા બે મહેલ છે. મકાનો સારાં છે તથા પહોળાં છે. અંમ્બાલામાં રૂ, તેલ, સુંઠ, કપડાં અને લોઢાનો વેપાર ચાલે છે. શહેર અને છાવણીની વચ્ચે સીવીલ સ્ટેશન છે, ત્યાં કચેરીઓ, ત્રીજોરી, જેલ અને સ્કુલ છે.

કેમ્પમાં લશ્કરી છાવણી છે. જેમાં સુંદર બંગલા છે. અહિં યુરોપીયન રેજી-મેંટ, અને પાયદલ રેજીમેન્ટ તથા દેશી સવારની રેજીમેંટ ને પાયદળ લશ્કરની ટુકડીઓ રહે છે.

અંબાલા અને કાલકા વચ્ચે ગાગરા નદી ઉપર રેલ્વેનો પુલ છે. અહીંના વનમાં શાલનાં વૃક્ષો છે. વનમાં વાઘ, વિગેરે પશુઓ રહે છે. અહીં સરસ્વતી નદી ઉપર મેળા ભરાય છે. અહીં રજપુત, બ્રાહ્મણ, જાટ, હજામ, ધોબી વિગેરે ઘણા મુસલમાનો થઇ ગયેલા છે. અંબા નામના રજપુતે આ શહેર વસાવ્યું હતું તેથી તેનું નામ અંબાલા પડયું છે. અંબાલા જીલ્લાનું સદર સ્થાન છે. અંબાલામાં જૈનોનું દેરાસર તથા ધર્મશાળા છે.

અંબાલા રેલ્વે જંકશન છે અહિંથી એક ટ્રેન કાલ્કા થઇ સીમલા જાય છે; તે ટ્રેન દિલ્હીથી આવતાં પાણીપત, થાનેસર, જગાદ્રી અને અંબાલા સ્ટેશને આવી એજ ગાડી અંબાલાથી કાલ્કા થઈ સીમલા જાય છે.

---

## પ્રકરણ ૩૩ મું
# દીલ્હીથી અંબાલા થઈ સીમલા.

---

### પાણીપત, કરનાલ, કુરુક્ષેત્ર, થાણેશ્વર અંબાલા થઇ સીમલા.

**પાણીપત**—દિલ્હીથી અમ્બાલા થઇ સિમલા જવાય છે. તેમ પંઝાબ તરફ પણ જવાય છે. દિલ્હીથી અંબાલા આવતાં છ સ્ટેશનો મૂકી પાણીપતનું સ્ટેશન આવે છે. પાણીપતથી એક ટ્રેન ભુધાખેરા વિગેરે સ્ટેશનોએ થઇ જીન્દ જંકશન જાય છે. જે સ્ટેશન દીલ્હીથી ભટીન્ડા જતાં વચ્ચે આવે છે. દીલ્હીથી પાણીપતનું ૦—૧૨—૬ ભાડુ છે. અંબાલાથી દિલ્હી જતાં થાનેશ્વર અથવા કુરૂક્ષેત્ર પહેલું આવે છે. પાણીપત દિલ્હીથી ૫૫ માઇલ છે. તે કરનાલ જીલ્લામાં તાલુકાનુ સ્થાન છે. ગામની આજુબાજુ જુનો કોટ છે તેને ૧૫ દરવાજા છે. અહીં કચેરીયો, ધર્મશાળા, સ્કુલ અને પોલીસ સ્ટેશન છે. અહીં દેશી કપડાં, કામળ અને તાંબાનાં વાસણ બને છે.

થાણેસર અને દિલ્હીની વચ્ચેની જમીન જુના વખતમાં લડાઇને માટેના મેદાન તરીકે વપરાતી. બાબર અને ઈબ્રાહીમલોદીને તેમજ અમદશાહ ધરાની ને મહારાષ્ટ્રોની સેના વચ્ચે અહીં લડાઇ થઈ હતી. મહાભારતમાં પાંડવ અને કૌરવો વચ્ચેની થએલી લડાઇ પણ પાણીપતના મેદાનમાં થઈ હતી.

**કરનાલ**—પાણીપતથી અંબાલા જતાં ઘારઉડા સ્ટેશન મૂકી કરનાલનું સ્ટેશન આવે છે. તે જમનાની પશ્ચિમ નહેરની પાસે જીલ્લાનું સદર

સ્થાન છે. કરનાલ જુના વખતનો કસ્બો છે. જુના કીલ્લામાં નિશાળ છે. ગામમાં કપડાં, કામળ અને બુટ બને છે. એક સુંદર મસીદ છે. ગામ બહાર દવાખાનું, સ્કુલ અને ટાઉન હૉલ છે. રાજા કર્ણે કર્નાલ વસાવ્યું હતું. અહિં નાદીરશાહે મહમદશાહને હરાવ્યો હતો. પહેલાં અહિં લશ્કરી છાવણી હતી. કાબુલના અમીર દોસ્ત મહમદને અહીં ૬ મહિના સુધી કેદ રાખી પછી કલકત્તે લઇ ગયા હતા.

# કુરૂક્ષેત્ર.

કુરૂક્ષેત્ર—થાણેશ્વર—કરનાલથી આગળ તારાઉરી અને આમીન બે સ્ટેશનો મૂકી કુરુક્ષેત્રનું સ્ટેશન આવે છે. કુરુક્ષેત્રથી એક ટ્રેન થાનેશ્વર સીટી થઇ, થંડ, કૈથલ થઈ નરવાના જાય છે. નરવાના સ્ટેશન દિલ્હીથી પંઝાબ તરફ ભટીન્ડા જતાં રસ્તામાં આવે છે, થાણેશ્વર સીટી કુરૂક્ષેત્રના સ્ટેશનથી ૧ માઇલ દૂર સરસ્વતી નદીની પાસે છે. ઇશ્વરનું સ્થાન એ ઉપરથી સ્થાનેશ્વર નામ પડયું છે. આ ગામ ઘણુંજ જુનું છે. કુરુક્ષેત્રથી થાણેશ્વરનું ૦–૧–૦ ભાડુ છે.

થાણેશ્વર ઘણું પ્રાચીન સ્થાન છે. તેમાં ૭ હજાર માણસોની વસ્તી છે. જેમાં ૪૧ સો માણસો હિન્દુ છે. મકાન બે માળનાં છે. અહિં કાશ્મીર, પતિયાળા, જીંદ, નાભા, ફરીદકોટ વિગેરે સ્ટેટના રાજાઓનાં મકાનો છે. અહિં ઘણા ગોર લોકો રહે છે તેમને ત્યાં યાત્રાળુઓ ઉતરે છે. ગામ પાસે ઘણાં સરોવરો છે. જેમાં કુરૂક્ષેત્ર, સન્નિહિત અને સ્થાણુ એ સરોવરો પ્રસિદ્ધ છે. દર અમાસે સ્નાન કરવા અહિં ઘણા યાત્રાળુઓ આવે છે. સૂર્યગ્રહણ વખતે લાખો યાત્રાળુઓ અહિં સ્નાન કરવા આવે છે. અહિં દાન કરવાનું મહાત્મ્ય વધારે છે.

અંતરગ્રહની પરિક્રમા—કરતાં ગામથી ०। માઇલ ઉપર કુરુક્ષેત્ર સરોવર આવે છે. તે સરસ્વતીના પાણીથી ભરેલું હોય છે. તેનો ઘેરાવો ૨ માઇલનો છે. પાણીમાં કમળ વિગેરે થાય છે. પશ્ચિમ, ઉત્તર અને પૂર્વ કિનારે પત્થરનાં પગથીયાં છે. ઉત્તરના કિનારેથી મધ્યમાં ૭૫ ગજ ઉંચી ટેકરી ઉપર સૂર્યઘાટ છે. ત્યાં જવા માટે ઉત્તરના કાંઠેથી પુલ બાંધેલો છે. સૂર્યઘાટ ઉપર સ્નાન, કરી ગારીશંકરનાં દર્શન કરી દાન થાય છે. આ પૂલથી ૬૦ ગજ પશ્ચિમે બીજો પુલ છે. જે ઉપર થઇ સરોવરની અંદરના ચંન્દ્રકુપ નામના પવિત્ર કુવા પાસે જવાય છે આ સરોવરથી ઉત્તરે શ્રાવણનાથ સંન્યાશીનું સુંદર મંદિર છે. જેની આગળ બે મકાન છે. તેમાં શ્રી કૃષ્ણ અને યુધિષ્ટર વિગેરે પાંડવોની મૂર્તિયો અને બીજામાં શિવલિંગ અને બીજી દેવમૂર્તિયો છે. અહિંથી આગળ નાભકમળ નામનું સરોવર અને તેની ઉપર ભગવાનનું મંદિર છે તે આવે છે. પછી રુદ્રકર

સરોવર અને તેની પાસેનું શિવનું દેવાલય, પછી સ્થાણુતીર્થ આવે છે. કસબાની ઉત્તરે સ્થાણુસર નામનું મોટું ચારે બાજુ બાંધેલું સરોવર આવે છે જેના કિનારે કેટલાંક દેવમંદિરો છે જેમાં સ્થાનેશ્વર મહાદેવનું મંદિર સારૂ છે. આગળ બ્રહ્મસરનું પાકુ બાંધેલુ સરોવર છે જ્યાં બ્રહ્માજીની સ્થાપેલી ચતુર્મૂખી શિવની મૂર્તિ છે. આગળ દેવીકુપ નામનો મોટો કુવો આવે છે ત્યાં દેવીનું મંદીર છે. આગળ પંચ પ્રાચીનું સરોવર આવે છે તે પછી કુબેર ભંડારીનું સરોવર આવે છે તેના કિનારે કુબેર વિગેરેની મૂર્તિ છે. આગળ સરસ્વતી આવે છે ત્યાં એક નાળામાં પાણી છે. પછી દુર્ગાકુન્ડ અને સન્નિહિત નામનું સરોવર આવે છે. આ સરોવર નદીની માફક લાંબુ છે. જેના ઉપર પાકા ઘાટ બાંધેલા છે. પશ્ચિમે જનાનાઘાટ છે. લક્ષ્મીનારાયણનું મંદિર અને બીજાં મંદિરો પણ છે. રસ્તામાં ફરીદકોટના મહારાજાનું સમાધિ મંદિર આવે છે. મોટી પરિક્રમા કરતાં કુરુક્ષેત્રમાં ૩૬૦ પવિત્ર સ્થાનો રસ્તામાં આવે છે. કુરુક્ષેત્રનો વિસ્તાર ૬૦ માઈલનો છે. કુરુક્ષેત્રમાં કારવ પાંડવોની બુદ્ધિ ભ્રષ્ટ થઇ હતી. અહિંજ કાર્તિક સ્વામીને દેવતાઓના સેનાપતિ નીમ્યા હતા. મહમદગીજનીએ સને ૧૦૧૧ માં થાનેશ્વરને લુંટીને દેવમંદિરો તોડી નાંખ્યાં હતાં.

**પેહવા**—કરીને જુનું પુષ્કર સમીતી નામનું પવિત્ર સ્થાન સરસ્વતી નદી પાસે અહિંથી ૧૩ માઇલ ઉપર છે. તેમાં નદીમાં પાણી આવતાં ચારે બાજુ પાણી ફરી વળે છે. અહિંનાં જુનાં મંદિરોને મુસલમાનોએ તોડી પાડેલાં છે. અહિં એક કારીગરીવાળો જુનો દરવાજો છે તેમ એક બીજો દરવાજો પણ છે તે બંને વચ્ચે શ્રી કૃષ્ણની મૂર્તિ છે સરસ્વતીમાં પાણી થોડું હોય છે. અહિં આસો અને ચૈત્રની અમાસે મેળો ભરાય છે. તેમાં વિધવા સ્ત્રીઓ પોતાના પતિને માટે અહિં વિલાપ કરે છે. અહીં લોકો શ્રાદ્ધ કરે છે.

**સરસ્વતી નદી**—અંબાલા જીલ્લાના હન રાજયની પહાડીયોમાંથી નીકળી જાધઅદરીના મેદાનમાં પ્રકટ થાય છે, વળી પાછી ભૂમીમાં ગુપ્ત થાય છે એવી રીતે આગળ પ્રકટ થઇ અંતે ગાગરા નદીમાં મળે છે. પહેલાં તે રજપુતાનાના મેદાન સુધી વ્હેતી હતી.

**કુરુક્ષેત્ર**—ગાગરા નદી, અને સરસ્વતીની વચ્ચે આર્ય ધર્મનું ગૃહ બનેલું હતું.

**મનુસ્મૃતિ**—માં કહ્યું છે કે સરસ્વતી અને દષદ્વતી એ બંને દેવ નદીયોની વચ્ચેના દેશને બ્રહ્માવર્ત કહે છે. કુરુક્ષેત્ર તિર્થની યાત્રા કરવાથી અનન્ત ફળ મળે છે એવું વ્યાસ અને શંખ સ્મૃતિમાં છે.

**મહાભારતમાં**—કહ્યું છે કે પરશુરામે પોતાની માતાનું અપમાન કરવાથી ક્ષત્રિયોનો નાશ કરીને તેના લોહીથી સમંતપંચકમાં પાંચ કુંડ

બનાવી ભર્યાં તે વડે પિતૃઓનું તર્પણુ કર્યું હતું તે પછી આ સ્થાન પવિત્ર તિર્થ થાય, એવું વરદાન માગવાથી તે સમન્તપંચક નામનું તિર્થ બન્યું. અહિં કુરુક્ષેત્રમાં કૌરવ પાંડવોનું મહાભારત યુદ્ધ થયું હતું, અહીં ઘણી લડાઇઓથી લોહી રેડાયું છે. પુષ્કર સમીતી તિર્થમાં પિતૃ અને દેવતાઓનું તર્પણુ કરવાથી, રામસરમાં સ્નાન કરવાથી મનની કામના સિદ્ધ થાય છે. ચંદ્ર ગ્રહણુમાં સ્નાન કરવાથી ૧૦૦ અશ્વમેધનું ફળ મળે છે. અહિં નિવાસ કરનારા સ્વર્ગવાસી થાય છે. આ તળાવો પરશુરામે ક્ષત્રિયોના રૂધિરથી ભર્યાં હતાં જગતમાં સાત સરસ્વતી છે તેમાં કુરુક્ષેત્રમાં ઓઘવતી છે તેમાં સ્નાન કરી દાન કરવાથી અકાલ મૃત્યુ થતું નથી. મહાત્મા કુરુએ અહિં ઘણો વખત નિવાસ કર્યો હતો. અને પૃથ્વીને ખેડી હતી તેથી તેનું નામ કુરુક્ષેત્ર પડયું છે. અહિંનાં તિર્થો સ્વયંપ્રકાશ છે. લિંગ પુરાણુમાં કહ્યું છે કે દધીચીથી વિષ્ણુ પરાજય પામ્યા હતા તે સ્થાનનું નામ સ્થાનેશ્વર થયું ત્યાં શરીર ત્યાગ કરવાથી શિવલોક મળે છે. મત્સ્ય પુરાણુમાં—કુરુક્ષેત્ર ત્રણે લોકમાં સર્વોપુરી તિર્થ કહ્યું છે. કુરુક્ષેત્રમાં મહેશ્વર નામના શિવ છે એવું સૌરપુરાણુમાં કહ્યું છે.

## સીમલા.

કુરૂક્ષેત્રથી ત્રણુ સ્ટેશન પછી અંબાલા આવે છે, અંબાલાથી સીમલા એક ટ્રેન જાય છે. અંબાલાથી ૮૦ માઇલ સીમલા છે. વચ્ચે ધુલકોટ લર્ઇરૂ, ધાગર, ચંદીગઢ, કાલકા, ધરમપુર, કુમારહટ્ટી, સોલોનબ્રેવરી, કન્ડાઘાટ, કાથલીઘાટ, તારાદેવી, જુટોગ સમરહીલ એ વિગેરે સ્ટેશનો મૂકી સીમલા આવે છે.

**કસૌલી** વચ્ચે ધરમપુરથી કસૌલી પગ રસ્તે જવાય છે. કસૌલીમાં હડકાયાં કુતરાં કરડેલા લોકો માટેનું દવાખાનું છે. ત્યાં લશ્કરી છાવણી છે.

સીમલા અંબાલા વિભાગનું જીલ્લાનું સદર સ્થાન છે અને ગવર્નર જનરલને ઉનાળાના દિવસમાં રાજધાનીનું અને હવાખાવાનું પહાડી સ્થાન છે. જેની સમુદ્રના જળથી ૭૦૮૪ ફીટ ઉંચાઇ છે. ત્યાં છાવણી સાથે ૧૪ હજાર માણસોની વસ્તી છે.

સીમલા નેપાળના મહારાજા પાસેથી સરકારે લીધેલું છે. ઉનાળામાં વાઇસરાય અને સરકારી અમલદારો અહિં રહે છે. સીમલાની ૫ માઇલ લાંબી પહાડીના શિખર ઉપર યુરોપિયન કોઠીઓ છે, નીચેની ઝાડીમાં ઝરણો છે તેમાં ૨ ઝરણો મોટાં છે. સડકની બાજુમાં ખીણુ છે ત્યાં કઠેરો કરી લીધેલો છે. પૂર્વ ભાગને નાના સીમલા અને પશ્ચિમનાને એલીગંજ કે મોટા સીમલા કહે છે. જુટોગમાં લશ્કરી છાવણી છે. પહાડીથી ૧ માઇલ પૂર્વે વાઇસરાયની જુની કોઠી છે, જેથી પશ્ચિમે થોડે દૂર અબજર ઓટરીની પહાડી ઉપર ગવર્નમેન્ટ હાઉસ છે. અહિં વાઇસરાય, કમાન્ડર

ઇન ચીફ જેવા મોટા અમલદારોની જ ગાડીયો ફરી શકે છે. બીજા માણુસો તો ઘોડાનું વાહન વાપરે છે.

રીમલામાં સ્કુલ, ટાઉનહોલ, કલબ, બેંક, અંગ્રેજોની દુકાનો, કચેરીઓ, ત્રિજોરીઓ વિગેરે છે. અહિંનાં હવાપાણી ઉત્તમ છે, અહિં અજાણ્યા માણુસો દુકાનદારને ત્યાં ભાડું આપી રહી શકે છે. પહાડ ઉપર હનમાનગઢીમાં હનમાનજીનાં દર્શન કરવામાં આવે છે. અહિં માણુસોથી ઠેલાતી રીકસા ગાડીઓ મળે છે. અહીં બંગલાઓ ઉંચી ટેકરીઓ ઉપર છે. મકાનો દેવદારના પાટીયાનાં બંધાવેલાં છે. અહિં ટાઢ ઘણી પડે છે, અહિં ખીણુની તળેટીમાં કંપનીબાગ છે.

## પ્રકરણ ૩૪ મું.

# અંબાલાથી લાકશર.

**જગાદ્રી, સહરાનપુર, મીરત, હસ્તીનાપુર, ગઢમુકતેશ્વર, સરધના, મુઝફ્ફરનગર, રૂડકી.**

**જગાદ્રી**—અંબાલાથી સહરાનપુર જતાં રસ્તામાં કેસરી, બરારા, મુસ્તફાબાદ, દરાઝપુર એ સ્ટેશનો મૂકી જગાદ્રીનું સ્ટેશન આવે છે. અંબાલાથી જગાદ્રીનું ભાડું ૦-૮-૦ છે. જગાદ્રી અંબાલા જીલ્લાનું તાલુકાનું ગામ છે તેની પાસે યમનાની નહેરનો રેલ્વેનો પુલ છે. અહિં વધુ વસ્તી મુસલમાનોની છે. અહિં લોઢાની વસ્તુઓ અને પીતળનાં વાસણુ બને છે. અહિંની પહાડીયોમાંથી ટંકણુ લાવી અહિંથી દેશાવર મોકલાય છે.

**નાહન**—જગાદ્રીથી પચીસેક માઇલ ઉપર પગરસ્તે જતાં દેશી રાજ્ય સીરમોરની રાજધાનીનું ગામ નાહન આવે છે. ત્યાં પત્થરનાં મકાનો છે તેમાં રાજમહેલ ઉત્તમ છે. અહિં શાલનાં વૃક્ષ ઘણાં થાય છે. સીસું અને લોઢું આ રાજ્યમાંથી નીકળે છે, અહિંના વનોમાં હાથી, વાઘ વીગેરે છે. અહિં ખાડા ખોદી તેમાં હાથીને નાંખી પકડે છે.

### સહરાનપુર.

જગાદ્રીથી સહવાનપુર જતાં પાંચેક માઇલ ઉપર જમનાં નદીનો પુલ છે. વચ્ચે કાલાનસુર સરસવા, પીલખાનો એ સ્ટેશનો મૂકી સહરાનપુર સ્ટેશન આવે છે. તે મેરઠ વિભાગનું જીલ્લાનું સ્થળ છે. તે દમૌલા નદીના કિનારે છે અહી ૬૪ હજાર માણુસોની વસ્તી છે. અહીં જુમામસીદ, મીશનચર્ચ, કચેરીયો, જેલ, દવાખાનું, નવાતીબાગ જોવા લાયક છે. આ બાગમાં એક સરોવર, દેવમંદિર અને એક કુવો છે. અહીં ઉત્તમ ફળ વેચો છે. અહિંની

શિવાલીક પહાડીયો પાસે જંગલમાં વાઘ ઘણા છે. તેમ જંગલી હાથી પણ રહે છે. શાહરાનપુર રેલ્વે જંકશન છે. અહિંથી આ ટ્રેન મોરાદાબાદ તરફ જાય છે. તેમ દિલ્હીથી પંઝાબ જનારી એક ટ્રેન દિલ્હોથી બારોબાર બાઘ પટરોડ, કાશીમપુરખેરી, શામલ, હીન્ડ, રામપુર મનીયારા થઇ અહીં સહરાનપુર આવે છે. સહરાનપુરમાં ચામડાનો સામાન સારો થાય છે.

## દિલ્હીથી સહરાનપુર.

**મીરત**—દિલ્હીથી સહરાનપુર નોર્થ વેસ્ટર્ન રેલ્વેમાં જતાં ગાઝીઆબાદ, ગુલધર, મુરાદનગર, બગમાબાદ, મુહીદીનપુર સ્ટેશનો મૂકી મીરત સીટી આવે છે. દિલ્હીથી મીરતનું ૦—૧૦—૦ ભાડુ છે. ગાજીઆબાદથી હાપુર થઇ પણ મીરત અવાય છે. મીરત સીટી પછી મીરત કૅમ્પનું સ્ટે. આવે છે તેનું સીટીથી ૦—૦—૯ ભાડુ છે. શહેર અને છાવણીમાં ૧ લાખ ૨૦ હજાર માણસોની વસ્તી છે. શહેરની ઉત્તર તરફ ૩ માઇલ ઉપર કૅમ્પમાં લશ્કરી છાવણી છે. છાવણીમાં મીશન ચર્ચ ઘણું મોટું છે, અહીં લશ્કરમાં યુરોપીયન અને દેશી ઘોડેશ્વારો અને પાયદળ લશ્કર છે. મીરત જીલ્લાનું સદરસ્થાન છે. અહીં વેપાર સારો ચાલે છે.

જેલની પાછળ સુર્યકુન્ડ નામનું તળાવ છે તેને કિનારે નાનાં મંદિરો અને ધર્મશાળાઓ છે. અહીં બિલેશ્વરનાથ મહાદેવનું મંદીર જુનું છે શહેરમાં શાહપીરની દરગા છે તે સિવાય, જુમામસીદ વીગેરે બીજી લગભગ ૬૦ મસીદો છે.

મીરત શહેર પાસે અશોકે એક સ્તંભ બનાવ્યો હતો તે હાલ દિલ્હીમાં છે. સને ૧૮૫૭ ના બળવામાં અહિંનું લશ્કર ફરી ગયું હતું. અહીં બ્રાહ્મણોમાં ગૌડ બ્રાહ્મણો વધારે છે. દરવર્ષે ચૈત્રી નવરાત્રીમાં નવચંડીનો મેળો ભરાય છે. અહિં વેપાર સારો ચાલે છે.

ગઢમુકતેશ્વર—મીરત સીટીથી ૨૬ માઇલ ઉપર ગંગાના જમણા કિનારે ઉંચી ટેકરી ઉપર ગઢમુક્તેશ્વરનો જુનો કરબો છે. તે પહેલાં હસ્તીનાપુરનો એક મહેલ્લો હતો. જુનો ગઢ અને મુક્તેશ્વર શિવ એ બે નામ ઉપરથી ગઢમુક્તેશ્વર નામ પડયું છે. મીરતથી ત્યાં જવાનીપાકી સડક છે. અહિં ગઢ મુક્તેશ્વર મહાદેવનું ઉત્તમ શિવાલય છે. પાસે ૮૦ સતી સ્તંભ છે. અહી ૪ ધર્મશાળાઓ, દવાખાનું, બંગલા વિગેરે છે, કાર્તકી પુનમે અહિં મોટો મેળો ભરાય છે જેમાં ૨ લાખ યાત્રાળુઓ ભરાય છે. અહિંથી ૪ માઇલ ઉપર ગંગાજીને બુઢી ગંગાનો સંગમ થાય છે.

**સરધના**—મીરત કેમ્પથી સહરાનપુર જતાં પહેલુંજ સ્ટેશન સરધના આવે છે અહીં દીલકસ કોઠી નામની ઇમારતમાં શમરૂની બેગમની શાખાવતો લખેલી છે. શમરૂ ફીરંગ હતો જેને કબજે સરધના હતું તેની બેગમ પહેલાં કાશ્મીરમાં વેશ્યા હતી તે શમરૂના મરી ગયા પછી તેની વારસ થઇ

હતી તે પછી રોમન કૅથેલીક થઇ ગઇ હતી. તે પછી તે એક ફ્રેંચની સાથે પરણી અને સને ૧૯૩૬ માં મરી ગઇ હતી.

## હસ્તિનાપુર.

મીરતથી ૨૨ માઇલ ઉપર બુંઢી ગંગાને કિનારે મીરત જીલ્લામાં હસ્તીનાપુર ગામ છે. મીરતથી મુઝફ્ફરનગર જતાં રસ્તામાં ખટૌલીનું રેલ્વે સ્ટેશન આવે છે ત્યાંથી હસ્તિનાપુર પગ રસ્તે જવાય છે. ત્યાં જવા ગાડીઓ ભાડે મળી શકે છે. હસ્તીનાપુર પહેલાં કારવ પાંડવોની રાજધાનીનું મુખ્ય નગર હતું. અહિં હાલ પચીસ ત્રીસ માણસોની વસ્તી છે. જેમાં એક શિવમંદીર છે. જુના શહેરની નિશાનીયો હજુ જણાય છે. અહિં જૈનોની મોટી ધર્મશાળા છે જેમાં શાંતિનાથ ભગવાનનું દેરાસર છે. અહીંથી ૧ માઇલ ઉપર રૂષભદેવ ભગવાનનાં પગલાં પણ છે.

પુરાણોમાં કહ્યું છે કે હસ્તીનાપુર ગંગાની રેલમાં તણાઇ જશે ત્યારે કાશાંબી નગરી પાંડુ વંશીયોની રાજધાની થશે. રાજા ભરતના પ્રપૌત્ર સુહોત્રના પુત્ર હસિરાજાએ હસ્તિનાપુર વસાવ્યું હતું. તેની ૧૧ મી પેઢીએ રાજા પ્રતીપના પુત્ર શાંતનું સાથે ગંગાજી પરણ્યાં હતા તેના ભીષ્મપિતામહ પુત્ર થયા હતા. શાંતનુના બીજા પુત્ર વિચિત્રવિર્યના ધૃતરાષ્ટ, પાંડુ અને વિદુર પુત્ર હતા તેમાં ધૃતરાષ્ટ્રના કૌરવો અને પાંડુના યુધિષ્ટિર, ભીમ, અર્જુન, સહદેવ, નકુળ એ પાંડવો થયા. પાંડવ કૌરવોનું મહાભારત યુદ્ધ કુરુક્ષેત્રમાં થયું તેમાં સર્વનો નાશ થયો અને પાંડવો બચ્યા. અર્જુનના પુત્ર અભિમન્યુ થયો તેનો પરિક્ષીત, તેનો જનમેજય અને તેનો શતાનીક પુત્ર થયો હતો. કુરુ, ભરત, રાજા દુષ્યંત–શકુંતલા, પુરુ, યયાતિ, નહુષ, પુરૂરવા, એ આજ વંશમાં થયા હતા. તેમના મૂળ પુરુષ કશ્યપ મુનિ હતા.

મુઝફ્ફરનગર—સરધનાથી આગળ–સાખોટીટંડા, ખટાઉલી, મનસુરપુર મૂકી મુઝફ્ફરનગરનું સ્ટેશન આવે છે. તે મીરત વિભાગનું જીલ્લાનું સ્થાન છે. અહીં કચેરીયો, દવાખાનું સ્કુલ, જેલ વિગેરે છે. આ જીલ્લામાં ચમારની વસ્તી વધારે છે. ૧૬૩૩ માં શાહજહાંના વખતે ખાંજહાંના પુત્ર મુઝફ્ફરખાંએ આ નગર વસાવ્યું હતું. અહિં ૧૮ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે.

મુઝફ્ફરનગરથી દેઓબન્ડ, તલ્હરી બુજરગ, નગાલ, ટાપરી સ્ટેશનો મુકી સહરાનપુરનું આવે છે. ઘણા દિલ્હીથી સહરાનપુરને રસ્તે થઇ પંઝાબમાં જાય છે.

## રૂડકી

સહસાનપુરથી આઉધ અને રોહીલખંડ રેલ્વેમાં મોરાદાબાદ જતા રસ્તામાં બલીયાખેરી, ચોદીઆલા, ઈખાલપુર સ્ટેશનો મૂકી રૂડકીનું સ્ટેશન આવે છે. તે સહરાનપુરથી ૨૧ માઇલ થાય છે, તેનું ભાડુ ૦–૬–૦ છે. તેમાં ૧૮ હજાર માણસોની વસ્તી છે. તેમાં સડકો, બજાર, ધર્મશાળા

નાનાં દેવમંદિરો, દવાખાનું, બાગ, વિગેરે છે. ગંગાની નહેરનું કામ તેમજ લોઢાના કારખાનાને માટે આ સ્થાન પ્રસિદ્ધ છે. ગંગાની નહેર ઉપર લોટ દળવાનું કારખાનું છે. તેની પૂર્વે લોઢુ ગાળવાનું મોટું કારખાનું છે. અહીં દરેક પ્રકારની લોઢાની વસ્તુઓ તૈયાર થાય છે. અહીં સીવીલ એંજીનીયરીંગ કૉલેજ છે. જેમાં દેશી, અને અંગરેજો ભણે છે. અહીં લશ્કરી છાવણી પણ છે ઉત્તરે સોલાની નદીના ઉપર થઈ ગંગાની નહેર વ્હે છે. પુલ નીચે નદીના ઉપર ૩ પહોળી સડકોની વચ્ચે ન્હેરની બે ધારાઓ દક્ષિણમાં પડે છે.

અહિંથી આગળ ૩ સ્ટેશન મૂકી લાકશરનું સ્ટેશન આવે છે. લાકશરથી હરદ્વાર જવાય છે.

## પ્રકરણ ૩૫ મું.

# મથુરાંથી હરદ્વાર,

ચંદૌસી, મુરાદાબાદ, રામપુર, સંભલ, ધામપુર, બિજનોર, નગીના, નજીબાબાદ, લકશર.

મથુરાંથી દિલ્હી જવું ન હોય અને બારોબાર હરદ્વાર જવું હોયતો હાથરસ. અલીગઢ, ચંદૌસી થઈ મોરાદાબાદ આવી ત્યાંથી મેઇન લાઇનમાં બેસી લાકશર જવું, ત્યાંથી હરદ્વારની ગાડીમાં બેસી હરદ્વાર જવાય છે.

**ચંદૌશી**—મથુરાંથી દિલ્લી જતાં હાથરસ અને અલીગઢનું વર્ણન તો પ્રા. ૨૪ માં પાન ૧૦૧ માં આવી ગયું છે. મથુરાંથી હાથરસ ઉતરવું, હાથરસથી અલીગઢ જતી ગાડીમાં બેસી અલીગઢ જવું, ત્યાં ઉતરવું અને ત્યાંથી ચંદૌસી જતી ગાડીમાં બેસી ચંદૌસી જવું, વચ્ચે ચારેક સ્ટેશન મૂકી ચંદૌસીનું રેલ્વે જંકશન આવે છે, ત્યાંથી એક ટ્રેન બરેલી જંકશન તરફ જાય છે. અને એક ટ્રેન મોરાદાબાદ જાય છે. ચંદૌશી મુરાદાબાદ કસ્બામાં છે અહિંથી બીજા દેશોમાં ખાંડ ઘણી જાય છે.

### મુરાદાબાદ.

ચંદૌસીથી મુરાદાબાદ—ચંદૌસી બ્રેંચ લાઇનમાં જતાં આગળ ત્રણેક સ્ટેશન મૂકી મુરાદાબાદનું સ્ટેશન આવે છે. મુરાદાબાદ રેલ્વેનું જંકશન છે. પંઝાબ તરફથી આવતી મેઈન લાઇન અંબાલા, શહરાનપુર, લાકશર, નજીબાબાદ થઈ મુરાદાબાદ આવે છે અને મુરાદાબાદથી રામપુર, નગરીઆસાદત થઇ બરેલી જંકશન ઉપર થઈ લખનૌ જાય છે. મુરાદાબાદથી બીજી ૧ ટ્રેન ગાજીઆબાદ થઇ દિલ્હી જાય છે અને એક ટ્રેન કાશીપુર

થઇ રામનગર જાય છે. રોહિલખંડ વિભાગનું મોરાદાબાદ જીલ્લાનું સદર સ્થાન છે. તે રામગંગાના જમણા કિનારે છે. ત્યાં લશ્કરી છાવણી પણ છે.

અહિં જુમામસ્જીદ, ગવર્નર આજમતુલાખાંની દરગાહ, મ્યુનીસિપીલ હાઇસ્કુલ, જેલ, વિગેરે છે. જેલની પશ્ચિમે લશ્કરી છાવણી છે. છાવણી અને શહેર વચ્ચે કલેક્ટરની ઓફીસ ને કચેરીયો છે. રામગંગાના કિનારા ઉપર જુના કિલ્લાની નિશાનીયો છે. રામગંગાને કિનારે પાકાઘાટ બાંધેલા છે. નદી ઉપર મોટો પુલ છે. અહિં ભરતનાં વાસણ અને પારાની પાકી કલઇ ચઢાવવાનું કામ ઉત્તમ થાય છે, ખાંડ, ઘી, તેલ, કાપડ, ધાતુનો વેપાર સારો ચાલે છે. શાહજહાંના પુત્ર મુરાદના નામથી આ શહેરનું નામ મુરાદાબાદ પડયું છે.

**રામપુર**—મથુરાંથી અલીગઢ ઉપર ન જતાં હાથરસ થઇ બરેલી જંકશન થઈ ત્યાંથી મેઇન લાઇનમાં મુરાદાબાદ થઇ લાકશર જવાય છે. બરેલી જંકશને ઉતરી મેઇન લાઇનમાં બેસી મુરાદાબાદ જતાં રસ્તામાં ૮ સ્ટેશનો મૂકી રામપુરનું સ્ટેશન આવે છે. રામપુર દેશી રાજ્યની રાજધાનીનું શહેર છે. શહેર સારૂં છે. અહિં માટીનાં વાસણો, તલવાર અને ઝવેરાત બને છે, શહેરની આજુબાજુ વાંસની ઝાડી છે. વચ્ચે જુમામસીદ, દીવાનેઆમ અને ધર્મશાળા છે. મચ્છીભવન એ નવાબનો ખાનગી મહેલ છે. અહિંના જંગલમાં વાઘ રહે છે અહિં પઠાણોની વસ્તી છે, મુસલમાનોની વસ્તી વધારે છે. અહીં મજહબી શિક્ષણ અપાય છે. અહિંના નવાબ પઠાણ છે. રામપુરથી આગળ મુરાદાબાદ નજીબાબાદ થઇ લાકશર જવાય છે.

**સંભલ**—મુરાદાબાદથી ૨૩ માઇલ ઉપર સંભલ કરીને તાલુકાનું એક ગામ છે. ત્યાં જવા માટે પાકી સડક છે. ગામ ઉત્તમ છે અહીં ખાંડ, કાપડ, ઘઉંનો વેપાર સારો છે. મુસલમાની રાજ્યમાં આ ગામ એક સરકારની રાજધાની ગણાતું.

મહાત્મ્ય—મહાભારત, ગરૂડપુરાણ અને કલ્કીપુરાણમાં કહ્યું છે કેઃ સંભલ એક ઉત્તમ સ્થાન છે ત્યાં વિષ્ણુયશ નામના બ્રાહ્મણને ત્યાં વિષ્ણુનો ૨૪ મા અવતાર કલ્કિભગવાનનો અવતાર થશે, અગ્નિપુરાણમાં કહ્યું છે કેઃ તે અસ્ત્ર શસ્ત્ર ધારણ કરી મ્લેચ્છોનો વિનાશ કરી બ્રાહ્મણાદિ ચારે વર્ણોની મર્યાદા સ્થાપી ધર્મનું સ્થાપન કરશે. જ્યારે કલિયુગમાં ધર્મની હાની થશે ત્યારે બ્રહ્માદિ દેવતાઓની પ્રાર્થનાથી ભગવાન સંભલગામમાં વિષ્ણુયશ બ્રાહ્મણની સુમતી નામની સ્ત્રીને પેટે વૈશાખ સુદ ૧૨ ના રોજ અવતાર લેશે. તેમને શિવની સ્તુતિથી ગરૂડના અંશરૂપ એક ઘોડો, સર્વજ્ઞ પોપટ અને તલવાર મળશે. તે સિંહલદ્વિપના બ્રહદરથ રાજાની પુત્રી પદ્માવતી સાથે લગ્ન કરશે, તેમને જય અને વિજય બે પુત્ર થશે. વિષ્ણુયશ અશ્વમેધ

યજ્ઞ કરશે તે વખતે કલ્કિભગવાન દિગ્વીજય કરશે. પછી સત્યયુગનું સ્થાપન થશે.

**ધામપુર**—મુરાદાબાદથી લાકશર જતાં ૭ સ્ટેશનો મૂકી ધામપુરનું સ્ટેશન આવે છે. તે બિજનોર જીલ્લાનું તાલુકાનું ગામ છે ત્યાં લોઢા અને પીતળની વસ્તુઓ સારી બને છે.

**બિજનોર**—ધામપુરથી આગળ ૨૪ માઇલ ઉપર રૂહેલખંડ વિભાગનું જીલ્લાનું સદર સ્થાન બિજનોર છે. ગામ ઉત્તમ છે, તેમાં ખાંડનો સારો વેપાર ચાલે છે. અહિં ૧૬ હજાર માણસોની વસ્તી છે.

**નગીના**—ધામપુરથી આગળ રેલ્વે રસ્તે પુરાઈની સ્ટેશન મૂકી નગીનાનું સ્ટેશન આવે છે. તે બિજનોર જીલ્લાના તાલુકાનું ગામ છે, અહિં કપડાં, દોરડાં, શીશાનાં વાસણ ઉત્તમ થાય છે. અહિં ખાંડનો વેપાર સારો ચાલે છે.

**નજીબાબાદ**—નગીનાથી આગળ બુન્ડકી સ્ટેશન મુકી નજીબાબાદનું સ્ટેશન આવે છે તે બિજનોર જીલ્લાનું તાલુકાનું ગામ છે. ગામ માલિની નદીના કિનારે છે. અહિં પીતળ, તાંબાનાં વાસણ અને લોઢાનું કામ સારૂ થાય છે. કામળ, અને કપડાં, સારાં વણાય છે. અહિંથી પહાડી રસ્તે હિમાલય ઉપર કોટદ્વાર, બાંગઘાટ અને પૌડી થઇ શ્રીનગર થઇ બદ્રીનાથ જવાય છે. અહિંથી એક માઈલ ઉપર પથ્થરનો કિલ્લો છે. નજીબુદૌલાએ આ શહેર વસાવ્યું તેથી નજીબાબાદ નામ પડયું છે. અહિંથી આગળ લાકશર સ્ટેશન ચારેક સ્ટેશનો મૂકી આવે છે. લાકશરથી હરદ્વાર જવાય છે.

## લાકશર.

મુરાદાબાદથી લાકશર અવાય છે તેમજ રૂડકીથી લંધાઉરા એક સ્ટેશન મૂકી લકશરનું જંકશન સ્ટેશન આવે છે. હરદ્વાર જવા માટે આ સ્ટેશને ઉતરવું. અહિંથી દેરાદુન બ્રંચ રેલ્વે જાય છે તેમાં થઇ હરદ્વાર, હૃષીકેશ, દેરાદુન જવાય છે. દિલ્હીથી પંઝાબમાં ન જવું હોય અને બારોબાર હરદ્વાર જવું હોય તો દિલ્હીથી ગાઝીઆબાદ, મીરત, મુઝફ્ફરનગર થઇ સહરાનપુર સ્ટેશને આવવું. અહિં ઉતરી અહીંથી મોરાદાબાદ જતી ટ્રેનમાં બેસી લાકશર આવવું. લકશર ઉતરી ત્યાંથી બીજી ટ્રેનમાં બેસી હરદ્વાર જવાય છે.

---

# ભાગ ૯ મો.

## હીમાલય.

## હરદ્વારથી કેદારેશ્વર થઇ બદ્રીનારાયણ.

### પ્રકરણ ૩૬ મું.

### હરદ્વાર, માયાપુર, કનખલ, જ્વાલાપુર.

જેવી રીતે દિલ્હીથી સહરાનપુર થઇ હરદ્વાર અવાય છે તેવી રીતે ઘણા યાત્રાળુઓ મથુરાંની યાત્રા કરી મથુરાંથી બારોબાર હરદ્વાર જાય છે.

મથુરાંથી હાથરસ આવી ત્યાં ઉતરી ત્યાંથી દિલ્હી જતી ટ્રેનમાં અલીગઢ આવી ત્યાંથી ચંદૌસી ઉતરવું ત્યાંથી મોરાદાબાદ જતી ટ્રેનમાં બેસી મોરાદાબાદ આવવું. ત્યાંથી મેઇન લાઇનમાં લખ્સર જઇ ત્યાંથી હરદ્વાર જવાય છે. અથવા તો મથુરાંથી હાથરસ, કાસગંજ થઈ બરેલી આવવું. બરેલી ઉતરી મેઇન લાઇનમાં બેસી મોરાદાબાદ ઉપર થઈ લકશર જવાય છે. અને લકશર ઉતરી ત્યાંથી રેલ્વેમાં હરદ્વાર જવાય છે.

લાકશરથી દેહરાદુન બ્રેંચમાં પાથરી અને જવાલાપુર સ્ટેશનો મૂકી આગળ હરદ્વારનું સ્ટેશન આવે છે. તેનું ભાડું લાકશરથી ૦–૩–૦ છે અને ૧૭ માઇલ છેટું છે. હરદ્વાર રેલ્વે સ્ટેશનથી ૦૧ માઇલ ઉપર હરદ્વાર છે. હરદ્વાર ગંગા નદીના જમણે કિનારે જુનું તિર્થનું સ્થાન છે તેને પહેલાં ગંગાદ્વાર કહેતા.

## હરીદ્વાર

જ્વાલાપુર, કનખલ અને હરદ્વાર ત્રણેની ૧ મ્યુનીસીપાલીટી છે. હરદ્વારમાં સુર્યમલની, કાશ્મીરના મહારાજાની, વિલાસપુરના રાજાની અને બીજી ઘણી ધર્મશાળાઓ છે. સુર્યમલની ધર્મશાળા ઉત્તમ સગવડવાળી છે. અહીં હરિપેડી ઘાટ ઉપર સ્નાન કરવાનું મહાત્મ્ય વધારે છે.

અહીં ઘણાં દેવમંદિરો છે. અહીંના ગોર લોકોનાં મકાનો કનખલમાં તેમજ જ્વાલાપુરમાં છે. અહીં ઘણી ગાયોને ગળે ઘંટડીઓ બાંધેલી હોય છે. ગામથી ઉત્તરની પહાડીના શિખર ઉપર એક નાનું મંદિર તથા સુર્યકુંડ નામનો કુંડ છે. તેમાં ઝરાનું પાણી એકઠું થાય છે. ત્યાં સુર્યનારાયણ મંછાદેવી અને હનમાનજી કોતરેલા છે. અહીં સુર્યે તપ કર્યું હતું. ગામમાં સર્વનાથનું મંદિર છે તેમાં શંકરની અને હનુમાનની મૂર્ત્તિ છે. કુંભના મેળા વખતે હરદ્વારમાં ઘણા સાધુ સંન્યાસીયો આવે છે તે વખતે હરપીડી ઘાટ

ઉપર ન્હાવાનો નિયમ હોય છે તેમાં પ્રથમ બાખીઓ સ્નાન કરે પછી સન્યાસીઓ સ્નાન કરે અને છેલ્લે રાજાઓ અને ગૃહસ્થો સ્નાન કરે એવો નિયમ છે. આ નિયમ તોડવાથી લડાઇ થાય છે. હરદ્વારથી કેદારનાથ અને બદ્રીનાથની યાત્રા કરવા લોકો જાય છે, શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—**गंगाद्वारे कुशावर्ते बील्व के नील पर्वते, स्नात्वा कनखले तीर्थे पुनर्जन्म न विद्यते:** હરદ્વારમાં હરિપૈડી, કુશાવર્ત, બિલ્વપર્વત, નીલપર્વત અને કનખલ એ ૫ મુખ્ય તિર્થ ગણાય છે. ત્ર્યંબકમાં પણ આ પાંચ તિર્થો છે. ત્યાં પણ ગંગાદ્વાર છે, કુશાવર્ત્ત કુન્ડ છે, નીલ અને બીલ પર્વત છે અને કનખલ તિર્થ છે.

**બ્રહ્મઘાટ કે હરિપૈડિ**—હરદ્વારના મુખ્ય ઘાટનું નામ હરિપૈડી છે. આ ઘાટને ગંગાદ્વાર પણ કહે છે. ઘાટ ઉપર ઉત્તર તરફ દીવાલની નીચે હરિ અર્થાત વિષ્ણુનાં પગલાં છે પાસે ગંગેશ્વર અને શાખેશ્વર એ શિવલિંગ છે. અહિં ગંગા ઉત્તરથી આવે છે. યાત્રાળુઓ પ્રથમ અહિં વિધિપૂર્વક સ્નાન કરે છે. અહીં ગંગાનું વ્હેણ વધારે હોવાથી કોઇ તણાઇ ન જાય માટે આડો જાળીનો પુલ બાંધેલો છે. હરિપૈડી ઘાટનાં પગથીયાંથી પૂર્વ તરફ ગંગાની વચ્ચેની ધારમાં પાણીથી થોડી ઉંચી પથ્થરની મનોહર ટેકરી છે. તે ટેકરી અને ઘાટ વચ્ચેની ગંગાને બ્રહ્મકુંડ કહે છે. ત્યાં બ્રહ્મઘાટ છે. ત્યાં માછલીઓ વધારે છે. ઘાટ ઉપર ઘણાં દેવમંદિરો તથા પથ્થરનાં મકાનો છે. હરદ્વારમાં વાંદરાં ઘણાં છે. મેળા વખતે આ ઘાટ ઉપર ઘણી ભીડ થાય છે. પહેલાં ઘાટ નાનો હતો તે સરકારે હાલમાં ૧૦૦ ફીટ પહોળો કરાવ્યો છે. ઘાટ ઉપરનાં મંદિરોમાં ગંગાની મૂર્તિયો, શીવલીંગ, હનુમાન, રામ, લક્ષ્મણ અને સીતાની મૂર્તિયો છે. અહિં ગંગાનું પાણી ઘણું નિર્મળ અને પારદર્શક છે. પાણી બરફ જેવું ઠંડુ છે. અહીં ગંગાના બાર ઘાટ છે.

**કુશાવર્ત**—હરિપૈડીથી દક્ષિણે ગંગાનો ઘાટ પથ્થરથી બંધાવેલો છે તેને કુશાવર્ત કહે છે. ઘાટ ઉપર એક પથ્થરનું લાંબુ મકાન ઇન્દોરના રાજાએ બંધાવેલું છે ત્યાં લોકો શ્રાદ્ધ કરાવે છે. હરિપૈડીથી કુશાવર્ત સુધી ગંગામાં ગૌઘાટ, સુર્યઘાટ વિગેરે કેટલાક પથ્થરના ઘાટ બાંધેલા છે. અને ગંગા ઉપર હોડીયોનો પુલ છે. અહીં સ્નાન કરી શ્રાદ્ધ કરાવાય છે.

**શ્રવણનાથનું મંદિર**—હરિપૈડીથી ૬૦૦ ગજ દૂર હરિદ્વારમાં શ્રવણનાથ સંન્યાસીનું બંધાવેલું પથ્થરનું ઉત્તમ શિવમંદિર છે. તેમાં શિવની પંચમુખી મૂર્તિ છે. મંદિરમાં સભા મંડપમાં વચ્ચે આરસનો નંદી છે. મંદીરની ચારે બાજુ કેટલાક નાનાં મંદિરો છે જેમાં શિવલીંગ, કાલભૈરવ, ગંગાજી, હનુમાનજી, શ્રી કૃષ્ણ, વિગેરે દેવોની મૂર્તિયો છે. એકમાં શ્રવણ-

નાથની આરસની મૂર્તિ છે. શ્રવણુનાથના મંદિરની પૂર્વે બિકાનેરના મહારાજાએ બંધાવેલુ ગંગાજીનું મોટું મંદિર છે.

બીલ્વતીર્થ—હરિપૈડીથી ૧ માઇલ પશ્ચિમોત્તર તરફની પહાડીની નીચે બિલ્વતિર્થ છે. ત્યાં: એક ચોતરા ઉપર લીંબડાના ઝાડ પાસે બિલ્વેશ્વર શિવલીંગ છે. પહેલાં ત્યાં બિલીનું ઝાડ હતું. તેની પાસે નાના મંદિરમાં બિલ્વેશ્વર મહાદેવ, એક ગુફામાં વિશ્વેશ્વર, દુર્ગાદેવી, અને ગણેશની મૂર્તિઓ છે. એક બીજી પહાડીની નીચે ગૌરીકુંડ નામનો કુવો છે. જેના જળનું લોકો આચમન કરે છે, અહીં એક નાની ગુફામાં શંકર પાર્વતિનું મંદિર છે.

ગંગાજી હિમાલય પર્વતમાંથી હરિદ્વારમાં બહાર નીકળે છે જેથી હરિદ્વાર પહેલાં ગંગાદ્વાર તરીકે પ્રસિદ્ધ હતું. હિંદુસ્તાનની સર્વ નદીઓ કરતાં ગંગાજી વધારે પવિત્ર ગણાય છે. તે હિમાલયના ગંગોત્રી પર્વતમાંથી નીકળી લગભગ ૧૫૦૦ માઇલ વહેતી બંગાળાના અખાતને મળે છે. ગંગાજીને રામગંગા, યમુના, ગોમતી, સરયુ, સોનગંગા, ગંડકી, કોશી અને બ્રહ્મપુત્રા નદીઓ મળે છે. હરિદ્વાર, પ્રયાગ, અને ગંગાસાગરમાં સવ સ્થાનો કરતાં ગંગાજીનું મહાત્મ્ય વધારે છે.

માયાપુર—હરિદ્વારથી ૧ માઇલ ઉપર ગંગાના જમણા કિનારે માયાપુરી કરીને એક ગામ છે. તેમાં જુનાં ૩ મંદિરો છે. તેમાં એક માયાદેવીનું, બીજું ભૈરવનું અને ૩ જું નારાયણુનું મંદિર છે. માયાદેવીનું મંદિર ૧૦ મી કે ૧૧ મી સદીમાં બનાવેલું પથ્થરનું મંદિર છે. માયાદેવી મૂર્તિને ૩ માથાં અને ૪ હાથ છે. તેની પાસે ૮ હાથવાળા શિવની મૂર્તિ છે. અને બહાર નંદી છે. માયાપુરી એ સાતપુરીમાંની એક પુરી છે. હરિદ્વારનું જુનું સ્થળ અહિં હશે એમ લાગે છે. ગંગાની ન્હેર માયાપુર અને કનખલની વચ્ચે માયાપુરની પાસે થઇ જાય છે. જે કાનપુર સુધી જઇ પાછી ગંગાને મળે છે.

નીલપર્વત—માયાપુરથી દક્ષિણે ગંગા ઉપર લાકડાનો પુલ છે જે ઉપર થઇ નીલપર્વત તરફ જવાય છે. મેળા વખતે હરપૈડિ પાસે હોડીઓનો પુલ બનાવે છે. તે ઉપર થઇ યાત્રાળુઓ નીલપર્વત ઉપર જાય છે અથવાતો વ્હાણુમાં બેસી પેલીપાર જવાય છે. પુલની પેલી બાજુ ૧॥ માઈલ સુધી ગંગાજીના બેટમાં પથ્થરો ઉપર ચાલી નીલપર્વત તરફ જવાય છે. નીલ પર્વતની સામે કનખલ છે. નીલપર્વત પાસે નીચેની ગંગાની એક ધારાને નીલધારા કહે છે. પહાડની તળેટીમાં કાલીમાતા છે. પહાડની નીચે ગૌરીકુંડની પાસે એક નવા મંદિરમાં ગૌરિશંકરનું શિવલિંગ છે. અને ઉપર એક નાના મંદિરમાં નીલેશ્વર શિવલિંગ છે.

ચંડી—નીલ પર્વત ઉપર નીલેશ્વરથી ઉપર ૧ માઇલ ચઢતાં અંજનીદેવીનું મંદિર આવે છે પછી ૧ માઇલ ઉપર ચંડી પર્વતના શિખર

ઉપર ચંડીનું મંદિર છે. આ રસ્તો ચઢાવનો છે. આ પર્વત ઉપ ચઢતાં કેળોનું વન શરૂ થાય છે. તેમાં હાથીઓ ઘણા રહે છે.

## કનખલ.

હરિપૈડીથી ૧ાા ગાઉ દક્ષિણે ગંગાના જમણા કિનારે કનખલ કરીને એક કસ્બો છે. ત્યાં જવા માટે ગાડી ભાડે મળે છે. ત્યાં ન્હાવાથી મુક્તિ ન થાય એવો કોણ ખળ છે એવો કનખલનો અર્થ કરવામાં આવે છે. અહિં પણ યાત્રાળુઓ સ્નાન કરે છે. ત્યાં ઘણે ભાગે હિંદુની જ વસ્તી છે. તેમાં ઘણો ભાગ બ્રાહ્મણોની જ વસ્તી છે. તેઓ ઘણે ભાગે જ્વાલાપુરના બ્રાહ્મણો સાથે જ લગ્ન સંબંધ રાખે છે. અહિં મકાનો ઇંટોનાં છે. અહિં પોલીસ ચોકી છે. અહિં પણ માંકડાં વધારે છે. અહિં સન્યાસીયોના ઘણા મઠો છે. સંન્યાસિયોનું મુખ્ય સ્થાન કનખલ ગણાય છે. અહિં ગંગા નદીને કાંઠે ગોળ, લંબગોળ, સફેદ અને રંગીન પથ્થરો ઘણા છે.

કનખલમાં ગંગાના કાંઠે **સતીઘાટ**ની પાસે પૂર્વે સમયમાં થયેલી સતીયોનાં અનેક સ્થાનો છે. અહિં એક મંદિરમાં ગોટેશ્વર મહાદેવ છે. પાસે એક મંદિરમાં રામ, જાનકી, રાધા, કૃષ્ણ, ગંગા વિગેરેની મૂર્તિયો છે અને બીજા મંદિરમાં શિવલિંગ છે. પાસે બીજા એક મંદિરમાં રામ જાનકીની મૂર્તિયો છે, પાસે એક મોટું શિવનું દેવાલય છે. તે સિવાય બીજાં શિવમંદિર અને વેદવ્યાસનું મંદિર છે.

**સતિકુંડ**—મહાદેવજીનાં પત્નિ પોતાના બાપ દક્ષપ્રજાપતિના અપમાનથી બળીને સતી થયાં હતાં. ત્યાં **સતીકુંડ** છે અને જ્યાં દક્ષનો યજ્ઞ ભંગ કર્યો હતો ત્યાં **દક્ષેશ્વર શીવનું** શિવાલય છે. તે ગામની દક્ષિણે છે. આ મંદિર અહિંનાં સર્વ મંદિરોમાં મુખ્ય છે. મંદિરને શિખર નથી તેમાં આગળ એક પૂર્વ તરફ બારણું છે તેમાં થઈ મંદિરમાં જઇ દર્શન કરી પશ્ચિમે આવેલા બીજાદ્વારમાંથી બહાર નીકળાય છે. મંદિરથી જમણી તરફ વીરભદ્ર અને ભદ્રકાળીની મૂર્તિયો છે. પાછળ **સતીકુન્ડ** છે જેમાં સતી બળી મર્યા હતાં. આ કુંડમાંથી લોકો વિભુતિ લઇજાય છે. મંદિર અને કુંડની વચ્ચે ૫ નંદીની જુની મૂર્તિયો છે. મંદિરની આસપાસ ચાર નાનાં મંદિરોમાં શીવલીંગ અને એકમાં પાંચ હાથથી મોટી હનુમાનની મૂર્તિ છે.

**જ્વાલાપુર**—હરિદ્વારથી ૪ માઇલ ઉપર ગંગાની નહેરના કિનારે આ ગામ છે. લાકશરથી રેલ્વેમાં આવતાં પાથરીનું ૧ સ્ટેશન મૂકીને જ્વાલાપુરનું સ્ટેશન આવે છે. અહિં પણ હરિદ્વારના ગોર લોકો રહે છે. અહીંનાં મકાન પથ્થર અને ઇંટોનાં બાંધેલાં છે.

**રાણીપુરનો પુલ**—જ્વાલાપુરથી ૨ માઇલ ઉપર રાણીપુરથી આગળ પુલ સુધી રેતીની સડક છે. અહિં ગંગાની નહેર ઉપર પુલ છે.

**મેળા**—મેષ સંક્રાતિમાં ગંગાજી ઉત્પન્ન થયાં હતાં તેથી અહીં દર વર્ષે મેષ સંક્રાતિ વખતે મોટો મેળો ભરાય છે. તે વખતે અહિં ઘણા ઘોડા વેચાય છે. તથા બીજી ઘણી વસ્તુઓ વેચાય છે. જે વખતે લગભગ એક લાખ માણુસો ભરાય છે. તે સિવાય અમાસ, પર્વ હોય ત્યારે ગંગા સ્નાન માટે અહિં નાના મેળા ભરાય છે.

જ્યારે ૧૨ વર્ષે કુંભરાશીના બૃહસ્પતિ થાય છે ત્યારે હરિદ્વારમાં કુંભનો મોટો મેળો ભરાય છે તે વખતે ઘણા સાધુ સંતો અને ગૃહસ્થો અહિં યાત્રા કરવા આવે છે. જે વખતે ત્રણેક લાખ માણુસો ભરાય છે.

હરદ્વાર અને હરિદ્વાર એ નામથી હરદ્વાર ગામ બોલાય છે. હર એટલે શિવ અને હરિ એટલે વિષ્ણુ એ અર્થને લીધે શિવ ભક્તો અને વૈશ્નવો આ તિર્થને માને છે. સાતપુરીમાં માયાપુરી તે હરદ્વાર છે. પહેલાં આ સ્થાન માયાપુરી તરીકે પ્રસિદ્ધ હતું. આ ઘણું પ્રાચિન તિર્થ છે.

અહિં ગંગાજીનું પાણી સ્વચ્છ અને નિર્મળ છે. પાણીમાં જોવાથી તળેની વસ્તુ જોઇ શકાય છે. પાણી ઘણું આરોગ્યદાયક છે. હરિદ્વારમાં પહેલાં મહાત્માઓ રહેતા. હાલ ઋષીકેશમાં રહે છે. હિમાલયની તળેટીમાં હરદ્વાર અને કનખલ એ બે ગામો છે. અહિં ગંગાજી જોસમાં વહે છે. અહિંથી બદ્રિનાથ અને કેદારેશ્વર જવાનો રસ્તો શરૂ થાય છે.

**મહાત્મ્ય—મહાભારતમાં** કહ્યું છે કે: ગંગાદ્વારમાં ગંગા કિનારે ઘૃતાચી અપ્સરાને જોઇ મહર્ષિ ભરદ્વાજનું વીર્ય સ્ખલન થયું તેનાથી દ્રોણુ ઉત્પન્ન થયા. ગંગાદ્વારમાં અર્જુનને સ્નાન કરતાં નાગપુત્રી ઉલુપી પાણીમાં ખેંચી ગઈ. તેણે અર્જુન સાથે વિહાર કર્યો તેથી એક પુત્ર જન્મ્યો હતો, ગંગાદ્વારમાં કોટીતિર્થમાં સ્નાન કરવાથી પુન્ડરી યજ્ઞનું ફળ મળે છે. કનખલમાં સ્નાન કરવાથી અને ત્યાં ત્રણ દિવસ રહેવાથી અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે. ત્યાંથી ઉત્તર દિશામાં પહાડને તોડી ગંગા નીકળે છે તેને ગંગાદ્વાર કહે છે. ત્યાં કનખલ પવિત્ર તિર્થ છે. ત્યાં ભગવાન સનત્કુમાર સિદ્ધ થયા હતા. જ્યારે દક્ષ પ્રજાપતિએ ગંગાદ્વારમાં યજ્ઞ કર્યો હતો ત્યારે અહિં સુરેણુ નામની સરસ્વતી આવી હતી. તે હાલ ત્યાં વહે છે. દક્ષ પ્રજાપતિએ પોતાના યજ્ઞમાં પોતાની પુત્રી પાર્વતિજીને તેમજ મહાદેવજીને આમંત્રણ કર્યું નહિ. છતાં સતિ પોતાના બાપ દક્ષને ત્યાં યજ્ઞમાં ગયાં ત્યાં તેને કોઇએ બોલાવી નહિ અને શિવની નિંદા કરવા લાગ્યા. તે અપમાનથી તેમણે પોતાના શરીરમાંથી અગ્નિ ઉત્પન્ન કરીને ત્યાંજ બળીને ભષ્મ થઈ ગયાં. તે જાણી શિવે જટા પહાડ ઉપર પછાડી

વિરભદ્રને ઉત્પન્ન કરી તેમને કનખલ મોકલ્યા તેમણે યજ્ઞ ભંગ કર્યો ને દક્ષનું માથું કાપી યજ્ઞમાં નાંખ્યું. આ સ્થાન ઉપર દક્ષેશ્વર નામથી મહાદેવજી લિંગરૂપે સ્થિત થયા. તેની પાસેજ સતી બળી મર્યાં હતાં તે સતિકુન્ડ છે.

બિલ્વપર્વત ઉપર બીલીના ઝાડ નીચે બિલેશ્વર મહાદેવ છે, જેમનાં દર્શન કરવાથી મનુષ્ય શીવતુલ્ય થાય છે. દક્ષેશ્વર પાસે નીલ પર્વત ઉપર નિલેશ્વર લિંગ છે, ત્યાં દર્શન કરવાથી પાપ જાય છે. તેજ સ્થાને ભીમચન્ડીકાનું સ્થાન છે. ત્યાં પાસે ઉત્તમ કુન્ડ છે જેમાં સ્નાન કરવાથી પુણ્ય થાય છે. પદ્મપુરાણમાં કહ્યું છે કે માયાપુરી પાસે હરદ્વાર છે. ગંગાજીનું ગંગાદ્વાર, પ્રયાગ અને ગંગાસાગરમાં સ્નાન કરવાનું મહાત્મ્ય વધુ છે. સત્યયુગમાં નૈમિષારણ્ય, ત્રેતામાં પુષ્કર, દ્વાપરમાં કુરુક્ષેત્ર અને કલિયુગમાં ગંગાજી સર્વ તિર્થોમાં મુખ્ય છે. ગંગાજળના સ્પર્શથી, પીવાથી અને દર્શનથી તેમજ ગંગા શબ્દનો ઉચ્ચાર કરવાથી ઉદ્ધાર થાય છે.

**વાલ્મીકી રામાયણમાં તેમજ મહાભારતમાં કહ્યું છે કેઃ**—હિમાલયને ગંગા અને ઉમા બે પુત્રી હતી ઉમા-શિવજી સાથે પરણાવ્યાં જે પાર્વતિ કહેવાયાં. અને ગંગા દેવોનું કાર્ય સિદ્ધકરવા સ્વર્ગમાં રહ્યાં. અયોધ્યાના રાજા ભગીરથે હજારો વર્ષ તપ કરી પોતાના પૂર્વજ સગર રાજાના પુત્રોની મુક્તિને માટે ગંગાજીને મૃત્યુલોકમાં આણ્યાં. તેમણે શિવને પ્રસન્ન કરવા તપ કરી તેમને પ્રસન્ન કરી ગંગાજીને પોતાના મસ્તકે ધારણ કરવાને પ્રાર્થના કરી. પછી સ્વર્ગમાંથી પડતાં ગંગાજી શિવના મસ્તક ઉપર પડયાં તેમણે પોતાની જટામાં ગંગાને ધારણ કર્યાં, તે ભગીરથે કઠોર તપ કરવાથી હિમાલયના બિન્દુસરોવર પાસેથી ગંગાજીને વ્હેતાં કર્યાં. જેમાંથી સાત ધારા નીકળી, તેમાંની આલ્હાદિની, પાવની અને નલિની ત્રણ ધારા પૂર્વ તરફ ગઇ; સુચક્ષુ, સીતા અને સિંધુ ત્રણ ધારા પશ્ચિમ દિશામાં ગઇ અને સાતમી ધારા ભગીરથના રથની પાછળ ચાલી. જે માર્ગે થઇ રાજા ગયા તે માર્ગે ગંગાની ધારા વહેતી વહેતી સમુદ્રમાં ભળી. રાજા પોતાના પિતામહ (સગરના પુત્રો) ની ભષ્મ પાસે ગંગાને લઈ ગયા અને તે જળથી ભષ્મ વહેતાં તે લોકોની મુક્તિ થઇ. ગંગાનું નામ ભાગીરથ રાજાના નામથી ભાગીરથી પણ કહેવાય છે.

## હૃષીકેશ

હરદ્વારથી કેદારનાથ અને બદ્રીનારાયણની યાત્રા ઘણે ભાગે વૈશાખ માસની શરૂઆતમાં થાય છે. હરદ્વારથી દેહેરાદુન જતાં હૃષીકેશરોડનું પહેલુંજ સ્ટેશન આવે છે ત્યાંથી હૃષીકેશ જવાય છે. હરદ્વારથી હૃષીકેશ ૧૨ ગાઉ થાય છે ત્યાંથી ગંગોત્રી, કેદારનાથ અને બદ્રિનારાયણ જવાય છે.

બદ્રિનારાયણથી કાથગોદામ સ્ટેશને થઇ પાછી રેલગાડીમાં બેસી યાત્રા આગળ શરૂ થાય છે. હરદ્વારથી પગરસ્તે હૃષીકેશ જતાં ભીમગોડા નામનું સ્થળ આવે છે ત્યાં ભીમેશ્વર મહાદેવ, ભીમકુંડ, અને ભીમગંગા છે. અહિં ભીમે તપ કર્યું હતું. ત્યાંથી આગળ સત્યનારાયણ નામનું ગામ આવે છે.

**સત્યનારાયણ**—ત્યાં સત્યનારાયણનું મંદીર છે. તેમાં સત્યનારાયણ લક્ષ્મી અને મહાવીરની મૂર્તિ છે. એક ધર્મશાળા, કુવો તથા કેટલીક મોદીની દુકાનો છે. સત્યનારાયણની પાસે સૌક નદી ઉપર લાકડાનો પુલ છે. વરસાદની રૂતુમાં તુંમડીયો પકડીને અથવા તો હાથીપર બેસીને લોકો પાર ઉતરે છે. ગાડી નહોતી ત્યારે હરિદ્વારથી યાત્રાળુઓ ચાલીને હૃષીકેશ જતા. હૃષીકેશ દેહેરાદુન જીલ્લામાં છે.

હૃષીકેશમાં ગંગાને જમણે કિનારે રામજાનકીનું મંદિર છે. મંદિરની આગળ ગંગાની પાસે કુબ્જાવર નામનો એક કુન્ડ છે. તેમાં ઝરણનું પાણી પડીને ગંગામાં જાય છે. ત્યાંથી થોડે દૂર વારાહજીનું મંદીર તથા એક બીજું નાનું મંદિર છે.

**ભરતજીનું મંદીર**—હૃષીકેશમાં મુખ્ય છે. તેમાં શંખ, ચક્ર, ગદા, પદ્મ સહિત ચતુર્ભુજ શ્યામ મૂર્તિ ઉત્તમ વસ્ત્રાલંકારો અને મુકટ ધારણ કરી ઉભેલી ભરતજીના મૂર્તિ છે. આ મંદિર પ્રાચીન છે. આ મૂર્તિને શંકરાચાર્યજીએ સ્થાપન કર્યું છે એવું કહે છે. અહિં ઘણી ધર્મશાળાઓ છે, તથા ઘણે સ્થળે સદાવ્રતો અપાય છે. અહિં ગંગાજીને કિનારે ઘણા સંન્યાસી, વૈરાગી વિગેરે સાધુઓ પણ કુટીઓ બનાવીને તેમાં રહે છે. કલકત્તાવાળાની ધર્મશાળામાં રોજ સાધુઓને દાળ, રોટી આપવામાં આવે છે. ભરતજીના મંદિરથી થોડે દૂર શત્રુઘ્નનું મંદિર છે.

હૃષીકેશમાં પોલીસચોકી તથા ટપાલ ઑફીસ છે. અહીં બાવા કાળી કામળીવાળાની સુરજમલની ધર્મશાળા ઉત્તમ છે. હૃષીકેશમાં તેમજ ઉપર પહાડ ઉપર ઠેકાણે ઠેકાણે બાવા કાળી કામળીવાળાના મુકામો છે, ત્યાં યાત્રાળુઓને વાસણો, બિછાનાં વિગેરે મળે છે. સાધુ સંતોને સદાવ્રત મળે છે. રસ્તામાં જતાં વધારાનો સામાન આ ધર્મશાળાના વ્યવસ્થાપકને સોંપી જવાથી સહિસલામત રહે છે. અહિં ઘણા સાધુ લોકો રહે છે. સ્થળ પવિત્ર અને શાંત છે. લોકો પણ ધર્મિષ્ટ છે. અહિં લગભગ ૪૦૦૦ સાધુઓ રહેતા હશે.

હૃષીકેશથી ઉપર ચઢવા માટે સામાનને માટે કંડી અને બેસવાને માટે ઝંપાનની ગોઠવણ કરવી પડે છે. કેટલાક હરદ્વારથીજ તેવી ગોઠવણ કરી લે છે. હૃષીકેશથી યાત્રાનો ચઢાવ શરૂ થાય છે. જેથી અહિંથીજ ઝંપાન કે કંડી કરવી પડે છે.

હૃષીકેશથી ઉપર બે માઇલ ઉપર રામપુર દરબારનું થાણું છે ત્યાં ઝંપાન અને કંડીવાળા તેમજ યાત્રાળુઓ વચ્ચે કરાર થાય છે, તેથી વાંધો પડે નહિ. કંડી અને ઝંપાન ઉપાડનાર ઘણે ભાગે રામપુર રાજ્યના હોય છે. તેઓ ક્ષત્રી બ્રાહ્મણ અને કણબીની જાતના હોય છે. તે ઠેઠ મેલ-ચોરી સુધી આવે છે. મેલ ચોરીથી આગળ કાથ ગોદામના સ્ટેશન સુધી બીજી ગોઠવણ કરી લેવી પડે છે. હરદ્વારથી હૃષીકેશ સુધીનો રસ્તો સારો છે ત્યાં બળદ ગાડી આવી શકે છે.

મહાત્મ્ય–સ્કંદપુરાણમાં કહ્યું છે કેઃ વિષ્ણુ ભગવાને ૧૭ મા મન્વં-તરમાં મધુર અને કૈટભ દૈત્યને મારી તેના મેદથી પૃથ્વીને બનાવી, પછી તે ગંગાદ્વાર આગળ રમ્યમુનિને આંબાના ઝાડ ઉપર બેસી દર્શન આપ્યાં. તે પછી ઋષિની ઇચ્છાથી ભગવાને ત્યાંજ નિવાસ કર્યો અને કહ્યું કે આ તિર્થનું નામ હૃષીકેશ પડશે. અને અહિં હું ભરત નામથી સ્થિત થાઉં છું. અને આ ક્ષેત્રનું નામ કુબ્જામ્રક પડશે. કુર્મપુરાણમાં કહ્યું છે કે કુબ્જામ્રક નામના વિષ્ણુના તિર્થમાં વિષ્ણુની પુંજા કરવાથી શ્વેતદ્વિપમાં નિવાસ થાય છે.

---

## પ્રકરણ ૩૭ મું.

## હૃષીકેષથી મસુરી થઈ ગંગોત્રી.

---

### દેહેરાદુન, મસુરી થઇ ગંગોત્રી.

હૃષીકેશથી દહેરાદુન અને મસુરી થઇને પણ ગંગોત્રી જવાય છે.

**દેરાદુન**––હૃષીકેશ રોડથી કશરો, દોઇવાલા અને હરવાલા સ્ટેશન મૂકી આગળ દેહરાદુનનું સ્ટેશન આવે છે. દેહેરાદુન મીરત વિભાગના જીલ્લાનું સદર સ્થાન છે. સહરાનપુરથી પગ રસ્તે પણ દેહેરાદુન આવી શકાય છે ત્યાં પાકી સડક છે. અહિં લશ્કરી છાવણી છે તથા પશ્ચિમે યુરોપિયનોની વસ્તી છે. અહિં ગુરુ રામરાયનું મંદિર છે. આ જીલ્લો પહાડી છે. અહિંના જંગલોમાં વાઘ વિગેરે રહે છે.

**મસુરી**––દહેરાદુનથી ૬ માઇલ ઉપર પર્વતની તળેટીમાં એ ગામ છે. ત્યાંથી ઝંપાનમાં કે ટટ્ટુ ઉપર બેસી મસુરી જવાય છે. ચઢાવ ૪ માઇલનો છે. અર્ધે જતાં પાણી મળે છે. મસુરી પાસે લંઘોરમાં લશ્કરી છાવણી છે. ઘણા ધનવાનો અને યુરોપિયનોએ અહિં બંગલા બંધાવ્યા છે, તેમાં તેઓ ઉનાળામાં અહિં હવા ખાવા રહે છે. અહિંનાં હવાપાણી ઉત્તમ છે.

## હૃષીકેષથી ગંગોત્રી જનારને રાખવી જોઇતી સાવચેતી.

મસુરીથી પણ ગંગોત્રી જવાય છે. પણ યાત્રાળુઓ તો હૃષીકેશથી જ ગંગોત્રી, કેદારનાથ અને બદ્રીનારાયણ જાય છે. હૃષીકેશથી કાઠગોદામ સુધી ચડઉતરનો પહાડી માર્ગ છે, સાંજવા માટે જોઇતો જ સામાન પાસે રાખવો. રસ્તામાં ઠેકાણે ઠેકાણે મુકામ આવે છે, ત્યાં ખાવાના પદાર્થો અને વાસણ મળી શકે છે વૈશાખમાં યાત્રાનો આરંભ થાય છે. છતાં આ પ્રદેશમાં ટાઢ પડતી હોવાથી ગરમ કપડાં, બનુસ, કામળ વિગેરે સાથે રાખવાં. યાત્રા કરવા ઇચ્છનારે હરદ્વારમાંથી એક વાંસની લાકડી જરૂર સાથે રાખવી કારણકે તે ટેકવીને પહાડ ઉપર ચઢી શકાય.

અહીંના પહાડી માણસો ક્ષત્રીય અને બ્રાહ્મણો વિગેરે છે. તે લોકોના સ્વભાવ સારા હોય છે. કેદારનાથ અને બદ્રિનાથ ઉંચા પહાડ ઉપર છે.

**હિમાલયનો રસ્તો** જવા આવવાનો અઘરો છે, રસ્તામાં ચાલતાં બરોબર કાળજી રાખવાની જરૂર છે. રસ્તો ચઢ ઉતરનો અને નદીને કિનારે છે. ડુંગરને કોતરીને ધારે ધારે રસ્તો કરેલો છે. રસ્તો ૪ થી ૬ ફુટ પહોળો હોય છે. એક બાજુ નીચે નદી અને એક બાજુ ઉંચો પહાડ હોય છે. કેટલીક જગાએ નદી પચાસથી ત્રણસો ફીટ રસ્તાથી નીચે હોય છે, અને રસ્તાથી નીચેના ભાગમાં ઝાડી હોય છે. હિમાલય ઉપર દેરાદુન સ્ટેશનથી, નજીબાબાદ સ્ટેશનથી, હરદ્વારથી અને કાથગોદામ થઇને પણ જવાય છે. બદ્રિનારાયણથી ભૂતાન અને ટીબેટ જવાનો રસ્તો છે.

**હિમાલયની પેદાશ**—અહિં પહાડ ઉપર ભોજપત્ર, દેવદાર, ચીલ, વિગેરે ઘણી જાતના ઝાડો ઉગે છે. ઘણી વનસ્પતિ થાય છે. મદ, ઉન, શીલાજીત અને કસ્તુરી મળે છે. પહાડ ઉપર ડાંગર, તલ, જવ, અને મગ પાકે છે. ઝરાનું પાણી જમીનને પાય છે. ઉખીમઠ અને જોશીમઠ સુધી રહી શકાય તેવી જગા છે. પહાડમાં સ્લેટનો પથ્થર ઘણો નીકળે છે. અબરખના પહાડો ઘણા છે. અહિં લાલ, પીળા, કાળા, સોનેરી રંગના રંગીત, નરમ અને કઠણ પથ્થરોની ઘણી જાત મળી શકે છે. સુરમો જથાબંધ નીકળી શકે છે. તે સિવાય તાંબુ, કલાઇ, સોનું, રૂપુ, લોઢું, પારો વિગેરે આ પર્વતમાંથી ઘણું નીકળે છે. અહિંથી સિંધાલુણ કે લાલ મીઠું ઘણું ખોદી કાઢીને વેપાર કરે છે કોલસાની ખાણો પણ ઘણી છે. ભોજપત્રનાં પાનાનાં પત્રાળાં વપરાય છે. ભોજપત્રના રેસામાંથી કાગળો બને છે. સિવાય તેજબળ, પદ્મકાષ્ટ, અગર, તગર અને સુખડનાં ઝાડ ઘણાં છે. નકુર વાંસ ઘણા થાય છે. વળી અહિં એલચી, તમાલપત્ર, સુંઠ થાય છે. અહિં કસ્તુરી મૃગ ઘણા છે. ઘણા યાત્રાળુઓના જોવામાં પણ તે આવે છે. કસ્તુરી, મદ, શિલાજીત, મળી શકે છે. શીલાજીતની પહાડ ઉપર

ઘણી દુકાનો છે. તે સિવાય ઝેરી મોરા, જટામાંસી, વજ્રદંતી, રતનજોત, વિગેરે વનસ્પતિ મળે છે.

અહિં બકરાં ઉપર માલ ભરીને લઇ જાય લાવે છે. તે પહાડી બકરાંને કાળા અને સફેદ એ રંગના વાળ હોય છે. તે ઘણા સુંવાળા રેશમ જેવા હોય છે. સફેદ રંગનાં બકરાં ઘણાં હોય છે. તેના વાળનું ઉન રેશમ જેવું હોય છે. સાપ વીંછીના મ્હોરા અહિં ઘણા મળે છે. ઘણી વનૌષધિઓ અહિં છે.

અહિં નદીયોમાં રંગીત પથ્થરો પણ હોય છે ચઢવાના રસ્તામાં એક બાજુ પહાડ અને બીજી બાજુ નીચે નદી વ્હેતી હોય છે. રસ્તો પહાડની કારાણે ૨ થી દસ બાર ફુટ પહોળો સડક જેવો હોય છે. રસ્તામાં નાનાં નાનાં ગામ આવે છે તેને ચટ્ટીઓ કહે છે. ત્યાં ઘરો પથ્થર અને લાકડાથી બાંધેલાં હોય છે. જ્યાં ૩૦—૪૦ ઘરાં હોય છે, તે મોટું ગામ ગણાય છે અને જ્યાં ૨–૪ કે દસ પંદર ઘરો હોય છે તે નાનાં ગામ ગણાય છે. ઘણે ભાગે દરેક ચટ્ટીમાં સરકારી ધર્મશાળા છે.

હવે તો આ માર્ગ સુગમ થયો છે. રોજ સેંકડો યાત્રાળુ અહિંથી હિમાલય ઉપર જાય છે. તેમાં કેટલાક ઝંપાનમાં બેસીને અને કેટલાક પગ રસ્તે પણ જાય છે. હરિદ્વારથી કે હૃષીકેશથી ઝંપાન કે કંડી કરી લેવી. છતાં ન કરી હોય તો આગળ જતાં કેટલીકવાર રસ્તામાંથી પણ મળી શકે છે.

આગળની ચટ્ટીઓમાં—મોદીને ત્યાંથી સામાન લેવામાં આવે છે તો તેને ત્યાં યાત્રાળુ ઉતરી શકે છે. વાસણ પણ મોદી આપે છે. સર્વ જગ્યાએ એકજ ભાવથી સર્વ ચીજો મળે છે. રસ્તામાં વાઘ વરૂ વિગેરે હિંસક પ્રાણિઓનો બિલકુલ ભય નથી. ઠેકાણે ઠેકાણે પોલીસ ચોકીઓ છે. યાત્રાળુઓ ઘણે ભાગે સવારે ચાર પાંચ વાગે ઉઠી ચાલવા માંડે છે તે ૧૧–૧૨ વાગે જ્યાં ચટ્ટી આવે છે ત્યાં મુકામ કરે છે. તે પછી બીજે દિવસે નીકળે છે. કેટલાક સાંજના ૪-૫ વાગે પણ ચાલે છે. હારદ્વારથી આગળ બધી યાત્રા કરીને ઠેઠેક મહિને કાઠગોદામ સ્ટેશને યાત્રાળુઓ આવી પહોંચે છે.

વૈશાખ અને જેઠ માસમાં પણ કેદારનાથ અને બદ્રીનાથના પહાડો ઉપર બરફ જામેલો હોય છે. શ્રાવણ માસ સુધી યાત્રાળુઓની ભીડ ઘણીજ રહે છે. જયાંસુધી બદ્રીનાથ અને કેદારનાથના પટ ખુલ્લા રહે છે ત્યાં સુધી યાત્રાળુઓ આવ્યાં કરે છે.

**ઝંપાન**—ઝંપાન એ ઉંચી માંચી જેવું વાહન છે, તેમાં ૧ માણસ બેસી શકે છે. તેને ડોળી કહીએ તો ચાલી શકે. તેની બે બાજુ વાંસ બાંધેલો હોય છે. તે વાંસની વચ્ચે ડોળીને બાંધેલી હોય છે. તેને બે બાજુ બબ્બે માણસો ઉંચકીને પાલખીની માફક ચાલે છે. ઝંપાન અને કંડીનું ભાડુ મીલચોરી સુધીનુંજ ઠરાવાય છે. કારણ કે તે લોકો ત્યાંથી આગળ આવતા નથી. ઝંપાનનું ભાડુ એક માણસનું ૫૦–થી ૬૦ રૂપિઆ સુધી

લે છે. જો માણસનું વજન વધારે હોય છે તો ૬૦ થી ૭૦ સુધી પણ લે છે. કંડી એ મોટી ટોપલી અથવા કંડીઓ હોય છે તેમાં સામાન મૂકી એક માણસ તેને પોતાની પીઠે બાંધી આપણી સાથે આવે છે. તેનું ભાડું ૨૫ રૂપિઆ લે છે. કંડીમાં બે મણ ભાર તે લોકો ઉપાડી શકે છે. કેટલાક આ કંડીમાં પણ બેસે છે. તેમાં હલકા વજનનાજ માણસો બેસી શકે છે, તેને ૧ માણસ ઉપાડી શકે છે. ઝંપાનમાં તો પાસેની રજાઇ, કામળી, અનુસ મૂકીને તેમાં સુખેથી બેસી શકાય છે. કેટલાક યાત્રાળુઓ તો ચાલીને પણ જાય છે. વૈશાખથી કાર્તકસુધીમાં આ યાત્રા કરનારા લાખો માણસો હોય છે. જેને ચાલતાં અડચણ ન હોય તેવાએ તો ચાલીનેજ જવું સારૂં છે. ચાલનારે પાસે કાંઇ પણ બોજો રાખવો નહિ.

રસ્તામાં પાણીના ઝરા ઘણે ઠેકાણે આવે છે. ઘણીવાર કોઇ કોઈ દિવસે વરસાદ આવ્યાં જ કરે છે. દરેક યાત્રાળુએ ગરમ પાટલુન, ગરમ કોટ, ટોપી, મોજાં, ગરમ રૂમાલ, ગલપટો, પહેરણ, ધોતીયાં, પંચીયાં વિગેરે ખપ જેટલીજ વસ્તુ પાસે રાખવી. બુટો એક બે જોડી ખીલા વગરના રાખવા. જેમ જેમ ઉપર જઇએ તેમ તેમ અનાજ વિગેરે ચીજો મોંઘી મળે છે વખતે તાવ કે ઝાડો થાય તો તે માટે કવીનાઇનની ગોળીયો અથવા તાવની ગોળીયો, ત્રીફળા ચુર્ણ, પેનકીલર કે અમૃતજીવન સાથે રાખવાથી ઠીક પડે છે.

---

## પ્રકરણ ૩૮ મું.

### હરદ્વારથી કેદારનાથ જતાં રસ્તામાં આવતા મુકામો.

| હરિદ્વારથી ઉત્તરે કાંઇક પૂર્વ તરફ રૂદ્રપ્રયાગ સુધીનો રસ્તો. | | | | રૂદ્રપ્રયાગથી ઉત્તરે કાંઇક પૂર્વ તરફ કેદારનાથનો રસ્તો. | |
|---|---|---|---|---|---|
| હરિદ્વારથી | માઇલ | ઉમરાસુ | ૫૧ | છીતૌલી | ૫ |
| સત્યનારાયણ | ૬ | દેવપ્રયાગ | ૫૫ | રામપુર | ૭ |
| હૃષીકેશ | ૧૨ | રાણીબાગ | ૬૨ | અગસ્ત | ૧૧ |
| લક્ષ્મણઝુલા | ૧૪ | રામપુર | ૬૫ | મહાદેવ | ૧૩ |
| ફુલવાડી | ૧૮ | ભગવાન | ૬૮ | ચંદ્રાપુરી | ૧૫ |
| સેમલ | ૨૦ | શ્રીનગર | ૭૩ | કુંડ | ૨૧ |
| ગુલર | ૨૧ | ભટીસેરા | ૮૧ | ગુપ્તકાશી | ૨૪ |
| મોહન | ૨૩ | કાંકરા | ૮૪ | નાલાગામ | ૨૫ |
| બીજની | ૨૬ | નરકોટા | ૮૭ | ભીતગામ | ૨૬ |
| કુંડ | ૨૮ | ગુલાબરાય | ૯૦ | ફાટા | ૩૧ |
| બંદર | ૩૨ | રૂદ્રપ્રયાગ | ૯૨ | શેરસી | ૩૪ |
| મહાદેવ | ૩૫ | | | રામપુર | ૩૬ |
| કંડી | ૪૧ | | | ત્રીજુગીનારાયણ | ૪૦ |
| વ્યાસ | ૪૬ | | | સોમપ્રયોગ | |
| | | | | ગૌરીકુંડ | ૪૬ |
| | | | | રામવાડા | ૫૦ |
| | | | | કેદારનાથ | ૫૫ |

કેદારનાથથી બદ્રિનારાયણ જવા માટે કેદારનાથથી નાળાગામ સુધી પાછા આવવું પડે છે. પછી નાળાગામથી બદ્રીનાથ જતાં રસ્તામાં નીચેની ચટ્ટીઓ આવે છે.

| નાળાગાંમથી ચમોલી. | | | | ચમોલીથી બદ્રિનારાયણ. | | | |
|---|---|---|---|---|---|---|---|
| ઉખીમઠ | ૩ | તુંગનાથ | ૧૯ | ૨ | મઠ | ૨૭ | પૈની |
| ગણેશ | ૩૬ | જંગલ | ૨૦ | ૪ | બાલા | ૨૮ | પીપલકોટી |
| દુર્ગા | ૮ | પાંગર | ૨૧ | ૭ | હાટ | ૪૩ | વીષ્ણુપ્રયાગ |
| પોથીવાસા | ૧૦ | મંડલ | ૨૪ | ૯ | પીપલકોટી | ૩૩ | ઘાટ |
| કુન્દન | ૧૨ | વીરભદ્ર | ૨૮ | ૧૩ | ગરૂડગંગા | ૩૫ | પાંડુકેશ્વર |
| ચૌપતા | ૧૪ | ગોપેશ્વર | ૩૦ | ૧૬ | દેવદારૂ | ૩૭ | લાલગઢ |
| | | **ચમોલી** | ૩૨ | ૧૮ | પાતાલગંગા | ૪૧ | હનુમાન |
| | | | | ૨૦ | ગુલાબકોડી | ૪૫ | બદ્રિનારાયણ |
| | | | | ૨૩ | કુમાર | | |

ઉપર પ્રમાણે કેદારનાથથી નાળાગામ પાછા આવી ત્યાંથી બદ્રિનારાયણ જવાય છે. બદ્રિનારાયણથી પાછું કાઠગોદામ જવા માટે ચમોલી સુધી પાછા જઇ ત્યાંથી મેલચોરીના રસ્તે કાઠગોદામ જવાય છે. માટે ચમોલી સુધી પાછા આવીને નીચેને રસ્તે જવાય છે.

## ચમોલીથી મેલચોરી સુધી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨ | કુમેર | ૨૨ | કર્ણપ્રયાગ | ૩૬ | ઝોકા પાણી |
| ૬ | છોટી | ૨૪ | સેમલ | ૩૯ | કાલી |
| ૯ | નન્દપ્રયાગ | ૨૫ | ચીસેલી | ૪૧ | સિંહ કોરી |
| ૧૩ | સુરલા | ૬ | બરોલી | ૪૪ | ઘોબીઘાટ |
| ૧૮ | લિંગાસુ | ૩૧ | આદીબદ્રી | ૫૦ | મેલચોરી |

હરદ્વારથી રૂદ્રપ્રયાગ આવી રૂદ્રપ્રયાગની પહેલાં કેદારનાથ જવું ન હોય પણ બદ્રિનાથ જવું હોય તો રૂદ્રપ્રયાગની શિવાનંદી, બગડાસુ, અને ચટવા આવી ત્યાંથી કર્ણપ્રયાગ થઇ ઉપરના રસ્તે—લિંગાસુ, સુરલા, નંદપ્રયાગ, અને કુમેરચટ્ટી થઈ બદ્રિનારાયણ જવાય છે.

## મેલચોરીથી કોઠગોદામ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨ | સીમાલખેત | ૨૦ | બગવાલી પોખર | ૪૯ | ગરમપાણી |
| ૪ | નારાયણ | ૨૧ | બાંસુરીસેરા | ૫૧ | રામગઢ |
| ૬ | વૃષભ | ૨૭ | મલય નદી | ૫૩ | કચી |
| ૭ | છોટી | ૨૯ | રેવની ગાંમ | ૫૬ | નિંગલાટ |
| ૮ | ચૌખુટીય | ૩૦ | મજખલી | ૫૮ | ભિમૌલી |
| ૧૧ | મહાકાલ | ૩૬ | સીતા—જંગલ | ૬૨ | પારસવલી |
| ૧૨ | શાહપુર | ૪૨ | કાંકરી ઘાટ | ૬૭ | ભીમતાલ |
| ૧૩ | ધરાટ | ૪૩ | પહાડિયા | ૭૨ | નવચંડી |
| ૧૫ | દ્વારહાટ | ૪૬ | ચમડીયા | ૭૪ | રાણીબાગ |
| ૧૯ | મનરગોની દુકાન | ૪૮ | ખૈરના | ૭૬ | કાઠગોદામ |

હરિદ્વારથી રૂદ્રપ્રયાગ ૯૧ માઇલ. અને રૂદ્રપ્રયાગથી કેદારનાથ ૫૫ માઈલ થાય છે. કેદારથી પાછું ૫૭ માઈલ ચમોલી પાછું આવવું પડે છે અને ચમોલીથી ૪૫ માઇલ બદ્રીનારાયણ થાય છે. બદ્રીનારાયણથી કર્ણપ્રયાગ ૬૩ માઈલ અને કર્ણપ્રયાગથી કાઠગોદામ સુધી ૧૦૪ માઈલ થાય છે. એકંદરે ઉપર બદ્રીનાથથી નીચે કાઠગોદામ સુધી ૪૧૭ માઈલ ચઢવું ઉતરવું પડે છે.

---

## પ્રકરણ ૩૯ મું.

## દેવપ્રયાગ, લક્ષ્મણઝુલા, વ્યાસગંગા.

---

# લક્ષ્મણઝુલા.

હૃષીકેશથી ૧ માઇલ ઉત્તરે ગંગાજીના જમણા કિનારે પર્વતની પાસે મૌનીની રેતીમાં શત્રુંઘ્નનું નાનું મંદિર છે. પાસે બદ્રિનારાયણની ચતુર્ભુજી મૂર્તિ છે. ત્યાંથી ૧ માઇલ ઉપર ગંગાને કિનારે જતાં લક્ષ્મણજીનું મંદિર આવે છે. ત્યાં પાસે બદ્રિનારાયણની મૂર્તિ છે. નીચે એક ઘુમટદાર મંદિરમાં લક્ષ્મણેશ્વર મહાદેવ અને તેમની ચારે બાજુ બીજા શિવલિંગ છે. અહિં એક ધર્મશાળા અને મોદીની કેટલીક દુકાનો છે.

મંદિરથી ૦ા માઇલ ઉપર ગંગાજી ઉપર લોઢાનો ઝુલતો પુલ છે. જેવો વડોદરે કમેટીબાગમાં ઝુલતો પુલ છે તેવો આ પુલ છે. જે પુલ ઉપરથી યાત્રાળુઓ પાર ઉતરે છે. અહિં સામસામેના બે પહાડ વચ્ચે ઘણા જોરથી ગંગાજી વહે છે. પુલ ૨૨૫ ફીટ લાંબો છે. પુલની પાસે ધ્રુવકુન્ડ ગંગાજીમાં ડુબેલો છે. ત્યાં ધ્રુવની મૂર્તિ છે. કુબ્જાભ્રક ( હૃષીકેશ ) થી ઉત્તરે ગંગાના પશ્ચિમ તટ ઉપર મુનિયોનું તપોવન છે, ત્યાં નીચે એક ગુફામાં શિવભગવાન નિવાસ કરે છે. લક્ષ્મણજીએ ઇન્દ્રજીતનો વધ કર્યા પછી ક્ષયરોગ થવાથી આ જગાએ આવી તપ કર્યું હતું. જેથી શંકરે પ્રકટ થઈ તેમનું પાપ નિવારણ કર્યું હતું અને પછી મહાદેવજી લક્ષ્મણેશ્વર નામથી ત્યાં સ્થિત થયા. ત્યાં દર્શન કરવાથી પાપીઓનો પણ મોક્ષ થાય છે એવું સ્કંદપુરાણમાં તેમજ શિવપુરાણમાં કહ્યું છે.

લક્ષ્મણઝુલાથી ગંગાજી ઉતરી પેલે પાર જવું પડે છે, તે આ ઝુલાપુલ ઉપર ઉતરવું પડે છે. આગળ જતાં એકાદ માઇલ ઉપર એક પાણીનું ઝરણું તથા બે માઈલ ઉપર બીજું પાણીનું ઝરણું આવે છે. ત્યાં પાણીના જોરથી ચાલતી પવન ચકી છે. લક્ષ્મણઝુલાથી ત્રણ માઈલ ઉપર કુલવાડી ચટ્ટી ગંગાના કિનારે છે ત્યાં સુધીનો માર્ગ ચઢાઉ ઉતરાઉનો પણ સુગમ છે.

**વ્યાસગંગા અને વ્યાસચટ્ટી**—આગળ કેટલીક ચટ્ટીઓ તથા કેટલાંક ઝરણો મુકી વ્યાસચટ્ટી આવે છે. કન્ડીચટ્ટીથી આગળ જતાં વ્યાસગંગાનો પુલ લક્ષ્મણઝુલા જેવો ૧૦૮ ફીટ લાંબો આવે છે. વ્યાસગંગાને ભાગીરથી ગંગા મળે છે.

અહીંથી ૧૮ માઇલ ઉપર નીઝામાબાદ જવાનો રસ્તો છે. વ્યાસચટ્ટીમાં સરકારી ધર્મશાળા છે તથા કેટલીક મોદીની દુકાનો છે. અહીંથી ૦॥ માઇલ ઉપર એક ઝરણું છે ત્યાં વ્યાસમંદિર છે. તેમાં વ્યાસ અને શુકદેવજીની નાની મૂર્તિયો છે. અહિં તુવાર નદી અને ભાગીરથીનો સંગમ થાય છે. ત્યાં યાત્રાળુઓ સ્નાન કરી વ્યાસજીનાં દર્શન કરે છે. પહેલાંની ચટ્ટી રેલમાં તણાઇ જવાથી હાલનાં મકાનો ફરી બંધાવ્યાં છે. અહીં વ્યાસ ભગવાને અઢારે પુરાણો રચ્યાં હતાં.

**દેવપ્રયાગ**—વ્યાસ ચટ્ટીથી ૯ માઇલ ઉપર કેટલીક ચટ્ટીઓ અને ઝરણો વટાવી દેવપ્રયાગ અવાય છે. અહિં ગંગાજી ઉત્તર તરફ છે. અહિં અલકનન્દા નદી ગંગાજીને મળે છે. અલકનંદા ઉપર ૨૫૦ ફીટ લાંબો ઝુલતો પુલ છે. અહિંની ચટ્ટી પણ પ્રથમ ગંગાજીમાં રેલ આવી હતી તેમાં તણાઇ ગઈ હતી જેથી હાલનાં મકાનો ને ધર્મશાળા નવાં છે. અહિં પાસે એક ઉંચી ટેકરી ઉપર ટીહરી રાજ્યમાં દેવપ્રયાગ વસેલું છે. પૂલની પશ્ચિમે રઘુનાથજીનું મંદિર છે. તેમાં રઘુનાથજીની શ્યામમૂર્તિ ધનુષ્ય, બાણ, ઢાલ, તરવાર સહિત ઉભેલી છે. પાસેના સિંહાસનમાં જાનકીજી છે. જમણી બાજુએ રામ લક્ષ્મણજીની ભોગ મૂર્તિયો છે. આગળના સભામંડપની બહાર પીતળની ગરૂડની મોટી મૂર્તિ છે. મંદિરની જમણી બાજુ બદ્રિનારાયણ, મહાદેવ, કાલભૈરવ, અને પાછળ હનુમાનજી અને ડાબી બાજુ મહાદેવજી છે. રઘુનાથજીની મૂર્તિ શંકરાચાર્યજીએ સ્થાપેલી છે. સવારના દર્શન વખતે ચોપદાર એક એક પૈસો લઈ અંદર દર્શન કરવા જવા દે છે.

મંદિરથી ૧૦૦ પગથીયાં નીચે ઉતરી ભાગીરથી અને અલકનંદાનો સંગમ થાય છે ત્યાં જવાય છે. સંગમ ઉપર અલકનંદાની પાસે વસિષ્ઠકુન્ડ અને ગંગાપાસે બ્રહ્મકુંડ છે. ત્યાં સ્નાન તથા શ્રાદ્ધ થાય છે. ત્યાં એક મોટી ગુફામાં મહાદેવજી છે. મંદીરથી ૨૦૦ પગથીયાં ઉપર ચઢવાથી પર્વત ઉપર ક્ષેત્રપાલનું મંદિર આવે છે. અહિં બાવા કામળીવાળા તરફથી તેમજ ઇન્દોરના મહારાજાનાં સદાવ્રતો છે. બદ્રીનાથના ગોર લોકો દેવપ્રયાગમાં રહે છે તે યાત્રાળુઓને અહિંથી જ મળી તેમની સાથે બદ્રિનાથ જાય છે.

ગઢવાલ જીલ્લામાં પાંચ પ્રયાગ છે. દેવપ્રયાગ, કર્ણપ્રયાગ, નન્દપ્રયાગ વિષ્ણુપ્રયાગ અને રૂદ્રપ્રયાગ. સંગમની ઉત્તરે ગંગાના કિનારે વારાહશિલા, વૈતાલશિલા, પૌષ્પમાલતીર્થ, ઇન્દ્રદ્યુમ્ન, બિલ્વતિર્થ, સૂર્યતિર્થ અને ભરતજીનું મંદિર છે. એક જગ્યાએ ગંગાજી ઉપર દોરડાંનો પુલ છે.

લક્ષ્મણઝુલાથી દેવપ્રયાગ સુધી ૩૦ માઈલ ગંગાને કિનારે કિનારે આવવાનું છે. તેમાં માત્ર લક્ષ્મણઝુલા, ફુલવાડીચટી, બન્દરચટી, મહાદેવ-ચટી, વ્યાસચટી અને દેવપ્રયાગ આગળજ ગંગામાં સ્નાન થઇ શકે છે, તેમજ પાણી પીવાય છે. બીજા સ્થાનોમાં તો રસ્તે ચાલતાં એક બાજુ ઘણે ઉંડે ગંગા વ્હેતી જણાય છે. ત્યાં નીચે જઇ શકાતું નથી.

અહિંથી કેદારનાથ અને બદ્રીનાથ જનારા યાત્રાળુઓને હવે બીજે રસ્તે જવું પડે છે. ત્યાંથી ગંગાજી બીજે રસ્તે જાય છે તેથી તેમના માર્ગમાં ગંગાજી આવતાં નથી, ત્યાંથી તેમણે અલકનંદાથી ડાબે કિનારે જવું પડે છે.

મહાત્મ્ય—સ્કંદપુરાણમાં કહ્યું છે કેઃ સત્યયુગમાં અહિં દેવશર્મા બ્રાહ્મણે ભગવાનનું તપ કર્યું હતું. તેથી ભગવાને તેના કહેવા પ્રમાણે આ સ્થળે નિવાસ કર્યો, અને કહ્યું કે જે અહિં સંગમમાં સ્નાન કરી મારૂં પુજન કરશે તેને પરમ ગતિ મળશે. પછી રામાવતારમાં રામ, લક્ષ્મણ અને સીતાએ રાવણનો વધ કર્યા પછી અહિં આવી દેવશર્માને દર્શન આપી અહિંજ નિવાસ કર્યો. તે પછી આ તિર્થનું નામ દેવશર્મા ઉપરથી દેવપ્રયાગ પડયું. અહિં બ્રહ્માજીએ તપ કરવાથી બ્રહ્મકુન્ડ પ્રસિદ્ધ છે. મેધા-તિર્થ બ્રાહ્મણે અહિં સૂર્યની ઉપાસના કરી સૂર્યને પ્રસન્ન કર્યા હતા તેથી સુર્યતિર્થનું મહાત્મ્ય છે. સર્વબંધુ બ્રાહ્મણે વરાહભગવાનનું તપ કરી તેમને ત્યાંજ રહેવાનું વરદાન માગ્યું હતું, તેથી આ સ્થળ વારાહતિર્થ તરીકે પવિત્ર છે. રામચન્દ્રજીએ વિશ્વેશ્વર શિવની સ્થાપના કરી છે. તેની ઉપર ક્ષેત્રરાજ ભૈરવ છે. ગંગા અને અલકનંદાના સંગમમાં સ્નાન કર-વાથી બ્રહ્મહત્યાનું પાપ જાય છે. શિવતિર્થમાં સ્નાન કરવાથી શિવરૂપ થવાય છે. સૂર્યકુન્ડમાં, બ્રહ્મકુંડમાં, વસિષ્ટકુંન્ડમાં વિગેરે સ્થળે સ્નાન કર-વાથી મોક્ષ થાય છે એવું મહાત્મ્ય છે. બ્રહ્મતિર્થ પાસે વસિષ્ટજીએ નિવાસ કર્યો હતો તેથી ત્યાં વસિષ્ટકુંડ છે. શિવતિર્થ પાસે રામચંદ્રજીએ અનેક શિવલિંગો સ્થાપ્યાં છે. શિવતિર્થ પાસે વૈતાલકુન્ડ છે, તેની પાસે વૈતાલની શિલા છે ત્યાં સ્નાન કરી શિલાનો સ્પર્શ કરવાથી મોટા વૈતાળો પણ પરમગતિને પામે છે. પાસે સૂર્યતિર્થમાં સ્નાન કરવાથી મનુષ્યનો કોઢ રોગ મટે છે. વિશ્વામિત્રને તપથી ભ્રષ્ટ કરવા કિન્નરી અપ્સરા ગઇ હતી. તે વિશ્વામિત્રના શાપથી મધરી બની દેવપ્રયાગમાં ગંગાજીમાં રહેતી હતી તેને રામચંદ્રજીના પગનો સ્પર્શ થવાથી પૂર્વના સ્ત્રીરૂપને પામી હતી તેથી તે તિર્થનું નામ પૌષ્પમાલ પડયું. તુંડીભીલે તપ કરી શીવને પ્રસન્ન કર્યા તેથી ત્યાં તુંડીશ્વરનાથ મહાદેવજી સ્થિત થયા છે. વામનજીના પગના નખોથી પૃથ્વી ખણુતા હતા તે વખતે તેમના નખમાંથી નીકળેલી જળની ધારા બ્રહ્મલોકમાં પડી તે ૪ ભાગમાં જુદી પડી પૃથ્વીમાં પડી, તેમાંની

સીતાધારા ગંધમાદન ઉપર, ભદ્રા, ભદ્રાશ્વ વર્ષમાં, ચક્ષુધારા કેતુમાલ પર્વત ઉપર અને અલકનન્દાધારા હિમાલય ઉપર આવી. ત્યાં તેને શિવજીએ ગંગાને વ્હેતી કરી, તે હિમાલયના નિચેના શિખરો ઉપર પડી. તે ઘણા વેગથી વ્હેવાથી શિખરના બે ભાગ થઇ ગયા, તેથી ગંગા બે ધારાથી વ્હેવા લાગી, તેમાં ૧ ધારા અલકાપુરી થઇ આવી તેથી તેનું નામ અલકનંદા થયું. તે બંને ધારાનો દેવપ્રયાગમાં સંગમ થાય છે.

## પ્રકરણ ૪૦ મું.

## દેવપ્રયાગથી ટીહરી, ઉત્તર કાશી, ગંગોત્રી–માનસરોવર.

દેવપ્રયાગથી ગંગા કિનારે ટિહરી થઇ ગંગોત્રી જવાય છે. દેવપ્રયાગથી ૨૪ માઇલ ટિહરી અને ટિહરીથી ૯૬ માઇલ ગંગોત્રી છે. કેટલાક હ્રષીકેશથી દહેરાદુન સુધી ગાડીમાં જઇ ત્યાંથી મસુરી થઈ, ટીહરી ઉપર થઇ ગંગોત્રી જાય છે. રસ્તામાં નીચે પ્રમાણે મુકામો છે.

હ્રષીકેશથી દેરાદુન ગાડીમાં જવું ત્યાંથી પગરસ્તે ગંગોત્રી.

| માઇલ | ચટીનું નામ | | | | |
|---|---|---|---|---|---|
| ૫ | દેરાદુન | ૩૫ | ધનૌલટી | ૫૫ | ટીહરી |
| ૧૧ | મસુરી | ૪૦ | કદુખાલ | ૧૦૩ | ઉત્તરકાશી |
| ૧૭ | રાજપુર | ૪૩ | કાનાતાળ | ૧૧૯ | ભટવારી |
| ૨૩ | લધોરા | ૪૭ | કોડીઆ | ૧૬૬ | ગંગોત્રી |

ઘણા લોકો દેવપ્રયાગ રહી ન જાય તે માટે દેવપ્રયાગની યાત્રા કરી પછી ગંગોત્રી જાય છે. ટીહરી થઇ ઉત્તરકાશી આવવું.

ટીહરી—ગંગોત્રી આવતાં ટીહરી આવે છે, તે દેશી રાજ્યની રાજધાનીનું શહેર છે. તેમની ઉપજ ૧॥ લાખ રૂપિયાની છે. રાજ્યમાં ઘણું જંગલ છે. પહેલાં તેમની શ્રીનગરમાં રાજધાની હતી. ત્યાં બદ્રિનાથનું મંદિર છે.

**ઉત્તર કાશી**—આ એક પહાડી કસ્બો છે ત્યાં વિશ્વનાથ, કેદારનાથ, ભૈરવ, અને અન્નપુર્ણાનાં એ ચાર મંદિરો છે, તે સિવાય પાંચ છ ધર્મશાળાઓ છે. અહિં ઇન્દોરના મહારાજા તથા સૂર્યમલ તરફથી કાળી કામળીવાળાની ધર્મશાળા અને સદાવર્ત છે. કેટલીક મોતીની દુકાનો છે. અહિંથી ૭૭ માઇલ ભટવારી છે ત્યાં શિવમંદિર છે.

**ગંગોત્રી**—અહિંથી ૩૭ માઇલ હ્રષીકેશથી ૧૫૬ માઇલ ઉપર સમુદ્રના જળથી ૧૪૦૦૦ ફીટ ઉંચે ગંગોત્રી છે. ટીહરીથી ગંગાને જમણે કિનારે રસ્તો છે. ગંગોત્રીમાં કાળી કામળીવાળાનું સદાવર્ત છે. કેટલીક ધર્મશાળાઓ અને મોદીની દુકાનો છે. અહિં ૧ એક મોટા મંદિરમાં ગં-

આજી, યમુના, નરનારાયણ, કુબેરજી અને અન્નપુર્ણાની મૂર્તિયો છે. બીજા મંદિરમાં ભેરવની અને ત્રીજામાં હનુમાનજીની મૂર્તિયો છે.

અહિં ગૌમુખમાંથી ગંગાની ધારા વહે છે. જેમાંથી યાત્રાળુઓ જળ લઈ જાય છે. અહિંથી ૧૧ માઇલ આગળથી લગભગ ૩૦૦ ફીટ ઉંચી એક બરફના પહાડમાંથી લગભગ ૨૫ ફુટ પહોળી અને બે ત્રણ ફીટ ઉંડી ગંગા નીકળે છે. ગંગોત્રી ગંગાનું મૂળ કહેવાય છે. અહિંનું જળ પવિત્ર મનાય છે. અહિંથી જળ કાવડમાં ભરી પગે ચાલી રામેશ્વર ઉપર કેટલાક ચઢાવે છે.

મહાત્મ્ય—સ્કંદપુરાણમાં કહ્યું છે કે: હિમાલયના વારણાવત શિખરની ઉપર ઉત્તરે વ્હેતી ભાગીરથી ગંગાના તટઉપર ઉત્તરકાશી છે, ત્યાં અસી અને વરુણા નામની બે નદીયોનો સંગમ છે. ત્યાં પરશુરામે તપ કર્યું હતું. શિવજીએ કહ્યું હતું કે: કલિયુગમાં યવન લોકો વ્યાસ થવાથી કાશી અંતર્ધ્યાન થઇ હિમવાન પર્વત ઉપર ભાગીરથીના સમીપ મારો નિવાસ થશે. ત્યાં કાશીનાં સંપૂર્ણ તિર્થો વાસ કરશે. અહિં ગંગાનાં દર્શનમાત્રથી પાપ જાય છે. ઉત્તરકાશીમાં સ્નાન કરવાથી બ્રહ્મલોક મળે છે.

અહિંના ગંગાના જળમાં જીવજંતુ–પોરા પડતા નથી. અહિં એક ગરમ પાણીનો ઝરો છે. ગંગોત્રીથી કેટલાક ટીહરી પાછા જઇ ત્યાંથી શ્રીનગર થઇ કેદારનાથ જાય છે. કેટલાક તો ત્યાંથી બારોબાર ત્રિયુગી નારાયણ થઇ કેદારનાથ જાય છે. આ પગદંડીયો માર્ગ છે. જેથી ઘણા અહિંથી ટીહરી થઈ શ્રીનગર જાય છે. તે માર્ગ સારો છે.

## માનસરોવર.

ગંગોત્રીની આગળ મુચકુન્ડ કુન્ડ થઇને કેટલાક સાધુ લોકો માન સરોવર જાય છે. રસ્તો પગદંડીયો છે. રસ્તામાં દુકાનો કે વસ્તી નથી. યાત્રાળુઓથી અહીં જવાતું નથી. ઘણા સાધુ સંતો જે આ પર્વત ઉપર રહેનારા છે તેજ બરફ ઓગળી જતાં અહીં જઇ શકે છે.

મહાભારત અને કુર્મપુરાણમાં કહ્યું છે કે: ઉત્તર માનસરોવરમાં જવાથી પાપથી મુક્ત થવાય છે અને ઈન્દ્રનું અર્ધાસન મળે છે.

---

## પ્રકરણ ૪૧ મું.

## રાણીબાગ, ભીલેશ્વર, શ્રીનગર, દેવપ્રયાગ, શોણિતપુર, ગુપ્તકાશી, નાલાગાંમ, નારાયણકોટી, ધામાકોટી ત્રીયુગીનારાયણ, સોનપ્રયાગ, મુન્ડકટાગણેશ, ગૌરીકુન્ડ, ચીરબાસાભેરવ, કુબેરભંડારી થઇ કેદારેશ્વર,

---

રાણીબાગ—ગંગોત્રીથી બારોબાર શ્રીનગર અવાય છે. પણ જે લોકો ગંગોત્રી જતા નથી તે દેવપ્રયાગથી કેટલીક ચટીઓ, ઝરણા વિગેરે

વટાવી રાણીબાગની ચટ્ટીમાં આવે છે. ત્યાં રસ્તામાં ગોવિંદકોડી ચટી પાસે ગોવીંદજીનું મંદિર છે, ત્યાં ગોવિંદની મૂર્તિ છે અને આગળ ગરુડની પીત્તળની મૂર્તિ છે. આગળ રાણીબાગ ચટીમાં મોદીયોની દુકાનો, ધર્મશાળા તથા બાગ હતી તે ગંગાની રેલમાં તણાઇ જવાથી હાલ થોડી ઘણી નવી દુકાનો છે.

**ભીલેશ્વર**—રાણીબાગ ચટીથી કેટલીક ચટીઓ વટાવતાં ભીલેશ્વરનુ મંદિર આવે છે. ત્યાં ખાંડવ નદી ઉપર પર ફીટ લાકડાનો પુલ ઓળંગીને જવાય છે. આ નદી અલકનંદાને મળે છે. અલકનંદા ઉપર એક નાના મંદિરમાં ભીલેશ્વર શીવનું અણુઘડ શિવલિંગ છે. તેનું છત્ર અર્ધું તાંબાનું અને અર્ધું ચાંદીનું છે. પ્રથમનું મંદીર ગંગાની રેલમાં તણાઈ જવાથી હાલનું મંદિર નવું બંધાવેલું છે. પણ શિવલિંગ તો છે તેનું તેજ છે. અહિં અર્જુન અને સદાશિવનું યુદ્ધ થયું હતું.

**મહાત્મ્ય—મહાભારતમાં** કહ્યું છે કે: અર્જુન દેવો પાસે શસ્ત્રો લેવા હિમાલય ઉપર જતો હતો ત્યારે ઇન્દ્રે તેને દર્શન આપી કહ્યું કે: હવે તું જ્યારે શિવનું દર્શન કરીશ ત્યારે હું તને બીજાં શસ્ત્રો આપીશ. જેથી અર્જુને હીમાલય પર્વત ઉપર ઇન્દ્રકીલના સ્થાન ઉપર તપ કરવા માંડયું. તેથી શિવ ભીલનું રૂપ લઇ ધનુષ્યબાણ લઇ ત્યાં ગયા, તે વખતે મૂક નામનો રાક્ષસ જે સુવરનું રૂપ લઇ અર્જુનને મારવા આવ્યો હતો, તેને અર્જુને બાણ માર્યું. શિવે પણ ભીલ સ્વરૂપે બાણ માર્યું. આથી તેને કોણે માર્યો એ સંબંધી અર્જુન અને ભીલને વાદ વિવાદ થતાં સામાસામી તકરાર વધતાં એક બીજાને બાણ મારવા લાગ્યા. જ્યારે અર્જુનનું જોર ન ચાલ્યું ત્યારે તેમણે માટીનું બાણ બનાવી તેની ઉપર પુષ્પ ચઢાવી પુંજા કરવા માંડી, તે પુષ્પ ભીલના માથે જોઇ તેણે જાણ્યું કે આતો ભીલરૂપે મહાદેવજી આવ્યા છે તેથી તેતે મને ચરણે પડયો. તેથી શિવે ભીલનું રૂપ બદલી શિવરૂપે અર્જુનને દર્શન આપ્યાં અને પોતાનું પાશુપત શસ્ત્ર આપ્યું.

**સ્કંદપુરાણમાં** કહ્યું છે કે ખાંડવ, અને અલકનંદાના સંગમ પાસે શિવપ્રયાગ છે ત્યાં ખાંડવ મુનિએ તપ કરી શિવને પ્રસન્ન કર્યા હતા ત્યાં સ્નાન કરવાથી મુક્તિ મળે છે.

**શ્રીનગર**—ભીલેશ્વરથી ૧ માઇલ આગળ જતાં અલકનંદા ઉપર લોઢાનો પુલ છે. પુલની પાસે બજાર છે. અલકનંદામાં અર્જુનશિલા નામના સ્થાન પાસે અનેક પવિત્ર સ્થાનો છે. અલકનંદા અને પર્વતની વચ્ચે ૧ માઇલ લાંબુ રેતીનું મેદાન છે. રેતીના મેદાન પછી કમલેશ્વર મહાદેવ આવે છે. ત્યાં લિંગ ખંડિત છે. આગળ પીતળથી જડેલો મોટો નંદી છે. મંદિર ઉંચી જમીન ઉપર છે તેથી પાણીની રેલ વખતે તણાયું નહોતું. અહિં

કાર્તિક સુદ ૧૪ સે મેળો ભરાય છે. તે સિવાય કિલકેશ્વર, નાગેશ્વર, અષ્ટાવક્ર અને રાજરાજેશ્વરીનાં મંદિરો છે.

ટમલેશ્વરના મંદિરથી ૦॥ માઇલ ઉપર અલકનંદાને કિનારે નવું શ્રીનગર વસેલું છે. ત્યાં અલકનંદા અને પર્વતની વચ્ચે પહોળું મેદાન છે ત્યાં પાકાં મકાનો છે. ત્યાં કાપડ, વાસણ, કામળી, મેવા, કસ્તુરી, વિગેરે ચીજો વેચાય છે. અહિં દવાખાનું, ધર્મશાળા, પોસ્ટ, તાર અને પોલીસ-ચોકી છે. શ્રીનગર પહેલાં ગઢવાલના રાજાઓની રાજધાનીનું શહેર હતું અહિંથી નજીબાબાદ પણ જઇ શકાય છે.

ગંગોતરીથી ટીહરી થઇ અહિં અવાય છે. તેમજ સહરાનપુરથી પણ અહિં દેરાદુન, મસુરી, ટીહરી થઇને આવી શકાય છે. સ્કંદપુરાણમાં કહ્યું છે કેઃ શ્રીનગરમાં દેવતા વસે છે. ત્યાં સત્યયુગમાં સત્યસંઘ નામના રાજાએ ભગવતિને તપ કરીને પ્રસન્ન કર્યાં હતાં. અને દૈત્ય કોલાસુરને મારવાનું વરદાન મેળવ્યું હતું. તેમ ભગવતીને ત્યાં નિવાસ કરવાનું માગ્યું તેથી અહિં ભગવતી રાજરાજેશ્વરી નામથી વસ્યાં છે. જ્યારે દેવતાઓની પાસેથી દૈત્યોએ સ્વર્ગ જીતી લીધું હતું ત્યારે અહિં દેવીએ ચામુન્ડારૂપે ચંડ, મુંડ શુંભ, નિશુમ્ભ વિગેરે દૈત્યોને મારી દેવી ચામુન્ડાએ અહિં નિવાસ કર્યો છે. પૂર્વે બ્રહ્મદેવ બ્રાહ્મણે શિવનું તપ કરવાથી અહિં શિવલિંગ પ્રકટ થયું, તેના ઉપર શ્રીરામચન્દ્રજી રોજ ૧૦૦ કમળોથી શિવની પુંજા કરતા હતા તેથી કમલેશ્વર કહેવાય છે.

# રૂદ્રપ્રયાગ

શ્રીનગરથી કેટલીક ચટ્ટીઓ અને ઝરણાં મૂકી ૧૯માઇલ ઉપર અલકનંદાને કિનારે રૂદ્રપ્રયાગ આવે છે. ત્યાંનું પ્રથમનું બજાર તો રેલમાં તણાઇ ગયું હતું જેથી હાલનાં મકાનો નવાં છે. ત્યાં મોદીની દુકાને જોઇતી વસ્તુઓ મળે છે. અહિં અલકનંદા ઉપર ૨૦૦ ફીટ લાંબો ને ૬ ફીટ પહોળો લોઢાનો ઝુલતો પુલ છે.

અહિંથી કેદારનાથ તેમજ બદ્રીનાથ જવાના બે રસ્તા છે, કેદારનાથ નથી જવું હોતું તે અહિંથી અલકનંદાને ડાબે કિનારે કર્ણપ્રયાગ, નંદપ્રયાગ, ચમોલી થઈ બદ્રીનાથ જાય છે અને કેદારનાથ જનારા યાત્રાળુઓ પુલ ઉત-રી મંદાકિની નદીને કિનારે કિનારે કેટલાક મુકામો મૂકી કેદારનાથપહોંચે છે.

પુલથી પોણા માઇલ ઉપર મંદાકિની નદી અને અલકનંદાના સંગમ આગળ એક નાના રૂદ્રનાથના મંદિરમાં રૂદ્રનાથનું શિવલિંગ છે, ત્યાં ૧ કોટડીમાં નારદેશ્વર શીવ અને બીજીમાં કામેશ્વર શિવલિંગ છે. સંગમમાં સ્નાન કરી શિવનાં દર્શન પુંજા થાય છે. મંદાકિની નદી ઉપર દોરડાંનો ઝુલતો પુલ છે. તેના ઉપર વજન લઇ જવાતું નથી. દેવપ્રયાગ પછી રૂદ્ર-

પ્રયાગ આવે છે તે પાંચ પ્રયોગોમાંના ૧ છે. સ્કંદ પુરાણુમાં કહ્યું છે કેઃ— અહિં નારદજી મહાદેવજી પાસે સંગીત વિદ્યા શિખ્યા હતા. અહિં શેષાદિક નાગ તપ કરીને મહાદેવજીના ભૂષણરૂપ બની ગયેલા છે. રૂદ્રપ્રયાગમાં રૂદ્રેશ્વર શિવલિંગ છે તેમની પુંજા કરવાથી સંપૂર્ણ પાપ દૂર થાય છે. ત્યાંથી આગળ કેટલીક ચટ્ટીઓ મૂકી અગસ્ત ચટ્ટી આવે છે. ત્યાં અગસ્તજીનું મંદિર છે તેમાં અગસ્તજીની તામ્રમયી મોટી મૂર્તિની બગલમાં કટાર છે. પાસે બે શિષ્યોની અને નવગ્રહની મૂર્તિ છે મંદિરની આગળ ગણેશની મૂર્તિ છે અને મંદિરની જમણી બાજુ શિવલિંગ છે. આગળ બે માઇલ ઉપર શિલેશ્વર મહાદેવ છે ત્યાં અગસ્ત્યજીએ તપ કર્યું હતું. વળી આગળ મહાદેવ ચટ્ટી મૂકી ચન્દ્રપુરીમાં ચંન્દ્રેશ્વર મહાદેવનું અનગઢ, શિવલિંગ એક દેવાલયમાં છે. આગળ ભીરીચટ્ટીમાં ભીમની મૂર્તિ અને સત્યનારાયણુની મૂર્તિ છે. બંને બાજુ પથ્થરોમાં કોતરેલી નાની મોટી ૩૬ મૂર્તિયો છે.

**શોણિતપુર**——આગળ ચાલતાં કુન્ડચટ્ટી આવે છે. કુન્ડીચટ્ટીથી ૧ માઇલ ઉપર જ્યાં ભિક્ષુકની કોટડી છે ત્યાંથી પર્વત ઉપર શોણિતપુર જવાનો ૩ માઈલનો પગ રસ્તો છે. ત્યાં બાણુાસુરના કિલ્લાની નિશાની અને બાણુાસુર, અનિરૂદ્ધ અને પંચમુખી મહાદેવની મૂર્તિયો છે. કેદારનાથના ગોર લોકો શોણિતપુરમાં રહે છે.

મહાત્મ્ય—વામનપુરાણુ—ભાગવત અને સ્કંદ પુરાણુમાં કહ્યું છે કેઃ બાલરાજા રસાતલ ગયા પછી તેનો પુત્ર બાણુાસુર શોણિતપુરમાં રહી રાજ્ય કરવા લાગ્યો. તેણે અહિં શિવજીને પ્રસન્ન કરવા કઠીન તપ કરી અપૂર્વ બળ મેળવ્યું. પાર્વતિની કન્યા ઉષાને તેણે કન્યા કરી પોતાને ત્યાં રાખી હતી તેણે સ્વપ્નમાં અનિરૂદ્ધને જોઇ તેની સાથે વરવાનો નિશ્ચય કર્યો. તેની સખી ચિત્રલેખાએ અનિરૂદ્ધને ત્યાં ઉપાડી આણ્યો. આ વાત બાણુાસુરના જાણુવામાં આવતાં અનિરૂદ્ધ સાથે યુદ્ધ કર્યું. તે વાત નારદે શ્રીકૃષ્ણુને કરી તેથી શ્રીકૃષ્ણુ ત્યાં આવ્યા. તેની અને બાણુાસુર વચ્ચે યુદ્ધ થતાં તેના સહસ્ત્ર હાથ ભગવાને કાપી નાંખ્યા. પછી ઉષા અનિરૂદ્ધને પરણી અને બાણુાસુર મરાયો. તે સ્થળે બાણેશ્વર મહાદેવ બાણુાસુરના તપથી સ્થિત થયા છે.

**ગુપ્તકાશી**——ભિક્ષુકની કોટડીથી ૧ા માઇલ ઉપર એક ઝરણું આવે છે અને ૧ાા માઈલ ઉપર ગુપ્તકાશી છે. ત્યાં દક્ષિણે અને ઉત્તરે બે ચોગાન છે. તેમાં દક્ષિણુના ચોગાનમાં ચારે તરફ પાકા મકાનો છે જેમાં યાત્રાળુઓ ઉતરે છે અને ઉત્તર તરફ કેટલાંક મકાનો અને ધર્મશાળાઓ છે. પશ્ચિમ તરફ પહાડ નીચે વિશ્વનાથ શિવનું મંદિર પૂર્વાભિમુખે છે તેના ઘુમટ ઉપર સોનેરી કળશ છે લિંગ અનગઢ છે. બીજી ચાંદીની ભોગ-

મૂર્તિ છે. બીજી ચાંદીની ભોગમૂર્તિ છે. તાકામાં અન્નપૂર્ણાની ચતુર્મુખી ચાંદીની મૂર્તિ છે. સામે સભામંડપમાં પીતળની નંદીની તથા ગણેશજીની મૂર્તિઓ છે. પુંજારી યાત્રાળુ પાસે ૧ પૈસો લઇ અંદર જવા દે છે. શિવમંદિર પાસે ૧૫ હાથ લાંબો પહોળો મણિકર્ણિકા કુન્ડ છે. કુન્ડની એક બાજુ પથ્થરના હાથીનું મુખ અને બીજી બાજુ પીતળનું ગૌમુખ છે. એ બે મુખોમાંથી ઝરણો કુન્ડમાં પડે છે, અને કુન્ડનું પાણી બહાર નીકળે છે. પાસે એક નાના મંદિરમાં પથ્થરના નંદી ઉપર બેસાડેલી ગૌરીશંકરની મૂર્તિ છે. મૂર્તિના જમણા ભાગમાં પુરુષ અને ડાબા ભાગમાં પાર્વતીની મુર્તિનાં ચિન્હ છે. મંદિર સામે નંદીની મુર્તિ છે.

ચોગાનમાં ૧ મકાનમાં પાન્ડવોની જુની મૂર્તિયો છે અહિંના અધિકારી ઉખીમઠમાં રહેનાર કેદારનાથના પુંજારી છે. અહિંથી બરફની શરદીની શરૂઆત થાય છે. સ્કંદપુરાણમાં કહ્યું છે કેઃ કેદારેશ્વરથી ૬ ચોજન દક્ષિણે કાશી તુલ્ય ભૂક્તિ મુક્તિ દેનાર વારાણસી ક્ષેત્રમાં શંકર સદા વાસ કરે છે અને ગંગા, યમુના ગુપ્તપણે રહે છે. ત્યાં સ્નાન કરવાથી અસંખ્ય ફળ મળે છે. આ સ્થાન ગુપ્ત હોવાથી ગુપ્તકાશી કહેવાય છે.

**નાલાગાંવ**—અહીંથી ૦ાા માઇલ ઉપર આગાળ નાળાગાંવમાં દુર્ગાનું નાનું મંદિર આવે છે. ત્યાં ગરુડનું નાનું મંદિર તથા લલિતાદેવીનું જુનું મંદિર છે. લલિતાની મૂર્તિની જમણી બાજુએ શિવની મુર્તિ છે. અહિંની ધર્મશાળા તથા મોદીની દુકાનો છે. કેદારનાથનાં દર્શન કરી યાત્રાળુઓએ અહિં પાછા આવી અહિંથી ઉખીમઠ અને ચમોલી થઇ બદ્રિનાથ જવું પડે છે.

**નારાયણકોટી**—નાળા ગામથી દોઢેક માઇલ ઉપર ભેત ગામ આવે છે ત્યાં ઝરણો છે. અને મોદીઓની દુકાનો છે ત્યાં એક મંદિરમાં નારાયણની મૂર્તિ છે. પાસે બીજી નાની નાની મૂર્તિયો છે. એક મંદિરમાં શિવલિંગ છે. ત્યાંથી થોડે દૂર એક મંદિરમાં ગરૂડના ખભા ઉપર બેઠેલી શ્રી લક્ષ્મીનારાયણની સુંદર મૂર્તિ છે. પાસે પાંચ પાંડવો અને નવ ગ્રહોની મૂર્તિયો છે.

બહાર ચારે ખૂણે નાનાં કેટલાંક મંદિરો છે. ત્યાં એક નાના કુન્ડમાં ઝરણાનું પાણી પડીને બહાર નીકળે છે. આ સ્થાન ઉપર વૃકાસુર નામના રાક્ષસે શિવનું તપ કરીને એવું વરદાન માગ્યું હતું કે તે જેના માથા ઉપર હાથ મૂકે તે ભષ્મ થઇ જાય. પછી તે શિવના જ મસ્તકે હાથ મૂકવા ગયો એટલે શિવ નાઠા. તે જોઇ વિષ્ણુએ માયા વેશ લઇ તેને તે વરદાનની ખાત્રી કરવા માટે પોતાનો હાથ પોતાના માથે મુકાવતાં તે બળીને ભષ્મ થયો હતો.

**ધામાકોટી**—આગળ જતાં કેટલાંક ઝરણા આવે છે. તે પછી વ્યુંગગઢ ચટ્ટી આવે છે. ત્યાં નદી છે તેના ઉપર લાકડાનો પુલ છે. અહિં મોદીઓની દુકાનો છે. એક પવનચક્કી છે. ગુપ્તકાશીથી અહિં આવવાનો માર્ગ ઉતરવાનો છે: અહિં ધામાકોટીમાં વસ્તી છે. પાસે એક નાના મંદિરમાં ધાતુની બનાવેલી મહિષમર્દિની દેવીની અષ્ટભુજા મૂર્તિ છે. પાસે ધાતુનાં પતરાં ઉપર બનાવેલી ઘણી ઘણી મુર્તિયો છે. મંદિરની બહાર ભોગમુર્તિ નવરાત્રિમાં હિંચકા ઉપર ઝુલાવામાં આવે છે. અહિં લોઢાનાં કડાં, સાંકળો, કટારી, લાકડાના પ્યાલા વિગેરે પવનચક્કીથી લવારો બનાવે છે.

**મહાત્મ્ય**—વારાહપુરાણમાં કહ્યું છે કે મહિષાસુર રાક્ષસે તપ કરી બ્રહ્માજી પાસે પોતે કોઈથી જીતાય નહિ એવું વરદાન મેળવ્યું હતું તે દેવોને પીડવા લાગ્યો ત્યારે બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રે પોતાના તેજથી એક દેવીને ઉત્પન્ન કરી તે દેવીએ મહિષાસુરને મારવાથી મહિષાસુરમર્દની નામથી દેવી પ્રકટ થયાં હતાં તે આ સ્થળે નિવાસ કરે છે. જે તેનાં અહિં દર્શન કરે છે તે શિવલોકને પામે છે.

**શાકમ્ભરીદેવી**—અહિંથી આગળ ફટા અને શેરસીચટ્ટી મુકી રામપુર ચટ્ટી આવે છે. અહિં ઝરણા છે. તથા કેટલીક દુકાનો છે. અહિંથી ૧ાા માઇલ ઉપર પાટીગાડ નદી ઉપર લાકડાનો પુલ, અને પવનચક્કી છે. નદીથી થોડે દૂર આગળ શાકમ્ભરી દેવી અને ત્રિયુગીનારાયણનો રસ્તો સોનપ્રયાગ અને કેદારનાથના રસ્તાથી જુદો પડે છે. રામપુરથી ત્રણેક માઇલ ઉપર કેમારાવસ્તી પાસે શાકમ્ભરીદેવી છે.

અહિં એક ઓરડીની સામે નાના મંદિરમાં તાંબાના પત્રામાં શાકમ્ભરી દેવીની મુર્તિ છે. પાસે બીજા પતરા ઉપર બનાવેલી કેટલીક દેવીયોની મુર્તિયો છે. અહિં ભગવતિએ દરવર્ષે ૧ મહિનો શાક ખાઇને હજાર વર્ષ તપ કર્યું હતું. તેથી તેમનું નામ શાકમ્ભરીદેવી પડયું છે. હિરણ્યાક્ષ વંશમાં ઉત્પન્ન થયેલા દુર્ગ નામના દૈત્યે દેવોને ત્રાસ આપવા માંડયો. તેથી દેવીએ તેને અહિં મારી નાંખ્યો હતો તેથી દેવીનું નામ દુર્ગાદેવી પણ પડયું છે. તેનાં દર્શન કરવાથી પરમપદને પામે છે,

**ત્રિયુગીનારાયણ**—શાકમ્ભરી દેવીથી આગળ જતાં કેટલાંક ઝરણા વટાવી દોઢેક માઇલ ઉપર ત્રિયુગીનારાયણનું સ્થાન આવે છે. અહિં એક બ્રહ્મકુન્ડ છે, તેની પાસે રૂદ્રકુન્ડ અને વિષ્ણુકુન્ડ છે. બ્રહ્મકુન્ડ અને રૂદ્રકુન્ડમાં સ્નાન થાય છે. વિષ્ણુકુન્ડનું પાણી પીવાય છે. પાસે ઝરણાનું થોડું પાણી છે તેને સરસ્વતિકુન્ડ કહે છે. ત્યાં શ્રાદ્ધ થાય છે. ઝરણાનું જળ અંદરની ચારે બાજુથી કુન્ડમાં આવે છે. અને બ્રહ્મકુન્ડમાંથી બહાર નીકળે છે આ કુન્ડોની પાસે નારાયણનું એક શિખરદાર મંદિર છે. જેમાં

૧૫

નારાયણની ધાતુની મૂર્તિ છે. પાસે પતરામાં બનાવેલી, લક્ષ્મી, અન્નપૂર્ણા, સરસ્વતિ વિગેરેની પાંચ સાત મૂર્તિઓ છે. મંદિરની આગળ સભામંડપની જગાએ એક ચોખુણુ ગૃહ છે જ્યાં ચોતરા ઉપર કુન્ડ બનાવેલો છે. જે કુન્ડમાં હંમેશાં અગ્નિ સળગતો હોય છે. લોકો કહે છે કે: શિવ પાર્વતિના લગ્ન વખતનો એ કુન્ડ છે. અહિં શિવ પાર્વતિનું લગ્ન થયું હતું. કેટલાક તેમાં લાકડાં નાંખ્યા જ કરે છે. કુન્ડની વિભુતિ યાત્રાળુઓ લઈ જાય છે. મંદિરમાં અંધારૂં છે તેથી ત્યાં દિવસે પણ દિવો હોય છે, મંદિરની પશ્ચિમે ઉપરના ચારે કુન્ડ અને પૂર્વે શિવ, ગરુડ વિગેરેનાં મંદિરો છે. ત્રિયુગીનારાયણ આવવાનો રસ્તો ચઢાઇનો છે. ગંગોત્રીથી કેટલાક યાત્રાળુઓ પગ રસ્તે અહિં બારોબાર આવી કેદારનાથ જાય છે. સ્કંદપુરાણમાં કહ્યું છે કે: હિમાલય પર્વતના ચક્રપર્વતમાં નારાયણ ક્ષેત્ર છે ત્યાં ગૌરીનું મહાદેવજી સાથે લગ્ન થયું હતું. ત્યાં વેદીમાં હંમેશાં અગ્નિ બળ્યાં કરે છે. ત્યાં સરસ્વતીની ધારા આવી છે. ત્યાં બ્રહ્મકુન્ડ, વિષ્ણુકુંડ અને સરસ્વતિકુન્ડ છે તેમાં સ્નાન કરવાથી પાપ જાય છે અહિં નારાયણનાં દર્શન કરવાથી સ્વર્ગ મળે છે.

**સોનપ્રયાગ**—ત્રિયુગીનારાયણથી દોઢેક માઇલ પાછા આવતાં કુમારાવરતી આવે છે ત્યાંથી ૨ માઇલ ઉપર સોનપ્રયાગ છે. શાકમ્ભરી દેવીથી સોનપ્રયાગનો રસ્તો કઠીણ છે. સોનપ્રયાગમાં મંદાકિનીનું પાણી ઉપરથી નીચે જોરથી પડે છે. અહિં વાસુકીગંગા મંદાકિનીને મળે છે. સોનપ્રયાગથી ૧૨ માઇલ દૂર એક વાસુકી તળાવ છે તેમાંથી વાસુકી ગંગા નીકળે છે. અશાડ શ્રાવણમાં બરફ ગળી જતાં ત્યાં જવાય છે. વાસુકી ગંગા ઉપર ૧૭૦ ફીટ લાંબો લોઢાનો ઝુલતો પુલ છે. પૂલ પાસે એક મંદિરમાં ગુરુડની મૂર્તિ અને મોદીની દૂકાન છે.

મુન્ડકટાગણેશ—સોનપ્રયાગથી આગળ એકાદ માઇલ ઉપર મુન્ડકટા ગણેશ આવે છે. તે એક મંદિરમાં વગર માથાના ગણપતિની મૂર્તિ છે. તેમની જમણી તરફ પાર્વતિજી અને ડાબી તરફ શિવલિંગ છે.

મહાત્મ્ય—મહાદેવજીની આજ્ઞાથી પાર્વતિએ પોતાના મેલમાંથી ગણપતિ અને ઉપા બે બાળકોને ઉત્પન્ન કર્યા. એક વખતે પાર્વતિજી સ્નાન કરતાં હતાં ત્યારે બંને બાળકોને દ્વાર આગળ બેસાડયાં અને આજ્ઞા કરી કે કોઇને અંદર આવવા દેવા નહિ. એવામાં શિવજી આવ્યા તેમને અંદર જતા ગણપતિએ અટકાવ્યા તેથી શિવે ગણપતિનું મસ્તક ત્રિશુળથી ઉડાવી દીધું. તે જોઇ પાર્વતિ ઘણાં દિલગીર થયાં અને કહ્યું કે: તમારી આજ્ઞાથી મેં મારા શરીરના મેલમાંથી આ બે બાળકો ઉત્પન્ન કર્યાં છે. અને તમે ગણપતિને કેમ માર્યો. તેથી શિવે પોતાના ગણ પાસે હાથી જતા હતા તેનું માથું

ગણપતિના ધડ ઉપર ચોટાડી તેમને જીવતા કર્યા અને તેમને સર્વ ગણોના સ્વામિ અથવા ગણેશ એ પદ આપ્યું હતું એવું શિવપુરાણમાં છે.

ગૌરીકુન્ડ—મુન્ડકટા ગણેશથી દોઢેક માઇલ ઉપર એક ઝરણું મુકી ત્યાંથી ૨ માઇલ ઉપર ગારીકુન્ડ આવે છે. સોનપ્રયાગથી ગૌરીકુન્ડ સુધી મંદાકિનીની પાસે પહાડ ઉપર મોટાં મોટાં વૃક્ષોનું જંગલ છે. અહિં મોદીચોની કેટલીક દુકાનો છે. અહિં ગરમ જળનું એક ઝરણું છે જેમંનું કેટલુંક પાણી મંદાકિનીમાં અને કેટલુંક ગોમુખથી તપ્તકુન્ડમાં પડે છે. અહીં તપ્તકુન્ડ છે તે ૧૭ ફુટ લાંબો પહોળો છે. કુન્ડનું પાણી ઘણું ગરમ છે ત્યાંથી દક્ષિણે ગારીકુન્ડ નામનો ખારા જળનો એક કુન્ડ છે તેમાં પ્રથમ સ્નાન થાય છે. કુન્ડની દક્ષિણે એક ઓશરીમાં ઉમામહેશ્વર નામની પાંચ છ હાથ લાંબી શિલા છે. તેની પાસે એક મંદિરમાં ગૌરી, મહાદેવ, રાધાકૃષ્ણ, અને જાલાભવાનીની મુર્તિઓ છે. તે મંદીરની પાસે બીજાં નાનાં મંદિરોમાં શિવજી, ગરુડજી વિગેરે દેવોની મુર્તિયો છે. મંદિરની પાછળ અમૃતકુન્ડ નામનો મીઠા પાણીનો કુન્ડ છે. સ્કંદપુરાણમાં કહ્યું છે કે: કેદારથી ૬ ગાઉ ઉપર ગૌરીતિર્થ છે. પૂર્વે ગૌરીએ આ સ્થળે ઋતુસ્નાન કર્યું હતું, સ્કન્દની ઉત્પતિની જગ્યાએ ગરમ જળ છે તથા સિન્દુર જેવી માટી છે ત્યાં ગૌરીશ્વર મહાદેવ છે. જે અહિં સ્નાન કરી મહાદેવનાં દર્શન કરે છે તેનું પ્રિય થાય છે.

ચીરબાસા ભૈરવ—ગૌરીકુન્ડથી આગળ ૨ માઇલ ઉપર એક મંદિરમાં ચીરબાસા ભૈરવની મુર્તિ છે. પાસે એક વાંસની ટટ્ટી ઉપર કપડાનાં ઘણાં ચીથરાં ટાંગેલાં છે. સ્કંદપુરાણમાં કહ્યું છે કે:—ગૌરીતિર્થની પૂર્વ ભાગમાં ચીરબાસા ભૈરવ ક્ષેત્રની રક્ષા કરે છે. જે મનુષ્ય તેમને કપડાં ચઢાવે છે તેને સંપૂર્ણ પુણ્ય મળે છે.

આગળ ચાલતાં કેટલાંક ઝરણો પહાડ ઉપરથી નીચે પડતાં આવે છે. ત્યાંથી ૨ માઇલ ઉપર ભીમગોડા આગળ ભીમની મુર્તિ છે. આગળ રામવાડા ચટ્ટી પાસે મંદાકિનીની ધારા ઉંચેથી નીચે જોરબંધ પડે છે. રસ્તો જંગલનો, ચઢ ઉતરનો અને પત્થરીયો છે. અહીં ઘણાં ફુલ વૃક્ષો છે. પર્વત ઉપર દેવદારનાં અને ભોજપત્રનાં ઘણાં ઝાડો છે. અહિંથી આગળ જતાં પર્વતના શિખરો ઉપરનો બરફ જણાય છે.

કુબેરભંડાર—રામબાડાથી કેટલાંક ઝરણો વટાવી બે માઇલ ઉપર મંદાકિનીની ડાબી બાજુ કુબેરપર્વત ઉપર કુબેરભંડાર છે. ત્યાં કુબેર ભંડાર નામની ગુફા છે. ત્યાંથી ઉત્તરે થોડે દૂર પથ્થરનો હાથી છે. તે પર્વતને ઇન્દ્રપર્વત કહે છે અને અર્જુનનો આણેલો તે ઐરાવત હાથી છે એમ કહે છે. અહિં બરફ ગળી ગયા પછી કમળનાં ફુલ તથા જટામાંસી થાય છે. અહિંથી ગુપ્તકાશી, ઉખીમઠ અને શોણિતપુર દેખાય છે.

## પ્રકરણ ૪૨ મું.

# કેદારનાથ.

કુબેર ભંડારથી આગળ જતાં સરસ્વતી, મન્દાકિની, દુગ્ધગંગા, સ્વર્ગદ્વારી અને મહોદધિ એ પાંચ નદીઓનો સંગમ થાય છે, ત્યાં યાત્રાળુ સ્નાન કરે છે. અહિં મંદાકિની ઉપર નાનો પુલ છે. મંદાકિની અને સરસ્વતિના સંગમની પાસે સંગમેશ્વર મહાદેવનું શિવલીંગ છે. મન્દાકિની કેદાર પર્વતમાંથી નીકળી રૂદ્રપ્રયાગ આગળ અલકનંદાને મળે છે. રૂદ્રપ્રયાગથી મંદાકિનીના કિનારે કિનારે યાત્રાળુઓ કેદારનાથ આવે છે. રસ્તામાં નાની નાની ગુફાઓ, ઝરણા અને જંગલો આવે છે. અગસ્ત ચટી, ભીરી, કુન્ડચટી, ગૌરીકુન્ડ, રામબાડા અને કેદારનાથ પાસે મંદાકિનીના પાણી પાસે જઇ શકાય છે. બીજી જગાએ નદીમાં જવાનો રસ્તો નથી.

હરિદ્વારથી ૧૭–૧૮ દિવસે કેદારનાથ અવાય છે, સમુદ્રના જળથી ૧૧૦૦૦ ફુટથી વધુ ઉંચાઇએ મહાપન્થ નામની ચોટીની નીચે મંદાકિની અને સરસ્વતી બંને નદીઓની વચ્ચેની જમીન ઉપર કેદારપુરી છે. ત્યાં મોટાં મોટાં ૬૦–૭૦ મકાનો છે. ૧૮ થી ૨૦ ધર્મશાળાઓ છે. અહિં ઘણી વખતે વૈશાખ જેઠ સુધી બરફ જામેલો રહે છે. અહિં ઇન્દોરના મહારાજા અને કાળી કામળીવાળાની ધર્મશાળાઓ અને સદાવ્રત છે. અહીં મોદીઓની દુકાનો છે તથા પુરી, પેંડા વિગેરે મળે છે.

કેદારપુરીથી ઉત્તર બાજુએ કેદારનાથનું ઉત્તમ મંદિર છે. મંદિર ઉપર સોનેરી કળશ છે. મંદિરની અંદર ભીંતોની પાસે ચાર થાંભલા છે. અને મધ્યમાં ત્રણ ચાર હાથ લાંબું અને દોઢ હાથ પહોળું કેદારનાથનું અણઘડ શિવલિંગ છે. લિંગ ઉપરથી એક જગાએ ભેંસની ગરદન જેવું ઉચું છે. જળાધારી મોટી છે. ઉપર ચાંદીનું છત્ર લટકે છે. યાત્રાળુઓ શિવને આગળથી જળ ચઢાવી તેને સ્પર્શ કરીને ચંદન, અક્ષત, બિલીપત્ર ચઢાવી પુંજા કરી મેવો વિગેરે ધરાવી રૂપિયા પૈસા મુકે છે. અહિં ગોર લોકો શ્રાવણમાં કમળનાં ફુલ ચઢાવવાનો સંકલ્પ કરાવે છે. રસ્તામાં આવતાં કુબેર ભંડારવાળા કુબેરપર્વત ઉપર બરફ ઢંકાયલો હોય છે તે બરફ શ્રાવણમાં ગળી જાય છે ત્યારે ત્યાં કમળ થાય છે તે ફુલ કેદારનાથને ચઢાવે છે. લિંગને પાછળથી ઘી ચોપડી યાત્રાળુઓ ભેટે છે. અને કડાં, વીંટી, કંકણ વિગેરે યાત્રાળુઓ શિવને અડકાડીને લઇ જાય છે.

મંદિરની આગળ પથ્થરનો સભામંડપ છે. તેની ચારે તરફ અકેક દરવાજો છે અને વચ્ચે ૪ થાંભલા છે. સભામંડપની ભીંતમાં યુધિષ્ઠિર



શ્રી કેદારનાથ હિમાલય.

પૃષ્ઠ ૧૭૨.

લક્ષ્મી આર્ટ, ભાયખલા મુંબઈ, નં. ૮

વિગેરે પાંડવો અને દ્રૌપદીની મોટી મોટી મૂર્તિઓ છે. સભામંડપની વચ્ચે પીતળનો નંદી છે. દક્ષિણ દ્વાર ઉપર મોટા મોટા ઘંટ છે. અને પથ્થરનો જુનો નંદી ( પોઠીઓ ) છે. આસપાસ બીજી પંદરેક દેવ મૂર્તિઓ છે.

મંદીર અને સભામંડપ વચ્ચે એક નાનો દેવગઢ છે જેમાં પૂર્વ તરફ પાર્વતી અને ગણેશની અને પશ્ચિમે લક્ષ્મિજીની મૂર્તિઓ છે. મંદિરમાં અંધારૂં રહેવાથી દીવો બળ્યાં કરે છે. કેદારનાથની શ્રૃંગાર મૂર્તિ પંચમુખી છે. તે ઘણી વખતે વસ્ત્રાભૂષણો પહેરાવી લિંગ ઉપર રાખવામાં આવે છે. મંદીરની પાછળ બે ત્રણ હાથ લાંબો અમૃતકુન્ડ છે. જેમાં બે શિવલિંગ છે. અને ઇશાન ખૂણા તરફ એક હંસકુન્ડ અને બીજો રેતસકુન્ડ છે. રેતસકુન્ડમાં આચમન કરવામાં આવે છે. પાસે ઇશાનેશ્વર મહાદેવ છે. તેની પશ્ચિમે સુફલકકુન્ડ છે. કેદારનાથથી આગળ થોડે દૂર સોનેરી કળશ વાળા એક નાના મંદિરમાં બે અઢી હાથ લાંબો પહોળો ઉદકકુન્ડ છે. તે મંદિરની પાછળ મીઠા પાણીનો એક નાનો કુન્ડ છે. જે પાણી સર્વ કોઇ પીવે છે.

કેદારપુરી શીયાળામાં બરફથી ઢંકાયેલી રહે છે. મેષસંક્રાંતિ વૈશાખ માસમાં થાય છે. ત્યારથી પંદર દિવસ સુધી કેદારનાથના મંદિરનો પટ ખુલે છે. તે વૃશ્ચિકના સૂર્ય થાય છે ત્યારે કાર્તિક માસમાં મંદિર બંધ થાય છે. તે પછી અહિં બરફથી ઢંકાયેલું રહે છે. તેથી તે વખતે પુંજારી અને ગોર લોકો ઉખીમઠમાં અને શોણિતપુરમાં ચાલ્યા જાય છે.

મંદિર બંધ થતાં કેદારનાથની પુંજા ઉખીમઠમાં થાય છે. કેદારનાથની પુંજા તેનો પુંજારી જે રાવળ કહેવાય છે તે કરે છે. મંદિરના ખર્ચ માટે જાગીર છે અને પુંજાની આવક થાય તેમાંથી ખર્ચ થાય છે. કેદારનાથની આવક લેવાને તેને સ્વતંત્ર અધિકાર છે. યાત્રાના દિવસોમાં રાવળ ઉખીમઠમાં રહે છે અને તેમનો નોકર કેદારનાથની પુંજા કરવા ત્યાં રહે છે.

કેદારપુરીના મેદાનની ચારે તરફ બરફથી ઢંકાયેલા ડુંગરો છે. કેદાર પર્વત ઉપર કેદારનાથ છે. કેદારપર્વતનું ઉચું શિખર સમુદ્રની સપાટીથી ૨૨૮૫૦ ફીટ ઉંચું છે. વૈશાખ જેઠમાં પણ અહિં બરફ રહ્યાં કરે છે. અહિં ટાઢ ઘણીજ પડે છે તેથી રાત્રે મકાનની બહાર રહી શકાતું નથી અંદર મુકામમાં પણ સઘડી રાખવી પડે છે. કેટલાક તો દર્શન કરીને તરત પાછા રામબાડાચટી પાછા જાય છે. કેટલાક અહિં એક રાત્રી રહી પછી જાય છે. અહિં પર્વતની નીચે ભૈરવ ઝાંપો કરીને એક સ્થાન છે જ્યાં પહેલાં કેટલાક યાત્રાળુઓ કુદીને નીચે પડી પ્રાણ ખોતા હતા તે હાલ અંગ્રેજ સરકારે બંધ કર્યું છે.

પૂર્વ તરફના બરફના ડુંગરની પેલી પારથી વાસુકીગંગા નીકળીને સોનપ્રયાગમાં મંદાકિનીને મળે છે.

કેદાર પાંચ છે. કેદારનાથ, મધ્યમેશ્વર, તુંગનાથ, રૂદ્રનાથ અને કલ્પેશ્વર.

**મહાત્મ્ય**—કેદાર નામના રાજાએ સતયુગમાં અહિં આવી ઘણાં વર્ષ સુધી તપ કરી મોક્ષ મેળવ્યો હતો. તેના નામ ઉપરથી આ તિર્થનું નામ કેદાર પડયું. કેદારેશ્વર મહાદેવ શિવના બાર જ્યોતિર્લિંગમાંના એક મુખ્ય જ્યોતિર્લિંગ છે. કેદારેશ્વર હિમાલય પર્વત ઉપર છે. પૂર્વે ભગવાનના અવતાર નરનારાયણે અહિં કેદાર પર્વત ઉપર શિવલિંગ સ્થાપી તપ કર્યું હતું. જેથી શિવજી પ્રસન્ન થયા હતા. તેમને લોકોના કલ્યાણ માટે આ ક્ષેત્રમાં જ નિવાસ કરવાની તેમણે માગણી કરવાથી સદાશિવ જ્યોતરૂપ થઇને કેદારમાં નિવાસ કરે છે. જે કેદારેશ્વરનાં દર્શન કરે છે તેનું દુ:ખ રહેતું નથી. દર્શન કરનાર જીવન્મુક્ત થાય છે. કુંભરાશીના સૂર્ય અને બૃહસ્પતિ થાય ત્યારે ગુર્વાદિત્ય યોગ થાય છે તે વખતે કેદારનાં દર્શન કરી સ્પર્શ કરવાથી મોક્ષ મળે છે.

યુધિષ્ટિર વિગેરે પાંડવોને પોતાના ગોત્રની હત્યા કરવાના તેમજ દ્રોણાદિ ગુરુનું હનન કરવાના પાપમાંથી છુટવા માટે વ્યાસજીએ કહ્યું કે: કેદારેશ્વર ગયા વગર તમારૂં પાપ જવાનું નથી. અનેક ધારાઓથી ગંગા ત્યાં વહે છે. ઉમા અને ગણો સાથે સાક્ષાત શિવજી ત્યાં નિવાસ કરે છે.' વ્યાસની આજ્ઞાથી પાંડવો કેદારમાં ગયા. ત્યાં શિવે તેમને દર્શન ન આપ્યાં પણ પાડાનું રૂપ લઇને તે ભેંસોના ટોળામાં પેઠા. પાંડવોએ શિવને ન જોયા તેથી શિવની પ્રાર્થના કરવા લાગ્યા. ત્યારે ભગવાન શિવજી ત્યાં પોતાના પાછલા ધડથી ત્યાં સ્થિત થયા, તેમનાં દર્શન કરી પાંડવો પાપથી મુક્ત થયા. શિવનું ધડ ત્યાં રહ્યું અને માથાનો ભાગ નેપાલમાં પડયો તે પાશુપતેશ્વર તરીકે સ્થિત થયા.

રેતસકુન્ડનું જળ પીવાથી મનુષ્ય શિવરૂપ થાય છે. હંસકુન્ડમાં બ્રહ્માએ હંસરૂપે જળ પીધું હતું તેથી તેનું નામ હંસકુન્ડ પડયું છે. ત્યાં શ્રાદ્ધ કરવાથી પિતૃનો મોક્ષ થાય છે. કેદારપુરીથી ભીમશિલા સુધી મહાદેવજીની શય્યા ગણાય છે.

શિવકુન્ડમાં સ્નાન કરવાથી શિવલોક મળે છે. જે સ્થાનમાંથી ધારા વ્હે છે ત્યાંથી ઉપર ૨ યોજન ઉપર હિરણ્યગર્ભ તિર્થમાં રક્તવર્ણનું જળ નીકળે છે જેનો સ્પર્શ થવાથી લોઢું વિગેરે ધાતુનું સોનું બની જાય છે. ત્યાંથી ઉત્તરે સ્ફટીકનું લિંગ છે. જેની પૂર્વે સાત પગલાં ઉપર વન્હિ તિર્થમાં બરફની વચમાં અગ્નિમય જળ છે. તેમાં ઘી ની આહુતિ આપવી જોઇએ. ત્યાંથી ઉત્તરે પર્વતના ઉંચા શિખરમાંથી પૃથ્વી ઉપર પાણી પડે છે જે શરીર ઉપર પડવાથી મનુષ્ય મુક્ત થાય છે. ત્યાં પુણ્યાત્મા પુરુષોજ જઇ શકે છે. ત્યાંથી આગળ મહાપથ છે ત્યાં ગયા પછી માણસ

પાછો આવી શકતો નથી. ત્યાં સાત મહાદેવજીનું ધામ છે. ભૈરવ હાથમાં દંડ લઇને ગણોનું પાલન કરે છે. ગંગાદ્વારથી શ્વેત પર્વત પર્યંત તમસા નદીના તરફથી પૂર્વ બૌદ્ધાચલ સુધી ૫૦ યોજન લાંબા ને ૩૦ યોજન પહોળા સ્વર્ગના ભાગને કેદારમંડલ કહે છે.

## પ્રકરણ ૪૩ સું.

## કેદારનાથથી પાછા નાળાચટ્ટી આવી ત્યાંથી બદ્રિનાથ.

### ઉખીમુખી—મધ્યેશ્વર, તુંગનાથ, મંડલતીર્થ, રૂદ્રનાથ, ચમોલી, વીરહીસંગમ, પીપલકોટી, ગરૂડગંગા, આદીબદરી, કલ્પેશ્વર, વૃદ્ધબંદરી, જોશીમઠ.

**ઉખીમઠ**—કેદારપુરીથી પાછા નાલાચટ્ટી સુધી પાછા જવું પડે છે. નાલાગામથી ગુપ્તકાશીનો રસ્તો જમણી બાજુ રહે છે, અને બીજો રસ્તો ઉખીમઠ ઉપર થઇ બદ્રિનાથ જવાય છે. નાલાચટ્ટીથી જતાં કેટલાંક ઝરણો આવે છે. વચ્ચે મંદાકિની ઉપર લોઢાનો પુલ છે. રસ્તો ચઢ ઉતરનો છે. ત્યાંથી મન્દાકિનીના ડાબે કિનારે જતાં નાલાચટ્ટીથી ત્રણેક માઇલ ઉપર ઉખીમઠ આવે છે. અહિં પોસ્ટઑફીસ છે. પાસે ત્રણ ચાર હાથ ઉંચા ૧૧ શિવમંદિરો છે. અહિંથી કેટલાંક પગથીયાં ઉંચે ચઢયા પછી મોટું શિખરદાર મંદિર આવે છે. મંદિરમાં ૐકારનાથ શિવલિંગ છે. તેની પૂર્વે રાજા માંધાતાની મોટી મૂર્તિ છે. આજુબાજુ કેટલાક દેવોની મૂર્તિઓ છે. સભામંડપમાં ઉત્તર તરફ ત્રણ સિંહાસનોમાં બદ્રિનાથ, કેદારનાથ, તુંગનાથ, પાર્વતિ વિગેરેની ધાતુની મૂર્તિઓ છે. અહિં મંદિરમાં અંધારૂં રહે છે તેથી દીવા વડે શિવનાં દર્શન થઇ શકે છે. સભામંડપની આગળ નંદીની જુની મૂર્તિ છે.

મંદિરની પૂર્વના મંદિરમાં ઉષા અને અનિરૂદ્ધની મૂર્તિઓ અને ધાતુનાં પત્રાં ઉપર ચિત્રલેખાની મૂર્તિ છે. આગળના મંદિરમાં પાંચ સાત શિવલિંગ અને દેવમૂર્તિઓ છે. મંદિર બહાર ઘણી જુની મૂર્તિઓ છે.

ઓંકારનાથના મંદિરથી પશ્ચિમે કેદારનાથના રાવળનું બે માળનું મકાન છે. તેની નીચે એક ખંડમાં કેદારનાથની ગાદી છે. ગાદીની પાસે સોનેરી સિંહાસન ઉપર પંચમુખી મહાદેવ છે જેમનું ૧ મુખ સોનાનું, ૧ ચાદીનું અને છત્ર સોનેરી છે. શિવની પાસે પાર્વતિજીની મૂર્તિ છે. શિયાળામાં બરફને લીધે કેદારનાથનો રસ્તો બરફથી ઢંકાઇ જાય છે ત્યારે કેદારનાથની પુંજા અહિં થાય છે. બીજા ખંડમાં કુન્તી, અને દ્રૌપદીની મૂર્તિઓ છે. ધાતુનાં પતરાં ઉપર પાંડવોની મૂર્તિઓ છે અને એક ખંડમાં ગરૂડની મૂર્તિ છે. આ મકાનની ત્રણ બાજુ બીજાં મકાનો અને ધર્મશાળાઓ છે.

વચમાં મોટા ચોક છે. અહિં દુકાનોમાં સર્વ વસ્તુ મળે છે. ઉખીમઠના રાવળ ( પુંજારી ) કેદારનાથ, ઉખીમઠ, ગુપ્તકાશી, અને તુંગનાથના મંદિરોના અધિકારી છે.

સ્કંદપુરાણમાં કહ્યું છે કેઃ પૂર્વે નળરાજાએ અહિં આવી રાજરાજેશ્વરીદેવીનું પુજન કર્યું હતું તથા યુવનાશ્વના પુત્ર રાજા માંધાતાએ અહિં તપ કરી સિદ્ધિ મેળવી હતી.

**મધ્યમેશ્વર**—ઉખીમઠથી ૧૫ માઈલ ઉપર મધ્યમેશ્વરનું મંદિર છે વચમાં કાલીનદી, કાળીમઠ અને કાળશીલા તથા રાશીદેવીનું મંદિર આવે છે. મધ્યમેશ્વરનાં દર્શન કરી આવી પાછા ઉખીમઠ આવી ત્યાંથી બદ્રીનાથ જવાય છે. શિવજીનાં કેદારનાથ, મધ્યમેશ્વર, તુંગનાથ, રૂદ્રાલય અને કલ્પેશ્વર એ પાંચ શિવનાં ક્ષેત્ર છે. તેમાં પાંચ કેદારમાંના મધ્યમેશ્વર શિવ અહિં છે. જેનાં દર્શન કરવાથી સ્વર્ગ મળે છે. અહિં ધર્મશાળા અને સરસ્વતિ નદી છે.

**તુંગનાથ**—ઉખીમઠથી આગળ ત્રણ ચારેક ચટ્ટીઓ મૂકી ચોપત્તાચટ્ટી આવે છે. રસ્તામાં ઘણાં ઝરણા આવે છે. પોથીબાંસાચટ્ટી સુધી આકાશગંગા નદીના કિનારે આવવું પડે છે. રસ્તામાં જંગલ, મેદાનો અને ચઢઉતરનો રસ્તો છે. અહિં પર્વત નીચે વાદળો જણાય છે. ચોપત્તા ચટ્ટીમાં ધર્મશાળા અને મોદીની દુકાનો છે. અહિંથી ડાબી તરફ તુંગનાથ જવાની સડક છે અને જમણી તરફ ચમોલીનો રસ્તો છે. ચોપત્તાચટ્ટીથી ડાબી તરફ દોઢેક માઇલ ઉપર પર્વતના શિખરની પાસે તુંગનાથનું મંદિર છે અને શિખરના ઉપર ચન્દ્રશેખરનું મંદિર દેખાય છે પોથીબાસાથી તુંગનાથ પર્વતની શરદીનો આરંભ થાય છે. અહિં પર્વત નીચે ધુમાડી જેવાં વાદળાં જણાય છે. તુંગનાથ આગળ ઠંડીથી ઝાડો ઉગતાં નથી. રસ્તો પહોળો છે પણ ચઢવાનું અઘરૂં છે. પ્રથમ અઢી હાથના ઉંચા મંદિરમાં ગણેશની મૂર્તિ છે અને પછી તુંગનાથનું મંદિર છે. તુંગનાથનું મંદિર પશ્ચિમ મુખે છે. પાંચ કેદારમાં ત્રીજા કેદાર તુંગનાથ છે. તુંગનાથનું શિવલિંગ અણઘડ અને પાતળું છે. લિંગની પૂર્વે દોઢ બે હાથ ઉંચી શંકરાચાર્યની મુર્તિ છે. મંદિરની આગળ સભામંડપ છે, સભામંડપની આગળ જુનો નંદી અને ગણેશજી છે. તે સિવાય બીજાં કેટલાંક માંદરો, ધર્મશાળા, એક મંદિરમાં પાર્વતિજી વિગેરે છે. તુંગનાથનું મંદિર શંકરાચાર્યનું બનાવેલું કહે છે. અહિં ટાઢ વધુ પડે છે. શિયાળામાં બરફને લીધે મંદીરનો પટ બંધ થવાથી પુંજારી મકુમઠમાં જાય છે. ઘણી વખતે અહિં વરસાદ પડે છે. પાસે એક ગુફા છે તેમાં વરસાદ વખતે માણસો જાય છે. તુંગનાથ પશ્ચિમને રસ્તે ચઢી દક્ષીણ તરફથી નીચે ઉતરાય છે. ઉતરવાનો રસ્તો સાંકડો છે ચઢવાનો રસ્તો કઠણ છે.

તુંગનાથનાં દર્શન માત્રથી પાપ જાય છે. પ્રથમ ભૈરવનાં દર્શન કરી પછી તુંગનાથ ક્ષેત્રમાં પ્રવેશ કરવો. તુંગનાથની પાસેજ થોડે દૂર સ્ફટિકનું

લિંગ છે. તેની દક્ષિણે ગરુડ તીર્થ છે. ત્યાંથી થોડે દૂર પશ્ચિમે માનસરોવર છે. જેની ઉત્તરે મર્કટેશ્વર શિવ છે એવું સ્કંદપુરાણમાં મહાત્મ્ય છે. અહીં અહલ્યાબાઇની ધર્મશાળા પણ છે.

**મંડલતીર્થ**—આગળ કેટલીક ચટ્ટીઓ મુકી મંડલચટ્ટી આવે છે. ત્યાં બાલાસોતી નદીમાં એક નદી અનસુયા અને અમૃતકુન્ડમાં થઇને મળે છે. તે તિર્થને બ્રહ્મકોટી પણ કહે છે. આ સંગમને વ્યોમપ્રયાગ કહે છે. અહિં પૂર્વકાળમાં સગર રાજાએ અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. અહિં એક દેવીનું મંદિર તથા કુંડ છે.

**રૂદ્રનાથ**—મંડલ ગામથી એક પહાડી રસ્તે અનસુયાનું મંદિર ૨ માઇલ ઉપર છે અને રૂદ્રનાથનું મંદિર ૧૨ માઇલ ઉપર છે. ત્યાં બરફ બહુ છે તેથી કોઇક યાત્રાળુ જ ત્યાં જાય છે. રૂદ્રનાથ એ પાંચ કેદારોમાં ચોથા કેદાર છે. રૂદ્રનાથ પાસેથી રૂદ્રગંગા નદી નીકળે છે જે પીપલકોટી આગળ અલકનંદાને મળે છે. પૂર્વે દેવોએ અંધકાસુરથી પરાજય પામવાથી અહિં આવી શિવ પાસે અંધકાસુરને મારવાની પ્રાર્થના કરી. તે ઉપરથી શિવે કહ્યું કે હું અંધકાસુરને મારીશ અને તમારા કહેવાથી સર્વદા હું અહિં નિવાસ કરીશ. તે પછી શિવ અહિં રહે છે અહિં શિવનાં દર્શન કરવાથી સુખ મળે છે.

**ગોપાળેશ્વર**—રૂદ્રનાથથી પાછા મંડલગામ આવી ત્યાંથી આગળ ચાલતાં પાંચ માઇલ ઉપર ગોપેશ્વર આવે છે. રસ્તામાં કેટલાંક ઝરણા તથા બીરાનદી અને બાલાસતી નદીનો સંગમ આવે છે ત્યાં સુરજનો તાપ જણાતો નથી ચાલતાં સ્વપ્ન આવવા જેવું થાય છે પ્રદેશ ઘણો સુંદર છે. તે ઝાડી વટાવી ગોપેશ્વર આવે છે. તુંગનાથથી આવતાં રસ્તામાં સ્વપ્નવન આવે છે ત્યાં વૃક્ષો ઘણાં ઉંચાં છે અને ગીચોગીચ છે. અહીં મોદીયોની દુકાનો, ધર્મશાળા, અને કેટલાંક પાકાં મકાનો છે. અહિં એક મોટા ચોગાનમાં ગોપેશ્વરનું મોટું મંદિર અને ચંડીનું નાનું મંદિર છે. અહિં એક ૯ હાથનો ઉંડો કુવો છે. તેમાં ખારૂં પાણી છે. ગામની પાસે નાનાં ઝરણાં છે તેનું પાણી પીવાય છે મંદીર ૩૦ ફીટ લાંબુ પહોળુ પૂર્વાભિમુખે છે. શિવલિંગની પાસે ચાંદીની ભોગમુર્તિ છે. પશ્ચિમે પાર્વતીની મુર્તિ છે. ધાતુના પતરાં ઉપર બીજી દેવોની મુર્તિઓ છે. બહાર પીતળનો ગરૂડ છે. સભામંડપમાં ગણેશની મુર્તિ અને જુનો નંદી છે. મંદિરની બહાર ચિન્તામણિ ગણેશની પાસે એક ખેરના ઝાડ ઉપર પદ્મના પાતળા ઝાડ ઉપર કલ્પલતા નામની વેલ છે. તેને સર્વ રૂતુમાં ફુલ થાય છે. મંદિર બહાર ૯ હાથ ઉંચું શિવનું લોઢાનું ત્રિશૂળ છે તેની પાસે ગંગાજીની મુર્તિ છે. આ સ્થાનનું મુળ નામ ગોસ્થળ છે. આ સ્થાનમાં પૂર્વે મહાદેવજીએ કામદેવને ભષ્મ કર્યો હતો. તે કામની સ્ત્રી રતીની પ્રાર્થ-

નાથી બીજે જન્મે શિવની પ્રાર્થના કરી કામને રૂપવાન કર્યો હતો. અહિં રતીકુન્ડ છે. ગોસ્થલમાં શિવ પાર્વતિ સાથે નિવાસ કરે છે. ત્યાં શિવનું આશ્ચર્યજનક ત્રિશૂળ છે જે હલાવવાથી હાલતું નથી તથા એક પુષ્પવૃક્ષ છે જેને હંમેશાં ફુલો થયાંજ કરે છે એવું સ્કન્દપુરાણમાં કહ્યું છે.

**ચમોલી**—ગોપેશ્વરથી ૨ માઇલ ઉપર આગળ ચમોલી આવે છે. માર્ગ ઉતરવાનો છે. ચમોલીનું દવાખાનું, બજાર, અલકનંદા ઉપર લોઢાનો પુલ વિગેરે નદીની રેલમાં તણાઇ ગયું હતું. હાલ મોદીની દુકાનો છે ત્યાં કસ્તુરી, શિલાજીત વિગેરે મળે છે. ચમોલીથી બદ્રીનાથ જવાય છે. બદ્રીનાથથી પાછા ચમોલી આવી કાઠગોદામ સ્ટેશન તરફ જવાય છે.

વિરહીસંગમ—ચમોલીથી આગળ ૪ માઇલ ઉપર વીરહી નદી અને અલકનંદાનો સંગમ થાય છે. સંગમની પાસે રેતીનું મેદાન છે. વીરહી નદીમાં રેલ આવવાથી અહિંથી હરિદ્વાર સુધી અલકનંદા અને ભાગીરથીના કીનારાનાં સર્વ ગામ, બજાર, મંદિર વિગેરે સને ૧૮૬૪ માં તણાઇ ગયાં હતાં તે વખતે ૮૫૦ ફીટ પાણી ઉંચુ ચઢયું તે વખતે ગોહના ગામ પાસે વીરહિ નદીમાં પર્વતનું ૪૦૦ ગજ ઉચું શિખર તુટી પડવાથી નદીનો પ્રવાહ રોકાઇ ગયો અને એક મોટા તળાવ જેવું બની ગયું. તેને ગોહના તલાવ કહેવા લાગ્યા. ત્યાંથી સર્વ સ્થળે તાર નાંખી દીધા હતા તેમાંથી એકદમ પાણીએ માર્ગ કરવાથી ખૂબ પાણી વ્હેવાથી ઘણાં ગામ તણાયાં હતાં.

આ સ્થળે પૂર્વકાળમાં મહાદેવજીએ પોતાનાં પત્નિ સતી બળી મરવાથી તેમના વિરહથી તપ કર્યું હતું તેથી આ નદીનું નામ વિરહવતી પડયું છે ત્યાં વિરહેશ્વર મહાદેવ છે. ત્યાં સ્નાન દાન કરવાનું મહાત્મ્ય છે. આગળ હાટચટ્ટીમાં બિલ્વેશ્વર મહાદેવ આવે છે.

પીપલકોટી—આગળ પીપલકોટી ચટ્ટી આવે છે ત્યાં વસ્તી સારી છે ત્યાં જોઇતી ચીજો મળી શકે છે. ઉપરાંત ચંબર, શિલાજીત, કસ્તુરી, નિર્વિષયી, ઝેરી મહોરો વિગેરે મળે છે. સાપ કે વીંછીના ડંખ ઉપર ઝેરી મ્હોરો કામ આવે છે તે ડંખ ઉપર ડાબવાથી વિષ ચુસી લે છે. અહિં પચ્ચીસ ત્રીસ પાકાં મકાનો છે. અહીંના પહાડમાં સ્લેટનો પથ્થર બને છે. અહિં એક પીપળના ઝાડ નીચે મંદિરમાં ભગવાનની ચતુર્ભુજ મૂર્તિ છે, પીપળના નામ ઉપરથી પીપળચટ્ટી નામ પડેલું જણાય છે. આગળ જતાં અલકનંદા અને રૂદ્રગંગાનો સંગમ થાય છે.

ગરુડગંગા—આગળ જતાં ગરૂડગંગા આવે છે તેમાં યાત્રાળુ સ્નાન કરે છે, ત્યાં ગરુડની મૂર્તિ છે તેને પેંડા ચઢાવે છે અને અહિંથી નદીના પથ્થરના કકડા લોકો સાપના ભયથી બચવા માટે ઘેર લઇ જાય છે. જતાં ઠેકાણે ઠેકાણે ગરુડની મૂર્તિયો છે.

ગરુડગંગાની પાસે એક પહાડમાં ગુફા છે તેમાં એક મંદિરમાં જમણી તરફ ગરુડ અને ડાબી તરફ વિષ્ણુની મુર્તિ છે. આ નદી અલક નંદાને મળે છે. અહિં નદીયોમાં ધોળા, ગુલાબી, લીલા રંગીત પથ્થરોના ગોળ ટુકડા હોય છે. મહાત્મ્ય—ગરુડગંગામાં સ્નાન કરી ગરુડની પુંજા કરવાથી વિષ્ણુ લોક મળે છે. જે ઘરમાં ગરુડગંગાની શિલા ( પત્થર ) રહે છે ત્યાં સર્પને ભય રહેતો નથી. આ નદીનો પથ્થરનો કકડો જળમાં ઘસીને પાવાથી સાપનું ઝેર ઉતરી જાય છે એવું સ્કંદપુરાણમાં છે.

અહિંથી આગળ દેવદારુ ચટ્ટી પાસે દેવદારનાં ઘણાં ઝાડો છે.

પાતાળગંગા—આદિબદરી આગળ પાતાળગંગા નદી આવે છે તેના ઉપર પુલ બાંધેલો છે. ત્યાં ગણેશની મુર્તિ છે. ત્યાંથી કેટલીકચટ્ટીઓ વિતાવી ઉર્જમગામ આવે છે ત્યાંથી આગળ કુંભારચટ્ટી આવે છે ત્યાં- થી ૬ માઇલ ઉપર ઉર્જગામ છે ત્યાં ઉર્જમ મુનિએ તપ કર્યું હતું ત્યાં આદિબદરીનું સ્થાન છે. તેનું વર્ણન પાછળ આવશે. પાંચ બદરીમાંથી આ આદિબદરી છે.

કલ્પેશ્વર—આદિબદરીથી ૨ માઇલ ઉપર કલ્પેશ્વરનું દેવાલય આવે છે તે પાંચ કેદારમાંના એક છે કુંભારચટ્ટીથી આદીબદરી અને કલ્પેશ્વરનાં દર્શન કરી કુંભારચટી પાછા આવી આગળ જવું. કલ્પેશ્વર આગળ ઇન્દ્રે દુર્વાસાના શાપથી મહાદેવજીનું તપ કર્યું હતું. દુર્વાસાએ ઇન્દ્રને ફુલની માળા આપી તેણે તે માળા હાથીને ચઢાવી તેથી દુર્વાસાએ પોતાનું અપમાન થયું સમજી લક્ષ્મીથી ભ્રષ્ટ થવાનો ઇન્દ્રને શાપ આપ્યો હતો. શિવના ને- ત્રનું જળ સમુદ્રમાં નાંખી સમુદ્રમાંથી લક્ષ્મી અને કલ્પવૃક્ષ મેળવ્યું હતું ત્યારથી શિવજી અહિં કલ્પેશ્વર નામથી પ્રસિદ્ધ થયા છે. અને તેથી આ પર્વતનું નામ ઇન્દ્રપર્વત પડયું છે.

વૃદ્ધબદરિ—આગળ જતાં પેનીમઠમાં વૃદ્ધબદરીનું મંદિર છે. ત્યાંથી આગળ કેટલાક મુકામો, ઝરણા, વટાવી અલકનંદા અને એક બીજી નદીનો સંગમ આવે છે વચ્ચે ચાર પાંચ ગુફાઓ આવે છે ત્યાંથી ઉપરની તરફ જોશીમઠનો રસ્તો છે અને નીચે વિષ્ણુ પ્રયાગનો રસ્તો છે ચારેક માઇલ જોશીમઠ છે.

**શંકરાચાર્યનો જોશીમઠ**—આગળ જોશીમઠ આવે છે ત્યાં વસ્તી વધારે છે. શંકરાચાર્યે આ મઠને સ્થાપ્યો છે. અહીં શ્રી શંકરાચા- ર્યની ગાદી છે. શંકરાચાર્યના ચાર મઠ મુખ્ય છે, તેમાંનો જોશીમઠ પણ એક છે. શ્રીનગર પછી આજ વધારે વસ્તીવાળું સ્થાન છે. ત્યાં પચાસેક મકા- નો, ધર્મશાળા, સરકારી બંગલો, પોલીસ ચોકી, પોસ્ટ વિગેરે છે. અહિં જોઇતી વસ્તુઓ મળે છે તે ઉપરાંત મેવો, ચંબર વિગેરે મળે છે. ગામની

ઉત્તર ભાગમાં નૃસિંહનું મંદિર છે ત્યાંથી પશ્ચીમે બદરીનાથના રાવળનું મકાન છે. જ્યારે શિયાળામાં બરફને લીધે બદ્રીનાથનો રસ્તો બંધ થાય છે ત્યારે ૬ માસ સુધી બદ્રીનાથની અહિં પૂજા થાય છે.

અહિં નૃસિંહજીનું મંદિર છે. તેને ત્રણ કળશ છે. અંદર નૃસિંહજીનું સુંદર મુર્તિ પશ્ચિમ મુખે છે. તેનો મુકટ અને છત્ર સોનાનું છે. તેની ડાબી બાજુ રામ, લક્ષ્મણ અને જમણી બાજુ બદ્રીનાથ, ઉદ્ધવજી અને ચન્ડીની મુર્તિયો છે. મંદિરની વચ્ચે પુંજારીની કોટડી અને તેની દક્ષિણે શેષશાયી ભગવાન અને લક્ષ્મણજીની મુર્તિ છે. પાસે દરવાજા આગળ એક બાજુ પાતળના બે નળ છે તેમાંથી ઝરણોનું પાણી નીકળીને નીચે કુન્ડમાં પડે છે.

વાસુદેવનું મંદિર—નૃસિંહજીના મંદિરથી પુર્વે વાસુદેવનું મંદિર પશ્ચિમ મુખે છે. તેમાં વાસુદેવની શ્યામમુર્તિ અને બળદેવજીની મુર્તિયો માણસ જેવડી છે. મુર્તિયો ઘણી જુના વખતની છે તેને શંકરાચાર્યે સ્થાપી છે એમ કહેવાય છે. મંદિરના ઘેરાવાની અંદર એક મંદિરમાં અષ્ટ ભૂજા ગણેશની મુર્તિ તથા બીજી નાની નાની મુર્તિયો છે. પૂર્વની કોટડીમાં સત્યનારાયણનું, એક બાજુ ધ્યાનબદરી, ગણેશની અને દુર્ગાઓની ૯ મુર્તિયો છે. તથા એક કોટડીમાં શિવ પાર્વતિની મુર્તિ છે. જેને તાંડવ શિવ કહે છે. બહાર ચબુતરા ઉપર પીતળનો ગરુડ છે.

સ્કંદપુરાણમાં કહ્યું છે કે જ્યોતિર્ધામમાં નૃસિંહ ભગવાન અને પ્રહ્‌લાદજી નિવાસ કરે છે.

---

## પ્રકરણ ૪૪ મું.

## તપોવન, ભવિષ્યબદરી, વિશ્નુપ્રયાગ, પાંડુકેશ્વર, યોગબદરી, શેષધારા, હનુમાનચટી, કુબેરશીલા.

---

**તપોવન–ભવિષ્યબદરી**—જોશીમઠથી ૧ માર્ગ બદ્રિનાથ જાય છે અને બીજો માર્ગ જમણી તરફ તપોવન અને ભોટ થઈ કાઠગોદામ જાય છે. જોશીમઠથી ૬ માઇલ ઉપર તપોવન છે જે ભોટદેશ કહેવાય છે. ત્યાં વ્યાસજીએ તપ કર્યું હતું તથા શિષ્યોને વેદ ભણાવ્યા હતા. હનુમાને અહિં કાલનેમી દૈત્યને માર્યો હતો. તપોવનથી ૫ માઇલ ઉપર ધવલી ગંગાની પાસે પાંચ બદરીમાંથી એક **ભવિષ્યબદરીનું** મંદિર છે જેને તપબદરી પણ કહે છે. અહિં મહર્ષિ અગસ્ત્યે તેમજ અગ્નિએ તપ કર્યું હતું માનસસરોવરમાંથી ધવલી ગંગા નીકળે છે. પૂર્વે ધવલ રાજાએ અહિં ગંગાની સેવા કરવાથી ધવલી ગંગા નામ પડયું છે એવું સ્કંદપુરાણમાં છે.

**વિષ્ણુપ્રયાગ**—તપોવનથી પાછા જોશીમઠ આવી ત્યાંથી આગળ દોઢેક માઇલ ઉપર વિષ્ણુપ્રયાગ આવે છે. ધવલગંગાની મધ્યે એક મોટા પથ્થરનો ઢગલો છે. તેના ઉપર થઈ બંને બાજુ નદી ઉપર લાકડાનો પુલ છે. અહિં ધવલગંગા અને અલકનંદાનો સંગમ થાય છે. અહિ પાણી જોરથી વ્હેછે તેથી યાત્રાળુઓ લોટે લોટે સ્નાન કરે છે. ચટીથી ૭૦ પગથીયાં નીચે એક નાનું મંદિર છે. જ્યાંથી ૬૦ પગથીયાં નીચે ઉતરતાં સંગમનું સ્થાન છે. પગથીયાંની બંને બાજુ સાંકળો ઝાલી નીચે ઉતરવું પડે છે. આ સ્થાનને વિષ્ણુકુંડ કહે છે. અહિં વિષ્ણુપ્રયાગની ચટ્ટી છે. અહિં એક મંદીરમાં વિષ્ણુભગવાન, બદ્રિનાથ અને બીજા દેવોની મુર્તિયો છે. વિષ્ણુપ્રયાગ પાંચ પ્રયાગોમાંના ૧ છે. રસ્તો ઉતરવાનો છે. વિષ્ણુપ્રયાગમાં સ્નાન કરનાર વિષ્ણુલોકને મેળવે છે. અહિં નારદે વિષ્ણુની ઉપાસના કરી હતી. ત્યાં વિષ્ણુકુંડ પ્રસિદ્ધ છે. ધવલગંગા મહાદેવજીની પાસેથી અહિં આવે છે એવું સ્કન્દપુરાણમાં છે.

**પાન્ડુકેશ્વર**—અહિં સ્નાન દર્શન કરી આગળ પાન્ડુકેશ્વરચટ્ટી આવે છે. રસ્તામાં અનેક ઝરણો, અલકનંદા ઉપરનો પુલ, એક મોટી ગુફા, સાંકડો માર્ગ, પર્વત ઉપરથી પડતાં ઝરણો વિગેરે આવે છે. અહિં ધર્મશાળા, અને મોદીની દુકાનો છે. અહિં યોગબદરી અને વાસુદેવજીનું મંદિર છે. અહિં પાંડુ રાજાએ મૈથુનમાં આસક્ત મૃગ અને મૃગીને બાણવડે મારવાથી મૃગરૂપા મુનિએ તેને પણ સ્ત્રી સહવાસથી મૃત્યુ થવાનો શ્રાપ આપ્યો હતો તેથી દુઃખીત થઇ પાંડુ રાજાએ અહિં તપ કર્યું હતું. શતશૃંગ પર્વત ઉપરજ પાંડુને કુન્તિથી પાંચ પુત્રો (પાંડવો) ઉત્પન્ન થયા હતા. અહિં પાંડુશ્વર મહાદેવ વિરાજે છે એવું મહાભારતમાં છે.

**યોગબદરી**—પાંડુકેશ્વરમાં યોગબદરીનું શિખરવાળુ મંદિર છે. તે પાંચ બદરીમાંના એક છે. તેને ધ્યાનબદરી પણ કહે છે. તેની ધાતુની મૂર્ત્તિ, સોનેરી મુકુટ અને છત્ર સારાં છે. મંદીર પ્રાચીન છે. સભા મંડપની બહાર એક ઓરડીમાં શિવલિંગ છે.

**વાસુદેવનું મંદીર**—યોગબદરીની પાસે વાસુદેવજીનું મંદિર છે. મુર્તિ સુંદર છે. છત્ર, મુકુટ સોનેરી છે.

**શેષધારા**—પાંડુકેશ્વરથી ૦॥ માઇલ ઉપર એક ધારા પર્વતમાંથી જમીન ઉપર પડે છે તેને લોકો શેષધારા કહે છે. ત્યાં એક મંદિરમાં ૧॥ હાથ ઉંચું અણઘડ શિવલિંગ છે તેને શેષજી કહે છે.

**હનુમાનચટ્ટી**—આગળ કેટલીક ચટ્ટીઓ અને ઝરણો વટાવી હનુમાનચટ્ટી આવે છે, ત્યાં હનુમાનજીની નાની મુર્તિ એક મંદિરમાં છે. ત્યાં અલકનંદા તથા ધૃતગંગા નદીઓ છે. લોકો ધૃતગંગાનું પાણી પીવે છે. અહિંથી આગળ બરફ વધુ હોવાથી જંગલ નથી.

વૈખાનસમુનિ—હનમાનચટી પાસે અલકનંદાથી સામે પાર ક્ષીરગંગા અને તેથી પાર ઘૃતગંગા નદી અલકનંદાને મળે છે, ત્યાં વૈખાનસ મુનિએ તપ કર્યું હતું. ત્યાં યજ્ઞની રાખ હજુ પણ છે. મરુત રાજાએ પણ અહિં તપ કર્યું હતું.

કુબેરશીલા—હનુમાનચટીથી ૩॥ માઇલ ઉપર કુબેરશિલા છે. જવાનો રસ્તો સાંકડો અને ચઢ ઉતરનો છે. રસ્તામાં અલકનંદાને ઘણાં ઝરણાં મળે છે. કુબેરશિલા પાસેથી બદ્રીનાથનું મંદિર દેખાય છે. ત્યાં ગણેશનું મંદિર છે. અહીં અલકનંદાને કિનારે કિનારે માર્ગ છે. અહિંથી પોણા માઇલ ઉપર બદ્રિનાથ આવે છે. કુબેરનાથમાં જોડા ઉતારી બદ્રીનાથ કેટલાક જાય છે. હરિદ્વારથી વીસેક દિવસે કેદારનાથ અને કેદારથી દસેક દિવસે બદ્રીનાથ જવાય છે.

---

## પ્રકરણ ૪૫ મું.

# બદ્રીનાથ.

---

અલકનંદાથી જમણે કિનારે ગઢવાલ જીલ્લામાં બદ્રિનાથ છે. ત્યાં ૧૦૦ મકાનો છે. ઘણી ધર્મશાળાઓ છે. કેટલાંક મકાનો ઉપર ભોજપત્ર છાપેલાં છે. દુકાનો પણ છે. અહિં સર્વ વસ્તુ વેચાતી મળી શકે છે. ઘેટાં અને બકરાં ઉપર સામાન લાદીને વેપારીઓ અહિં લાવે છે. અહિંનું પાણી ઘણું ઠંડું છે. કેટલાક યાત્રાળુઓ પાંચ સાત રાત્રિ અહિં રહે છે. અહિં કાશ્મીર, પતિયાળા, અને ઇન્દોરના મહારાજાનાં તેમ બાવા કાગળીવાળાનાં સદાવર્તો છે. અહિં ચારે તરફ પર્વતના ઉપર બરફ જામેલો છે. શિયાળામાં અહિં મકાનો અને જમીન ઉપર બરફના ઢગલા થઇ રહે છે. બદ્રિનારાયણનું સર્વથી ઉંચું શિખર સમુદ્રના જળથી ૨૩૨૦૦ ફીટ ઉંચું છે. ત્યાં ચારે તરફ પર્વતના ઉપર બરફ જામેલો રહે છે. પૂર્વ અને પશ્ચિમના પહાડને જય અને વિજય કહે છે. પર્વતોની વચ્ચે ઉત્તર દક્ષિણ લાંબુ મેદાન છે. જ્યાં અલકનંદા વહે છે. ત્યાં બદરીનાથની પુરી છે. આ સ્થાનનું નામ મંદરાચળ અને બદ્રિકાશ્રમ છે. ત્યાં ટાઢ વધુ પડે છે દહાડે પણ ઓઢવું પડે છે. કેદારપુરી કરતાં અહિં ટાઢ ઓછી છે.

બદ્રિનાથજી—અલકનંદાથી જમણે કિનારે પથ્થરનું બાંધેલું ૪૫ ફુટ ઉંચું બદ્રિનાથનું મંદિર પૂર્વાભિમૂખે છે. મંદીર ઉપર ઘુમટ તાંબાનાં પતરાંથી જડેલો છે. સોનેરીશિખર ઉપર સોનેરી કળશ છે. મંદિરની અંદર બારણા સામીજ બદ્રિનારાયણની શ્યામમૂર્તિ બે હાથવાળી ધ્યાનમાં બેઠેલી હોય તેવી તેજસ્વી જણાય છે. તેમના લલાટે હીરા જડેલા છે. ઉપર



શ્રી બદ્રિનારાયણ. હિમાલય. પૃષ્ઠ ૧૮૨.

સોનાનું છત્ર છે. પાસે લક્ષ્મીજી, નર, નારાયણુ, ગણેશજી, સોનાના કુબેર, ગરૂડ અને ચાંદીના ઉદ્ધવની મૂર્તિયો છે. પહેલાં બદ્રિનારાયણની મૂર્તિ ગુમ હતી તે મહારાજ શંકરાચાર્યને નવમી સદીમાં નદીમાંથી આ મૂર્તિ મળી તે તેમણે અહિં મંદીર બનાવીને સ્થાપિત કરી છે. આ મૂર્તિ પારસમણિની છે એમ કહેવાય છે.

મંદીરની પૂર્વ તરફ ખાસ મંદીર જેટલોજ ઉંચો સોનેરી કળશવાળો ઘુમટવાળો સભામંડપ છે. સભામંડપના દ્વાર ઉપર જય અને વિજય બે પાળીયાઓ પથ્થરના છે. મંદીરમાં વપરાતાં ઘડા વિગેરે વાસણો ચાંદીનાં છે. કમાડો ચાંદીથી મઢેલાં છે. મંદિર દિવસમાં નિયમસર ત્રણ ચાર વખત ઉઘડે છે. યાત્રાળુઓ વચ્ચેના દેવળમાંથી અને સભામંડપમાંથી દૂરથીજ દર્શન કરે છે. પુંજારી દ્વારા મેવા મીઠાઈ વિગેરે પ્રસાદ બદ્રિનારાયણને ચઢાવાય છે. કેટલાક ધનવાનો રૂપિયા, વસ્ત્રો આભૂષણો વિગેરે ભેટ ધરે છે. યાત્રાળુઓ કડાં, વીંટી, વિગેરે તથા તાંબાના પતરાંપર બનાવેલી બદ્રિનારાયણની મૂર્તિયો પુંજારી મારફતે બદ્રિનારાયણને સ્પર્શ કરાવી પોતાને ત્યાં લઇ જાય છે. ભગવાનને સવારમાં જળ પાન અને સાંજે કાચી રસોઇ ભોગમાં ચઢાવે છે. રોજ ૧૦ મણનો ભોગ ચઢે છે. અહિં યાત્રાળુઓ જાતિભેદ માનતા નથી પણ જગન્નાથપુરીની માફક પ્રસાદ જમે છે. અહિં જે ભગવાનને ફુલ ચઢે છે તે તથા ચણાની કાચી દાળ પ્રસાદમાં મળે છે અહિં દર વર્ષે લાખો યાત્રાળુઓ આવે છે.

બદ્રિનાથની પાછળ ધર્મશિલા નામની પથ્થરની શિલા છે. મંદિરની ડાબી તરફ ચરણોદક કુન્ડ છે જેમાં મંદિરની મોરીમાંથી પાણી પડે છે. સભામંડપની ઉત્તર તરફ એક ખંડમાં ઘન્ટાકર્ણ અને પૂર્વના મેદાનમાં પાષાણનો ગરુડ છે. મંદિરની આજુબાજુ બીજી પણ દેવમૂર્તિયો છે. પૂર્વે દરવાજાની બહાર એક તરફની દીવાલના તાકામાં બ્રહ્મા, વિષ્ણુ, શિવ અને સૂર્યની મૂર્તિયો છે. બારણામાં મોટો ઘંટ છે. દ્વારની આગળ તપ્તકુન્ડ અને અલકનંદા નદી છે.

મંદિરના સભામંડપની દક્ષિણે લક્ષ્મણજીનું એક ઘુમટદાર નાનું પથ્થરનું લક્ષ્મીજીનું મંદિર છે. તેમાં લક્ષ્મીજીની શ્યામવર્ણની મૂર્તિ છે. મંદિરની પાસેજ પૂર્વે ભંડારના રસોડામાં રોજ ૩૦ મણ ચોખા, રંધાય છે અને દાળ શાક વિગેરે બનાવી ભોગ ધરાવાય છે.

બદ્રિકાશ્રમમાં ઋષિગંગા, કુર્મધારા, પ્રહ્લાદધારા, તપ્તકુન્ડ અને નારદકુન્ડ એ પાંચ તિર્થો છે ત્યાંથી પા એક માઇલ ઉપર ઋષિગંગા અલકનંદાને મળે છે ત્યાં સ્નાન થાય છે. મંદિરથી કાંઇક દક્ષિણે ભીંતમાં કુર્મ [કાચબા]નું પથ્થરનું મોં છે તેમાંથી ઝરતું પાણી એક હૉજમાં પડે છે. તે કુર્મધારા કહે છે. કુર્મધારાથી ઉત્તરે એક કુન્ડમાં ગરમ જળ પડે છે

તેને લોકો પ્રલ્હાદધારા કહે છે. મંદિરની સામે ૬૫ પગથીયાં ઉતરીને અલકનંદાના જમણા કિનારા ઉપર પંદરેક હાથ લાંબો પહોળો એક કુન્ડ છે. કુન્ડની પશ્ચિમની ભીંતમાં ખૂણા પાસે પીતળના ૨ નળ છે, તેમાંથી ગરમ પાણીના ઝરણનું ગરમ જળ તપ્તકુન્ડમાં પડે છે. તેમાંના ૧ નળને ગરુડધારા અને બીજાને લક્ષ્મીધારા કહે છે. અંદર ગરમ પાણી રહે છે. નળ ઘણીવાર બંધ રાખે છે. તેનું પાણી યાત્રાળુ ઉપર પુજારી છાંટી માર્જન કરે છે. ગરમ પાણીથી યાત્રાળુ સ્નાન કરે છે. ઉપરથી વધારાનું પાણી નાના નાના નળદ્વારા બહાર જાય છે. તપ્તકુન્ડથી ઉત્તરે ગૌરીકુન્ડ અને સૂર્યકુન્ડ નામના બે નાના નાના કુન્ડ છે જેમાં ઝરણોનું ગરમ પાણી છે. તેમાં નાના કુન્ડમાં નળદ્વારા ઝરણનું પાણી આવે છે, તેને વિષ્ણુધારા કહે છે, તપ્તકુન્ડની પશ્ચિમે એક મંદિરમાં શિવલિંગની માફક શંકરાચાર્ય છે. તથા કેદાર પણ લિંગ સ્વરૂપે છે. ત્યાં નંદી છે. તપ્તકુન્ડની પાસે અલકનંદામાં નારદકુન્ડ છે ત્યાં નારદશિલા કરીને પથ્થરનો મોટો ટુકડો છે જેની નીચે અલકનંદાનું પાણી સાંકડી ગુફામાંથી પડે છે. તેને નારદકુન્ડ કહે છે. ત્યાં યાત્રાળુ સ્નાન કરે છે.

**પંચશિલા**—બદ્રિકાશ્રમમાં—નારદશિલા, તેની પાસે અલકનંદામાં વારાહશિલા, માર્કંડેયશિલા, અને નૃસિંહશિલા, અને તપ્તકુન્ડની પશ્ચિમે પુંજારીના મકાન પાસેની એક ઓરડીમાં ગરુડશિલા એ રીતે પંચશિલા છે.

**બ્રહ્મકપાલી**—બદ્રીનાથની ઉત્તરે થોડે દૂર અલકનંદાના જમણા કિનારે બ્રહ્મકપાલીની જગા છે ત્યાં બેસી શ્રાદ્ધ છે.

**વસુધારા**—બદ્રીનાથથી એકાદ માઇલ ઉપર માનાગામ થઇ બે માઇલ ઉપર વસુધારા છે. ત્યાં બરફ રહે છે અશાડ શ્રાવણમાં બરફ ઓગળતાં કોઇ કોઇ ત્યાં સ્નાન કરવા જાય છે. ત્યાં પૂર્વે આઠ વસુઓએ તપ કર્યું હતું. ત્યાં ઉંચા પહાડમાંથી વસુધારા નામની મોટી ધારા નીચે પડે છે. તેની આગળ બરફમય પર્વત છે. બદ્રિનારાયણથી આઠેક માઇલ ઉપર વસુધારા તિર્થ છે, ત્યાં પહાડમાંથી પાણીની ધારા પડે છે, તે ધારા નીચે માણસ ઉભો રહે છે. જો તે પાપી હોય છે તો તેના ઉપર ધારા પડતી નથી પણ વાંકી પડે છે, અને પુણ્યાત્મા ઉપર તરત પડે છે.

**સત્યપથ અને સ્વર્ગારોહણ**—વસુધારાથી આગળ સત્યપથ અને સ્વર્ગારોહણ જવાય છે. પણ બરફને લીધે વસુધારાજ કેટલાક તો જતા નથી તોપછી આગળ તો જાયજ શાના ? વસુધારા બદ્રિનાથથી ૪ માઇલ છે ત્યાં અષ્ટવસુઓએ તપ કર્યું હતું. વસુધારાથી સત્યપથ અને સ્વર્ગારોહણનાં સ્થાનો નજરે જણાય છે. કહે છે કેઃ સ્વર્ગ નિસરણીને સાત પગથીયાં છે પણ ત્યાં કોઇથી જવાતું નથી. બદ્રીનાથથી આગળ ભૂતાન અને ટીબેટ

જવાનો રસ્તો છે. ત્યાં માનસરોવર છે. ત્યાં શ્રાવણ ભાદરવામાં જઈ શકાય છે. બદ્રિનારાયણથી આઠેક દિવસમાં માનસરોવર જઈ શકાય છે.

**નિતિપાસ**—તિબેટ અને હિમાલયની સીમા ઉપર આ પ્રદેશ છે અહિં માર્ચ્છા જાતિના શક લોકો વસે છે. તેઓ ચંમર ગાય ઉપર માસાન લાદી તીબેટ જાય છે તે આપણા લોકોને ધિક્કારે છે અને માંસાહારી છે. માણસને પણ મારી નાંખે છે. માન સરોવર જતાં રસ્તો કઠણ છે. ત્યાં સાધુસંતો માર્ચ્છા જાતિનો આશ્રય લઇને જાય છે. નિતિથી આઠ દસ દિવસે કૈલાસ જવાય છે, કૈલાસમાં ટાઢ ઘણી પડે છે. ત્યાં કોઇ માણસ હોતું નથી. ત્યાં કૈલાસમાં શિવનાં દર્શન થાય છે. શિવલિંગની આજુબાજુ ગંગાજી ફરી વળેલાં છે.

બદ્રિનારાયણથી આગળ ડુંગરમાં આસો કારતકમાં મેળો ભરાય છે તેમાં ટીબેટ અને ભૂતાનના લોકો માલ લઇ આવે છે ત્યાં કસ્તુરી, ઉન, ચંમર, વિગેરે વેચાય છે.

બદ્રિનાથના મંદિરનો પટ બરફને લીધે વૃષભ સંક્રાંતિમાં જેઠ મહિનામાં ઉઘડે છે અને વૃશ્ચિક સંક્રાંતિમાં બંધ થાય છે. તે વખતે આ સ્થળમાં બરફ જામી જાય છે. જ્યારે મંદિર બંધ રહે છે ત્યારે જોશીમઠમાં બદ્રિનાથની પુંજા થાય છે.

બદ્રીનાથના પુંજારી નાંબોરી દક્ષિણી બ્રાહ્મણ છે. જેને રાવળ કહે છે. તે લગ્ન કરતા નથી. પણ ત્યાંની પહાડી વસ્તીઓમાંથી કોઈ કોઈ બ્રાહ્મણ અને ક્ષત્રી પોતાની પુત્રીને બદ્રીનાથને પૂજામાં ચઢાવે છે તે રાવળની સ્ત્રીઓ થાય છે. ટીહરી રાજા અને અંગ્રેજ સરકારની મંજુરીથી પુંજારી નીમવામાં આવે છે. બદ્રીનાથની જાગીર, પુંજા વિગેરેની આવક ૪૦ હજાર રૂપિયા છે. બદ્રિનાથના ગોર લોકો દેવપ્રયાગમાં રહે છે.

**મહાત્મ્ય**—અહિં પૂર્વે ધર્મના પુત્ર નર નારાયણ ઋષિએ હજારો વર્ષ સુધી તપ કર્યું હતું. તે પછી તેમણે પૃથ્વી ઉપર અર્જુન અને કૃષ્ણ તરીકે અવતાર લીધો હતો. પાંડવો અહિં આગળ આવ્યા હતા. સૂર્યપુત્ર વૈવસ્વત મનુએ બદ્રિકાશ્રમમાં ૧૦ હજાર વર્ષ સુધી તપ કર્યું હતું. બદ્રિકાશ્રમમાં નિવાસ કરનારા વિષ્ણુરૂપ થાય છે. ત્યાં અગ્નિતિર્થથી ઉત્પન્ન થતી તપ્તધારા છે. જે મનુષ્ય બદ્રિનાથના નૈવેદ્યનો પરિત્યાગ કરે છે, તે ચંડાલથી પણ અધમ છે. સર્વ પાપ બદ્રિકાશ્રમમાં આવવાથી જતાં રહે છે. ગંગાજીમાં શિલારૂપે નૃસિંહજી છે. ત્યાં મુક્તી આપનાર નારાયણકુન્ડ છે. સર્વ પાપનો નાશ કરનાર વસુધારા તિર્થ છે, જેની જળની ધારા પાપીઓના માથા ઉપર પડતી નથી, પ્રથમ કેદારનાથની પુંજા કર્યા પછી બદ્રીકાશ્રમમાં જઇ બદ્રીનાથનાં દર્શન કરવાં જોઇએ. બદ્રીનાથમાં જનારા મનુષ્યોનો ફરી જન્મ થતો નથી. ત્યાં નારદે પૂર્વાવતારમાં તપ કર્યું હતું, તે જગાએ નાર-

દશીલા છે, અને નારદકુન્ડ છે. વારાહશિલા તથા વારાહકુન્ડ છે, નૃસિંહ-શિલા અને નૃસિંહકુંડ છે, માર્કંડેય શિલા છે. જ્યાં ગરુડે તપ કર્યું હતું ત્યાં ગરુડશિલા છે. તે કુંડોમાં સ્નાન કરી શિલાઓને સ્પર્શ કરવાથી મનુષ્ય નારાયણરૂપ થઈ જાય છે. શિલાઓની વચ્ચે બદ્રિનાથનું આસન અને વન્હિતિર્થ છે. ત્યાં અગ્નિએ હરિની આરાધના કરી હતી. બ્રહ્મ-કપાલીમાં પિતૃઓનું શ્રાદ્ધ તર્પણ કરવાથી દુર્ગતિમાં પડેલા પાપીઓ પણ તારી જાય છે. એવું સ્કંદપુરાણમાં મહાત્મ્ય છે.

અલકનંદાના સામસામા ડુંગરોને નરનારાયણના ડુંગરો કહે છે અને એ ડુંગરો એક થતાં ગંગા સ્વર્ગે જશે એમ કહેવાય છે. ઘોર કળી આવતાં બદ્રિનારાયણ તપોવનમાં જશે એમ કહેવાય છે, અને ત્યારે આ નરનારા-યણના પર્વતો એક થઈ જશે એમ કહે છે.

બદ્રિનારાયણની મૂર્તિ પારસમણિની છે એમ કેટલાકો કહે છે એક વખત એક સોનીએ લોઢું અડકાડવાથી સોનું થશે એમ માની મૂર્તિની આંગળી કાપેલી તે બાબત નારાયણે કોઇને સ્વપ્ન આપવાથી તેની પાસેથી આંગળી લઇ લેઇ પાછી બેસાડી છે. તે પછી કોઇને મંદિરની અંદર મૂર્તિ પાસે જવા દેતા નથી. મૂર્તિને ઉત્તમ વસ્ત્રાલંકારો પહેરાવે છે તેથી તે શાની છે તે ઓળખી શકાતું નથી. મૂર્તિ આકર્ષક અને તેજસ્વી છે. અહિં નારા-યણને માત્ર ચોખા, દાળ ને શાકનું નૈવેદ્ય ધરાવાય છે. લક્ષ્મીજીને મગજના લાડુ ધરાવે છે. ગોરલોકો પુંજારી પાસે પ્રસાદ વેચાતો લઈ યાત્રાળુને આપે છે. આ સ્થાન ઘણું પવિત્ર છે. યાત્રાળુઓ પાસે અહિં નૈવેદ્ય માટે અટ-કાના પૈસા લેઇ ચીઠી અપાય છે, અને તે પૈસાના પ્રમાણમાં પ્રસાદ મળે છે. પ્રસાદ માટે રોજ દસ મણ ભાત રંધાતો હોય એમ લાગે છે.

## પ્રકરણ ૪૬ મું.

## બદ્રિનાથથી પાછા ચમોલી અને કાથગોદામ થઇ બરેલી.

### નંદપ્રયાગ, કર્ણપ્રયાગ, આદીબદરી, મેલચોરી, અલ્મોરા, અને નૈનોતાલથી કાઠગોદામ.

**નંદપ્રયાગ**—બદ્રિનાથની યાત્રા કર્યા પછી પાછા તેજ રસ્તે ચમોલી પાછા આવી ત્યાંથી અલકનંદાનો પુલ ઉતરી અલકનંદાને ડાબે કિનારે પણ પ્રયાગ જવાનો રસ્તો છે. તે રસ્તે કેટલીક ચટ્ટીઓ અને ઝરણો આવે છે. તથા મોટાં મોટાં ઝાડોનાં વન આવે છે. તે પછી નંદપ્રયાગ આવે છે ત્યાં બજાર, નંદજી, લક્ષ્મીનારાયણ અને દેવીનાં મંદિરો હતાં તે સર્વ રેલમાં તણાઇ જવાથી હાલ પચીસ ત્રીસ નવાં મકાનો બાંધેલાં છે.

અહિં બજારમાં શિલાજીત, ચંમર, નિર્વિંપયી, ઝેરી મહોરો વિગેરે મળે છે. અહિંથી અડધો માઇલ નીચે નન્દા નદી છે. તે અલકનંદાને મળે છે. તેના સંગમપાસે રેતીનું મેદાન છે નંદપ્રયાગ પાંચ પ્રયાગોમાંના ૧ છે. સ્કંદપુરાણુમાં કહ્યું છે કે પૂર્વે નંદ નામના રાજાએ અહિં યજ્ઞ કર્યો હતો. અહિં વિષ્ણુ અને શિવજી સદા નિવાસ કરે છે. સંગમમાં સ્નાન કરી નારાયણની પુંજા કરવાથી મુક્તિ મળે છે.

**કર્ણપ્રયાગ**—આગળ કેટલીક ચટ્ટીઓ, ઝરણા વિગેરે મૂકી કર્ણપ્રયાગ આવે છે. અહિંથી અલકનંદા, રૂદ્રપ્રયાગ તરફ જાય છે. અહીંથી ૦॥ માઇલ ઉપર ૧પન્ડારક અથવા કર્ણગંગાનદી અલકનંદાને મળે છે. અહિં પૂર્વે કર્ણે સૂર્યનો મોટો યજ્ઞ કર્યો હતો અને સૂર્ય પાસે અભેદ કવચ અને અક્ષય ભાથો લીધો હતો. અહિંનાં મંદિરો વિગેરે રેલમાં તણાઇ ગયાં હતાં. હાલ કર્ણમંદિરનો ચોતરો છે. જેની પાસે મહાદેવનું નવું મંદિર છે. તથા કેટલાંક મકાનો બન્યાં છે અહીં ધર્મશાળા, દવાખાનું, પોલીસચોકી વિગેરે છે. અહિંથી ૨ માર્ગો છે. એક રૂદ્રપ્રયાગ તરફ અને બીજો આદિ બદરી ઉપર થઇ કાઠગોદામ તરફ જાય છે. અહિં સૂર્યકુન્ડ છે તેમાં સ્નાન કરવાથી, અને ઉમાદેવી અને ઉમામહેશ્વર મહાદેવનાં દર્શન કરવાથી સ્વર્ગ મળે છે. અહીં લાલ વર્ણની વિનાયકશિલા છે. જેનો સ્પર્શ કરવાથી વિઘ્નો નાશ થાય છે. એવું સ્કંદપુરાણુમાં છે. કર્ણપ્રયાગથી રૂદ્રપ્રયાગ જવાય છે. ત્યાંથી હૃષીકેશ જવાય છે. કર્ણપ્રયાગથી કાઠગોદામ જવા માટે સેમલચટ્ટી ઉપર થઇ જવું પડે છે. સેમલચટ્ટી પાસે આદીબદરી નદી પિન્ડારક નદીને મળે છે.

**આદીબદરી**—આગળ જતાં આઠ માઇલ ઉપર આદીબદરી આવે છે. જેનું વર્ણન આગળ આવ્યું છે. ત્યાં થોડી દુકાનો છે, ધર્મશાળા, પોસ્ટ વિગેરે ઉજમગામમાં છે. પાસે નાનાં નાનાં ૧૪ મંદિરો છે, તેમાં આદિબદરીનું મંદિર મુખ્ય છે. આદિબદરીની મૂર્તિ નાની અને સુંદર છે બીજાં કેટલાંક મંદિરો ઉંચાં છે. ત્યાં આદિબદરી, પાર્વતી, અન્નપૂર્ણા, મહિષમર્દિની, ગણેશજી, બુદ્ધાકેદાર, ગરુડ, સત્યનારાયણ, લક્ષ્મીનારાયણ, ચક્રપાણિ, પરશુરામ, પરબ્રહ્મ, ગોકુલસ્વામી અને હનુમાનનાં ૧૪ મંદિરો છે.

**મેલચોરી**—આદિબદરીથી આગળ કેટલીક ચટીઓ મૂકી મેલચોરી આવે છે. રસ્તામાં ઘણાં ઝરણા, કેટલીક નદીઓ, રામગંગા નદી વિગેરે આવે છે. મેલચોરીમાં રામગંગા નદી ઉપર પુલ છે. અહિંથી ઝંપાન અને કંડીવાળા પાછા જાય છે. અહિંથી આગળ જવા માટે બીજી ઝંપાન કે મજુર કરવો પડે છે. અહિંથી ઘોડા પણ મળી શકે છે. મેલચોરીમાં લોહાગઢીના શિખર ઉપર એક મંદિરમાં ભૈરવનાથની મૂર્તિ છે.

કેટલીક ચટીઓ વિતાવી ચૌખુટિયા ચટી આવે છે, ત્યાંથી મુરાદાબાદ અને કાઠગોદામ જવાના બે રસ્તા છે. તેમાં કાથગોદામ જતાં કેટલીક ચટીઓ રસ્તામાં મૂકી આગળ રાણીખેત આવે છે. રાણીખેત કમાઉ જીલ્લામાં છે ત્યાં લશ્કરી છાવણી છે. ઉનાળામાં ઘણા લોકો હવા ખાવા અહિં રહે છે ત્યાંથી અલ્મોરા આવે છે. રાણીખેતથી અલ્મોરા, નૈનીતાલ, થઇ કાથ-ગોદામ જવા માટે હવે મોટર સરવીસ થઇ છે. કેટલાક યાત્રાળુઓ હવે મોટરમાંજ કાથગોદામ જાય છે.

**અલ્મોરા**—આગળ ચાલતાં કેટલીક ચટીઓ પછી અલ્મોરા આવે છે. રાણીખેતથી બારોબાર પણ કાથગોદામ જવાય છે. રાણીખેતથી અલ્મોરા ૨૨ માઇલ અને કાઠગોદામ ૩૬ માઇલ છે. અલ્મોરા કમાઉ જીલ્લાનું સદરસ્થાન છે. આ જીલ્લાના પર્વતમાંથી પથ્થર, લોઢું, તાંબુ વિગેરેની ખાણો છે. શિવાલિક પહાડોમાં હાથીઓ રહે છે. અહિં મોટાં મોટાં ઝાડોથી ભરેલું જંગલ છે. કમાઉ જીલ્લામાં ચ્હા સારો થાય છે.

**નૈનીતાલ**—અહિંથી કેટલીક ચટીઓ વિતાવી નૈનીતાલ આવે છે. અહિં ગવનરને રહેવાના બંગલા છે. અને લશ્કરી છાવણી છે. ગર-મીના વખતે લેફ્ટેનંટ ગવર્નર અને કેટલાક યુરોપિયનો અહિં રહે છે. કમાઉ વિભાગનો કમિશ્નર અહિં રહે છે. અહીં એક મોટી ઝીલ છે તે ૧ માઇલ લાંબી અને ૯૩ ફીટ ઉંડી છે. નૈનીતાલ થઈ યાત્રાળુઓને આવવા જવાની બંધી છે. અહિંથી આગળ ભીમતલાવ આવે છે, તે ૧ માઇલ લાંબું છે. તેની પૂર્વે ભીમેશ્વર શિવનું દેવાલય છે. અહિં ભીમે મહા-દેવજીનું તપ કર્યું હતું. ત્યાંથી આગળ નવકુંચીયા તલાવ આવે છે. તે પછી રાણીબાગ આવે છે. ત્યાંથી ૨ માઇલ ઉપર કાઠગોદામનું સ્ટેશન આવે છે. કાઠગોદામથી ૧ રસ્તો જોશીમઠ તરફ જાય છે.

---

# ભાગ ૧૦ મો

## સંયુકતપ્રાંત-કાથગોદામથી પ્રયાગ, કાશી થઈ ગયાજી.

---

## પ્રકરણ ૪૭ મું.

### કાથગોદામથી હલદ્વાની, બરેલી, શાહજહાં-નપુર, અને હરડોઈ થઇ નૈમીષારણ્ય.

---

**કાઠગોદામથી**—એક ટ્રેન લાલકુવા થઇ બરેલી તરફ જાય છે. અને લાલકુવાથી એક ટ્રેન કાશીપુર થઇ ત્યાંથી મોરાદાબાદ જાય છે. તે લાઇનમાં કાશીપુરથી રામનગર જવાય છે. કાશીપુરમાં તાલુકદાર છે.

**હલદ્વાની**—કાથગોદામથી બરેલી જતાં હલદ્વાનીનું સ્ટેશન આવે છે. ત્યાંથી બરેલી જંકશન જવાય છે. હલદ્વાની મોટું ગામ છે. ત્યાં ધર્મ-શાળા, બાગ, કચેરી, પોસ્ટ વિગેરે છે. ગામમાં નળ છે. અહિં વેપાર સારો છે. અહિંથી હિમાલય ઉપર ઘણી વસ્તુઓ જાય છે. તે ડુંગરની તળેટીમાં છે.

**પીલીભીત**—કાથગોદામથી ભોજીપુરા થઇ પીલીભીત જવાય છે તે જીલ્લાનું સદરસ્થાન છે. તે દેવા નદીના ડાબે કિનારે છે. અહિં રોહિલા પ્રધાનોનો મહેલ તથા કચેરીયો છે. વળી એક જુમામશીદ છે. અહિં નેપાળ અને કમાઉ જીલ્લામાંથી મરી, ટંકણ, મધ, મીણ, ઉન, વિગેરે આવે છે તેનો વેપાર સારો ચાલે છે. અહિં લલિતાપ્રસાદનું, જગન્નાથ-જીનું, અને શ્યામસુંદરલાલનાં મંદિરો છે. પીલીભીતથી આગળ ગાડી તનકપુર સુધી જાય છે.

## બરેલી જંકશન

પીલીભીતથી બરેલી જંકશન અવાય છે. તેમ શાહજહાંનપુર પણ જવાય છે. કાથગોદામથી પીલીભીત ન જતાં યાત્રાળુઓ બારોબાર બરેલી જંકશન આવે છે. પંજાબ તરફથી આવતી ટ્રેન અંબાલા, શહરાનપુર, લાકશર, નજીબાબાદ, મોરાદાબાદ થઇ અહિં બરેલી આવે છે. તે બરેલીથી શાહજહાનપુર થઇ લકનૌ જાય છે. એક ટ્રેન અલીગઢથી ચંદોસી થઇ અહિં આવે છે અને એક ટ્રેન મથુરાં, હાથરસ, કાસગંજ થઇ અહિં આવે છે. રેલ્વે સ્ટેશન પાસે ધર્મશાળા છે. સ્ટેશનથી ૧ માઇલ ઉપર શહેર છે. અહિં લશ્કરી છાવણી છે. શહેર પાસે રામપુરના નવાબનો મહેલ છે. અહિંથી ૬ માઇલ ઉપર રામગંગા નદી છે. શહેરમાં મહાવીરની પ્રાચીન મૂર્તિ છે. ૧૮૫૭ ના બળવામાં અહિંનું લશ્કર ફરી ગયું હતું.

**શાહજહાંનપુર**—આઉધ અને રોહીલખંડ રેલ્વેમાં બરેલીથી લખનૌ જતાં પાંચેક સ્ટેશનો મુકી તીલહરનું સ્ટેશન આવે છે. તીલહર શહાજહાંનપુર જીલ્લાનું તાલુકાનું ગામ છે. ત્યાંથી આગળ બાન્થરાનું સ્ટેશન મુકી શાહજહાંનપુરનું રેલ્વે સ્ટેશન આવે છે. શાહજહાંનપુર રેલ્વે જંકશન છે. ત્યાંથી એક ટ્રેન પીલીભીત જાય છે અને એક ટ્રેન દુધવા જાય છે. દુધવાથી એક ટ્રેન ચંદનચોકી અને એક ટ્રેન ગગરીફન્ટસ જાય છે. દુધ-વાથી એક ટ્રેન કૌરીમાંબાટ જાય છે. શાહજહાંનપુરથી એક ટ્રેન લખનૌ જાય છે. શહરાનપુર, દેવહા અથવા ગારા નદીના ડાબા કિનારે જીલ્લાનું સદરસ્થાન છે. નદી ઉપર પુલ છે. અને મેંદીઅલીનો જુનો કિલ્લો છે શાહજહાંનપુરમાં પણ લશ્કરી છાવણી છે. શહેર વચ્ચે મુખ્ય સડક ઉપર કચેરીયો, અને પોલીસ સ્ટેશન છે. અહિં ખાંડ બહુ તૈયાર થાય છે. નવાબ બહાદુરખાંએ બાદશાહ શાહજહાંના નામ ઉપરથી આહં શાહજહાંનપુર સને ૧૬૪૭ માં વસાવ્યું છે.

હરડોઇ—શાહજહાંપુરથી મુખ્ય લાઇનમાં લખનૌ જતાં હરડોઇનું સ્ટેશન આવે છે તે અવધ પ્રદેશના સીતાપુર જીલ્લાનું સદર સ્થાન છે અહિં ઘણો ભાગ મુસલમાનોની વસ્તી છે. અહીં જીલ્લાની કચેરીયો, જેલ સ્કુલ વગેરે છે. ચમારની વસ્તી પણ અહિં વધારે છે.

## પ્રકરણ ૪૮ મું.

## નૈમીષારણ્ય, સંડીલા, સીતાપુર, ગોલાગોકર્ણનાથ, અને ખેરાબાદ થઇ લખનૌ.

# નૈમીષારણ્ય,

નૈમિષારણ્ય—હરડોઇથી આગળ લખના તરફ જતાં બધૌલીનું સ્ટેશન આવે છે ત્યાં ઉતરીને પગ રસ્તે ત્યાંથી ૧૩ માઇલ ઉત્તરે ગોમતી નદી ઉતરીને ત્યાંથી ૧ માઇલ ઉપર નૈમિષારણ્ય જવાય છે. બધૌલીથી પગ રસ્તે જવું પડે છે. તેને માટે ગાડી જવા આવવાની ભાડે મળી શકે છે. આ ઘણું પ્રાચિન અને પવિત્ર તિર્થ છે. પહેલાં આ સ્થાન તપસ્વીયોનું સ્થાન હતું. ત્યાં માત્ર ૨૪ સો માણુસોનીજ વસ્તી છે ત્યાં ઘણે ભાગે બ્રાહ્મણોની વસ્તી છે અહિં રસ્તામાં લુંટાવાનો ભય રહે છે. ગામમાં રાત્રે ચોરનો પણ ભય ખરો. અહિં પૂર્વે મહાભારત અને રામાયણની કથા થતી હતી. દર અમાસે અહિં મેળો ભરાય છે. નૈમિષારણ્યની પરિક્રમા ૮૪ ગાઉની છે. તે દરવર્ષે પોષ મહિનાની અમાસેથી શરૂ થાય છે તે પુનમે પુરી થાય છે. ૧।। ગાઉની પરિક્રમામાં આ પ્રમાણે તિર્થો આવે છે.

પરિક્રમા—ચક્રતિર્થ—ચક્રતિર્થ એક ગોળાકાર પથ્થરનો બંધાવેલો કુન્ડ છે. તેમાં સ્નાન કરવાનું મહાત્મ્ય ઘણું છે. અંદર પાણી અથાગ હોવાથી સરકારે વચ્ચે જારીદાર ભીંત બનાવેલી છે જેથી કોઇ આગળ જઈ શકે નહિ. કુન્ડનું પાણી ઉભરાઇને દક્ષિણના નાળાથી બ્હાર પડે છે. સ્નાન કરીને નૈમિષારણ્યનું મહાત્મ્ય સાંભળે છે. કુન્ડને કિનારે કેટલાંક દેવળો છે. જેમાં ભૂતનાથ મહાદેવ છે. આ મુખ્ય કુન્ડ છે. આહ ૮૦૦૦ રૂષિઓએ તપ કર્યું છે તથા સત્યરૂપી અને સ્વયંભુ મનુએ પણ તપ કર્યું છે. આ તિર્થમાં દર્શનચક્ર નાંખેલું હતું જેણે સાત પાતાળનો પડદો ફોડી નાંખ્યો છે, પાણી ઘણું ઉંડું છે તેનો તાગ જડતો નથી. તે સિવાય પંચપ્રયાગ નામના સરોવર કિનારે અક્ષયવટ નામનો વડ છે, લલિતાદેવી, ગોવર્દ્ધન, મહાદેવ, ક્ષેત્રકાયાદેવી, જાનકીકુન્ડ, હનમાનજી, એક બીજા સરોવરને કિનારે કાશીવિશ્વનાથ અને અન્નપૂર્ણાદેવી તથા લોલાર્ક કુવો, ધર્મરાજા, શુકદે-

વની ગાદી, તેની બહાર વ્યાસનું સ્થાન, મેદાનમાં મનુ અને શતરૂપાનાં ચોતરા, વ્યાસગંગાસરોવર, બ્રહ્માવર્ત નામનું સરોવર, ગંગોત્રીનું સરોવર (એ ત્રણે સરોવર રેતીથી ભરેલાં છે.) પુષ્કર સરોવર, ગોમતી નદી, દશાશ્વમેધ નામની ટેકરી ઉપર રામલક્ષ્મણનું મંદિર, જ્યાં રામચંદ્રે યજ્ઞ કર્યો હતો, પાંડવકિલ્લામાં શ્રીકૃષ્ણ અને પાંડવોની મૂર્તિયો છે. વારાહકુપ અને ઠેકાણે ઠેકાણે અનેક ગુફાઓ, મહાવીરની મૂર્તિયો, જગન્નાથજીનું મંદિર, સિંહાસન ઉપર સૂતજીની ગાદી, જેની પાસે રાધાકૃષ્ણ અને બળદેવજીની મૂર્તિયો અને એક મંદિરમાં રામચંદ્રજી વિગેરેની મૂર્તિયો છે. નૈમિષારણ્યમાં સવાલાખ આંબાના ઝાડો છે. અહીંના લોકોનું ગુજરાન આંબાની કેરીઓ ઉપરજ ચાલે છે. અહીં આંબાના ઝાડનું સદાવ્રત ઉત્તમ ગણાય છે.

દાધિચીકુન્ડ—નૈમિષારણ્યથી ૫ માઇલ ઉપર મિશ્રીક નામનું એક પવિત્ર તિર્થ છે. ત્યાં દધીચીકુન્ડ નામનું જુનું સરોવર છે. તેના કિનારે દધીચિનું જુનું મંદિર છે. અહીં પૂર્વે દેવોએ દૈત્યોથી હારી અહીં આવી દધિચી પાસે પોતાનું શસ્ત્ર બનાવવા તેમનાં હાડકાં માગ્યાં હતાં. દેવોએ પાસેના કુન્ડમાં સંપૂર્ણ તિર્થોનું જળ લાવીને ભર્યું તેમાં ઋષિએ સ્નાન કરીને પોતાના શરીરને છોડયું હતું, પછી દેવોએ તેમનાં હાડકાંમાંથી શસ્ત્ર બનાવી દૈત્યોને જીત્યા હતા. બધા તિર્થોનું જળ આ કુન્ડમાં મિશ્ર થવાથી તેનું નામ મિશ્રિક પડયું છે. મિશ્રિકથી આઠેક માઇલ ઉપર હત્યાહરણ નામનું તિર્થ છે. ત્યાં મોટું સરોવર છે ત્યાં ભાદરવામાં મેળો ભરાય છે.

મહાત્મ્ય—પૃથ્વીમાં નૈમિષતીર્થ આકાશમાં પુષ્કર અને પાતાળમાં ચક્રતિર્થ ઉત્તમ છે. પૂર્વે દેવોએ નૈમિષારણ્યમાં મહાયજ્ઞનો પ્રારંભ કર્યો હતો. પૃથ્વીમાં જેટલાં તિર્થો છે તે સર્વ નૈમિષારણ્યમાં રહે છે. સત્યયુગમાં નૈમિષ નામના ઋષિયોએ ૧૨ વર્ષનો યજ્ઞારંભ આ જગાએ કર્યો હતો. અને સરસ્વતિએ પોતાની માયાથી તેમને અનેક કુંજ બતાવ્યા તે ઉપરથી આ સ્થાનનું નામ નૈમિષકુંજ પડયું. અને પછી સરસ્વતિ કાંચનાક્ષી સરસ્વતિના નામથી નૈમિષારણ્યમાં આવી. રામે રાવણને માર્યા પછી અહીં અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. શિવપાર્વતી હંમેશાં અહીં વિહાર કરે છે. અહીં કલિનો પ્રવેશ થતો નથી. સિંહના બૃહસ્પતિ થતાં ગોમતિમાં સ્નાન કરવું એ મોક્ષ આપનાર છે. નૈમિષારણ્યમાં ચક્રતિર્થમાં સ્નાન કરવાથી ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય છે. અહિં બળદેવે સૂતનું માથું કાપી નાંખ્યું હતું. રામચંદ્રજીએ રાવણને માર્યા પછી બ્રહ્મહત્યામાંથી છુટવા હત્યાહરણ તીર્થમાં સ્નાન કરી પાપ દૂર કર્યું હતું. ત્યાં તેમણે શિવલિંગની સ્થાપના કરી હતી. નૈમિષક્ષેત્રમાં લલિતા જગદંબાએ લલિતેશ્વરનું શિવલિંગ સ્થાપ્યું છે. ત્યાં લલિતાએ તપ કર્યું હતું. નૈમિષારણ્યતીર્થ સંપૂર્ણ પાપને નાશ કરી મુક્તિને આપનાર છે. એવું મહાભારત, રામાયણ, પદ્મપુરાણ વિગેરેમાં કહ્યું છે.

**સન્ડીલા**—નૈમિષારણ્યથી પાછા બધૌલી આવી ત્યાંથી આગળ જતાં સન્ડીલાનું સ્ટેશન આવે છે. તે તાલુકાનું ગામ છે. હિંદી કવી સુરદાસ અહિં રહેતા હતા. સન્ડીલાથી પણ પગ રસ્તે નૈમિષારણ્ય જવાય છે. ત્યાં જવા માટે પગરસ્તો છે અને ભાડાની ગાડીયો મળે છે.

સન્ડીલાથી મેઇન લાઇનમાં આગળ પાંચેક સ્ટેશન મુકી લખનૌ જંકશનનું સ્ટેશન આવે છે. બધૌલીથી આગળ બાલાનું રેલ્વે જંકશન આવે છે. ત્યાંથી એક ટ્રેન માધવગંજ થઈ ઔહદપુર જાય છે. અને બીજી ટ્રેન પાંચ સ્ટેશનો મુકી સીતાપુર જાય છે. સીતાપુરથી પણ લખનૌ ટ્રેન જાય છે.

**સીતાપુર**—સીતાપુર રેલ્વેનું જંકશન છે. બરેલી જંકશનથી લખમીપુર, સીતાપુર થઇ લખનૌ જવાય છે. શાહજહાંનપુરથી એક ટ્રેન અહિં થઇ ચોરાઘાટ તરફ જાય છે. સીતાપુર જીલ્લાનું સદરસ્થાન છે. અહિંનાં જંગલોમાંથી ગુંદર ઘણો નીકળે છે. અહિં પહેલાં દેશી રાજ્ય હતું તે ૧૮૫૭ ના બળવા પછી ખાલસા કર્યું હતું. અહિં લશ્કરી છાવણી પણ છે. બરેલીથી પણ સીતાપુર અવાય છે. સીતાપુરથી ૧૭ માઇલ ઉપર લાહરપુર કસ્બો છે, તે અકબરના ખજાનચી રાજા ટોડરમલની જન્મભૂમિ છે.

**ગોલાગોકર્ણનાથ**—સીતાપુરથી બરેલી જતાં ત્રણેક સ્ટેશનો મુકી ખીરીનું સ્ટેશન આવે છે. ખીરીથી આગળ લખમીપુર, ગામ ચુલ નદી કિનારે છે. લખમીપુરથી ૨૦ માઇલ ઉપર ગોલાગોકર્ણનાથની પાકી સડક છે ત્યાં શિવરાત્રીએ અને ચૈત્ર માસમાં મોટો મેળો ભરાય છે. તેની ઉત્તરે ગોકર્ણ ક્ષેત્ર છે. ત્યાં એક મોટા તળાવ ઉપર ગોકર્ણનાથ મહાદેવનું શિવાલય છે. વારાહપુરાણમાં કહ્યું છે કે એક વખત મહાદેવજી મૃગનું રૂપ ધારણ કરી અહિં ફરતા હતા તેમને દેવો શોધવા આવ્યા, તેમાં ઇન્દ્રે, બ્રહ્મા અને વિષ્ણુએ તે મૃગને શિવરૂપે ઓળખી તેમને પકડવા તેમનાં શીંગડાં પકડયાં પણ શિવ તો અંતર્ધ્યાન થઇ ગયા અને શીંગડાંના ત્રણ કકડા દેવોના હાથમાં રહી ગયા. જેથી તેમણે શૃંગને ત્યાં સ્થાપન કર્યું જેનું નામ શ્રૃંગેશ્વર પડયું. રાવણે ઈન્દ્રને જીતી અહિં આવી ગોકર્ણેશ્વરને ઉપાડી લંકા જતો હતો ત્યાં રસ્તામાં તેણે સંધ્યા કરવા સારૂ લિંગ નીચે મુકયું તે ફરી ઉપડયુંજ નહિ ત્યાં દક્ષિણ ગોકર્ણ નામ પડયું અને દેવોએ સ્થાપેલી આ જગાનું નામ ઉત્તરગોકર્ણ પડયું. અહિં શિવપુંજા કરવાથી સંપૂર્ણ કામના સિદ્ધ થાય છે.

**ઐરાબાદ**—લખમીપુરથી પાછા સીતાપુર આવી લખનૌ જતાં ઐરાબાદનું પહેલું સ્ટેશન આવે છે. ત્યાં આગળ જતાં સાતેક સ્ટેશનો મુકી લખનૌનું સ્ટેશન આવે છે.

---

## પ્રકરણ ૪૯ મું
## લખનૌ, રાયબરેલી, બારાબંકી, નવાબગંજ, ફૈઝાબાદ, અયોધ્યા, છપૈયા, ઉન્નાવ.

# લખનૌ.

લખનૌનું રેલ્વે જંકશન છે. મથુરાંથી આવનાર યાત્રાળુ આગ્રા જોઇ તુંન્ડલા, ઇટાવા, કાનપુર થઇ અહિં આવી શકે છે. હરદ્વારથી બાગેબાર બરેલી,શાહજહાંનપુર થઇ રેલ્વેમાં અહિં આવી શકાય છે. લખનૌથી બારાબંકી, ફૈઝાબાદ થઈ અયોધ્યા જવાય છે. લખનૌ અવધ પ્રાંતનું જીલ્લાનું સદર-સ્થાન અને અવધ િ રાજધાનીનું શહેર છે. લખનૌ ગોમતી નદીના બંને કિનારે આવેલું છે. લખનૌમાં લશ્કરી છાવણી છે. અહિં ૨૭ હજાર ઉપ-રાંત માણસોની વસ્તી છે જેમાં ૧૬ હજાર હિંદુ અને ૧૦ હજાર મુસ-લમાનોની અને બીજી પરચુરણ વસ્તી છે. અહિં હિંદુઓ પણ ઇસ્લામી ઠાઠથી રહે છે. શહેર સ્ટેશનથી ૨ માઇલ ઉપર છે ત્યાં જવા માટે ઘોડા-ગાડીઓ મળે છે.

સ્ટેશનથી ૧ માઇલ ઉપર ધર્મશાળા છે. શહેરમાં ગણેશગંજની પાસે માનસિંહની ધર્મશાળા અને ચોકની આગળ બાબા હજારાની ધર્મશાળા છે. બીજી ધર્મશાળાઓ પણ છે. ગોમતીના બંને કિનારે પાકા ઘાટ બાંધેલા છે. ગોમતી ઉપર પથ્થરનો પુલ છે. શહેરની ઇશાન ખૂણે લશ્કરી છાવણી છે શહેર અને કેમ્પ વચ્ચે એક નહેર છે. અહિં સ્ટેશન ઉપર યાત્રાળુએ સામાન સાચવવો, નહિતો ઘણા ગંડીઆ મળે છે તે પોટલુ ઉપાડી જાય છે. અહીંના લોકો લખનૌમાં બુટાદાર મખમલ અને કપડાં ઉપર રંગીન રેશમની સાથે સોનેરી જરીનું કામ અને બીજું હાથની કારીગરીનું કામ સારૂ કરે છે. શાલનો વેપાર ઠીક છે. અહિં યુરોપીયનોને માટે હોટલો ઘણી છે. અહીં વણવાનું કામ સારૂ ચાલે છે. મચ્છબજારમાં સારો વેપાર છે. અહીં લોકોને દારૂ ને ચડસનું વ્યસન વધારે છે. અહિં જુદી જુદી જાતનાં રંગબેરંગી પક્ષીઓ પીંજરા સાથે વેચાય છે. લોકોને પોપટ, મેના, બુલબુલ વિગેરેનો શોખ વધુ છે.

**મહાવીરનું મંદિર**—લખનૌથી ૪ માઇલ ઉપર મહાવીરજીનું મંદિર છે. ત્યાં જેઠ મહિનાના પહેલા મંગળવારે મોટો મેળો ભરાય છે. લખ-નૌમાં શીતલામાતાનાં દર્શનનો ચૈત્રમાં મેળો થાય છે. સીકંદરાબાદની જગા જેવા લાયક છે. તે જગા બનાવનારને જગા પુરી થતાં મારી નાંખ્યો હતો એમ કહેવાય છે.

**મચ્છીભવન**—રેસીડેન્સીની અગ્નિખૂણે મચ્છીભવન મ.છલીના આ-

ક્ારે છે. તેનો કિલ્લો ૧૮૫૭ ના બળવા વખતે ઉડાવી નાંખેલો છે, જે ખંડેર જેવો હાલ છે. અંદર લક્ષ્મણટીલા નામની ટેકરી ઉપર એક મસીદ છે. પહેલાં લખનૌ અહિં વસેલું હતું. રામચંદ્રજીના ભાઇ લક્ષ્મણે આ શહેર વસાવ્યું તે ઉપરથી લખનૌ નામ પડયું છે. મચ્છીભવનમાં જ ઇમામવાડો અને હસનાબાદ છે. મચ્છીભવનની ઇમારત લાકડાં કે લોઢાંનો બિલકુલ ઉપયોગ કર્યા વગરજ બનાવેલી છે. હસનાબાદમાં આરસની છત, ગોખ વિગેરે જોવા લાયક છે.

**ઇમામવાડા**—મચ્છીભવન પાસે ઇમામવાડાની સુંદર ઇમારત છે. જે અશફૌદલ્લાએ સને ૧૭૮૦ માં લાખો રૂપિયા ખર્ચીને બંધાવેલી છે. આ ઇમારતમાં એક મોટું દીવાનખાનું જોવાલાયક છે. અંદર ધાઉઉદન હૈદર અને તેની માની કબરો છે.

**રેસીડેન્સી**—જોવા લાયક ઉત્તમ ઇમારત રેસીડેન્સી છે તેમાં ૫૫ ફીટ ઉંચો ટાવર છે. જેની નીચે કબરો છે. કેસરબાગની ઇમારત વિસ્તારવાળી અને ઉત્તમ છે તેમાં પહેલાં નવાબને રહેવાનું ખાસ સ્થાન હતું. તેમાં ચૌલખી મહેલ છે. જ્યાં નવાબની બેગમ રહેતી હતી. **મોતીમહેલ** એ સ્યાદતઅલીનો બનાવેલો ખાસ મહેલ છે. શાહનજફની ઇમારત અને સિકન્દરાબાગ જોવા લાયક છે અહિં છત્રમંજીલની ઇમારત ઉત્તમ છે તેને ફરતી ઉંચી દીવાલ છે.

**મ્યુઝીઅમ**—એ બે માળનું મકાન છે, જેમાં પથ્થરની મૂર્તિઓ, મરેલાં પક્ષી, ધાતુ, પથ્થર, જંગલી મનુષ્યોની મુર્તિઓ, વિગેરે ઉપરાંત પ્રાચીન લેખોનો સંગ્રહ સરસ અને જોવા લાયક છે. બિંગફીલ્ડ પાર્ક-ઉત્તમ બાગ છે જેમાં વચ્ચે એક બંગલો છે જેને સમરહાઉસ કહે છે. અને અંદર ફુવારાઓ છે. આલમબાગ વાજીદઅલીએ પોતાની સ્રીને રહેવાને માટે બનાવેલો હતો. અવધનો લેફટેનેન્ટ ગવર્નર કેટલાક દિવસ અલ્હાબાદમાં અને કેટલાક દિવસ અહીં રહે છે. અહીં જૈનોનાં ૧૪ શીખરબંધ દેરાસરો અને ૪ ઘર દેરાસરો છે. જેમાં શ્રી મહાવીરસ્વામી, શ્રી શાંતિનાથ, શ્રી આદીશ્વર, શ્રી પદ્મપ્રભુ, અને કેશરીઆજી, એ દેરાસરો ચુડીવાળી ગલીમાં છે. બીજાં સોની ટોળા અને શાહતગંજમાં છે. લખનૌમાં ભેરવનાથ પાસે સફેદ પાનાનો પીંપળો છે. લખનૌમાં બાગબગીચા ઘણા છે. લખનૌમાં પહેલાં મુસલમાની રાજ્ય હતું. તેઓ નવાબ કહેવાતા. તેમની પાસેથી અંગ્રેજ સરકારે સને ૧૮૫૬ માં લખનૌ ખાલસા કરી અંગ્રેજી રાજ્યમાં ભેળવી દીધું, તે પછી ૧૮૫૭ માં બળવો થયો હતો. કાનપુર અને લખના આ બે શહેરો બળવાનાં મુખ્ય મથકો થયાં હતાં.

લખનૌથી ૧ ટ્રેન રાયબરેલી જંકશન થઇ પરતાબગઢ થઇ બના-

રસ જાય છે. તેમ લખનાથી એક ટ્રેન બારાબંકી થઇ અયોદ્ધા જાય છે.

મથુરાંથી યાત્રાળુ આગ્રા, ઇટાવા, કાનપુર આવી ત્યાંથી લખનૌ થઇ અયોદ્ધા જાય છે. અથવા તો કાનપુરથી બારોબાર અલ્હાબાદ જાય છે.

**રાયબરેલી**—લખનૌથી બારોબાર અલ્હાબાદ જવું હોય તો વચ્ચે રાયબરેલીનું રેલ્વે જંકશન આવે છે. તે સઇ નદીના કિનારે જીલ્લાનું સદરસ્થાન છે. અહિં ઇબ્રાહીમ સાર્કીનો બનાવેલો કિલ્લો છે. જેની અંદર પડી જવાની દશામાં એક વાવ છે. તે સિવાય મસીદો, ખુબસુરત મહેલ, કચેરીયો વિગેરે છે.

## લખનૌથી અયોદ્ધા.

**બારાબંકી**—લખનૌથી આગળ મોગલસરાઈ ટુલ લખનૌની બ્રેંચ લાઇનમાં ૨ સ્ટેશનો મૂકી બારાબંકીનું જંકશન સ્ટેશન આવે છે. ત્યાંથી ૧ ટ્રેન બ્હેરામઘાટ જાય છે. અને ૧ ટ્રેન લખનૌથી અહિં આવી માણેકપુર, ગોર. ખપુર થઈ સેવન તરફ જાય છે.

**નવાબગંજ**—બારાબંકીથી ૧ માઇલ ઉપર જીલ્લાનું મુખ્ય શહેર નવાબગંજ છે. ત્યાં ઉંચી ટેકરી ઉપર સીવીલ સ્ટેશન અને કચેરીયો છે.

**ફૈજાબાદ**—બારાબંકીથી આગળ ૧૦ સ્ટેશનો મૂકી ફૈજાબાદનું સ્ટેશન આવે છે. ફૈજાબાદથી પરતાબગઢ થઇ અલ્હાબાદ જવાય છે. અયોદ્ધાથી ફૈજાબાદ સુધીની પાકી સડક છે. તે જીલ્લાનું મુખ્ય શહેર સર્યુ નદીના જમણા કિનારે છે. ફૈજાબાદમાં લશ્કરી છાવણી છે. અહીં ૭૮ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે, જેમાં ૫૯ હજાર ઉપરાંત હિન્દુઓ છે. ફૈજાબાદમાં કેટલીક મસીદો, ઇમામવાડો અને ૨ મોટા રોજા છે. અહીં વેપાર ઘઉં અને ચોખાનો સારો છે. સુજાઉદ્દૌલાની સ્ત્રી વહુ બેગમનો રોજો ઉત્તમ છે. ત્યાંથી થોડે દૂર શુજાઉદ્દૌલાનો રોજો છે. તેમાં તેની અને તેની માતા તથા પુત્રીની ત્રણ કબરો છે. અહીં બ્રાહ્મણોની વસ્તી વધારે છે. પહેલાં અવધની રાજધાનીનું આ શહેર હતું, અહિં ભાષા હિંદુસ્તાની છે. ફૈજાબાદમાં શ્રી શાંતિનાથ ભગવાનનું જૈનોનું દેરાસર છે. અહીંથી ૬ ગાઉ ઉપર રતપુનરીમાં શ્રીપાર્શ્વનાથનું દેરાસર છે. તેમાં શાંતિનાથ, અજીતનાથ અને મહાવીરસ્વામીની મુર્ત્તિયો છે. અહીંથી ત્યાં જવાની પાકી સડક છે.

## અયોદ્ધા.

ફૈજાબાદ જંકશનથી ફૈજાબાદ સીટીનું સ્ટેશન મુકી અયોદ્ધાનું સ્ટેશન આવે છે. લખનૌથી અયોદ્ધાનું રૂા. ૧—૫—૦ ભાડુ છે. અને ૮૪

માઇલ છેટુ છે. સ્ટેશનથી ગામ અઢી ગાઉ છે. અયોદ્ધા સરયુ નદીના કિનારે છે. અયોદ્ધા એક પ્રસિદ્ધ તિર્થ છે અને સપ્તપુરીમાંની એક પુરી છે. હાલ અયોદ્ધામાં ૧૨ હજાર માણસોની વસ્તી છે, જેમાં ૯ હજાર ઉપરાંત હિન્દુ છે. ત્રેતાયુગમાં દશરથ રાજાએ અશ્વમેધ અને પુત્રેષ્ટિ યજ્ઞ કર્યો હતો તે જગા લકડમન્ડી પાસે છે, ત્યાં લકડમન્ડી અને અયોદ્ધાની વચ્ચે સરયુ નદી બે ધારાથી પૂર્વ દીશામાં વહે છે. તેના ઉપર પુલ બાંધેલો છે. ચોમાસામાં નદીમાં બોટો ચાલે છે. સરયુ નદીનો પટ ૨ થી ૩ ગાઉનો છે. જેમ કાશી શિવની નગરી છે, તેમ અયોધ્યા રામચંદ્રજીની નગરી છે. આ શ્રી રામચંદ્રજીનું જન્મસ્થાન હોવાથી તિર્થસ્થાન ગણાય છે. અયોદ્ધામાં ૬૩ વૈષ્ણવમંદિરો, ૩૩ શિવમંદિરો અને ૩૬ મસીદો છે. લક્ષ્મણઘાટથી થોડે દૂર ૯૦ ફીટ ઉંચી ટેકરી ઉપર જૈનોના આદિનાથનું મંદિર છે. અહીં કનકભવન, દર્શનસિંહનું શિવમંદિર, અને હનુમાનગઢી સર્વ મંદિરોમાં ઉત્તમ છે. અયોદ્ધામાં વૈરાગી વૈશ્નવોના બહુ મઠો છે. જેમાં રઘુનાથદાસજી, મણીરામબાબા, અને માધોદાસના મઠો પ્રખ્યાત છે. માધોદાસજી નાનકશાહી હતા, ત્યાં તથા મણીરામના મઠમાં સદાવર્ત ચાલે છે. તે સિવાય દિગમ્બરી અખાડો, રામપ્રસાદજીનો અખાડો વિગેરે છે.

અહીં યાત્રાળુઓ ઘણે ભાગે ગોરને ત્યાં ઉતરે છે. અહીંના ગોર લોકો સારા હોય છે. અને યાત્રાળુની સાથે જઇ તમામ જગાનાં દર્શન કરાવે છે. અયોદ્ધાનાં ૩ રેલ્વે સ્ટેશન છે ૧ રામઘાટ, ૨ રાણોપાલી અને ૩ લકડમંડી. અયોદ્ધામાં સરયુ નદીનું મહાત્મ્ય વિશેષ છે. ત્યાં સ્વર્ગદ્વારઘાટ ઉપર ન્હાવાનું મહાત્મ્ય વિશેષ છે. સરયુ નદી હિમાલયમાંથી નીકળી ગંગામાં મળે છે. રામનવમીના દિવસે સ્વર્ગદ્વાર ઘાટ ઉપર સ્નાન કરવાનો મોટો મેળો ભરાય છે. ઘાટ પત્થરનો બાંધેલો અને તેના ઉપર કેટલાંક દેવમંદિરો પણ છે. નાગેશ્વરનાથ મહાદેવનું મંદિર સ્વર્ગદ્વારઘાટ ઉપર છે તે ઘણીયે વખત મુસલમાનોએ તોડી નાંખેલું અને હિંદુઓએ ફરી બંધાવેલું છે. જેમ કાશીમાં વિશ્વનાથનું દેવાલય મુખ્ય છે. તેમ અહીં નાગેશ્વર મહાદેવ મુખ્ય છે. તે મહાદેવ ઘણા નાગો ઉપર બિરાજે છે. રામઘાટથી અયોદ્ધાના રાજાના મહેલ સુધી જતાં સડકની બંને બાજુ ઘણાં દેવમંદિરો છે. જેમાં ડાબી બાજુ સુરસરિની રાણીનું મંદિર, ભીંગાના રાજાનું મંદિર, એતિયાના રાજાનું મંદિર; જમણી તરફ ટેકારીના રાજાનું મંદીર, રુપીબાબુનું મંદિર, અને નરહનની રાણીનું મંદિર છે. અયોદ્ધાના મહારાજાના મહેલની પાસે એક બાગમાં દર્શનેશ્વર મહાદેવનું મંદિર ઉત્તમ છે. જેમાં વચ્ચે શિવલિંગ છે, પાસે આરસનો નંદી છે. એકબાજુ ગણેશજી અને પાર્વતિજીની મૂર્તિયો પણ છે. અહિં રાજભોગ થાય છે. બાગમાં દક્ષિણ તરફ

જુનો અને નવો રાજ્યમહેલ છે. નવા રાજ્યમહેલમાં ચારે પાસે રાધા, કૃષ્ણ, રામ, જાનકી. શિવ અન્નપૂર્ણા, અને યોગમાયાની મૂર્તિયો છે. અયોદ્ધાના રાજા શાકદ્વીપી બ્રાહ્મણ હતા. રાજમહેલમાં રાજેશ્વર મહાદેવના ઉપર સોનાનું છત્ર ફર્યા કરે છે. આજુબાજુ ફુવારા છે હનમાનગઢી પાસે માનસિંહની રાણીનું બંધાવેલું રાજદ્વાર નામનું મોટું શિખરદાર મંદિર છે. લગભગ ૧૫૦ પગથીયાં ચઢી મંદિરમાં જવાય છે. તેમાં રામચંદ્રજી, સીતા વિગેરેની મૂર્તિયો છે.

**હનમાનગઢી**નું ઉત્તમ મંદિર ગામની પાસેજ છે, જે ઘણું વિશાળ છે તેમાં હનમાનજીની મૂર્તિ છે. હનમાનજીની મૂર્તિ અહિં બેઠેલી છે. અહીં આમલીઓનાં ઝાડ ઉપર વાંદરાંની વસ્તી વધારે છે. આ હનુમાનગઢી ઉંચી જગા ઉપર છે. ઉપર ચઢવા માટે ૫૦ પગથીયાં ચઢવાં પડે છે.

**કનકભવન**—અયોદ્ધામાં સર્વ મંદિરોમાં ઉત્તમ મંદિર કનકભવન છે. આ મંદિર લગભગ ૨ વીઘાં જમીનમાં છે. મોટા ચોગાનની ચારે બાજુ બે ત્રણ માળનાં મકાનો છે. જેના ઉપર સેંકડો સોનેરી કળશો છે. પશ્ચિમ તરફના મંદિરોમાં સોનેરી સિંહાસનો ઉપર રામજાનકીની મૂર્તિયો છે અને તેની દક્ષિણના મંદિરમાં લક્ષ્મણની મૂર્તિ છે. મંદિરોનાં કમાડો ઉપર જડેલાં સોના ચાંદીનાં પતરાંની ઉત્તમ કારીગીરી છે. અહિં મૂર્તિયો નવી છે. આગળ સભા મંડપની આગળના મોટા ખંડ અને આંગણામાં જુના સ્થાન ઉપર એક ઓટલા ઉપર ચરણપાદુકા છે. આ મંદિરને તીકમગઢના મહારાજ મહેન્દ્રસવાઇ પ્રતાપસિંહે એક લાખ રૂપિયા ખર્ચીને બંધાવ્યું છે. પહેલાં ચરણપાદુકાની પાસે એક નાના મંદિરમાં રામજાનકીની મૂર્તિયો હતી, જે હાલ નવા મંદિરમાં સ્થાપન કરી છે. અહિં મની પર્વતનું સ્થાન છે જ્યાં બુદ્ધ ધર્મોપદેશ કરતા હતા, વળી બીજા બે ડુંગરોને કુબેર અને સુગ્રીવ પર્વત કહે છે.

**રાજમહેલ**ના સ્થાન ઉપર એક મંદિરમાં રામ, લક્ષ્મણ, ભરત શત્રુઘ્ન, અને જાનકીની મૂર્તિયો, વશિષ્ટગુરુની ચરણપાદુકા અને વિશ્વામિત્રનું આસન છે. **રત્નસિંહાસન**ના સ્થાન ઉપર એક મંદિરમાં રામ, લક્ષ્મણ, જાનકી, અને વશિષ્ટગુરુની મૂર્તિયો છે. **આનંદભુવન**ના સ્થાન ઉપર એક મંદિરમાં કૌશલ્યાના ખોળામાં રામચન્દ્ર, કૈકેયીના ખોળામાં ભરત, સુમિત્રાના ખોળામાં શત્રુઘ્ન, અને દશરથની આગળ લક્ષ્મણ છે. અહિં વશિષ્ટ અને કાકભીશુંડીની મૂર્તિયો પણ છે. **રામની કચેરી**ની જગાએ એક મંદિરમાં રામ, લક્ષ્મણ, જાનકી, રાધા–કૃષ્ણ, બદ્રીનાથ, બાલાજી, જગન્નાથજી અને ૩૬૦ શાલિગ્રામ છે. **કોપભવન**ની જગ્યાએ એક મંદિરમાં દશરથ, કૈકયી, રામ, લક્ષ્મણ, વશિષ્ટ, અને મંથરા છે. બીજા મંદિરમાં ૨૪ અવતારની ૨૪ મૂર્તિયો છે. **સીતાના રસોડા**ની જગાએ એક

મંદિરમાં રામજાનકી, લક્ષ્મણ, ભરત, ભરતની પત્ની; બીજા ભાગમાં શત્રુઘ્ન, કૌશલ્યા, કૈકયી, સુમિત્રા, રામ, લક્ષ્મણ, જાનકી, જગન્નાથ, બળભદ્ર અને સુભદ્રા છે. પગથીયાંની નીચે એક ખંડમાં ચુલ્હો, વેલણ વિગેરે છે. ત્યાં જાનકી, લક્ષ્મી અને વશિષ્ટની મુર્તિયો છે. પૈસા લઇને યાત્રાળુને અહિં દર્શન કરવા અંદર જવા દે છે.

**રામજન્મસ્થાન**—કોપભવનની આગળ હનમાનગઢીથી ળા માઇલ ઉપર જન્મસ્થાન છે ત્યાં રામચંન્દ્રજીનો જન્મ થયો હતો. અહિં ઉજ્જનના રાજા વિક્રમે બનાવેલું ઉત્તમ મંદિર હતું, તે બાબરે તોડી નાંખી ત્યાં મસીદ બનાવી છે. ત્યાં આ મંદીરને માટે સને ૧૮૫૫ માં હિંન્દુ મુસલમાનોને લડાઇ થઇ હતી. તે પછી વેરાગી લોકોએ મસિદની આગળ એક ચોતરો બનાવી તેના ઉપર મૂર્તિયો સ્થાપી હતી. અંગ્રેજ સરકારના વખતમાં બંને વચ્ચે ભીંત ચણી લીધી, જેથી અંદર મુસલમાનોની મસીદ રહી, અને બહારના ભાગમાં ચબુતરા ઉપર એક આરસનું મંદિર બનાવી ત્યાં રામ, લક્ષ્મણની બાળ મુર્તિયો, પધરાવેલી છે પાસે રમકડાં વિગેરે છે. તેની નીચેના ખંડમાં ભરતની મોટી અને રામચન્દ્ર વિગેરેની નાની મુર્તિયો છે.

**પરિક્રમા**—અયોદ્ધાની ૬ માઇલની નાની પરિક્રમા થાય છે તે રામઘાટથી શરૂ થાય છે તે પાછી રામઘાટ આગળ પુરી થાય છે. રામઘાટ પછી રસ્તામાં આ પ્રમાણે મંદિરો આવે છે. રઘુનાથદાસની ગાદી, સીતાકુન્ડ, અગ્નિકુન્ડ, વિદ્યાકુન્ડ મુકી મનીપર્વત આવે છે. જે ૫૫ ફીટ ઉંચી ટેકરી છે જેના ઉપર નાનુ મંદિર છે. ઉપર જવા માટે કાચાં પગથીયાં છે. ટેકરી નીચે મુસલમાનોની કબરો છે. ત્યાંથી આગળ કુબેર પર્વત કે જે ૨૮ ફીટ ઉંચી ટેકરી છે તે આવે છે, પછી ત્યાંથી થોડે દૂર સુગ્રીવપર્વત આવે છે કે જે ૩૦૦ ફીટ પહોળો અને ૫૬૦ ફીટ લાંબો ટેકરો છે. પછી લક્ષ્મણઘાટ સર્યુને કિનારે સ્વર્ગદ્વારથી થોડે દૂર છે. ત્યાં એક લક્ષ્મણ ટીલા નામની ટેકરી છે, જે ઉપર એક મંદિર અને બીજાં દેવસ્થાન છે. પછી સ્વર્ગદ્વાર ઘાટ મૂકી પાછા રામઘાટ આવાય છે.

**સુર્યકુન્ડ**—રામઘાટથી ૫ માઇલ ઉપર સુર્યકુન્ડ નામનું પાંચ છ વીઘાંનું રાજા દર્શનસિંહે બંધાવેલું તલાવ છે. તેની ચારે બાજુ ગૌઘાટ, જનાનાઘાટ, વિગેરે ૧૨ ઘાટો છે. તળાવને પશ્ચિમ કિનારે સૂર્યનારાયણનું મંદિર છે જેમાં સૂર્યનારાયણની મુર્ત્તિ છે. જનાનાઘાટ પાસે સ્ત્રીયોને માટે આડ ભરી લીધેલી છે.

**ગોસારઘાટ**—અયોદ્ધાથી પશ્ચિમે ૯ માઇલ ઉપર ગુપ્તારઘાટ છે. જ્યાં સરયુની આવેલી ધારા છે ત્યાં સ્નાન થાય છે. ઘાટની પાસે ગુપ્તહરિજીનું મંદિર છે. તેથી ઉત્તરે રઘુવર દયાળનું મંદિર છે. ૧ ગુપ્તારઘાટથી

માઇલ દક્ષિણે નિર્મલીકુંન્ડની પાસે નિમલનાથ મહાદેવનું મંદિર છે.

**ભરતકુંડ**—શહેરથી ૧૬ માઇલ ઉપર નંદી ગામમાં ભરતકુંન્ડ નામનું સરોવર અને ભરતજીનું મંદિર છે. રામચન્દ્રજી વનવાસ ગયા ત્યારે ભરતજી અહિં રહેતા હતા. અયોદ્ધાથી અલ્હાબાદ જતાં બીજુ સ્ટેશન ભરતકુન્ડ આવે છે. જેનું ભાડું ૦-૨-૯ છે. અયોધ્યાના રામઘાટથી ૮ માઇલ પૂર્વે સરયુના કિનારે રાજા દશરથને અગ્નિદાહ કર્યો હતો, તે સ્થાન છે.

અહીં જૈનોનું એક દેરાસર છે તેના મુળ નાયક શ્રીઅજીતનાથ ભગવાન છે. તેમાં અજીતનાથ, અનંતનાથ અને સુમતિનાથની મુર્તિયો છે. અહીં જૈનોના પ્રથમ તિર્થંકર શ્રી રૂષભદેવજી થયા હતા.

અયોદ્ધામાં પહેલાં સૂર્યવંશી રાજાઓની રાજધાની હતી. જ્યાં રાજા દશરથ અને તે પછી રામચંદ્રજીએ રાજ્ય કર્યું હતું. સુર્યવંશી છેલ્લા રાજા સુમિત્રની પડતી થતાં બૌદ્ધરાજ્ય થયા, તેમની પાસેથી ઉજ્જનના રાજા વિક્રમે આ રાજ્ય લઇ લેઇ જુનાં પવિત્ર સ્થાનોનો ઉદ્ધાર કર્યો. મુગલ બાદશાહ બાબરે રામના જન્મસ્થાનનું રામમંદિર તોડી નાંખી ત્યાં સને ૧૫૨૮ માં મસીદ બનાવી. અકબરના વખતમાં પાછાં નાગેશ્વરનાથ વિગેરે મંદિરો હિન્દુઓએ બંધાવ્યાં, તે ઔરંગઝેબે તોડી નાંખ્યાં. તે દિલ્હીના બાદશાહની પડતી વખતે પાછાં ફરી મંદિરો બંધાવા લાગ્યાં અને સાધુઓના અખાડા જામવા લાગ્યા. ફૈઝાબાદ શહેર પણ પહેલાં અયોદ્ધાનગરીની અંદર આવી ગએલું હતું. હાલ શહેરમાં માળવાળાં મકાનો થોડાં છે. વાંદરાઓનો ઘણો ઉપદ્રવ છે. દહેરાઓના ઘુમટ હાથીની અંબાડી જેવા ઘાટના છે. અને દરેક ઘુમટ ઉપર સોનાનું શિખર હોય છે.

**મહાત્મ્ય**—સરયુ નદીના કિનારે મહારાજા મનુની બંધાવેલી અયોદ્ધાનગરી છે. અહિં રાજા દશરથને ત્યાં શ્રીરામચંન્દ્રજીનો જન્મ થયો હતો, નહુષના પુત્ર યયાતિની ચોથી પેઢીએ દશરથ રાજા થયા હતા. અમ્બરીષ, રઘુ, ભગીરથ, દિલિપ, સગર, માન્ધાતા, ત્રિશંકુ, ઇક્ષ્વાકુ, મનુ, કશ્યપ એ દશરથના પૂર્વજો છે. સૂર્યના પુત્ર મનુના વંશમાં રામચન્દ્રજી જન્મ્યા તેથી સુર્યવંશી કહેવાય છે, તેમ ભગીરથના પુત્રના પુત્ર રઘુના વંશમાં તેમનો જન્મ હોવાથી રઘુવંશી કહેવાય છે. રામચન્દ્ર પછી ૫૦ મી પેઢીએ સુમંત્ર રાજા સૂર્યવંશી થયા હતા. ત્યાં સુધી તેમનો વંશ રહ્યો હતો. રામચંન્દ્રજીનું લગ્ન સીતાજી સાથે થયું હતું. તેમણે ૧૩ વર્ષ વનવાસ ભોગવ્યો અને રાવણાદિ અનેક રાક્ષસોનો સંહાર કરી પૃથ્વીનો ભાર ઉતાર્યો હતો. એ વાત રામાયણમાં છે. અયોદ્ધા સાત પુરીમાંની ૧ પુરી ગણાય છે. તે મોક્ષ આપનારી છે. સ્કંદપુરાણમાં કહ્યું છે કે. સરયુમાં સ્નાન કરી પછી અહિંનાં દેવમંદિરોમાં દર્શન કરવાથી પાપ નાશ થાય છે અને મુક્તિ મળે છે

**છપૈયા**—અહિંથી સર્યું નદીને સામે પાર ત્રણ ગાઉ ઉપર છપૈયા

ગામ છે તે સ્વામીનારાયણના મુળપુરૂષ સહજાનંદ મહારાજની જન્મભુમિ છે. ત્યાં સ્વામીનારાયણવાળા કેટલાક જાય છે, અહિં સ્વામીનારાયણની ઘણી માનતા નથી. અયોદ્ધાથી માણીકપુર એક લાઈન જાય છે. ત્યાંથી રેલ્વેમાં આગળ પહેલુંજ સ્ટેશન છપૈયા છે.

## લખનૌથી કાનપુર,

અયોદ્ધાથી ફૈજાબાદ, સુલતાનપુર, પરતાપગઢ થઇ અલ્હાબાદ જવાય છે. લખનૌથી અયોદ્ધા ન જવું હોય તો ત્યાંથી કાનપુર જવાય છે.

**ઉન્નાવ**—લખનૌથી કાનપુર જતાં રસ્તામાં ઉન્નાવનું સ્ટેશન ૬ સ્ટેશનો મુકીને આવે છે. લખનૌથી ઉન્નાઉ ૩૪ માઇલ છે તેનું ભાડુ ૦–૬–૦ છે. ઉન્નાઉ લખનૌ વિભાગનું સદર સ્થાન છે. અહિં ૧૪ દેવ મંદિરો અને ૧૦ મસીદો છે. તેમજ કચેરીઓ વિગેરે છે. અહિં ૧૩ હજાર મનુષ્યોની વસ્તી છે. અહિં રોજ બજાર ભરાય છે. પહેલાં અહિં રજપુત રાજ્ય હતું તે મુસલમાનોએ લઇ લીધું હતું. ઉન્નાવથી આગળ ૧ સ્ટેશન મુકી કાનપુરનું સ્ટેશન આવે છે.

---

# ભાગ ૧૧ મો.

# ઉજ્જનથી આગ્રા.

---

## પ્રકરણ ૫૦ મું.

## મક્ષીજી, ભોપાળ, હુશંગાબાદ, સાંચી, ભીલસા, નૃસિંહગઢ, રાજગઢ, બીના, સાગર, દમોહ, લલિતપુર, ચંદેરી તાલબેહટ.

આણંદથી રતલામ થઇ ઉજ્જન આવી ત્યાંથી ભોપાળ, બીના, ઝાંસી ઉપર થઈ રેલ્વે રસ્તે આગ્રા અવાય છે. ઉજ્જનની હકીકત આગળ પ્ર. ૨૧ માં ૭૬ મા પાનમાં આવી ગઇ છે. ઉજ્જનથી આગ્રે આવતાં ગ્રેટ ઇન્ડીયન પેનીન્સુલા રેલ્વેમાં જવાય છે.

**મકશીજી**—ઉજ્જનથી ભોપાળ તરફ જતાં ત્રણ સ્ટેશન મૂકી મકસીજીનું સ્ટેશન આવે છે. અહિં જૈનોના ત્રેવીસમા ભગવાન મક્ષીજીનું તિર્થ છે. અહીં શ્રી પાર્શ્વનાથનું ઉત્તમ દેરાસર છે. સ્ટેશનથી ૦ાા ગાઉ ઉપર ગામ છે. અહીં ધર્મશાળા અને કારખાનું પણ છે અહીંથી રેલ્વે રસ્તે ભોપાળ અવાય છે.

# ભોપાળ.

ઉજ્જનથી ભોપાળ ૧૧૪ માઇલ છે તેનું ભાડુ રૂા. ૧–૧૩–૦ છે. ભોપાળ જંકશન સ્ટેશન છે. સ્ટેશનથી ના માઇલ ઉપર શહેર છે. ભોપાળથી ૧ ટ્રેન હોશંગાબાદ થઇ ઈટારસી જાય છે. ભોપાળમાં ૭૦ હજાર માણસોની વસ્તી છે. ભોપાળમાં એક મોટું ૧૨ ગાઉનું તળાવ છે. શહેર પાછળ કોટ છે. શહેરથી દક્ષિણ તરફ એક મોટી ટેકરી ઉપર ફતેહગઢનો કિલ્લો છે. જેમાં ભોપાળની બેગમ રહેતી હતી. બેગમનો મહેલ જોવા લાયક છે. અહીં જૈન દેરાસર અને ધર્મશાળા છે. આ શહેર રાજા ભોજે વસાવેલું કહેવાય છે તે ઉપરથી તેનું નામ ભોજપાળ પડેલું તેના ઉપરથી હાલ ભોપાળ નામ પડયું છે.

ભોપાળમાં જુમામસીદ, સીકન્દરની બેગમની મોતીમસીદ, ટંકશાળ, તોપખાનું, અને બાગ જોવા લાયક છે. ખાસ શહેરમાં નળ છે. શહેરની પૂર્વે ૨ માઇલ લાંબુ નહેર જેવું તળાવ છે તે પાકુ બાંધેલું છે. શહેરમાં જનાના ઇસ્પીતાલ અને જનાના સ્કુલ છે. ભોપાળ દેશી રાજ્ય છે. રાજ્યને ૪૦ લાખ રૂપિયાની આવક છે. અહિં અંગ્રેજ સરકારનું લશ્કર રહે છે. અહીં રાજમહેલ જોવા લાયક છે. ભોપાળના રેસીડેન્ટ સિહોરમાં રહે છે. અહિં નવાબનું રાજ્ય છે. જેને ૧૯ તોપોનું માન છે. ભોપાળમાં હાથના કારીગરીનુ કામ સારૂ થાય છે. જુમામસીદની આસપાસ બજારો છે.

**હુસંગાબાદ**—ભોપાળથી ઈટારસી જતાં હુશંગાબાદનું સ્ટેશન આવે છે. તે નર્મદા નદીના કિનારે મધ્યપ્રાંતમાં જીલ્લાનું સદર સ્થાન છે. તે ગુજરાતના બાદશાહ હુશંગશાહે વસાવ્યું છે. શહેરમાં ૧૪ હજાર માણસોની વસ્તી છે. ભોપાળથી જતાં હુશંગાબાદ પાસે નર્મદાનો પુલ ઓળંગી ગાડી સ્ટેશને જાય છે. નર્મદા અને વરાતવા નદીયોના સંગમ ઉપર બિન્દુભાનુ મહાદેવનું દેવાલય છે. જ્યાં કાર્તકી પુનમે મેળો ભરાય છે.

**સાંચી**—ભોપાળથી ઝાંસી તરફ જતાં ત્રણ સ્ટેશન મુકી સાંચીનું સ્ટેશન આવે છે. તે ભોપાળથી ૨૪ માઈલ થાય છે. અહિં બૌધ સ્તુપો છે. જેમાં ૧ મોટો છે તે ઘુમટના આકારે છે, અને ૪૨ ફીટ ઉંચો છે. સાંચીથી ૫ માઇલ સોનારીની પાસે પણ બુદ્ધોના ૮ સ્તુપો છે. સાંચીથી ૭ માઇલ ઉપર ભોજપુરની પાસે ૩૭ સ્તુપો છે. આ સ્તુપો ઇ. સ. પૂર્વે ૨૫૦ વર્ષ પહેલાં બનેલા છે. સાંચીમાં પહેલાં બૌધ મઠ હતો, અહીં એક તળાવ છે તેનાં પગથીયાં બૌધના વખતનાં કહેવાય છે.

**ભીલસા**—સાંચી સ્ટેશનથી આગળ ભીલસાનું સ્ટેશન આવે છે. ભીલસા ગ્વાલિયર રાજ્યમાં બેતવા નદી ઉપર છે. અહિં તમાકુ સારી થાય છે. અહીં અફીણ, તમાકુ, ઘી ને અનાજનો વેપાર સારો ચાલે છે. બેતવા નદીના ઉપર મંદિરો છે. ગામ પાછળ કિલ્લો છે અને તેની આજુ-

આજુ બાજુ બાઇ છે. કિલ્લામાં ૧ મોટી પીતળની તોપ છે. અહીં જૈનોનાં બે દેરાસરો છે જેમાં કેશરીયાજીનું એક દેરાસર છે. તેમ ધર્મશાળા પણ છે. પહેલાં આનું નામ ભદ્રાવતી હતું. અહીં ઉદયગીરીની ગુફાઓ અને દેવમંદિરો છે. ભીલસા ભીલ રાજાએ વસાવ્યું હતું. અહીં પહાડ ઉપર સુર્ય, મહાદેવ, વિષ્ણુ વિગેરેનાં મંદિરો છે.

**નૃસિંહગઢ**—ભોપાળથી ૪૦ માઇલ ઉપર નૃસિંહગઢ એક દેશી રાજ્યની રાજધાનીનું શહેર છે. તે એક સરોવરને કિનારે ઉંચી ટેકરી ઉપર છે. કસ્બા પાસે પહાડ ઉપર કિલ્લો છે. કિલ્લામાં રાજ મહેલ છે. રાજ્યને ૫ લાખની પેદાસ છે જેમાંથી ૫૮ હજાર રૂપિઆ હોલ્કર ખંડણીના સરકારને આપવા પડે છે. રાજા રજપુત છે. જેમને રાજાની પદ્વિ મળી છે.

**રાજગઢ**—રાજગઢ એ નૃસિંહગઢ પાસે એક નાના રાજ્યની રાજધાનીનું શહેર છે. રાજ્યને આવક ૫ લાખ રૂપિયાની છે. અહિંના રાજા મોતીસિંહ સને ૧૮૭૧ માં મુસલમાન થઇ પોતાનું નામ મહમદ અબ્દુલ વાસિદખાં રાખ્યું હતું. તેમને નવાબનો ખિતાબ મળ્યો છે. અહિંના રાજાને રાવત કહે છે.

## બીના જંકશન.

ભીલાસાથી આગળ જતાં બીના નદીના કિનારે બીના જંકશન આવે છે. અહિં કોટાથી એક ટ્રેન આવે છે જે કટની તરફ જાય છે. બીનાથી સાગર અને દામોહ થઇ કટની જવાય છે. સ્ટેશનથી ૧ ગાઉ બીના શહેર છે. અહીં જૈનોનાં બે દેરાસરો અને ધર્મશાળા છે. અહીં ઘઉંનો પાક સારો થાય છે.

**ઇટાવા**—બીના પાસે ઇટાવા ગામ છે. તે વેપારનું મોટું મથક છે.

**સાગર**—બીના સ્ટેશનથી આગળ બીના નદી ઉપર રેલ્વેનો પુલ છે. બીનાથી ૪૬ માઇલ સાગરનું સ્ટેશન આવે છે. તે જબલપુર વિભાગનું જીલ્લાનું સદરસ્થાન છે. તે સાગર નામના એક સરોવરના કિનારે છે. સાગરમાં ૪૫ હજાર માણસોની વસ્તી છે. અહિંનું સરોવર ૧ માઇલ લાંબું છે જેને કિનારે મોટા મોટા ઘાટો છે. જેના ઉપર ઘણાં દેવમંદિરો છે. એક પહાડી ઉપર ડીપોટી કમીશ્નરની કચેરી છે. સેસનકોર્ટ થોડે દૂર છે. અહિં લશ્કરી છાવણી છે. સરોવરની પશ્ચિમે એક ઉંચી ટેકરી ઉપર મરાઠાઓએ બંધાવેલો કિલ્લો છે. જેમાં ૨૦ ટાવરો છે. અહિં મરાઠાઓની જુની બે આળની ઇમારતો છે. અહિં રેવન્યુ અને ઇજીનીયર ખાતાથી ઓફીસો છે. સાગર સરોવર પહેલાં કોઇ વણઝારાએ બંધાવેલી કહેવાય છે. તેના ઉપર દેવમંદિરો છે. સાગર રાજા છત્રશાલની રાજધાનીનું શહેર હતું. સાગર વેપારનું સારૂં સ્થળ છે.

**દમોહ**—સાગરથી કટની તરફ જતાં ૪ સ્ટેશનો મૂકી દમોહનું સ્ટેશન આવે છે. જબલપુર વિભાગનું જીલ્લાનું સદરસ્થાન દમોહ છે. અહિં સરકારી જુની ઇમારતો છે. જુનાં હિન્દુ મંદિરો મુસલમાનોએ તોડી પાડેલાં છે. દમોહ જીલ્લાના કુન્ડલપુરમાં જૈનોનું નેમીનાથનું મંદિર છે. અને બાંડકપુરમાં યોગેશ્વર મહાદેવનું મંદિર છે જ્યાં શિવરાત્રીએ અને વસંતપંચમીએ મોટો મેળો ભરાય છે. દમોહથી આગળ કટનીનું રેલ્વે જંકશન આવે છે. જ્યાંથી બિલાસપુર જવાય છે. અહીંનો પ્રદેશ પહાડી છે.

## લલિતપુર.

બીનાથી ઝાંસી જતાં ૬ સ્ટેશનો મૂકી લલિતપુરનું સ્ટેશન આવે છે. તે ઝાંસી વિભાગનું જીલ્લાનું સદર સ્થાન છે. શહેર શહજાદ નદીના કિનારે છે. અહિં સડકો ઉપર નવાં મકાનો છે. ગામ વચ્ચે નવું બજાર છે. વેપાર ઠીક ચાલે છે. આ જીલ્લાના જંગલોમાં વાઘ, સુવર, હરણ વિગેરે છે. લલિતપુરમાં ૧૧॥ હજાર માણસોની વસ્તી છે.

**ચંદેરી**—લલિતપુરથી ૧૮ માઇલ પશ્ચિમે ગ્વાલિયર રાજ્યના જીલ્લાનું સદર સ્થાન ચન્દેરી છે. અહિં સેલાં અને પાઘડીઓ ઉત્તમ થાય છે. પહેલાં આ શહેર કિલ્લાબંધી હતું. આ ગામને પહેલાં ચેદી અથવા ચન્દેલી કહેતા હતા. પાંડવોના વખતમાં અહિં ચેદી રાજા રાજ્ય કરતો હતો. શિશુપાલ કે જેને શ્રીકૃષ્ણે માર્યો હતો તે અહિંજ રાજ્ય કરતો હતો. પહેલાં અહિં ઘણાં મકાનો પત્થરનાં હતાં અને એક ઉંચા પહાડ ઉપર કિલ્લો હતો.

**તાલબેહટ**—લલિતપુરથી આગળ ત્રણ સ્ટેશન મૂકીને આ સ્ટેશન આવે છે. અહિં હથિયારો સારાં બને છે. અહિં એક મોટું સરોવર છે. અને ઉરછાના રાજા વીરસિંહનો બનાવેલો એક કિલ્લો છે જે અંગ્રેજ સરકારે પાડી નાંખ્યો હતો.

---

# પ્રકરણ ૫૧ મું.

---

## ઝાંસી, ઉરછા, બેડવાસાગર, તીકમગઢ, મઉરાણીપુર જયતપુર, ચરખારી, બાન્દા, ઉરાઇ, કાલ્પી, હમીરપુર, દત્તિયા.

---

## ઝાંસી.

તાલબેહટથી ૫ સ્ટેશનો સુદી ઝાંસીનું સ્ટેશન આવે છે. ઝાંસીનું રેલ્વે જંકશન છે. અહિંથી એક ટ્રેન બાન્દા, માણિકપુર થઇ અલ્હાબાદ જાય

છે. અને બીજી ટ્રેન કાનપુર જાય છે. કાનપુર જવામાટે અહીં ગાડી બદલવી પડે છે. ઝાંસી જીલ્લાનું સદર સ્થાન છે. ગામ સ્ટેશનથી એક ગાઉ દૂર છે તેની આજુબાજુનો કિલ્લો પડી ગયા જેવો છે. તે ૧૮ ફીટ ઉંચો અને ૬ ફીટથી ૧૨ ફીટ જેટલો પહોળો છે. જેમાં ૯ દરવાજા છે. ઝાંસીમાં ૫૩ હજાર ઉપરાંતની વસ્તી છે. જેમાં ૪૦ હજાર ઉપરાંત હિન્દુઓ છે. અહિં હલ્દીગંજ નામનો નવો ચૉક છે જેની ચારે બાજુ ૪ દરવાજા છે. શહેરમાં મીઠા પાણીના ૫ કુવા છે, તે જગાનું નામ પંચકુવા કહેવાય છે.

શેહેર પાસે એક મેદાનમાં પહાડ ઉપર કિલ્લો છે. તેની દીવાલ પત્થરની છે જે ૨૦ ફીટ ઉંચી છે. તેની દક્ષિણ બાજુ ૧૨ ફીટ ઉંડી અને ૧૫ ફીટ પહોળી ખાઇ છે, તે કિલ્લામાં હાલ સરકારનું લશ્કર રહે છે. ઝાંસી હાલ અગ્રેજ સરકારના કબજામાં છે. રાજા વીરસીંહે અહિંનો કિલ્લો બંધાવ્યો હતો તેની પાસેથી અહિંનું રાજ્ય મુસલમાનો પાસે ગયું, મુસલમાનો પાસેથી પેશ્વાઓએ લઇ લીધું અને પેશ્વા પાસેથી આ રાજ્ય અંગ્રેજ સરકાર પાસે ગયું. અહિંના રાજા રાવની વિધવા રાણી લક્ષ્મીબાઇને પેન્શન બાંધી આપ્યું અને સરકારે તેને દત્તક લેવાનો હુકમ ન આપ્યો તેથી ઝાંસીની રાણીએ અંગ્રેજો સાથે લડાઇ કરી હતી. રાણી પુરુષનો વેશ લઈ ઘોડા ઉપર બેસી લડતી હતી. તે પછી સને ૧૮૩૧ માં ઝાંસીનું રાજ્ય સરકારે જીતી લઇ ગ્વાલિયરના મહારાજાને આપી દીધું અને પછી ૧૮૮૬ માં તેમની પાસેથી ગ્વાલિયરના કિલ્લાને બદલે પાછું લીધું. ઝાંસીમાં જૈનોનાં ત્રણ દેરાસરો અને ધર્મશાળા છે.

## ઝાંસીથી બાન્દા.

**ઉરછા**—ઝાંસીથી એક ટ્રેન બાન્દા થઇ માણિકપુર જાય છે. તે લાઇનમાં ઝાંસીથી ૭ માઇલ ઉપર ઉરછાનું સ્ટેશન આવે છે. ઉરછાથી ટીહરી રાજ્યની જુની રાજધાનીનું શહેર વેતવા ( વેત્રવતી ) નદીના કિનારે છે. નદીના કિનારે રાજમહેલ અને એક કિલ્લો છે.

**બડવાસાગર**—ઉરછાથી આગળ બડવાસાગરનું સ્ટેશન આવે છે. જ્યાં બડવાસાગર નામનું એક મોટું સરોવર છે જેને ઉરછાના રાજા ઉદિત સિંહે સને ૧૭૦૫ માં બંધાવ્યું છે. કિલના કિનારે બડવાસાગર નામનું ગામ છે. જેની પાસે જુનો કિલ્લો છે જેમાં હાલ મુસાફરી બંગલો છે.

**ટીહરી–તીકમગઢ**—ઉરછા સ્ટેશનથી ૪૦ માઇલ ઉપર ટીહરીની રાજધાની તીકમગઢ છે. અહિં રાજાનો મહેલ અને તીકમગઢનો કિલ્લો ગામની અંદર છે. તીકમગઢ બુંદેલખંડના દેશી રાજ્યોમાં સર્વથી જુનું રાજ્ય છે. ઉરછા રાજ્યમાં ટંકશાળ છે. રાજ્યની ઉપજ ૯ લાખ રૂપિઆ છે. મહારાજાના પૂર્વજોએ બંધાવેલાં કેટલાક મોટાં તળાવો છે. અહિં પહાડી અને જંગલ વધુ છે.

મઉરાણીપુર—અડવાસાગરથી ૩ સ્ટેશન મૂકી આગળ મઉરાણીપુરનું સ્ટેશન આવે છે તે ઝાંસી જીલ્લાનું તાલુકાનું ગામ છે. અહિં દવાખાનું, અને ધર્મશાળા છે. જુના કિલામાં કચેરીઓ છે, અહિં કપડાં સારાં વણાય છે, વેપાર ઠીક ચાલે છે.

જયતપુર—મઉરાણીપુરથી ત્રણ સ્ટેશનો મુકી બેલાતાલનું સ્ટેશન આવે છે. ત્યાં જેતપુર ગામ છે. ચન્દેલના રાજાએ બેલાતલાવ બંધાવ્યું છે તે ઘણું ઉંડું છે તથા ૫ માઈલના ઘેરાવામાં છે. અહિં બે જુના કિલા તથા ૧ દેવમંદિર છે.

ચરખારી—બાન્દાથી ઝાંસી જતી સડકની પાસે રેલ્વે સડકથી કેટલાક માઇલ દૂર બુંદેલખંડમાં ચરખારી દેશી રાજ્યની રાજધાનીનું શહેર છે. ગામ પાસે એક મોટું સરોવર છે. અહિં પહાડ ઉપર એક નાનો કિલ્લો છે ત્યાં કાર્તકી પુનમે ગોવર્દ્ધનાથજીનો મેળો ભરાય છે.

મહોબા-બેલાતાલથી આગળ કુલપહાડનું સ્ટેશન આવે છે જેમાં થાણું કચેરીયો, કિલ્લો, મસીદો વિગેરે છે. ત્યાંથી આગળ સુપાનું સ્ટેશન મુકી મહોબાનું સ્ટેશન આવે છે. ત્યાંથી એક સ્ટેશન મુકી કવરાઇનું સ્ટેશન આવે છે. અહિં બ્રહ્મતલાવ છે. તેના કિનારે જુનાં મંદિરો છે. મહોબામાં ૭૫ સો માણસોની વસ્તી છે. અહિં ચન્દેલના રાજા ચન્દ્રવર્માએ મહોત્સવ યજ્ઞ કર્યો હતો તેથી તેનું નામ મહોબા પડયું છે. અહિં મદનસાગર નામનું સરોવર છે. રાજા ચન્દ્રવર્મા જ્યાં મરી ગયા હતા ત્યાં રામકુન્ડ છે. અહિં કિલ્લો ઉજડ જેવો છે. અહિં મદનવર્માનું બનાવેલું મુમ્બાદેવીનું મંદિર છે. મદનસાગર તળાવ ઉંડું છે. પહાડ ઉપર જુના વખતનાં મકાનો છે.

## બાન્દા.

બાન્દા એ જંકશન સ્ટેશન છે મહોબાથી ૪ સ્ટેશનો મુકી બાન્દા અવાય છે. બાન્દાથી એક ટ્રેન કાનપુર જાય છે. તેમ એક ટ્રેન માણિકપુર થઇ અલ્હાબાદ જાય છે. તે અલ્હાબાદ વિભાગનું જીલ્લાનું સ્થાન છે. શહેર કેન નદીના કિનારે છે. અહિં ૨૩ હજાર માણસોની વસ્તી છે. અહિં ૧૬૧ દેવ મંદિરો, ૬૬ મસીદો અને ૫ જૈન મંદિરો છે. શહેરથી ૧ માઇલ ઉપર ફતેહપુરરોડ ઉપર લસ્કરી છાવણી છે. નદીના કિનારે રેલ્વે પુલની પાસે ભૂરાગઢ નામનો જુનો કિલ્લો અત્યારે ઉજ્જડ જણાય છે જે રાજા ગુમાનસિંહે બનાવ્યો હતો. બાન્દાના નવાબને સને ૧૮૫૭ના બળવામાં ગુન્હેગાર ગણી સને ૧૮૫૮ માં દેશપાર કર્યો હતો.

બાન્દાથી કાનપુર જવાય છે તેમજ માણિકપુર થઇ અલ્હાબાદ જવાય છે.

## ઝાંસીથી કાનપુર.

ઉરાઇ—ઝાંસીથી કાનપુર જતાં અઇટ જંકશન આવે છે ત્યાંથી એક ટ્રેન કુન્ચ જાય છે. અઇટથી ૧ સ્ટેશન મુકી ઉરાઇનું સ્ટેશન આવે છે. તે ઝાંસી વિભાગનું જાલૌન જીલ્લાનું સદર સ્થાન છે. ઉરાઇથી ૨૦ માઇલ ઉપર જાલૌન ગામ છે અહિં જુનો કિલ્લો હતો. અહીં કચેરીયો, દવાખાનું વિગેરે છે જુના કિલ્લાવાળી જગાએ હાલ બજાર છે. અહિં મરાઠા બ્રાહ્મણોની વસ્તી વધારે છે.

કાલ્પી—ઉરાઇથી ૨૧ માઇલ ઉપર આગળ ૨ સ્ટેશનો મૂકી કાલ્પીનું સ્ટેશન આવે છે. કાલ્પી જમનાંના કિનારે છે. અહિં ઘણા રોજા છે. યમુનાને કિનારે જુનો કિલ્લો પડી ગયેલો છે. યમના નદી ઉપર રેલ્વેનો પુલ છે અહિં કાગળ અને ખાંડ બને છે. કાલ્પીમાં વ્યાસનો અવતાર થયો હતો એવું તુલસીશબ્દાર્થપ્રકાશ નામના ગ્રંથમાં છે. પહેલાં અકબરના વખતમાં અહિં ટંકશાળ હતી. અહિંથી કાનપુર જવાય છે.

હમીરપુર—કાલ્પીથી ૨૮ માઇલ ઉપર યમુનાના અને બેતવા નદીના સંગમની પાસે હમીરપુર એ જીલ્લાનું સદરસ્થાન છે. રાજા હમીરદેવે તેને વસાવ્યું હતું, હમીરના ઉજડ કિલ્લાની નીશાની હાલ છે. બળવા વખતે અહિં ઘણા યુરોપિઅનો માર્યા ગયા હતા.

કાલ્પીથી ૭ સ્ટેશનો મુકી આગળ કાનપુરનું સ્ટેશન આવે છે.

## ઝાંસીથી આગ્રા.

દતિયા—ઝાંસીથી આગ્રા જતાં કરારીનું સ્ટેશન મૂકી આગળ દતિયાનું સ્ટેશન આવે છે. દતિયા દેશીરાજ્યની રાજધાનીનું શહેર છે. તે એક ઉંચી ટેકરી ઉપર છે. ગામની આજુબાજુ ૩૦ ફીટ ઉંચો પત્થરનો કોટ છે. ગામ સ્ટેશનથી ૨ માઇલ ઉપર છે. દરિયામાં ૨૭ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. જેમાં ઘણો ભાગ હિન્દુઓનો છે. એક ઉત્તમ બાગની અંદર રાજમહેલ છે જેમાં મહારાજા રહે છે. બાગના હોજમાં ચાર હાથી બનાવેલા છે જેની સુંઢોમાંથી ફુવારા નીકળે છે. ગામમાં પણ રાજમહેલ છે, તેમ બીજો રાજમહેલ ગામની પશ્ચિમે કોટની બહાર છે.

સોનાગીરી—દતિયાથી ૪ માઇલ દૂર સોનાગીરીમાં જૈનમંદિરો છે. દતિયાથી આગળ સોનાગરીનું સ્ટેશન આવે છે તે જૈન ધર્મનું પવિત્ર સ્થળ છે. ત્યાં પહાડ ઉપર જૈન સાધુઓની સમાધીયો અને પ્રાચીન દેરાસરો છે. અહિંના રાજા બુન્દેલા રજપુત છે.

# પ્રકરણ પર મું.
## ગ્વાલિયર, ધોલપુર.
## ગ્વાલિયર.

ગ્વાલીયર—દતિયાથી સોનાગીરી સ્ટેશન મુકી આગળ ૫ સ્ટેશનો મુકયા પછી ગ્વાલિયરનું સ્ટેશન આવે છે. ગ્વાલિયર સિંધિયા સરકારની રાજધાનીનું શહેર છે. નવા શહેરને લશ્કર અને જુનાને ગ્વાલિયર કહે છે. ગ્વાલિયરમાં ૧ લાખ ઉપરાંત માણસોની વસ્તી છે જેમાં ઘણો ભાગ હિન્દુઓનો છે. મધ્ય હિંદુસ્તાનમાં આ પહેલા નંબરનું શહેર છે. રેલ્વે સ્ટેશનથી ૨ માઇલ ઉપર લશ્કરનું નવું શહેર છે. નવું શહેર ઉન્નતિમાં આવતાં જુના શહેરની પડતી આવી છે. સ્ટેશનથી થોડે દૂર સરકારી ધર્મશાળા છે. શહેરમાં સરાફબજાર નામની મુખ્ય સડક છે. શહેરની વચ્ચે વાડા અથવા તો જુનો રાજમહેલ છે. જેની આસપાસ સરદારોનાં મકાનો છે. વિકટોરીયા કૅાલેજ, જયાજીરાવની હોસ્પીટલ, અને સિંધિયાની માતાનું બનાવેલું નવું મંદિર છે, એ ઉત્તમ છે. શહેર પાસે ફુલબાગમાં સિંધિયા સરકારનો નવો મહેલ ઇન્દ્રભુવન છે. મહેલના ૧ ભાગનું નામ જયેન્દ્રભુવન છે. તે ઉત્તમ છે. ત્યાં હાલના રાજા રહે છે. તેમાં દરબાર હૅાલ ઉત્તમ છે. ગાલીચા ઉપર સોના ચાંદી જડેલી કિંમતી ખુરશીઓ છે. મહેલની પાસે મહારાજાની કચેરી છે. બાગમાં પાણીનો હૅાજ છે. તે સિવાય સરકારવાડામાં મહારાજાના તબેલા, હાથીખાનું અને ફુલબાગ છે. તેમ ફુવારાબાગ જેમાં છે. ફુવારા, હોજ, અને બનાવટી ટાપુઓ છે.

જુનું ગ્વાલિયર—કિલ્લાના પહાડ પાસે જુનું શહેર છે તેમાં એક દરવાજા બહાર જુમામસીદ છે. કિલ્લાથી ૨ માઇલ ઉપર મુરાર છાવણીમાં લશ્કર રહે છે.

કિલ્લો—ગ્વાલિયરનો કિલ્લો એક પહાડ ઉપર જુના વખતનો છે. પહાડ ૩૦૦ ફુટ ઉંચો છે અને ૧ માઇલ લાંબો છે. કિલ્લાનો કોટ ૩૫ ફીટ ઉંચો છે. આ કિલ્લાને ૭ પ્રકારના કિલ્લામાં ધનુષ્ય દુર્ગ કહ્યો છે. એક પહાડ ઉપર ધનુષ્યના આકારનો આ કિલ્લો છે. તેનો મુખ્ય દરવાજો પૂર્વ તરફ છે. કિલ્લામાં ૬ દરવાજા છે. આલમગીર દરવાજો, હીંદોળા કે બદલગઢ દરવાજો, ભૈરવ દરવાજો, ગણેશ દરવાજો, લક્ષ્મણ અને હાથીયો દરવાજો. ગણેશ દરવાજા બહાર નૂરસાગર નામનું સરોવર છે. અહિં ગ્વાલિયા નામના સાધુનું મંદિર છે. જેના નામ ઉપરથી શહેરનું નામ ગ્વાલિયર પડયું છે. લક્ષ્મણ દરવાજા પાસે વિષ્ણુનું મંદિર છે. દરવાજાઓની વચ્ચે શિવપાર્વતિ અને ૫૦ શિવલિંગો છે. અને વારાહ ભગવાનની ઘસાયલી જુની મૂર્તિ છે. કિલ્લાના તળાવો, કુવા અને હૅાજોમાં પાણી ઓછું થતું નથી. સુર્યકુન્ડ જે સાસુવહુના મંદિરથી થોડે દૂર છે તે સર્વથી જુનો

કુન્ડ છે. તે સિવાય તિકોનીયાતલાવ, જોહરતલાવ, સાસુવહુતલાવ ગંગોલાતલાવ અને ધોબીતલાવ છે. કિલ્લામાં ગુજારી મહેલ, માનસિંહ મહેલ, વિક્રમનો મહેલ, કર્ણમહેલ, જહાંગીરમહેલ, અને શાહજહાં મહેલ એ ૬ મહેલો છે. કિલાની અંદર ગ્વાલિયા મંદિર, ચતુર્ભુજ મંદિર, જયંતીનું અને તેલીનું મંદિર છે. તેલી મંદિરની વચ્ચે ગરુડની મૂર્ત્તિ છે, તે સિવાય બીજાં ૪ મંદિરો છે. કિલાની અંદર જૈન મંદિરોમાં સાસુવહુનું મંદિર છે જેમાં પદ્મનાભની મૂર્તિ છે. અંદર જુના શિલાલેખો છે. નાનું સાસુ-વહુનું મંદિર છે. અહિં જૈન ગુફાઓ પહાડ કોતરીને બનાવેલી છે, જેમાં પાંચમી ગુફામાં ઘણી જૈન મુર્તિયો છે. મુર્તિયો નાગી છે. ઊરવાહી કુન્ડ નામની ગુફામાં નેમીનાથની ૩૦ ફીટ ઉંચી મુર્ત્તિ છે જેમાં બીજી ૨૨ મુર્તિયો છે. બીજી દક્ષિણની ગુફામાં તળાવ પાસે ઉરવાહી દીવાલની બહાર ૫ મુખ્ય મૂર્તિયો છે. જેમાં મહાવીરસ્વામીની બાલ મુર્તિ છે. તથા આઠ ફીટ લાંબી ૧ સુતેલી સ્ત્રીની મૂર્તિ છે. દક્ષિણ પૂર્વ તરફની ગુફા ગંગોલા તલાવની નીચે એક પહાડિમાં છે, તેમાં ૧૮ મુર્તિયો છે, જેમાં ઘણી ૨૦ થી ૩૦ ફીટ ઉંચી છે. અહિં વેરાગી સાધુ રહે છે. આ કિલ્લો ચિતોડના કિલ્લાને મળતો છે પૂર્વે સૂર્યસેન નામના રાજાને કોઢ નીકળ્યા હતા તે એક વખતે શિકારે નીકળેલો તે આ પહાડ ઉપર આવ્યો હતો, ત્યાં ગ્વાલિયા નામના સાધુ પાસેથી પાણી પીધું. તેથી તેનો કોઢ મટી ગયો હતો. પછી તેણે અહિં કિલ્લો બંધાવી તેનું નામ ગ્વાલીયા સાધુ ઉપ-રથી ગ્વાલિયર રાખ્યું. ગ્વાલિયરમાં રજપુતોનું રાજ્ય હતું. તેમની પાસેથી મરાઠાઓએ લીધું. જે પછી સને ૧૭૮૪ માં મહાદજી સિંધિયાને આ રાજ્ય મળ્યું. રાજ્યની આવક ૧ કરોડ ૨૫ લાખ રૂપિયાની છે. તે મોટું સિંધિઆ સરકારનું દેશી રાજ્ય છે, ગ્વાલિયરના મહારાજાને ૨૫ તોપોનું માન છે. શહેરમાં ધર્મશાળાઓ પણ છે. અહીં અનાજ, રૂ, બીયાં, પાઘડી, શેલાં, સાડીઓ, અને હાથવણાટનાં બારીક કપડાંનો, વેપાર સારો ચાલે છે. ગામથી ૨ માઇલ ઉપર મુરાર ગામમાં રેસીડેન્ટ રહે છે.

## ધોલપુર.

ગ્વાલિયરથી આગ્રે જતાં ૭ સ્ટેશનો મુકી ધોલપુરનું સ્ટેશન આવે છે. રસ્તામાં હેતમપુર અને ધોલપુરની વચ્ચે ચંમ્બલ નદી ઉપર રેલ્વેનો પુલ છે. ચમ્બલ નદી વિંધ્યાચળ પર્વતમાંથી નીકળી ઇટાવા પાસે યમુના નદીમાં મળે છે તેનું નામ પુરાણમાં ચર્મણ્યવતી છે. શહેરમાં મહારાજાનો મહેલ સુંદર છે. ધોલપુરમાં ૧૬ હજાર માણસોની વસ્તી છે, તેમાં ૨ ભાગ હિંદુ છે. ધોલપુરથી ૨ માઇલ ઉપર મુચકુંદ તળાવ છે જેની વચ્ચે નાના ટાપુ ઉપર મકાન બંધાવેલું છે. તળાવને કિનારે ૧૨૪ મંદિરો છે, કાર્તકી પુનમે અહિં મેળો ભરાય છે તે ૧૫ દિવસ રહે છે.

ધોલપુર દેશી રાજ્યની રાજધાનીનું શહેર છે. રાજાને ૯ લાખ ૨૫ હજાર રૂપિયાની આવક છે. રાજા ધૌલનદેવે ૧૧ મી સદીમાં આ શહેર વસાવ્યું તે સને ૧૫૨૬ માં બાબરે જીતી લીધુ હતું તે પછી સિંધિયા પાસે આ રાજ્ય ગયું. તે પછી સને ૧૮૦૬ માં અંગ્રેજ સરકારે રાણા કિર્તિસિંહને આ રાજ્ય આપ્યું. હાલના રાજા જાટ છે, તેમને ૧૧ તોપોનું માન છે, ધોલપુરથી ત્રણ સ્ટેશન મુકી આગળ આગ્રા આવે છે.

# ભાગ ૧૨ મો
## મથુરાંથી આગ્રા અને કાનપુર થઈ અલ્લાહાબાદ.

## પ્રકરણ ૫૩ મું.
## મથુરાંથી આગ્રા થઈ કાનપુર,

**ફતેહપુર શીકરી**—મથુરાંથી આગ્રા જતાં અચનેરા રેલ્વે જંકશન આવે છે. અચનેરા રેલ્વે સ્ટેશનથી ૧૨ માઇલ અથવા ભરતપુરથી ૧૧ માઇલ ઉપર ફતેહપુર શીકરી છે. અહિંથી આગ્રા સુધી સડક છે. નીચા પહાડા પાસે આ ગામ છે. અકબરે ગુજરાતમાં ફતેહ મેળવ્યા પછી શીકરી ગામની પહેલાં ફતેહપુર નામ વધારી દીધું હતું. અહિં એક ઇમારત છે જેમાં વેપારી રહેતા હતા અને તેની આગળ નોબતખાનું હતું. જે અકબરના આવવા જવાથી વાગતું હતું, અહિં દીવાને આમછે જેમાં બાદશાહ અકબર મુખ્ય ખંડમાં બેસી ન્યાય કરતો હતો. સડક પાસે દફતરખાનું હતું. એક બાજુ તુર્કીરાણીનું મકાન છે. એક ચોકમાં અકબરની પત્થરની બેઠક છે. પાસે દીવાને ખાસ છે. તેમાં બાદશાહને બેસવાનું સ્થાન હતું. ત્યાંથી થોડે દૂર અકબરની સ્ત્રી મરીયમનું ગૃહ છે જેને સોનેરી મકાન કહે છે. પાસે બાગ, સ્નાનગૃહ, નગીનામસીદ, તળાવ વિગેરે છે. એક બાજુ હાથી દરવાજો છે, જ્યાં બે હાથીની મૂર્તિયો છે. મરીયમના બાગની દક્ષિણે બીરબલનો મહેલ છે. તેમાં નકશીનું કામ સારૂ છે. દફતરખાના પાસે જોધબાઇનો મહેલ છે. દફતરખાના પાસે દરગા અને મસીદ છે પૂર્વ દરવાજાને બાદશાહ દરવાજો કહે છે જેમાં થઇ ચોકમાં જવાય છે. દરવાજામાં પીતળનું કામ છે. અહિં ખાસ મસીદ મક્કાની મસીદના જેવી છે.

અચનેરાથી આગ્રા સ્ટેશને જવાય છે.

### આગ્રા.

મથુરાંથી દિલ્હી તરફ પંઝાબમાં કે હરિદ્વાર જવું ન હોય તેઓ બારોબાર આગ્રા ઉપર થઈ કાનપુર આવે છે. કાનપુરથી લખનૌ જોઇ

પાછા આવી અલ્હાબાદ (પ્રયાગ) જાય છે. મથુરાંથી આગ્રા ૩૬ માઇલ થાય છે તેનું ભાડું ૦—૮—૦ છે. મથુરાંથી ભાઈન્સા, પારખાન અને અચનેરા થઈ આગ્રા અવાય છે. અચનેરા ન જવું હોય તો મથુરાંથી બારોબાર પણ આગ્રા અવાય છે. આગ્રા રેલ્વેનું જંકશન સ્ટેશન છે. અહિંથી એક ટ્રેન ટુન્ડલા જાય છે. અને એક ટ્રેન ઉજ્જનથી ભોપાલ, બીના, ઝાંસી, ગ્વાલીયર, ધોલપુર થઇ અહિં આવે છે. એક ટ્રેન જેપુરથી ભરતપુર, અચનેરા થઈ અહિં આવે છે. સ્ટેશન ઉપર મજુરો મળે છે. આગરા જીલ્લાનું સદર સ્થાન છે તે યમુના નદીના જમણા કિનારે છે. આગ્રામાં ૧ લાખ ૬૮ હજાર ઉપરાંતની વસ્તી છે. જેમાં ઘણો ભાગ હિન્દુઓની વસ્તી છે. અહિંનાં ઘણાં ખરાં મકાનો પથ્થરનાં બાંધેલાં છે. અહિં શહેરમાં જમનાજીમાંથી નળદ્વારા પાણી અપાય છે. સ્ટેશનની નજીક ઘણી ધર્મશાળાઓ છે. ત્યાં રોજનું ભાડુ ઠરાવી ઉતરવા દે છે.

આગ્રાના કિલ્લાની દક્ષિણે લશ્કરી છાવણી અને સીવીલ સ્ટેશન છે. જેની પૂર્વે તાજમહેલ છે. કિલ્લાની પશ્ચિમ તરફ જેલ છે. કિલ્લાની ઉત્તરે યમુના નદીના પાકા ઘાટ છે. ઘાટથી દક્ષિણે યમુના ઉપર રેલ્વેનો બે માળનો પુલ છે જેમાં નીચે રેલ્વે ટ્રેન અને ઉપર એકા, બગી, તેમ માણસો જાય આવે છે. ઘાટથી અર્ધો માઇલ ઉત્તર તરફ યમનામાં વહાણો ઉપર પુલ છે. આગ્રામાં જૈનોનાં આઠ દેરાસરો છે. જેમાં રોશનમહેલ્લામાં ચિંતામણુ પાર્શ્વનાથનું, રોશન મહેલ્લામાં શ્રીમંધરસ્વામીનું, નોનમંદીરમાં શ્રીશાંતિનાથનું અને મોતીકટલામાં કેસરીયાજી, પાર્શ્વનાથ અને મહાવીરનાં દેરાસરો છે.

કિલ્લો—આગ્રાનો કિલ્લો જોવા માટે લશ્કરી જનરલનો પાસ લેવો પડે છે. તે પાસ અરજી કરવાથી તરત મળી શકે છે. કિલ્લો યમનાને જમણે કિનારે છે. તે બાદશાહ અકબરે સને ૧૫૬૬ માં બંધાવ્યો છે. કિલ્લો ૭૦ ફીટ ઉંચો લાલ પત્થરનો બાંધેલો છે. તેની ચારે બાજુ પાછળ ખાઇ છે. તે ૩૦ ફીટ પહોળી અને ૩૫ ફીટ ઉંડી છે. કિલ્લામાં પેસતાં પુલ છે. જોધપુરના રાજા જયસિંહનો પુત્ર અમરસિંહ લડાઇમાં જે જગાએ મરી ગયેલો તે જગાએ દક્ષિણુ બાજુ અમરસિંહ દરવાજો છે. પશ્ચિમે દિલ્લી દરવાજો છે. જેની અંદર હાથીપો દરવાજો છે જેમાં બે ટાવરો છે. કિલ્લાની અંદર બાદશાહ શાહજહાંની બંધાવેલી મોતીમસજીદ છે. તેની વચ્ચે હોજ છે. તેના જમણી બાજુ હથીયાર ખાનાનો ચોક છે. જ્યાં તોપોની કતાર છે. અહિં જહાંગીરનો હોજ છે. મસીદ ઉત્તમ કારીગીરીવાળી જોવા લાયક છે. કિલ્લાના દરવાજામાં થઇ ઉંચે ચઢતાં બે પીતળની તોપો દેખાય છે.

દીવાનેઆમ—કિલ્લાની અંદર ઔરંગજેબે બંધાવેલા દિવાનેઆમનો બંગલો છે. તેમાં દીવાલની પાસે વચ્ચે એક આરસની મોટી ઉંચી ચોકી છે, તેના ઉપર બાદશાહનું તખ્ત રહેતું હતું. દીવાનેઆમની

પાછળ પગથીયાં ચઢીને જતાં ઉપર શાહજહાંનો મહેલ આવે છે. જ્યાં **મચ્છીભવન** છે. તેમાં ઉત્તર પાસે બે દરવાજા છે, જે બાદશાહ અકબર ચિતોડના મહેલમાંથી લાવ્યો હતો. પશ્ચિમે **નગીનામસ્જીદ** છે. તેની પાસે એક ઓરડી છે તેમાં ઔરંગઝેબને શાહજહાંએ સાત વર્ષ સુધી નજરકેદ રાખ્યો હતો. મચ્છીભવનમાં ત્રણે તરફ ખુલા બે માળના ખંડો છે. જેમાં યમુનાની તરફના ખંડમાં બાદશાહનું કાળા આરસના પત્થરનું તખ્ત છે. તેની દક્ષિણે મીનામસીદ છે.

દીવાનેખાસ—મીનામસીદની દક્ષિણે દીવાનેખાસ છે જેમાં ખાનગી સભાસદોની કચેરી છે. અહિં બાદશાહને બેસવાનું તખ્ત છે. ત્યાં બેસી નીચે ખાઇમાં હાથી અને વાઘની કુસ્તી થતી તે જોવાતી. પાસે **સમનબુર્જ** છે જેમાં ખાસ બાદશાહ રહેતા હતા. સમનબુર્જની પાસે **સોનેરી સાયવાન** છે જેની છતમાં સોને રસેલાં તાંબાનાં પતરાં જડેલાં છે. તેની પાછળ **અંગુરીબાગ** છે. અંગુરીબાગના ઇશાન ખૂણા પાસે શિશમહેલ છે, જેની અંદરની છત અને ભીંતમાં નાના નાના તખતા જડેલા છે. ખાસમહેલ–તેની પૂર્વે ખાસ મહેલ છે. તેમાં આગળ નાના હોજોમાં ફુવારા છે. આગળ ૩ સુંદર ખંડો છે જે શાહજહાંના ખાનગી ખંડો હતા. એક બાજુ સોમનાથ પટ્ટનનો દરવાજો છે. જે મહમદગીજની સોમનાથથી ગીજની લઇ ગયો હતો તે અંગ્રેજ સરકારે ત્યાંથી લાવી અહિં રાખ્યો છે. અહિં શાહજહાંનું મરણ થયું હતું.

જહાંગીર મહેલ—કિલ્લાની દક્ષિણ બાજુએ શાહજહાંનો મહેલ અને બંગાળી બુરજની વચ્ચે લાલપથ્થરનો બનાવેલો જહાંગીર મહેલ છે. જે અકબરના મરી ગયા પછી જહાંગીરે બંધાવ્યો હતો. મહેલ ઉત્તમ કારીગીરી વાળો છે. નીચેના દરવાજામાંથી મહેલમાં જવાય છે. જમનાના તરફ મહેલની ભીંત અને ખૂણા પાસે અનેક ઘુમટવાળા ટાવરો છે. નીચેના ખંડમાં ઘણા ખંડો છે તેમાં સાપ પણ અંધારાને લીધે ઘણા રહે છે. બંને મહેલ વચ્ચે સ્નાનનો હૉજ છે. કિલ્લાની બહાર ઓલીયાપીરે લડાઇ વખતે ઘોડા ઉપરથી કુદકો માર્યો હતો ને તે મરી ગયો હતો તે ઘોડો અર્ધો જમીનમાં પેસી ગયેલો અને અર્ધો બહાર છે. તે પથ્થરનો થઇ ગયો છે એમ કહે છે. ત્યાં ઑલીયા પીરની કબર છે.

તાજમહેલ--કિલ્લાથી ૧ માઇલ ઉપર જમનાજીના જમણા કિનારે તાજમહેલ છે. જેને તાજબીબીનો રોજો પણ કહે છે. તાજમહેલની ઇમારત આખા હિંદુસ્તાનમાં વખણાય છે. તે ઘણી ઉત્તમ ઇમારત છે. જેમાં ઉત્તમ કારીગીરીનું કામ છે. જેની અંદર લાલમણિ, કાંતિ, હીરા, પન્ના, પીરોજા, સુલેમાની અકીક વિગેરે હજારો મણ જવાહિરાત લગાડેલાં હતાં. કહે છે કે આ ઇમારત બંધાવતાં ૧૭ વર્ષ થયાં હતાં. શાહજહાંએ હીજરી

સન ૧૦૪૦ માં પોતાની બેગમ મમતાજમહલ બાનુની કબર ઉપર આ કામનો આરંભ કર્યો હતો. મમતાજમહલ નુરજહાંના ભાઈની પુત્રી હતી તેની સાથે શાહજહાં પરણ્યો હતો. તે મરી જવાથી તેને આ સ્થાને દાટી હતી. તેના ઉપર આ રોજો બાંધ્યો છે. જે બંધાવવામાં ૩ કરોડ ૧૮ લાખ રૂપિયા ખર્ચ થયું છે. તાજગંજ દરવાજેથી અંદર જવાય છે. તાજમહેલના કંમ્પાઉન્ડનું મોટું ચોગાન છે. મોટો દરવાજો લાલ પથ્થરનો બંધાવેલો બે માળનો છે જેની અંદર કિંમતી કાળા પત્થરો જડીને તેમાં કુરાનની ઇબારત બનાવેલી છે. જેના ઉપર ૨૬ ઘુમટ છે. મોટા દરવાજાની અંદર ઉત્તમ બાગ છે. જેમાં તાજમહેલ છે. બાગ ઉત્તમ છે. ત્યાંથી તાજમહેલ સુધી ૩૦૦ ગજ લાંબી પથ્થરની બાંધેલી સડક છે. વચ્ચે પાણીનો હોજ છે, તેમાં લાલ રંગની માછલીયો છે. તાજમહેલ ૧૮ ફીટ ઉંચી જમીન ઉપર છે જેની પાસે ઉત્તરે યમુના નદી અને દક્ષિણે બાગ છે. તેની ચારે બાજુ ૧૩૩ ફીટ ઉંચા ત્રણ માળના આરસપહાણના મીનારા છે. જેની અંદર ઉપર ચઢવાનાં પગથીયાં છે. ઉપર ચઢવાથી શહેરનો દેખાવ સારો જણાય છે. તાજમહેલ ૧૮૬ ફીટ લાંબો પહોળો, ને ૮૦ ફીટ ઉંચો આરસપહાણનો બાંધેલો છે. તેની ચારે તરફ ચાર ઘુમટ છે અને ૧૬ થાંભલા છે. અંદર વચ્ચે એક મોટો ખંડ અને બીજા ચારે દિશાએ ૪ અને ચારે ખૂણે ૪ ખંડો મળી ૯ ખંડો છે. જોડા બહાર કાઢી અંદર જવાય છે મુખ્ય ખંડની વચ્ચે મમતાજમહેલ અને શાહજહાંની નકલી કબરો છે, જેની ઉપર કિંમતી પત્થરોથી ફુલ, વેલ વિગેરે કારીગરી કરેલી છે. મુખ્ય ખંડની નીચે તહખાનામાં જમીન ઉપર મમતાજમહેલ અને શાહજહાની અસલ કબરો છે. આ કબરો સાદી છે.

એતમાદુદ્દૌલાનો રોજો—કિલ્લાથી દોઢેક માઇલ ઉપર જમનાંના ડાબે કિનારે આ રોજો છે. તે નુરજહાંના બાપ ગ્યાસબેગ કે જેનું પાછળથી એતમાદુદ્દૌલા નામ પડયું હતું. તેની કબર ઉપર આ રોજો બંધાવેલો છે. તેની ચારે તરફ મોટો બાગ છે. આ રોજો પણ ઉત્તમ કારીગીરી વાળો છે

રામબાગ અને સીકંદરબાગ—ઉપરના રોજાથી ઉત્તરે યમનાને તીરે રામબાગ છે તે હાલ તો સાધારણ છે. રેલ્વે સ્ટેશન પાસે શાહજહાંએ બંધાવેલી જુમામસીદ છે. આગરાના કૅમ્પથી ૫ માઇલ ઉપર સિકંદરના મોટા બાગમાં અકબરનો પાંચ માળનો રોજો છે, તેની આજુબાજુ ૧૫૦ એકરના વિસ્તારમાં કંમ્પાઉન્ડ છે. તેની આજુબાજુ કોટ છે, તેના ઉપર ૧૪ ઘુમટ છે. કારીગીરી સારી છે. અહિં અકબરની કબર નીચે ભોંયરામાં છે. તે સિવાય બીજી પણ બે ત્રણ કબરો છે. ચોથે માળે અકબરની બનાવટી કબર છે. બાદશાહ અકબર સને ૧૬૦૫ માં આગ્રામાં મરી ગયો હતો તેને અહિં દાટવામાં આવ્યો હતો. આ મકાન લાલ સેન્ડસ્ટોનથી

( રેતીના પત્થરથી ) જહાંગીરે બંધાવેલું છે. પાંચમો માળ આરસનો છે. આ મકાન ૧૦૦ ફુટ ઉંચું છે.

કૈલાસ—શહેરથી ૬ માઇલ ઉપર યમુનાના કિનારે આ સ્થાન છે. અહિં શિવમંદિર, મોટું તળાવ, ઘાટ, બાગ, બુરજ વિગેરે છે. ચારે બાજુ ઝાડી છે. શ્રાવણ મહિનાના પહેલા સોમવારે અહિં મોટો મેળો ભરાય છે.

આગ્રા જીલ્લામાં દક્ષિણ બાજુએ ખાણોમાંથી ઘણા પત્થરો નીકળે છે આ જીલ્લામાં એક નહેર છે તેમાં નાવ ચાલે છે. અહિં મુગલ બાદશાહો પછી સને ૧૭૮૪માં ગ્વાલિયરના મહાદજી સિંધિયાએ આગરા જીતી લીધું હતું. સને ૧૮૦૩ માં મરાઠાઓ પાસેથી અંગ્રેજ સરકારે આગ્રા લઇ લીધું. હાલ આગ્રાની લશ્કરી છાવણીમા યુરોપીયન અને દેશી લશ્કરની પલટણો રહે છે કિલ્લાની ઉત્તરે યમના નદીમાં પાકા ઘાટ બાંધેલા છે ત્યાં ઘણા બ્રાહ્મણો રહે છે. નદીમાં કાચબા વધારે છે.

વેપાર—આગ્રામાં સોના ચાંદીનું કામ, પથ્થરની કારીગીરીનું કામ, જડવાનું કામ, મિઠાઇ વિગેરે ઉત્તમ બને છે. અહિં રૂ, ખાંડ, તમાકુ, મીઠું, ઇમારતી લાકડાં, તલ, ગળી વિગેરેનો વેપાર સારો ચાલે છે. આસફબાગમાં દર બુધવારે વાજું વાગે છે. આગ્રામાં કાલેજ અને હાઇ-સ્કુલ છે. અહિં મીઠાઇવાળાના ઘરની પુરી બ્રાહ્મણો પણ ખાય છે. અહિંની શેત્રંજીઓ, ઉનના ગલીચા વિગેરે વખણાય છે.

## પ્રકરણ ૫૪ મું.

## આગ્રાથી ટુન્ડલા, શીકોહાબાદ, સોરીપુરી, ઈટાવા થઇ કાનપુર

આગ્રાથી કાનપુર જવાય છે. મથુરાંથી અલ્હાબાદ જવા માટે આગ્રા થઈ કાનપુર આવવું ત્યાંથી અલ્હાબાદ જવાય છે. આગ્રા કૅમ્પ, રાજ-કીમંન્ડી, અને આગ્રા સીટી એ આગ્રાનાં ૩ સ્ટેશનો છે. આગ્રાસીટી પછી જમનાંબ્રીજ નામનો પુલ છે. અહિં જમનાંજી ઉપર પુલ છે. તે પછી બે સ્ટેશનો મૂકી ટુન્ડલાનું રેલ્વે જંકશન આવે છે. ટુન્ડલાથી ૧ ટ્રેન હાથ-રસ તરફ જાય છે. ટુન્ડલા જંકશનથી ઇસ્ટ ઇંડીયા રેલ્વેમાં બેસી આગળ જતાં ત્રણ સ્ટેશનો મૂકી શીકોહાબાદનું જંકશન સ્ટેશન આવે છે. શિકો-હાબાદથી એક ટ્રેન ફરૂકાબાદ જાય છે.

સૌરીપુરી—શીકોહાબાદથી ૧૪ માઇલ ઉપર બટેશ્વર મહાદેવ છે. ત્યાં દર્શન કરવા ઘણા જાય છે. ત્યાંથી ૧ માઈલ ઉપર સૌરીપુરી જૈનોનું યાત્રાનું ધામ છે. ત્યાં જવા ગાડાં મળે છે. ત્યાં જંગલમાં જૈનોનાં દેરા-સરો છે. તેમાં નેમનાથ ભગવાનનાં પગલાં અને તેમની પ્રતિમા છે. ત્યાં ઘણા જૈનો જાય છે.

## ઇટાવા

શિકોહાબાદથી ૫ સ્ટેશનો મૂકી ઇટાવાનું રેલ્વે સ્ટેશન આવે છે. ઇટાવા આગ્રા વિભાગમાં યમના નદીના કિનારે આવેલું જીલ્લાનું શહેર છે. ઇટાવામાં ૩૮ હજાર ઉપરાંત માણુસોની વસ્તી છે જેમાં ૨૬ હજાર હિન્દુઓ છે. ઇટાવાના જુનું અને નવું બે ગામ છે. બંને ગામ વચ્ચેના નાળાઓ ઉપર પુલ છે અને બંને વચ્ચે પાકી સડક છે. અહિંથી ગામ વચ્ચે હ્યુમ-ગંજ નામનો મહેલ્લો છે, તેમાં રૂનું બજાર, રેવન્યુ અને ફોજદારી કચેરીયો, ધર્મશાળા અને હ્યુમ હાઇસ્કુલ છે. ગામથી ૦૧ા માઇલ ઉપર સિવિલ સ્ટેશન છે. તેની પાસે બંગલા, જેલ, કલેકટર અને મેજીસ્ટ્રેટની ઑફીસો, બાગ વિગેરે છે. ગામની પશ્ચિમે નૃસિંહજીનું મંદિર છે યમુનાની વચ્ચે મહાદેવનું મંદિર છે. યમુનાને કિનારે અનેક ઘાટ છે. ગામમાં પહેલાં એક બૌદ્ધ મંદિર હતું જ્યાં મુસલમાનોએ મસીદ બનાવી છે. મસીદથી ૧ માઈલ ઉપર ઉંચી ટેકરી ઉપર ઉજ્જડ કિલ્લો છે જેમાં ૧૨૦ ફુટ ઉંડો એક કુવો છે. કિલ્લાની નીચે યમુના નદી ઉપર ઘાટ બાંધેલો છે.

અહિં ઘી, ગળી, તલ, અને રૂનો વેપાર સારો છે. મહમદ ગીજનીએ આ શહેર લુંટયું હતું. ઇટાવાનું સ્ટેશન મૂકી ૧૩ સ્ટેશનો પછી કાનપુર આવે છે. જેમાં ફાફુન્ડનું સ્ટેશન મોટું છે.

---

## પ્રકરણ ૫૫ મું.

## મથુરાંથી હાથરસ થઈ કાનપુર.

### કાસગંજ. સોરોન, કપીલાનગરી, બદાઉ, મેનપુરી, ફરૂકાબાદ, કનોજ, બિઠુર-બ્રહ્માવર્ત,

કાસગંજ—મથુરાંથી હાથરસની હકીકત આગળ પાન ૧૦૧ માં આવી ગયેલી છે. હાથરસથી બરેલી જતાં કાસગંજ નામનું સ્ટેશન આવે છે. કાસગંજથી એક ટ્રેન ફરુકાબાદ થઇ કાનપુર આવે છે. કાસગંજથી ૦૧ા માઇલ ઉપર કાલી નદી છે. કાસગંજનું ઘી સારૂ છે. કાસગંજ એટા જીલ્લાનું તાલુકાનું ગામ છે. કાલિનદીને કાલિન્દી નદી પણ કહે છે, તેના ઉપર પુલ બંધાવેલો છે. ગામમાં સડકો ઉપર સારાં મકાનો છે. કચેરી, દવાખાનું, પોલીસ સ્ટેશન વિગેરે અહિં છે. મુસલમાની મહેલ્લામાં ૧ મસીદ તથા કેટલાક મિનારા છે.

**સોરોન-વારાહતીર્થ**—કાસગંજથી બરેલી જતાં સોરોનનું સ્ટેશન પહેલું આવે છે. તે ગંગાની એક ધારાને કિનારે છે. અહીં ધર્મશાળાઓ

પણ છે. ત્યાં ઘણા પાકા બંધાવેલા ઘાટો છે. ઘાટ ઉપર વારાહજીનું મંદિર મુખ્ય છે. જેમાં વારાહજીની શુકલ વર્ણની ચતુર્ભુજા મૂર્તિ છે. તેમના મુખ ઉપર પૃથ્વીનો આકાર છે અને ડાબી બાજુએ લક્ષ્મીજી છે. જોડે બીજા મંદિરમાં ગંગાજી, ચકલેશ્વર ને નિલકંઠ મહાદેવ,ભગીરથ, ને શિવજીની મૂર્તિયો છે. બીજા એક મંદિરમાં દ્વારકાંધીશ અને રામલક્ષ્મણની મૂર્તિયો છે. અહિં બ્રાહ્મણોની વસ્તી વધારે છે. આ તિર્થને વારાહતિર્થ પણ કહે છે. અહિં એક વેલ છે તે કહે છે કે હજારો વર્ષથી તેનો વેલો છે તેનો તે જીવતો છે.

કપીલાનગરી—અહીં જૈનોનું દેરાસર છે, કાસગંજથી ૩ ગાઉ ઉપર કપીલાનગરીમાં જૈનોની ધર્મશાળા અને વિમળનાથ, શાંતિનાથ અને મલ્લીનાથનું દેરાસર છે. અહીં વિમળનાથનાં ૪ કલ્યાણકો થયાં છે.

બદાઉ—સોરોન સ્ટેશનથી ૨૫ માઇલ ઉપર સ્વાત નદીના ડાબે કિનારે જીલ્લાનું સદરસ્થાન બદાઉ છે. ત્યાં પગ રસ્તે જવાય છે. ગામ ઉંચી જમીન ઉપર છે તેમાં એક જુનો કિલ્લો છે. એક પથ્થરની મસીદ છે, તે પહેલાં હિન્દુઓનું મંદિર હતું. અહિં કચેરીયો, મ્યુનીસીપાલીટી વિગેરે છે. અહર રાજા બુદ્ધે આ ગામ વસાવ્યું હતું, આ જીલ્લામાં આહીરની જાત વધારે છે.

એટા—કાસગંજથી ૧૦ માઇલ ઉપર જીલ્લાનું સદરસ્થાન એટા છે. મુખ્ય બજારનું નામ મૈનીગંજ છે. અહીં હલસુખરાયનું મંદિર, સરોવર, કચેરીયો, માટીનો કિલ્લો, વિગેરે છે. અહિં કીરમજ, ગળીનાં બી અને ખાંડનો વેપાર ચાલે છે.

મેનપુરી—એટાથી ૧૦ માઇલ ઉપર મેનપુરી એ જીલ્લાનું સદરસ્થાન છે. અહિં કચેરીયો, દવાખાનું, ધર્મશાળા શરાફ બજાર, વિગેરે છે. મેનપુરીમાં અફીણની વખાર, જેલ, બાગ વિગેરે છે અહિં ગળીનાં બી, લોઢું વિગેરેનો વેપાર ચાલે છે. લાકડાનાં કામ અહિં સારાં થાય છે. મેનદેવની પ્રતિમા શહેરમાં છે. જેમણે આ શહેર વસાવ્યું હતું.

## ફરુકાબાદ.

કાસગંજથી કાનપુર રેલ્વે ટ્રેનમાં જતાં ૮ સ્ટેશનો મૂકી ફરુકાબાદનું સ્ટેશન આવે છે. કાસગંજથી ફરુકાબાદ ૬૭ માઇલ થાય છે તેનું ભાડું ૦–૧૪–૦ છે. તે ગંગાના જમણા કિનારે ૨ માઇલ ઉપર છે. અહિં એક માટીનો કિલ્લો છે જેમાં ફરુકાબાદનો નવાબ રહેતો હતો, અહિં પીતળનાં વાસણ સારાં બને છે.

ફતેહગઢ—જીલ્લાનું સદરસ્થાન છે. ફરુકાબાદથી જતાં ફતેહગઢનું રેલ્વે સ્ટેશન વચ્ચે આવે છે. ફતેહગઢ અને ફરુકાબાદની ૧ મ્યુનીસીપાલીટી છે. ફતેહગઢમાં લશ્કરી છાવણી છે. અહિં કચેરીયો, જેલ, વિગેરે છે.

## કનોજ

ફરુકાબાદથી ફતેહગઢના સ્ટેશન થઈ ૫ સ્ટેશનો મૂકી કનોજનું સ્ટે-

શન આવે છે. કનોજ કાલી નદીના ડાબે કિનારે ગંગા અને કાલી નદીના સંગમથી ૫ માઇલ ઉપર કનોજ એક જુનું શહેર છે. તે પહેલાં મોટું શહેર હતું. પહેલાં ગંગા અહિં થઇ વ્હેતી હતી. જુના શહેરનાં કેટલાંક ઉજડ ખંડેરોમાં ઘણાં નવાં મકાનો બનેલાં છે. અહિં બડાબજારમાં વેપાર સારો ચાલે છે. અહિં અનેક પ્રકારનાં કાપડ, ગુલાબનું અત્તર, કાગળ, લોઢું, તેલ સારાં બને છે. ગામની પશ્ચિમે બાલાપીર અને તેમના પુત્ર સેખમહમદીના જુના રોજા છે. અહીં અત્તરનો અને તેલનો વેપાર સારો ચાલે છે.

પૂર્વે સચીક મુનિએ ગાધી રાજા પાસે કન્યા લેવા માટે વરુણદેવની પ્રાર્થના કરી ગંગા જળમાંથી ૧ હજાર ધોળા ઘોડા કાળા કાનવાળા મેળવ્યા હતા. જે સ્થાનમાંથી ઘોડા મળ્યા તે સ્થળ કાન્યકુબ્જ અર્થાત કનોજ કહેવાયું. જ્યાં ઘોડા પ્રકટ થયા તે અશ્વતીર્થ કહેવાય છે. તે ઘોડા ઋષિએ ગાંધી રાજાને આપી તેની સત્યવતી કન્યાને પોતે પરણ્યા હતા.

## બિઠુર બ્રહ્માવર્ત.

કનોજથી આગળ ૫ સ્ટેશનો મૂકી માન્ધાનનું સ્ટેશન આવે છે. કનોજથી તે ૩૭ માઇલ થાય છે તેનું ભાડું ૦-૮-૦ થાય છે. માન્ધાનથી એક ટ્રેન બ્રહ્માવર્ત સ્ટેશને જાય છે, બ્રહ્માવર્તને બિઠુર પણ કહે છે. રેલ્વે સ્ટેશથી ચાલતાં ગંગાની પાસેજ નવું અને જુનું બિઠુર આવે છે. જુના બિઠુરમાં પથ્થરથી બંધાવેલો બ્રહ્મઘાટ, મુખ્ય ઘાટ છે. તે સિવાય અહલ્યાબાઇ અને બાજીરાવ પેશ્વાના બંધાવેલા ઘાટ પણ છે. ઘાટની ઉપર અનેક દેવ મંદિરો છે જેમાં વાલ્મીકેશ્વર મહાદેવનું દેવાલય મુખ્ય છે. તે સિવાય ગંગાની પાસે બ્રહ્મેશ્વર, કપીલેશ્વર, ભૂતેશ્વર, ક્ષીરેશ્વર વિગેરે દેવોનાં જુદાં જુદાં મંદિરો છે.

ગંગાના ખાસ ઘાટના પગથીયાં ઉપર ૧ ફુટ ઉંચી લોઢાની ખીંટી છે. તેને ગોર લોકો બ્રહ્માની ખુંટી કહે છે. અને તેના ઉપર પૂજા ચઢાવે છે. ઘાટ ઉપર દક્ષિણી બ્રાહ્મણોના વસ્તી છે. કસ્બામાં બ્રાહ્મણોની વસ્તી વધારે છે. ગંગાની નહેરની એક શાખા બિઠુર સુધી છે, બિઠુરમાં દર કાર્તક પૂર્ણિમાએ ગંગાસ્નાનનો મોટો મેળો ભરાય છે, તે ૧૫ દિવસ રહે છે. તેમાં ઘણા યાત્રાળુઓ આવે છે. રાજા મનુ અને ધ્રુવનો જન્મ અહિં બિઠુરમાં—બ્રહ્માવર્તમાં થયો હતો. બ્રહ્માવર્ત ઘાટથી ૨ માઇલ ઉપર બાહિંષ્મતીપુરી છે. જ્યાં મનુની ઉત્પત્તિ અને કિલ્લો હતો જેને લોક બરહટ કહે છે. બ્રહ્માવર્ત ઘાટથી ઉત્તરે થોડે દૂર ધ્રુવનો કિલો નામની એક ટેકરી ઉપર ધ્રુવનું સ્થાન છે.

**બૈલાદ્રપુર**—બિઠુરથી ૬ માઇલ ઉપર બૈલારુદ્રપુર છે, કે જેને પૂર્વે દેલવ કહેતા હતા, ત્યાં મહર્ષિ વાલ્મિકીની જન્મભૂમિ છે. ત્યાં એક જુનો

કુવો છે. જ્યારે વાલ્મિકી લુંટારાનું કામ કરતા હતા ત્યારે આ કુવામાં છુપાઇ રહેતા હતા. અહિંથી કોડ઼ે દૂર શિવાલય છે. તથા અહલ્યાદેવીની મૂર્તિ છે. ત્યાંથી ૨ માઇલ ઉપર તમસા નદી છે, જેને લોન નદી કહે છે, અહિં વાલ્મિકી રૂષિનો આશ્રમ હતો. સીતાનો રામચન્દ્રજીએ ત્યાગ કર્યો ત્યારે લક્ષ્મણ સીતાને અહિંથી બરૂઆ ગામ પાસે ગંગાને કિનારે મૂકી ચાલ્યા ગયા હતા. ત્યાંથી ૧ માઇલ ઉપર ખોજકીપુર ગામ આગળથી સીતાજીને વાલ્મિકી પોતાના આશ્રમમાં લાવ્યા હતા. તે વખતે અહિંના જંગલને વાલ્મિકીએ નિર્ભય બનાવ્યું હતું. હજુ પણ આ ગામના લોકો નિર્ભયથી રહે છે. ઘરનાં બારણાં વાસતા નથી અને જે વાસે છે તે સુખી થતા નથી. અહિં કોઇ ચોરી પણ કરતું નથી,

બાજીરાવ પેશ્વાને સરકારે પેન્શન બાંધી આપી તેનું રાજ્ય લઇ લીધું તે પછી બાજીરાવ બિઠુર આવીને રહેતો હતો. અહિં તેણે જુના-બાડા નામનો મહેલ બનાવ્યો હતો. જે મહેલ નાના સાહેબે સને ૧૮૫૭માં બળવો કર્યો તે પછી સરકારે પડાવી નાંખ્યો છે.

મહાત્મ્ય—બ્રહ્માવર્ત તિર્થમાં બ્રહ્માજી હંમેશાં વસે છે. તેથી જે અહિં સ્નાન કરે છે તે બ્રહ્મલોકને પામે છે. અહિં બ્રહ્માના પુત્ર મનુ પૂર્વે વસતા હતા, અહિં પ્રાચી સરસ્વતી ( પૂર્વે વહેતી ગંગા ) છે. ધ્રુવ ભક્ત સંન્યાસ લેવા અહીંથી ચાલ્યા ગયા હતા સીતાજીને લવ અને કુશ પુત્રો અહિં જન્મ્યા હતા, જેમણે રામચન્દ્રજીના અશ્વમેધ યજ્ઞનો ઘોડો બાંધવાથી રામચન્દ્રજી સાથે ભારે યુદ્ધ કર્યું હતું પછી વાલ્મિકીમુનિએ ઓળખાણ પાડવાથી રામચન્દ્રજીએ પોતાના પુત્રોને ઓળખી તેમનાં પરાક્રમ જોઇ ખુશી થયા હતા એ વાત રામાયણ, પદ્મપુરાણ, ભાગવત વિગેરેમાં છે. બ્રહ્માવર્તથી માન્ધાતા આવી ત્યાંથી કાનપુર આવવું.

---

## પ્રકરણ ૫૬ મું.

# કાનપુર.

ઉન્નાવથી મગરવારાનું ૧ સ્ટેશન મૂકી કાનપુરબ્રીજનું સ્ટેશન છે તે પછી કાનપુરનું સ્ટેશન આવે છે. લખનૌથી કાનપુર ૪૬ માઇલ થાય છે તેનું ભાડું ૦–૧૨–૦ છે કાનપુર રેલ્વે જંકશન છે. મથુરાંથી આગ્રા ટુન્ડલા, શીકોહાબાદ, ઇટાવા થઇ એક ટ્રેન અલ્હાબાદ તરફ જાય છે. કાસગંજથી ફરૂકાબાદ કનોજ થઇ એક ટ્રેન કાનપુર આવે છે. ઉજ્જનથી ભોપાળ, બીના, ઝાંસી થઇ એક ટ્રેન કાનપુર થઇ લખનૌ જાય છે. કાન-પુરથી એક ટ્રેન બાન્દા જંકશન જાય છે.

કાનપુર એ અલ્હાબાદ વિભાગનું જીલ્લાનું સદરસ્થાન છે. તે ગંગાના જમણા કિનારા ઉપર છે. આ શહેરનું નામ શ્રીકૃષ્ણના નામ ઉપરથી કાન્હપુર પડેલું છે. અહિં લશ્કરી છાવણી છે. સીવીલ સ્ટેશન અને છાવણી ગંગાના કિનારે છે. અહિં લગભગ બે લાખ માણસોની વસ્તી છે. જેમાં લગભગ ૧ાા લાખની વસ્તી હિન્દુઓની છે. સ્ટેશનથી ૧ માઇલ ઉપર રામનાથની ધર્મશાળા છે. સિવિલ સ્ટેશન અને કેમ્પ ગંગાના જમણા કિનારા પાસે છે, શહેરની ગલીઓ સાંકડી છે. શહેર બહાર રેલ્વે સ્ટેશન તરફ કલેકટરગંજ છે. ગંગાના ઘાટો પત્થરથી બાંધેલા છે, તેમાં સિરસૈયાઘાટ અને સતીચોરાઘાટ મુખ્ય છે. અહિં સિદ્ધેશ્વર મહાદેવનું દેવળ ઉત્તમ છે. અહિં ગુરુપ્રસાદનું કૈલાસમંદિર, અને પ્રયાગનારાયણનું વૈકુન્ઠ મંદિર ઉત્તમ છે. અહિં જૈન મંદિરો પણ છે. તે ભંડારીના દેરાસર તરીકે ઓળખાય છે. જૈનદેરાશર ચાવલપટીમાં પીલીકોઠીમાં છે. જેમાં શ્રીધર્મનાથ દાદાની મૂર્તિ છે. દેરાસરમાં ઉત્તમ કારીગીરી છે.

નવા કાનપુરથી ૨ માઇલ ઉપર ગંગાના જમણા કિનારે જુનું કાનપુર છે. બંનેની વચ્ચે બાગ છે. ગંગાની નહેર હરિદ્વારથી નીકળી અહિં પાછી ગંગામાં મળે છે.

**મેમોરીયલ ગાર્ડન**—ગંગાને કિનારે આ બાગ છે, જે સને ૧૮૫૭ના બળવામાં માર્યા ગયેલા યુરોપિઅનોની યાદગીરીમાં બનાવેલો છે. બાગની ઉત્તરે એક કુવો છે, જેમાં બળવાના વખતે માર્યા ગયેલા લગભગ ૨૦૦ યુરોપિયનોને નાંખવામાં આવ્યા હતા. કુવાના ઉપર સ્વર્ગદૂતની પ્રતિમા છે. કુવાની ચારે બાજુ દીવાલ છે, જેને લોઢાના દરવાજા છે. આ જગા જોવાને માટે જજ સાહેબની પાસેથી પાસ મેળવવો જોઇએ છીએ. કુવાની દક્ષિણે કબરો છે.

**મેમોરીયલ ચર્ચ**—કાનપુરમાં બળવા વખતે માર્યા ગયેલા યુરોપિઅનોની યાદગીરીમાં આ ચર્ચ બંધાવેલું છે. પહેલાં કાનપુર નવાબ શુજાઉદૌલાના કબજામાં હતું તેમની પાસેથી અંગ્રેજ સરકારના કબજામાં આવ્યું છે. અહિં સને ૧૮૫૭ માં સરકાર સામે મોટો બળવો થયો હતો. તેનો આગેવાન બાજીરાવ પેશ્વાનો દત્તપુત્ર નાનાસાહેબ હતો. તેમાં ઘણા યુરોપીયનોને મારી નાંખ્યા હતા.

**વેપાર**—કાનપુરમાં ઘણાં કારખાનાં છે. અહિં ચામડાંનો સામાન, ઘોડાનો સામાન, બુટ વિગેરે, આર્મીબુટ ફેકટરી, ગવર્નમેન્ટ લેધર ફેકટરી અને ચામડાનાં બીજાં કારખાનામાં તૈયાર થાય છે. અહિં મીલોમાં કાપડ, ગરમ કાપડ, તંબુઓ વિગેરે તૈયાર થાય છે. ખાંડનો અનાજનો વેપાર સારો ચાલે છે. અહીં વાંસની લાકડીયો ને ભાલા સારા મળે છે. અહીં કાનપુર વુલન મીલ, લેધર ફેકટરી, કોટન મીલ, ખાંડ બનાવવાનાં કારખાનાં છે. અહિં ચામડાં, ખાંડ અને ગરમ કપડાંનો વેપાર સારો છે.

જાજમઉ—કાનપુરથી ૧૪ માઇલ ઉપર જાજમઉ છે. ચન્દ્રવંશી રાજા નહુષના પુત્ર રાજા યયાતિએ આ ગામ વસાવ્યું હતું એમ કહે છે.

મકનપુર—કાનપુરથી માન્ધાના થઇ કનોજ પાસે બિલ્હોર સ્ટેશન છે ત્યાં મદારબાબાની દરગા છે ત્યાં વસન્તપંચમીએ મેળો ભરાય છે તે ૧૫ દિવસ સુધી રહે છે ત્યાં મેળા વખતે, બળદ, ઘોડા, અને ભેંસોનો મોટો વેપાર ચાલે છે. પહેલાં અહિં વિભાન્ડક ઋષિનો આશ્રમ હતો. તેમના પુત્ર ઋષ્યશૃંગનું બ્રહ્મચર્ય નષ્ટ ન થાય તે માટે તેમણે અહિં કોઇ સ્ત્રી આવે નહિ તેવી મંત્રથી મર્યાદા બાંધી હતી કે: જે સ્ત્રી અહિં આવે તે ભષ્મ થઇ જાય. આ જગ્યાએ દરગામાં કોઇ સ્ત્રીઓ હજુ પણ જતી નથી, પછી ઋષ્યશૃંગ ઋષિને અપ્સરા મારફતે મોહ પમાડી રોમપાદ રાજાએ પોતાના શાન્તા નામની કન્યા સાથે તેમનું લગ્ન કરાવ્યું હતું. તેમનીજ પાસે દશરથે પુત્રેષ્ટિ હોમ કરાવ્યો હતો. જે પછી દશરથને રામચન્દ્રજી વિગેરે પુત્રો થયા હતા.

---

## પ્રકરણ ૫૭ મું.

## કાનપુરથી તેમ અયોદ્ધાથી અલ્હાબાદ.

### ફતેહપુર, સુલતાનપુર, સીતાકુન્ડ, પ્રતાપગઢ.

લખનૌથી પણ કાનપુર આવી ત્યાંથી અલ્હાબાદ તરફ જવાય છે બાન્દા જંકશનથી પણ કાનપુર અવાય છે. અને આણંદથી રતલામ થઇ ઉજ્જન ઉપર ઝાંસી આવી, ઝાંસીથી સીધા કાનપુર આવી શકાય છે.

ફતેહપુર—કાનપુરથી અલ્હાબાદ જતાં ફતેહપુરીનું સ્ટેશન આવે છે. ફતેહપુર અલ્હાબાદ વિભાગનું જીલ્લાનું સદર સ્થાન છે. તેમાં ૨૦ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. ગામમાં બાકરઅલીખાંનો રોજો, જુમામસીદ, કચેરીયો, દવાખાનું વિગેરે છે. અહિં સાણ અને ચામડાનો વેપાર ચાલે છે. ફતેહપુરથી ૧૧ સ્ટેશનો મૂકી અલ્હાબાદ અવાય છે.

### અયોદ્ધાથી અલ્હાબાદ.

સુલતાનપુર—અયોધ્યાથી અલ્હાબાદ (પ્રયાગ) જતાં રસ્તામાં મસોધા, ભરતકુન્ડ, ખજુરહાટ, દારકાગંજ વિગેરે સ્ટેશનો મૂકી સુલતાનપુરનું સ્ટેશન આવે છે. સુલતાનપુર અવધપ્રદેશના રાયબરેલી વિભાગનું જીલ્લાનું સદર સ્થાન ગોમતી નદીના કિનારે છે. જેમાં ૯ હજાર ઉપરાંતની વસ્તી છે. અહિં કચેરીયો, જેલ, દવાખાનું વિગેરે છે. અહિં ૧૦ એકરના વિસ્તારમાં એક ઉત્તમ બાગ છે.

સીતાકુંડ—અહિં ગોમતી નદીમાં સીતાકુંડ છે, જ્યાં રામચન્દ્રજી અને સીતાએ વનવાસ જતાં અહિં સ્નાન કર્યું હતું. જેઠ અને કાર્તિકમાં અહિં સ્નાનનો મેળો ભરાય છે. અહિં બ્રાહ્મણોની વસ્તી વધારે છે. પહેલાં અહિં લશ્કરી છાવણી રહેતી હતી તે હાલ ઉઠાવી લીધેલી છે.

પ્રતાપગઢ—સુલતાનપુરથી આગળ ત્રણ સ્ટેશન મૂકી પ્રતાપગઢનું રેલ્વે જંકશન છે. તે જીલ્લાનું સદરસ્થાન છે. અહિંથી ૪ માઈલ દૂર જીલ્લાની કચેરીયો છે. અહિં ચારેક મંદિરો અને ૬ મસીદો છે. પ્રતાપગઢ રેલ્વે જંકશન છે. લખનૌથી રાયબરેલી થઈ એક ટ્રેન અહિં આવી અહિંથી બનારસ જાય છે. તેમજ અયોધ્યાથી અહિં થઇ એક ગાડી અલ્હાબાદ જાય છે. અહિંથી બનારસ [ કાશી ] જવું હોય તોપણ જવાય છે.

---

# ભાગ ૧૩ મો.

## મુંબાઇથી અલ્હાબાદ.

## પ્રકરણ ૫૮ મું.

### મુંબાઈ થઇ, થાણા, અનેરીકનેરીની ગુફાઓ, કલ્યાણ, ભીમડી, વજ્રેશ્વરીમાતા, કસારા, ઇગતપુરી, ઘોટી, અસાવલી દેવલાલી.

ઘણા માણસો મુંબાઇથી જી. આઈ. પી. રેલ્વેને રસ્તે કલકત્તા કે અલ્હાબાદ જાય છે. જગન્નાથપુરીથી ઘણા યાત્રાળુઓ ખડગપુર થઇ મુંબાઇના રસ્તે પાછા ફરે છે. મુંબાઇમાં બી. બી. એન્ડ સી આઈ રેલ્વેની ટ્રેનો મુંબાઇથી અમદાવાદ તરફ જાય છે. અને જી. આઇ. પી. રેલ્વેની ટ્રેનો મુંબાઇથી કલ્યાણ તરફ થઇ તેમાંની એક મનમાડ, ભુશાવલ તરફ જાય છે, અને બીજી ટ્રેન પુના તરફ જાય છે. બી. બી. સી. આઇ રેલ્વેનું મુખ્ય સ્ટેશન ગ્રાન્ટરોડ અને કોલાબા છે. તેમ જી. આઇ. પી. રેલ્વેનું મુખ્ય સ્ટેશન વિકટોરીયા ટ્રામ ટરમીનસ અથવા બોરીબંદર છે. મુંબાઇથી બી. બી. રેલ્વેમાંથી કોલાબાથી વીરાર સુધી અને જી. આઇ. પી. માં બોરીબંદરથી કલ્યાણ સુધી લોકલ ટ્રેનો દોડે છે. મુંબાઇથી કલકત્તા કે અલ્હાબાદ તરફ જવા માટે વીકટોરીયા ટ્રામ ટરમીનસ [ બોરીબંદર ] ના સ્ટેશનેથી બેસવું પડે છે. મુંબાઇથી દાદર સુધીનાં સ્ટેશનો મુંબાઈમાંજ ગણાય છે.

દાદર—મુંબાઈથી ૫ માઇલ ઉપર દાદરનું રેલ્વે જંકશન છે. અમદાવાદ અને સુરત તરફથી બી. બી. રેલ્વેમાંથી આવતા ઉતારૂઓ, જેને

નાસીક જવું હોય છે. તે અહિંથી ગાડી બદલી દાદરના જી. આઇ. પી રેલ્વે સ્ટેશને આવી નાસીક જતી ગાડીમાં બેસે છે. તેમ નાસીકથી અહીં આવી જેને મુંબઇ ન જવું હોય તે દાદરથીજ ગાડી બદલી બી. બી. રેલ્વે માં મુંબાઈ જતી ગાડીમાં બેસે છે, અહીં જી. આઇ. પી. નું અને બી. બી. નું બે જુદાં જુદાં સ્ટેશનો છે.

**થાણા**—મુંબાઇથી ૨૧ માઇલ ઉપર થાણાનું સ્ટેશન આવે છે તેનું ભાડું ૦–૫–૦ છે. મુંબાઇ ઇલાકામાં ઉત્તર વિભાગમાં થાણા એ જીલ્લાનું સદર સ્થાન છે. જેમાં ૨૫૦૦ ઉપરાંત માણસોની વસ્તી છે જેમાં સેન્ટ્રલ જેલ છે, અહીં એક કિલ્લો, પોર્ટુગીઝોનું કેથેડ્રલ ચર્ચ, કચેરી, દવાખાનું વિગેરે છે. અહીં જેલમાં સારી કારીગીરી થાય છે. ગાંડાંનું દવાખાનું પણ છે. પહેલાં અહીં રેશમી કપડાં વણાતાં હતાં. ગામ વચ્ચે મહાદેવનું ઉત્તમ દેવાલય છે. પાસે એક મોટું તળાવ છે. જેમાં ઘણાં કમળો થાય છે. મુંબાઇથી થાણા વચ્ચે સમુદ્રમાં મછવાઓ ચાલે છે.

## અનેરીકનેરીની ગુફાઓ.

થાણાથી ૭ માઇલ ઉપર અને બોરીવલી સ્ટેશનથી ૩–૪ માઇલ ઉપર એક ડુંગરીની ટેકરી છે. તેના ઉપર નાની મોટી ૧૦૦ ગુફાઓ ડુંગરમાં કોરી કાઢેલી છે. કેટલાક તેને પાંડવોની બનાવેલી અને કેટલાક તેને બુદ્ધોની માને છે. નીચેની હારમાં કેટલીક અને ઉપરની હારમાં કેટલીક એમ ચડ ઉતરતી આ ગુફાઓ છે. દરેક ગુફામાં જવા માટે પગડંડીઓ રસ્તો છે. દરબાર ગુફા ८८ ફીટ લાંબી, ૩८ ફીટ પહોળી અને ૪૦ ફીટ ઉંચી છે. જેમાં સિંહાસન, ચોડાર, સંકેતસ્થાન અને વિહારસ્થાન છે. વિહારસ્થાનમાં બુદ્ધની ૨૩ ફીટ ઉંચી મૂર્ત્તિ છે. તેમ બીજી પણ કેટલીક મૂર્તિયો છે. આ ગુફાઓની ઉપર મોટા તળાવ જેવું છે. અહિંનું પાણી ઉત્તમ મનાય છે. અહીં એક બે દિવસ રહેવાથી બધુ જોઇ શકાય છે. ગુફાઓમાં મોટા થાંભલાઓ છે. થાણા એ પહેલાં પ્રસિદ્ધ સ્થાન હતું.

**કલ્યાણ**—મુંબઇથી ૩૪ માઈલ ઉપર કલ્યાણનું જંકશન સ્ટેશન છે. તેનું ભાડું ૦–૯–૦ છે. થાણાથી તે ૧૩ માઇલ ઉપર છે. કલ્યાણને કલ્યાણી પણ કહે છે. કલ્યાણનું રેલ્વે જંકશન સ્ટેશન છે. કલ્યાણથી ૧ ગાડી દક્ષિણમાં પુના તરફ જાય છે. અને બીજી ગાડી ઉત્તરે નાસીક જાય છે. મુંબઇથી પુના જવાનો રસ્તો કલ્યાણ થઇને જ છે. કલ્યાણ થાણા જીલ્લાનું તાલુકાનું ગામ છે. અહિં ગાડી ઘણો વખત ખોટી થાય છે. કલ્યાણી એ ઘણું પ્રાચીન શહેર છે. કલ્યાણીના રાજા ભૂવડે પાટણના જયશિખરી ઉપર ચઢાઈ કરી હતી. અહીં હાલમાં તાલુકાની કચેરીયો, આઠેક તળાવો. મ્યુનીસીપાલીટી, વીગેરે છે. અહિં મીઠું, તંમાકુ, ચોખા અને કપડાંનો વેપાર સારો છે. પહેલાં કલ્યાણની આજુબાજુ કોટ હતો. તળાવને કિનારે સદા-

નંદનું મંદિર છે. અને ૧૬૭૪ માં અંગ્રેજોએ કલ્યાણમાં મરાઠાઓની પરવાનગી લઇ કોઠી ઘાલી હતી.

**ભીમડી**—કલ્યાણથી ખાડી ઉતરી સામે કિનારે ભીમડી જવાને ટાંગા ભાડે મળે છે. ભીમડીમાં ચોખા, તમાકુ ને કપડાંનો વેપાર ઘણો સારો ચાલે છે. કલ્યાણ કરતાં ભીમડીમાં વેપાર સારો છે. અહીં શ્રી વલ્લભસંપ્રદાયની હવેલી છે.

## વજ્રેશ્વરી માતા.

ભીમડીથી ૨૦ ગાઉ ઉપર વજ્રેશ્વરી માતા છે, ત્યાં બળદ ગાડી ભાડે કરી જવાય છે. થાણાથી પગ રસ્તે પણ વજ્રેશ્વરી જવાય છે વજ્રેશ્વરીમાં ઉત્તમ મેડાબંધ ધર્મશાળા છે. દરવર્ષે ચૈત્ર વદ ૦)ના રોજ અહિં યાત્રા ભરાય છે. પરશુરામના હાથથી આ માતાની સ્થાપના થઇ છે એમ કહે છે. અહિં માત્ર પાંચ પચીસ ઘરોનીજ વસ્તી છે. અહીં ગોસાંઇ માતાની પુંજા કરે છે; ભીમડીથી ખાવા પીવાનો સામાન સાથે લઇ જવું પડે છે. માતાનું મંદિર ટેકરી ઉપર છે, મંદીર જુની શૈલીનું છે. અહીં એક નદી છે તેમાં ઉના પાણીના કુંડો છે. નદીના સામે કિનારે વિભુતિનો ડુંગર છે. વજ્રેશ્વરીથી ભીમડી થઈ પાછા કલ્યાણ અવાય છે.

**આટગામ**—કલ્યાણથી ૧૫ માઇલ ઉપર આગળ ૪ સ્ટેશનો મૂકી આટગામનું સ્ટેશન આવે છે. અહીંથી થળઘાટ શરૂ થાય છે. આટગામથી ૮ માઇલ ઉપર મુંબાઇને પાણી પુરૂ પાડનાર ટાનસાનું મોટું સરોવર છે. તે જોવા ઘણા જાય છે. આ તળાવ પાસે મજબુત બંધ બાંધેલો છે તે ૨ માઇલ લાંબો ને ૧૧૮ ફીટ ઉંચો છે, તેથી ટાનસા નદીનું જળ રોકાઇને ૮ વર્ગમીલના વિસ્તારમાં મોટું સરોવર બની ગયું છે.

**કસારા**—આટગામથી ૧૪ માઇલ ઉપર વચ્ચે ખરડીનું સ્ટેશન મૂકી કસારાનું રેલ્વે સ્ટેશન આવે છે. અહિંથી ઇગતપુરી સુધી થળઘાટની ચઢાઇનો આરંભ થાય છે. અહીં ધર્મશાળા પણ છે. આ થળઘાટ ૧૦૫૦ ફીટ ઉંચો પર્વત છે. અને કસારાથી ઇગતપુરી સુધી ૧૦ માઇલ છે. કસારાથી એક ખાસ એંજીન ગાડીની પછવાડે લગાવવામાં આવે છે. અહિંથી રેલ્વે ટ્રેનને એક આગળ અને એક પાછળ એમ બે એંજીન લગાવે છે. સ્ટેશને લગભગ ૦ા। કલાક ગાડી રોકાય છે. અહિંથી ઇગતપુરી સુધીમાં રેલ્વેગાડી પહાડ ઉપર ૧૦૫૦ ફીટ ઉંચે ચઢે છે. વચ્ચે પહાડ કોરીને ૧૨ ભોંયરાં કરેલાં છે તેમાં થઇને ગાડી આગળ જાય છે. જેથી ગાડીઓમાં કસારાથીજ દીવસે પણ દીવા કરવામાં આવે છે. આ ખાસ જોવા જેવું છે. કસારાનું સ્ટેશન મૂકી આગળ જતાં ભોંયરાં આવવા માંડે છે. જતાં રસ્તામાં રેલ્વે ડુંગર ઉપર ચઢે છે વળી નીચે ઉતરે છે. રસ્તામાં ઘણાં મોટાં મોટાં નાળાં ઉપર પુલ બાંધેલા હોય છે. આજુબાજુ જંગલ, અને મોટા મોટા

પર્વતો છે. આ થળઘાટે મરાઠા અને પેશ્વાઓને લડાઇમાં ઘણીજ મદદ આપી રક્ષણ કર્યું હતું.

**ઈગતપુરી**—કસારાથી ઇગતપુરી ૧૦ માઈલ છે. થળઘાટ પહાડ ઉપર તે હવાખાવાનું સ્થળ છે. જે દરીયાની સપાટીથી ૨૦૦૦ ફીટ ઉંચી જમીન ઉપર છે. અહિં રેલ્વેનું કારખાનું છે, જેથી યુરોપિયનોની વસ્તી વધુ છે. અહીં પણ સ્ટેશન ઉપર ગાડી ૦ાા કલાક સુધી ઉભી રહે છે. અહીંથી બીજુ એંજીન કાઢી નાંખે છે. અહીંથી ૦ાા માઇલ ઉપર એક મોટું સરોવર છે. તેમાંથી ઈગતપુરી અને કસારાને પાણી પુરૂ પડે છે. અહીં મામલતદારની કચેરી છે.

**ઘોટી**—ઇગતપુરીથી ૬ માઇલ ઉપર ઘોટીનું સ્ટેશન છે. આ ગામમાં તમાકુ, કાપડ, અને અનાજનો વેપાર સારો છે. અહીંથી ૨૦ માઇલ ઉપર પક્ષીતીર્થ છે ત્યાં ગાડી કરી પગ રસ્તે જવાય છે. લોકો તેને જટાયુ પક્ષીના મોક્ષનું સ્થાન માને છે.

**અસાવલી**—ઘોટીથી ૧૦ માઈલ ઉપર આગળ અસાવલીનું સ્ટેશન આવે છે. ત્યાં ધર્મશાળા છે. અહીંથી ૧૨ માઇલ ઉપર અંજેનીરાનું ડુંગરી સ્થાન છે. ત્યાં ઘણા માણસો પાણી ફેર કરવા રહે છે. અહીંથી આગળ ડુંગરોની હારની હાર જણાય છે તેમાં ખાલશીભાઇ ડુંગર દરીયાઈ સપાટીથી ૫૪૨૭ ફીટ ઉંચો છે,

## દેવલાલી.

અશાવલીથી ૧૨ માઈલ ઉપર દેવલાલીનું સ્ટેશન આવે છે, મુંબાઇથી દેવલાલી ૧૧૩ માઇલ છે. તેનું ભાડુ રૂા. ૧–૧૨–૦ છે. દેવલાલી હવા ખાવાનું ઠેકાણું છે અહિં લશ્કરી છાવણી રહે છે. યુરોપથી આવતું અને યુરોપ જતું લશ્કર અહિં મુકામ કરીને પછી જાય છે. સ્ટેશન ઉપરથીજ મેદાનમાં લશ્કરી માણસોના તંબુ દેખાય છે. અહીં ઘણા માણસોએ હવા ખાવાના બંગલા બંધાવ્યા છે. અહીં પારસી, હિંદુ વિગેરેની દુકાનો છે. દેવલાલીથી નાસીક જવાની પાકી સડક છે.

---

## પ્રકરણ ૫૯ મું.

# નાસીક.

---

દેવલાલીથી ૪ માઇલ ઉપર નાસીકરોડનું રેલ્વે સ્ટેશન છે, મુંબાઇથી નાસીક રોડ ૧૧૭ માઇલ છે તેનું ભાડુ રૂા. ૧–૧૩–૦ છે. મુંબાઈથી સાંજે

ગાડીમાં બેસે તો નાસીક સવારમાં આવી શકે છે. મુંબાઇથી સવારે ૭ વાગે બેસે તો નાસીક અઢી વાગે આવી શકાય છે. મુંબાઇથી નાગપુર મેલ, પંઝાબમેલ અને કલકત્તા મેલની ૩ ગાડીઓ, દીલ્હી એક્સપ્રેસ અને ૩ પેસંજર ટ્રેનો નાસીક જાય છે અને આવે છે. બારે વર્ષે જ્યારે સિંહના ગુરુ થાય છે ત્યારે સિંહસ્થના વર્ષમાં નાસીક ત્ર્યંબકની યાત્રા કરવા હજારો માણસો રોજના રોજ જાય છે, નાસીક રોડના સ્ટેશન પાસે ધર્મશાળા છે.

જે વર્ષે સિંહરાશીના બૃહસ્પતિ હોય તે વર્ષે નાસિક ત્ર્યંબકની યાત્રા કરવાનું વિશેષ મહત્ત્વ શાસ્ત્રોએ ગણ્યું છે. જેથી ઘણા ભાવિક હિંદુઓ નાસિક જાય છે.

નાસીકરોડના સ્ટેશનથી નાસીક ૫ માઇલ દૂર છે. ત્યાંથી ટ્રામ, ટાંગા અને મોટરોમાં જવાય છે. કેટલાક ઉતારૂઓ ખટારામાં પણ જાય છે. ટ્રામનું ભાડુ દર માણસનું ૦—૬—૦ લેવાય છે. ટાંગાનું ભાડુ રૂ. ૧ થી રૂ. ૧।। સુધી લે છે અને તેમાં ૩ માણસને બેસાડે છે. મોટરવાળાઓ એક જણના ૭ થી આઠ આના લે છે. સ્ટેશન ઉપર પણ થોડા બંગલાઓ અને ધર્મશાળાઓ છે. આગળ જતાં શહેર એકાદ માઇલ દૂર રહે છે તે સ્થળે મ્યુનીસીપાલીટીનું નાકું આવે છે. ત્યાં માણસ દીઠ ૦—૬—૦ નો કર લેવામાં આવે છે. આ સ્થળે નાસીકના ગોર લોકો ચોપડા લઇ ઉભા રહે છે, તે દરેકને ગામ, ઠામ અને નામ પૂછ્યાં કરે છે. તેમાં જેમના બાપ કે વડવાનું નામ તેમના ચોપડામાં નીકળે છે તેમને પોતાને ત્યાં તેડી જાય છે. તેમને તે પોતાના યજમાન ગણે છે.

નાસીક પહોંચ્યા પછી ગોરને ત્યાં અથવા તો ધર્મશાળામાં યાત્રાળુઓ ઉતરે છે. પંચવટીમાં તેમજ નાસીકમાં યાત્રાળુઓને ઉતરવા માટે સારી ધર્મશાળાઓ છે. તેમાં ઉતરનારને વાસણ તથા ગોદડાં ધર્મશાળાના વ્યવસ્થાપક તરફથી મળે છે, નાસીક શહેરની સામી બાજુએ પંચવટી છે. નાસીક અને પંચવટીની વચ્ચે ગોદાવરી નદી છે. નાસીકમાં બ્રાહ્મણોની વસ્તી વધારે છે.

ગોદાવરી નદી નાસીકથી ૧૮ માઇલ દૂર ત્ર્યંબક પાસેના બ્રહ્મગીરી પર્વતમાંથી નીકળે છે. પણ ત્યાં કુશાવર્ત તળાવમાં ગુપ્ત થાય છે, ત્યાંથી ૬ માઇલ દૂર ચક્રતીર્થના કુવામાંથી પ્રકટ થઇ નાસીક તરફ આવે છે. નાસીક આગળ ગોદાવરી નદીમાં પાણી ચોમાસામાં વધારે હોય છે, પણ શીયાળા અને ઉનાળામાં તો ઘણું જ થોડું હોય છે. યાત્રાળુઓ નાસીકમાં આવ્યા પછી પ્રથમ ગોદાવરી—ગંગામાં સ્નાન કરવા જાય છે. ગંગામાં બંને બાજુ પથ્થરનાં પગથીઆં બાંધેલાં છે. તેમાં ૧૨ કુંડ બંધાવેલા છે. જેમાંના એક કુન્ડનું નામ રામકુંડ છે. આ રામકુંડમાં યાત્રાળુઓ સ્નાન કરે છે. નાસીકથી પંચ-

વટી જવા સારૂ પુલ બંધાવેલો છે, તે પુલ નીચે ગોદાવરી નદીમાં તાસ બંધાવેલી છે તે તાસમાં થઇ નદીનું પાણી લક્ષ્મણ કુંડમાં આવે છે. લક્ષ્મણકુંડનું પાણી ચોખ્ખું હોય છે તે પીવાના કામમાં તેમજ દેવસેવાના કામમાં આવે છે. તે કુંડમાં કોઇને હાથ પગ ધોવા કે ન્હાવા ધોવા દેતા નથી. આ કુંડમાં પાણીના ઝરા હોવાથી પાણી સુકાતું નથી. લક્ષ્મણકુંડમાં થઇ પાણી ધનુષ્યકુંડમાં જાય છે આ કુંડ ધનુષ્યના આકારે બંધાવેલો છે તેમાં થઇ પાણી રામકુંડમાં પડે છે.

રામકુંડ—રામકુંડમાં સર્વને ન્હાવાની છુટ છે તેમાં કપડાં ધોવા દેતા નથી. સ્નાન કરતાં પહેલાં યાત્રાળુઓ શ્રીફળની ભેટ મુકે છે અને નદીમાં પુષ્પ તથા દુર્વ ચઢાવે છે. અહિં રામકુન્ડમાં ન્હાવાનું મહાત્મ્ય વધારે છે. કહે છે કે શ્રી રામચન્દ્રજી, સીતાદેવી અને લક્ષ્મણ આ કુંડમાં સ્નાન કરતાં હતાં. રામકુંડના વાવ્યખૂણે અરૂણા નદી ગૌમુખમાં થઇ ગોદાવરી નદીને મળે છે. તેને અરુણાસંગમ કહે છે. આ સ્થળે અનેક સ્ત્રી-પુરુષો બંને એક વસ્ત્ર પહેરીને શાસ્ત્રોક્ત વિધિથી સ્નાન કરે છે. તેથી તેમનું વાંઝીયાપણું જાય છે, એવું કહેવાય છે. આની પાસેજ સૂર્ય, ચંદ્ર અને અશ્વિની તિર્થો છે. અહિં કેટલાક યાત્રાળુઓ મુંડન કરાવી પિતૃગણનું શ્રાદ્ધ કરે છે. તેમજ કેટલાક નાગનારાયણ બલી કરાવે છે. શ્રીરામચન્દ્રજીએ દશરથનું શ્રાદ્ધ આ કુંડ ઉપર કર્યું હતું એમ કહેવાય છે. શ્રાદ્ધ કરી પીંડ આ કુંડમાં નાંખવામાં આવે છે. અરુણાસંગમ પાસેજ ગૌતમરૂષિની નાની સરખી મુર્તિ છે.

અસ્થિવિલય તીર્થ—રામકુંડમાં દક્ષિણ બાજુએ આ તિર્થ છે. તે જગ્યા પણ રામકુંડમાં જ છે તેમાં મરી ગયેલા માણસોનાં હાડકાં નાંખે છે. તે હાડકાંનુ સાડાત્રણ ઘડીમાં પાણી થઇ જાય છે એવો આ તીર્થનો મહિમા છે.

રામકુંડની ઉત્તરે નજીકમાં આવેલ સરસ્વતિની અંદર ગોદાવરીના ભાગને પ્રયાગ અથવા હોમની જગા કહે છે.

રામકુંડની પાછળ સીતાકુંડ છે. તેની જોડે અહલ્યાકુંડ અને સારંગપાણી કુંડ છે. તેની દક્ષિણે બે મોઢાવાળા હનુમાનની પ્રતિમા લગભગ સાતેક ફુટની છે. ત્યાં આગળના કુંડને બે મોઢાવાળા હનમાનનો કુંડ કહે છે તેની પાસે પાંચ દેવળ નામનો કુંડ છે. તેની જોડે ગોરારામના અને નીલકંઠેશ્વરના મંદિરની સામે દશાશ્વમેધ અથવા ગોરારામનો કુંડ છે. આની સામે મોટું ચોગાન છે તેને પેશ્વાનું ચોગાન કહે છે. ત્યાં શાકબજાર ભરાય છે, તે કુંડની પછી રામેશ્વર મહાદેવ અથવા તો નારોશંકરના ઘંટવાળા દેવળની સામે રામગયા કુંડ છે, તે રામગયા તિર્થ કહેવાય છે. અહિં રામચંન્દ્રજીએ પિતૃ શ્રાદ્ધ કર્યું હતું એમ કહે છે. ત્યાં આગળથી નાસકમાંથી પંચ-

વટીમાં જવા નદીની ઉપર એક રસ્તો બાંધેલો છે. આ કુંડની પાછળ પેશવાનો કુંડ છે આ કુન્ડમાં વરુણા, સરસ્વતિ ગાયત્રી, સાવિત્રી અને શ્રદ્ધા નદીઓ મળે છે. તે કુંડ પછી ખંડોબાનો કુંડ છે, તેની દક્ષિણે ઓકનો કુંડ છે. આ કુંડના સંબંધમાં એવું કહેવાય છે કે તેમાં બ્રહ્મરાક્ષસ રહે છે. તે કેટલીક વખત ચોમાસામાં માણસને પાણીમાં ખેંચી જઇ ડુબાડી દેછે. આ કુંડની દક્ષિણે વૈશંપાયનો કુંડ છે અરૂણા નદીના કાંઠે પંચવટીમાં ઇન્દ્રકુંડ છે. ગૌતમ રૂષિના શ્રાપથી ઇંદ્રને શરીરે છીદ્રો પડ્યાં હતાં તે આ કુંડમાં સ્નાન કરવાથી મટી ગયાં હતાં એમ કહે છે. આ કુંડ પછી મુકતેશ્વરનો છેલો કુંડ આવે છે. ત્યાં મેધાતિર્થ અને દારિતિર્થ છે.

ગોદાવરીની ડાબી બાજુના કિનારા ઉપર અહિલ્યાસંગમતીર્થ છે. તેની પાસે મહિસાસુર આગળ તપોવનમાં કપિલાસંગમતિર્થ છે. આ પ્રમાણે ગોદાવરીમાં કુંડો છે. તેમાં વિશેષ મહાત્મ્ય રામકુંડનું હોવાથી ઘણા યાત્રાળુઓ ત્યાં સ્નાન કરે છે. રામકુંડ સિવાય સીતાકુંડ પછીના કુંડોમાં કપડાં ધોવાય છે. યાત્રાળુઓ ગોર લોકોના સંકલ્પ કરાવ્યા પછી રામકુંડમાં સ્નાન કરે છે. ત્યાં ગોદાવરીમાં ચઢાવા ફુલ, દુધ મળે છે. તે યાત્રાળુઓ રામકુંડમાં ચઢાવે છે. તથા શ્રીફળ કિનારા ઉપર ભેટ મૂકે છે. સ્નાન કર્યાં પછી જે યાત્રાળુઓને શ્રાદ્ધ કરાવવું હોય છે તેને ગોર લોકો શ્રાદ્ધ કરાવે છે. શ્રાદ્ધ કરાવ્યા પછી યાત્રાળુઓ દર્શન કરવા નીકળે છે તેમની સાથે ગોર તરફથી ભોમીયો માણસ દર્શન કરાવવા મોકલવામાં આવે છે.

## પંચવટીનાં મંદિરો.

સ્નાન કર્યાં પછી રામકુંડ ઉપરજ ગંગાજીનું મંદીર છે ત્યાં દર્શન કરવા યાત્રાળુઓ જાય છે, આ મંદિર રામકુંડ ઉપરજ છે. ગંગાજીનાં દર્શન કર્યાં પછી તે મંદિરની પાછળ ગોદાવરીનું મંદિર–છે ત્યાં યાત્રાળુઓ દર્શન કરવા જાય છે. આ મંદીરો ગોદાવરીને સામે કાંઠે પંચવટી તરફ આવેલાં છે. આ ગોદાવરી–ગંગાનું મંદિર જ્યારે સિંહસ્થનું વર્ષ આવે છે ત્યારે બાર વર્ષે ઉઘડે છે. તે આખું વર્ષ ઉઘાડું રહે છે. આ મંદીરને દર વર્ષે સરકાર તરફથી ૨૦ રૂપિઆની રકમ મળે છે. ગોદાવરીના મંદીરની સામે બાણેશ્વર મહાદેવનું લીંગ છે. તે મહાદેવની જે લોકોને તાવ આવે છે તે દહીં ભાતની બાધા રાખે છે. ગંગા મંદિરની બાજુમાં પંચાયતનનું દેવળ છે તેમાં ગણપતિ, મહાદેવ, દેવી, સૂર્ય અને વિશ્નુ એવા દેવો છે. ત્યાં દર્શન કરી પછી યાત્રાળુઓ, ગોદાવરીની પાછળ વિઠોબાના મંદીરમાં જાય છે. તે પંઢરપુરનાં વિઠોબાના જેટલુંજ પવિત્ર મનાય છે તેમાં વચ્ચે વિઠોબાની મુર્તિ અને જમણી બાજુ રાધા અને ડાબી બાજુ રૂક્ષ્માણિની મુર્તિઓ છે. તેની સામે વૈરાગીઓનો મઠ છે. તેમાં ધાતુની મુર્તિઓ

છે. જેમાં રામ લક્ષ્મણ ને સીતાની મુર્તિઓ છે. પછી રામકુંડની પાસે આવેલા રામમંદીરમાં જાય છે. તેની પાસેજ મહાદેવનું શિવાલય છે. આને અહલ્યાબાઇનું રામમંદિર કહે છે. તેમાં રામ, લક્ષ્મણ અને સીતાની મુર્તિઓ છે તે રામકુંડમાંથી મળી હતી એમ કહેવાય છે.

કપાલેશ્વર—રામકુંડની પાસેજ ગોદાવરીના મંદીર સામે થોડે દુર પંચવટીમાં કપાલેશ્વર મહાદેવનું શિવાલય છે, આ મહાદેવ પુરાતની છે. તે લગભગ ૬૦૦ વર્ષનું જુનું મંદિર છે એમ કહેવાય છે. આ દેવાલયમાં શિવની આગળ નંદી નથી, એ સંબંધમાં એવી કથા છે કે: એક વખત દેવોની શ્રેષ્ઠતા સંબંધી વાત થતી હતી તેમાં બ્રહ્માએ વિષ્ણુને બહુ મ્હેણું માર્યું તે સાંભળી શીવે બ્રહ્માનું પાંચમું માથું કાપી નાંખ્યું તેથી બ્રહ્મહત્યા ચોટી માટે શિવને બ્રહ્મહત્યામાંથી મુક્ત થવા સ્વર્ગમાંથી મૃત્યુ લોકમાં આવવું પડયું. તે કશ્યપસંગમ આગળ દેવશર્મા નામના બ્રાહ્મણને ત્યાં રહ્યા. ત્યાં રાત્રે ગાય અને વાછરડા સાથે વાત થતી હતી. વાછરડે કહ્યું કે: મને કાલે નાથવાનો છે પણ હું નાથ ઘાલવા દેવાનો નથી, જો મને મારો ધણી નાથ નાંખશે તો હું તેને શીંગડાથી મારી નાંખીશ, ત્યારે ગાયે કહ્યું કે: તું તેમ કરીશ તો તને બ્રહ્મહત્યાનું પાપ લાગશે, ત્યારે વાછરડે કહ્યું કે એવા એક તિર્થની મને ખબર છે કે જેમાં સ્નાન કરવાથી બ્રહ્મહત્યા છુટે છે. આ વાત શિવજીએ સાંભળી, બીજે દિવસે વાછરડાએ તેના ધણીને નાથવા આવતી વખતે શીંગડાથી મારી નાંખ્યો. આથી વાછડાને બ્રહ્મહત્યા લાગી તેથી તેનું શરીર કાળું પડી ગયું. પછી તે વાછડો રામકુંડમાં આવી અસ્થિ-વિલયતિર્થમાં પડયો, તેમાં સ્નાન કરવાથી તેનું શરીર સફેદ થયું અને તેની બ્રહ્મહત્યા છુટી ગઈ. આ જોઈ શિવે પણ અસ્થિવિલયતિર્થમાં સ્નાન કર્યું તેથી તેમની બ્રહ્મહત્યા છુટી, આ સ્થળે નંદી શિવના ગુરુસ્થાને હોવાથી નંદીની મૂર્તિ કપાલેશ્વર આગળ નથી એમ કહેવાય છે. બ્રાહ્મણો અંદર જઇ શિવની પુંજા કરી શકે છે.

કપાલેશ્વરના ખર્ચ માટે દર વર્ષે ૨૭૫ રૂપિઆ સરકાર તરફથી વર્ષા-સન મળે છે. મહાશિવરાત્રીએ તેમજ દર સોમવારે બપોરે મહાદેવનું ચાંદીનું મુખારવિંદ પાલખીમાં મૂકી વાજતેગાજતે વરઘોડો કાઢી રામકુંડ ઉપર લાવે છે. પછી રામકુંડ ઉપર શિવને સ્નાન કરાવે છે. પછી પુંજા વિગેરે થાય છે. સ્નાન માટે આખા કુંડમાં શિવના મુખારવિંદને ચારે બાજુ ફેરવવામાં આવે છે તેમને કાંઠે ઉભેલા માણસો પાણી છાંટી સ્નાન કરાવે છે. પછી પુંજા કરી પાછા લઇ જાય છે. લગભગ પચાસેક પગથીયાં ચઢી શિવના મંદિરમાં ચઢાય છે.

**ગોદાવરી મંદીર—(૨)—કપાલેશ્વર મહાદેવનાં દર્શન કરવા જતાં વચ્ચે પગથીયાંમાં ડાબી બાજુએ ગોદાવરીનું મંદીર છે ત્યાં યાત્રાળુઓ દર્શન કરે છે. ત્યાંથી પછી આગળ પંચવટીમાં જતાં—**

મુરેનું રામમંદિર—આવે છે તેમાં રામ લક્ષ્મણ અને સીતાની મુર્તિઓ છે. આગળ જતાં શ્રી દંડાયુદ્ધ પાણીનું મંદીર આવે છે.

કાળારામનું મંદિર—આગળ જતાં પંચવટીમાંનું મુખ્ય રામનું મંદિર આવે છે તેને કાળારામનું મંદિર કહે છે. મંદિર વિશાળ છે. ચારે બાજુ પથ્થરનો કોટ છે, ને તેને ચાર દરવાજા છે. વચ્ચે રામનું મંદિર પૂર્વાભિમુખે છે. તેમાં અંદર રામ, લક્ષ્મણ અને સિતાની ત્રણ મૂર્તિઓ છે. મંદિરની સામે એક જુદા બાંધેલા સ્થાનમાં હનુમાનની મુર્તિ છે. જ્યારે રામચન્દ્રજી વનવાસ નીકળી પંચવટીમાં રહેતા હતા ત્યારે જે સ્થળે તે રહેતા તે સ્થળે આ મંદિર બંધાવેલું છે એમ કહેવાય છે. આ મંદિર બાર વર્ષે બંધાઇ રહ્યું હતું અને તે બાંધવામાં ૨૩ લાખ રૂપિયા ખર્ચ થયો હતો. સરકાર તરફથી આ મંદિર ખાતે વર્ષે દિવસે ૧૨૨૨ાા રૂપિઆ વર્ષાશનના મળે છે. તેમ શિંગવે ગામ ઇનામમાં મળે છે.

અહિં ચૈતર સુદ ૧ થી નવ દિવસ સુધી રામનો ઉત્સવ થાય છે. રામનવમીને દિવસે તેમજ અગીયારસને દિવસે રથ નીકળે છે તે વખતે મોટી જાત્રા ભરાય છે. તે વખતે બે લાકડાના રથ નીકળે છે તેમાં એકમાં રામ અને બીજામાં વિમાનમાં મારૂતિને બેસાડી રથ નીકળે છે. રથને માણસો ખેંચી જાય છે. સાંજે સાતેક વાગે રામકુંડ ઉપર રથ આવે છે પછી ત્યાં સ્નાન પુંજા વિગેરે થાય છે, પછી રથ મંદિરમાં પાછા જાય છે.

આ દેવળની ઇશાન ખૂણે ગોસાંઇજીનો અખાડો છે તેને દશનામી કહે છે.

સીતાગુફા—આગળ જતાં સીતાગુફા અને પાંચ વડ આવે છે. આ પાંચ વડની આજુબાજુ ચોતરો છે. પાંચ વડને લીધેજ પંચવટી નામ પડેલું જણાય છે. પાંચ વડની જોડેજ એક મઠ જેવી ઇમારત છે તેની અંદર ગુફાઓ છે. તેમાં પેસવા માટે એક પૈસો માણસદીઠ લે છે. તેની વ્યવસ્થા ત્યાંના ગોસાંઇ કહે છે. અંદર જવા માટે આ મકાનની પાછલી ભીંતમાં એક માણસ પેસી શકે. એટલું બાકોરૂં છે. તેમાં થઇ અંદર ગુફામાં જવાય છે. તેમાં થઇ જતાં પ્રથમ નીચે ઉતરવાનાં સાત પગથીયાં આવે છે, તેથી નીચે ઉતરતાં ગુફાનો એક નાના મંદિર જેવો ઘાટ જણાય છે. તેમાં પાછલી ભીંત સાથે રામ, લક્ષ્મણ અને સીતાની મુર્તિઓ છે. અહીં ઉભા રહેવાથી ગભરામણ થતી નથી, દીવો ત્યાં બળતો હોય છે. તેથી સારી રીતે દર્શન થઇ શકે છે. ત્યાંથી ડાબા હાથની ભીંતમાં એક બારી જેવું નાનું બારણું છે તેમાં થઇ સાત પગથીયાં નીચે ઉતરવાથી બીજી ગુફામાં વાંકા વળીને જવાય છે. આ ગુફામાં શિવલીંગ છે. તેને પંચરત્નેશ્વર મહાદેવ કહે છે. આ નાની ગુફામાં સવારના સાતથી આઠ વાગ્યા સુધી જવા દે છે. આ ગુફામાં હવા આવજા થાય તેવો રસ્તો નથી.

રામશય્યા—રામસેજ ટેકરી નાસીકથી ૬ માઇલ ઉપર છે. ત્યાં એક ડુંગર ઉપર રામશય્યા છે. ત્યાં ડુંગરમાં બે ત્રણ ગુફાઓ અને બે કુંડો છે. અહીં ઘાસ સીધું ન ઉગતાં આડું ઉગે છે એમ કહે છે. ખર સાથે યુદ્ધ કરતી વખતે રામે સીતાને અહીં મુકયાં હતાં એમ કહે છે. અત્યારે અહીં કોઈ જતું નથી. એવું કહેવાય છે કે સીતા ગુફામાં થઇને એક ગુપ્ત રસ્તો છે કે જે હાલમાં બંધ કર્યો છે, એ ગુપ્ત રસ્તો રામસેજ ડુંગર સુધી છ માઇલ લાંબો છે. આ ડુંગર ઉપર રામચન્દ્રજી સુતા હતા અને સીતાને અહિં મુકીને જ રામચન્દ્રજી બહાર જતા હતા, અને સીતાગુફામાંથી રાવણે સીતાનું હરણ કર્યું હતું એમ કહેવાય છે.

શ્રીશારદાચન્દ્રમૌલેશ્વરનું મંદિર સીતા ગુફાની પાસે છે. તેમાં મધ્ય ભાગે દેવળની અંદર શ્રી શારદાચન્દ્રમૌલેશ્વરની મુર્તિ જમણા પગ ઉપર ઉભેલી છે, તેમનો ડાબો પગ તાંડવ નામના રાક્ષસના માથા ઉપર મુકેલો છે. ડાબી બાજુએ શ્રી પાર્વતી–શારદાઅંબા ચતુર્ભુજ બે હાથે વીણા વગાડે છે. સામે એક સફેદ પથ્થરનો નંદી છે જમણી બાજુ ગણપતિ અને ડાબી બાજુએ વાઘ પર બેઠેલી અંબિકા છે.

શ્રી દ્વારકાનાથનું મંદિર તથા કોટયામારૂતીનું મંદિર અહિં પાસેજ છે.

## તપોવન.

સીતાગુફાથી આગળ જતાં એકાદ માઇલ દૂર ગોદાવરીના કાંઠે તપોવન છે. અહિં પહેલાં મોટા મોટા ઋષિ મુનિઓએ તપ કર્યાં હતાં, અને તેમને રાક્ષસો હેરાન કરતા હતા એમ કહેવાય છે. અહિં ગૌતમ ઋષિ તપ કરતા હતા એમ કહે છે, શ્રી રામચન્દ્રજીએ અહિં રાક્ષસોને મારી નિર્ભયસ્થાન બનાવ્યું હતું. ત્યાં એક જુનું વડનું ઝાડ છે, તે ઝાડ ઋષિઓના વખતનું છે એમ કહેવાય છે. આ ઝાડની નીચે લક્ષ્મણ તપ કરતા હતા એમ કહેવાય છે. તેની નીચે એક નાનું લક્ષ્મણનું મંદિર છે. તેમાં એક જુના વખતની ધુણી ત્યાં હજુ સંભાળી રાખેલી કહેવાય છે.

લક્ષ્મીજીનું મંદિર—વડની સામે લક્ષ્મણજીનું પૂર્વાભિમુખે એક મંદિર છે. તેમાં લક્ષ્મણજીની મુર્તિ છે. તેની સામે એક નાનું હનુમાનનું મંદિર છે. અહિંની વ્યવસ્થા રામાનુજપંથી આચાર્ય કરે છે.

ગોદાવરી તટ—લક્ષ્મણના મંદિરથી બસોવાર પર પૂર્વે ગંગાના બેટના મોટા મોટા ખડકો છે. તેમાં બે મોટા ખડકમાં થઇ ગંગાના પ્રવાહનો એક માર્ગ પડયો છે આને બ્રહ્મયોની કહે છે, તે ખડકમાં બે છીદ્રો છે તે સુર્પણખા રાક્ષસીના નાકનાં છે એમ કહે છે, અહિં લક્ષ્મણજીએ સુર્પનખા રાક્ષસીના નાક કાન કાપી લીધા હતા એમ કહેવાય છે.

ગંગાના જમણા કિનારે ખડગમાં કોતરેલી અગીઆર કોટડીઓ છે. તે પહેલાં ઋષિઓને તપ કરવાના હશે એમ કહે છે.

**પાપ પુણ્યની કોઠીઓ**—ત્યાં આગળ કપિલ તિર્થ છે. ત્યાં પાસે ખડકમાં નાના નાના ઉંડા ખાડા છે. તેને પાપપુણ્યની કોઠીઓ કહે છે. તે એક ખાડામાંથી બીજા ખાડામાં જવા માટે વચ્ચે નાનાં બાકોરાં છે. તેમાં એકમાં થઇ બીજામાં ને બીજામાં થઇ ત્રીજા ખાડામાં જવાય છે. તે દરેક ખાડામાં કેડ સુધી પાણી હોય છે. ત્યાં બ્રાહ્મણ બેસી યાત્રાળુને તેની સમજણ પાડી તે કોઠીઓમાં ઉતારે છે. તે એક કોઠીમાંથી બીજીમાં અને તેમાં થઇ ત્રીજીમાં જવા માટે અંદર ને અંદર બાકોરાં છે, તેમાં થઈ યાત્રાળુ નીકળે છે. તે કોઠીઓને બ્રહ્મયોની, રૂદ્રયોની, અને વિષ્ણુયોની કહે છે. બહાર નીકળી બે કુંડ આજુબાજુ છે. તેમાં બ્રાહ્મણ સંકલ્પ કરાવે છે. તેને અગ્નિયોની અને મુક્તિયોની કહે છે. તેમાં અગ્નિયોનીનો કુંડ ઘણો ઉંડો છે. તે પછી કપિલતિર્થની સામે નદીમાં સ્નાન કરાવે છે. તેને સૌભાગ્યતિર્થ કહે છે. સ્નાન કરી યાત્રાળુ ખડકમાં કપિલતિર્થની સામે કપીલમુનિ અને કપીલા ગાયની મૂર્તિ ખડકમાં કોતરી કાઢેલી છે તેનાં દર્શન કરે છે. તેની જોડે સુર્પનખાનું લક્ષ્મણ નાક કાપે છે એવી મૂર્તિ છે, તેમજ રામ લક્ષ્મણની મુર્તિઓ છે તેનાં દર્શન કરે છે. ત્યાંથી નજીક જ એક શીવલીંગ છે તેને કપીલેશ્વર કહે છે. તેનાં યાત્રાળુ દર્શન કરે છે. અહિં કપીલા નદીનો ગોદાવરીમાં સંગમ થાય છે. તેથી કપિલાસંગમમાં ન્હાવાથી ઘણું પુણ્ય થાય છે. આ સ્થળે કપિલમુનિ તપ કરતા હતા તે વખતે પૃથ્વી રૂપી કપીલા ગાયની ધાર કાઢી પૃથુ નામના રાજાએ અનેક વસ્તુઓ પ્રાપ્ત કરી. ધાર કાઢતી વખતે જે દુધ નીચે પડયું તેનું પાણી થઇ ગોદાવરીમાં મળ્યું આથી કપિલાસંગમતિર્થ નામ પડયું. કપીલતિર્થની પૂર્વે નદી ઓળંગી ઉપર જવાય છે ત્યાં એકનાથ મહારાજની પાદુકા છે. તે ઉપર એક મંદીર બાંધેલું છે. જતાં નદીની ઉપરની બાજુએ એક નાનો કુંડ છે તેને સીતાકુંડ કહે છે. અહીં દર ફાગણ વદ ૬ ના રોજ ઉત્સવ થાય છે.

પંચવટીથી એકાદ ગાઉ દક્ષિણે જટાયુના મૃત્યુનું સ્થાન છે અને ત્યાં એક ગાઉ ઉપર અકોલ્હા ગામમાં અગત્સ્ય મુનિના આશ્રમનું સ્થાન, અગસ્ત્યકુંડ, સુતીક્ષ્ણ મુનિના આશ્રમનું સ્થાન અને અમૃતવાહિની નદી છે. ત્યાંથી એક ગાઉ ઉપર પશ્ચિમે સાઇખેડા નામના ગામમાં મરીચીના મૃત્યુની જગ્યા છે, પણ ત્યાં યાત્રાળુ જતા નથી.

**લક્ષ્મીનારાયણનું મંદીર**—કપિલતિર્થમાં સ્નાન કરી દર્શન કરી પાછા વળતાં લક્ષ્મણજીના મંદિરથી લગભગ એકાદ ખેતરવા દૂર રસ્તા ઉપર આ મંદિર આવે છે. તેમાં લક્ષ્મીનારાયણની ચતુર્ભૂજ ઉભી મૂર્તિ છે. એક બાજુએ શ્રીકૃષ્ણ, રામ અને હનમાનનાં નાનાં નાનાં મંદિરો છે. લક્ષ્મીનારાયણની સામે પેસતાં દરવાજા પાસે હનમાનનું નાનું મંદિર છે. મંદિરની ચારે બાજુ ધર્મશાળા છે. આ મંદીરની વ્યવસ્થા રામાનુંજ સંપ્રદાયી સાધુ કરે છે.

ગોપાળકૃષ્ણનું મંદિર—લક્ષ્મીનારાયણના મંદીરથી નાસીક તરફ જતાં પહેલું આ મંદિર આવે છે. તેમાં ગોપાળકૃષ્ણની મુર્તિ વાંસળી વગાડતી ઉભેલી છે. અંદર રામ, લક્ષ્મણ અને સીતાની ત્રણ ત્રણ ફુટ ઉંચી સફેદ મુર્તિઓ છે. આરસની હનમાનની મુર્તિ ૨ ફુટ ઉંચી છે. તેમની જમણી બગલમાં સોનેરી ગદા અને સોનેરી રંગનો મુગટ છે.

વિષ્ણુમંદિર—આગળ જતાં આ મંદિર આવે છે. તેમાં લક્ષ્મીનારાયણની મુર્તિ દોઢેક ફુટ ઉંચી છે. સામે સભામંડપ છે.

રામમંદિર—વિષ્ણુમંદિર પાસેજ આ મંદિર છે. તેમાં રામ, લક્ષ્મણ અને સીતાની મુર્તિઓ છે. સામે હનમાનનું નાનું મંદિર છે. આ બધાં મંદિરો તપોવનમાં આવ્યાં છે.

યાત્રાળુઓ રામકુંડમાં સ્નાન કરી, પંચવટીમાં ગોદાવરીનું મંદિર, કપિલેશ્વર મહાદેવ, કાળારામનું મંદિર, સીતાગુફા, તપોવન વિગેરે સ્થળોએ જઈ દર્શન કરી આવી બપોરના પાછા ઘેર આવે છે. પછી જમી પરવારી ગંગાને કિનારે આવેલાં નાસીકનાં દેવમંદિરોનાં દર્શન કરવા જાય છે.

## નાસીકનાં દેવમંદિરો.

સાંજે ચારેક વાગે રામકુંડમાં સ્નાન કરી યાત્રાળુઓ દેવદર્શને નીકળી પડે છે.

સુંદરનારાયણ—નાસીકમાંથી પંચવટીમાં જવા સારૂ ગોદાવરી નદી ઉપર પુલ બાંધેલો છે. આ પુલની નાસીક તરફની બાજુએ આ મંદીર આવેલું છે. તેનું બારણું પૂર્વ દીશા તરફ છે. તેમાં કાળા પથ્થરની સુંદરનારાયણની મુર્તિ ૩II ફીટ ઉંચાઇની છે. તેમની બન્ને બાજુએ લક્ષ્મીની નાની નાની મુર્તિઓ છે પ્રથમ આ સ્થળે નાનું મંદીર હતું પણ મુસલમાનોએ તે તોડી પાડેલું તે પછી બાલાજી પેશ્વાએ તેજ સ્થળે હાલનું સુંદરનારાયણનું મંદિર બંધાવ્યું છે. તેને સરકાર તરફથી દર વરસે ૮૨૪II રૂપિઆ વર્ષાસનના મળે છે. સુંદરનારાયણની નૈરુત્યે બદ્રિકાસંગમ અને સામે બ્રહ્મતિર્થ છે. બદ્રિકાસંગમ આગળ એક નાનો ફાંટો ગોદાવરીને મળે છે. આ માટે એવું કહેવાય છે કે પરમેશ્વરે ભક્તને મનુષ્ય સ્વરૂપે અહિં દર્શન આપી કહ્યું કે: જે માણસ અહિં સ્નાન કરી મારી સ્તુતિ કરશે તેને હું આજ સ્વરૂપે દર્શન આપીશ. આ ઠેકાણે પ્રજાપતિ બ્રહ્માએ સ્નાન કર્યું. અને શાંત ચિત્તે પરમાત્માનું ધ્યાન ધર્યું હતું. તેથી તેમની પાસેજ શિવ અને વિષ્ણુ રહેવા લાગ્યા. શિવ રામકુંડની સામી બાજુએ પંચવટીમાં કપાલેશ્વર થયા અને વિષ્ણુ આ બાજુના કાંઠા ઉપર સુંદરનારાયણ થઇ રહ્યા. રામકુંડ અને બ્રહ્મતિર્થની વચ્ચેના ભાગને શુક્લતિર્થ કહે છે. આ તિર્થમાં સ્નાન કરવાથી પાપનો નાશ થાય છે.

ઉમામહેશ્વર—સુંદરનારાયણથી સત્તરેક વાર પર આ મંદિર છે. તેમાં મધ્યભાગે મહેશ્વર અને શિવની બે ફુટની ઉંચી કાળાપથ્થરની મૂર્તિ છે

અને જમણી બાજુએ ગંગા અને ડાબી બાજુએ ઉમા અથવા પાર્વતીની મૂર્તિઓ છે. આ મંદિરને સરકાર તરફથી ૫૨૭ રૂપિઆ વર્ષાસન મળે છે.

**નીલકંઠેશ્વર**—આગળ ચાલતાં નાસીકની બાજુએ રામકુંડથી થોડે દૂર જતાં મહાદેવનું દેવળ આવે છે તેને નીલકંઠેશ્વર મહાદેવ કહે છે. તેમાં એક જુનું શિવલીંગ છે. તે જનકરાજાના વખતથી છે એમ કહે છે. રામકુંડ અને નિલકંઠેશ્વરની વચમાં દશાશ્વમેધ નામની પવિત્ર જગ્યા છે. ત્યાં સીતાના બાપ જનક રાજાએ યજ્ઞ કર્યો હતો. અને તેમણેજ નિલકંઠેશ્વરનું સ્થાપન કર્યું હતું એમ કહેવાય છે.

**પંચરત્નેશ્વર**—નીલકંઠેશ્વરની પાછળ શહેરના ભાગમાં નદીના કિનારે અડતાળીસ પગથીયાં ચઢીને અહીં જવાય છે. ત્યાં આવેલું શિવલીંગ રામચન્દ્રજીના વખતનું છે એમ કહે છે. શિવલીંગ ઉપર મૂકવા પાંચમુખી ચાંદીનો મુખવટો છે. આ મંદિર સામે સ્વામીનો મઠ છે અને તેની આગળ ગણપતિનું એક નાનું મંદિર છે.

**ગોરારામ**—પંચરત્નેશ્વરની પૂર્વે દશેક વાર ઉપર આ મંદિર છે. તેમાં વચમાં રામ, લક્ષ્મણ અને સીતાની સફેદ સંગેમરમરની પથ્થરની અઢી ફુટની મૂર્તિઓ છે. નીચેની બાજુએ ભરત અને શત્રુઘ્નની મૂર્તિઓ છે. તે સિવાય મંદિરમાં ડાબી બાજુએ આઠ સુંઢના ગણપતિ, જમણી બાજુએ મહિષાસુર મર્દની અને શિવપાર્વતિની મુર્તિઓ છે. ઉત્તરે ગંગાજીની મુર્તિ છે. સામે હનમાનજી છે. દર અગીઆરસે રામચન્દ્રજીની પાલખીનો વરઘોડો નીકળે છે.

**મોરલીધર**—ગોરેરામની દક્ષિણે વીસેક વાર ઉપર આ દેવળ છે, તેમાં વાંસળી વગાડતા મોરલીધરની મુર્તિ સાડા ત્રણેક ફીટની ઉંચાઇની આરસની છે. આજુબાજુ બે વાછરડાં ને ગાયો છે.

**લક્ષ્મીનારાયણ**—આ મંદીર મોતીપારા પાસે જ છે.

**તારકેશ્વર**—મોતીપારા પાસે ગોદાવરીના બેટમાં નારોશંકરના રામેશ્વરના મંદીર સામે જ આ મંદિર છે.

**રામેશ્વર**—કે નારોશંકરનું દેવળ—આ મંદીર નાસીકને સામે કાંઠે પંચવટીની બાજુમાં તારકેશ્વરની સામે, ગોદાવરીના કાંઠે રામગયાકુંડ ઉપર જ છે. તેમાં ઘણું નકસીકામ છે. ચારે બાજુ ફરતો કોટ છે વચમાં મંદિર દક્ષિણ મુખે છે. ચારે ખૂણે ઘુમટ છે. દેવળના આગલા દરવાજા ઉપર ઘુમટ છે તેમાં મોટો ઘંટ ૭ ફુટ ઘેરાવાનો છે. આ દેવળ માલેગાંવના નારોશંકરે બંધાવેલું છે. મહાદેવનું નામ રામેશ્વર છે. આ દેવળની પડોશમાં સપ્તશૃંગીદેવીનું મંદિર છે.

**ભદ્રકાળીનું મંદિર**—આ મંદિર સાદા ઘર જેવું છે, મંદિરની અંદર ઉંચા ઓટલા ઉપર નવ મૂર્તિઓ છે. તેમાં વચ્ચે એક ફુટ ઉંચા-

ઇની તાંબાની ભદ્રકાળીની મુર્તિ છે, અને બંને બાજુએ અઢી ફુટ ઊંચાઇની ચાર મુર્તિઓ છે અને તેમના પગ આગળ બીજી ચાર મુર્તિઓ છે. નવરાત્રીમાં અહીં ઉત્સવ થાય છે. સરકાર તરફથી રૂ. ૨૫૦ નું વર્ષાસન આ મંદિરને મળે છે.

મુકતેશ્વર—ગંગાના બેટમાં એક ચોતરો છે તેના ઉપર આ શિવલીંગ છે. આ ઠેકાણે મેઘતિર્થ અને કોટિતિર્થ છે.

બાલાજી—ગોદાવરી અને સરસ્વતિજીના સંગમ ઉપર નારોશંકરના દેવળની સામે કાંઠે આ મંદિર આવેલું છે. અંદર જવા માટે ત્રણ રસ્તાઓ છે. અંદર મંદિરમાં ઠાકોરજીની ઓરડીમાં વચ્ચે બાલાજી, જમણી બાજુએ રામદેવી અને ડાબી બાજુએ લક્ષ્મીદેવી આવી તાંબાની ત્રણ મુર્તિઓ છે. આ મંદિર એક બાવાજીબાવા ગોંસાઇ નામના વૈષ્ણવે એક લાખ રૂપિઆ ખર્ચી બંધાવ્યું છે. આ મંદિરને અગીયાર ગામોનું ઉત્પન્ન મળે છે. દર વર્ષે સરકાર તરફથી ૨૨૯૧ રૂપિઆ રોકડ નિમણુંકના આ મંદીરને મળે છે. તેમજ ગાયકવાડ, હોલકર વિગેરે રાજ્યો તરફથી રૂ. ૮૦૦ ની નિમણુંક મળે છે. અહીં નવરાત્રીનો ઉત્સવ થાય છે. તે દિવસે બાલાજીનું સુદર્શનચક્ર તેમજ નાની મુર્તિ રથમાં બેસાડી શહેરમાં ફેરવે છે. અગીઆરસે મુરતીને ગંગામાં સ્નાન કરવા લાવે છે. ત્યાં સ્નાન પુંજા થાય છે.

તળભાંડેશ્વર—આ શિવલિંગ બે ફુટ ઉંચુ છે. તે ઘણું મોટું કહેવાય છે. આ લિંગ દર વરસે એક એક તલપુર વધે છે તેથી તેને તળભાંડેશ્વર કહે છે. દેવળની સામે નંદી, પાસે દેવી, વિઠોબા, નરસિંહ અને વામનની મુર્તિઓ છે. શ્રાવણમાં દર સોમવારે શિવનો વરઘોડો નીકળી ગંગા ઉપર સ્નાન કરાવવા લઇ આવે છે. વૈકુંઠ ચતુર્દશીએ અર્ધનારીનટેશ્વરનો પોષાક પહેરાવે છે.

આ પ્રમાણે સુંદરનારાયણના દેવળથી તે મુકતેશ્વર મહાદેવના દેવળ સુધીમાં ઘણાં ખરાં મંદિરો આવી જાય છે તેમજ લગભગ દસેક તિર્થો છે. આ સિવાય નદીના બંને કાંઠે છુટાં છવાયાં મહાદેવનાં જળાધારી સહિત શિવલિંગો, નંદી, ગણપતિ અને હનુમાનની મુર્તિઓ જ્યાં ત્યાં નજરે પડે છે.

## નાસિક–પંચવટીમાંના મઠો.

આ દેવમંદિરો ઉપરાંત–સુંદર નારાયણના મંદિર પાસે ભટજીનો મઠ તથા દત્તમંદિર છે. સરકારવાડા પાસે શેણવીનો મઠ, સોમવાર પેંઠમાં સ્વામીનારાયણનો મઠ, કપાલેશ્વરની પારો અજગરબાવાનો મઠ, કાળારામના મંદિર પાસે શંકરાચાર્યનો મઠ, તેમજ કેશવમહારાજનો મઠ, તળભાંડેશ્વર પાસે કાર્તિકસ્વામીનો મઠ, ભદ્રકાળીનો મઠ, દેવીનો મઠ. સત્યનારાયણનો મઠ, ગંગાના બેટમાં યશવંતરાવ મહારાજ ( દેવ મામલતદાર )

નું મંદિર, પેશવાના ચોગાન પાસે ગંગા ઉપર કપુરથલાના મહારાજા રણુધીરસીંગની છત્રી વિગેરે સ્થાનો છે.

જૈન દેરાસરો—નાસીકમાં જૈનોનાં ત્રણ દેરાસરો અને ધર્મશાળા છે.

## ગોવર્ધનતિર્થ.

નાસીકની પશ્ચિમે ૭ માઇલ ગોદાવરી નદીના કિનારે ગોવર્ધન ગંગાપુર ગામ છે, ત્યાં આગળ ગોદાવરીનદીનું પાણી ચોમાસામાં ૨૦ ફુટ ઉંચા ખડક ઉપરથી નીચે પડે છે, તેને ગંગાપુર ધોધ-અથવા ધબધબા કહે છે. તે પાણી ફીણને લીધે દુધ જેવું દેખાય છે, તેથી તેને દુધસ્થળ કહે છે. ત્યાં આગળ બે ધર્મશાળાઓ તથા મહાદેવનું દેવળ છે. અહિંથી રામસેજ ટેકરીનું શિખર દેખાય છે. હાલમાં તો પાણીનો ધોધ પડતો નથી. પણ ઉપરનું પાણી ઉપર જ રહે છે, અને નીચેની બાજુમાંથી ગુપ્તપણે પાણી વહ્યાં કરે છે. કારણ કે પ્રવાહ તુટી ગયા છતાં નીચેની નદી વહ્યાં કરે છે. ગોવર્ધનતિર્થ અને નાસીક વચ્ચે અગીઆર તિર્થો છે. અહિં ગંગાના ઘાટને ગોવર્ધનતિર્થ કહે છે. આગળ ચાલતાં પિતૃતિર્થ, ગાલવતિર્થ, બ્રહ્મતિર્થ, ઋણમોચનતિર્થ, ક્ષુધાતિર્થ, એ સર્વ તિર્થો આવે છે. ત્યાંથી એકાદ માઇલ ઉપર સોમેશ્વર મહાદેવનું દેવળ આવે છે. મહાદેવના પગથીયાં પાસેના ગંગાના ઘાટને પાપનાશનતિર્થ કહે છે. ત્યાં પછી જોડે વિશ્વામિત્રતીર્થ અને શ્વેતતીર્થ છે. આગળ ચારેક માઇલ ચાલતાં નાસીકથી એકાદ માઈલ દૂર કોટેશ્વર મહાદેવનું દેવળ આવે છે. તે ઘાટને કોટીતિર્થ કહે છે. આગળ અર્ધા માઇલ ઉપર અમિતિર્થ, મલ્હાર ટેકરી પાસે છે.

સીતા સરોવર—નાસીકથી ૪ માઇલ ઉપર છે. અહીં એક બાજુ નદી છે ને બીજી બાજુ ત્રણ ચાર કુંડો છે. ઘણા લોકો અહિં સ્નાન કરવા આવે છે.

ટાકલીના હનુમાન—નાશકથી ૩ માઇલ ઉપર રામદાસ સ્વામીએ સ્થાપેલા આ હનુમાન છે. મૂર્તિ ભીંતમાંથી કોરી કાઢેલી છે, પાસે એક કુવો છે.

ઉપરનાં તિર્થોમાં કોઇ યાત્રાળુ જતા નથી. ભાગ્યેજ કોઇ જતું હશે. તે પછીથી સુંદરનારાયણના મંદિરથી યાત્રાળુઓ દર્શન કરવાનું શરૂ કરે છે.

આ પ્રમાણે યાત્રાળુઓ સાંજે સર્વ દેવનાં દર્શન કરીને મુકામે આવે છે. પુરાણોમાં ગંગામાં અનેક જગ્યાએ સ્નાન કરવાનું મહાત્મ્ય કહ્યું છે. પણ હાલ તો માત્ર સર્વ યાત્રાળુઓ રામકુંડમાંજ સ્નાન કરે છે. રામકુંડની ત્રણે બાજુ ત્રણ ધર્મશાળાઓ છે. જેમાં જાત્રાળુઓ કપડાં મુકે છે અને કેટલાક સાધુઓ રહે છે. તેમજ બ્રાહ્મણો પાઠ વિગેરે કરે છે. આ પ્રમાણે યાત્રાળુઓ સ્હવારમાં રામકુંડમાં સ્નાન કરી પંચવટીમાં કપાલેશ્વર, કાળારામ, સીતાગુફા અને તપોવનમાં કપિલતીર્થ વગેરે સ્થળે જઈ દેવદર્શન કરી

આવી જમી પરવારી સાંજુકા સુંદરનારાયણથી તે મુકતેશ્વરના દેવળ સુધીના મંદીરોમાં દર્શન કરી આવે છે.

## ગોદાવરીગંગા—ગૌતમીગંગાની ઉત્પત્તિ.

**મહાત્મ્ય**—નાસિક ગોદાવરી નદીને કાંઠે છે. અહિં ગોદાવરીને ગૌતમીગંગા કહે છે. આ સંબંધમાં પુરાણમાં એવી કથા છે કે: શંકર પાર્વતીના લગ્ન વખતે પાર્વતીના પગનો અંગુઠો બ્રહ્માના જોવામાં આવતાં તેમને કામ ઉત્પન્ન થયો, તેથી બ્રહ્મા બહુ શરમાયા અને ત્યાંથી ઉઠી ચાલ્યા ગયા. તેથી શંકરે તેમને પાછા બોલાવી અનેક તિર્થોના જળથી ભરેલું કમંડળ આપ્યું તેથી તે પાપમાંથી મુક્ત થયા, કેટલેક વખતે બળીરાજાએ દેવોને જીતી લીધા ત્યારે ભગવાને વામનરૂપે તેમની પાસેથી ત્રણ ડગલાં જમીન માગી, તે તેણે આપવાની હા કહેતાં ભગવાને વૈરાટસ્વરૂપે એક પગલું જમીન ઉપર મુકયું. બીજું જમણું પગલું સ્વર્ગલોકમાં મુકયું. એ વખતે બ્રહ્માએ પોતાની પાસેના કમંડળમાંના પવિત્ર જળથી ભગવાનના ચરણ ધોયા અને પાણી શંકરે પોતાના માથા ઉપર ધારણ કર્યું તેજ આ ગોદાવરી ગંગા છે. પછી ત્રીજુ પગલું ભગવાને બળીના માથે મુકી તેને પાતાળમાં ચાંપી દેઈ સ્વર્ગ, પૃથ્વી અને પાતાળનું રાજ્ય પાછું લીધું.

આ પ્રમાણે શિવના મસ્તક ઉપર જટામાં ગંગાજી ગુપ્ત રીતે રહેવા લાગ્યાં. પાર્વતીજીને ઇર્ષ્યા થઇ તેથી તેમણે તેમને પૃથ્વી ઉપર મોકલવા માટે ઇલાજ કર્યો. આ વખતે દક્ષિણમાં વરસાદ ન હોવાથી દુકાળ પડયો હતો, પણ ગૌતમઋષિના આશ્રમમાં સારી સ્થિતિ હતી. તેથી સર્વ લોકો ત્યાં રહેતાં. ગૌતમઋષિ સ્હવારે ડાંગર રોપીને બપોરે તેનો પાક ઉતારી લેઇ ચોખા બનાવી સર્વને આપતા. આ વખતે પાર્વતિજીએ પોતાની દાસી જયાને ગાયનું રૂપ લઇ ગૌતમઋષિના ડાંગેરના ખેતરમાં મોકલી. તેને ડાંગર ખાતાં જોઇ ઋષિએ દર્ભ ફેંકયો તેથી ગાય મરણ પામી તેથી બ્રાહ્મણોએ ગૌતમને બ્રહ્મહત્યાનું પાપ લાગ્યું છે માટે તેમને નાત બહાર મુકવાનો વિચાર કર્યો. તે વખતે તેમાંના બીજા ઋષિએ કહ્યું કે: શંકરના મસ્તક ઉપરની જટામાં જે ગોદાવરી ગંગા છે તે જો પૃથ્વી ઉપર લાવો તો તમારૂં ગૌહત્યાનું પાપ જાય. આ સાંભળી ગૌતમે શંકરનું તપ કરી શંકરને પ્રસન્ન કરી શંકરની જટામાંથી ગંગાની માગણી કરી, અને શંકરે તેમના ઉપર પ્રસન્ન થઇ ગંગા તેમને આપી. તે ગંગાનું જળ મરેલી ગાયને છાંટવાથી તે જીવતી થઇ અને ગૌતમની ગૌહત્યા છુટી ગઇ, અને તે જળબિંદુમાંથી ગંગા વહેવા લાગ્યાં.

ગંગા શંકરની જટામાંથી બ્રહ્માદ્રી શીખરપર પ્રકટ થઈ અને નાસિકમાં આવી. ગૌતમે તપ કરી ગંગાજીને આણ્યાં તેથી ગૌતમીગંગા કહેવાય છે. અહીંની ગંગા ગૌતમીગંગા અને કાશી પાસે જે ગંગા છે

તેને જાન્હવીગંગા કહે છે. આ ગંગાને બ્રહ્માના હાથે પુંજાયલી, વિષ્ણુના પગને સ્પર્શ કરેલી ને શંકરના મસ્તકમાં ધારણ કરેલી હોવાથી વૃદ્ધગંગા કહે છે. તે કૃતયુગમાં બે લાખ વર્ષ ગયા પછી કુર્માવતારમાં સિંહના બ્રહસ્પતિ થયા ત્યારે મહાસુદ ૧૦ ના રોજ બપોરે પ્રકટ થયાં હતાં.

રામકુંડમા રામચન્દ્રજીએ સ્નાન કર્યું હતું. સિંહસ્થના વર્ષમાં સર્વ તિર્થો, નદીઓ, સમુદ્રો, સર્વ દેવો, ઇંદ્ર, રૂદ્રાદિ સાથે ગોદાવરીમાં સિંહસ્થમાં સિંહના ગુરુ હોય છે ત્યાં સુધી વાસ કરે છે, એમ શાસ્ત્રો કહે છે. નાસીકમાં શ્રી રામદાસસ્વામીએ ગાયત્રી પુરશ્વરણ કર્યું હતું.

પદ્મપુરાણમાં કહ્યું છે કેઃ બ્રહ્માએ એક ત્રાજવામાં સર્વ તિર્થો મૂકયાં અને બીજામાં ત્રંબકક્ષેત્રનું મહાત્મ્ય મૂકયું તો ત્રંબકનું મહાત્મ્ય વધ્યું હતું. કુર્મપુરાણમાં કહ્યું છે કેઃ ગોદાવરી નદી સર્વ પાપનો નાશ કરનાર છે તેમાં સ્નાન અને દેવ, પિતૃ તર્પણ કરવાથી સંપૂર્ણ પાપો નાશ પામે છે, અને સહસ્ત્ર ગૌદાનનું ફળ મળે છે.

મહાભારત—વન પર્વ ૮૩ મા અધ્યાયમાં કહ્યું છે કેઃ પંચવટી તિર્થમાં જવાથી ઘણું પુણ્ય થાય છે અને સ્વર્ગ મળે છે. ત્યાં સાક્ષાત્ વૃષવાહન શિવ નિવાસ કરે છે. તેમની પૂજા કરવાથી મનુષ્ય સિદ્ધ થાય છે. ગોદાવરી નદીમાં સ્નાન કરવાથી ગોમેધ યજ્ઞનું ફળ મળે છે. અને ત્યાં વેણુ નદીના સંગમમાં સ્નાન કરવાથી અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે.

વાલ્મિકી રામાયણમાં—કહ્યું છે કેઃ રામચન્દ્રજી વનમાં નિકળ્યા ત્યારે તેમણે ગોદાવરી નદી પાસે પંચવટીમાં આશ્રમ બાંધી રહેવા માંડ્યું. ત્યાં રાવણની બેન સુર્પનખા રાક્ષસિણી રામચન્દ્રજીને પરણવા આવી. દંડકારણ્ય—આ સ્થળનું નામ તે વખતે દન્ડકારણ્ય કહેવાતું હતું. કારણ કે પૂર્વે ભાર્ગવઋષિનો ત્યાં આશ્રમ હતો તે વખતે સૂર્યવંશી મનુના પુત્ર ઇક્ષ્વાકુનો પુત્ર દંડકરાજા ઋષિની ગેરહાજરીમાં ત્યાં ચારી ચઢયો. ત્યાં એક અરજા નામની સુસ્વરૂપ કન્યા હતી તેને જોઈ દંડક રાજા કામમોહિત થઇ ગયો. અરજા તેને તાબે ન થવાથી તેણે તેની ઉપર બળાત્કાર કર્યો, અને પછી તે જતો રહ્યો. પછી ત્યાં ભાર્ગવઋષિએ આવી સર્વ હકીકત જાણી, તેથી દંડક રાજાને તેમણે શ્રાપ આપ્યો કે તારા રાજ્ય સહિત તું સાત દિવસમાં બળી ભષ્મ થઇ જઇશ. ત્યારથી વિંધ્ય અને શૈવલ પર્વતની વચ્ચેના પ્રદેશનું નામ દંડકારણ્ય પાડ્યું.

સુર્પનખાએ રામચન્દ્રજીને પરણવાનું કહ્યું પણ તેમણે ના કહી તેથી તે લક્ષ્મણ પાસે ગઈ, લક્ષ્મણે પણ ના કહ્યું તેથી તે સીતાને ભક્ષણ કરવા તૈયાર થઈ. તે જોઇ રામચન્દ્રજીની આજ્ઞાથી લક્ષ્મણે તેનાં નાક અને કાન આ સ્થળે કાપી લીધાં હતાં, આ સ્થળને હાલ તપોવન કહે છે, સુર્પનખાની વાત જાણી ખર તથા ત્રિશિરા રાક્ષસો ચૌદ હજાર રાક્ષસોને લઇ

રામચન્દ્રજીને મારવા આવ્યા તેમને પણ શ્રી રામચન્દ્રજીએ મારી નાંખ્યા. આ વાત રાવણે જાણી તેણે મારીચની સહાય માગી અને સીતાનું હરણ કરવા મારીચને સોનાનો મૃગ બનાવી તે દંડકારણ્યમાં આવ્યો, મૃગને જોઈ સીતાજી લોભાયાં, તેથી રામચન્દ્રજી તેનો શિકાર કરવા તેની પાછળ પડ્યા અને લક્ષ્મણ સીતાને સાચવવા પંચવટીમાં રહ્યા. આગળ જતાં રામના બાણથી મૃગ મરાયો પણ તેણે રામના જેવો અવાજ કાઢી બૂમ પાડી કે 'હે લક્ષ્મણ, દોડો મને બચાવો.' આ સાંભળી સીતાએ લક્ષ્મણને પોતાના પતિ રામને સહાય કરવા માટે મોકલ્યા.

લક્ષ્મણ જતાં સીતા એકલાં પડ્યાં તે વખતે રાવણ સન્યાસીનું રૂપ લઈ ત્યાં આવ્યો અને સીતાને પકડી રથમાં બેસાડી હરણ કરી ગયો. રામ લક્ષ્મણે પાછા આવી જોતાં સીતા ન જોયાં તેથી આખા વનને શોધી વળ્યા.

આ સ્થાનમાં લક્ષ્મણે સુર્પનખાની નાસિકા કાપી લીધી તેથી આ સ્થાનનું નામ નાસીક પડયું એમ કહેવાય છે.

રામ, સીતા અને લક્ષ્મણ વનવાસ વખતે પંચવટીમાં રહ્યાં હતાં, ગોદાવરીમાં સ્નાન કરતાં હતાં તેથી આ સ્થળનું મહાત્મ વિશેષ છે. વળી ઘણાં મંદિરોમાં રામ, લક્ષ્મણ અને સીતાની મૂર્તિઓ છે. હનુમાનની મુર્તિ પણ દરેક મંદિરમાં જણાય છે.

યાત્રાળુઓ નાસિક, પંચવટી અને તપોવનમાં દર્શન કરી આવ્યા પછી બીજે દિવસે પાંડવગુફા જોવા જાય છે.

**પાંડવગુફા**—નાસિકથી પાંડવગુફા જવા માટે સડક છે, ત્યાં જવા ભાડાના ટાંગા અને મોટરો ભાડે મળી શકે છે, ટાંગાનું ભાડું ૨ થી ૩ રૂપિઆ સુધી લે છે. નાસિકથી પાંચ માઇલ ઉપર અંજનનેરી ડુંગરની ત્રણ ટેકરીઓ છે, તેમાંની સર્વથી મોટી ટેકરી ઉપર આ ગુફાઓની હાર આવેલી છે. આ ટેકરીનું મુળ નામ ત્રિરશ્મી હતું. કેટલાક આ ગુફાને બુધની ગુફા કહે છે અને પાંડવોનાં પુતળાંને ગૌત્તમ, બુદ્ધ, બોધી સત્વ, વજ્રપાણી લોકેશ્વર, પદ્મપાણી લોકેશ્વર અને બુદ્ધ, તારા દેવીની મુર્તિઓ છે એમ કહે છે. આ ગુફાને અંગ્રેજો લેનાકેવ્જ અથવા લેનની ગુફા કહે છે.

આ ટેકરી પાસે આવ્યા પછી ઉપર જવા માટેનો ત્રણસો ફુટ ઉંચો પગડંડીઓ રસ્તો છે. રસ્તો સારો છે. ઉપર ચઢયા પછી પૂર્વથી પશ્ચિમ તરફ ગુફાઓ ઉત્તર મુખે આવેલી છે, તેની જોડે પહોળો સપાટ રસ્તો છે. શ્રાવણ માસમાં ત્રીજે સોમવારે અહીં જાત્રા ભરાય છે. તે ગુફાઓમાં કેટલીક જગ્યાએ શીલાલેખ છે. તે ઉપરથી ઇસ્વીસનની પાંચમી કે છઠી સદીની શરૂઆતમાં આ ગુફાઓ બંધાવેલી હશે એમ જણાય છે. કુલ ગુફા ૨૪ છે. પહેલી ગુફા પશ્ચિમ તરફથી શરૂ થાય છે ત્યાંથી તે પૂર્વ તરફ સુધીમાં ચોવીસે ગુફાઓ છે, તે પહાડમાંથી પથ્થર કોતરી કાઢીને બનાવેલી છે.

ગુફા—૧—આ ગુફાની પાછલી ભીંતમાં અર્ધી મુર્તિ છે. બહારના થાંભલા ઉપર કોતરેલી નકશી ને કઠેરા છે.

ગુફા—૨—આ ગુફા પહેલી ગુફાની પૂર્વે છે. તેમાં પાછલી ભીંતમાં કમળપર પગ મૂકી સિંહાસન ઉપર બેઠેલી મુર્તિને ધર્મચક્રની બુદ્ધની મુર્તિ કહે છે. તેની જમણી બાજુએ બોધીસત્વ અને પદ્મપાણી લોકેશ્વરની મુર્તિ છે. ડાબી બાજુ બોધીસત્વ અને વજ્રપાણી લોકેશ્વરની મુર્તિઓ છે. તેની પાસે ભીંતમાં બે પૂતળાં છે અને જમીન ઉપર મહાદેવનું લીંગ અને નંદી કોતરેલાં છે તેને રામેશ્વર કહે છે તથા ઉડતો હનુમાન કોતરેલો જણાય છે.

ડાબી તરફ વચમાં કમળ ઉપર પગ મુકી સિંહાસન ઉપર પાંચેક ફુટ ઉંચાઇની બુદ્ધની મુર્તિ છે તેની બંને બાજુ લોકેશ્વરની મુર્તિ છે. તેમ વચમાં પણ બુદ્ધની અને લોકેશ્વરની મુર્તિઓ છે, જમણી બાજુની ભીંતના નાકે એક પલાંઠી વાળેલી બુદ્ધની મુર્તિ છે. આ ગુફાની ડાબી બાજુએ પાણીનો નાનો કુંડ છે. આ મુર્તિઓને અહિંના લોકો સૂર્યદેવ, અગ્નિદેવ એવાં નામ આપે છે.

ગુફા—૩—કુંડની સાથે ૨ જી ગુફાની જોડમાં આ મોટી ગુફા છે તે ઘણી સારી ગુફા ગણાય છે. તે ઇ. સન પૂર્વે ૧૫ વર્ષ ઉપર ગૌતમી છોકરાની માએ કરાવેલી છે. ગુફાના ૩ ભાગ છે વચમાં એક મોટું દીવાનખાનું છે, અઢાર કોટડીઓ છે અને બહાર ઓસરી છે. દીવાનખાનાની પાછલી ભીંતમાં ૬, જમણી ભીંતમાં ૭ અને ડાબી ભીંતમાં ૫ એમ ૧૮ કોટડીઓ છે. પાછળ ત્રીજીને ચોથી કોટડીની વચમાં ૩। ફુટની સ્ત્રીની મુર્તિ છે. તેની ડાબી તરફ સિંહ ને જમણી તરફ ચક્ર છે, આને દેવીની મુર્તિ કહે છે. મુખ્ય દરવાજો દસેક ફુટ ઉંચો છે તેના દરવાજા પર ઓગણીસ ગોખ છે. તે ગોખમાં પણ સંન્યાસીની મુર્તિઓ છે. ૩ જા ગોખમાં પીપળાનું ઝાડ છે. દરવાજાની ડાબી બાજુ ૭ ગોખ છે તેમાં નીચે પહેલા ગોખમાં ઠીંગણા પુરુષની આકૃતિ છે. બીજા ને ત્રીજામાં સ્ત્રી પુરુષની ને ચોથામાં મુર્તિ છે. જમણી બાજુ છ ગોખ છે તેમાં પણ માણસની અને સ્ત્રી પુરુષની મુર્તિઓ છે. દરવાજાની બંને બાજુ પુરુષોની મુર્તિઓ છે. તે ચોપદારના જેવી લાગે છે. આ ગુફાને ઇન્દ્રસભા કહે છે. બહાર ઓસરીની બંને બાજુએ બે ચોરસ થાંભલા છે. પશ્ચિમથી પૂર્વ તરફ જતાં થાંભલા ઉપર હાથી, સિંહ, મહાવત, સ્ત્રી, બકરાં વિગેરે કોતરેલાં જણાય છે. જમણી બાજુના ચોગાનમાં ઓગણીસ ગોખ છે. તેમાં જનાવરો કોતરેલાં છે. આ ગુફાનાં ચિત્રોને પાંડવકૌરવની સભા કહે છે.

ત્યાર પછી ૪,૫,૬,૭,૮ અને ૯ મી ગુફા અનુક્રમે આવે છે તેમાં કાંઈ ખાસ જોવાનું નથી.

૧૦ મી ગુફા—૯ મી ગુફાની જોડે આ ગુફા આવે છે. તેમાં ૭ મી ગુફાના જેવાં ચિત્રો છે. તેમાં વચ્ચે દીવાનખાનું, સોળ કોટડીઓ અને એક ઓસરી છે. તેમાં ત્રીજી ને ચોથી કોટડીની વચ્ચે એક મૂર્તિ છે. તેને ભૈરવી મૂર્તિ કહે છે, તેની બાજુએ સ્ત્રીનાં ચિત્રો છે. તેના જમણા હાથમાં ગદા ને ગળે માળા છે. ઓસરીના થાંભલા ઉપર જનાવરોનાં ચિત્રો છે. જમણી બાજુએ પણ ભૈરવની મૂર્તિ છે તેના ઉપર નાગની ફેણ છે.

૧૧ મી ગુફા—૧૦ મી ગુફાની જોડેજ જરા ઉંચે આ ગુફા છે, તેમાં ઓસરી, દીવાનખાનું અને કોટડી છે. તેમાં એક મૂર્તિ છે તે ઋષભદેવની હશે. જમણી બાજુની ભીંતમાં અંબીકાની મૂર્તિ છે. તેની બાજુએ ગંધર્વ વીર મણીભદ્રની મૂર્તિ છે. અંબિકાની મૂર્તિ સિંહ ઉપર બેઠેલી ને આંબાના ઝાડ નીચે છે,

૧૨, ૧૩ અને ૧૪ મી ગુફા પણ ઉપરની ગુફા સાથે જ અનુક્રમે આવે છે. ૧૪ મી ગુફા પાસે એક કુંડ છે. ગુફામાં એક મૂર્તિ છે તે સીતળાદેવીની છે એમ કહે છે પછી ખુલ્લી જગ્યા આવે છે.

૧૫ મી ગુફા—જોડેજ આ ગુફા છે તેમાં બુદ્ધ, બોધીસત્વ અને નાગરાજની મૂર્તિઓ છે. પાછલી ભીંતે કમળપર પગ મુકેલી બુદ્ધની મુર્તિછે.

૧૬ મી ગુફા—૧૫ મી ગુફાની ઉપર લોખંડના દાદરે ચઢીને આ ગુફામાં જવાય છે. ત્યાં પાછલી ભીંતમાં બુદ્ધની મુર્તિ છે. બંને બાજુએ બોધીસત્વ છે.

૧૭ મી ગુફા—આગળ જતાં આ ગુફા આવે છે તેમાં પાછળ એક ઓટલા ઉપર શંકરની પીંડી કોતરીને લિંગ બેસાડેલું છે. જમણી તરફ એક કમાન છે તેમાં બુદ્ધની મુર્તિ છે.

૧૮ મી ગુફા—ઉપરની ગુફા પાસે ૭ ફુટ નીચે આ ગુફા છે. ગુફાના દરવાજાપર બુદ્ધના ઘોડાની નાળની કમાન છે. તેના ઉપર બળદ, વાઘ, હાથી વિગેરેનાં ચિત્રો છે. દરવાજે ડાબી બાજુએ યક્ષ છે તેની સામે દાદરો છે તે ઉપર થઇ નંબર ૨૦ ની ગુફામાં જવાય છે. થાંભલા ઉપર પણ ચિત્રો કોતરેલાં છે.

૧૯ મી ગુફા—૨૦ મી ગુફાની નીચે આ ગુફા છે. તેમાં ઓસરી, દીવાનખાનું અને ૬ કોટડીઓ છે. તેમાં સન્યાસીઓ રહેતા હશે એમ લાગે છે.

૨૦ મી ગુફા—૧૮ મી ગુફાની ડાબી બાજુએ આ ગુફા છે. તેમાં મુખ્ય દીવાનખાનું ને ૬ કોટડીઓ છે. તે પણ સન્યાસીઓના ઉપયોગ સારૂ હશે એમ જણાય છે. તેમાં બે ભાગ છે. તેમાં અંદરના ભાગમાં બુદ્ધનું પુતળું છે. તેની આજુબાજુ સિંહ, બતકો, મગરો વીગેરેનાં ચિત્રો છે. દીવાનખાનાની ભીંતમાં આઠ કોટડીઓ છે. શ્રાવણ મહિનામાં ત્રીજા સોમવારે અહીં જાત્રા ભરાય છે,

૨૧ મી ગુફા—ઉપરની ગુફાની પાસે જ આ ગુફા છે. તેની ડાબી બાજુએ એક ઉંડા પાણીનો કુંડ છે. તેને સીતાકુંડ કહે છે. તે પાણી પીવામાં સારૂં છે એમ કહે છે. તેની જોડેજ ૨૨ મી ગુફા છે.

૨૩ મી ગુફા પાંડવોની ગુફા—ઉપરની ગુફા જોડે આ ગુફા છે. વચમાં દીવાનખાનું છે. અંદર એક કોટડી છે તેમાં એક સિંહાસન ઉપર બેઠેલી સાડાસાત ફુટ ઉંચાઈની મુર્તિ છે, તે પણ બુદ્ધની મુર્તિ હશે એમ કહે છે છતાં હાલ તે મુર્તિને ધર્મ રાજાની મુર્તિ કહે છે. તેની બંને બાજુએ બે વિદ્યાધરીની મુર્તિઓ છે, તેને હાલ સહદેવ અને નીકુળની મુર્તિઓ કહે છે. દરવાજાની બંને બાજુએ બે ઉભેલી મુર્તિઓ છે. તેને ભીમ અને અર્જુનની મુર્તિ કહે છે. જોડે સ્ત્રીની મુર્તિઓ છે તેને કુન્તા દેવી અને દ્રૌપદી કહે છે. અને એક મુર્તિ નાની પુરૂષની છે તેને કૃષ્ણની મુર્તિ કહે છે. આને પાંડવગુફા કહે છે. તેની જોડે જ ૨૪ નંબરની ગુફા આવે છે પણ તેમાં કાંઇ જોવા લાયક નથી. થોડાં કોતરેલાં ચિત્રોછે.

## ચાંભેરી ગુફા અથવા ગજપંથી ટેકરી.

નાસીકની ઉત્તરે પાંચ માઈલ ઉપર આ ટેકરી છે તેમાં પણ પાંડવગુફા જેવી જ કેટલીક ગુફાઓ છે. તેમાં જૈનોની ગુફાઓ છે. રસ્તામાં મ્હાસરૂળ ગામ આવે છે તેમાં પારસનાથનું દેવળ ને ધર્મશાળા છે. ચઢવા માટે ૩૩૦ પગથીયાં છે ત્યાં પાણીનો કુંડ છે. ત્યાંની મોટી ગુફામાં આદિનાથની મુર્તિ છે. તથા તિર્થંકરોની મુર્તિઓ છે. ત્યાં વાઘપર બેઠેલી અંબીકાની મૂર્તિ છે. અહિં જૈનો યાત્રા માટે જાય છે. અહિં જૈનો સિવાય બીજા યાત્રાળુઓ જતા નથી.

બીજે દિવસે પાંડવગુફા જોઈ આવી યાત્રાળુઓ નાસીક આવી જમી પરવારી સાંજના રામકુંડમાં સ્નાન કરી દેવદર્શન કરી પછી શહેરમાં ફરવા નીકળે છે. નાસીક એ જીલ્લાનું સ્થળ છે. કોર્ટો અને કચેરીઓ શહેરની પશ્ચિમે છે. તે સિવાય પબ્લિકવર્કસખાતું, ફોરેસ્ટખાતું અને પોલીસ ટ્રેનીંગ સ્કુલ શહેરથી એકાદ માઈલ દુર છે. પુલ ઉપરનો સરકારવાડો, સીવીલ હસ્પીતાલ, પંચવટીનું દવાખાનું. ઢોરોનું દવાખાનું, મીશનનું દવાખાનું, પોસ્ટ ઓફીસ, ઇંગ્લીશ હાઇસ્કુલ, નાસીકની પશ્ચિમે ગંગાપુર જતાં આવતું વોટરવર્કસ, મ્યુનીસીપાલીટી, વિગેરે જોવા લાયક છે. ત્યાં લાયબ્રેરી તથા સંસ્કૃત પાઠશાળાઓ છે. અહિં સાધુ સંતો માટે અન્નક્ષેત્રો પણ ઘણાં છે.

શહેરમાં ટ્રામના રસ્તા ઉપર રેલ્વેકંપનીની ટીકીટ ઓફીસ છે. ત્યાંથી ટીકીટો મળી શકે છે અહિં ૮૦ તોલા એટલે ૨ શેરનો—એક શેર ગણાય છે. પાકા સવા બશેર તે એક પાસ્સી ( માપ ) ગણાય છે.

અનાજ વિગેરે માપ ભરીને આપે છે એટલે ૧૨૦ તોલાનો ૧ શેર અને ચાર શેર એટલે એક પાલી થાય છે. અહિં તાંબા પીતળનાં વાસણો સારાં બને છે. અહિં ગંગા જમનાના—તાંબા પીતળના લોટા સારા મળે છે. તેનો ૧ શેરનો ભાવ ૨।। રૂપિઆ કહે છે, તે ૮૦ રૂપિઆભારનો ૧ શેર સમજવું.

## મહોત્સવો.

અહિં ચૈત્ર સુદ ૧ થી રામનવમીનો ઉત્સવ દરેક રામમંદિરમાં થાય છે. રામનવમીના રોજ કાળારામની મોટી જાત્રા ભરાય છે. અને ૧૧ ના રોજ રથનો ઉત્સવ થાય છે. અખાત્રીજ વૈશાખ સુદ ૩ ના રોજ ગંગા કિનારે બ્રાહ્મણ સિવાયના હજારો સ્ત્રીઓ રાસ રમે છે. જેઠમાં ગંગા મંદિરમાં દશહરા ઉત્સવ થાય છે. અશાડમાં વીઠોબાના મંદિરમાં ઉત્સવ થાય છે. શ્રાવણમાં કૃષ્ણમંદિરોમાં જન્માષ્ટમીનો ઉત્સવ થાય છે. દર સોમવારે કપાલેશ્વર તથા તળભાંડેશ્વરનો વરઘોડો ગંગા ઉપર આવે છે અને ત્યાં સ્નાન પુજા થાય છે.

શ્રાવણના બીજા સોમવારે ગંગાપુરમાં સોમેશ્વરની ને ત્રીજા સોમવારે પાંડવગુફાની જાત્રા ભરાય છે. આસોમાં નવરાત્રીમાં ભદ્રકાળી, બાલાજીનો અને કાલકાદેવીનો ઉત્સવ થાય છે. કાર્તકમાં વૈકુંઠ ચતુદર્શીના રોજ સુંદરનારાયણનો ઉત્સવ થઇ બ્રહ્મભોજન થાય છે. ત્રિપુરારી પુનમે તળભાંડેશ્વર, કપીલેશ્વર અને શિવમંદિરોમાં ઉત્સવ થાય છે. માગશર—ચંપાછઠના રોજ ગંગાના કાંઠે ખંડોબાની જાત્રા ભરાય છે. પોસમાં મકરસંક્રાંતિના રોજ સ્ત્રીઓ તલ, અને ગોળ લઇ કાળારામના મંદિરમાં સીતાને આપવા સારૂ જાય છે. મહા મહિનામાં મહાશિવરાત્રીના રોજ હજારો લોકો અહિં સ્નાન કરી ઉત્સવ ઉજવે છે. તેમજ ગ્રહણો, પર્વો, અધિક માસ અને સિંહસ્થના વર્ષમાં યાત્રાળુઓ ભરાય છે.

નાસીકની આ પ્રમાણે બે દિવસમાં યાત્રા પુરી કરી ત્રીજે દીવસે યાત્રાળુ ત્ર્યંબક જાય છે.

---

# પ્રકરણ ૬૦ મું.

# ત્ર્યંબકની યાત્રા.

---

નાસીકથી ત્ર્યંબક જવા માટે કેટલાક લોકો રાત્રે બળદ ગાડીઓ ભાડે કરે છે. બળદ ગાડીના ખટારામાં ૬ માણસો બેસાડે છે. તે રાત્રે નીકળે છે તે સવારે ત્ર્યંબક પહોંચાડે છે. નાસિકથી ત્ર્યંબક ૧૮ માઇલ છે.

નાસિકના અગ્નિ ખૂણામાં તે આવેલું છે, ત્યાં જવા માટે પાકી સડક છે. ત્યાં જવા માટે મોટરો ભાડે મળી શકે છે. મોટર રહવારમાં આઠ વાગે નીકળે છે તે ૯ાા વાગે ત્ર્યંબક પહોંચાડે છે. મોટરવાળા માણુસ દીઠ જવા આવવાના ત્રણથી ચાર રૂપિઆ લે છે. યાત્રાળુ મોટરમાં સવારે જઇ યાત્રા કરી સાંજે પાંચ વાગે મોટરમાં બેસે છે. તે ૬–૬ાા વાગે પાછા નાસીકમાં આવી જાય છે.

સડકની બંને બાજુ સારાં ઝાડો છે. ચૌદેક માઇલ ઉપર અંજનનેરી પવત દેખાય છે. સોળ માઇલ પાસે બાણુગંગા નદી વહે છે. ત્યાં આગળ જતાં જમણી બાજુએ પ્રયાગતીર્થ છે, અને ડાબી બાજુએ ગોસાંઇનો અખાડો છે. ત્ર્યંબક આવતાં મ્યુનીસિપાલીટીનું નાકું આવે છે, ત્યાં માણુસ દીઠ ૦–૪–૦ મ્યુનીસિપાલીટી કર લઇ પછી ગામમાં પેસવા દે છે. અહિં આગળ ત્ર્યંબકના ગોર લોકો ચોપડા લઇ ઉભેલા હોય છે તે યાત્રાળુને નામ, ગામ, પૂર્વજોનું નામ પૂછી પોતાના જજમાન નીકળે તેમને પોતાને ત્યાં લઇ જાય છે. અહિંથી ત્ર્યંબકેશ્વરના દેવળનો ઘુમટ તથા સોનાનું શિખર જણાય છે.

અહિં ૫૦૦ વર્ષ પહેલાં જંગલ હતું. તેથી પહેલાં યાત્રાળુઓ અંજનનેરી ઉતરી સાથે માણુસ લઇ અહિં યાત્રા કરવા આવતા એમ કહેવાય છે. આ ગામ ડુંગરની તળેટી પાસે જ છે. અહિં વધારે વસ્તી બ્રાહ્મણોની છે.

અહિં ત્ર્યંબકેશ્વર નામના મહાદેવ છે. બાર જ્યોતિર્લિંગમાંનો એક જ્યોતિર્લિંગ ત્ર્યંબકેશ્વર છે. તેમને ત્ર્યંબક એટલે ત્રિનેત્ર કહે છે. કારણ કે જળાધારીમાં ત્રણ લિંગો છે.

બ્રહ્માગીરી—અહીં બ્રહ્માગીરી પર્વત છે, તે સંબંધમાં એવું કહેવાય છે કે; બ્રહ્માને એમ લાગ્યું કે શિવનો મહિમા હુંજ જાણું છું, તેથી વિષ્ણુ અને બ્રહ્મા વચ્ચે વાદ થયો તેમાં એમ ઠર્યું કે: બ્રહ્માએ શીવના મસ્તકનો શોધ કરવો અને વિષ્ણુએ શીવના પગનો શોધ કરવો. ઘણા વર્ષ થયા પણ તેઓને પત્તો ન લાગ્યો, ત્યારે બ્રહ્માએ આવી જુઠું કહ્યું કે: મ્હેં શીવના મસ્તક પર ગાયના દુધનો અભિષેક કરી કેવડાનું ફુલ ચઢાવી પુંજા કરી. આવી જુઠી વાત જાણી શંકરે તેમને શ્રાપ આપ્યો કે તું ભુલોકમાં અપુજ્ય થઇશ. ત્યારે બ્રહ્માએ સામો શ્રાપ આપ્યો કે તું ભુલોકમાં પર્વત થઇ રહીશ. તે શ્રાપ પ્રમાણે શંકર ભુલોકમાં પર્વત થઇ અહિં પડયા, તે પર્વતને ત્ર્યંબકગીરી કહે છે. પછી બ્રહ્મદેવે ત્યાં આવી શંકરનું આરાધન કર્યું તેથી શંકરે કહ્યું કે: " હું તમારૂં નામ ધારણ કરી અહિં અભેદભાવે રહીશ. આથી આ પર્વતને હાલ ત્ર્યંબકગીરી ન કહેતાં બ્રહ્માગીરી

કહે છે. તેને પાંચ શિખરો છે. તેનાં નામ સદ્યોજાત, વામદેવ, અઘોર, તત્પુરુષ અને ઇશાન બ્રહ્મગીરી છે. ત્રંબકમાં બ્રહ્મગીરીમાંથી ગંગાજી નીકળે છે, તેને ગંગાદ્વાર કહે છે. ત્યાંથી ગંગાજી ગુપ્તપણે કુશાવર્તમાં આવે છે તેમાં સ્નાન કરી યાત્રાળુ ત્રંબકેશ્વરનાં દર્શન કરે છે.

કુશાવર્ત—આ કુંડ ગામની વચમાં છે. આ સ્થળે ગંગાજીને ગૌતમઋષિએ કુશ–દર્ભથી આવાહન કરી તેથી તેનું નામ કુશાવર્ત પડ્યું છે. આ કુંડ સને ૧૭૬૮ માં ચાંર ખૂણે બંધાગ્યો તેમાં સાત લાખ રૂપીઆ ખર્ચ થયો એમ કહે છે. આ કુંડની ચારે બાજુ પગથીયાં બંધાવેલાં છે, તેની ચારે બાજુએ દેવળો છે, તથા ત્રણે બાજુ ઉપર ધર્મશાળા જેવું બંધાવેલું છે. અહિં આવનાર યાત્રાળુ આ કુંડમાં સ્નાન, દાન તથા શ્રાદ્ધ કરે છે. આ કુંડને ઘણુંજ પવિત્ર તિર્થ માનવામાં આવે છે. કુશાવર્તમાં હાલ તો માત્ર ઢીંચણુ જેટલુંજ પાણી છે. તે ત્રણુ ચાર દિવસે ઉલેચાવી નાંખે છે, એટલે અંદરથી બીજું તાજું જળ આવે છે. તેમાં માત્ર સ્નાન કરવામાં આવે છે. ગોદાવરી નદીનું પાણી બ્રહ્મગીરીના શિખરમાંથી આ કુંડમાં ભીતરથી આવે છે. અને ત્યાંથી ગંગાજી પૃથ્વીમાં ગુપ્ત રીતે વહે છે, તે ત્યાંથી ૬ માઇલ ઉપર ચક્રતીર્થના કુવામાંથી પ્રકટ થાય છે. પ્રથમ શ્રીફળની ભેટ ચઢાવી ગોર સ્નાનનો સંકલ્પ કરાવે છે પછી યાત્રાળુ તેમાં સ્નાન કરે છે. આ કુંડમાં કપડાં ધોવાની મનાઇ છે.

કનખલ તિર્થ—કુશાવર્તની પૂર્વે આ કુંડ છે. તેમાં બ્રાહ્મણો શ્રાદ્ધ કરાવી પીંડ નાંખે છે અને અન્ય જાતીના લોકો શ્રાદ્ધ કરાવે છે તે કુશાવર્તની દક્ષિણે આવેલા કંચનતીર્થમાં પિંડ નાંખે છે.

યાત્રાળુઓ કુશાવર્તમાં સ્નાન, દાન અને શ્રાદ્ધ કરી પછી ગંગાદ્વાર ઉપર જાય છે.

ગંગાદ્વાર—ત્ર્યંબક ગામની પાસે જ કુશાવર્ત કુંડથી થોડે દૂર બ્રહ્મગીરી પર્વત છે. તે પર્વતના ઉપરના તળેટીમાં ગંગાદ્વારનું સ્થાન છે. ઉપર ચઢવા માટે ડોળીઓ ૧॥ થી ૨ રૂપીઆ સુધીમાં ભાડે મળી શકે છે. ઉપર જવા માટે પર્વતનો ચઢાવ ચઢવો પડે છે. આ સ્થાનથી ગંગાજી ઉત્પન્ન થયાં હોવાથી તેને ગંગાદ્વાર કહે છે. ઉપર ચઢવા માટે લગભગ સાડાસાતસો પગથીયાં મુંબાઇના ભાટીયા શેઠ હંસરાજે ચાલીસ હજાર રૂપીઆ ખર્ચીને બંધાવેલાં છે.

રામલક્ષ્મણ કુંડ—ગંગાદ્વાર જવા માટે અર્ધા લગભગ ૩૫૭ પગથીયાં ચઢી ગયા પછી જમણી બાજુએ રામલક્ષ્મણ કુંડ અને રામનું મંદિર આવે છે.

રામકુંડની સામે ઉમ્બરડાના ઝાડની નીચેથી ગંગાનો પ્રવાહ વહેતો આવી રામકુંડમાં મળે છે. અહીં હાલ પાણી નથી. અહીં થોડો વખત યાત્રાળુ થાક

આઇને વળી ઉપર ચડે છે. અહિંથી પગથીયાં ઉમેડુ ચડવાનાં હોય છે. શિખર ઉપર પહોંચી ગયા પછી ત્યાં ગંગાદ્વાર આવે છે. ત્યાં એક નાના સરખા દેવળમાં ગંગાની મુર્તિનું સ્થાપન કરેલું છે. તેની આગળ ગાયનું મુખ બનાવેલું છે. તે ગાયના મુખમાંથી ગંગાનો પ્રવાહ કુંડમાં પડે છે, આ કુંડ પથ્થરનો છે, તે દોઢ હાથ લાંબો, ૧ હાથ પહોળો અને ૧ હાથ ઉંડો છે. આ સ્થાનને ગંગાદ્વાર કહેવામાં આવે છે. ઉપર પહાડમાંથી ગંગાનું ઝરણું વહેતું જણાય છે. હાલ ત્યાં પાણીનો પ્રવાહ વહેતો નથી પણ ગોમુખમાંથી માત્ર પાણીનાં ટીપાંજ ટપકે છે. અહિં યાત્રાળુને ત્યાં બેઠેલો બ્રાહ્મણ યાત્રા પરિપૂર્ણ થયા બાબતનો સંકલ્પ કરાવી આચમન કરાવે છે અને કુંડમાં પૈસા નંખાવે છે.

આ કુંડમાંથી ગંગાજી ભીતર થઇને પર્વતની મધ્યે આવેલા રામકુંડમાં, રામકુંડમાંથી લક્ષ્મણકુંડમાં અને લક્ષ્મણકુન્ડમાંથી ત્રંબક ગામમાં વહે છે. અને તે ધારા કુશાવર્તમાં ગુપ્ત થઇ પછી ત્યાંથી ૬ માઇલ દૂર ચક્રતીર્થના કુવામાંથી પ્રકટ થાય છે.

**ચક્રતીર્થ**નો આ કુવો જંગલમાં આવેલો છે. તેમાંથી હમ્મેશાં ગંગાજી વહ્યાં કરે છે તે ત્યાંથી નાસીકમાં આવે છે.

**વારાહતીર્થ**—ગંગાદ્વારની જમણી બાજુએ બેએક માથોડું ઉંડી એક ગુફા છે. તેને વરાહતીર્થ કહે છે. તેમાં બે દ્વાર છે. એક દ્વારમાંથી પેસી બીજા દ્વારમાંથી બહાર નીકળે છે. ઉતરવાનું ઉંડું છે માટે સાચવીને ઉતરવું પડે છે. અંદર રામલક્ષ્મણની એક બાજુએ મુર્તિયો છે.

**કોલંબીકા દેવી**—ગંગાદ્વારથી ઉત્તરે કોલાંબિકા દેવીની મૂર્ત્તિ છે, અહિં નવરાત્રીમાં ઉત્સવ થાય છે. અહિં ગંગાદ્વાર ઉપર જ ઘણાં માંકડાં રહે છે તેમને ચણા વિગેરે નાંખવામાં આવે છે.

**એકસો આઠ લીંગ**—અહિંથી સામી તરફ જરા ચઢાવનો રસ્તો છે ત્યાં થોડે દુર થોડે ઉંચે એક ગુફા છે તેમાં એકસોઆઠ લીંગ પથ્થરમાં કોતરેલાં છે. ત્યાં દર્શન કર્યા પછી આગળ જતાં,

**ગોરખનાથની ગુફા**—થોડે વેગળે આવે છે, તે ગુફાની અંદર બે ખંડ છે. બહારના ભાગમાંથી અંદરના ખંડમાં ગોરખનાથની મુર્તિ છે અને તેની પાછળની ગુફામાં શિવલીંગ છે, અહીં એક કાનફાટી ગોસાંઇ રહે છે.

**બ્રહ્મગીરી**—આ પ્રમાણે ગંગાદ્વારનાં દર્શન કરી યાત્રાળુ નીચે ઉતરે છે. રામકુંડથી થોડે નીચે ઉતરતાં એક નાનું સરખું ગામ જેવું પર્વતની મધ્યે વસેલું જણાય છે. ત્યાંથી દક્ષીણ દીશાએ બ્રહ્મગીરીનું શિખર આવે છે. ત્યાં ડુંગર ઉપર કીલ્લો છે. તે ગામથી લગભગ ૧૮૦૦ ફીટ ઉંચો છે. અહીંથી ગંગાની ઉત્પત્તી થઇ એમ કેટલાક કહે છે. મધ્ય ભાગેથી થોડું

સીધું ચાલવાનું છે. પછી પગથીયાં ચઢવાનાં આવે છે. ઉપર શિખર ઉપર એક કુંડ છે તેની ઉપર ત્ર્યંબકેશ્વરનું દેવળ છે. તે દેવળ કિલ્લાને છેક કોરે છે. આ દેવળની ઉપરની બાજુએ પાસે જ ગંગાનું મૂળસ્થાન છે. તેની પેલી તરફ જ્યાં શંકરે જટા પછાડી ગંગાને ઉત્પન્ન કર્યા તે જગ્યા છે. અહીં ખડકનો રેશા જેવો કાંઇક ભાગ જણાય છે. તેને શંકરના મસ્તકપરની જટા છે એમ કહે છે. હાલ આ કિલ્લો પડી ગયેલ સ્થિતીમાં છે. ઘણા યાત્રાળુઓ તો ગંગાદ્વારથીજ પાછા વળી જાય છે. થોડા જ બ્રહ્મગીરી ઉપર જાય છે.

ત્ર્યંબકેશ્વર—યાત્રાળુઓ બારેક વાગે ગંગાદ્વાર ઉપરથી નીચે ઉતરે છે પછી ગામમાં શ્રી ત્ર્યંબકેશ્વર મહાદેવનાં દર્શન કરવા જાય છે. આ મહાદેવમાં બ્રાહ્મણો સ્નાન કરી અબોટીયું પહેરી અંદર શીવની પુંજા કરવા જઈ શકે છે. અને અન્ય જાતીના માણસો માત્ર બહારથી દર્શન કરી શકે છે. જેથી બ્રાહ્મણો ગંગાદ્વાર ઉપરથી ઉતરી કુશાવર્તમાં ફરી સ્નાન કરી રેશમી વસ્ત્ર અથવા તો ધોયેલું સ્વચ્છ વસ્ત્ર પહેરી શીવની પુંજા કરવા જઇ શકે છે. આ મુખ્ય દેવળ છે. ત્ર્યંબકેશ્વરનું દેવળ પૂર્વાભિમુખે છે. દેવળની ફરતું મોટું ચોગાન મૂકી કોટ છે. તેની ચારે તરફ દરવાજા છે. ઉત્તર તરફના દરવાજે નગારખાનું છે. દેવળની અંદર નાની નાની દેરીઓમાં અષ્ટભૈરવની મૂર્તિઓ છે.

વચ્ચમાં ઘુમટ તથા સભામંડપ છે. ત્યાં કાચબો છે, નંદી શીવના દેવળની સામે બાંધેલા એક જુદા મંદીરમાં છે. સભામંડપમાંથી અંદર દેવળમાં જવાય છે. તેમાં પાંચ છ ફુટ નીચે ઉતરવાનું છે. વચમાં જળાધારી છે. જેમ દરેક જગ્યાએ જળાધારીમાં લિંગ હોય છે તેમ અહિં નથી. જળાધારીમાં વચમાં એકાદ ફુટ ઉંડો ખાડો છે. તેની તળીએ ત્રણ નાનાં નાનાં લંબગોળ સોપારી જેવાં લિંગો છે, તેને બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ આ નામનાં લીંગો કહે છે. આ ખાડામાં તળીએ બે બાજુએ માત્ર આંગળી જરા પેસે તેવી જરા લંબાણુ પડતી બે ફાટો છે તેમાંથી આ લીંગોની ઉપર હંમેશાં ગંગાના પાણીનો સૂક્ષ્મપ્રવાહ વહ્યાં કરે છે. જેથી ખાડામાંથી પાણી કાઢી નાંખ્યા છતાં થોડીજવારમાં લીંગો સુધી પાણીથી ખાડો ભરાઇ જાય છે, જ્યારે ફાટમાંથી પાણી આવે છે ત્યારે અવાજ થાય છે તેને મેઘનાદ કહે છે.

આ મંદિરનું બાંધકામ સને ૧૭૮૬ માં પુરૂં થયું તે નાનાસાહેબ પેશ્વાએ લગભગ નવ દસ લાખ રૂપિઆ ખર્ચીને બંધાવ્યું છે. દેવળ ઉપર સોનાનો કળશ છે. સરકાર તરફથી ૧૨૦૦૦ રૂપીઆની નીમણુક મહાદેવના દેવાલય માટે મળે છે. મહાદેવનો રત્નજડીત મુગટ અને લાકડાનો રથ જોવા લાયક છે. રત્નજડીત મુગટને પાણીદાર મોતીની કલગી છે. તે મુગટ દર

સોમવારે ત્રંબકેશ્વરના સોનાના મુખવટા ઉપર પહેરાવી પાલખીમાં બેસાડી કુશાવર્ત ઉપર સ્નાન કરાવવા લઇ જાય છે. લાકડાનો રથ બારેક હજાર રૂપીઆનો છે. આ મુગટ પહેલાં માઇસોરના રાજા પાસે હતો, તેમની પાસેથી મોગલો પાસે ગયો અને તેમની પાસેથી ભાઇસાહેબ પેશ્વાએ લાવી મહાદેવને અર્પણ કર્યો છે. આ મહાદેવની વ્યવસ્થા જોગળેકર કુટુંબ કરે છે.

ત્રંબકેશ્વરના બે મુખવટા છે. એક ચાંદીનો એકમુખી, અને બીજો સોનાનો પંચમુખી છે. સોનાનો મુખવટો દર સોમવારે પાલખીના વખતે કાઢવામાં આવે છે. મહાશિવરાત્રી, વૈકુંઠચતુર્દશી અને ગૃહણના વખતે અહિં મહાપુજા થાય છે તે દિવસોએ મોટી યાત્રા ભરાય છે.

ત્રંબકેશ્વરનાં દર્શન પુંજા વિગેરે કરી આવી યાત્રાળુઓ ગોરને ત્યાં જઇ જમે છે. ત્રંબક ગામમાં ગામ વચ્ચે થઇ 'ગોદાવરી ગંગા વહે છે, હાલ તો તેમાં પાણી નથી.' ગંગાને બંને કાંઠે પગથીયાં બાંધેલાં છે.

આ સિવાય કુશાવર્ત કુંડની પાછલી બાજુએ શ્રીકૃષ્ણનું મંદીર છે, તેમ:ઉત્તરે શ્રી ગંગામંદીર છે. તેમજ પરશુરાંમનું મંદીર, પરશુરાંમના મંદીરની ઉત્તરે શ્રી રામમંદીર, ગંગાનદીના કાંઠે શ્રી લક્ષ્મીનારાયણનું મંદીર, અને ગંગાસાગર ઉપર નિવ્રતીનાથનું મંદીર છે.

તે ઉપરાંત કુશાવર્તની પાસે કેદારેશ્વર, ત્ર્યંબકેશ્વરના કોટપાસે વિષ્ણુમંદીર, કોટની બહાર ત્રિસંધેશ્વર, કંચનતીર્થ પાસે કંચનેશ્વર, કુશાવર્તની સામે બલ્લાસવિનાયકનું મંદીર, ગૌતમાલય પાસે રામેશ્વર અને ગૌતમેશ્વર, કોઠીપાસે ત્રિભૂવનેશ્વર, અને કાશીવિશ્વેશ્વર તથા ગંગાતળાવ ઉપર ભૂવનેશ્વરીનું મંદર છે.

નીલપર્વત—ગામની ઉત્તરે અર્ધામાઇલ ઉપર નીલગીરીની એક નાની ટેકરી છે. નીલપર્વતની સપાટી ઉપર બિલ્વતીર્થ છે. ટેકરી ઉપર ચઢવા માટે ૧૫૦ પગથીયાં છે. ઉપર ગોસાંઇનો અખાડો છે અને નીલાંબિકા દેવીનું મંદિર છે. ત્યાં નવરાત્રીમાં મેળો ભરાય છે. પાસે દત્તમંદીર તથા નીલકંઠેશ્વર મહાદેવનું દેવળ છે. ત્યાં કેટલાક યાત્રાળુઓ જાય છે.

પ્રયાગતીર્થ—નાસકથી આવતાં ત્રંબકથી બે માઇલ ઉપર આ કુંડ જણાય છે. ત્યાં ગોસાંઇનો અખાડો છે. અહિં સિંહસ્થના વર્ષમાં ઘણા ગોસાંઇ લોકો સ્નાન કરવા આવે છે.

ગંગાસાગર—આ તળાવ ગામની પશ્ચિમે છે. બલ્લાલેશ્વર મહાદેવ પાસે બલ્લાળતીર્થ, રામેશ્વર પસે ગાતમાલય કુંડ, તથા મોતીતળાવ છે.

વિસોબાનું તળાવ—આ તળાવ ગામની દક્ષિણે અહલ્યાનદીના કાંઠે છે આ તળાવનું પાણી પીવામાં વપરાય છે. તે લગભગ પચીસ હજાર રૂપિઆ ખર્ચી બંધાવ્યું છે. તેમાં કપડાં ધોવાની મનાઇ છે. તેમાં પાણી પણ વધારે છે અને ચોખું છે.

અહિં સિંહના બૃહસ્પતિ થાય છે તેની શરૂઆતમાં ગોસાંઇ, વેરાગી-

ઓના અખાડાનાં ટોળાં આવે છે. તેઓ કુશાવર્તમાં સ્નાન કરી પાછા ફરે છે. વચમાં મહંત અને આજુબાજુ શિષ્યમંડળ શંખ, ભેરી, ઢોલ રણસીંગાં વગાડતા જાય છે. કેટલાક બ્રહ્મગીરીની દશ ગાઉની પ્રદક્ષિણા કરે છે. તેઓ કુશાવર્તમાં સ્નાન કરી ત્રંબકેશ્વરનાં દર્શન કરી, પ્રયાગતીર્થ થઇ બ્રહ્મગીરી પર્વતની પ્રદક્ષિણા પુરી કરી, છેવટે ત્રંબકેશ્વરનાં દર્શન કરી કુશાવર્તને પગે લાગી પ્રદક્ષિણા સમાપ્ત કરે છે.

આ પ્રમાણે ત્ર્યમ્બકની યાત્રા એકજ દિવસમાં પુરી કરી ઘણા યાત્રાળુઓ સાંજે પાંચ વાગે મોટરમાં બેસી પાછા નાસીક જાય છે. બ્રહ્મગીરીમાંથી ગોદાવરી, અહલ્યા, વૈતરણી અને પશ્ચિમે વહેતી ગંગા એ ચાર નદીઓ નીકળે છે. અહલ્યા ગોદાવરીને ત્રંબક આગળ જ મળે છે. ગંગા ગોદાવરીને ચક્રતીર્થ આગળ મળી ગોદાવરી પૂર્વ તરફ નાસીક તરફ વહે છે. વૈતરણી દક્ષિણ તરફ વહે છે.

મહાત્મ્ય–શિવપુરાણ–જ્ઞાનસંહિતાના ૩૮ મા અધ્યાયમાં કહ્યું છે કે: શિવજીનાં ૧૨ જ્યોતિર્લિંગોમાંથી ત્રંબક શિવલિંગ ગોદાવરીના તટ ઉપર છે. બાવનમા અધ્યાયમાં કહ્યું છે કેઃ—ગૌતમ ઋષિએ દુકાળ પડયો ત્યારે તપ કરી વરૂણ પાસેથી વરસાદના જળની માગણી કરી તેથી વરૂણે, ગૌતમે એક ઉંડો ખાડો ખોદયો તેમાં અખૂટ જળ આપ્યું. તેથી ગૌતમઋષિનું વન ધાન્યથી પૂર્ણ રહેવા લાગ્યું. તેમના ઉપર ઇર્ષ્યા કરી ગૌતમને કહાડી મૂકવા બ્રાહ્મણોની પ્રાર્થનાથી ગણેશજીએ ગાયનું રૂપ લીધું. ત્યાં ખેતરમાં તે ગાય ચરવા આવી. તે ગાયને તૃણથી હાંકતાં તે મરી ગઇ, તેથી ગૌતમને ગૌહત્યા લાગી તેનું નિવારણ કરવા માટે તેમણે બ્રહ્મગિરિની પ્રદક્ષિણા કરી પાર્થિવપુંજા કરી શિવની ઉપાસના કરવા માંડી. તેથી શિવ પ્રસન્ન થયા. ત્યારે ગૌતમઋષિએ તેમની પાસે ગૌહત્યામાંથી મુક્ત થવા ગંગાજીની માગણી કરી, જેથી પૂર્વે શિવજીએ ગંગાને ત્યાં રહેવાની આજ્ઞા કરી, ત્યારે ગંગાએ કહ્યું કે: હું ગૌતમને પવિત્ર કરીને ચાલી જઇશ. પણ જો મહાદેવજી પોતાના ગણો સાથે અહિં સ્થિત થશે તો હું અહીં સ્થિત થઈ શકીશ. તેથી શિવજીએ પણ ત્યાં રહેવાનું નક્કી કર્યું, તેથી દેવગણો સ્તુતિ કરવા લાગ્યા કે જે વખતે બૃહસ્પતિ સિંહ રાશીમાં રહેશે તે વખતે અમે સર્વ દેવો, ઋષિગણ, અનેક તિર્થો, અહિં આવીશું. આ પછી ગંગાજી ત્યાં રહ્યાં. તે પછી સિંહસ્થના વર્ષમાં સર્વ દેવો, તિર્થો નદીઓ વિગેરે અહિં નિવાસ કરે છે. તેથી સિંહસ્થના વર્ષમાં ગોદાવરીની યાત્રા સિવાય બીજી યાત્રા કે દેવદર્શન ફળીભૂત થતાં નથી.

પદ્મપુરાણમાં કહ્યું છે કે–બ્રહસ્પતિ જે વખતે સિંહ રાશીમાં આવે તે વખતે ગંગામાં સ્નાન કરવાથી કરોડો જન્મનાં પાપો નાશ પામે છે. સિંહસ્થમાં અન્ય તિર્થોની જાત્રા કરવી ન જોઇએ.

સિંહસ્થ મહાત્મ્યમાં કહ્યું છે કેઃ નાસિકમાં યાત્રા કરવા ગયા પછી મુંડન શ્રાદ્ધ વિગેરે કરાવી રામકુંડમાં સ્નાન કરી પંચવટીમાંના શ્રી રામચન્દ્રજીનાં–કાળારામનાં દર્શન કર્યાં પછી ત્ર્યંબકેશ્વર જઇ કુશાવર્તમાં શ્રાદ્ધ, દાન, સ્નાન કરી પાછા પંચવટીમાં આવી શ્રી રામચન્દ્રજીનાં દર્શન કરવાં પછી ઘેર જવું આ યાત્રાક્રમ છે.

કુર્મપુરાણ—બ્રાહ્મીસંહિતા, ઉત્તરાર્દ્ધ ૩૪ મા અધ્યાયમાં કહ્યું છે કેઃ ત્ર્યંબકતીર્થમાં રૂદ્રની પુંજા કરવાથી જ્યોતિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે.

સૌરપુરાણ—૬૯ મા અધ્યાયમાં–કહે છે કે ગોદાવરી નદીના નિકાશ સ્થાન ઉપર ત્રંબક નામનું શિવલિંગ છે. તેની પાસે બ્રહ્મગિરિપર સ્નાન, જપ, દાન તથા બ્રહ્મયજ્ઞ કરવાથી સર્વનું ફળ અક્ષય હોય છે. જે મનુષ્ય અહિં સ્નાન કરી શિવજીનાં દર્શન કરે છે. તે સ્કંદ અને નંદી સમાન શિવજીની પાસે રહે છે.

આ પ્રમાણે યાત્રાળુ ત્ર્યંબકની યાત્રા કરી નાસિકમાં આવી ત્યાં કાળારામનાં દર્શન કરી પોતપોતાને ઘેર જાય છે. અથવા તો આગળ કલકત્તા તરફ જાય છે. ચાલુ સાલે સિંહના બ્રહસ્પતિ હોવાથી નાશીકત્રંબકમાં હજારો લોકો યાત્રાર્થે જાય છે, બારે વર્ષે સિંહસ્થનું વર્ષ આવે છે. અને સિંહસ્થના વર્ષમાં ગોદાવરીની યાત્રા કરવાથી સર્વ યાત્રાનું ફળ મળે છે. એમ શાસ્ત્રો કહે છે નાસીકથી ઘણા કલકત્તા તરફ પણ જાય છે.

## પ્રકરણ ૬૧ મું.

## લાસણગામ, મનમાડ, ચાલીસગામ, ધુળીયા, પાચોરા, જલગામ, એરંડલરોડ, અજંતાની ગુફાઓ.

લાસણગામ—નાસીકરોડથી ૪૦ માઇલ ઉપર લાસણગામ છે. તે અનાજના વેપારનું મોટું મથક છે. અહીંથી ૧૦ ગાઉ ઉપર કલવણ મહાલમાંથી અનાજ ઘણું મુંબાઇ જાય છે. કલવણમાં મદ, રોહીસાનું તેલ જથાબંધ મળે છે. લાસણગામથી ૩ માઇલ ઉપર વિંચુરકરનો કિલ્લો છે.

### મનમાડ જંકશન.

લાસણગામથી ૧૫ માઇલ ઉપર વચમાં સુમમીટનું એક સ્ટેશન મૂકી મનમાડનું રેલ્વે જંકશન સ્ટેશન આવે છે. નાસીકથી મનમાડ ૪૫ માઇલ છે. અને તેનું ભાડુ નાસિકથી ૦–૧૨–૦ છે. નાસીકથી પંઢરપુર જનાર યાત્રીયો મનમાડના રેલ્વે જંકશન આવી ત્યાંથી ઉતરી ત્યાંથી અહમદનગર અને ધોન્ડ જતી ગાડીમાં બેસી આગળ જાય છે. અહિંથી હૈદ્રાબાદ ગોદાવરીવેલી રેલ્વેની બ્રેચ નીઝામ હૈદ્રાબાદ ( દક્ષીણ )માં જાય છે. રસ્તામાં

દોલતાબાદ, નીઝામાબાદ વીગેરે ઘણાં સ્ટેશનો આવે છે. હૈદ્રાબાદથી આ ગાડી આગળ બેઝવાડા સુધી જાય છે. આ હકીકત આગળના ભાગ ૨૨માં આવશે. મનમાડમાં બે ત્રણ જીનો છે, અહીં વેપાર સારો છે. સ્ટેશન ઉપર ધર્મશાળા અને વીશીયો છે. અહીં વીશીને ખાણાવળી કહે છે. મનમાડથી ૪ માઇલ ઉપર અંકાઇ ટાંકીઆનો ઉજડ કિલ્લો છે, તેમાં પાંચેક બુદ્ધ ગુફાઓ છે. રસ્તામાં રામગુલકની પર્વતની હાર અને ઝાડી આવે છે. આ પહાડી ઉપર ૯૦ ફુટ ઉંચો એક મિનારો છે. મનમાડથી ૪ ગાઉ ઉપર અગસ્ત્ય પહાડી ઉપર અગસ્ત્ય રૂષીનો આશ્રમ છે. ત્યાં અગસ્ત્ય રૂષી અને રામનું મંદિર છે. રામચંદ્રજીને અહિં અગસ્ત્ય રૂષીનો સમાગમ થયો હતો એમ કહેવાય છે. અહિંથી માલેગામ જવાની પાકી સડક છે. ત્યાં જવા માટે ઘોડાગાડીઓ મળે છે. મનમાડથી ઘોંડ થઇ દક્ષિણમાં મદ્રાસ, કાંચી, બાલાજી, રંગજી થઇ સેતબંધુ રામેશ્વર જવાય છે.

**નાંદગામ**—મનમાડથી ૧૭ માઇલ ઉપર રસ્તામાં ૨ સ્ટેશનો મૂકી નંદગામનું સ્ટેશન આવે છે. અહીં રૂનો વેપાર સારો છે. અહીં માવો સારો બને છે. અહીંથી ઘી અને શાકભાજી મુંબાઈ સુધી જાય છે.

## ચાલીસગામ.

નંદગામથી આગળ ૪ સ્ટેશનો મૂકી ચાલીસગામનું સ્ટેશન આવે છે. મનમાડથી આ સ્ટેશન ૪૨ માઈલ ઉપર છે. અહીંથી એક ટ્રેન ધુલીયા તરફ જાય છે. આ ગામમાં ધર્મશાળા છે. અહીં રૂ અને અનાજનો વેપાર ઘણો ચાલે છે, અહીં જીનો પણ છે. અહીંથી ખાનદેશ જીલ્લાની શરૂઆત થાય છે.

**ધુલીયા**—ચાલીસગામના સ્ટેશને ઉતરી ત્યાંથી ધુળીયા જતી બીજી ટ્રેનમાં બેસી ધુળીયા જવાય છે. ચાલીસગામથી ૩૫ માઇલ ઉપર રસ્તામાં ૩ સ્ટેશનો મૂકી ધુળીયાનું સ્ટેશન આવે છે તેનું ભાડુ ૦—૯—૦ છે. ત્યાં બે ગાડી એક ૨ાા વાગે ને બીજી ૬ વાગે જાય છે અને બે ગાડી પાછી આવે છે. મુંબાઇ ઇલાકામાં મધ્યવિભાગમાં ખાનદેશ જીલ્લાનું સદરસ્થાન ધુલીયા છે, તે એક નાની નદીના કિનારે છે. અહીં ૨૨ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. જેમાં ૧૫ હજાર ઉપરાંત તો હિંદુઓ છે. ગામ નવું અને જુનું એમ બે ભાગમાં વહેંચાયલું છે. નવા ધુળીયામાં સડકો સારી છે. નદી ઉપર પત્થરનો પુલ છે. ધુળીયામાં સરકારી કચેરીયો, જેલ, તારઑફીસ, રૂ દબાવવાનો સંચો, મીલો, વીગેરે છે. અહીં રૂનો ઘણો વેપાર ચાલે છે. અહીં ગરમ કપડાં અને પાઘડીયો વણાય છે. ગામની દક્ષિણે લશ્કરી છાવણી છે. અહીંથી ૬ માઇલ ઉપર એક પર્વત ઉપર લાલિંગનો જુનો કિલ્લો છે. અહીં દરગુરૂવારે ગુજરી ભરાય છે. અહીંથી ૬૪ માઇલ

ઉપર પગરસ્તે ભુશાવળ જવાય છે. આ જીલ્લામાં જંગલોમાં ભીલો ઘણા છે, તે સાતપુડા પર્વતની તળેટી પાસે રહે છે. ધુળીયાથી ચાલીસગામ આવી ત્યાંથી આગળ જવાય છે.

**પાચોરા**—ચાલીસગામથી 'બૉમ્બે ટુ આગ્રા એન્ડ દીલ્હી' લાઇનમાં આગળ ૨૮ માઇલ ઉપર પાચોરાનું સ્ટેશન આવે છે. વચમાં ૧૨ માઇલ ઉપર કાજગામનું સ્ટેશન આવે છે. ત્યાં રૂનો ઘણો વેપાર ચાલે છે. પાચોરાનું પણ વેપારનું મથક છે. અહિ રૂનો વેપાર ૪ ઘણો છે. અહિંથી ૧૮ માઇલ ઉપર બાજીરાવ પેશ્વાના ગુરુના વંશજ દિક્ષિતના તાબાનું શેંડારા ગામ છે, ત્યાં વર્ષમાં એક વખત મોટો મેળો ભરાય છે. પાચોરાથી અજંતાની ગુફા ૩૪ માઇલ છે. પાચોરાથી એક ટ્રેન જામનેર તરફ જાય છે.

**જલગામ**—પાચોરાથી ૨૯ માઇલ ઉપર આગળ જળગામનું સ્ટેશન આવે છે. વચ્ચે ૯ માઇલ ઉપર માહેજીનું સ્ટેશન આવે છે, ત્યાંથી ૨ માઇલ ઉપર માહેજીનું મંદિર છે. તેમાં પીતળની મુર્તિ છે. અહિં જાનેવારીની ૧૫ મી તારીખથી મોટો મેળો દોઢ મહિના સુધી ભરાય છે. જળગામ એ ખાનદેશ જીલ્લામાં વેપારનું મથક છે. અહિં જીનો અને મીલો પણ છે. ગામમાં ધર્મશાળા છે. ગામથી ૨ માઇલ ઉપર મારૂનું સરોવર છે. સ્ટેશનથી થોડે દૂર ગીરના નદી છે. જલગામથી એક ટ્રેન અમલનેર, નંદુરબાર વ્યારા થઇ સુરત જાય છે. તે ટાપ્ટીવેલી રેલ્વે કહેવાય છે. જલગામથી સુરત તરફ જવું હોય તો આ રેલ્વેમાં જવાય છે. અહીં રૂનો અને અનાજનો વેપાર સારો છે.

**એરંડેલરોડ**—જલગામથી અમલનેર જતી રેલ્વેમાં વચ્ચે એરંડેલનું સ્ટેશન જલગામથી ૧૯ માઇલ ઉપર છે. અહીં ઉનાબદેવ નામના ઉના પાણીના કુંડો છે. આ ઝરાઓ એક મંદિરના નક્કર ભાગમાંથી વહે છે. સાતપુડા પર્વતમાં અદાવડથી ૩ માઇલ ઉત્તરે આ ઝરાઓ છે.

## અજંતાની ગુફાઓ.

જલગામથી ૩૮ માઇલ ઉપર અંજતાની ગુફાઓ છે. પાચોરાથી પણ અહિં અવાય છે. અહિં ફરદાપુર ગામ છે ત્યાંસુધી બળદ ગાડી કે ઘોડુ મળી શકે છે, ત્યાંથી ૪ માઇલ ઉપર આ ગુફાઓ છે. ફરદાપુરથી થોડુક ઘોડા ઉપર જઇ શકાય છે પછી પગનો ચડાવ છે. ખાવાનું ભાથુ સાથેજ રાખીને જવું. રાત્રે ફરદાપુરમાં રહી સહવારમાં અહિં જવું. અહિં નાની મોટી ૨૭ ગુફાઓ છે. જેમાં ૨૨ માં રહેવાની જગા, મઠો અને ઉપદેશની જગ્યા છે. અને ૫ દેવગૃહ જેવી છે. આ ગુફાઓ ડુંગરામાં ખોદી કાઢેલી છે. જેમાં મોટી ગુફા ૯૪ ફીટ લાંબી અને ૪૧ ફીટ પહોળી છે. ઘણી ગુફાઓમાં થાંભલા, દીવાનખાનાં કોટડીઓ વિગેરે છે. એક

ગુફામાં સિંહાસન ઉપર બુદ્ધની મૂર્તિ છે. ૧ લા નંબરની ગુફામાં વચલુ દીવાનખાનું ૬૪ ફીટ લાંબુ છે. તેમાં ઉપદેશ કરતી હોય તેવી બુદ્ધની મુર્તિ છે. બીજી ગુફામાં રામ અને રાક્ષસની યુદ્ધ કરતી મુર્તિયો અને સ્ત્રી પુરુષની મૂર્ત્તિયો પત્થરમાં કોતરેલી છે. ૬ ઠી ગુફા બે માળની છે. ૭ મી ગુફામાં બુદ્ધની સમાધિરત મુર્તિ છે. બીજી ગુફાઓ પણ આવી છે તેમાં કેટલીકમાં હાથી, ઘોડા વિગેરેનાં ચીત્રો છે. ૧૬ અને ૧૭ મો ગુફાઓ મોટી છે અને તેમાં જુદા જુદા રંગનાં ચિત્રો છે. ૨૬ મી ચૈતન્યગુફામાં ૨૩ ફુટ લાંબી બુદ્ધની મૂર્ત્તિ છે. આ ગુફાઓમાં રંગનું કામ ઘણું સુંદર છે. પાચોરાથી ફરદાપુર આવતાં બઘોરા નદી વારંવાર ઉતરવી પડે છે. અહિંથી ઔરંગાબાદ ૫૫ માઇલ છે. આ ગુફાઓમાં ઘણી ઉપર તો શિલા લેખો પણ છે. આ ગુફા ઇ. સ. પૂર્વે ૨૦૦ વર્ષ પહેલાંની હોય એમ લાગે છે. ૨૫૦ ફીટ ઉંચે ટેકરીની એક ભીંતમાં પાણીની એક નળીથી, જેની પાછળ ૭ કુન્ડોનાં ઝરણો છે. ત્યાં પા માઇલ સુધી ૨૭ મી ગુફા ફેલાયલી છે. સાતમી ગુફા આગળ પગ રસ્તે જતાં ત્યાંથી પૂર્વ અને પશ્ચિમ બે તરફ જવાના બે રસ્તા છે. બંને તરફ થઇ ગુફાઓ પાસે જવાય છે. આ ગુફાઓ જોવા જેવી છે.

---

## પ્રકરણ ૬૨ મું.

## ભુશાવલજંકશન થઈ બુરાનપુર, ચાંદની, ખંડવા, હરડા, ઈટારસી, ગોડરવાડા, નરસિંહપુર, જબલપુર, મારબલની પહાડી, મંડલા, કટનીજંકશન.

---

### ભુશાવળ.

જલગામથી ૧૫ માઇલ ઉપર ભૂશાવલનું રેલ્વે જંકશન સ્ટેશન આવે છે. મુંબાઇથી ભુશાવળ ૨૦૪ માઇલ છે અને તેનું ભાડુ રૂ. ૪–૫–૦ છે. અહિંથી એક ટ્રેન બુરાનપુર, ખંડવા થઇ આગ્રા, મથુરાં અને દિલ્હી તરફ જાય છે. અને બીજી ટ્રેન ગ્રેટ ઇંડિયન પેનીન્સુલા રેલ્વે–અકોલા, બડનેરા થઇ નાગપુર તરફ જાય છે. નાગપુર અને બીલાસપુર થઇ કલકત્તા તરફ જતી ટ્રેનની હકીકત હવે પછીના ભાગ ૧૯ પ્રકરણ ૯૯માં આવશે. નાગપુર થઇ કલકત્તા તરફ જવા માટે ગ્રેટ ઇન્ડિઅન પેનીન્સુલા રેલ્વેમાં જવાય છે. ભુશાવળ મુંબઇ ઇલાકાનું ખાનદેશ જીલ્લામાં તાપી નદીથી ૨ માઇલ ઉપર તાલુકાનું ગામ છે. ભુશાવળથી આગળ જતાં તાપી નદી ઉપર રેલ્વેનો

મુલ છે. અહિં રેલ્વેનું કારખાનું છે, જેમાં ૧૨૦૦ માણુસો કામ કરે છે. તેમાં ૧૦૦ તો યુરોપિયનો અને યુરેઝીયનો છે. રેલ્વેના દરવાજા બહાર ધર્મશાળા છે. ભુશાવળમાં ૧૬ હજાર ઉપરાંત માણુસોની વસ્તી છે. જેમાં ઘણો ભાગ હિંદુ છે. રેલ્વેની એક બાજુ રેલ્વેની ઈમારતો અને બીજી બાજુ ભુશાવલ છે. અહિં સરકારી કચેરી, જેલ, બાગ વિગેરે છે શહેરમાં નળ છે. આ ગ્રેટ ઇંડિયન પેનીન્શુલા રેલ્વેનું મોટું જંકશન સ્ટેશન છે.

જળગામ અને ભુશાવળ વચ્ચે ભાડલીનું સ્ટેશન છે, તે **નશીરાબાદ**ની પાસેજ છે. નસીરાબાદમાં હલકુ સુતર બને છે. નાગપુર જવા માટે ભુશાવળ ઉતરી બાજી ગાડીમાં બેસવું પડે છે જેથી પેસેન્જરોને અહિં થોડો વખત રોકાઇ રહેવું પડે છે. સ્ટેશનની નજીક જ ગામ છે. ભુશાવળમાં અનાજનો વેપાર ઘણો છે.

અલ્હાબાદ જવા માટે ભુશાવળ થઇ ખંડવા આવવું. ખંડવાથી હરડા, ઈટારસી, નરસિંહપુર, જબલપુર, કટની, માણિકપુર, થઈ નયની જંકશન આવી ત્યાંથી અલ્હાબાદ આવી શકાય છે. આજ રસ્તે અલ્હાબાદથી મુંબાઇ અથવા તો સુરત જવાય છે.

## બુરાનપુર.

ભૂશાવળથી ખંડવા તરફ ગ્રેટઇન્ડીઅન પેનીન્સુલા રેલ્વેમાં આગળ જતાં ૫ સ્ટેશનો મૂકી બુરાનપુરનું સ્ટેશન આવે છે. તે ભૂશાવળથી ૨૪ માઇલ અને મુંબઇથી ૩૧૦ માઇલ છે. તેનું મુંબાઇથી રૂ. ૪–૧૪–૦ ભાડુ છે. બુરાનપુર મધ્ય હિંદુસ્તાનમાં નર્મદાવિભાગમાં નિમાર જીલ્લામાં આવેલું છે. શહેર સ્ટેશનથી ૩ માઇલ દૂર તાપી નદીના કિનારે છે. અહિં ૩૨ હજાર ઉપરાંત માણુસોની વસ્તી છે, જેમાં ૨૧ હજાર ઉપરાંત તો હિન્દુ છે. અહિં અકબરનો બનાવેલો લાલકિલ્લા નામનો મહેલ અને ઔરંગઝેબે બંધાવેલી જુમામસીદ છે. અહિં આસિસ્ટંટ કમીશ્નર રહે છે. અહિં રૂ અને રેશમનો વેપાર છે અને તેનું કાપડ સારૂં વણાય છે. અહિં પ્રેસો અને જીનીંગ ફેકટરીઓ છે, બુરાનપુરમાં કીનખાબનુ કામ સારૂ થાય છે. અહીંથી જરીનાં શેલાં, પાઘડીઓ, સાડીઓ અને બૈરાંને પહેરવાની છીંદ્રીઓ વખણાય છે, તે દેશાવર જાય છે. અહીં જૈનોનાં ૯ દેરાસરો છે.

**જૈનોનાં દેરાસરો**–બુરાનપુરમાં શીતુસાહના મહેલ્લામાં શ્રી ચિંતામણુ પાર્શ્વનાથ અને શ્રી ગોડીપાર્શ્વનાથનાં, લાખેરવાડીમાં શ્રીધર્મનાથ અને શાંતિનાથનાં, લાખેરવાડીમાં શ્રીમંધર સ્વામીનું, શ્રી વાસુપુજ્ય અને ચંદ્રપ્રભુનુ, શાંતિનાથનું, શ્રીઆદિશ્વર ભગવાનનું, નેમનાથનું અને મોટા રસ્તે શાંતિનાથનું દેરાસર છે.

**ચાંદની**—બુરાનપુરથી આગળ એક સ્ટેશન મુકી ચાંદનીનું સ્ટેશન આવે છે. અહિં શિરગઢનો પ્રસિદ્ધ કિલ્લો છે તે આશાભરવાડે સને ૧૩૭૦ માં બંધાવેલો છે. હાલ અહિં અંગ્રેજ લશ્કર રહે છે.

## ખંડવા.

બુરાનપુરથી ૫ સ્ટેશનો મૂકી ખંડવાનું જંકશન સ્ટેશન આવે છે. અહિંથી એક ટ્રેન મોરતાકા, ઈન્દોર, ફતેહાબાદ થઇ ઉજ્જન અને રતલામ તરફ જાય છે. તેમાં મોરતકા સ્ટેશનથી ૭ માઇલ ઉપર નર્મદાને કિનારે માન્ધાતા ટાપુ ઉપર ઓંકારનાથ મહાદેવનું દેવાલય છે. તે બારજ્યોતિર્લિંગમાંના એક જ્યોતિર્લિંગ છે. તેની હકીકત આગળ પ્રકરણ ૨૦માં પાન ૭૩માં આવી ગઇ છે ખંડવેથી ત્યાં જવું હોયતો ૫ સ્ટેશન મૂકી સનાવડ થઇ મોરતકા સ્ટેશને જવાય છે. ખંડવાથી મોરતકા ૩૩ માઇલ થાય છે તેનું ભાડુ ૦—૮—૦ છે મુંબાઇથી કે સુરતથી ઓંકારનાથ જનારા ખંડવા થઇને જાય છે ખંડવામાં લશ્કરને મુકામ કરવાની છાવણી છે. ખંડવામાં ૧૬ હજાર માણુસોની વસ્તી છે જેમાં ૧૦ હજાર હિંદુ છે. ખંડવા મુંબાઇથી ૩૫૩ માઇલ છે તેનું રૂ. ૫—૮—૦ ભાડુ છે. ખંડવા ગામ ઘણું જુના વખતનું છે. ગામમાં વીશીમાં મુસાફરો ઉતરે છે.

ખંડવા એ નર્મદા વિભાગના નિમાર જીલ્લાનું સદર સ્થાન છે. ગામથી ૨ માઇલ પૂર્વે સીવીલ સ્ટેશનમાં કચેરીઓ વિગેરે છે. આ જીલ્લામાં અસીરગઢનો કિલ્લો અને માન્ધાતા ટાપુ કે જેમાં ઓંકારનાથ મહાદેવનું દેવાલય છે તે ખાસ જોવા લાયક છે. અહિં ધઉંનો વેપાર સારો ચાલે છે. શહેરમાં નળ છે અર્જુને ખાંડવવન બાળ્યું હતું તે ખાંડવવન અહિં હતું એમ કહેવાય છે. જંગલોમાં વાઘ, ડુકર વિગેરે રહે છે. ખંડવામાં રૂનો વેપાર ઘણો ચાલે છે.

**હરદા**—ખંડવાથી ૧૨ સ્ટેશનો મૂકી આગળ હરડાનું સ્ટેશન આવે છે હરદા હુશંગાબાદ જીલ્લાનું તાલુકાનું ગામ છે. અહિંથી ઘણાં તેલનાં બી, તલ વિગેરે દેશાવર જાય છે. અહિં ૧૩ હજાર ઉપરાંત માણુસોની વસ્તી છે. હરડાથી આગળ જબલપુર વિભાગનું **સીઉની** જીલ્લાનું સદર સ્થાન આવે છે. તેમાં બાગ સરોવર, કચેરીયો, વીગેરે છે. આ જીલ્લામાં લોઢાની ૧ ખાણુ છે. આ જીલ્લામાં બેન ગંગા નદી છે જેની રેતી ધોઇને આહંના કેટલાક માણુસો સોનું કહાડે છે.

## ઇટારસી.

સિઉનીથી આગળ ઇટરસીનું રેલ્વે જંકશન સ્ટેશન આવે છે. અહિંથી રેલ્વે ચારબાજુ જાય છે એક ટ્રેન ઇટારસીથી હોશંગાબાદ થઇ ભોપાળ જાય છે. બીજી ટ્રેન ઇટારસીથી હીરાતપુર થઇ બેતુલ અને આમલા તરફ

જાય છે. અને મેઇન લાઇન જબલપુર તરફ જાય છે. ઇટારસીથી ભોપાળ જતાં હોશંગાબાદનું સ્ટેશન રસ્તામાં આવે છે. હોશંગાબાદની હકીકત આગળ પાન ૨૦૧માં આવી ગઇ છે. ઇટારસીથી આગળ બાગરા આવતા પહેલાં વરાતવા નદી ઉપર પુલ છે. અહીં ઠગી લોકોનો કિલ્લો છે.

**ગાડરવાડા**—ઇટારસીથી જબલપુર ઇટારસી સેકશન રેલ્વેમાં સોહાગપુર અને બીજાં ૬ સ્ટેશનો મૂકી ગાડરવાડાનું જંકશન સ્ટેશન આવે છે. ગડરવાડામાં હરડે, અનાજ, રૂ, અને કોલસાનો વેપાર સારો છે. તેમ પ્રેસો અને જીનીંગ ફેકટરીઓ છે. ગડરવાડાથી મોપાની, મોહપાણી અને ગોટીગોરીઆ તરફ એક ટ્રેન જાય છે. મોપાનીમાં કોયલાની ખાણો છે. સોહાગપુર વેપારનું સ્થળ છે. અહીં વણાટ કામ સારૂ ચાલે છે.

## નરસિંહપુર.

ગાડરવાડાથી ૨ સ્ટેશનો મૂકી આગળ નરસિંહપુરનું સ્ટેશન આવે છે. નરસિંહપુર એ નર્મદા વિભાગમાં જીલ્લાનું શહેર છે. તે સિંગી નદીના કિનારે છે. અહિં ૧૦ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે અહિ જીલ્લાની કચેરીયો, ડીપોટીકલેકટરની ઑફીસ, પોલીસ ઑફીસ, દવાખાનું વિગેરે છે. અહિં નરસિંહજીનું વિશાળ મંદિર છે. અહિં આંબા, પીંપર અને વડનાં ઝાડ ઘણાં છે. રૂનો અને કપાસનો વેપાર અહિં ઘણો ચાલે છે. પહેલાં આ ગામનું નામ ગાડરવાડા હતું તે નરસિંહજીનું મંદિર બનાવ્યા પછી નરસિંહપુર નામ પડયું છે. વિક્રમપુર પાસે નર્મદાનો પુલ છે. મીરગંજથી આરસપહાણના ખડકો જોવા જવાય છે.

## જબલપુર.

નરસિંહપુરથી ૪ સ્ટેશન પછી મીરગંજનું અને મદનમહાલનું સ્ટેશન મૂકી જબલપુરનું રેલ્વેસ્ટેશન આવે છે. સ્ટેશનપાસે ધર્મશાળા છે. મધ્ય હિંદુસ્થાનમાં આ જીલ્લાનું સદરસ્થાન છે જબલપુરથી એક લાઇન નઇનપુર, બાલાઘાટ થઇ ગૉન્ડીઆ જાય છે. ત્યાંથી નર્મદા નદી ૪ માઇલ દૂર છે. ત્યાં નર્મદાનો ઘાટ છે. અહિં ૮૪ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. સ્ટેશન પાસે ધર્મશાળા છે. જબલપુર પાસે કોયલાની ખાણો છે. અહિ એક સુંદર તળાવ છે જેની ચારે બાજુ મંદિરો છે. શહેર અને છાવણી વચ્ચે ઉમતી નામની નાની નદી છે. છાવણીમાં લશ્કર રહે છે. જબલપુર પહેલાં નાગપુરના ભોંસલેના કબજામાં હતું જે હાલ અંગ્રેજ સરકારના કબજામાં છે. અહિં વેપાર સારો ચાલો છે.

શહેરથી ૪ માઇલ ઉપર એક પહાડી ઉપર મદનમહેલ છે. જે ગોંડ રાજાએ બનાવેલો કહેવાય છે. જેની પાસે કેટલાક કુંડો છે. નરસિંહપુરથી આવતાં મદનમહાલનું સ્ટેશન આવે છે. મદનમહાલથી જબલપુરનું

સ્ટેશન આવે છે. જબલપુર જીલ્લામાં પ્રતાપપુરમાં લોઢાની ખાણ છે, અને સિંગાપુરની પાસે કોયલાની ખાણો છે. અહિં આર્ટસ્કુલ છે. અહિં શેત્રંજીઓ અને તંબુ ઘણા સારા વણાય છે.

**મારબલની પહાડી**—નરસિંહપુરથી ૪ સ્ટેશનો મૂકી મીરગંજનું સ્ટેશન આવે છે. ત્યાંથી ૫ માઇલ ઉપર બાણગંગા નદી ઉતરી માર્બલની ટેકરીએ જવાય છે. ત્યાં નર્મદામાં હોડીમાં બેસી પહાડી પાસે જવાય છે. અહીં મુસાફરી બંગલો છે. ત્યાં નવા બંગલા પાસે સફેદ મંદિરો છે. ટેકરી ૮૦ ફુટ ઉંચી છે, અને ત્યાં પાણી ૧૬૦ ફુટ ઉંડું છે. વરસાદમાં અહિં આગળ પાણી જોરથી વ્હે છે. પાએક માઇલ ઉપર હાથીપગ નામની આશ્ચર્યકારક પથ્થરની ટેકરી છે તે ૯૦ ફુટ ઉંચી હશે. આગળ ધુંઆધાર નામનો ઝરો જેને ધુમાડાનો ધોધ કહે છે તે છે ત્યાં ૩૦ ફુટ ઉંચેથી નીચે પાણીનો ધોધ પડે છે. અહીં સાધુઓ નર્મદાનાં નાનાં મોટાં શિવલિંગ વેચે છે. ત્યાંથી પાછા ફરતા ચકમક જેવા સફેદ આરસના કડકા રસ્તામાં પડેલા હોય છે. બંગલાથી થોડે દૂર ગાવદુબી પહાડી ઉપર ગૌરીશંકર મહાદેવનું મંદિર છે, ત્યાં ચઢવા માટે ૧૦૭ પગથીયાં છે. ત્યાં પત્થર કોતરીને નંદી ઉપર બેસાડેલી શિવની પાર્વતી સાથે મૂર્તિ છે. અને બીજી અનેક દેવની મૂર્તિઓ છે. જેમાં ૬૪ જોગણીની મૂર્તિઓ ખંડીત પડેલી છે. તેમાંની ઘણી મુસલમાનોએ તોડી નાંખી હતી. અહિં કાર્તકી પુનમ ઉપર મેળો ભરાય છે. મીરગંજ સ્ટેશનથી ૩ માઇલ ઉપર ભેરાઘાટ છે ત્યાંથી નીચે જઈ પંચવટીઘાટ ઉપર જઇ માર્બલ રોકસ વચ્ચે થઇ નર્મદાની નહેર વ્હે છે તેમાં હોડીમાં બેસી આગળ જતાં આસપાસ આરસપહાણના ઉંચા ખડકો જણાય છે. તેમાં ડાબી બાજુ માર્તંડીકુંડ, સફેદ ખડક ઉપર શીવલિંગ, રસિદ્ધિકુંડી, કાળભેરવ, અને જમણી તરફ શિવના નંદીની મૂર્તિ લટકેલી છે. તે પછી બંદર કુદની, ડાબા હાથપર એરાવત હાથીનાં પગલાં, પાસે શેષનાગનો અને ગણેશની સુંઢની આકૃતિ, ગૌવચ્છ ઘાટ ટેકરીઓ ઉપર છે. ચોમાસામાં આ ખીણોની ટોચ સુધી પાણી જાય છે. અહીં બાણગંગા સરસ્વતી ને નર્મદાનો સંગમ છે તેને ત્રીવેણી કહે છે. માર્બલ રોકસ આગળ મુસાફરી બંગલામાં દર જણ દીઠ ૦–૮–૦ લઇ ઉતરવા દે છે.

**મંડલા**—જબુલપુરથી એક ટ્રેન નઇનપુર થઇ ગોન્ડીઆ જાય છે. નઇનપુરથી ગઢમાંન્ડલા એક ગાડી જાય છે. મંડલા એ જીલ્લાનું સદર સ્થાન નર્મદાને કિનારે છે. ત્યાં નર્મદાના કિનારે ૧૭ દેવમંદિરો છે. નર્મદા નદી આ જીલ્લાની વચ્ચે થઈ વહે છે. આ જીલ્લામાં રામગઢની પાસે ખાણોમાંથી કીંમતી ધાતુ નીકળે છે. જબલપુરથી ઇસ્ટઇંડિયન રેલ્વેમાં જવું પડે છે.

અહિં રેલ્વેના નોકરો પાનસોપારીના લાલચુ હોય છે. આ ટ્રેનમાં ત્રણ કલાસ ઉપરાંત ઇન્ટરમીજીએટનો ચોથો કલાસ હોય છે. ઇન્ટરમીજીએટ માટે મેલનું ભાડુ લેવાય છે.

## કટની જંકશન.

જબલપુરથી ૬ સ્ટેશનો મૂકી આગળ ઇસ્ટ ઇંડિયન રેલ્વેમાં કટની જંકશન આવે છે. કટનીથી માણિકપુર થઇ અલ્હાબાદ જવાય છે. કોટાથી, બીના જંકશન થઇ સાગર, દમોહ થઇ એક ટ્રેન કટની આવે છે. તે કટનીથી બેંગાલ નાગપુર રેલ્વેમાં ઉમરીઆ, બીરસિંગપુર, થઇ પેન્ડ્રારોડ થઈ બીલાસપુર જાય છે. પેન્ડ્રારોડથી અમરકંટક જવાય છે. સાગર અને દમોહની હકીકત પાન ૨૦૨ માં આવી ગઈ છે.

---

# પ્રકરણ ૬૩ મું.

# અમરકંટક.

---

અમરકંટક યાત્રાનું સ્થળ છે. કટનીજંકશનથી ૧૨ સ્ટેશનો મૂકી પેન્ડ્રારોડનું સ્ટેશન આવે છે. તે ગાડી પેન્ડ્રારોડથી બિલાસપુર જાય છે. બિલાસપુરથી પણ પેન્ડ્રારોડ આવી શકાય છે. કટનીથી પેન્ડ્રારોડ ૧૩૬ માઇલ થાય છે. અને બિલાસપુરથી ૬૩ માઇલ થાય છે. કટનીથી પેન્ડ્રારોડનું ભાડુ રૂા. ૨–૨–૦ છે, અને બિલાસપુરથી ૦–૧૫–૯ ભાડુ છે.

પેન્ડ્રારોડ સ્ટેશનથી વિન્ધ્યાચળ પર્વતના અમરકંટક શિખર ઉપર અમરનાથ મહાદેવનું અને નર્મદાદેવીનું દેવાલય છે. આ સિવાય અહિં બીજાં પણ ઘણાં દેવમંદિરો છે. આ શિખરમાંથી નર્મદા નદી નીકળી છે. સોનનદી પણ આ પર્વતમાંથીજ નીકળે છે. કલિંગ દેશમાં અમરકંટક વનમાં નર્મદા નદી મનોહર છે. જ્યાં પર્વતની પાસે રૂદ્રોની કોટિ છે, ત્યાં નર્મદામાં સ્નાન કરી મહાદેવજીની પુંજા કરવાથી શિવ પ્રસન્ન થાય છે. અહિ જે તર્પણ કરે છે તેની સાત પેઢીના પૂર્વજો સ્વર્ગે જાય છે. નર્મદા નદીની લંબાઈ ૧૦૦ યોજન અને પહોળાઇ ૨ યોજનની છે. તેની ચારે બાજુ ૬૦ કરોડ ૬૦ હજાર તિર્થો છે. એવું મત્સ્યપુરાણમાં છે. નર્મદા નદી આવી રીતે અમરકંટકમાંથી નીકળી ૭૫૦ માઇલ વહે છે, અને પછી ભરૂચ પાસે ખંભાતના અખાતને મળે છે.

વિંધ્યાચળ પર્વતનું અમરકંટક શિખર સમુદ્રના જળથી ૩૪૦૦ ફીટ ઉંચું છે ત્યાં અનેક વૃક્ષોની સુંદર ઝાડી છે તેમ અનેક ઝરણો છે. જે નર્મદાને મળે છે. મંદિરનો વહીવટ રીવાં દરબાર તરફથી થાય છે. ઉપર

ચારે તરફ જંગલ છે. અહિં થોડા ઘણા બ્રાહ્મણો રહે છે. વિંધ્યાચળ પર્વતના શિખર ઉપર નર્મદા નદી એક ચપટા શિખરમાંથી નીકળી એક કુંડમાં પડે છે. ત્યાંથી ૩ માઇલ સુધી વહીને અમરકંટકના પ્લેટુના કિનારે પહોંચી ત્યાંથી એક પહાડી ઉપરથી ધોધબંધ નીચે પડે છે તે ધારાને લોકો કપીલધારા કહે છે.

નર્મદા અમરકંટકથી નીચે પડી મધ્ય પ્રાંતમાં મંડલાપર્વતની ચારે તરફ ફરીને રામનગરની ઉજાડ દીવાલોની નીચે આવે છે. આ પ્રમાણે ૧૦૦ માઇલ વહેતી તે નદી મેદાનમાં પહોંચે છે.

ઘણા સાધુ સંતો નર્મદાનો પરીક્રમા ફરે છે, નર્મદાને કિનારે જબલપુર, હુંશંગાબાદ, હંડિયા, માંધાતા ટાપુમાં ઓંકારનાથ, સુરપાણેશ્વર, ચાણોદ, શુક્લતિર્થ, ભરૂચ વગેરે પ્રસીદ્ધ તીર્થસ્થાનો છે.

મહાત્મ્ય—નર્મદામાં સ્નાન કરવાથી મનુષ્ય રાજપુત્ર થાય છે, કનખલમાં ગંગા, કુરૂક્ષેત્રમાં સરસ્વતી, અને નર્મદાનદી ગામ અને વનોમાં સર્વત્ર ઉત્તમ છે. સરસ્વતીનું જળ ૫ દિવસોમાં, યમનાનું જળ ૭ દિવસોમાં, અને ગંગાનું જળ તત્કાળ પવિત્ર કરનારૂં છે. પણ નર્મદાનાં તો દર્શન માત્રથી જીવ પવિત્ર થાય છે. એવું મત્સ્યપુરાણમાં છે. નર્મદા નદી રૂદ્રના શરીરમાંથી નીકળે છે. નર્મદા નદી પરમપવિત્ર છે એવું કર્મપુરાણમાં છે. નર્મદા નદી શીવનું રૂપ છે તેના તટ ઉપર અનેક શિવલિંગ છે. એવું શિવપુરાણમાં છે,

## પ્રકરણ ૬૪ મું.

## મઇહર, નાગૌડ, રીવાં, માણીકપુર, કરવી.

મઇહર—પેન્ડ્રારોડથી પાછા કટની આવી કટનીથી માણિકપુર થઇ અલ્હાબાદ જતાં ૩ સ્ટેશન મૂકી મઇહરનું સ્ટેશન આવે છે. મઇહર એ દેશી રાજ્યની રાજધાની ડેકાનની મોટી સડકની પાસે છે. અહિં એક જુનો કિલ્લો છે. જેમાં હાલ રાજા રહે છે, ગામની બાજુ બાજુ બે મોટાં સરોછે. અહિં જંગલી લાકડાંની પેદાસ સારી છે. અહિંથી ૪૦ માઇલ ઉપર રીવાંનું રાજ્ય છે.

નાગૌડ—મઇહરથી ઉંચેહરાનું એક સ્ટેશન મૂકી સુતનાનું સ્ટેશન આવે છે. ત્યાંથી ૧૭ માઇલ ઉપરના નાગોડનું દેશી રાજ્ય છે. અહિંના મૂળ રહેવાસીયો ગોંડ અને કોલ જાતિના છે. ૧ાા લાખ રૂપિયાની રાજ્યને આવક છે જેમાંથી ૭૦ હજાર રૂપિયા જાગીરો, અને પરમાર્થમાં તથા પુણ્ય ખાતે વપરાય છે. અહિં એક કિલ્લો છે. અહિં પહેલાં લશ્કરી છાવણી હતી. હાલ રાજા ઉચહરામાં રહે છે.

## રીવાં.

સુતના સ્ટેશનથી રીવાં પગરસ્તે જવાય છે. ત્યાં જવા માટે પાકી સડક છે. રીવાં એ બુંદેલખંડમાં મુખ્ય દેશી રાજ્યની રાજધાનીનું ગામ છે. રીવાં મઇહરના રેલ્વે સ્ટેશનથી ૪૦ માઈલ થાય છે. તેમાં ૨૪ હજાર માણસોની વસ્તી છે. જેમાં ઘણો ભાગ હિન્દુઓનો છે. ગામની આજુબાજુ ત્રણ તરફ કોટ છે. મહારાજાનો રાઘવમહેલ જોવા લાયક છે. ગોંડ અને કોલ જાતિના માણસો અહિંના જુના રહેવાસીયો છે. રાજ્યને આવક ૧૨ લાખ રૂપિયાની છે. રાજ્યમાં જંગલ અને કોયલાની ખાણો છે. સતના સ્ટેશન આ રાજ્યની હદમાં છે. સતના બુંદેલખંડના પોલીટીકલ એજંટનું સદર સ્થાન છે. અમરકંટક આ રાજ્યના તાબામાં છે. રાજા વિષ્ણુ ભક્ત છે. રાજાને ૧૯ તોપોનું માન છે. અહિંના રાજાએ ૧૮૫૭ ના બળવા વખતે સરકારને મદદ કરી હતી. તેથી સરકારે અમરકંટક અને સોહાગપુર તેમને આપ્યાં હતાં.

## માણિકપુર.

રીવાંથી સતના સ્ટેશને પાછા આવી ત્યાંથી આગળ ૩ સ્ટેશન મુકી માણિકપુર રેલ્વેનું જંકશન સ્ટેશન આવે છે. માણેકપુરથી નયની જંકશન થઇ અલ્હાબાદ જવાય છે. તેમજ કરવી, ચીત્રકુટ, વિગેરે સ્ટેશનો મુકી બાન્દા ઉપર થઈ ૧ ટ્રેન ઝાંસી જાય છે.

**કરવી**—માણિકપુરથી બહીલપુરવાનું ૧ સ્ટેશન મુકી કરવીનું સ્ટેશન આવે છે. તેનું ભાડુ માણિકપુરથી ૦–૪–૦ છે. તે બાંદા જીલ્લાનું સબડીવીઝનનું ગામ છે. ગામ પયસ્વિની નદીના કાંઠે છે. અહિં ધર્મશાળા, ૫ દેવ મંદિરો અને ૫ મસીદો છે. અહિં ગણેશબાગ અને એક તળાવ, એક કુવો અને એક સુંદર દેવમંદિર છે. કરવીથી પગ રસ્તે ચિત્રકુટ જવાય છે. ત્યાંથી ૨॥ ગાઉ ઉપર ચિત્રકુટ છે. કરવીમાં પેશ્વાનો મોટો વાડો છે. તેમાં ભોંયરામાં ખજાનો રહેતો હતો. અહીંથી ૯ ગાઉ ઉપર રાજાપુરમાં તુલસીદાસ રહેતા હતા.

---

# પ્રકરણ ૬૫ મું
## ચિત્રકુટ, કાલિંજર અજયગઢ, બાન્દા, પન્ના, અને નયની જંકશન.

---

## ચિત્રકુટ.

કરવીથી બીજુ સ્ટેશન ચિત્રકુટનું આવે છે તેનું ભાડું માણિકપુરથી ૦–૪–૦ થાય છે. પણ ઘણા કરવીથી જ ચિત્રકુટ જાય છે. કરવીમાં

ધર્મશાળા છે. ત્યાંથી ચિત્રકુટ જવાનો રસ્તો સારો છે. ચિત્રકુટના સ્થાન પાસે સીતાપુર ગામ છે. ગામ પયસ્વિની અથવા મંદાકિની નદીના કાંઠે છે. સીતાપુરમાં બે એક હજાર માણસોની વસ્તી છે. જેમાં ઘણા તો બ્રાહ્મણો જ છે. તે લોકો ગોરપણું કરે છે. અહિં માંકડાં વધારે છે. કોટિતીર્થ, અનસુયા વિગેરે સ્થાનોએ અહિંથી જવાય છે. ત્યાં જવા માટે સીતાપુરથી ઘોડાં વિગેરે મળે છે. કહ્યું છે કેઃ—

ચિત્રકુટકે ઘાટ પે ભાઈ સંતનકી ભીર,
તુલસીદાસ ચંદન ઘસે તીલક કરે રઘુવીર.

તુલસીદાસ અહિં રહી રઘુવીરની ઉપાસના કરતા.

સિતાપુર મંદાકિની અર્થાત્ પયસ્વિની નદીના કિનારે છે. તેમાં રામઘાટ બાંધેલો છે. રામઘાટ ઉપર નદીમાં સ્નાન કરી પાસે રામલક્ષ્મણનું મંદિર છે ત્યાં દર્શન થાય છે. ચૈત્રી રામનવમી ઉપર, દીવાળી ઉપર અને અમાસ કે ગ્રહણ હોય છે ત્યારે અહિં મેળો ભરાય છે. અહિં ચારે તરફની પહાડીયો ઉપર મંદાકિનીના કિનારે ૩૩ દેવસ્થાનો છે. જેમાં કોટીતિર્થ, દેવાંગના, હનુમાનધારા, સ્ફટિકશિલા, અનસુયા, ગુપ્તગોદાવરી, અને ભરતકુપ એ સાત મુખ્ય દેવસ્થાનો છે.

આ ગામમાં રામચંદ્રજીનાં દર્શન કરવાનાં છે અને એક ચોતરા ઉપર તુળસીદાસની મુર્તિ છે. અને ચોતરા ઉપર મોટો ઓરસીયો છે. તેની આસપાસ સુખડનાં ઝાડ છે. તુળસીદાસ અહિં ચંદન ઘસી રઘુવીરને તીલક કરતા હતા.

કામદાનાથ અને કાન્તાનાથ—સીતાપુરથી ૧ માઈલ ઉપર કામદાનાથ પહાડ છે જતાં રસ્તામાં ઘણાં દેવમંદિરો છે. કામદાનાથની ચારે બાજુ પરિક્રમાને માટે પન્નાના રાજાએ પાકી સડક બાંધેલી છે. ત્યાં પરિક્રમા કરતાં રામચણતરો, મુખારવિન્દ, ચરણપાદુકા વિગેરે ઘણાં દેવમંદિરો આવે છે. ઉપર માંકડાં વધારે છે. તેને લોકો ચણા નાંખે છે. કામદાનાથ ચિત્રકુટમાં મુખ્ય દેવ છે. તેનો ઘેરાવો ચાર ગાઉનો છે.

કાન્તાનાથની ૪ મુર્તિઓ છે. છેલ્લે માત્ર મુખ આવે છે તેને માથે મુકુટ છે. જ્યાં રામચંદ્રે પુંજા કરી હતી.

કામદાનાથની પાસે લક્ષ્મણપર્વત ઉપર લક્ષ્મણનું મંદિર છે જ્યાં ૨૦૦ ઉપરાંત પગથીયાં ચઢીને જવાય છે.

કોટીતિર્થ—એક પર્વત ઉપર કેટલાંક પગથીયાં ચઢીને કોટિતિર્થના કુન્ડ પાસે જવાય છે. જેમાં સ્નાન કરવામાં આવે છે. એક પર્વત ઉપર હનુમાનની એક મોટી મૂર્તિ છે. જેની ભૂજા ઉપર પર્વતમાંથી જળની ધારા પડે છે તે હનુમાનધારા કહેવાય છે. ચિત્રકુટથી ૧ માઈલ ઉપર મન્દાકિનીને કિનારે પ્રમોદવનમાં લક્ષ્મીનારાયણનું મંદિર છે. પ્રમોદ-

વનથી ૧ માઇલ ઉપર નદીના કિનારે સ્ફટિકશિલા નામનો મોટો પથ્થર છે તેના ઉપર પગલાં છે. અહિં ઇન્દ્રના પુત્ર જયન્તે કાગડાનું રૂપ લઇને સીતાજીને ચાંચ મારી હતી.

**અનસૂયા**—સીતાપુરથી આઠ માઇલ ઉપર મન્દાકિનીને કિનારે અનસૂયાના પતિ અત્રિ મુનિની મૂર્તિ છે. અહિં માંકડાં ઘણાં છે. ૨૦૦ પગથીયાં ચઢી ઉપર જતાં સિદ્ધ બાવાની પર્ણકુટી છે. અહિં સદાવર્ત ચાલે છે.

**ગુપ્તગોદાવરી**—અનસૂયાના મંદિરથી ૨ માઇલ પાછા જઇ બીજે રસ્તે ૨ માઇલ જતાં એક સાધારણ ગામ છે. ત્યાંથી ૨ માઇલ ઉપર ગુપ્ત ગોદાવરી છે. અહિં એક અંધારી ગુફામાં સોળેક ગજ ઉપર અંદર સીતાકુન્ડ છે જેમાં ઝરણમાંથી પાણી પડે છે. તેમાં સ્નાન થઇ શકે એવું છે. અહિં પાણીની ધારા પહાડીમાંથી ગુફાની બહાર નીકળીને પથ્થરથી બાંધેલા ૨ નાના કુન્ડમાં પડે છે અને તેમાંથી બહાર પડે છે. તે કેટલેક દૂર વહીને જમીનમાં ગુપ્ત થઇ જાય છે તેથી તેનું નામ ગુપ્તગોદાવરી પડયું છે. પાસે બેએક મંદિર છે જેમાં સાધુ રહે છે.

**ભરતકુપ**—ગુપ્તગોદાવરીથી ૧॥ માઇલ ઉપર ચોબાપુર ગામ છે જેમાં ચોબાનું રાજ્ય છે. ચિત્રકુટનું જંગલ આ રાજાના કબજામાં છે. અહિં એક પાકા બાંધેલા સરોવરના કિનારે ૧૧ શિવ મંદિરો છે. આ સ્થાનનું નામ કૈલાસ છે. ચોબાપુરથી ૬ માઇલ ઉપર એક મેદાનમાં ભરતકુપ છે જેમાંથી પાણી ભરીને સ્નાન થઈ શકે છે. પાસે એક મંદિરમાં રામ, લક્ષ્મણ, ભરત, શત્રુઘ્નની મુર્તિયો છે. અને એક બીજા મંદિરમાં ભરતની મુર્તિ છે. ચિત્રકુટ પર્વતની પાસે અનાદિસિદ્ધ નામનું સ્થળ ગુપ્ત હતું જેમાં અત્રિ મુનિના સેવકોએ પાણીને માટે કુવો ખોદ્યો હતો. જ્યારે ભરતે રાજ્યાભિષેકનો સ્વિકાર કર્યો નહિ ત્યારે તેમના અભિષેકને માટે રામચંદ્રજીએ આણેલું અનેક તિર્થોનું જળ આ કુવામાં નાંખ્યું હતું. તેથી આ કુવો અતિ પવિત્ર થયો છે. ત્યારથી આ કુવાનું નામ ભરતકુપ પડયું છે. ચિત્રકુટનું જંગલ સુંદર છે. ઠેકાણે ઠેકાણે વનચર પશુ પક્ષીઓ, સુંદર લતાપુષ્પો, વિગેરે ઝરણો છે. ચિત્રકુટનું સ્ટેશન કરવી અને તમોલીયાની વચ્ચે છે. પણ યાત્રાળુઓ ચિત્રકુટ ઉતરતા નથી કારણ કે ત્યાંથી જવાનો રસ્તો જંગલમાં છે અને ગાડી વિગેરે મળતુ નથી માટે કરવી ઉતરી ત્યાંથી ૫ માઇલ ચિત્રકુટ જવાય છે. ગાડી વિગેરે પણ ત્યાં મળે છે.

**મહાત્મ્ય**—વિષ્ણુએ બ્રહ્માને કહ્યું કેઃ—ચિત્રકુટ પર્વતનાં દર્શન માત્રથી નિષ્પાપ થવાય છે. અહિં મંદાકિની નદી વહે છે તેમાં સ્નાન કરવાથી પાપ રહેતું નથી. માટે ત્યાં જઇ એક શહેર વસાવો તેથી બ્રહ્માએ અહિં આવી મત્તગયન્દ નામનું શિવલિંગ સ્થાપ્યું છે. જેનાં દર્શન કર્યા વગર યાત્રાનું ફળ મળતું નથી. આ પર્વત ઉપર પર્ણકુટી બાંધી રામ

લક્ષ્મણ અને સીતા વનવાસ નીકળ્યાં ત્યારે રહેતાં હતાં પણ તે સ્થળ અયોદ્ધાની પાસે પડતાં ત્યાંથી પોતે ચાલી અત્રિ મુનિના આશ્રમે આવ્યા. ત્યાં અનસુયાએ ૧૦ વર્ષના દુકાળ પછી પોતાના સતિત્વના પ્રભાવથી ગંગા નદીને વ્હેવરાવી છે. તે મંદાકિની નદી કહેવાય છે. તેમાં સ્નાન કરી દેવતાઓની પુંજા કરવાથી અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે. ભર્તૃહરીના સ્થાન પાસે કાર્તિક સ્વામિનો હંમેશાં નિવાસ છે. આગળ કોટીતિર્થમાં સ્નાન કરવાથી સહસ્રગૌદાનનું ફળ મળે છે. ભરતકુપમાં ચારે સમુદ્ર વસે છે તેમાં સ્નાન કરવાથી મોક્ષ મળે છે એવું રામાયણ, મહાભારત અને શિવપુરાણમાં કહ્યું છે.

## કાલિંજરનો કિલ્લો.

ચિત્રકુટની યાત્રા કરી પાછા આવી રેલ્વેમાં બેસી આગળ જતાં બદૌસાનું સ્ટેશન આવે છે. ત્યાંથી ૧૮ માઇલ ઉપર કાલિંજર ગામ અને કાલિંજર નામના પહાડ ઉપર પહાડી કિલ્લો છે. અહિં બ્રાહ્મણોની વસ્તી વધારે છે. અહિં મુસાફરી બંગલો છે, પહાડની તળેટીમાં પથ્થરનાં પગથીયાં બાંધેલું સુરસરીગંગા નામનું તળાવ છે. ગામની આજુબાજુ કોટ છે તેને ત્રણદરવાજા છે.

કિલ્લો—કાલિંજરનો કિલ્લો જુનામાં જુનો છે. તળાવથી પહાડઉપર અર્ધે રસ્તે પહોંચ્યા પછી બળખંડેશ્વર મહાદેવનું દેવળ છે. પર્વત કોતરીને ઉપર જવાનો રસ્તો કહાડેલો છે. સાત દરવાજામાં થઇને કિલ્લામાં જવાય છે જેમાં આલમ દરવાજો, ગણેશ દરવાજો, ચંડીદરવાજો, અને બળભદ્ર દરવાજો આવે છે. ત્યાંથી આગળ ભેરવકુન્ડ નામનું એક તળાવ આવે છે. જેની પાસે થોડે દૂર ભેરવની મૂર્તિ છે. તેની નીચે એક ગુફા છે. ત્યાંથી આગળ હનમાન દરવાજા પાસે હનમાનકુન્ડ છે. આગળ લાલ દરવાજો મૂકી સદર દરવાજો આવે છે. કોટનો અંદર પથ્થર કોરીને બનાવેલી કોટડી છે. તે પછી પાતાળગંગા આવે છે. તે માર્ગ કઠણ છે. ત્યાં એક ગુફા છે. તેની આગળ પાંડુગુફા છે. ત્યાંથી એક રસ્તે બુદ્ધિતળાવ જવાય છે. તે પછી મૃગધારા આવે છે જ્યાં બે કોટડી, ૧ પાણીનો કુન્ડ અને સાત હરણો કોતરેલાં છે. આ સાત રૂષિ હતા તે શાપથી કાલિંજરમાં હરણ થયા છે. હરણની લોકો પુંજા કરે છે. કોટિતીર્થમાંથી મૃગધારામાં પાણી આવે છે. કોટિતીર્થ કિલ્લાની વચ્ચે એક મોટું તળાવ છે. તેના કિનારે પથ્થર મહેલ અને જુની ઇમારતો છે કોટિતિર્થની આગળ પરિયાલની બેઠક અને અમનસિંહનો મહેલ આવે છે.

નીચે ઉતરતાં એક દરવાજા પાસે દીવાલમાં જૈન તિર્થંકરોની પ્રતિમા છે, પાસે મુસલમાનોનો ઇમારત છે. આગળ જતાં જટાશંકર, ક્ષીર-

સાગર, તુંગભેરવ અને બીજી કેટલીક ગુફાઓ આવે છે પછી નિલકંઠ મહાદેવનું દેવાલય આવે છે. અહિં વૈષ્ણવ અને શૈવોના દેવોની ઘણી મુર્તિયો છે. પહેલાં નીલકંઠ મહાદેવનું મંદિર સાત માળનું હતું પણ હવે તો માત્ર ૧ માળનું છે. મંદિરથી ઉપર જતાં એક તળાવ છે. તે પછી આગળ જતાં કાળભેરવની મૂર્તિ આવે છે.

કિલ્લામાં મુસલમાનોના ઘણા રોજા પણ છે. ચંદેલ વંશના ચંદ્રવર્માએ કાલિંજરના કિલ્લાને બનાવ્યો હતો. મુસલમાનોએ આ કિલ્લો લઇ મંદીરોને ઠેકાણે મસીદો બનાવી હતી જે પછી પન્નાના હરદેવશાહની પાસે આ કિલ્લો આવ્યો. સને ૧૮૫૬ માં કિલ્લો તોડી નાંખી ખંડેર બનાવ્યો. સને ૧૮૫૭માં અંગ્રેજોની પાસે આ કિલ્લો આવ્યો.

મહાત્મ્ય—કાલિંજર નામનું મહાતિર્થ છે, જ્યાં ભગવાન મહેશ્વરે દ્વાપરમાં કાલને જીર્ણ કરીને પાછો જીવતો કર્યો હતો. અહિં દેવહૃદનામના તિર્થમાં સ્નાન કરવાથી સહસ્ત્ર ગૌદાનનું ફળ મળે છે. એવું મહાભારત અને કુર્મપુરાણમાં છે.

## અજયગઢ.

કાલિંજરથી ૧૬ માઇલ ઉપર અજયગઢનો કિલ્લો છે જે દેશી રાજ્યમાં છે. અહિં પહાડી ઉપર ૯ મી સદીનો બનાવેલો જુનો કિલ્લો છે. પહાડની તળેટી ઉપર નવ શહેરમાં રાજા રહે છે. રાજા સવાઇ મહારાજા કહેવાય છે.

અહિંથી પાસે છત્રપુરનું તેમજ બિજાવરનું દેશી રાજ્ય છે. તે રાજાઓને અઢી અઢી લાખ રૂપિઆની આવક છે છત્રશાલ રાજાના નામ ઉપરથી છત્રપુર ગામનું નામ પડયું છે. રાજા પંવાર રજપુત છે. બિજાવરનું રાજ્ય પહાડી પ્રદેશમાં છે તેમાં લોઢાવાળા પત્થર નીકળે છે.

## બાન્દા.

બદૌસાના સ્ટેશનથી ઝાંસી જતાં ત્રણ સ્ટેશન મુકી બાન્દાનું રેલ્વે જંકશન આવે છે બાન્દા જીલ્લાનું સદર સ્થાન છે. બાન્દાથી ૧ ટ્રેન કાનપુર જાય છે અને બીજી ટ્રેન ઝાંસી જાય છે. બાન્દા અલ્હાબાદ વિભાગનું જીલ્લાનું સદર સ્થાન છે. અહિંથી ૧ માઇલ ઉપર કેન નદી છે. બાન્દામાં પહેલાં નવાબ હતો તેની પાસેથી ૧૮૫૭ ના બળવા પછી રાજ્ય સરકારે લઇ લીધું. અહિંથી ૧ માઇલ ઉપર ફતેહપુરરોડ ઉપર લશ્કરી છાવણી છે. કેન નદીને કિનારે રેલ્વે પુલ પાસે ભૂરાગઢ નામનો જુનો કિલ્લો ઉજ્જડ જેવો છે. અહીંના પત્થરો વખણાય છે. તે પેપરવેટ તરીકે સારા છે. બાંદામાં ૬૬ મસીદો, ૧૬૧ હિંદુ દેવાલયો અને ૫ જૈન દેરાસરો છે.

### પન્ના.

બાંદાથી જમલપુર જતી સડક પાસે બાંદાથી ૬૨ માઇલ ઉપર પન્ના એ બુંદેલખંડમાં દેશી રાજ્યની રાજધાનીનું સ્થાન છે. અહિં ૧૫ હજાર માણુસોની વસ્તી છે. જેમાં ૧૨ હજાર હિન્દુઓ છે. ગામમાં નવો રાજમહેલ જોવા લાયક છે. તેમજ બળદેવજીનું નવું બંધાવેલું મંદિર તેમ જ બીજાં પણ ઘણાં મંદિરો છે. વન્ઘઘાટની ઉંચી જમીન ઉપર રાજ્યનો વધુ ભાગ છે. અહિંની જમીન પહાડી છે. રાજ્યને ૪ાા લાખ રૂપિઆની આવક છે.

પન્નામાં હીરાની ખાણો છે. હીરાની ખાણોને માટે આ રાજ્ય પ-સિદ્ધ છે. પહાડમાં પંદર વીસ ફુટ નીચે ખોદતાં કિંમતી પત્થરો નીકળે છે. હીરા કહાડતાં ઘણી મહેનત પડે છે. પહેલાં અહિં હીરા ઘણા નીકળતા. હવેતો થોડા નીકળે છે, તો પણ દર વર્ષે ૧ લાખ રૂપિયાના હિરા અહિં નીકળે છે. અહિંના મૂળ રહેવાસી ગોંડ અને કોલ જાતિના છે. ૧૮૫૭ ના બળવામાં અહિંના રાજાએ સરકારને મદદ કરી હતી. રાજા બુન્દેલા રજપુત્ત છે. તેમને ૧૩ તોપોનું માન છે.

### નયની જંકશન.

માણેકપુરથી ૫ સ્ટેશનો મૂકી આગળ નયની જંકશન સ્ટેશન આવે છે. નયનીથી ૧ ટ્રેન અલ્હાબાદ જાય છે, ૧ ટ્રેન મોગલ સરાઇ જાય છે અને બીજી ટ્રેન માણિકપુર થઇને કટની અને ઝાંસી તરફ જાય છે.

---

# ભાગ ૧૪ મો.

## પ્રયાગથી કાશી થઈ ગયાજી.

---

## પ્રકરણ ૬૬ મું.

# અલ્હાબાદ—પ્રયાગરાજ.

---

કાનપુરથી અલ્હાબાદ અવાય છે. કાનપુરથી લખનૌ જઇ ત્યાંથી અયોદ્ધા થઇ, અયોદ્ધાથી અલ્હાબાદ અવાય છે. યાત્રાળુઓ મથુરાંથી આગ્રા, કાનપુર થઇ અલ્હાબાદ આવે છે. ઘણા અલ્હાબાદથી પછી અ-યોદ્ધા જાય છે. સ્ટેશન પાસે ધર્મશાળાઓ છે. નયની અને અલ્હાબાદની વચ્ચે યમુના નદી ઉપર ૩૨૩૫ ફુટ લાંબો રેલ્વેનો પુલ છે. તે પુલ ઉપર નીચેથી માણુસો અને ઘોડાગાડી જાય છે, ૧ પૈસો લઈ પુલ ઉપરથી મા-

ઘુસને જવા દે છે અને ઉપરથી રેલ્વે ગાડી જાય છે. સ્ટેશનથી ગામ દોઢ ગાઉ દુર છે. સ્ટેશન ઉપર મજુરો લુચ્ચા હોય છે. અલ્હાબાદ પ્રાચીન તિર્થ પ્રયાગરાજના નામથી પ્રખ્યાત છે. પ્રયાગરાજ ગંગા અને યમુનાના સંગમ ઉપર આવેલું છે. શહેરમાં ૧ લાખ ૭૫ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. જેમાં ૧ લાખ ૧૮ હજાર ઉપરાંત હિન્દુઓ છે. રેલ્વે સ્ટેશનથી કિલ્લો ૨ માઇલ દૂર થાય છે. અને શહેર ૪ માઇલ છે. અહિં લશ્કરી છાવણી છે. તેમજ લેફ્ટેનેંટ ગવર્નર રહે છે. શહેર ઉંચાણુ જમીન ઉપર છે. અહિં શહેર બહાર અને અંદરના રસ્તા સારા અને સ્વચ્છ છે. શહેરમાં આલફ્રેડ પાર્ક, ખુશરૂ બાગ, હાઇકોર્ટ, મેયોકોલેજ, વિગેરે જોવા લાયક છે. પ્રયાગ સર્વ તિર્થમાં શ્રેષ્ટ ગણાય છે. અહિં દશાશ્વમેધનો ઘાટ છે. ત્યાંથી લોકો ગંગાજળ ભરી લે છે. ત્યાં ગંગાજી એકલાં વ્હે છે.

**ત્રિવેણી**—ગામથી દોઢેક માઇલ ઉપર ત્રિવેણી છે. અહિં ગંગા, યમુના અને સરસ્વતી એ ત્રણ નદીયોનો સંગમ થાય છે તેથી આ સ્થાનનું નામ ત્રિવેણી પડેલું છે. અહીં ઘાટ ઘણીવાર બંધાવેલો પણ તે પાણીના જોસથી ટકી શકતો નથી. ગંગા હિમાલયમાં ગંગોતરી પર્વતમાંથી નીકળી અહિં આવે છે. યમુના હિમાલયના યમુનોતરી પર્વતમાંથી નીકળી દિલ્હી, વૃન્દાવન, મથુરાં થઇને અહિં આવી ગંગાને મળે છે. સરસ્વતિનું જળ ગુપ્ત છે. સંગમ પાસે ગંગાનું જળ ધોળું અને યમુનાનું જળ લીલાશ પડતું કાળશ પર જુદુ જુદુ દેખાય છે. અહીં પાણીનું તાણ વધારે છે. સંગમની પાસે લગભગ ૩૦૦ ઉપર ગોર લોકોની છાપરીઓ છે. જેમાં ઘણા હાથી, ઘોડા લશ્કર એવા ચિન્હોવાળી ધજાઓ રાખે છે. યાત્રાળુ પોતાના ગોરના મુકામ ઉપર કપડાં કાઢી સ્નાન કરે છે. મહા મહીનામાં ગંગા અને યમુના વચ્ચે બે માઇલ લંબાઇ પહોળાઇનો બેટ પડે છે ત્યાં લાખો યાત્રાળુઓ સ્નાન દાન કરવા એકઠા થાય છે. ગોર લોકો પારા નાંખી ત્યાં પોતપોતાની ચોકી પાસે ડેરા તંબુ નાંખી બેસે છે. અને દરેક જણુ પોતાનાં ચિન્હવાળી ધજા રાખે છે. ઘણા યાત્રાળુઓ મહા મહિનામાં એક મહિનો ત્રિવેણી સ્નાન કરવા માટે અહિં રહે છે. ત્રિવેણીનું પહેલું સ્નાન મકરસંક્રાંતિને દિવસે થાય છે તે વખતે નદીની રેતમાં ઘણી દુકાનો મંડાય છે.

યાત્રાળુઓ અહિં માથું મુંડાવે છે. દરેક મહા મહિનામાં ત્રિવેણી ઉપર યાત્રાળુઓની ભીડ રહે છે. પણ અમાસને દિવસે સ્નાન કરવાનું ઘણું મહાત્મ્ય છે. જ્યારે બારે વર્ષે વૃષભ રાશીના બૃહસ્પતિ થાય છે ત્યારે અહિં કુંભનો મોટો મેળો ભરાય છે. તે વખતે તમામ સંપ્રદાયના

અસંખ્ય સાધુઓ અહિં આવે છે. તેમાં ઘણા નાગા સાધુઓ પણ હોય છે. કુંભના મેળા વખતે મહા મહિનાની અમાસે લગભગ દશેક લાખ માણસો અહિં સ્નાન કરવા ભરાય છે. અહિં બૈરાં પણ વાળની લટ કપાવે છે. અહિં સ્નાન કરી શ્રાદ્ધ કરાવાય છે. લગભગ તમામ યાત્રાળુ અહિં દાઢી મુછ લેવરાવી હજામત કરાવે છે.

મહાત્મ્ય—પુરાણમાં કહ્યું છે કે; દેવો અને રાક્ષસોને યુદ્ધ થયું તે વખતે દેવોના ગુરુ બૃહસ્પતિ જે સમુદ્ર મંથન કરવાથી અમૃત નીકળ્યું હતું તે અમૃત નો ઘડો લઇ નાસી જતા હતા. તે વખતે રાક્ષસો તે લેવા પાછળ પડયા તેથી ત્રિવેણી, ગોદાવરી અને ક્ષિપ્રાના તટઉપર કુંભ ( ઘડા ) માંથી અમૃત છલકાઇને ત્રિવેણી, ગોદાવરી અને ક્ષિપ્રાના તટ ઉપર પડયું. એથી કુંભના ગુરુ થતાં હરિદ્વારમાં, વૃષભના બૃહસ્પતિ થતાં પ્રયાગમાં, સિંહના બૃહસ્પતિ થતાં નાસિકમાં અને વૃશ્ચિકના બૃહસ્પતિ થતાં ઉજ્જનમાં કુંભનો મેળો ભરાય છે. તે વખતે ત્યાં સ્નાન કરવાનું મહાત્મ્ય વિશેષ છે. કાંઠા ઉપર એક નાના કુન્ડમાં હનુમાનની મુર્તિ પાણીમાં સુતેલી છે, તેને ઉભી કરવા સરકારે ઘણો પ્રયત્ન કર્યો, પણ તેમ તેમ તે ઉંડી ઉતરતી હતી એવું કહેવાય છે.

કિલ્લો—ગંગા અને યમુનાની વચ્ચે પથ્થરનો દઢ કિલ્લો છે જે અકબર બાદશાહે બંધાવેલો છે. તેની દીવાલ ૨૦–૨૫ ફુટ ઉંચી છે તેની ત્રણે તરફ ઉંડી ખાઈ છે. કિલ્લાની અંદર ઑફીસરોના બંગલા છે. તેમ અંદર લશ્કર રહે છે. અહીં પહેલો દેશી પલ્ટનનો અને અંદર સોલ્જરોનો પહેરો રહે છે. મેદાનના કંપાઉન્ડમાં તોપોની હારો છે. તથા ગોળા ગોઠવેલા છે. જુના મહેલમાં હથિયારો અને બંદુકો વીગેરેનો સ્ટોરરૂમ રહે છે. સરકારની રજાચીઠી લઇ કિલ્લો જોવાય છે. કિલ્લાની બહાર થોડે દૂર જમીનથી ઉંડા મહાવીરજીની મોટી મૂર્ત્તિ છે. કિલ્લામાં અકબરના વખતનો મહેલ છે. આર્સનલની અંદર એક દહેગાની વચમાં વડ છે તેનાં પાંદડાં દર ચોમાસે બાકોરમાં થઇ બહાર આવે છે. અહીં ભોંયરાં પણ છે. કિલ્લાની પૂર્વોત્તરે પાણી રોકવાને માટે દારાગંજ સુધી બાંધ બાંધેલો છે. કિલ્લા ઉપરથી સંગમનો દેખાવ જણાય છે તેમ સામે કાંઠે અંધેરી નગરીનાં ખંડેરો જણાય છે.

પ્રાગવડ અથવા અક્ષયવડ—પ્રાગવડ કિલ્લામાં છે. યાત્રાળુઓ પૂર્વના મજબુત દરવાજામાંથી કિલ્લામાં પેસે છે તેમાં જવા માટે પરવાનગી લેવી પડતી નથી. અંદર દક્ષિણ બાજુએ એક અંધારા ભોંયરામાં પ્રાગવડ છે. કેટલાંક પગથીયાં નીચે ઉતરી આગળ અંધારા રસ્તે દીવો લઇને જતાં જમીનની અંદર ૫૦ ફુટ લાંબા ને ૨૦ ફુટ પહોળા ભોંયરામાં અક્ષયવડ કે પ્રાગવડ છે. તેને માત્ર જાડાં બે ડાળાં છે. અને

તે લીલાં રહે છે. તેને પાન નથી. પ્રાગવડને તેલ સીંદુર લગાવી તોરણ વીંટેલાં હોય છે. રસ્તામાં દેવમૂર્તિયો અને અક્ષયવડની પાસે શિવલિંગ છે. અક્ષયવડની પુંજા, પરિક્રમા કરી લોકો ભેટે છે. અહિં અંદર ઢુંઢીરાજ ગણપતિ, મહાદેવ, સરસ્વતિ અને લક્ષ્મી વિગેરે દેવોનાં દર્શન કરવાનાં હોય છે. દુધનાથ મહાદેવ અહિંથી પ્રકટ થયા છે. અહીં યાત્રાળુઓ ૧ ચીજ ન ખાવી એવી પ્રતિજ્ઞા લે છે.

**અશોક સ્તંભ**—પ્રાગવડથી દક્ષિણે એકજ પથ્થરનો જમીનથી ૨૨ ફીટ ઉંચો અશોક સ્તંભ છે. જેના ઉપર સમ્રાટ અશોકના વખતનો લેખ કોતરેલો છે. તેમજ બીજા કેટલાક લેખો પણ કોતરેલા છે. અશોક સ્તંભની ઉત્તરે એક ઉંડો કુવો છે.

**ઝુંસી**—ગંગાને કિનારે આ સ્થળ છે તેનું પૂર્વે પ્રતિષ્ટાનપુર નામ હતું, તે ચંદ્રવંશી રાજાઓની રાજધાનીનું સ્થળ હતું. અહિં જુના કિલ્લામાં ઘણાં ભોંયરાં છે જેમાં કેટલાંકમાં તો સાધુઓ રહે છે.

**પરિક્રમા**–પ્રયાગમાં પરિક્રમા કરતાં રસ્તામાં અલોપીદેવીનું મંદિર આવે છે. તે પછી દારાગંજમાં વેણીમાધવનું મંદિર છે, ગંગા કિનારે લિંગરૂપે વાસુકીનું મંદિર છે, જ્યાં નાગ પાંચમે મેળો ભરાય છે. શહેર પાસે ભારદ્વાજ મુનિની મૂત્તિ છે. અને એક ભોંયરામાં યાજ્ઞવલ્કયમુનિની મૂર્તિ છે યમુનાની પારે એક મંદિરમાં સોમનાથ અને તે પછી દારાગંજ પાસે ગંગામાં દશાશ્વમેધ તીર્થ છે. અહિં બ્રહ્મેશ્વર અને શુલટંકેશ્વર મહાદેવ છે. અહિં વેણીમાધવ ઠાકોરજી સર્વ તિર્થોના રાજા ગણાય છે.

જોવાલાયક સ્થળોમાં ખુશરૂબાગ, એલ્ફ્રેડપાર્ક, મેઓકોલેજ વિગેરે છે.

**ખુશરૂબાગ**—રેલ્વેસ્ટેશન પાસે થઈ સાઉથરોડ પસાર કરીને આ બાગ છે. બાદશાહ ખુશરૂએ આ બાગ બનાવ્યો હતો, જે રેલ્વેસ્ટેશનથી થોડે દૂર જ છે. બાગ મોટો છે. તેમાં ખુશરૂનો, નુરજહાંનો અને જહાંગીરની સ્રી સાહિબા બેગમના એમ ત્રણ રોજા છે. તેમાં દરેકની કબરો છે. બાગમાં સુંદર ફુલ ઝાડો છે.

**એલ્ફ્રેડપાર્ક**—કેન્ટોન્મેન્ટમાં આવેલો આ બાગ ઘણો ઉત્તમ છે તેમાં સુંદર વૃક્ષો અને ફુલ ઝાડો છે. વચ્ચે એક બંગલો છે. જ્યાં બૅન્ડ વાજુ વાગે છે. બાગની ઉત્તરે **મેઓકોલેજ** છે જેનો મેઓહૉલનો ટાવર ૧૪૭ ફુટ ઉંચો છે. બાગ પાસે મેઇન મેઓરીઅલ હૉલ છે તેની અંદર પત્થરનાં પુતળાંનું સંગ્રહસ્થાન છે. શહેરના મુખ્ય બજારમાં તળે દુકાનો છે ને ઉપર ઘણે ભાગે વેશ્યાઓ છે.

હાઇકૉર્ટ પથ્થરની બાંધેલી છે. ઉપરના માળમાં જજ્જો બેસે છે. અહિં ગોકળદાસ તેજપાળની ધર્મશાળા સારી છે. અહિંના ગોર લોકો ઘણાખરા ગૃહસ્થ હોય છે; તે યાત્રાળુઓને કનડગત કરતા નથી પણ સંતોષી છે, પ્રયાગ ઘણું જુનું શહેર છે. પહેલાં અહિં બૌદ્ધમઠ પણ હતો

અકબરે આ શહેરને ફરીથી સુધરાવી તેનું નામ અલ્હાબાદ રાખ્યું હતું. પહેલાં અહીં હિંદુ રાજ્ય હતું, પછી મુસલમાની થયું, તેમની પાસેથી મરાઠાઓએ જીત્યું, વળી પાછું મુસલમાનોનું રાજ્ય થયું. છેવટે સને ૧૮૦૧ માં લખનૌના નવાબ પાસેથી અંગ્રેજોએ અલ્હાબાદ લઇ પોતાના રાજ્યમાં મેળવી દીધું. અહીં લેફટેનંટ ગવર્નર અથવા તો ચીફ કમીશ્નર રહે છે તેને કબજે લખનૌ પણ છે, તેથી તે કેટલોક વખત અહિં અને કેટલોક વખત લખનામાં રહે છે. સને ૧૮૫૭ માં અહિં પણ બળવો થયો હતો. કિલ્લાથી ૧ માઇલ ઉપર દારાગંજ છે. શહેરથી ૨ માઇલ ઉપર કટરા અને કટરાથી થોડે દૂર દક્ષિણે કર્નલગંજ છે. દારાગંજ અને કીડગંજમાં પૈસાદાર વેપારીઓનાં મકાનો છે. અલ્હાબાદનો કિલ્લો છે જ્યાં જૈનોના પહેલા ભગવાનને કેવળ જ્ઞાન થયું હતું. અહીંથી ત્રણ ગાઉ ઉપર મુઠીગંજમાં જૈનોનું દેરાસર અને ધર્મશાળા છે.

**મહાત્મ્ય**—જે પુરુષ ગંગા અને યમુનાના સંગમમાં સ્નાન કરે છે તેને ૧૦ અશ્વમેધનું ફળ મળે છે. પ્રયાગમાં સર્વ દેવતાઓની સાથે વિષ્ણુનો વાસ છે. ગંગા અને યમુના જ્યાં મળે છે તે સ્થાન પૃથ્વીની જંઘા છે, પ્રયાગ પૃથ્વીની યોનિ છે, અને પ્રયાગ, પ્રતિષ્ટાનપુર, કમ્બલાશ્વતર તીર્થ, ભોગવતી એ બ્રહ્માની વેદી છે. ગંગા યમુનાના સંગમ ઉપર ભારદ્વાજ મુનિનો આશ્રમ હતો, ત્યાં રામ લક્ષ્મણ અને સીતા વનવાસ જતી વખતે ગયાં હતાં. પ્રયાગમાં ગંગાના તટ ઉપર દશાશ્વમેધ નામનું તિર્થ છે.

વૈવસ્વતમુનીનો પુત્ર સુદ્યુમ્ન પ્રતિષ્ટાનપુરમાં રહેતો હતો તે એક વખતે સુમેરૂપર્વત પાસે કુમારવનમાં શિકાર ખેલવા ગયેલો ત્યાં પુરુષનો સ્ત્રી બની ગયો તે પછી તેનું નામ ઇલા પડ્યું. તેને ચંદ્રમાના પ્રસંગથી પુરૂરવા નામનો પુત્ર થયો. પછી તે શિવના વરદાનથી ૧ માસ સ્ત્રી અને ૧ માસ પુરૂષ થવા લાગ્યો. તે પછી તે પોતાના પુત્ર પુરુરવાને રાજ્ય સોંપી વનમાં ચાલી ગયો, પુરુરવાએ પ્રયાગ પાસે પ્રતિષ્ટાનપુરમાં રહી રાજ્ય કર્યું હતું. તેનો પુત્ર આયુ થયો તેને નહુષ અને નહુષને યયાતિ પુત્ર થયો હતો.

સૂર્ય સંપૂર્ણ જગતને ભષ્મ કરે છે પણ અક્ષયવડની જડને ભષ્મ કરી શકતો નથી. પ્રલયે વખતે સૂર્ય, ચંદ્ર નષ્ટ થઇ જતાં વિષ્ણુભગવાન આ અક્ષયવડની પાસે વારંવાર પૂજન કરતા સ્થિત રહે છે. પ્રતિષ્ટાનપુર તિર્થમાં બ્રહ્મા સ્થિત છે. વિષ્ણુ વેણીમાધવરૂપે અને શિવજી અક્ષયવડરૂપે પ્રયાગમાં સ્થિત છે. ગંગા યમનાના સંગમ ઉપર દાન કરવાનું પુણ્ય ઘણું છે. ગંગા વિષ્ણુના ચરણુપાંથી અને યમુના સૂર્યથી ઉત્પન્ન થઈ છે. ત્રિવેણીક્ષેત્ર પૃથ્વીમંડલમાં સર્વ તિર્થોમાં ઉત્તમ છે. અને પ્રયાગ તિર્થરાજ છે. અહીં બ્રહ્માએ સ્થાપેલું બ્રહ્મેશ્વર શિવલિંગ છે જે માઘ માસમાં અહિં સ્નાન કરે છે તે બ્રહ્માના લોકને પામે છે.

બ્રહ્માની ૫ વેદી છે જેમાં તેમણે યજ્ઞ કર્યો હતો. તેમાં મધ્યવેદી પ્રયાગ છે. પૂર્વવેદી ગયા, દક્ષિણવેદી વિરૂજા, પશ્ચિમવેદી પુષ્કર અને ઉત્તર વેદી સ્વમન્ત પંચક ( કુરુક્ષેત્ર ) છે. સરસ્વતી કલ્પવૃક્ષની નીચે થઇને પ્રયાગમાં ગુપ્ત રીતે નીચે ને નીચે વ્હેતી પશ્ચિમ દિશા તરફ પુષ્કર તિર્થમાં જાય છે. અક્ષયવટ અથવા કલ્પવૃક્ષ પુષ્પરહિત છે, તેમાંથી પુષ્પની વાસ આવે છે. કરોડો તિર્થમાં મુખ્ય રાજા પ્રયાગ છે. સંપૂર્ણ શહેરો મકરના સૂર્યમાં માઘમાસમાં પ્રયાગમાં આવે છે. અહિં માધવજી લક્ષ્મી સહિત નિવાસ કરે છે. અહીં બ્રહ્માએ સો અશ્વમેધ યજ્ઞ કર્યા હતા, પ્રલય વખતે અક્ષયવટના એક પાન ઉપર ભગવાન બાલરૂપ ધરીને શયન કરે છે.

ત્રિવેણીમાં જે સ્ત્રી વેણી કાપીને આપે છે તે સૌભાગ્યવતી ને પુત્રવતી થાય છે. અહિં મુન્ડન કરાવાનું મહાતમ વધુ છે. જેથી વાળોની જડોમાં રહેલું પાપ જાય છે. સ્ત્રીઓ લટ કપાવે છે. મહા મહિનાની અમાસે અહિં સ્નાન કરવાનું ઘણું મહાત્મ્ય છે. અહિં સ્નાન અને દાનનું મહાત્મ્ય વિશેષ છે. અહિં બ્રહ્માએ યજ્ઞ કરેલા. તેથી પ્રયાગ નામ પડયું છે. મહામહિનામાં ૩ કરોડ ૧૦ હજાર તિર્થો પ્રયાગમાં એકત્ર થાય છે તેથી તે વખતે અહિં સ્નાન કરવાથી મનુષ્ય નિષ્પાપ થઇ સ્વર્ગ લોકને પામે છે. એવું

અહીં સ્ટેશન પાસે સરકારી મકાનો છે દેશી શહેરમાં ગલીઓ સાંકડી છે. ગંગા ઉપર તરતી હોડીયોના બે પુલ છે. અકબરે હિંદુઓનો મંદીરો તોડેલાં પણ પ્રયાગમાં તો તેને કાયમ રાખી આજુબાજુ કિલ્લો બંધાવ્યો હતો.

---

## પ્રકરણ ૬૭ મું.

## અલ્હાબાદથી વિન્ધ્યવાસિની, મીરજાપુર, ચુનાર, અને મુગલસરાઇ થઈ કાશી.

---

આ પ્રમાણે અલ્હાબાદ—પ્રયાગની યાત્રા કરી પ્રયાગથી કાશી—બનારસ જવાય છે. જો લખનૌ થઇ અયોધ્યા ન જઇ આવ્યા હોય તો અલ્હા-બાદથી પરતાપગઢ, સુલ્તાનપુર, ફૈઝાબાદ થઇ અયોદ્ધા જવાય છે. પછી અયોદ્ધાથી જોનપુર થઈ બનારસ અવાય છે.

# વીન્દ્યાચલ—વિન્દ્યવાસીની દેવી.

અલ્હાબાદથી નયનીજંકશન થઈ બનારસ જતાં વચ્ચે વિન્ધાચલનું યાત્રાનું સ્થળ છે. ત્યાં ઉતરી યાત્રા કરી પછી બનારસ જવું. અલ્હાબા-

દથી ઇસ્ટ ઇન્ડીઅન રેલ્વેમાં બેસી નયનીજંક્શન થઇ છીઓકી, કરચના, બીરપુર, મેજારોડ, ઉચડીહ, મંડાહરોડ, જીગના, ગયપુરા, અને બીરોહી સ્ટેશનો મૂકી વિન્ધ્યાચલનું રેલ્વેસ્ટેશન આવે છે. અલ્હાબાદથી વિન્ધ્યાચલ ૫૧ માઇલ છે તેનું ભાડું ૦-૧૨-૦ છે. ગામ સ્ટેશનથી ૧ માઇલ દૂર છે વિન્ધ્યાચલ ગંગાને જમણે કિનારે છે. અહિં ઘણી વસ્તી બ્રાહ્મણ લોકાની જ છે. સ્ટેશન પાસે ધર્મશાળાઓ છે. તેમાં ઘણા યાત્રાળુઓ ઉતરે છે. અહિં બજારમાં યાત્રાળુઓને માટે સર્વ વસ્તુઓ મળે છે, અહિં પહાડમાંથી પત્થરો મકાન બાંધવાના કામમાં આવે છે. અહિં વિન્ધ્યાચલ પર્વત ઉપર ભગવતી કૌશિકી અને કાત્યાયનીનું મંદિર છે. જેને વિંધ્યવાસિની દેવી પણ કહે છે. મંદિર પશ્ચિમ મૂખે છે. તેની અંદર સિંહ ઉપર સ્વારી કરેલી ભગવતી ની ૨॥ હાથ ઉંચી સ્યામ મૂર્તિ છે. નિજ મંદિરમાં સાત ઘંટ છે અને પશ્ચિમના ખંડમાં ૪ મોટા ઘંટ છે. જેમાંનો મોટો ઘંટ નેપાલના મહારાજાએ આપેલો છે. આગળ બલિદાનની જગા છે જેની પશ્ચિમ પાસે એક મંદિરમાં ૧૨ હાથ વાળી દેવી, બીજામાં ખોપરેશ્વર મહાદેવ, અને દક્ષિણ તરફના મંદીરમાં મહાકાળી છે. ઉત્તર તરફ ધર્મધ્વજા છે. ભગવતીના મંદિરની દક્ષિણે ખુલ્લો મંડપ છે. પહેલાં વિન્ધ્યાચલનું સ્ટેશન નહોતું ત્યારે લોકો મીરઝાપુરના સ્ટેશને ઉતરી અહિં આવતા હતા. મંદીરમાં બ્રાહ્મણો ચારે તરફ બેસીને ચંડીપાઠ કર્યા કરે છે. ભગવતીના મંદીરથી થોડે દૂર વિન્ધેશ્વર મહાદેવનું મંદિર છે. તેની પાસે હનુમાનની મૂર્તિ છે. વિન્ધ્યાચળથી ઉત્તરે ગંગાની રેતમાં નાની ટેકરી ઉપર વિન્ધેશ્વર મહાદેવ છે. ગંગામાં પુર આવતાં આ મંદિર પાણીમાં બુડી જાય છે.

ભગવતી, કાલી અને અષ્ટભુજા અથવા તો મહાલક્ષ્મી, મહાકાળી, અને મહાસરસ્વતી એ ત્રણ દેવીઓનાં દર્શનને ત્રીકોણ યાત્રા કહે છે. ભગવતી દેવી પાર્વતિના શરીરમાંની નીકળી છે, તેનું નામ કાશિકી, કાત્યાયની, અને ચન્ડિકા વિગેરે છે. કૌશિકીએ ચન્ડ અને મુન્ડ રાક્ષસોની સાથે યુદ્ધ કર્યું તે વખતે કૌશિકીના લલાટમાંથી જે દેવી ઉત્પન્ન થઇ તેનું નામ કાલી અથવા ચામુન્ડા છે. અને ગોકુળમાં જસોદાને ત્યાં જે દેવીએ જન્મ લીધો અને જેને વાસુદેવ કૃષ્ણને બદલે જસોદા પાસે મૂકી મથુરાંમાં લાવ્યા હતા, અને જેને કંસે પથ્થર ઉપર પછાડી હતી તે અષ્ટભુજા અથવા મહાસરસ્વતિ દેવી છે. વિન્ધ્યાચલથી ૨ માઇલ ઉપર પર્વતની તળેટીમાં ' કાલી ખોહ ' નામના સ્થાનમાં મહાકાલીનું મંદિર છે. મહાકાલીનું શરીર નાનું છે અને મુખ ઘણું મોટું છે. અહિં લોકો મરઘડાં રમતાં મૂકે છે. અહિંથી પર્વત ઉપર ૧૦૮ પગથીયાં ચઢીને જવાય છે. કાલીખોહથી ૨ માઇલ ઉપર પર્વત ઉપર અષ્ટભુજાદેવીનું મંદિર છે. ત્યાંથી વિન્ધ્યાચલ સુધી જવાની કાચી સડક છે. વચ્ચે રામેશ્વર મહાદેવનું મંદિર આવે છે, જેની ઉત્તરે ગંગાના તીરે રામગયામાં શ્રાદ્ધ થાય છે.

**મહાત્મ્ય**—શિવે પાર્વતિજીને એક વખતે 'હે કાલી' કહી બોલાવ્યાં તેથી પાર્વતિજીએ ગુસ્સે થઈ હિમાલય પર્વત ઉપર જઈ કઠોર તપ કર્યું. તેથી બ્રહ્માએ પ્રસન્ન થઇ તેમને સુવર્ણ જેવું રૂપ થાય એવું વરદાન આપ્યું. જેથી પાર્વતિજીનું કાળુ રૂપ બદલાઇ ગૌરરૂપ થયું, તે પછી તે ગૌરી કહેવાય છે. પછી તેમની કાળી ત્વચામાંથી દેવી ઉત્પન્ન થઈ તે કૌશિકી કહેવાયાં. જેનું વાહન સિંહનું છે. અને બ્રહ્માજીની આજ્ઞાથી દેવી કૌશિકી વિન્ધ્યાચલમાં રહ્યાં અને પાર્વતિજી શિવ પાસે ગયાં. વિન્ધ્યાચલમાં તે વિન્ધ્યાસિનીદેવી રૂપે પ્રખ્યાત છે. પાર્વતીના શરીરકોશથી દેવી પ્રકટ થયાં માટે કૌશિકી કહેવાયાં. દેવોને જ્યારે અસુરોએ જીતી લીધા ત્યારે તેમણે દેવીને પ્રાર્થના કરી તેથી તેણે શુંભ, નિશુંભ, ચન્ડ અને મુન્ડ વિગેરે દૈત્યોને માર્યા હતા. તે વખતે લડાઈમાં ક્રોધથી તેમનું શરીર કાળુ થઇ ગયું. તે વખતે તેમના લલાટથી ભયાનક મુખવાળો કાલીદેવી પ્રકટ થઈ તેણે ચન્ડ અને મુન્ડને મારી નાંખ્યા તેથી તે ચામુન્ડાદેવી કહેવાઇ. કાલીએ રક્તબીજને મારી નાંખ્યો અને દેવીએ શુમ્ભ અને નિશુમ્ભને મારી નાંખી દેવોને ફરી રાજ્ય અપાવ્યું.

જ્યારે નન્દની પુત્રીને વાસુદેવે કૃષ્ણને બદલે મથુરાંમાં આણી ત્યારે તેને કંસે વાસુદેવની પુત્રી સમઝી પગ પકડી પથ્થર સાથે પછાડી, પણ તે તરત તેના હાથમાંથી છટકી પ્રત્યક્ષ આઠ ભૂજાવાળી યોગમાયા રૂપે પ્રકટ થઇ તેણે કંસને કહ્યુ કે તને મારનારનો જન્મ થઇ ચુકયો છે. તે યોગમાયા દુર્ગા, ભદ્રકાલી, ભવાની વિગેરે નામથી પ્રસિદ્ધ છે. આઠમને દિવસે દેવીની ઉત્પત્તિ થઇ તેથી આઠમના રોજ દેવીની પુજા કરવાથી ઘણું ફળ મળે છે, ભગવતીએ રક્તાસુરને માર્યો અને નવમીના દિવસે વિજય મેળવ્યો તેથી આસો સુદ ૯ ના રોજ ભગવતિનું પુજન કરી કુમારીકાને જમાડવાનું ઘણું પુણ્ય છે. દેવીનું આસો સુદ ૧ થી ૯ સુધી નવરાત્રીમાં તેમજ ચૈત્ર સુદ ૧ થી ૯ સુધી નવરાત્રીમાં પુજન કરવું જોઇએ. ગિરજાએ વિન્ધ્યવાસિની થઈ દુગ દૈત્યને માર્યો તેથી દુર્ગા નામ પડયું છે. એવું દેવી ભાગવત, પદ્મપુરાણ વિગેરેમાં છે.

વિંધ્યાચળ પર્વત ઉંચો વધતો હતો તે વખતે અગસ્ત્ય ઋષિએ ત્યાં આવી તેને કહ્યું કે હું આવું ત્યાં સુધી તારે ઉંચા વધવું નહિ તે પછી અગસ્ત્ય ઋષિ પાછા આવ્યાજ નહિ અને વિંધ્યાચલ પર્વત વધ્યો નહિ. અહિં નવરાત્રીમાં મોટો મેળો ભરાય છે.

**મીરઝાપુર**—વિન્ધ્યાચળનાં દર્શન કર્યાં પછી પાછા રેલ્વેમાં બેસી આગળ જતાં મીરઝાપુરનું રેલ્વે સ્ટેશન આવે છે. સ્ટેશનથી અર્ધા માઇલ ઉપર ગામ છે. અહીં જૈનોનું દેરાસર અને ધર્મશાળા બુડેનાથ મહાદેવ પાસે છે. મિરજાપુર બનારસ વિભાગના જીલ્લાનું સદરસ્થાન છે. તે

ગંગા નદીના કિનારે છે. ગંગા નદી અને રેલ્વે લાઇનની વચ્ચે શહેર છે. ગંગાને કિનારે ઘાટ બાંધેલા છે. અહિં ઘણાં મકાનો પત્થરનાં બાંધેલાં છે. સ્ટેશનથી થોડે વેગળે ધર્મશાળા છે. શહેરમાં ઘણાં દેવમંદિરો અને એક તળાવ છે. અહિં પીતળનાં વાસણ બને છે. અહિંના પહાડોમાંથી પત્થર નીકળે છે. પહેલાં અહિંથી વિંધ્યાચળ જવાતું હતું ત્યાં જવા માટે પાકી સડક બંધાવેલી છે. શહેરથી ૧ માઇલ ઉપર જયરામગિરનું બંધાવેલું મોટું શિવમંદિર છે. જેમાં ૧ હોજમાં ૫ શિવલિંગ છે. આગળ એજ મહંતનું બંધાવેલું બીજું શિવમંદિર છે, અને ઉજવલા નદી ઉપર તેમનો બંધાવેલો પુલ છે. મહન્તના મંદિરથી થોડે દૂર જુના વખતનું વામનજીનું નાનું મંદિર છે તેમની પાસે ગરુડની મૂર્તિ છે. ભાદરવા સુદ ૧૨ વામન દ્વાદશીના રોજ અહિં મેળો ભરાય છે. ત્યાંથી થોડે દૂર દુગ્ધેશ્વર મહાદેવનું મંદિર છે. મિર્જાપુરથી જવાલાનદીના પુલ સુધી મંદિરો, બંગલા બાગ વિગેરે છે.

**ચુનાર**—મીરઝાપુરથી રેલ્વે લાઇનમાં આગળ જતાં ઝીંગુરા પહાડ, ડગમગપુર એ સ્ટેશનો મૂકી ચુનારનું સ્ટેશન આવે છે. ચુનાર તાલુકાનું ગામ છે. તે ગંગાને કિનારે છે. ચુનારને ચરણારગઢ પણ કહે છે. અહિં પહાડમાંથી પથ્થરો નીકળે છે. ચરણારગઢનો કિલ્લો ૮૦ થી ૧૭૫ ફીટ ઉંચો છે. હાલ તેમાં કેદખાનું છે. અંદર તોપો, લશ્કર વિગેરે છે. અહિં થોડે દૂર શેખ સુલેમાનનો રોજો છે ત્યાં લોકો માનતા માને છે. કિલ્લામાં ભર્તૃહરિએ યોગ સાધેલો તે સ્થાન છે. અહિં ગંગેશ્વર મહાદેવ, દુર્ગાખોહ, આચાર્ય કુવો, ભેરવજી, ચક્રદેવજી વિગેરે છે. ઉજજનના રાજા વિક્રમાદિત્યના ભાઇ ભર્તૃહરિએ અહિં રહી યોગ સાધના કરી હતી. અહીં એક મુસલમાનના ઘરમાં ગજાધરનાં પગલાં છે. તે દરેક જણ પાસે બે પૈસા લઇ દર્શન કરવા અંદર જવા દેછે.

## મુગલસરાઇ જંકશન.

ચુનારથી આગળ કૈલાહાટ, અહરૌરારોડ, જેઓનાથપુર એ સ્ટેશનો મૂકી મુગલસરાય જંકશનનું સ્ટેશન આવે છે. મુગલસરાય જંકશનથી ઉતરીને બીજી ગાડીમાં બેસી બનારસ જવાય છે. આ ગાડી બનારસથી જોનપુર થઇ અયોધ્યા તરફ જાય છે. અને બીજી ૧ ટ્રેન અહિંથી બક્સર થઇ બાંકીપુર તરફ જાય છે, અને એક ટ્રેન સસારામસોન ઇસ્ટબેંક થઇ ગયાજી તરફ જાય છે.

# પ્રકરણ ૬૧ મું.

# બનારસ–કાશી અને જોનપુર.

## કાશી–બનારસ.

મુગલસરાય જંકશનથી ગાડી બદલી કાશી જતી ગાડીમાં બેસવું. મુગલસરાય જંકશનથી કાશીનું ભાડું ૦–૩–૯ છે. અલ્હાબાદથી કાશીનું ભાડું રૂ. ૧–૪–૦ છે. મુગલસરાય જંકશનથી કાશી ૭ માઇલ છે. કાશીનું રેલ્વે સ્ટેશન છે. બનારસ જીલ્લાનું સદરસ્થાન છે. હિંદુસ્થાનમાં સર્વથી પ્રાચીન અને યાત્રાનું મોટું શહેર કાશી છે. તે ગંગાના ડાબે કિનારે છે. કાશીનું બીજું નામ બનારસ છે. કાશીનું જુનું નામ કાશી, વારાણસી, અવિમુક્ત ક્ષેત્ર વિગેરે છે. વરુણા અને અસી એ બે નદીઓની વચ્ચે આ શહેર હતું તેથી તેને વારાણસી કહે છે. તે ઉપરથી બનારસ નામ પડયું છે. કાશીની પાસે ગંગાની પહોળાઇ ૦॥। માઇલની છે. અલ્હાબાદથી કાશી ૮૪ માઇલ છે.

કાશી અને કૅમ્પમાં મળીને ૨ લાખ ૨૦ હજાર માણસોની વસ્તી છે. જેમાં ૧ લાખ ૬૮ હજાર ઉપરાંત હિન્દુઓ છે. તેમાં ૨૫૦૦૦ ઉપરાંત બ્રાહ્મણોની વસ્તી છે. અહીં ઘીનો તોલ ૯૦ રૂપીઆભારનો શેર છે. તાંબા પીતળનો તોલ ૭૨ રૂપીઆભારનો શેર છે અને બીજી બધી વસ્તુનો ૮૦ રૂપીઆભારનો તોલ છે. અહીંની બજાર વીગેરેની ગંદકી ગટરને રસ્તે ગંગામાં જાય છે.

ગંગાને જમણે કિનારે મંદિરો અને મકાનો અર્ધચંન્દ્રાકારે છે. કાશી ત્રણ માઇલ લાંબી છે. અસીઘાટની પાસે ગંગા ઉત્તરે વહે છે તે આગળ ઇશાન ખૂણા તરફ જાય છે, અને રાજઘાટના રેલ્વે સ્ટેશનથી અસીસંગમ ત્રણેક માઇલ છે. બંનેની વચ્ચે **કાશીવિશ્વનાથ** મહાદેવનું મંદિર છે. શહેરમાં નળથી પાણી અપાય છે. વરુણાસંગમથી રાજઘાટ ૧॥। માઇલ, પંચગંગા ઘાટ ૨ માઇલ, મણિકર્ણિકા ઘાટ ૨॥ માઇલ, દશાશ્વમેધ ઘાટ ૨॥। માઇલ અને અસીસંગમ ઘાટ ૪ માઇલ છે. હિંદુસ્થાનનાં સર્વથી જુનાં શહેરોમાં કાશી સર્વથી સુંદર શહેર છે. ગંગાની આસપાસ શહેરની ગલીઓ નાની છે અને પથ્થરની સડકવાળી છે. બંને બાજુ ૨ થી પાંચ ૭ માળનાં ઉંચાં મકાનો છે. ઘણાં મકાનો જુની ઢબનાં પથ્થરનાં બાંધેલાં છે. રાજઘાટ સ્ટેશનથી વિશ્વેશ્વરગંજ બજાર થઇ ચોકમાં થઇ એક મોટી સડક અસીઘાટ સુધી જાય છે. કાશી હિંદુઓનું સર્વથી મુખ્ય પવિત્રયાત્રાનું ધામ છે.



શ્રી ગંગાઘાટ અને શ્રી કાશી વિશ્વેશ્વરનાં દેવમંદિરો. કાશી-બનારસ. પૃષ્ઠ ૨૭૨

[illegible] આર્ટ, ભાયખલા મુંબઈ, નં. ૮

**મણિકર્ણિકા ઘાટ**—કાશીમાં યાત્રાળુ પ્રથમ મણિકર્ણિકા કુન્ડમાં સ્નાન કરી પછી મણિકર્ણિકા ઘાટમાં ગંગાજીમાં સ્નાન કરીને વિશ્વનાથ મહાદેવનાં દર્શન કરવા જાય છે. મણિકર્ણિકા ઘાટ કાશીના અતિ પ્રાચીન ઘાટમાંનો એક છે. તે ચારે ઘાટથી પણ વધુ પવિત્ર અને પ્રસિદ્ધ છે. તેના ઉપર મણિકર્ણિકા કુન્ડ છે. તેથી આ ઘાટનું નામ મણિકર્ણિકા ઘાટ પડયું છે. ઇન્દોરની મહારાણી અહલ્યાબાઇએ આ ઘાટ બંધાવેલો છે. ગંગા અને મણિકર્ણિકાની વચ્ચે વિષ્ણુનાં પગલાં છે. જેની પાસે મરી ગયેલા રાજાઓને બાળવામાં આવે છે. તેની પાસે અહલ્યાબાઇની મુર્તિ છે. કુન્ડની નૈરૃત્યે એક મંદીરમાં શિવલિંગ અને તારકેશ્વર મહાદેવ છે. અહિં ગંગાગોર જુદા હોય છે, તે લોકો સ્નાન કરાવી દક્ષિણા લે છે. તિર્થગોર અને ગંગાગોર એમ અહિં બે ગોર કરવા પડે છે. અહીં પણ ગોર લોકો ગંગા ઉપર પાટ નાંખી બેસે છે. અહીં ગંગા ઉપર કપડાં ધોવાતાં નથી તેમ બીજાને છાંટા ઉડે તો પણ દોષ મનાય છે.

**મણિકર્ણિકાકુન્ડ**—નીચેના મંદિરથી ઉપર ૨૦ પગથીયાં ચઢીને મણિકર્ણિકાકુન્ડ આવે છે. ચારે બાજુ પથ્થરથી કુન્ડ બાંધેલો છે. તેને ચારે બાજુ પગથીયાં છે. કુન્ડ ૬૦ ફીટ લાંબો છે. નીચેથી ૨૦ ફુટ લાંબો ને ૨ ફુટ પહોળો છે. ગંગામાંથી કુન્ડમાં પાણી આવવાનું નાળુ છે. અહીં સ્નાન કરનારની હંમેશાં ભીડ રહે છે અને કિનારા ઉપર ઘણા માણસો જપ પુંજા કર્યા કરે છે. વિષ્ણુએ તપ કરવા માટે કાશીમાં પુષ્કરિણીને ખોદી, તેમના પરસેવાથી તે ભરાઇ ગઇ. તેમના તપથી મહાદેવજી પ્રકટ થયા અને વિષ્ણુની સ્તુતિ કરી પોતાની પ્રસન્નતા જણાવતાં તેમના કાનમાંથી મણિ અહિં પડી ગઇ જેથી આ સ્થાનનું નામ મણિકર્ણિકા પડયું છે. એવું શિવપુરાણમાં છે. તેમાં સ્નાન કરવાથી મોક્ષ મળે છે. ગંગા નીચે વ્હેતાં હોવાથી ઘાટ ઉપરથી પગથીયાં ઉતરીને નીચે ગંગામાં સ્નાન કરવા જવાય છે. પૂર્વે જગન્નાથ પંડિતે અકબર બાદશાહની પુત્રી પરણવાથી તેમને ન્યાતે નાત બહાર મૂકયા હતા, પણ તેમણે આ ઘાટ ઉપર બેસી ગંગાલહરીના શ્લોકથી ગંગાની સ્તુતિ કરવાથી ગંગાજીએ છેક ઉપરના પગથીયે ચઢી પંડિતને પાવન કર્યા હતા તે પછી તેમને નાતે નાતમાં લીધા હતા.

મણિકર્ણિકાના કુન્ડની પશ્ચિમે અલ્વરના મહારાજાએ બંધાવેલું શિવમંદિર છે. જેની પશ્ચિમે અમેઠીના રાજાનું પંચાયતન મંદિર છે. જેમાં દુર્ગાજીની મૂર્તિ, મહાદેવ, વિગેરે દેવો છે તેની પાસે એક મંદિરમાં સિદ્ધવિનાયક મહાદેવ છે. કાકારામની ગલીમાં એક મંદિરમાં ઉંડી જગામાં મણિકર્ણેશ્વર મહાદેવ છે. ત્યાં પાસે એક મંદિરમાં જ્યોતિરુપેશ્વર શિવલિંગ છે. મણિકર્ણિકા ઘાટથી થોડે દૂર જ્ઞાનવાપી જતાં ગલીમાં સ્વર્ગદ્વાર પાસે એક

મંદિરમાં મણિકર્ણવિનાયક છે. વળી ત્યાંથી થોડે દૂર યત્રવિનાયક અથવા સભાવરણ વિનાયક, સ્વર્ગદારેશ્વર પાસે પુલસ્તેશ્વર, અને અમૃતેશ્વર મહાદેવ છે. તે સિવાય રસ્તામાં નિલકંઠેશ્વર વિગેરે ઘણાં શિવલિંગો આવે છે.

જ્ઞાનવાપી—વિશ્વનાથના મંદીરથી થોડે દૂર ચારે તરફથી ખુલ્લો પથ્થરનો મંડપ છે તેમાં પૂર્વ કિનારા પાસે જ્ઞાનવાપી નામનો પ્રસિદ્ધ કુવો છે. બાદશાહ ઔરંગઝેબે ૧૭ મી સદીમાં વિશ્વનાથના જુના મંદિરને તોડી નાંખ્યું હતું ત્યારે લોકો કહે છે કે: વિશ્વનાથ શિવનું લિંગ આ કુવામાં આવી ગયું છે. કુવા ઉપર લોઢાની જાળી છે. યાત્રાળુઓ તેમાં જળ, પુષ્પ અક્ષત વિગેરે ચઢાવે છે.

## કાશીવિશ્વનાથ.

મણિકર્ણિકાના ઘાટ ઉપર સ્નાન કરી પછી વિશ્વેશ્વરનાં દર્શન પુંજન કરવા અવાય છે. જ્ઞાનવાપીથી દક્ષિણે કાશીમાં સર્વથી પ્રખ્યાત કાશીવિશ્વનાથ મહાદેવનું મંદિર છે. મંદિર સોનાના મઢેલા ઘુમટવાળું છે. અહિં સર્વ શિવલિંગોમાં કાશીવિશ્વનાથ મુખ્ય છે. બાર જ્યોતિર્લિંગમાં વિશ્વનાથ મહાદેવ એક જ્યોતિર્લિંગ છે. મંદિર ૫૧ ફુટ ઉંચું પથ્થરનું ઉત્તમ બંધાવેલું છે. મંદિરની ચારે બાજુ ચાર દરવાજા છે. તેનાં કમાડ પીતળ જડેલાં છે. વિશ્વનાથના મંદિરના શિખર ઉપર અને સભામંડપના ઘુમટ ઉપર સોને રસેલાં તાંબાનાં પતરાં જડેલાં છે. જે લાહોરના મહારાજા રણજીતસિંહે આપેલાં હતાં. મંદિર ખરેખર કૈલાસ જેવું લાગે છે. મંદિરની પશ્ચિમે ઘુમટદાર સભામંડપ અને સભામંડપની પશ્ચિમે દંડપાણીશ્વરનું પૂર્વમુખે શિખરદાર મંદિર છે. આ મંદિર ૧૮ મી સદીમાં ઇંદોરની મહારાણી અહલ્યાબાઇએ બંધાવેલું છે. સભામંડપમાં મોટા ઘંટા છે અને કેટલીક દેવોની મૂર્તિયો છે. તેનાં દર્શન કરી અંદર મહાદેવનાં દર્શન કરવા જવાય છે. મંદિરના આંગણાની એક બાજુ પાર્વતી અથવા સૌભાગ્યગૌરી અને ગણેશનું, એક બાજુ અન્નપૂર્ણા અથવા સ્રુંગારગૌરીનું, પાસે અવિમુક્તેશ્વરનું અને તેની પાસે સત્યનારાયણનાં મંદિરો છે. દંડપાણીશ્વરના મંદિરની પશ્ચિમે દક્ષિણ પાસે મેદાનમાં શનૈશ્વરેશ્વર મહાદેવ છે. જેમાં ગણેશની પીતળની મૂર્તિ, અને એક તરફ ચન્દ્રમા અને બીજી તરફ સૂર્ય છે.

બારજ્યોતિર્લિંગ—સૌરાષ્ટમાં સોમનાથ, શૈલપર્વત ઉપર મલ્લિકાર્જુન, ઉજ્જનમાં મહાકાળેશ્વર, હિમાલયમાં કેદારેશ્વર, ડાકીનીમાં ભીમાશંકર, કાશીમાં વિશ્વનાથ, ત્રંબકમાં ત્રંબકેશ્વર, ચીતામાં વૈદ્યનાથ, દારુકવનમાં નાગેશ, સેતબંધુઉપર રામેશ્વર, શિવાલયમાં ઘુષ્ણેશ, અને માંધાતા ટાપુમાં ઓંકારેશ્વર એ બાર જ્યોતીર્લિંગ છે. તેમાં કાશીવિશ્વનાથ મહાદેવ અહીં છે. શિવે પૂર્વે પાંચ ગાઉ સુધીની કાશીને પોતાના ત્રીશૂળ ઉપર ઉપાડીને રાખી હતી તે તેમણે લોકોના કલ્યાણ માટે જમીન ઉપર મૂકી અને પોતાના અવિમુક્ત

અથવા વિશ્વનાથ શિવલિંગને પણ કાશીમાં સ્થાપિત કર્યું અને કહ્યું કે પ્રલયકાળમાં પણ કાશી નષ્ટ થશે નહીં. વિશ્વનાથ મહાદેવના મંત્રી હરેશ્વર છે. વેદપુરાણની કથા કહેનાર બ્રહ્મેશ્વર છે, કોટવાળ ભૈરવ છે, ધનાધ્યક્ષ તારકેશ્વર છે. ચોબદાર દંડપાણી છે, ભંડારી વિરેશ્વર છે, અધિકારી ઢુંઢીરાજ છે અને બીજા સર્વ શીવલિંગો વિશ્વનાથના પ્રજાપાલક છે. એવું શીવપુરાણ અને કાશીખંડમાં કહેલું છે.

અહીં જળાધારી શંકુ આકારે નથી પણ ચોરસ છે. લિંગ મોટું નથી. જળાધારીમાંથી પાણી જવાનો રસ્તો નથી જેથી પાણી લોટાથી ઉલેચી નાંખે છે. કાર્તક સુદ ૧૪ ના રોજ વિશ્વેશ્વરની યાત્રાથી ભુક્તિ અને મુક્તિ મળે છે. મહાશિવરાત્રીએ અવિમુક્તેશ્વરની યાત્રા કરવાથી કાશીવાસ થાય છે. વિશ્વનાથ મહાદેવની પુંજા દરેક જાતના માણસો અડકીને કરી શકે છે. મહાદેવનાં દર્શન કરી પછી આગળ જવાય છે.

**શીવની કચેરી**—વિશ્વનાથના મંદીરથી વાવ્ય દિશામાં શીવની કચેરી છે. અહીં લગભગ ૧૫૦ શીવલિંગ છે. જેમ ધર્મરાજાનું શીવલિંગ મુખ્ય છે. તેમાં ઘણાં શીવલિંગો ઘણા જુના વખતનાં છે. આ કચેરીમાં ૫૬ વિનાયકોમાંથી મોદવિનાયક, પ્રમોદવિનાયક, સુમુખવિનાયક અને ગણનાથ વિનાયક છે.

**અક્ષયવડ**—વિશ્વનાથના મંદીરના દરવાજામાંથી ઢુંઢીરાજ ગણપતી જતાં શનિશ્વરનું મંદીર આવે છે તેમનું મુખ ચાંદીનું છે. નીચે શરીર નથી પણ માત્ર કપડાંજ પહેરાવેલાં છે. પાસે એક મંદીરમાં મહાવીરની મુર્તિ છે, અને ત્યાં ખૂણામાં અક્ષયવડ નામનું એક વડનું ઝાડ છે. જેને યાત્રાળુઓ ભેટે છે. અહીં દ્રુપદાદિત્ય અને નકુલેશ્વર મહાદેવ છે.

**અન્નપુર્ણા**—અક્ષયવડથી પશ્ચિમની ગલીમાં અન્નપુર્ણાનું મંદિર છે. પહેલાં બાજીરાવ પેશ્વાએ આ મંદિર બંધાવ્યું હતું. અહિં ચાંદીના સિંહાસન ઉપર અન્નપૂર્ણાની પીત્તળની મૂર્ત્તિ પશ્ચિમ મુખે બેઠેલી છે. મંદિરની પશ્ચિમે સભામંડપ છે. પૂર્વતરફ લિંગરૂપે કુબેર, સૂર્ય, ગણેશ, વિષ્ણુ, અને મહાવીરની મૂર્તિઓ તેમજ યંત્રમંત્રેશ્વર મહાદેવ છે.

મહાદેવજી કાશીમાં મણિકર્ણિકામાં સ્નાન કરીને ત્યાંજ સ્થિત થયા જેથી ગિરીજા પણ કાશીમાં રહ્યાં અને તે અન્નપૂર્ણેશ્વરી દેવી કહેવાયાં. ચૈત્ર સુદ ૮ અને આસો સુદ ૮ ના રોજ અન્નપૂર્ણાનાં દર્શન પૂજન કરી ૧૦૮ પરિક્રમા કરવાથી પૃથ્વી પ્રદક્ષણાનું ફળ મળે છે.

**ઢુંઢિરાજ ગણપતિ**—અન્નપૂર્ણાના મંદિરની પશ્ચિમની ગલીની પાસે એક નાના મંદિરમાં ઢુંઢિરાજ ગણેશ છે. તેમની સુંઢ, કપાળ અને ચારે ભુજાઓ ઉપર ચાંદી જડેલી છે. રાજા દિવોદાસે ગંડકીના પાષાણની બનાવેલી ઢુંઢિરાજની મૂર્ત્તિને સ્થાપન કરેલી છે, મહાસુદ ૫ ના રોજ ઢુંઢિરા-

જની પુંજા કરવાથી આખું વર્ષ વિઘ્નની નિવૃત્તિ થાય છે. ઘણા ગંગાજીમાં સ્નાન કરી ઢુંઢીરાજ ગણપતિનાં દર્શન કરી પછી શ્રી કાશીવિશ્વેશ્વરનાં દર્શન પુજન કરે છે.

**દંડપાણી**—ઢુંઢીરાજની પાસે ઉત્તર તરફની ગલીની પાસે એક મંદીરમાં દંડપાણીની ઉભેલી મૂર્ત્તિ છે જેની જમણી અને ડાબી બાજુએ શુભ્રમ વિભ્રમ બે ગણુ ઉભેલા છે. શિવજીના વરદાનથી હરીકેશ નામનો તપસ્વી કાશીપુરીની રક્ષા કરવા અને શત્રુઓને દંડ દેવા માટે દંડપાણી નામથી અહીં સ્થિત થયા છે. તેમનો અનાદર કરવાથી વીરભદ્ર અને અગસ્ત્ય મુનિને કાશી છોડવી પડી હતી. તે અન્ન, મોક્ષ અને જ્ઞાનને આપનાર છે.

**જુના વિશ્વેશ્વર**—મુસલમાનોએ પહેલાં હિંદુ દેવાલયો તોડી નાંખ્યાં તે પ્રમાણે અહિં જુનું કાશીવિશ્વેશ્વર મહાદેવનું પુરાતની મંદિર પણ મુસલમાનોએ તોડી નાંખી તે જગાએ મસીદ બનાવી છે. જ્ઞાનવાપીની પાસે ઔરંગજેબે જે મસીદ બનાવી છે. તે વિશ્વનાથનું જુનું મંદિર તોડીનેજ અહિં બનાવી છે. વિશ્વનાથના જુના મંદીરનો એક ભાગ તેમાં મેળવી દીધેલો છે. મસીદ આગળ નકશીદાર જે થાંભલા છે તે જુના મંદીરનાજ છે. તેની પાસે જુનું વિશ્વેશ્વરનું મોટું મંદીર છે. તેમાં પીતળ જડેલા હૌજમાં ઉંચા સ્થાન ઉપર નાનું શિવલિંગ છે.

**લાંગલીશ્વર**—મંદીરની પાસે ખોઆ બજારમાં પાંચ પાંડવની આગળ એક મંદીરમાં લાંગલિશ્વર મહાદેવનું મોટું અને ઉંચું શિવલિંગ છે.

કાશીની પાંચકોશી પરિક્રમા થાય છે તેમાં કાશીની વસ્તી જેટલીજ દેવમૂર્તિયો આવે છે. અસંખ્ય શિવલિંગો આવે છે. અત્યારે લગભગ ૧૬૦૦ ઉપરાંત મંદીરો તો છે. જુના વખતનાં ઘણાં મંદીરો મુસલમાનોએ તોડી નાંખ્યાં છે. અને નવાં થયાં છે.

**પાંચ ઘાટ**—અહીં મુખ્ય ૫ ઘાટ મુખ્ય છે. તેમાં મણિકર્ણિકા ઘાટ સર્વથી મુખ્ય છે બીજા પંચગંગા, વરુણાસંગમઘાટ, દશાશ્વમેધઘાટ અને અસીસંગમ ઘાટ છે.

**વરૂણાસંગમઘાટ**—વરુણા નદી ગંગામાં મળે છે. ત્યાં આગળ વરૂણા સંગમઘાટ છે. ત્યાં વશિષ્ટેશ્વર મહાદેવ છે. પાસે વીષ્ણુપાદોદક અને શ્વેતદ્વીપ તિર્થ છે. ભાદરવા સુદ ૧૨ ના રોજ અહીં સ્નાન કરવાનું ઘણું મહાત્મ્ય છે. આદીકેશવ-સંગમની ઉંચી જમીન ઉપર આદીકેશવનું મંદીર છે. તેમાં મધ્યે આદીકેશવની બે હાથ ઉંચી ચતુર્ભુજ શ્યામ મૂર્તિ છે. તેમનો મુકટ ચાંદીનો છે. ચારે હાથોમાં શંખ ચક્ર, ગદા અને પદ્મ છે. આજુબાજુ જય અને વીજયની મૂર્ત્તિયો છે. પાસે ભીંતમાં કેશવાદીત્ય

મહાદેવ છે. પાસે હરિહરેશ્વર શીવનું શીખરવાળુ મંદીર છે. આદિકેશવના મંદીરની બહાર થોડે દૂર વેદેશ્વર અને નક્ષત્રેશ્વર તથા શ્વેતદીપેશ્વર મહાદેવ છે.

આદીકેશવના મંદીરથી નીચે સંગમેશ્વરનું મંદીર છે અને સંગમેશ્વરની પૂર્વે બ્રહ્મેશ્વર નામનું ચતુર્મુખ શિવલિંગ છે.

આદિકેશવના મંદિરથી ઉત્તરે એક ધર્મશાળામાં વામનજીનું મંદીર છે. પાસે ખર્વવીનાયકનું મંદીર છે. પાસે રાજપુત્ર વીનાયક છે. વરુણા અને ગંગા નદીયોના સંગમ ઉપર બ્રહ્માએ સંગમેશ્વર શીવલિંગ સ્થાપ્યું છે. વરૂણાસંગમમાં સ્નાન કરી શ્રાદ્ધ કરવાથી પિતૃઓની મુક્તિ થાય છે. વરૂણા અને ગંગાના સંગમમાં વિષ્ણુએ સ્નાન કરવાથી તે પાદોદકતીર્થ કહેવાય છે. અહીં વિષ્ણુ આદિકેશવના નામથી પ્રસિદ્ધ છે. પાદોદકતીર્થથી દક્ષિણે શંખતીર્થ, તેની દક્ષિણે ચક્રતીર્થ, પદ્મતીર્થ, ગરૂડતીર્થ, નારદતીર્થ, પ્રલ્હાદતિર્થ વિગેરે છે.

રાજઘાટ–વરુણાસંગમથી જતાં આગળ રાજઘાટના રેલ્વે સ્ટેશનની પાસે વરુણા અને ગંગાની વચ્ચે ઝીલની માફક ૩૫ ફીટ ઉંચી જમીન છે તે રાજઘાટ કહેવાય છે. અહીં પહેલાં કાશીનો મોટો કીલ્લો હતો. મહમદગીઝનીએ તે કીલ્લો તોડી નાંખ્યો છે. અહિં જુની મસીદો તથા લાલમહમદખાંનો રોજો છે. કિલ્લાની વચ્ચે યોગીવીરનું મંદીર છે જેમાં યોગીવીરની મુર્તી પાવડીયો ઉપર છે. રાજઘાટ અને પ્રલ્હાદઘાટની વચ્ચે કિનારા ઉપર સ્વર્ણીનેશ્વર અને વરદવિનાયક છે. રાજઘાટના સ્ટેશન પાસે ગંગા નદી ઉપર રેલ્વેનો પુલ છે. પુલની વચ્ચેની સડકે રેલ્વેગાડી તથા ઘોડાગાડી જાય છે અને બંને બાજુ માણસો જાય તેવો પાંચ પાંચ ફુટનો ફુટપાથ છે. ૧ પૈસો લઇને પુલ ઉપરથી માણસને ઉતરવા દે છે.

પ્રલ્હાદઘાટ—રાજઘાટથી કંઈક દૂર નૈઋત્ય દિશાએ ગંગામાં આ ઘાટ પત્થરથી બાંધેલો છે. આ ઘાટ પાસે પ્રલ્હાદેશ્વર મહાદેવ અને પિચંડીલ વિનાયક ( ગણપતિ ) છે. આગળ પથ્થરથી બાંધેલો નવો ઘાટ છે તેની આગળ તેલીયું નાળુ છે, રાજઘાટથી ત્રિલોચન ઘાટની વચ્ચે વસ્તી થોડી છે. તેલીયા નાળા અને ત્રિલોચન ઘાટની વચ્ચે ભૃગુકેશવનું મંદિર છે.

ત્રિલોચનઘાટ—તેલીયાનાળાથી આગળ પથ્થરથી બાંધેલો ત્રિલોચન ઘાટ આવે છે તેને ત્રિવીષ્ટપતીર્થ પણ કહે છે. અહીં અખાત્રીજ ઉપર સ્નાન કરવાનો મેળો ભરાય છે. ઘાટથી ઉત્તરે એક મંદીરમાં હિરણ્યગર્ભેશ્વર અને પ્રણવ વીનાયક છે, અને તેની પૂર્વે ગંગા તરફ એક મંદિરમાં શાંતનેશ્વર છે. ત્રિલોચનઘાટ ઉપર ત્રિલોચનનાથનું મંદિર છે. તેમાં મધ્યે પીતળના હોજમાં ત્રિલોચન શિવલીંગ છે. હોજના કીનારા ઉપર પાર્વતીજીની મુર્તી છે. મંદીરમાં ગણપતી, લક્ષ્મીનારાયણ અને મહાવીરની મુર્તીયો

છે. જેની પાસે મંડલાકારે અરુણાદિત્ય અને મંદીરની ચારે પાસે લગભગ ૫૦ જુનાં શિવલિંગો અને કેટલીક દેવમૂર્તિયો છે. મંદિરના નૈરુત્ય ખુણા પાસે એક નાના મંદીરમાં વારાણસી દેવી છે જેની પશ્ચિમે ઉદંડમુન્ડ વિનાયક છે. ત્રિલોચનના મંદિરના ઘુમટની બહાર પૂર્વ તરફ એક મંદિરમાં નર્મદેશ્વર અને આદિમહાદેવ છે જેની પાસે મોદકપ્રિય ગણુપતી છે. આદિમહાદેવની પાસે એક મંદિરમાં પાર્વતીશ્વરનું શિવલિંગ છે પાસે દરવાજા પાસે સંહારભેરવ છે.

કામેશ્વર—ત્રિલોચન ઘાટથી ઉત્તરે મત્સ્યોદરી તળાવની પૂર્વ તરફ બજાર પાસે બે નાના નાના ચોક છે. જ્યાં આઠ દસ મંદિરો અને વડનુ ઝાડ છે તેમાં મોટા મંદિરમાં મહાસીતેશ્વરનું અને એક તરફ પીતળના હોજમાં કામેશ્વરનું શિવલિંગ છે. વડની પાસે નાના મંદીરોમાં સાઠ સીત્તેરેક શિવલિંગો, મોર ઉપર બેઠેલી મત્સોદરી દેવી, નૃસિંહજી, દુર્વાસાઋષી, સીતા, રામ અને ખખોલકાદિત્ય મહાદેવ છે. મત્સ્યોદરીથી ઉત્તરે એક મંદીરમાં ઓંકારેશ્વર મહાદેવ છે.

મહથાઘાટ—ત્રીલોચનઘાટથી આગળ પથ્થરનો બાંધેલો મહથાઘાટ છે. જેના ઉપર નરનારાયણનું મંદીર છે. અહીં પોષી પુનમ ઉપર સ્નાન દર્શન કરવાનું ઘણું મહાત્મ્ય છે. ત્યાંથી આગળ ગાયઘાટ અથવા ગોપ્રેક્ષ તીર્થ છે. પાસે હનુમાનજીના મંદીરમાં મુખ નિર્માલીકા ગૌરીદેવીની મૂર્તિ છે. આગળ લાલઘાટ પથ્થરથી બાંધેલો છે. તે ઉપર ગોરીશંકર અથવા ગોપ્રેક્ષેશ્વર મહાદેવ અને ગોપીગોવીંદની મુર્ત્તિ છે. પાસે સીતળાઘાટ ઉપર સીતળાદેવીની મુર્ત્તી છે. તેની આગળ રાજમંદિર ઘાટ છે જે ઉપર હનુમાનજીના મંદીરમાં લક્ષ્મીનૃસીંહની મુર્ત્તી છે. આગળ બ્રહ્મઘાટ છે જેના ઉપર બ્રહ્મેશ્વર મહાદેવનું મંદીર છે. તેમજ ઘાટ ઉપર થોડે દૂર એક મંદીરમાં દત્તાત્રેય ભગવાનની મુર્ત્તી છે. જોડે દુર્ગાગાટ ઉપર નૃસિંહજીની મુર્તી છે. દુર્ગાઘાટ ઉપર એક મકાનમાં બ્રહ્મચારીણી દુર્ગાદેવીની શ્યામ મુર્તી છે. તેથી જરા ઉત્તરે દીનકરરાવનું રામમંદીર છે. તેમાં સોનેરી સિંહાસન ઉપર રામ, લક્ષ્મણ અને સીતાની મુર્ત્તીયો સુંદર વસ્ત્રાલંકારો સહિત ઉભેલી છે. મંદીર ઉત્તમ છે.

પંચગંગાઘાટ—આ ઘાટ કાશીના મુખ્ય પાંચ ઘાટમાંનો ૧ છે. અહીં નદીયો ગુપ્ત રીતે ગંગાને મળે છે. ઘાટ પથ્થરનો બાંધેલો છે. પાસે એક બાજુ દીવા મુકવાનો મીનારો છે. ઘાટ ઉપર ઘણાં દેવમંદીરો છે. અહિં કાર્તક મહિનામાં સ્નાન કરવાનું ઘણું મહાત્મ્ય છે. આ ઘાટ ઉપર એક મંદિરમાં બિંદુમાધવની ચતુર્ભુજા મુર્ત્તિ છે. અહિં વિષ્ણુ ભગવાને અગ્નિબિંદુ બ્રાહ્મણને વરદાન આપ્યું હતું કે બિંદુમાધવ નામથી હું

અહિં સ્થિત થઇશ. બિંદુમાધવ પાસે એક મંદિરમાં પંચગંગેશ્વર મહાદેવ છે. એવું કહેવાય છે કે મંદિરની બહાર મસીદની ઉત્તરે એક મકાનની પાસેની ગલીને કિનારે એક ઉંડા સ્થાનમાં પંચગંગેશ્વરનું જુનું શિવલિંગ છે. પંચગંગાઘાટ પાસે માધવરાય ઘાટ છે. જુનું બિંદુમાધવનું મંદિર તોડીને અહિં પાસે ઔરંગઝેબે એક મસીદ બંધાવો છે. તે મસીદ પાછળ દ્વારકાધિશનું અને રાધાકૃષ્ણનું મંદિર છે.

**લક્ષ્મણબાલાઘાટ**—ત્યાંથી આગળ લક્ષ્મણબાલાઘાટ ગંગાની પાસે છે તે ઘાટ પાકો બાંધેલો છે. ઘાટ ઉપર સિંધિયાનું બંધાવેલું ઉત્તમ મંદિર છે. જેમાં લક્ષ્મણબાલાજી અથવા વેંકટેશ ભગવાનનું ઉત્તમ મંદિર છે. જેમાં લક્ષ્મણબાલાજીની શ્યામ મુર્તિ છે. અને એક બાજુ સોનાનો સૂર્ય અને બીજી બાજુ ચાંદીનો ચંદ્ર છે. તે મંદિર ઉત્તમ અને વિશાળ છે. તે મંદિરની પાસે એક મકાનમાં રામ, લક્ષ્મણ અને સીતાની મૂર્તિયો છે. પાસે એક નાના મંદિરમાં ગર્ભસ્તીશ્વર મહાદેવ છે. તે મંદિર પાસે એક મકાનમાં મંગલાગૌરી દેવીની મુર્તિ છે. અહિં મયુખાદિત્ય અને મિત્ર વિનાયક છે. લક્ષ્મણબાલા ઘાટ ઉપર બાલારીપન્તનું જડારનું મંદિર છે જેમાં લક્ષ્મીનારાયણની મુર્તિ છે.

**રામઘાટ**—ત્યાંથી આગળ રામઘાટ છે તે રામતિર્થ કહેવાય છે. અહિં રામનવમીના દિવસે સ્નાન કરવા માટે ઘણા માણસો આવે છે. ઘાટ ઉપર એક મંદિરમાં રામ અને સીતાની ધાતુની સુંદર મૂર્તિયો છે. વળી ઘાટ ઉપર કાલવિનાયક અને ઘાટથી થોડે દૂર આનંદભૈરવ છે. પાસે અગ્નિશ્વરઘાટ ઉપર અગ્નિશ્વર મહાદેવ અને બીજા મંદિરમાં ઉપશાંત શિવ છે. આગળ ભોંસલાઘાટ ઉત્તમ પથ્થરનો બંધાવેલો છે. ઘાટ ઉપર લક્ષ્મીનારાયણનું મંદિર ઉત્તમ છે. પાસે એક મંદિરમાં નાગેશ્વર મહાદેવ અને નાગેશ વિનાયક છે. આ ઘાટની દક્ષિણે ગંગામહેલઘાટ છે. આ ઘાટ ઉપર મહાવીરની ૨ મૂર્તિયો અને ગંગાજીનું મંદિર છે. પાસે સંકટાઘાટ છે જેને યમતિર્થ પણ કહે છે. ત્યાં યમેશ્વર અને એક મંદિરમાં યમાદિત્ય મહાદેવ છે. કાર્તિક સુદ બીજના રોજ અહિં મેળો ભરાય છે. ઘાટ ઉપર સંકટાદેવીનું મંદિર છે. તેમાં ચાંદી જડેલા સિંહાસન ઉપર સંકટાદેવી અથવા મહાગૌરી દુર્ગાદેવીની મોટી મૂર્તિ છે. સભામંડપમાં પથ્થરનો મોટો સિંહ છે. મંદિરની બહાર કાત્ણેશ્વર અને યાજ્ઞવલ્કયેશ્વર મહાદેવ છે. જેની સામે એક મંદિરમાં હરિશ્ચન્દ્રેશ્વર મહાદેવ છે. ત્યાંથી થોડે દૂર વસિષ્ટેશ્વર, વામદેવેશ્વર અને અરૂંધતી દેવી છે. તે મંદિરના દરવાજા ઉપર ચિંતામણિ વિનાયકની મૂર્તિ છે. ત્યાંથી જરા દૂર સેનાવિનાયક અને સંકટાદેવીના મંદિરની બહાર વિંધ્યવાસીની દેવીનું મંદિર છે.

**સિંધિયાઘાટ**—વામદેવેશ્વરથી થોડે દૂર સિંધીયાઘાટ અથવા વીરતિર્થ

ઉપર આત્મવિરેશ્વરનું મંદિર છે. તે મંદિરમાં કાત્યાયની દુર્ગાદેવી છે. પાસેના મંડપમાં મંગલેશ્વર અથવા બુધેશ્વર મહાદેવ અને મંગલવિનાયક તેમજ બીજા દેવોની મૂર્તિયો છે. ગલીની બીજી તરફ એક મંદિરમાં બૃહસ્પતિશ્વર, પાર્વતીશ્વર વિગેરે મહાદેવ છે. એક મંદિરમાં સીદ્ધેશ્વરી દેવી છે તેની પાસે સિદ્ધેશ્વર, કલિયુગેશ્વર, અને ચંદ્રેશ્વર શિવલિંગ છે. બીજા મંડપમાં ચંદ્રકુપ નામનો કુવો છે. બ્રહ્મપુરીમાં વિદ્યેશ્વર મહાદેવ છે. સિંધિયાઘાટ પાસેજ મણિકર્ણિકાઘાટ છે. આ ઘાટ ગ્વાલિયરની મહારાણી વૈજાબાઈએ બંધાવેલો છે. ઘાટનાં પગથીયાં પાસે એક મોટું મંદિર છે. જેનો નીચેનો ભાગ વરસાદ વખતે પાણીમાં ડુબી જાય છે આ ઘાટને વીરતિર્થ પણ કહે છે. વારતિર્થમાં સ્નાન કરી વીરેશ્વરની પૂજા કરવાથી સંતાન પ્રાપ્તિ થાય છે.

કાશીકરવત—પહેલાં મોક્ષને માટે કાશીએ જઈ કરવત મૂકાવતા ત્યાં આ સ્થાન ઔરંગજેબની મસીદ પાસે એક ગલીની બાજુએ છે. એક કુવામાં શિવલિંગ છે, તેમાં જવાનો માર્ગ બંધ રહે છે અને ઠરાવેલા વખતેજ ઉઘડે છે. તેથી કુવા ઉપરથી લોકો અક્ષત પુષ્પ ચઢાવે છે. આ કુવાની પાસે પહેલાં કરવત મૂકાવતા. કાશી કરવતના સ્થાનથી થોડે દૂર એક મંદિરમાં મદાલતેશ્વર મહાદેવ છે. ત્યાંથી આગળ કાલિકાગલીમાં એક મંદિરમાં ચંડી ચંડીશ્વર છે. ત્યાંથી આગળ એક મંદિરમાં કાલરાત્રી, દુર્ગાકાલીજીદેવી છે. આગળ શુક્રકુપ અને શુક્રેશ્વર મહાદેવ છે. ત્યાંથી થોડે દૂર ભવાનીશંકર મહાદેવ અને ભવાનીગૌરી દેવી છે. પાસે એક મકાનમાં સૃષ્ટિવિનાયકની મૂર્તિ છે જેની પાસે થોડે દૂર પ્રીતિકેશ્વર મહાદેવ છે. અહિંથી પશ્ચિમે એક મકાનમાં પંચમુખી ગણેશ છે. ઢુંઢીરાજના પશ્ચિમ દરવાજા પાસે એક મંદિરમાં યજ્ઞવિનાયક છે. જ્યાંથી થોડે દૂર એક મંદિરમાં સમુદ્રેશ્વર અને એક તરફ ઇશાનેશ્વર મહાદેવ છે.

પાસે કારમાઇલ લાયબ્રેરી પાસે સડક ઉપરજ પુરાણા વિશ્વેશ્વરનું માનસિંહે બંધાવેલું મંદીર છે. જેમાં પીતળ જડેલી જળાધારીમાં એક નાનું શિવલિંગ છે. ચંદનીચોકમાં ચિત્રઘંટવિનાયક છે. ત્યાંથી ઉત્તરે ચિત્રઘંટાદેવી છે. તે ગલીની બહાર થોડે દૂર એક મંદિરમાં પશુપતીશ્વર શિવલિંગ છે, ત્યાંથી થોડે દૂર સીતળાગલીમાં અંધારા ખાડામાં પિતામહેશ્વર છે. જેમનાં દર્શન માત્ર શિવરાત્રીએ જ થાય છે. અહિંથી થોડે દૂર કલશેશ્વરની બ્રહ્મપુરીમાં કલશેશ્વર મહાદેવ અને કલશેશ્વરી દેવીનું મંદિર છે અહિં એક કલશકુપ નામનો કુવો છે. ત્યાંથી થોડે દૂર પરશુરામેશ્વરનું મંદિર છે જ્યાં પાંચ સાત પગથીયાં નીચે ઉતરી મહાદેવનાં દર્શન થાય છે. ત્યાંથી થોડે દૂર એક ખૂણા ઉપર સત્યકાલેશ્વર મહાદેવ છે.

ગોપાળમંદિર—સત્યકાલેશ્વરની પૂર્વે થોડે દૂર ગોપાળ મંદિર વલ્લભસંપ્રદાયનું મુખ્ય મંદિર છે. ગોપાળલાલજીના ચોકની ઉત્તરે એક ચોકમાં શ્રીમુકુન્દરાયજી વિરાજે છે. તે મંદિરની પૂર્વે ગોસ્વામી શ્રીજીવણુલાલજીબાવા વિરાજે છે. ગોપાળલાલજીના મંદિરમાં ગોપાળલાલજીની મુર્તિ છે. તે ઉપરાંત ગોપાળ મંદિરની સામે રણછોડજીનું મંદિર, બડા મહારાજજીનું મંદિર, બળદેવજીનું મંદિર અને દાઉદજીનું મંદિર છે.

સીદ્ધીદાદુર્ગા—ગોપાળ મંદિરથી થોડે દૂર સિદ્ધિદાદુર્ગાનું મંદિર છે દાઉદજીના મંદિર પાસે બિંદુમાધવનું મંદિર છે. ત્યાંથી થોડે દૂર આમર્દકેશ્વર અને કાલામાધવજી તેમજ પાપક્ષેમેશ્વર મહાદેવ છે.

**કાળભેરવ**—ભૈરવનાથના મહેલ્લામાં એક મંદિરમાં સિંહાસન ઉપર કાળભેરવની પથ્થરની મુર્તિ છે. તેના મુખે અને ચારે હાથે ચાંદી જડેલી છે. મંદિર ઉત્તમ છે. મંદિર આગળ બડા મહાવીર, જમણા મંડપમાં યોગેશ્વરી દેવી અથવા કાલી દેવી છે. મંદિરના પાછળના દરવાજાની બહાર ક્ષેત્રપાળ ભેરવની મુર્તિ છે. ભેરવની સવારી કુતરા ઉપર છે. તે કાશીના કોટવાળ ગણાય છે. આ મંદિર બાજીરાવ પેશ્વાએ સન ૧૮૨૫ માં બંધાવેલું છે. બ્રહ્મા અને શિવની લડાઇ વખતે શિવના કોપથી ભૈરવ ઉત્પન્ન થયા જે કાલભૈરવ કહેવાયા, તેમણે પોતાની આંગળીના નખથી બ્રહ્માનું પાંચમું માથુ કાપી નાંખ્યું હતું, તેથી બ્રહ્મહત્યા તેમની પાછળ લાગી, તેથી ભેરવે બ્રહ્માનું મુખ હાથમાં લઇ દોડવા માંડયું. તે જ્યારે કાશીમાં આવ્યા ત્યારે બ્રહ્મહત્યા પૃથ્વીમાં ચાલી ગઇ. અને બ્રહ્માનું માથું ભેરવના હાથમાંથી નીચે પડયું તે સ્થળ કપાલમોચનતિર્થ ગણાયું. કાર્તક વદ ૮ મે ભેરવનો જન્મ થયો તેથી તે દિવસે તેમજ આઠમ, ચૌદસ અને રવીવારે ભેરવનાં દર્શન પુજન કરવાથી ઘણું ફળ મળે છે, કાળભેરવના મંદિરના પૂવે એક ગલીમાં નવગ્રહેશ્વર અથવા વ્યતિપાતેશ્વર મહાદેવ છે તેમ ત્યાંથી થોડે દૂર એક મંદિરમાં કાલેશ્વર મહાદેવ અને ૩ હાથ ઉંચો કાલદંડ છે. તેનું મુખ ધાતુનું છે. દીવાલ પાસે કાલીની મૂર્ત્તિ છે જેની પાસે કાલકુપ નામનો કુવો છે.

ચિતાઘાટ—મણિકર્ણિકાઘાટની દક્ષિણ બાજુએ ચિતાઘાટ છે જ્યાં મડદાં બાળવામાં આવે છે. અહિં ડોમ, (ભંગી) રહે છે જેને ઘેરથી ચિતા માટે દેવતા લાવવો પડે છે. અહિં સતિ સ્રીયો તેમ પુરુષ અને સ્રીયોની ઘણી પત્થરની મૂર્તિયો છે. ઘાટ ઉપર રાજા વલ્લભશિવાલા નામનું જુનું મોટું મંદિર છે.

રાજરાજેશ્વરીઘાટ—ચિતાઘાટની પાસે છે, તેના ઉપર રાજરાજેશ્વરીજીનું મંદિર છે. પાસે લલિતાતિર્થ ઉપર લલિતાઘાટ છે જેના ઉપર લલિતાદેવીનું મંદિર છે. આ મંદિરમાં પૂર્વ તરફ કાશીદેવી છે. મંદિરની

બહાર ગંગકેશવનું મંદિર, અને જેની બહાર એક ચોતરા ઉપર ગંગાદિત્ય મહાદેવ છે. ઘાટ ઉપર ગલીમાં ત્રિસંધ્યેશ્વર મહાદેવ છે. ત્યાં પાસે મોક્ષેશ્વર અને કરુણેશ્વર મહાદેવ છે. ત્યાંથી થોડેદૂર જ્ઞાનેશ્વર મહાદેવ છે. લલિતાઘાટથી ઉપર નેપાલિ શિવમંદિર છે. પાસે નેપાળના યાત્રળુઓ માટે એક ધર્મશાળા છે. મંદિરની બાંધણી ચીનનાં મંદિરો જેવી છે. લલિતાઘાટથી આગળ મીરઘાટ છે, જ્યાં વિશાલ તિર્થ છે. પાસે પૂર્વની સતિયોનાં સ્મારક ચિન્હો છે. ઘાટ ઉપર ધર્મકુપ નામનો કુવો છે. પાસે વિશ્વબાહુ દેવીનું મંદિર છે. તેમાં દિવોદાસેશ્વર શિવલિંગ છે. ધર્મકુપની દક્ષિણે ધર્મેશ્વરનું મંદિર છે. ત્યાંથી પાસેજ વિશાલાક્ષી ગૌરીદેવીનું મંદીર છે. ઘાટ પાસે એક મંદીરમાં આશાવિનાયક છે. તે મંદિરમાં મહાવીરની મોટી મુર્તિ છે, અને બીજી કેટલીક દેવમુર્તિયો છે. સામેના મકાનમાં વૃદ્ધાદિત્ય અને એક ગલીમાં આનંદભૈરવનું મંદિર છે. ધર્મકુવામાં સ્નાન કરી ધર્મેશ્વરનાં દર્શન કરી વિશ્વબાહુ દેવીનાં દર્શન કરવાનું ઘણું મહાત્મ્ય છે.

માનમંદિરઘાટ—પાસે જયપુરના રાજા માનસિંહે બંધાવેલો માનમંદિર ઘાટ છે. ઘાટ ઉપર નાનાં મંદિરો છે તેમાં મોટા મંદિરમાં દાલભ્યેશ્વર મહાદેવ, છે. બીજા મંદિરમાં સોમેશ્વર અને ત્રીજા મંદિરમાં સેતબંધુ રામેશ્વર શિવલિંગ છે. ઘાટની ઉપર લક્ષ્મીનારાયણ, વારાહીદેવી અને સ્થૂલદન્ત વિનાયક છે. ઉપર રાજા માનસિંહે બંધાવેલું માનમંદિર છે. તેની ઉપર જયપુરના રાજા જયસિંહે બનાવેલી ગ્રહોની ગણત્રી કરવાની અબજરબેટરી છે. જે હાલ તો નિરૂપયોગી જેવી છે.

દશાશ્વમેઘ ઘાટ—આ ઘાટ કાશીના ઘાટોની વચ્ચે અને મુખ્ય પાંચ ઘાટમાંનો એક છે. અહિં પ્રયાગતિર્થ છે. મહા મહિનામાં અહિં સ્નાન કરવા માટે ભીડ થાય છે. અહિં પાણીની અંદર રૂદ્રસરોવરતિર્થ છે. મણિકર્ણિકા ઘાટથી આ ઘાટ બીજે નંબરે છે. ઘણા યાત્રાળુઓ અહિં સ્નાન કરે છે. અહિં ગંગામાંથી નાવમાંથી ઉતરાય છે. આ ઘાટ ઉપર ઘણી વસ્તુઓ મળે છે. પથ્થરનાં નાનાં મોટાં મંદિરો અહિં વેચાય છે. અહિં નાવ ઘણાં છે. અહિંથી નાવમાં બેસી ઘણા યાત્રાળુ ગંગામાં ઘાટ જોતા જોતા અસીસંગમ ઘાટ સુધી જઇ અહિં પાછા આવે છે, અને પાછા અહિંથી આગળ વરૂણાસંગમ ઘાટસુધી જાય છે. દશાશ્વમેધ ઘાટ ઉપર એક મકાનમાં સ્વામી વિશુદ્ધાનંદ રહેતા હતા. અહિં એક ખુલ્લા મંડપમાં દશાશ્વમેધેશ્વર મહાદેવ અને બીજી જગાએ પીતળના સિંહાસન ઉપર શીતળાદેવી છે. મંડપની દક્ષિણે ગંગા, સરસ્વતિ, યમુના, વિષ્ણુ, ત્રિદેવ અને નૃસિંહની મુર્ત્તિયો માણસ જેટલી મોટી એક મંદિરમાં છે. ઘાટની ઉત્તરે એક વિશાળ શિવમંદિર છે. જેની ઉત્તરે એક નાના મંદિરમાં શુળટંકેશ્વર મહાદેવ છે. તેમાં અભયદવિનાયક છે. ઘાટ ઉપર મોટા મંદિરની ઉત્તરે પ્રયાગેશ્વર, પ્રયાગમાધવ, રૂદ્રસરોવર, અને આદિ-

વારાહેશ્વર મહાદેવનું મંદિર છે. મંદિરની બહાર પ્રયાગમાધવની મુર્તિ છે. એ લક્ષ્મીનારાયણને નામે પ્રસિદ્ધ છે. શુળકંટકેશ્વરને પુરાણમાં પ્રયાગેશ્વર કહ્યા છે. અહિં બ્રહ્માએ કાશીના રાજા દિવોદાસની મદદથી ૧૦ અશ્વમેધ યજ્ઞ કર્યા હતા. તેથી આ સ્થાનનું નામ દશાશ્વમેધ નામ પડયું છે. જેઠ સુદ ૧૦ ના રોજ અહિં સ્નાનદર્શન કરવાનું વધું મહાત્મ્ય છે. બાલમુકુન્દની પાસે બ્રહ્મેશ્વર અને સિદ્ધતુંડ ગણપતિ છે. અગસ્ત્યકુંડ પાસે અગસ્તીશ્વર અને લોપામુદ્રા એક મંદિરમાં છે. તેની દક્ષિણે કસ્યપેશ્વર, અને ત્યાંથી થોડેદૂર જંગલવાડી મહેલ્લામાં અંગિરેશ્વર મહાદેવ અને વિમલાદિત્યની મુર્તિ છે. અહિં યક્ષનાપુત્ર હરિકેશે તપ કરવાથી તેને દંડપાણિનું પદ મળ્યું હતું. તેણે સ્થાપેલું હરિકેશેશ્વર શિવલિંગ અહિં છે. ત્યાંથી થોડેદૂર ધ્રુવેશ્વર અને ચતુર્દંત ગણપતિ છે, ત્યાંથી પાસે વૈદ્યનાથ, ગોકર્ણેશ્વર મહાદેવ અને ગોકર્ણ કુવો છે. ગોકર્ણેશ્વરથી થોડે દૂર ત્ર્યંબકેશ્વર મહાદેવ છે. ત્યાંથી થોડે દૂર ગાતમેશ્વરનું મંદિર છે જ્યાં ગોદાવરી તિર્થ ગુપ્ત છે. અહિંથી થોડે દૂર સાક્ષીવિનાયકનું મંદિર છે. તેમાં ગણપતિની વિશાળ મૂર્તિ લાલ રંગની. છે. પાસે મનઃપરમેશ્વરનું મંદિર છે. તેમાં કલિપ્રિયવિનાયકની મૂર્તિ છે. તે મંદિરની પાસે કોટિલિંગેશ્વર, બ્રાહ્મીશ્વર મહાદેવ અને ચિતુર્વક્રેશ્વર મહાદેવ છે.

તે સિવાય અહલ્યાબાઇનો બનાવેલો અહલ્યાબાઈઘાટ, મુન્શીઘાટ, ઉદયપુરના રાણાએ બંધાવેલો રાણા મહેલઘાટ, અને ચોસઠ ઘાટ છે. રાણા મહેલઘાટ ઉપર વક્રતુંડ વિનાયકની મૂર્તિ છે. અને ચોસઠ ઘાટ ઉપર ચોસઠદેવીનું મંદિર છે જેમાં ચોસઠદેવીની મૂર્તિ છે. પાસેના મંડપમાં ભદ્રકાળીની મૂર્તિ છે. દેવીના મંદિરથી થોડે દૂર ઘાટ ઉપર પુષ્પ દંતેશ્વર, ગુરુડેશ્વર, અને પાતાલેશ્વર મહાદેવ છે. પુષ્પદંતેશ્વરના મંદિરમાં એકદંતવિનાયકની મૂર્તિ છે. વળી પાંડેઘાટ, સર્વેશ્વરઘાટ, રાજાઘાટ, નારદઘાટ, માનસરોવરઘાટ, ક્ષેમેશ્વરઘાટ અને ચોકીઘાટ છે. નારદઘાટ ઉપર નારદેશ્વર મહાદેવનું નાનું મંદિર છે. માનસરોવરઘાટ ઉપર માનસરોવરકુંડ છે પાસે હંસેશ્વર મહાદેવ છે, ત્યાંથી થોડે દૂર રુકમાંગદેશ્વર મહાદેવ અને ચિત્રગ્રીવાદેવી છે. પાસે એક ગલીમાં બાલકૃષ્ણ અને ચતુર્ભુજ વિષ્ણુની મૂર્તિ છે. ક્ષેમેશ્વરઘાટ ઉપર ક્ષેમેશ્વરનું મંદિર છે. ચોકી ઘાટ ઉપર પણ પીપળના ઝાડ નીચે ચોતરા ઉપર ઘણી દેવમૂર્તિઓ છે.

કેદારઘાટ—આ ઉત્તમ ઘાટ છે. તેના ઉપર ગૌરીકુંડ નામનો નાનો કુંડ છે ત્યાંથી ઉપર કેદારેશ્વર મહાદેવનું મંદિર છે, લિંગ અણઘડ છે. ત્યાં અંધારૂં હોવાથી દીવો બળ્યાં કરે છે. મંદિરમાં ગૌરી, કાતિકસ્વામી, ગણપતિ. દંડપાણિભૈરવ, નંદી વિગેરે દેવમૂતિયો છે. તે સિવાય શિવપાર્વતિની ભોગમૂર્તિ છે. મંદીરની પાસે એક મંદિરમાં લક્ષ્મીનારાયણ અને બી-

જામાં મીનાક્ષીદેવી છે. મંદીરમાં ભોગમૂર્તિયોનાં વાહન બળદ, હંસ, મોર વિગેરેની પીતળની મૂર્તિયો છે. શિવની મૂર્તિ પીતળના નંદી ઉપર બેસાડી દરમહિને પ્રદોષોને દિવસે પરિક્રમા કરવા નીકળે છે. કાર્તક સુદ ૬ ના રોજ અહિં મેળો ભરાય છે. કેદારના મંદીર બહાર નીલકંઠેશ્વરનું મંદીર છે અને તેની આગળ એક ઓરડીમાં સગરેશ્વર મહાદેવ છે. હાઇરકુલ પાસે તિલભાંડેશ્વરનું મંદિર છે. લલીઘાટ ઉપર લમ્બોદર વિનાયક અથવા ચિંતામણિ ગણેશ છે. સ્મશાનઘાટ ઉપર સ્મશાનેશ્વર મહાદેવ છે. પહેલાં અહિં મડદાં બાળતા હતા. હનુમાનઘાટ ઉપર હનુમાનજીનું મંદિર છે. પાસે રુરુભૈરવ પણ છે. દંડીઘાટ ઉપર દંડી સન્યાસીઓ સ્નાન કરવા આવે છે. શિવાલાઘાટ ઉપર ગોસાંઇઓનો મઠ, મુગલ બાદશાહના વંશજો જેમને પેન્શનો મળે છે, તેમને રહેવાની જગા, અને મહાવીરનું મંદિર છે. મહાવીરના મંદિરમાં સ્વપ્નેશ્વર મહાદેવ અને સ્વપ્નેશ્વરી દેવી છે. જેની દક્ષિણે હયગ્રીવભગવાન અને હયગ્રીવકુન્ડ છે.

વક્ષરાજઘાટ—ઉપર જૈનોનાં ત્રણ મંદિરો છે. જાનકીઘાટ ઉપર ચારેક મંદિરો છે. તેની પાસે વૉટરવર્કસ છે. જ્યાંથી શહેરમાં નળદ્વારા પાણી અપાય છે. તુલસીઘાટ ઉપર ગંગાસાગરકુન્ડ છે. આ ઘાટ ઉપર તુલસીદાસનું મંદિર છે. તેમાં તુલસીદાસની ગાદી અને પાદુકાઓ છે. તેમજ નાવનો એક કકડો છે. અહિં તુલસીદાસ રહેતા હતા તેમનો દેહાંત સંવત ૧૬૮૦ માં અહિંજ થયો હતો. તેમનું રચેલું તુળસીકૃત રામાયણ પ્રસિદ્ધ છે. તે સિવાય તેમણે ગીતાવલી, વૈરાગ્યસંદીપની વિગેરે ઘણા ગ્રંથો લખ્યા હતા. તુલસીદાસના મંદીર પાસે એક મંદિરમાં કપીલમુનિની મૂર્તિ છે. તેમજ રામ, લક્ષ્મણ, સીતા, ત્રિવિક્રમ ભગવાન અને સખીમાધવની મૂર્તિયો છે. તુલસીઘાટથી થોડે દૂર લોલાર્કકુન્ડ નામનો કુવો છે. તેની પાસે એક હોજ છે. તેમાં થઇ કુવામાં જવાનો રસ્તો છે. કુંડનાં પગથીયાં ઉપર લોલાર્કાદિત્ય. અને લોલાર્કેશ્વર મહાદેવ છે. પાસે એક મંદિરમાં અમરેશ્વર અને બીજા મંદિરમાં પરાશરેશ્વર છે. ત્યાંથી નજીક અર્કવિનાયક છે. શિવે કાશીમાંથી દિવોદાસને કહાડવામાટે સૂર્યને મોકલ્યા હતા તે પછી દક્ષિણમાં અસીસંગમ ઘાટ ઉપર સ્થિત થયા. અહિં તેમનું મન ચંચળ ( લોલ ) થવાથી તેમનું નામ લોલાર્ક પડયું. લોલાર્ક કુંડથી ઉત્તરે રામમંદિર છે જેમાં રામ, લક્ષ્મણ અને જાનકીજીની મુર્તિયો છે. વૉટરવર્કસને માટે રામમંદિરની જગા લેવાનો મ્યુનીસિપાલીટીએ ઠરાવ કરેલો, તે પછી મંદિર ખોદવામાં આવે છે એવી અફવાથી સને ૧૮૯૧ માં અહિં એક મોટું હુલ્લડ થયું હતું. જેમાં ઘણી લુંટફાટ થઇ હતી. તેમાં ઘણા માણસોને સજા થઇ હતી. તુલસીદાસના ઘાટની પાસે બાજીરાવ ઘાટ છે જેના ઉપર સાધુ લોકો રહે છે. પાસે રાલામિશ્રઘાટ છે.

અસ્સીસંગમઘાટ—રાલામિશ્રઘાટથી દક્ષિણે કાશીના પાંચ પવિત્ર ઘાટમાંનો એક ઘાટ અસીઘાટ છે. આ ઘાટ કાચો બાંધેલો છે. અહિં હરિદ્વાર તીર્થ છે. અહિં અસી નામની નદી ગંગામાં મળે છે. અસીઘાટ ઉપર સંગમેશ્વર મહાદેવ છે. તેમજ જગન્નાથજીનું મંદીર છે જેમાં જગન્નાથ, બલભદ્ર, અને સુભદ્રાદેવીની મૂર્તિયો છે. રથજાત્રાને દિવસે અહિં વરઘોડો નીકળે છે. કાર્તકવદ ૬ ના રોજ અહિં સ્નાન દર્શન કરવાનું ઘણું મહાત્મ્ય છે. અસીસંગમથી થોડે દૂર પુષ્કરતીર્થ નામનું સરોવર છે. અસી ઘાટથી ૦ાા માઇલ ઉપર દુર્ગામહેલ્લામાં દુર્ગાકુન્ડ નામનું મોટું સરોવર છે. જેની પાસે કુષ્માંડાખ્યાદેવીનું ઉત્તમ મંદીર છે, આ સરોવર અને મંદિર રાણી ભવાનીનું બંધાવેલું છે. દરવાજા પાસે સિંહની મૂર્તિ છે. પાસે શિવ, ગણુપતિ વિગેરે દેવોનાં મંદિરો છે. સદર દરવાજા પાસે દુર્ગવિનાયકની મૂર્તિ છે. તેમજ મંદીરમાં ચન્ડભૈરવ છે. ઘુમટ બહાર એક મંદીરમાં કુકકુટેશ્વર મહાદેવ છે. આ મંદિરની પાસે દુર્ગવિનાયક છે. અહિં વાંદરાં ઘણાં છે. પાસે કેટલાંક જૈનમંદિરો અને એક બાગ છે. નવરાત્રીમાં અહીં સ્નાનદર્શન માટે ભીડ રહે છે. સુબાહુરાજા ઉપર દેવી પ્રસન્ન થયાં ત્યારે તેમણે કહ્યું કે જ્યાંસુધી કાશીપુરી રહે ત્યાં સુધી તમે દુર્ગા નામથી અહિં રહો. તેથી દેવી અહિં સ્થિત થયાં છે. એવું દેવીભાગવતમાં છે.

કુરૂક્ષેત્રતિર્થ—દુર્ગાકુન્ડથી થોડે દૂર કુરૂક્ષેત્ર નામનું પાકુ બંધાવેલું સરોવર છે. ત્યાંથી થોડે દૂર સિદ્ધકુંડ છે. ત્યાંથી ઉત્તરે એક બાગમાં કૃમિકુન્ડ અને કિનારામનું સ્થળ છે. જેની પાસે કુટદંત વિનાયક છે. ત્યાંથી થોડે દૂર રેવતીતીર્થ નામનું તળાવ છે જેને રેવડી તળાવ કહે છે. અહિંથી થોડે દૂર શંખોદ્ધાર તિર્થ, દ્વારકાંતીર્થ, દુર્વાસાઋષિ અને કૃષ્ણ રૂક્ષ્માણિ છે. ત્યાંથી જરા દૂર ઉત્તરે કામાક્ષાકુંડ પાસે કામાક્ષા દેવી, વૈજનાથ, ક્રોધ ભૈરવ અને કામાક્ષાયોગિની છે. ત્યાંથી થોડે દૂર રામકુંડની પાસે લવેશ્વર અને કુશેશ્વર મહાદેવ છે. રામકુંડથી થોડે દૂર શિવગિરીના તળાવ પાસે ત્રિમુખવિનાયક અને ત્રિપુરાંતક છે. ત્યાંથી બે માઇલ ઉપર એક સરોવર ઉપર શાલકંટક વિનાયક છે. શિવગિરીના તળાવથી થોડે દુર લાલાપુરમાં માતૃકુન્ડ છે. તેની પાસે એક મંદિરમાં પિતૃશ્વર મહાદેવ અને ક્ષિપ્રપ્રસાદ વિનાયક છે. જેની પાછળ માતૃદેવીનું મંદીર છે. પિતૃશ્વરની સામે પિતૃકુન્ડ નામનું સરોવર છે.

માતૃકુન્ડથી થોડે દૂર પિશાચમોચન કુંડ છે ત્યાંથી થોડે દૂર ફાતમાન નામનું મુસલમાનોનું કબરસ્તાન છે. તેમાં મહમદસાહેબની પુત્રી અને અલીની સ્ત્રી ફાતમાની કબર છે, અહિં મુસલમાનો મહોરમને દસમે દિવસે તાજીયા ડુબાડે છે. મહોરમની ૧૦ મી તારીખે ફાતમાનો પુત્ર ઇમામહુસેન અરબસ્તાનમાં શત્રુના હાથે માર્યો ગયેલો તેથી તેની યાદગીરીમાં તે દિવસે મુસલમાનો મરસીયો પઢે છે અને તાજીયા ડુબાડે છે.

**લક્ષ્મીકુન્ડ**—ક્ષાતમાનથી દક્ષિણે થોડે દૂર લક્ષ્મીકુંડ મહેલ્લામાં લક્ષ્મીકુંડ નામનું પાકું બાંધેલું સરોવર છે. જેની પાસે મહાલક્ષ્મી દેવીનું મંદીર છે. આ મંદીરમાં મયુરી યોગિની અને એક ખંડમાં મહાલક્ષ્મી દેવીની મૂર્તિ છે. અને પાસે શિવમંદીર છે. અહિં કાલીમઠમાં કાલીની મુર્તિ છે. લક્ષ્મીકુંડ પાસે કુંડિતાક્ષ વિનાયક છે. લક્ષ્મીકુંડથી થોડે દૂર સૂર્યકુન્ડ ઉપર સાંબાદિત્ય અને દ્વિમુખવિનાયક છે.

**ટાઉન હૉલ**—કાલભૈરવની પશ્ચિમે કંપનીબાગ પાસે વિશાળ ટાઉન હૉલ છે. જેમાં મુખ્ય ખંડમાં ૩૦૦ થી ૪૦૦ માણસો માઇ શકે છે. તેની પાસે તારાચંદની ધર્મશાળા છે. ટાઉનહૉલ પાસે કંપનીબાગ એક ઉત્તમ બાગ છે. જેમાં મંદાકિની તળાવ છે. ત્યાં પાસે એક મંદિરમાં મંદાકિની દેવી છે. કંપની બાગની પાસે એક બાગમાં જૈનમંદીર છે. કંપનીબાગથી થોડે દૂર મધ્યમેશ્વર શિવલિંગ છે. વિશ્વેશ્વર ગંજબજારથી થોડે દૂર ગણેશગંજના વાડાના ખૂણા ઉપર ઋણુ હરેશ્વર મહાદેવનું મંદીર છે જેની પાસે એક મંદીરમાં હ્રીકિશની મુર્તી છે. પાસે વૃદ્ધકાલ મહેલ્લામાં રત્નેશ્વર મહાદેવ છે. તેની પાસે એક મંદીરમાં સતીશ્વર મહાદેવ અને અવંતિકા દેવી છે. પાસે એક જુનો કુવો છે તેને રક્તચુડામણિ કુવો કહે છે. આલમગીરી મસીદ પાસે હસ્તીર્થ નામનું મોટું સરોવર છે જેને રૂદ્રખંડ કહે છે. પાસે એક મંદીરમાં હંસેશ્વર અને રુદ્રેસ્વર મહાદેવ છે.

**કૃતવાસેશ્વર**—વૃદ્ધકાલની ગલીની જમણી તરફ હસ્તીર્થ મહેલ્લામાં ઔરંગજેબે કૃતવાસેશ્વર મહાદેવના મંદીરને તોડીને બનાવેલી આલમગીર મસીદ છે. મસીદના આગળ ચોગાનમાં એક હોજમાં ૨॥ ફુટ ઉંચો ફુવારાનો સ્તંભ છે, જે પહેલાં કૃતવાસેશ્વરનું શિવલિંગ હતું. પાસે એક વિશાળ મંદીરમાં કૃતવાસેશ્વર શિવલિંગ છે. રક્ત ચુડામણિ કુવાથી વૃદ્ધકાળ સુધીના સ્થાનને અવંતિકાપુરી કહે છે. ત્યાં વૃદ્ધ કાલેશ્વર શિવનું મંદીર છે. તેમાં વૃદ્ધકાલેશ્વર અને મહાકાલેશ્વર મહાદેવ છે. મંદીરની પૂર્વે ચોકમાં વૃદ્ધકાલ નામનો મોટો કુવો છે જેની પાસે અમૃતકુન્ડ નામનો કુન્ડ છે. અમૃતકુન્ડમાં સ્નાન કરવાથી કોઢ મટે છે એવું કહેવાય છે. કુવાની ઉત્તરે એક મંદિરમાં દક્ષેશ્વર મહાદેવ છે. પાસે એક બીજા મંદિરમાં હનુમાનજીની મોટી મુર્તી છે. અમૃતકુંડ પાસે એક મંદિરમાં અસિતાંગ ભૈરવ, અને બીજા મંદીરમાં માલતીશ્વર મહાદેવ છે. વૃદ્ધ કાલેશ્વરના મંદીરથી થોડે દુર મૃત્યુંજયનું નાનું મંદીર છે જેમાં પીતળના હોજમાં શિવલિંગ છે. ત્યાંથી થોડે દુર મણિપ્રદીપેશ્વર મહાદેવ છે તેની પાસે ધનેસરા સ્થાનમાં ધનેશ્વર મહાદેવ અને નૃસિંહજી છે ત્યાંથી થોડે દૂર એક મંદિરમાં સુમંતેશ્વર અને હનુમાનજી છે. મંદીરની ઉત્તરે રૂણમોચન અને પાપમોચન બે

સરોવરો છે. પાસે એક મંદીરમાં વિશ્વકર્મેશ્વર મહાદેવ છે.

**ગોરખનાથનું મંદીર**—મંદાકિની મહેલ્લામાં ગોરખ ટેકરા ઉપર એક મંદિરમાં ગોરખનાથનાં પગલાં છે. તેમાં વૃશેશ્વર મહાદેવ છે. અહિં ગોરખસંપ્રદાયના સાધુઓ રહે છે. પાસે થોડે દુર નૃસિંહ ચૉતરો છે. પાસે રામાનુજસંપ્રદાયનાં મંદિરો છે. ચૉતરાની દક્ષિણે એક બાગમાં કલ્યાણીદેવીનું મંદિર છે. ત્યાંથી થોડે દુર હનુમાનજીની મુર્તી અને જમ્બુકેશ્વર મહાદેવ છે. કલ્યાણીદેવીના મંદીરથી થોડે દુર ગણપતિનું મંદીર છે જેમાં મહારાજ વિનાયક અથવા વક્રતુંડ વિનાયકની મુર્તી છે. શિખર ઉપર સોનેરી કળશ છે. ગણપતીની સુંઢ હાથ, પગ અને સિંહાસન ઉપર ચાંદી મઢેલી છે, મુકુટ સોનેરી છે. આજુબાજુ ગણપતીની સિદ્ધિ અને બુદ્ધિ બે સ્ત્રીઓ છે. મંદિરમાં ગણપતી પાસે સિદ્ધષ્ટેકેશ્વર મહાદેવ છે, ખાસ મંદીરમાં હસ્તદંત વિનાયકની મુર્તી છે, બહાર ઉંદરની મોટી મુર્તી છે. બંને બાજુ ગણપતીની બે જુદી મુર્તીઓ છે. ત્યાંથી થોડે દુર એક મંદીરમા જગન્નાથ, બળભદ્ર અને સુભદ્રાની મુર્તિયો છે. જેની પાસે એક મંદીરમાં આષાઢીશ્વર મહાદેવ છે.

**ભુતભૈરવ**—કાશીપુરા મહેલ્લામાં એક મંદીરમાં ભુતભૈરવની એક મોટી મુર્તી છે. જેને ભીષણભૈરવ પણ કહે છે. પાસે એક મંદિરમાં કન્દુકેશ્વર મહાદેવ છે, અને થોડે દુર નિવાસેશ્વર, વ્યાઘ્રેશ્વર, જૈગીશવ્યેશ્વરનાં મંદીરો છે. ત્યાં જૈગીષવ્ય નામની ગુપ્ત ગુફા છે. જેમાં કેટલાક શિવલિંગો છે. કાશીપુરા મહેલ્લામાં જેષ્ટેશ્વર મહાદેવનું મંદિર વિશાળ છે. પાસે એક મંદિરમાં જેષ્ટવિનાયક છે. મહાદેવના મંદિર પાસે એક મંદિરમાં જેષ્ટા ગૌરીદેવી છે. તેની સામે જેષ્ટાવાપી ગુપ્ત છે.

**કાશીદેવી**—જેષ્ટેશ્વર મહાદેવથી થોડે દૂર કાશીદેવીનું મંદિર અને સમસાગર કુવો છે. જેની પશ્ચિમે કર્ણઘંટા નામનું મોટું તળાવ છે. અહિં એક બાજુ કર્ણઘંટેશ્વર અને વ્યાસેશ્વર તળાવ છે. તલાવ પાસે વ્યાસ કૂપ છે. અહિંથી પાસે હરિશંકરના મહેલ્લામાં હરિશંકરેશ્વર નામનું ગુપ્તલિંગ છે. મચ્છરહટા મહેલ્લામાં ચિત્ર ગુપ્તેશ્વરછે, પાસે એક ગલીમાં ભારભુતેશ્વર, રાજવિનાયક, અને વિકેશ્વર મહાદેવ છે. જેની પશ્ચિમે અસ્તિક્ષેપ તળાવ નામનું મોટું તળાવ છે. પાસે હાટકેશ્વરનું સ્થાન ગુપ્ત છે. પાસે એક મંદિરમાં હાટકેશ્વર મહાદેવ અને ઉટનેશ્વર મહાદેવ છે. થોડે દૂર પાસે માધવદાસનો બાગ, અને પ્રિન્સ ઓફ વેલ્સ ઇસ્પિતાલ જોવા લાયક છે.

**કબીરચોરો**—કબીરચોરા મહેલ્લામાં ચારે બાજુ મકાન અને વચ્ચે એક મંદિરમાં કબીરજીનાં પગલાં છે, એક બાજુ બે માળવાળા મકાનમાં કબીરજીની ગાદી છે, ગાદી પાસે કબીરની ટોપી છે અને કબીર અને રામાનંદ સ્વામીની છબીયો છે. અહિં કબીરપંથી મહંત અને સાધુઓ રહે છે.

કબીર રામાનંદસ્વામીના ૧૨ ચેલામાંના એક હતા. કબીર હિંદુ અને મુસલમાન બંનેને પોતાના શિષ્ય કરતા. તેમનાં કબીરવાણી, જ્ઞાનસાગર, હંસમુક્તાવલી વિગેરે અનેક ગ્રંથો છે.

**પીશાચમોચન** કુન્ડ—બેતગંજની સડક પાસે પિશાચમોચન-કુંડ નામનું મોટું સરોવર છે. ઘાટ ઉપર મહાવીર, કપર્દીશ્વર, પંચાયક વિનાયક, પિશાચનું મોટું માથું, ચતુર્ભુજ વિષ્ણુ, વાલ્મકીમુનિ, અને બીજી કેટલીક દેવમૂત્તિયો છે. કુન્ડ ઉપર વાલ્મિકેશ્વર અને હેરમ્બવિનાયક છે. પાસે હથુઆ મહારાજની કોઠી, અને મંદિર છે.

**કવીન્સકૉલેજ**—હથીઆના મહારાજની કોઠીની ઉત્તરે થોડે દૂર કવીન્સ કોલેજ છે. કોલેજનું મકાન ઉત્તમ છે. આ કોલેજ આલ્હાબાદ યુનીવર્સિટીના તાબામાં છે. તેમાં ઘણા વિદ્યાર્થિઓ અભ્યાસ કરે છે.

**ધુપચંડી**—તળાવ પાસે ધુપચંડી દેવી અને વિકટદ્વિજ વિનાયકની મૂર્ત્તિ છે. ત્યાંથી થોડેદૂર ચિત્રકુટ તળાવ છે. પાસે એક બાગમાં વિઘ્નરાજ વિનાયકનું મંદિર છે. બીજા એક મંદિરમાં રામ, લક્ષ્મણ, અને સીતાની મૂર્ત્તિયો છે. અને એક મંદિરમાં હનુમાનજી છે.

કોલેજથી પાછા વળતાં માધોજીના બાગ પાસે એક મેદાનમાં આંબ-લીનું ઝાડ છે. તેને નટીઆંબલી કહે છે ત્યાં દરસાલ આસો સુદ ૧૧ ના રોજ રામલીલા થાય છે. ઇશ્વરગંગીની પાસે એક મંદિરમાં ચિંતામણિ વિનાયક છે અને ૩ હાથ ઉંચું દશબાર હાથપહોળું શ્યામવર્ણનું અગ્નિશ્વર અથવા યોગેશ્વરનું શિવલિંગ છે. મંદિર પાસે આગ્નીધ્રનામનો કુંડ છે જે ઇશ્વરગંગી કહેવાય છે. આગળ એક નાની કોટડીમાં એક અંધારી ગુફા છે જે ગુહાગંગા કહેવાય છે. પાસે ઉર્વશીશ્વર મહાદેવ છે. જૈતપુરા મહેલ્લામાં જ્વરહરેશ્વર મહાદેવ છે. પાસે એક ઓરડીમાં સિધ્ધેશ્વર મહાદેવ છે. અહિં પાસેના એક મંદિરમાં સિંહાસન ઉપર તાંબાના સિંહ ઉપર બેઠેલી સ્કંદમાતા-ની મૂર્તિ છે. જેને વાગીશ્વરી દુર્ગા પણ કહે છે. તેની પાસે કાર્તિકસ્વામીની મૂર્ત છે. સિંહાસન નીચે સરસ્વતીની મુર્તિ છે. મંદિરની આજુબાજુ ગણપતિ, હનુમાન વિગેરેની મૂર્તિયો છે. આ મંદિરથી થોડે દૂર નાગકુવા મહેલ્લામાં કર્કોટક તિર્થ છે. જેને નાગકુવો કહે છે. તે કુંડ જેવો છે. તેની ચારે બાજુ પગથીયાં છે, તેથી અંદર સ્નાન કરવા જવાય છે. નાગપાંચમે અહિં મેળો ભરાય છે. નાગકુવા પાસે ઉત્તર તરફ બકરી કુવો છે. આ એક તળાવ છે. જેના ઉપર ઉત્તરાર્કાદિત્ય છે. તળાવ જુનું છે. ઘાટના ખંડેરો જણાય છે. પહેલાં અહિં બૌદ્ધ ધર્મના લોકો રહેતા હશે એમ કહેવાય છે. વરુણા નદીના મઢિયાઘાટની પાસે એક મંદિરમાં શૈલપુત્રીદેવી અને શૈલેશ્વર મહા-દેવ તેમજ હુંડન અને મુંડન ગણની મૂર્તિઓ છે.

**કપાલમોચન**—બકરીયાકુન્ડથી ૧ માઈલ ઉપર કપાલ મોચનકુન્ડ નામનું એક મોટું સરોવર છે. જેની ચારે બાજુ પથ્થરનાં પગથીયાં છે. પાંચ પુષ્કરણીયોમાં કપાલમોચન, ઋણમોચન, પાપમોચન, એતરણી અને વૈતરણી છે. શિવની નિંદા કરવાથી બ્રહ્માનું પાંચમુ મુખ ભૈરવે કાપી નાંખ્યું અને તે લઇ કાશીમાં આવ્યા. ત્યાં જઇ તેમણે બ્રહ્માનું માથું આ સ્થળે નાંખ્યું તેથી તે કપાલમોચનતિર્થ કહેવાયું. કપાલમોચનને કિનારે મુસલમાનોની મસીદ છે. અને તેથી ઉત્તરે એક પથ્થરના ઘેરાવાની અંદર ભૈરવની લાઠી છે જેને કપાલભૈરવ કહે છે. ચારે બાજુ ચબુતરા ઉપર પથ્થરનો એક કુતરો અને એક કુવો છે. પહેલાંનું મંદિર આરંગઝેબે તોડી મસીદ બંધાવી છે. વરુણાનદી ઉપર પાકો પુલ છે તેની પાસે આં-બલીઘાટ પાસે ચંડીશ્વર અને મુન્ડવિનાયક છે.

**સારનાથ**—શહેરથી ૩ માઈલ ઉપર એક નાની ટેકરી ઉપર સાર-નાથ શિવનું મંદિર છે. જેમાં સારનાથ અને સોમનાથ મહાદેવ છે. પાસે પાંચ સાત બુદ્ધ મુર્તિઓ, એક કુવો અને સારંગતલાવ નામનું કાચું સરોવર છે. ત્યાંથી ૧૦૦ ગજ દૂર બાદ્ધ સ્તુપ છે, જેને ધામક કહે છે. આજુબાજુ ખંડેરો છે. અહિંથી નીકળેલી બૌદ્ધ મુર્તિયો કવીન્સ કોલેજની પાસે અને કલકત્તાના મ્યુઝીયમમાં છે. ત્યાંથી ૦॥ માઈલ ઉપર ચૌકુડી નામનો ટાવર છે. ઉપર જવા માટે પગથીયાં છે. પાસે એક કુવો છે. અહિં સારનાથના મંદિરના ચૌકમાં બુદ્ધની સમાધિ છે, તેને ટૉપ કહે છે. તે ૨૫ ફુટ ઉંચો ઘુમટ ઘાટનો પુરાતની સ્તંભ છે. બુદ્ધ ભગવાને બુદ્ધગયામાં તપ કરીને અહીં આવી પોતાના મતનો ઉપદેશ કર્યો હતો.

**રામનગર**—અસીસંગમથી ૧ માઇલ ઉપર ગંગાને કિનારે રામનગર છે. ત્યાં કાશીના પદભ્રષ્ટ મહારાજા કાશીરાજાની રાજધાની છે. ત્યાં વ્હાણમાં બેસી જવાય છે, તે ત્રણ માઇલ છે. ત્યાં રાજમહેલના એક ભાગમાં વેદ-વ્યાસ અને શુકદેવજીલિંગ રૂપે છે. મહેલથી ૧ માઇલ ઉપર ચેતસિંહનું પાકુ બંધાવેલું મોટું-તલાવ અને એક મોટું મંદિર છે. તેમાં ચારે તરફ અવતારો, દેવો, સાધુઓ વિગેરેની મુર્તિઓ કોતરેલી છે. અહિંની રામલીલા ઉત્તમ થાય છે. જે આસો મહિનામાં થાય છે. કાશીથી ૧૬ માઈલ ઉપર ગોમતી નદી ગંગાને મળે છે. અહીં લગભગ તમામ દેવળ ઉપર સોનેરી શિખરો છે.

**માહાત્મ્ય**—સુદેવના પુત્ર દિવોદાસે ગંગાના તટ પાસે વારાણસી નગર વસાવ્યું અને ત્યાં રહેવા માંડયું. તે વખતે શિવ પાર્વતિની પ્રીતિને માટે હિમાલયમાં વસતા હતા. પણ પાર્વતીની મા મેનાએ પાર્વતીને કહ્યું કે: હંમેશાં મહાદેવજી દરિદ્રી અવસ્થામાં રહે તે સારૂં નહી. તેથી પાર્વતીને

રાજી કરવા મહાદેવજીએ ત્રણુ લોકમાં સિદ્ધ ક્ષેત્ર કાશિમાં વસવાનો વિચાર કર્યો પણ તે વખતે ત્યાં દીવોદાસ રાજ્ય કરતો હતો તેથી શીવે નીકુમ્ભ પાર્ષદને કહ્યું કે તું કાશીનગરીને શુન્ય બનાવી દે. તેથી નિકુમ્ભે કાશીને શૂન્ય બનાવી દીધી એટલે રાજા ગોમતીને તીરે જઇ વસ્યો અને મહાદેવજી પાર્વતી સાહત કાશીમાં રહેવા લાગ્યા. આ સ્થાનને મહાદેવજી કદી છોડતા નથી તેથી તેને અવિમુક્તેશ્વર કહે છે. આ સ્થાન સિદ્ધરૂપ અને અદ્વિતીય છે તેથી તેનું નામ કાશી પડયુ છે. દીવોદાસ સ્વાયંભુ મનુના કુલમાં થયા છે તેમણે તપ કરી બ્રહ્મા પાસે એવું વરદાન માગ્યું કે દેવોએ આકાશમાં રહેવું. અને નાગાદિએ પાતાળમાં રહેવું. આથી. શીવ પણ કાશીમાં પોતાનું લીંગ સ્થાપીને પોતાના ગણો સાથે મંદરાચલ પર્વત ઉપર ગયા. તે લીંગનું નામ અવિમુક્ત અથવા વિશ્વનાથ પડયું. દેવો કાશી છોડીને ગયા એટલે રાજા દીવોદાસ કાશીમાં રાજ્ય કરવા લાગ્યા. પણ શિવને કાશી વગર ચેન ન પડયું તેથી તેમણે ૬૪ યોગીનીઓને કાશીમાંથી દીવોદાસને કહાડવાને માટે મોકલી. યોગીનીઓનું કાંઇ ચાલ્યું નહી પણ તે કાશીમાં મણિકર્ણિકા આગળ સ્થિત થઇ ગઇ, ત્યારે વળી મહાદેવજીએ સૂર્યને કાશીમાં મોકલ્યા. તેમનાથી પણ કાંઇ ન વળ્યું અને તે લોલાર્ક, ઉત્તરાર્ક, સાંબાદિત્ય, દ્રૌપદાદિત્ય, મયુષાદીત્ય, ખખોલકાદિત્ય, અરુણાદિત્ય વૃદ્ધાદિત્ય, કેશવાદિત્ય, વીમલાદિત્ય, કનકાદિત્ય અને યમાદિત્ય એ પ્રમાણે ૧૨ શરીર ધરીને કાશીમાં સ્થિત થયા, ત્યારે શિવે વળી બ્રહ્માને કાશીમાં મોકલ્યા. બ્રહ્મા પણ કાશીમાં ૧૦ અશ્વમેધ યજ્ઞ કરીને ત્યાંજ સ્થિત થયા, ત્યારે વળી શિવે ગણપતીને કાશીમાં મોકલ્યા, તે પણ ન આવ્યા એટલે વળી શિવે વીષ્ણુને કાશીમાં મોકલ્યા. વિષ્ણુએ બ્રાહ્મણનું રૂપ લઇને દીવોદાસને ઘેર જઈ જ્ઞાનનો ઉપદેશ આપી તેને રાજ્યથી વિમુક્ત કર્યો. પછી દીવોદાસે એક મંદિર બંધાવી તેમાં શીવલીંગ સ્થાપ્યું, તે દીવોદાસેશ્વર નામથી પ્રસિદ્ધ છે. પછી રાજા વિમાનમાં બેસીને શિવપુરીમાં ગયો, અને શિવ પછી મંદરાચલથી કાશીમાં આવ્યા. શિવજી પ્રલય વખતે નિર્ગુણ હતા તે પછી સગુણ થઇ શરીર ધારણ કરી પોતાના શરીરથી શક્તિને ઉત્પન્ન કરી. શિવશક્તિ બંનેએ પોતાની લીલાને માટે પાંચ ગાઉનું એક ક્ષેત્ર નિર્માણ કર્યું, તે કાશી, વારાણસી, આનંદવન, અવિમુક્ત ક્ષેત્ર વિગેરે નામથી પ્રસિદ્ધ થયું. ત્યાં શિવ અને શક્તિએ ઘણો વખત વિહાર કર્યો પછી શિવે પોતાનું લિંગ અવિમુક્ત અથવા વિશ્વનાથને અહિં સ્થાપ્યું કાશીમાં કોઇનું મૃત્યુ થાય છે, ત્યારે તેના કાનમાં શિવજી ૐકાર અથવા પંચાક્ષરી મંત્ર ફુંકે છે તેથી તેનો મોક્ષ થાય છે. તેથી કહેવાય છે કે કાશીમાં મરનારનો મોક્ષ જ થાય છે. વારાણસીમાં ઉત્તરવાહિની ગંગામાં કુરુક્ષેત્ર, પુષ્કર, નૈમિષ, પ્રયાગ, પૃથુદક વિગેરે અનેક તિર્થો વાસ કરે છે.

અયોદ્ધા, મથુરાં, માયા ( હરદ્વાર ) કાશી, કાંચી, અવંતિકા, ( ઉજ્જન ) અને દ્વારામતી ( દ્વારકાં ) એ મુખ્ય સાતપુરીઓ મોક્ષ આપનારી છે તેમાં કાશી મુખ્ય છે.

ત્રેતાયુગમાં સત્યવાદી હરિશ્ચંદ્ર રાજા થઇ ગયા હતા તે અહિં ચંડાળને ત્યાં સત્ય પ્રતિજ્ઞા પાળવા ખાતર વેચાયા હતા.

કાશીમાં વિશ્વેશ્વર શુદ્ધાં ૫૯ શિવલિંગો છે. બાર આદિત્ય છે. ૫૬ વિનાયક છે. રુરુભેરવ, ચન્ડભેરવ. અસિતાંગ ભેરવ, કપાલીભેરવ, ક્રોધભેરવ, ઉન્મત્તભેરવ, સંહારભેરવ, અને ભીષણભેરવ એ આઠ ભેરવ છે. શૈલપુત્રી, બ્રહ્મચારિણીદુર્ગા, ચિત્રઘંટાદુર્ગા, કુષ્માંડાખ્યાદુર્ગા, સ્કન્દમાતાદુર્ગા, કાત્યાયનીદુર્ગા, કાલરાત્રિદુર્ગા, મહાગૌરીદુર્ગા અને સિદ્ધિદાદુર્ગા એ નવ દુર્ગાઓ છે. ઓંકારેશ્વર, ત્રિલોચનેશ્વરમહાદેવ, કૃતિવાસેશ્વર, રત્નેશ્વર, ચન્દ્રેશ્વર, કેદારેશ્વર, ધર્મેશ્વર. વીરેશ્વર, કામેશ્વર, વિશ્વકર્મેશ્વર, મણિકર્ણિકેશ્વર, અવિમુકતેશ્વર અને વિશ્વેશ્વર એ ૧૪ મહાલિંગો છે. તે સિવાય અમૃતેશ્વરાદિ ૧૪ મહાલિંગો અને શૈલેશ્વરાદિ ૧૪ મહલિંગોછે.

મુખનિર્માલિકા ગૌરી, જ્યેષ્ટાગૌરી, સૌભાગ્યગૌરી, શૃંગારગૌરી, વિશાલાક્ષાગૌરી, લલિતાગૌરી, ભવાનીગૌરી, મંગલાગૌરી અને મહાલક્ષ્મીગૌરી એ ૯ ગૌરીઓ છે.

નીત્યયાત્રા—પ્રથમ પુષ્કરણીમાં સ્નાન કરીને વિષ્ણુ, દન્ડપાણિ, મહેશ્વર, ઢુંઢિરાજ, જ્ઞાનવાપી, નંદિકેશ્વર, તારકેશ્વર, મહાકાલેશ્વરનાં દર્શન કરી પાછા ફરી દંડપાણીનાં દર્શન કરી વિશ્વેશ્વરનાં અને અન્નપૂર્ણાનાં દર્શન કરવાં તે નિત્યયાત્રા છે.

અંતરગ્રહી યાત્રા—સવારમાં સ્નાન કરી પંચવિનાયક અને વિશ્વેશ્વરનાં દર્શન કરી નિર્વાણમંડપમાં જઇ, નિયમ લઇ મણિકર્ણિકામાં સ્નાન કરી મૌન લઇને મણિકર્ણિકેશ્વરનું પુજન કરી ત્યાંથી કમ્બલાશ્વેતર, વાસુકીશ્વર, પર્વતેશ્વર, ગંગાકેશવ, લલિતાદેવી, જરાસંધેશ્વર, સોમનાથ, વારાહેશ્વર, બ્રહ્મેશ્વર, અગસ્તીશ્વર, કસ્યપેશ્વર હરિકેશવ, વૈદ્યનાથ, ધ્રુવેશ્વર, ગોકર્ણેશ્વર, હાટકેશ્વર, અસ્તિક્ષેપ તળાવ, કીકેશ્વર, ભારભૂતેશ્વર, ચિત્રગુપ્તેશ્વર, ચિત્રઘંટા દુર્ગા, પાશુપતિશ્વર, પિતા મહેશ્વર, કલશેશ્વર, ચન્દ્રેશ્વર, વિરેશ્વર, વિદ્યેશ્વર, અગ્નિશ્વર, નાગેશ્વર, હરિચંદ્રેશ્વર, ચિન્તામણિ વિનાયક, સેના વિનાયક, વસિષ્ટ, વામદેવ, ત્રિસંધેશ્વર, વિશાલાક્ષી ગૌરી, ધર્મેશ્વર, વિશ્વબાહુકા, આશાવિનાયક, વૃદ્ધાદિત્ય, ચતુર્વક્રેશ્વર, બ્રાહ્મીશ્વર, મનપ્રકામેશ્વર, ઇશાનેશ્વર, ચન્ડી, ચન્ડીશ્વર, ભવાનીશંકર, ઢુંઢિરાજ, રાજરાજેશ્વર, લાંગલીશ્વર, નકુલીશ્વર, પરાન્નેશ્વર, પરદ્રવ્યેશ્વર, પ્રતિગ્રહેશ્વર, નિષ્કલંકેશ્વર, માર્કંડેશ્વર, અપ્સરેશ્વર, ગંગેશ્વર, જ્ઞાનવાપી, નન્દિકેશ્વર, તારકેશ્વર, મહાકાલેશ્વર, દંડપાણી મહેશ્વર, મોક્ષેશ્વર, તીરભદ્રેશ્વર, અવિમુકતેશ્વર, અને

પંચ વિનાયકનાં દર્શન કરી વિશ્વેશ્વર મહાદેવમાં આવી દર્શન કરવા પછી મૌનને છોડી મુક્તિ મંડપમાં યાત્રાનું વિસર્જન કરવું.

આ પ્રમાણે કાશીમાં પંચકોશી યાત્રા ન થાય તો અંતર્ગ્રહી યાત્રા કરવી તે ન થાયતો નિત્યયાત્રા કરવી તે ન બને તો દરરોજ મણિકર્ણિકામાં સ્નાન કરી શ્રીકાશી વિશ્વનાથનું દર્શન પુંજન કરી, અન્નપૂર્ણાદેવી તથા ઢુંઢીરાજ ગણપતિનાં અને કાલભૈરવનાં દર્શનતો રોજ કરવાંજ. અને બને તો દર સોમવારે અંતર્ગ્રહી યાત્રા કરવીજ. સાથે ત્યાંથી એક બ્રાહ્મણ યાત્રાનાં સ્થાન બતાવવા સાથે લેવો પડે છે. તે ગોર લાવી આપે છે. કાશીપુરી ખરેખર શીવપુરી છે. અહિં ગંગાજીમાં ઘણું પાણી છે. અહિં ગોસાંઇજીના મોટા મંદિરમાં બારે માસ ઠાકોરજીને પારણે ઝુલાવે છે. અહિંની માટી બીજે લઇ જવાતી નથી. અહિં માટીનાં રમકડાં સારાં થાય છે, પણ તે બહાર લઇ જવાં નહિ. કાશીમાં વિશ્વેશ્વર પિતા છે, શ્રી પાર્વતિ માતા છે. ગંગાજી માસી છે. ઢુંઢીરાજ ગણપતિ, કાલભૈરવ અને દંડપાણી એ ભાઇઓ છે. શ્રી કાશી અને મણિકર્ણિકા એ બે બેનો છે. બુદ્ધિ એ પત્નિ છે અને અહિં જે સત્કર્મ થાય તે પુત્રો છે. તે કુટુંબ મોક્ષ આપનાર છે. અહિં મણિકર્ણિકા ઘાટ ઉપર પીંડદાન કરાવાય છે. અહિં એકાદશ મહારુદ્રો, ચતુર્દશ મહાલિંગો, નવદુર્ગા, અષ્ટભૈરવ, ૯ ગૌરી, ૫૯ શિવલિંગો, ૧૨ આદિત્ય, અને ૫૬ ગણપતિનાં તો જરૂર દર્શન કરવાંજ.

**પંચકોશી યાત્રા**—કાશીની પંચકોશી યાત્રા કરવામાં કાશીના ઘણા દેવ મંદિરો આવી જાય છે. કાશીમાં બુઢવામંગળનો મેળો ભારે થાય છે. ચૈત્રી પડવા પછી જે મંગળવાર આવે છે ત્યારથી શુક્રવાર સુધી મેળો ભરાય છે. તે વખતે ઘણા હોડીયોમાં બેસી ગંગામાં ફરતા નાચ ગાન કર્યા કરે છે. કાશીની પંચકોશી પરિક્રમા ૪૭ માઇલની છે. ઘણા યાત્રાળુઓ તે કરે છે. યાત્રા મણિકર્ણિકા ઘાટથી શરૂ થાય છે. મણિકર્ણિકાથી ૬ માઇલ કર્દમેશ્વર, ૧૬ માઇલ ભીમચન્ડી, ૩૦ માઇલ રામેશ્વર, ૩૮ માઇલ શિવપુર, અને ૪૪ માઇલ કપીલધારા, થઇ પાછા મણિકર્ણિકા પાછા આવતાં ૪૭ માઇલ થાય છે. ઠેકાણે ઠેકાણે ઉતરવાને માટે ધર્મશાળાઓ અને મોદીની દુકાનો હોય છે. મણિકર્ણિકાથી અસીસંગમ સુધી ગંગાને કિનારે કિનારે જવાય છે. અસીસંગમથી વરુણાસંગમ સુધી જવાની સડક છે. અને વરણાસંગમથી મણિકર્ણિકા સુધી પાછા આવતાં ગંગાને કિનારે કિનારે આવવું પડે છે. ગંગામાં પાણી વધારે હોયતો હોડીમાં બેસીને ગંગા કિનારે જવાય છે. અહિંના લોકો ફાગણ માસમાં ઠાકોરજી યાત્રા કરવા જાય છે તે વખતે સાથે જાય છે. તે વખતે રસ્તામાં રામલીલા અને કૃષ્ણલીલા થાય છે.

પંચકોશી યાત્રા કરવાને પહેલે દિવસે ઢુંઢિરાજનું પુંજન કરીને બીજે

દિવસે યાત્રાનો આરંભ કરવો. રસ્તામાં આવતા ઘાટોમાં સ્નાન કરી, ત્યાં આવેલા દેવમંદિરોના દર્શન કરતા કરતા યાત્રા કરે છે. મણિકર્ણિકાઘાટ ઉપર સ્નાન કરી યાત્રાનો આરંભ થાય છે તે રસ્તામાં આ પ્રમાણે ઘાટ અને દેવમંદિરો આવે છે. મણિકર્ણિકા ઉપર મણિકર્ણિકેશ્વર, સિદ્ધિ વિનાયક લલીતાઘાટ ઉપર ગંગાકેશવ, લલિતાદેવી, મીરઘાટ ઉપર જરાસંઘેશ્વર, માનમંદિર પાસે સોમેશ્વર, દાલભ્યેશ્વર, દશાશ્વમેધ ઘાટ ઉપર શુળટંકેશ્વર, આદિવરાહ, દશાશ્વમેધેશ્વર, બંદિદેવી, પાંડવઘાટ પાસે સર્વેશ્વર; કેદારઘાટ ઉપર કેદારેશ્વર, હનુમાન ઘાટ ઉપર હનુમંતેશ્વર, ત્યાંથી પશ્ચિમ દક્ષિણે લોલાર્ક, અર્ક વિનાયક, અસી સંગમ ઉપર સંગમેશ્વર આવે છે ત્યાં પહેલે દિવસે નરવાગામમાં ધર્મશાળામાં રહેવું પછી બીજે દિવસે દુર્ગાદેવીની પાસે દુર્ગાકુન્ડમાં સ્નાન કરી દુર્ગવિનાયક અને દુર્ગાદેવીનાં દર્શન કરી આગળ વિશ્વકશનેશ્વર જવું પછી ત્યાંથી બીજે દિવસે કર્દમેશ્વર, કર્દમતિર્થ, કર્દમકુપ અને સોમનાથનાં દર્શન કરી ત્યાં કંદવા ગામમાં એક ધર્મશાળામાં મુકામ કરવો. પછી ત્રીજે દીવસે વીરૂપાક્ષ, નાગનાથનાં દર્શન કરી સડકે જવું. તે ચામુંડાનાં દર્શન કરી આગળ જવું, ત્યાં મોક્ષેશ્વર, અને કરૂણેશ્વરનાં એક ગામમાં દર્શન કરવાં, પછી આગલા ગામમાં વીરભદ્રેશ્વર, વીકટાક્ષ દુર્ગાનાં દર્શન કરવાં. પછી આગળ જતાં એક ગામમાં ઉન્મત્તભૈરવ, નીલગણ, કાલકુટ ગણનાં દર્શન કરવાં, પછી આગલા ગામમાં વીમલ દુર્ગા, મહાદેવ, નંદીકેશવ ગણેશનાં દર્શન કરી આગલા ગામમાં જવું ત્યાં ભૃંગીરીટીગણ, ગણપ્રિયનાં દર્શન કરી આગળના ગામમાં વિરુપાક્ષનાં દર્શન કરવાં પછી આગળ યજ્ઞેશ્વર, વિમલેશ્વર મોક્ષદેશ્વર, જ્ઞાનદેશ્વર, અમૃતેશ્વરનાં દર્શનકરી ભીમચંડીમાં જવું. ત્યાં ગંધર્વસાગર, ભીમચંડી દેવી, ભીમચંડ વિનાયક, રવિરક્તાક્ષ ગંધર્વ, નરકાર્ણવતારક શિવ, અને એકપાદગણનાં દર્શન કરવાં. ભીમચંડીમાં ધર્મશાળામાં યાત્રાળુ મુકામ કરે છે. પછી બીજે દિવસે આગળ ચાલે છે. આગળ તળાવ ઉપર મહાભીમ આવે છે. તે પછી આગળના ગામમાં ભેરવ, ભેરવીનાં દર્શન કરી આગળ ભૂતનાથ, સોમનાથનાં દર્શનકરી સિંધુસાગર જવું. પછી આગળ ઝાંસાનાં ગામમાં કાલનાથ, આગળ કપર્દીશ્વર કામેશ્વર, ગણેશ્વરનાં દર્શન કરી આગળ ચોખંડી ગામમાં જવું, ત્યાં વીરભદ્ર ચારૂમુખ, ગણનાથનાં દર્શન કરી દેહલી વિનાયકનાં દર્શન કરી ત્યાં પાસે ષોડષ વિનાયકનાં દર્શન કરવાં. પછી ભૂઈલી ગામમાં જવું ત્યાં ઉદન્ડ વિનાયક, ઉત્કલેશ્વર, આગળ જતાં રૂદ્રાણી. તપોભૂમિ આવે છે તે પછી રામેશ્વર ગામમાં વરુણાતીર્થ આવે છે ત્યાં રામેશ્વરમાં યાત્રાળુ રાત રહે છે. ત્યાં વરુણાતીર્થ, રામેશ્વર, સોમેશ્વર, ભરતેશ્વર, લક્ષ્મણેશ્વર, શત્રુઘ્નેશ્વર, ભૂમીશ્વર અને હુષેશ્વરનાં દર્શન કરવાં. પછી વરુણા નદી ઉપર અસંખ્યતીર્થ અને ઘણા લિંગો છે. તે પછી

કમોરા ગામમાં દ્વસંધેશ્વર તેની આગળ પાશપાણી વિનાયકનાં દર્શન કરવાં તે પછી ખજુરી ગામમાં પૃથ્વીશ્વર, સ્વર્ગભૂમિ, દીનદયાલપુરામાં પુષ્પસરોવર, કપિલધારામાં વૃષભધ્વજનાં દર્શન કરવાં. પછી શિવપુરમાં રહેવું. પછી વૃષભધ્વજ, આગળ કોટવા ગામમાં જ્વાલાનૃસિંહનાં દર્શન કરવાં. પછી ગંગા અને વરુણાના સંગમ ઉપર વરુણાસંગમ, આદિકેશવ, સંગમેશ્વર, ખર્વવિનાયક, આગળ પ્રલ્હાદઘાટ ઉપર પ્રલ્હાદેશ્વર, ત્રિલોચન ઘાટ ઉપર ત્રિલોચનેશ્વર, પંચગંગાઘાટ ઉપર પંચગંગાતિર્થ, બિંદુમાધવ, મંગલાગૌરીમાં ગમસ્તીશ્વર, મંગલાગૌરીદેરીનાં દર્શન કરી આગળ જતાં વસિષ્ટ વામદેવ, પર્વતેશ્વરનાં દર્શન કરી મણિકર્ણિકાના ઘાટ ઉપર આવવું ત્યાં મહેશ્વરનાં દર્શન કરી બ્રહ્મનાળા પાસે સસરરણ વિનાયક, સિદ્ધવિનાયક, મણિકર્ણિકાનાં દર્શન કરી વિશ્વેશ્વરનાં દર્શનપુજન કરી મુક્તિમંડપમાં જવું. પછી વિષ્ણુ, દંડપાણી, ઢુંઢિરાજ ભૈરવ, આદિત્ય અને મોદાદિપંચ વિનાયકનાં દર્શન કરી પંચકોશી યાત્રા પૂર્ણ કરવી. પંચકોશી યાત્રા ન બની શકે તો અંતરગ્રહી યાત્રા કરવી. તે ન બને તો નિત્યયાત્રા તો કરવીજ.

બ્રહ્મા અને વિષ્ણુને પોત પોતાની મોટાઇ માટે તકરાર થઇ ત્યારે તેમને જ્ઞાન આપવા માટે એક લિંગ પ્રકટ થયું જેથી તેમનું યુદ્ધ બંધ પડયું. તે દિવસથી શિવલિંગનો પ્રચાર થયો. લિંગની વેદી પાર્વતી અને લિંગ સાક્ષાત શિવનું રૂપ છે. સર્વ જગતનો તેમાં લય થાય છે તેથી તેનું નામ લિંગ પડયું છે. જળાધારી ( વેદી ) સાથે શિવલિંગનું પુજન કરવાથી શિવપાર્વતિ બંનેની પુંજા થાય છે. લિંગના મુળમાં બ્રહ્મા મધ્યમાં વિષ્ણુ અને અગ્રભાગમાં પ્રણુવરૂપ સદાશિવ સ્થિત છે. જે તીથીએ લીંગ પ્રકટ થયું તે તીથીનું નામ શીવરાત્રી છે. એ લીંગપુરાણમાં છે.

ઇતિહાસ—કાશી ઘણું જુનું શહેર છે. બુદ્ધદેવ કાશીમાં આવીને અહીં સારનાથમાં રહી પોતાના મતનો ઉપદેશ કરતા હતા. પછી શંકરાચાર્યે પોતાના ઉપદેશથી કાશીમાં શિવપુજાની ઉન્નતી કરી. અહીં હિંદુરાજા પછી મુસલમાનો થયા હતા. મહમદગીજનીએ અને મહમદ ગોરીએ આ શહેરને લુંટી ઉજ્જડ કર્યું હતું તે પછી ઔરંગજેબે અહીંનાં ઘણાં દેવમંદીરો તોડાવી નાંખી ત્યાં મસીદો બંધાવી હતી, તે પછી મરાઠાઓના વખતમાં પાછાં અહીં કેટલાંક મંદીરો અને ઘાટો નવા બન્યા. ૧૮ મી સદીમાં રાજા બળવંતસીંહ દિલ્લીના બાદશાહ તરફથી અહિંનો હાકેમ હતો. પછી નવાબ સુજાઉદૌલાના પુત્ર આસિફુદૌલા પાસેથી બનારસ કંપની સરકાર પાસે આવ્યું. કંપનીએ બળવંતસિંહના પુત્ર રાજા ચેતસિંહને વર્ષે દિવસે ૨૨ લાખ રૂપિયાનો કર ઠરાવીને બનારસ ઇલાકો લખી આપ્યો. તેના પછી બળવંતસિંહની પુત્રીના પુત્ર રાજા મહીમ નારાયણ સીંહને ચેતસીંની

જગાએ વોર્નહેસ્ટીંગ્સે રાજા બનાવ્યો. રામનગરમાં હાલના રાજા તેમના વંશના છે.

કાશીમાં ગંગાનું જળ જોરથી વહે છે. કાશીવીશ્વનાથનું મંદીર બાર જ્યોતીર્લિંગમાંનું એક છે. આ મંદીર પણ ઔરંગઝેબના વખતમાં તોડી નાંખી ત્યાં તેણે મસીદ બંધાવી હતી. હાલનું મંદીર તો નવું છે. પ્રાચીન શીવલીંગને કુવામાં પધરાવેલું તે કુવો જ્ઞાનવાપીને નામે પ્રસીદ્ધ છે. અહીં ચારે બાજુ શીવલીંગોનો તોટો નથી જ્યાં જુવો ત્યાં શંકર જણાશે. અહીં-ના મંદીરોમાં પુંજાનો ઠાઠ ઘણો છે. કાશી સંસ્કૃત વીદ્યાનું મુખ્ય સ્થાન છે. હજુ પણ સંસ્કૃતનો સારો અભ્યાસ કરવા ઘણા કાશી જાય છે. અહીં વેદશાસ્ત્ર જાણનારા સમર્થ વિદ્વાનો છે. પહેલાં અહીં ઘણા માણસો સંસ્કૃત ભણવા આવતા. અહીં પહેલાં બ્રહ્મચારી, સન્યાસી વિગેરે વિરક્ત વિદ્વાનો પણ ઘણા હતા. અહીંની ગલીઓ સાંકડી અને ભૂલા પડાય તેવી છે. અહીં સાધુ સંતો માટે ઘણાં અન્નક્ષેત્રો છે. અહિં શાક ભાજી, અન્ન વિગેરે વસ્તુ મોંઘી મળે છે.

**ધી હિન્દુયુનીવરસીટી**—અહિં હાલમાં હિન્દુ યુનિવર્સિટી સ્થપાઇ છે. તે પંડિત માલવીયાના પ્રયાસથી લાખો રૂપિયા એકઠા કરી સ્થાપન કરી છે, તેમાં ઘણા રાજા મહારાજાઓએ લાખો રૂપિયાની સહાય આપી છે. સરકારે પણ તેને દર વર્ષે સારી મદદ કરે છે. અહીં બી. એ. એમ. એ. ની ડીગ્રીઓ અપાય છે. સરકારે ચાર્ટર્ડ પણ કરેલી છે. મ-કાન કાશીથી પાંચેક માઇલ દૂર છે. ખાસ જોવા લાયક છે.

**બનારસ સેંટ્રલ હિન્દુ કૉલેજ**—આ કૉલેજ થીઓસોફીકલ સોસાયટીની પ્રમુખ વિદુષી એનીબીસેન્ટના પ્રયત્નથી સ્થપાઇ છે. કૉલે-જનું મકાન ઘણું સુંદર અને ભવ્ય છે. દરવાજા ઉપર ગણપતિ અને સરસ્વતિનાં ચિત્રો છે. અંદર વિદ્યાર્થિઓને રહેવાની ચાલો છે. ત્યાં રસો-ડાની અને સંધ્યાપુજા કરવાની ગોઠવણ છે. અહિં લેકચરહોલ, લેબોરેટ-રીનું સ્થાન, કસરતનું સ્થાન વિગેરે ઉત્તમ છે.

તે સિવાય કાશીમાં હિંદિ ભાષાની ઉન્નતિ કરનારી એક નાગરી પ્રચારિણી સભા છે તેનું મકાન પણ ઉત્તમ છે. કાશીમાં સર્વ ઘાટોમાં મણિકાર્ણકા ઘાટ ઉત્તમ મનાય છે.

કાશી, પ્રયાગ અને ગયા એ ત્રિસ્થલીને સર્વોત્તમ યાત્રાનાં સ્થળ માન્યાં છે.

કાશીના ઘાટો ઉપર ઘણા દેશોના યાત્રાળુઓ હોય છે, કોટવાળી પાસે બનારસનો ચૉક છે જેના પૂર્વે ઘડીયાળનું ટાવર છે. અહિં સીવીલ કચેરીયો, સીકરૌડની છાવણી, અનેક મીનારા, સેંટમેરીચર્ચ વિગેરે છે. શહેરથી ૩ માઇલ ઉપર સીકરોડમાં લશ્કરી છાવણી છે.

**વેપાર**—કાશીમાં તાંબા પીતળનાં ઉત્તમ કારીગીરીનાં વાસણો અને

છે. કારીગીનું કામ ઉત્તમ થાય છે. રમકડાં, રેશમી કાપડ, રંગીત લકડ-કામ, ભરતનું કામ, સાડી, દુપટા, સાટીન, મખમલ, અને રેશમ ઉપર સોનેરીને રૂપેરી ભરતનું ને જરીનું કામ સારૂ થાય છે. તેનો વેપાર અહીં સારો ચાલે છે. કાશીના ચિત્રેલા લોટા, પવાલાં વિગેરે વાસણો ઘણાં વખણાય છે. તેનો વેપાર ઘણો છે.

કાશીમાં ગ્રહણમાં સ્નાન કરવાનું ઘણું મહાત્મ્ય છે તે વખતે અહિં લાખો માણસો આવે છે. મણિકર્ણિકા ઘાટ ઉપર તે વખતે ઘણી ભીડ થાય છે. કાશીમાં ઘણી ધર્મશાળાઓ છે. અહિં પણ વાંદરાં ઘણાં છે. કાશીમાં ગંગાગોર અને તિર્થગોર બે ગોર કરવા પડે છે. કાશીમાં ગોપાળલાલજીની, મુકુન્દરાયજીની, મદનમોહનલાલજીની, ગોકુળચંદ્રમાજીની અને રણછોડજીની તથા દાઉદજીની હવેલીયો છે. અને મહાપ્રભુજીની બેઠક છે.

દર માસે મંગળવારે, ચોથ, અને ચૌદસના રોજ પ૬ વિનાયકની યાત્રા કરવાનું ઘણું મહાત્મ્ય છે. દર માસની આઠમ, ચૌદસ, રવી, અને મંગળવારે અષ્ટમહાભેરવની યાત્રા કરવાથી પાપ નિવૃત્ત થાય છે. આઠમ, ચૌદસ અને મંગળવારે નવદુર્ગાઓની પુંજાકરવાનું અને દુર્ગાકુન્ડમાં સ્નાન કરવાનું મહાત્મ્ય છે. દરમાસની ૧૪ ના રોજ ૧૪ મહાલિંગોની યાત્રા કરવાનું ફળ ઘણું છે. દરમાસની સુદ ત્રીજના રોજ નવગૌરીયોની યાત્રા કરવાથી ઘણું ફળ મળે છે.

**જૈન મંદિરો**—જૈનોના પાર્શ્વનાથ ભગવાનની આજ જન્મભૂમિ ગણાય છે. કાશીમાં જૈનોનાં મંદિરો અને યશોવિજયજીની પાઠશાળા છે. જેમાં ચિંતામણ પાર્શ્વનાથનું, આદિશ્વરભગવાનનું, રૂપભદેવનું, કેશરીયાજીનું, ગોપાર્શ્વનાથનું, શાંતિનાથનું અને પાશ્વનાથનાં દેરાસરો છે, સીવાય શહેરથી ૧ ગાઉ ઉપર ભેલુપુરમાં પાર્શ્વનાથનું દેરાસર અને ધર્મશાળા છે. ભદયનીમાં સુપાર્શ્વનાથનું, ચાર ગાઉ ઉપર સિંહપુરીમાં શ્રી ચંદ્રપ્રભુનું, ૭ ગાઉ ઉપર ચંદ્રપુરીમાં શાંતિનાથનું દેરાસર છે. કાશીમાં હાલ જે નવા મહેલાઓ બન્યા છે તેની બાંધણી સારી છે. કાશીમાં સંસ્કૃત પાઠશાળામાં ઘણા વિદ્યાર્થીઓ સંસ્કૃતનો વિદ્યાભ્યાસ કરે છે. કાશીનું મહાત્મ્ય ઘણાં પુરાણોમાં છે.

કાશીના સામે પારના ગંગાના કિનારાને ગઢાક્ષેત્ર કહે છે. કાશીથી ગયાજી જવાય છે. ગયાજી જવા પહેલાં અહિં ગોર ઘૃતશ્રાદ્ધ કરાવે છે. ઘૃતશ્રાદ્ધ થયા પછી કાશીમાં રહેવાય નહિ. એક વસ્ત્રનો છેડો ગેરૂથી રંગી આપે છે તે પછી ગયાજી જવાય છે. અહીં કાશીબોર—ખારેક જેટલાં ઉત્તમ થાય છે. અહીં મીઠાઇવાળાની ઘણી દુકાનો છે. તે ઘણી જાતનાં પક્વાન્ન બનાવે છે. તેમાં ફરાળી હલવાઇઓની દુકાનો જુદી અને ચોખી હોય છે.

## કાશીથી અયોધ્યા.

**જૉનપુર**—કાશીથી અયોદ્ધા જતાં વચમાં ૬ સ્ટેશનો મૂકી જૉનપુર સીટીનું સ્ટેશન આવે છે. જોનપુર રેલ્વે જંકશન છે. ત્યાંથી એક ટ્રેન ઔનરીહરથી છપરા તરફ જાય છે. જૉનપુર બનારસ વિભાગનું જીલ્લાનું સ્થળ છે. તે ગોમતી નદીના કિનારે છે. બનારસથી જોનપુર જતાં ગોમતી નદીનો રેલ્વેનો પુલ ઉતરવો પડે છે. અહિંનું તેલ અને અત્તર વખણાય છે. સ્ટેશન ઉપર ધર્મશાળા છે. સ્ટેશનથી પા માઇલ શહેર અને ૧ માઇલ ઉપર ગોમતી ઉપર અકબરનો બંધાવેલો પથ્થરનો પુલ છે. પુલ ઉપર દુકાનો માટેની બંને બાજુ ઓરડીઓ છે. ગોમતીને કિનારે પાંચ સાતેક દેવમંદિરો છે. જૉનપુરમાં ફીરોજનો કિલ્લો છે. અંદર મસીદ છે પુલથી થોડે દૂર પોસ્ટ ઑફીસ અને ટાઉન હૉલ મૂકી અટલમસીદ આવે છે. શહેરમાં જુમામસીદ જોવા લાયક છે.

**આજમગઢ**—જોનપુરથી ૩૦ માઇલ ઉપર આજમગઢ જીલ્લાનું સદર સ્થાન છે. તે ટોંસ નદીના કિનારે છે. અહીં સરકારી ઓફીસો વિગેરે છે. સને ૧૮૫૭ માં અહીં બળવાની અસર થઇ હતી.

જોનપુરથી ૧૨ સ્ટેશનો મૂકી પછી અયોદ્ધાનું રેલ્વે સ્ટેશન આવે છે.

---

## પ્રકરણ ૬૯ મું.
### ગયા અને બુદ્ધગયા.

## ગયાજી.

---

કાશી પછી હિંદુઓનું યાત્રાનું બીજું સ્થાન ગયાજી છે. ગયાજીમાં પોતાના પિતા આદિનું શ્રાદ્ધ કરવામાં આવે છે. કાશીની યાત્રા કર્યા પછી ગયાજી જવા માટે બનારસ કે કાશીના સ્ટેશને આવી ઇસ્ટ ઇન્ડિઅન રેલ્વેમાં બનારસથી ગયા થઇ હાવરા જતી ટ્રેનમાં બેસવું. કાશીથી ગયાજીનું ભાડુ થર્ડ કલાસનું રૂ. ૨—૦—૦ છે. ઇન્ટરનું દોઢું ભાડું સમજવું. કાશીથી ગયાજી ૧૨૭ માઇલ થાય છે. કાશીથી પટના થઇને પણ ગયાજી જવાય છે. ત્યાં પટનેથી ગયાજી જતી બીજી ગાડીમાં બેસવું પડે છે. પણ યાત્રાળુને કાશીથી બારોબાર ગયાજી ગ્રાન્ડકોર્ડ લાઇનમાં જવું ઠીક પડે છે. આ ગાડી ગયાજીથી આસનસોલ થઇ પછી હાવરા—કલકત્તા જાય છે.

બનારસ કૅમ્પથી ગયાજી જતાં કાશીનું સ્ટેશન મૂકી મોગલસરાય જંક્શન આવે છે. વચ્ચે ગંગાજીનો પુલ ઉતરવો પડે છે. પછી ગંજ ખ્વાજા, મઝવાર, સઇયદરાજ, કર્મનાસા, દુરગૌટી, ભાબ્રુઆરોડ, મુથાની,

પુસાઉલી, કુદ્રા, સીનસાગરરોડ, કુમ્બાન, સસારામ, કરવન્ડીયા, દેહરીઓન સોન, પલમરગંજ, ફેસર, જખીમ, રફીગંજ, ઇસ્માઇલપુર, પરાહ્યા, અને કરથા એ સ્ટેશનો આવે છે. તે પછી ગયાનું સ્ટેશન આવે છે. આ ટ્રેન સીધી હજારીબાગરોડ, થઇ હાવરા થઇ કલકત્તા જાય છે.

ગયાથી એક ટ્રેન પટણા જાય છે. ગયામાં મ્યુનીસીપાલિટી છે. અહિં ૮૦ હજાર ઉપરાંત માણુસોની વસ્તી છે. જેમાં ૬૩ હજાર ઉપરાંત હિન્દુઓની વસ્તી છે. ગયા ગામ એકંદરે સારૂ છે. અહીં મુકામો, દેવમંદિરો વિગેરે શોભીતાં છે. અહિં ધર્મશાળા પણ છે. ગયા બે ભાગમાં છે, એકનું નામ સાહેબગંજ અને બીજાનું નામ જુનું ગયા છે. બંને ગામ ફલ્ગુ નદીના પશ્ચિમ કિનારે છે. રેલ્વે સ્ટેશન સાહેબગંજમાં છે. સ્ટેશનથી ૧ ગાઉ ઉપર જુની ગયાનો ઉત્તરનો દરવાજો અને ૨ માઇલ ઉપર ફલ્ગુને કિનારે વિષ્ણુપગલાંનું મંદીર છે. જુની ગયામાં ગયાવાલ બ્રાહ્મણોની વસ્તી છે. તે ફલ્ગુ નદિને કિનારે છે. તેને ચારે દિશાએ ૪ દરવાજા છે. અહિંનાં મકાન જુની ઢબનાં ચાર પાંચ માળનાં છે. ઉત્તરના દરવાજાથી દક્ષિણના દરવાજા સુધી પાકી સડક છે. ગામ પથ્થરીયા જમીનમાં ઉંચી નીચી જમીન ઉપર છે. ફલ્ગુનદીને કિનારે બ્રહ્મનીઘાટ, ગાયત્રીઘાટ, બકુઆઘાટ સોમરઘાટ, જીવ્હાલોલઘાટ અને ગદાધર ઘાટ છે. પશ્ચિમ દરવાજા બહાર એક સડક ઉત્તરથી દક્ષિણ તરફ ગઇ છે તેની પશ્ચિમ બાજુએ પશ્ચિમના દરવાજાથી થોડે દૂર રામસાગર મહેલ્લામાં રામસાગર નામનું તળાવ છે. જેની દક્ષિણે ચાન્દચૌરા બજાર છે. ગયાજીમાં ગોરને ત્યાં યાત્રાળુઓ ઉતરે છે. ગોરના માણુસો કાશીમાંથીજ યાત્રાળુને મળે છે. યાત્રાળુને ગોર પોતાના મકાનમાં ઉતારો આપે છે. ગયાથી પૂર્વતરફ ફલ્ગુને કિનારે નાગકૂટ પહાડ. નૈરુત્ય ખૂણા તરફ ભષ્મકુટ અથવા મોર્લીપર્વત અને બ્રહ્મયોનિનો પર્વત, ઉત્તરે સાહેબગંજ પછી રામશિલા પર્વત અને વાવ્ય તરફ પ્રેતશિલા પર્વત જણાય છે.

ગયા પિતૃશ્રાદ્ધને માટે પ્રખ્યાત છે. માતાનું શ્રાદ્ધ સિદ્ધપુરમાં અને બાપનું શ્રાદ્ધ ગયાજીમાં કરવામાં આવે છે. અહીં આખા હીંદુસ્તાનમાંથી લોકો શ્રાદ્ધ કરવા આવે છે. ભાદરવા વદમાં શ્રાદ્ધપક્ષમાં અહિં શ્રાદ્ધ કરવાનું ઘણું મહાત્મ્ય છે. તે વખતે લાખો માણુસો અહીં શ્રાદ્ધ કરવા આવે છે. અહીંના ગોર ગયાવાળ બ્રાહ્મણ છે. માગશર અને ફાગણવદમાં પણ અહિં શ્રાદ્ધ કરવાનો મહિમા છે. તેમજ જ્યારે યાત્રાળુ જાય છે ત્યારે પણ શ્રાદ્ધ થાય છે. શ્રાદ્ધ ફલ્ગુ નદી ઉપર એક વેદી ઉપર બેસીને થાય છે. શરૂઆતમાં શ્રીફળ અને ભેટ આપી ફલ્ગુ નદીમાં સ્નાન થાય છે. સ્નાન કરતા પહેલાં પાણીમાંથી રેતી ત્રણવાર કાઢી તેનું તિલક કરી નવરાવે છે. ફલ્ગુ નદીનું વિશેષ મહાત્મ્ય તો નાગકૂટ અથવા ભષ્મકૂટથી ઉત્તરે અને ઉત્તર માનસથી દક્ષિણ બાજુએ છે. નાગકૂટથી દક્ષિણે ફલ્ગુનું નામ મહાના છે. ગયાથી

૩ માઈલ ઉપર નીલાંજન નદી મહના નદીને મળે છે. સંગમથી ૧ માઇલ સુધી સરસ્વતીના મંદિર સુધી આ નદી સરસ્વતી નદી કહેવાય છે. મધુશ્રવા નદી પણ ગયાની દક્ષિણે ફલ્ગુનદીને મળે છે. વરસાદ વખતે તેની ધારા ફલ્ગુથી જુદી પડી ગદાધરના મંદીરની નીચે વહે છે. ચોમાસા સિવાય બીજા દિવસોમાં ફલ્ગુ નદીમાં પાણી હોતું નથી. જેથી રેતીમાં ખાડા કરવાથી પાણી આવે છે વિષ્ણુપદની પૂર્વે ફલ્ગુના જમણા કિનારે નાગકૂટ પર્વત, ડાબે કિનારે ભષ્મકુટ અથવા મુરલી પર્વત છે, અને વિષ્ણુ પગલાંથી ૧ માઇલ ઉત્તરે ઉત્તરમાનસ નામનું સરોવર છે. શ્રાદ્ધ પક્ષમાં યાત્રા કરવા જનાર વદ પડવાથી નીચેની જગાઓએ શ્રાદ્ધ કરાવે છે.

પાંચવેદી—ભાદરવા વદ પડવાને દિવસે ૫ વેદી ઉપર શ્રાદ્ધ કરવામાં આવે છે. રામશિલા અને રામકુન્ડ, પ્રેતશિલા અને બ્રહ્મકુન્ડ અને કાગબલી એ સ્થાનોએ શ્રાદ્ધ કરી પિંડદાન થાય છે. રામશિલા—વિષ્ણુપગલાંથી ૨ માઇલ ઉપર સાહેબગંજની પાસે ફલ્ગુના કિનારે રામશિલા નામની ટેકરી છે. જેની પાસે એક રામકુન્ડ નામનુ તલાવ છે. રામશિલાથી ૪ માઈલ ઉપર પ્રેતશિલા નામની એક પહાડી છે. ત્યાં જવા માટે પથ્થર જડેલી પાકી સડક છે. ત્યાં જવામાટે ભાડાની ગાડી મળી શકે છે, અને પહાડ ઉપર ચઢવા માટે ડોળી મળી શકે છે. પ્રેતશિલાની પાસે બ્રહ્મકુન્ડ નામનું ૨૪ ગજ લાંબુ પહોળું એક તળાવ છે. કુન્ડમાં ઝરણનું પાણી પડે છે. ઘાટ ચારે બાજુ બંધાવેલો છે. તેની ચારેબાજુ પગથીયાં છે. કુન્ડની પાસે એક મંદીર છે. અને ગોર લોકોને બેસવાની બેત્રણ ઓસરીઓ છે. અહિંથી પાસે ઝરણના પાણીની વાવ છે, જેમાંથી બ્રહ્મકુન્ડમાં પાણી આવે છે. પ્રથમ બ્રહ્મકુન્ડમાં સ્નાન કરી તર્પણ કર્યા પછી યાત્રાળુ શ્રાદ્ધ કરવા માટે પ્રેતશિલા પાસે જાય છે. બ્રહ્મકુન્ડથી ૩૬૦ પગથીયાં ઉંચે ચઢીને યાત્રાળુ પ્રેતશિલાના શિખર ઉપર જાય છે. અહિં એક મંડપ છે અને ગોરલોકોની બે ત્રણ ઓસરીયો છે. મંડપમાં અને ઓસરીમાં જુના વખતની બૌદ્ધની મૂર્ત્તિયો છે. અહીં શ્રાદ્ધ કરવામાં આવે છે. પહેલાં પ્રેતશિલાનું નામ પ્રેતપર્વત હતું, તે રામચન્દ્રજીના આવ્યા પછી પ્રેતશિલાનું નામ રામશિલા થયું અને પ્રેતપર્વતને લોકો પ્રેતશિલા કહેવા લાગ્યા.

પ્રેતશિલા ઉપર શ્રાદ્ધ કરાવીને પાછા આવતાં રામકુન્ડ ઉપર શ્રાદ્ધ કરાવી પછી રામશિલા ઉપર શ્રાદ્ધ કરવામાં આવે છે. રામકુન્ડ તળાવના કિનારે મહાદેવનું દેવાલય છે અને પશ્ચિમે રામશિલાની પાસે ૨૦ પગથીયાં ચઢીને રામચંદ્રજીના મંદીરમાં જવાય છે. આ મદીરમાં રામ, લક્ષ્મણ, જાનકી અને હનુમાનની મૂર્તીઓ છે. મંદીરની પાસે એક ધર્મશાળા છે. ૩૬૦ પગથીયાં ચઢીને રામશિલા પર્વતના શિખર ઉપર જવાય છે. ઉપર એક શિવનું દેવાલય છે. જેમાં સભામંડપમાં પગલાં છે. મંદીર પાસે એક

બીજા મંદિરમાં બૌદ્ધોની ત્રણ જુની મૂર્તિયો છે. જેમાં બે ચાર હાથવાળા પુરુષની અને એક સ્ત્રીની મુર્તી છે. રામશિલાનું નામ પહેલાં પ્રેતશિલા હતું. તે રામચન્દ્રજી અહિં આવ્યા પછી તેનું નામ રામશિલા પડયું છે.

**કાગબલી**—રામશિલાથી થોડે દુર બસો ગજ આગળ દક્ષિણની સડક પાસે એક આજુબાજુ કોટ ચણી લીધેલી કમ્પાઉન્ડવાળી જમીનમાં વડનું ઝાડ છે ત્યાં એક વેદી ઉપર શ્રાદ્ધ કરાવી કાગબલી, યમબલિ અને શ્વાનબલી એ પ્રમાણે ત્રણ પિન્ડ આપવામાં આવે છે. અહિં શ્રાદ્ધ કરાવનાર બ્રાહ્મણને ૧ રૂપિયો દક્ષિણા આપવી પડે છે.

**પંચતિર્થ**—વદ બીજના દીવસે ઉત્તરમાનસ, ઉદીચી, કનખલ, દક્ષિણમાનસ, અને જીંહ્વાલોલ એ પાંચ વેદીયો ઉપર શ્રાદ્ધ કરાવવામાં આવે છે એને પંચતીર્થ કહે છે.

## વિષ્ણુ ભગવાનનું મંદિર.

**વિષ્ણુપદનું મદિર**—ગયાથી દક્ષિણે ફલ્ગુ નદીના કિનારે વિષ્ણુપદનું વિશાળ મંદિર પૂર્વાભિમુખે છે. ગયાનાં સર્વ મંદિરોમાં આ મંદીર મુખ્ય અને સર્વથી ઉત્તમ છે. મંદીર કાળા પત્થરથી બંધાવેલું વિશાળ છે. કળસ, ધજા અને ધજાનો સ્તંભ સોનેરી છે. કમાડાં ચાંદીનાં પત્રાંથી મઢેલાં છે. મંદીરની વચ્ચે એક શિલા ઉપર વિષ્ણુના એક ચરણનું પગલું છે. તેની ચારે તરફ ચાંદીનાં પતરાં મઢેલાં છે, ભીંતના ગોખલાઓમાં કેટલીક દેવ મુર્તીયો છે. મંદીરની આગળ એક મોટો વિશાળ સભામંડપ છે. તેના ઘુમટ ઉપર સોનેરી કળસ છે. વચ્ચે મોટો ઘંટ છે. સભામંડપના બે બાજુ બે ઓરડીઓ છે તેમાં એકમાં ખજાનો અને બીજામાં કનકેશ્વર મહાદેવ છે. શિવની આગળ આરસનો નંદી છે. સભામંડપની આગળ એક મંડપમાં મોટો ઘંટ છે. જેની પાસે એક ખંડમાં કાળા પથ્થરની ગરૂડની મૂર્તી છે. સભામંડપના ખૂણાની પાસે સોળ વેદીયોનો મંડપ છે. તે સોળ વેદીનાં નામ—કાર્ત્તિકપદ, દક્ષિણાગ્નિ, ગાર્હપત્યાગ્નિ, આહવનીયાગ્નિ, સાતત્યાગ્નિ, આવસથ્યાગ્નિ, સૂર્યપદ, ચન્દ્રપદ, ગણેશપદ, દધીચપદ, કણ્વપદ, મતંગપદ, ક્રૌંચપદ, ઇન્દ્રપદ, અગસ્ત્યપદ, અને કશ્યપપદ એ સોળ નામ છે. ઘણા માણસો અહીં શ્રાદ્ધ કરે છે.

**ત્રણ દિવસનું શ્રાદ્ધ**—જેઓ ત્રણ દિવસ શ્રાદ્ધ કરે છે તેઓ પહેલે દિવસે ફલ્ગુ નદી ઉપર શ્રાદ્ધ કરી બીજે દિવસે વિષ્ણુપદના મંદિરમાં જળ, પુષ્પ, અને ચંદનવડે પદની પુંજા કરી પછી અહિં શ્રાદ્ધ કરે છે. શ્રાદ્ધ કર્યા પછી પીન્ડ લઇને નીજ ભાગમાં પિતા, પ્રપિતા વિગેરેના પીન્ડો એક એક વિષ્ણુપદ ઉપર મુકાવે છે. પછી પિતૃઓનો ઉદ્ધાર કરવાની પ્રાર્થના કરી પગે લાગવું પડે છે. પછી હનમાન, પાર્વતિ, ગદાધર વિગેરેનાં દર્શન કરી ફલ્ગુમાં તર્પણ કરાવી ઘેર જાય છે.

વિષ્ણુપદના મંદિરની પાસે ગયાના ગોર બિહારીલાલે બંધાવેલું જગન્નાથજીનું મંદિર છે. પાસે ધર્મશાળા છે. ત્યાં ઠેકાણે ઠેકાણે ઘણી જુની બૌદ્ધ મુર્તીયો છે. જેને ઘણા લોકો હિન્દુના દેવો માને છે. મંદિરથી ઉતરે એક નાના મંદિરમાં નારાયણની મુર્તી છે. તેમની ડાબી બાજુ લક્ષ્મી અને જમણી બાજુ અહલ્યાબાઇની મુર્તીયો છે. ત્રણે મુર્તીઓ આરસપહાણની છે.

**સીતાકુન્ડ અને રામગયા**—વિષ્ણુપદના મંદીરની સામે ફલ્ગુનદીની સામેના પૂર્વ કિનારાને સીતાકુન્ડ કહે છે. ગયામાં શ્રીરામચંદ્ર અને સીતાજી આવ્યાં હતાં, અને દશરથ રાજાનો શ્રાદ્ધ કરવાનો દિવસ આવેલો હતો, તે વખતે રામચંદ્રજી બહાર ગયેલા હોવાથી અને શ્રાદ્ધ દિવસ જતો હોવાથી સીતાએ અહિં પોતાના સસરા દશરથને રેતીનો પીન્ડ આપેલો તે દશરથ રાજાએ હાથોહાથ લીધેલો હતો એમ કહેવાય છે. આ વખતે સીતાએ ગાય વગેરેને સાક્ષી રાખ્યાં હતાં. નાગકુટ પર્વતની પાસે એક મંદિરમાં સીતાજી દશરથ રાજાનું શ્રાદ્ધ કરાવે છે અને પીન્ડ લેવાને માટે દશરથજીના હાથ બહાર ઉંચા નીકળ્યા છે. અને તેમના એક હાથમાં સીતાજીએ રેતીનો એક પીન્ડ આપેલો છે, અને બીજા બે પીન્ડ બાજુએ રાખેલા છે. અહિં રામચન્દ્રજીએ સરાવવાનો સામાન આણેલો છે તેનાં દર્શન થાય છે. મંદિરની પશ્ચિમે પાસેજ બીજુ મંદર છે જેમાં રામ, લક્ષ્મણ અને સીતાની મૂર્તીઓ છે. મંદિરની દક્ષિણે ગયાવાળા નાયકજીનું બંધાવેલું શિવાલય છે. મંદિરના ગોખમાં વરાહ ભગવાનની મૂર્તી છે. સીતાજીના મંદિરથી થોડે દૂર એક મંદિરમાં ત્રણ દેવમૂર્તીયો છે. જેમાં વચ્ચે નૃસિંહજી અને જમણી તરફ હનુમાનજી અને ડાબી બાજુ સૂર્ય છે. આ મંદિરથી પૂર્વે રામ, લક્ષ્મણ અને સીતાની મૂર્તીઓ પણ છે. એ મંદિરોની સામે રસ્તા આગળ કેટલાક મંદિરો છે. તેમાં એકમાં જગન્નાથ, બલભદ્ર અને સુભદ્રાની લાકડાની મૂર્તીયો છે. બીજામાં આરસની હનુમાનજીની અને ત્રીજામાં રામ, લક્ષ્મણ, સીતા અને રાધાકૃષ્ણની મૂર્તીઓ છે. રામમંદિરથી ઇશાન ખૂણે રસ્તા સામે રામનાથ મહાદેવ છે. પાસે ફલ્ગુ નદીમાં જવાને પગથીયાં છે. ત્યાં પગથીયાં પાસેના ચૉગાન પાસેના ઓસારામાં રામજાનકીની જુની મુર્તીયોની આગળ જમીન ઉપર શિલા છે તેને ભરતાશ્રમની વેદી કહે છે અહિં રામગયાનો પિન્ડ અપાય છે. આંગણામાં મતંગઋષિનાં પગલાં છે. અહિં પણ બુધ્ધોના જેવી કેટલીક મૂર્તિયો છે. પર્વતની ટેકરી ઉપર એક મંદિરમાં મહાવીરની મૂર્તિ છે.

**ગધાધરજી**—વિષ્ણુપદના મંદિરથી થોડે દૂર ફલ્ગુના કિનારે પૂર્વ મુખે ગદાધરજીનું શિખરવાળુ મંદિર છે. તેમાં ગદાધરની ચતુર્ભુજ મૂર્તિ અંધારામાં ઉભેલી છે. આગળ સભામંડપ છે. પૂર્વના સભામંડપમાં એક ગજ ઉંચી રામચંદ્રજીની મૂર્ત્તિ છે. તેમની જમણી બાજુએ એક પુરુષની

અને જમણા હાથ નીચે એક સ્ત્રીની નાની મૂર્તિ છે. અને ડાબી બાજુ બીજી જગ્યાએ ત્રણ મુખવાળી ચતુર્ભુજ મૂર્તિ છે. મંદિરની પૂર્વે ગદાધર ઘાટ ઉપર પથ્થરનાં પગથીયાં છે. ગદાધરના મંદિર પાસે એક મંદિરમાં ગયાશ્રીદેવીની અષ્ટભુજા મૂર્તિ છે.

**ઉત્તરમાનસ**—વિષ્ણુપદથી ૧ માઇલ ઉત્તરે સીવીલ કચેરીયો મૂકીને આગળ ઉત્તર માનસ નામના મહેલ્લામાં રામશીલા જતી સડક પાસે ૫૦ ગજ લાંબુ પહોળું ઉત્તરમાનસ નામનું તળાવ છે. તે ચારે બાજુ પાકુ બંધાવેલું છે. પગથીયાં ચારે બાજુ છે. તળાવની પશ્ચિમે ધર્મશાળા અને ઉત્તરાર્ક સૂર્ય અને શીતળાદેવીનું મંદિર છે. તે મંદિરથી ઉત્તરે પીપળના ઝાડ પાસે પિતામહેશ્વર મહાદેવનું નાનું મંદિર છે. પાસે બીજા મંદિરમાં મૌનેશ્વર મહાદેવ છે. તેમાં પાર્વતિજી, સૂર્યનારાયણ, ગણપતિ, અને લક્ષ્મીજીની મૂર્તિયો છે. અહિંથી શ્રાદ્ધ કરીને સૂર્યકુન્ડ સુધી બ્રહ્મા મૌનવ્રત ધારીને ગયા હતા તેથી હાલ યાત્રાળુઓ પણ અહિં શ્રાદ્ધ કર્યા પછી મૌન લઇને સૂર્યકુન્ડ ઉપર જાય છે.

**સૂર્યકુન્ડ**—વિષ્ણુપદના મંદિરથી થોડે દૂર પાકુ બંધાવેલું સૂર્યકુન્ડ તલાવ છે તેની ઉત્તરે ઉદીચી, વચ્ચે કનખલ, અને દક્ષિણે માનસતીર્થ ગણાય છે. ત્રણે સ્થાન ઉપર ત્રણ વેદી ને પીન્ડદાન અપાય છે. સૂર્યકુન્ડની પશ્ચિમે ઘુમટવાળા અંધારા મંદિરમાં દક્ષિણાર્ક સૂર્યનારાયણની ચતુર્ભુજ મૂર્તિ છે. સૂર્યકુન્ડથી થોડે દૂર દક્ષિણે ફલ્ગુના કિનારા ઉપર જીન્હા લોલ તિર્થ છે. ત્યાં મેદાનમાં પીપળાનું ઝાડ છે, અને એક ઓસારો છે ત્યાં શ્રાદ્ધ થાય છે. પંચતિર્થોમાં શ્રાદ્ધ કરાવ્યા પછી ગદાધરજીને પંચામૃતથી સ્નાન કરાવવામાં આવે છે.

ભાદરવા વદ ૩ના રોજ મતંગ વાપી, ધર્મારણ્ય, અને બૌદ્ધગયામાં શ્રાદ્ધ થાય છે. ગયાથી બૌદ્ધગયા ૬ માઇલ થાય છે ત્યાં જવા માટે પાકી સડક છે. ગયાથી ૪ માઇલ ઉપર સરસ્વતિ નદી છે. અહિં ફલ્ગુની બંને બાજુ રેતીનું મેદાન છે. સરસ્વતિમાં સ્નાન અને તર્પણ કરવામાં આવે છે કિનારા ઉપર સરસ્વતિના મંદિરમાં સરસ્વતિનાં દર્શન થાય છે. આ મંદિરની અંદર અને બહાર પણ બૌદ્ધ મૂર્ત્તિઓ છે. મંદિરની ઉત્તરે એક ચોતરા ઉપર પગલાં છે અને ૧૬ શિવલિંગ છે. તેમાં એની ચારે તરફ એકેકી મૂર્ત્તિ છે. સરસ્વતિથી ૧ માઇલ આગળ મતંગવાપી નામની નાની વાવ છે. વાવની પાસે ૪ મંદિર છે જેમાં ૨ નવાં શિવમંદિર છે અને ૨ જુનાં છે. જેમાં એકમાં મતંગેશ્વર મહાદેવ છે. અહિં પણ કેટલીક બૌદ્ધ મુર્ત્તિયો છે. અહિં વાવને કિનારે શ્રાદ્ધ થાય છે.

**ધર્મારણ્ય**—મતંગવાપીથી ॥ માઇલ ઉપર ધર્મારણ્યમાં એક કુવો છે. અહિં શ્રાદ્ધ કરાવી પિન્ડને કુવામાં નાખે છે. પાસે એક નાનું ધર્મ-

રાજા યુધિષ્ઠરનું મંદિર છે. મંદિરની પાસે પણ એક કૂવો છે ત્યાં પુત્ર કામનાને માટે શ્રાદ્ધ થાય છે. અને નારીએળ ફુલ વિગેરે કુવામાં ચઢાવી પૂજા થાય છે. પાસે બીજું મંદિર છે તેમાં ભીમની મુર્ત્તિ છે. અહિંપણ બૌદ્ધોની મૂર્ત્તિયો છે.

ધર્મારણ્યથી ૧ માઇલ ઉપર બૌદ્ધગયાનું મંદિર છે ત્યાં ચોતરા ઉપર એક પીપળાના જુના ઝાડ તળે શ્રાદ્ધ કરવામાં આવે છે.

ભાદરવા વદ ૪ને રોજ બ્રહ્મસરોવર અને કાગબલિમાં શ્રાદ્ધ થાય છે તે ગયાથી દક્ષિણ દરવાજે થઇ થોડે દૂર વૈતરણી તળાવથી જરા પેલી બાજુ આગળ જતાં બ્રહ્મસરોવર નામનું એક તળાવ છે, તે ચારે બાજુ પાકુ બાંધેલુ છે. તળાવના પાણીમાં એક ખૂણે પત્થરની ગદા છે. બ્રહ્મસરોવરમાં સ્નાન કરી તર્પણ કર્યા પછી શ્રાદ્ધ કરવું. પછી સરોવરની પરિક્રમા કરવી તળાવની એક બાજુ વડનું ઝાડ છે ત્યાં શ્રાદ્ધ કરી કાગબલિ, યમબલિ, અને શ્વાનબલિના ત્રણ પિંડ આપવામાં આવે છે. તળાવથી થોડે દૂર એક મંદિરમાં તારકબ્રહ્મની મૂર્ત્તિ કોતરેલી છે તેનાં શ્રાદ્ધ કર્યા પછી દર્શન કરવાં. બ્રહ્મસરોવરથી થોડે દૂર એક ચોતરા ઉપર એક આંબાનું ઝાડ છે તેને લોકો પાણી રેડે છે.

ભાદરવા વદ ૬ ઠના રોજ ત્રણ વેદી ઉપર ખીરનું પિન્ડદાન અપાય છે. સોળવેદી પાસે વિષ્ણુપદના મંદિર પાસેના મંડપમાં રૂદ્રપદનું, બ્રહ્માપદની પાસે બ્રહ્માપદનું અને વિષ્ણુપદની પાસે વિષ્ણુપદનું પિન્ડદાન અપાય છે.

ભાદરવા વદ ૬ થી ૮ના દિવસોએ વિષ્ણુપદ પાસે સોળવેદીના મંડપમાં ૧૪ સ્થાનો ઉપર, અને પાસે બીજા મંડપમાં ૨ એમ ૧૬ જગાએ પિન્ડદાન અપાય છે. વદ ૧૦ ના રોજ રામગયામાં સીતાકુન્ડ ઉપર અને પાછળના સ્થાન ઉપર, માતા, પિતામહી અને પ્રપિતામહીના ત્રણ રેતીના પીન્ડ અપાય છે વદ ૧૦ ના દિવસે ગયાશિરમાં અને ગયાકુપ પાસે બે વેદીનુ પિન્ડદાન અપાય છે.

**ગયાશિર**—વિષ્ણુપદના મંદિરથી થોડે દૂર ગયાશિર નામનું સ્થાન છે. ત્યાં શ્રાદ્ધ કરી એક ઓસારામાં નાનો કુન્ડ છે. તેમાં પિન્ડ નંખાય છે. ઓસારાની પશ્ચિમે એક સ્ત્રી અને પુરુષની મૂર્ત્તિ છે. ગયાસુરે તપ કરી વરદાન મેળવી દેવોને હેરાન કરવાથી વિષ્ણુએ અતિથીરૂપે તેની પાસે યજ્ઞ કરવા જગા માગી, જેથી ગયાસુરે પોતાનો દેહ આપ્યો, પણ પૂર્ણાહુતી વખતે તે અસ્થિર થવાથી વિષ્ણુએ તેના ઉપર શિલા મૂકીને ગદા મારી અહીં યજ્ઞ કર્યો જેથી દૈત્યનો નાશ થયો એમ કહેવાય છે.

**ગયાકુપ**—વિષ્ણુપદના મંદીરથી ગયા શિર આવી ત્યાંથી થોડે દૂર એક ચોગાનમાં કુવો છે. તેની પશ્ચિમે પાછળનુ ઝાડ છે. અકાલમૃત્યુથી મરી ગયેલા માટે એક નારીએરમાં તેનું આવાહન કરીને આ કુવામાં તે

નારીએરને નાંખવામાં આવે છે. અહિં શ્રાદ્ધ કરીને પીન્ડ આ કુવામાં નાંખે છે. વદ ૧૧ ના રોજ મુન્ડપૃષ્ટા, આદિગયા, અને ધૌતપદ એ ત્રણ વેદીઓ ઉપર પિન્ડદાન થાય છે. અહીં ગોળ, તલ અને સીંઘોડાના લોટનો પીન્ડ બનાવે છે. મુન્ડપૃષ્ટા—ગયાકુપથી થોડે દૂર એક ઓરડી છે તેમાં મુન્ડપૃષ્ટાદેવી છે ત્યાં પાસે ચોગાનમાં શ્રાદ્ધ થાય છે.

**આદિગયા**—મુન્ડપૃષ્ટાથી થોડે દૂર આદિગયા છે ત્યાં શિલા ઉપર શ્રાદ્ધ થાય છે. અહીંથી કેટલાંક પગથીયાં નીચે ઉતર્યા પછી એક નાની ઓરડીમાં શિલા ઉપર આદિ ગદાધરની મૂર્ત્તિ કોતરેલી છે. ત્યાંથી આગળ થોડે દૂર જમીન ઉપર એક શિલા છે તે ઉપર શ્રાદ્ધ કરવાની વેદી છે ત્યાં શ્રાદ્ધ થાય છે.

વદ ૧૨ ના રોજ ભીમગયા, ગૌપ્રચાર અને ગદાલોલની વેદીઓ ઉપર શ્રાદ્ધ થાય છે. વૈતરણીથી થોડે દૂર આગળ **ભીમગયા** છે, ત્યાં એક શિલા ઉપર શ્રાદ્ધ થાય છે. ત્યાં એક ઓસારામાં ૩ હાથ ઉંડું ભીમના અંગુઠાનું ચિન્હ છે. બાજુ ઉપરની ઓરડીમાં ભીમની મૂર્ત્તિ છે. ભીમગયાથી થોડે દૂર ભષ્મકુટ નામની ઉંચી ટેકરી ઉપર કેટલાંક પગથીયાં ચઢીને જવાય છે, ત્યાં જનાર્દન ભગવાનનું મંદિર છે. આગળ એક શિવમંદિર અને મંગળાદેવીનું મંદિર છે. તેમાં મંગલેશ્વર મહાદેવ અને એકમાં ૫ લિંગ સ્વરૂપે મંગલાદેવી છે. અહિં એક ધર્મશાળા પણ છે. ત્યાંથી નીચે થોડે દૂર ઉતરતાં ગૌપ્રચાર છે. અહિં એક શિલા ઉપર ગાયોની ખરીઓનાં ચિન્હો છે. કહે છે કે અહિં બ્રહ્માએ ગૌદાન આપ્યું હતું. અહિ શ્રાદ્ધ થાય છે.

અક્ષયવડની પાસે ગદાલોલ નામનું તળાવ છે ત્યાં શ્રાદ્ધ થાય છે. વદ ૧૩ ના રોજ ફલ્ગુમાં સ્નાન કરી દુધનું તર્પણ કરી સંધ્યાકાળે ૪૫ વેદીઓ ઉપર દીવા કરે છે. **વૈતરણી**—વદ ૧૪ ના રોજ વૈતરણીમાં તર્પણ કરી ગૌદાન થાય છે. ગયાના દક્ષિણ દરવાજાથી થોડે દૂર બ્રહ્મસરોવરની પેલી બાજુ સડક ઉપર એક વૈતરણી નામનું તળાવ છે તેની બે બાજુ પગથીયાં છે ત્યાં તર્પણ થાય છે.

**અક્ષયવડ**—બ્રહ્મસરોવરથી થોડે દૂર મંગલાદેવીની પેલી બાજુ ગદાલોલથી જરા આગળ સડકની પાસે એક ચારે બાજુ કોટવાળા સ્થાનમાં અક્ષયવડ નામનો વડ છે. અહિં ત્રણ વડ છે તેને ત્રેતા, દ્વાપર અને સત્યયુગ એમ ત્રણ ધર્મનાં વૃક્ષ ગણે છે. છેલું શ્રાદ્ધ અહીં કરાવી વડની પરિક્રમા કરવામાં આવે છે. પછી પગે લાગી પિતૃઓનો ઉદ્ધાર કરવાની પ્રાર્થના થાય છે. ૧૮ પગથીયાં ચઢી વડ પાસે જવાય છે. જે ત્રણ દિવસ શ્રાદ્ધ કરાવે છે, ત્રીજુ શ્રાદ્ધ અહીં વડ નીચે બેસીને કરાવે છે. પાસે ઉત્તર તરફ એક વટેશ્વર મહાદેવનું મંદિર છે. પાસે એક બીજું વડનું ઝાડ છે. અક્ષયવડની પાસે રૂક્મિણી

તળાવ અને વૃદ્ધ પ્રપિતા મહેશ્વર નામનું મંદિર છે. અહીં અમાસને દિવસે શ્રાદ્ધ થાય છે. ભાદરવા સુદ પુનમથી અમાસ સુધી ગયાજીમાં ૪૫ વેદીયોમાં શ્રાદ્ધ થાય છે. કેટલાક માત્ર બે ચાર દિવસમાંજ બધી વેદીયો ઉપર શ્રાદ્ધ કરી લે છે. કેટલાક તો ફલ્ગુ ઉપર, વિષ્ણુપદ ઉપર અને અહિં અક્ષયવડ નીચે મુખ્ય મુખ્ય જગ્યાએ ત્રણ દિવસમાં શ્રાદ્ધ કરી ચાલ્યા જાય છે. દરેક વેદી ઉપર પિતા, પિતામહ, પ્રપિતામહ, માતા, પ્રમાતા, વૃદ્ધ પ્રમાતા, માતામહ, પ્રમાતામહ, વૃદ્ધપ્રમાતામહ, માતામહી, પ્રમાતામહી અને વૃદ્ધપ્રમાતામહીના નામથી શ્રાદ્ધ કરી ૧૨ પીન્ડ અપાય છે. પછી સગાવ્હાલાંના પીન્ડ મૂકાય છે. અહિં કોઇ પણ એક ખાવાની વસ્તુ છોડી દેવાની પ્રતિજ્ઞા લેવરાવે છે. પછી ગોર યજમાનને ભયો કરાવે છે, અને ગોર અહિંથીજ ચાલ્યો જાય છે.

**ગાયત્રીઘાટ**—છેવટે ગાયત્રીઘાટ ઉપર દહીં અક્ષતનો પીન્ડદાન આપી શ્રાદ્ધનું કામ સંપૂર્ણ થાય છે. વિષ્ણુપદના મંદિરથી ૨ માઇલ ઉપર ફલ્ગુનદીમાં ગાયત્રી ઘાટ છે. ત્યાંથી ૬૮ પગથીયાં ચઢી ટેકરી ઉપર જતાં ગાયત્રી દેવીનું મંદિર છે. પાસે રાધાકૃષ્ણનું મંદીર છે. તેની પાસે લક્ષ્મીનારાયણનું મંદીર છે. ગાયત્રી ઘાટથી ઉત્તરે બ્રહ્માણીઘાટ ઉપર ફલ્ગીશ્વર મહાદેવનું મંદિર છે. દક્ષિણ બાજુ એક મંદિરમાં સૂર્યનારાયણની ચતુર્ભુજા મૂર્તિ ઉભેલી છે, તેને કેટલાક ગયાદિત્ય કહે છે. વિશ્નુપદના મંદીરથી થોડે દૂર લખનપુરામાં સંકટાદેવીનું મંદીર છે તેમાં ચતુર્ભુજા દેવીની મૂર્તિ છે. અહીં ભૈરવ અને સિંહની મૂર્તીયો છે. બીજા મંદીરમાં પ્રપિતા મહેશ્વર મહાદેવ છે. પાસે બૌદ્ધોની કેટલીક મૂર્તીયો છે. ગયાજીમાં ગૃદ્ધકુટ પહાડ પાસે નાના મંદીરમાં ગૃદ્ધેશ્વર મહાદેવ, રૂણમોચન મહાદેવ અને પાપમોચન મહાદેવ છે. અહિં પાસે ગોદાવરી નામનું તળાવ છે ત્યાં પાસે ગણેશનું મંદીર છે.

**બ્રહ્મયોનિ**—અક્ષયવડથી પાએક ગાઉ ઉપર એક પહાડ પાસે એક મંદીરમાં ગાય ઉપર સવારી કરેલી પંચમુખવાળી સાવિત્રી દેવીની મૂર્તિ છે. મંદીર પાસે સાવિત્રીકુન્ડ છે. અહિંથી ૧૬૩ પગથીયાં ચઢી પહાડ ઉપર એક ખંડ છે. ૩૬૦ પગથીયાં ચઢ્યા પછી રુદ્રયોની, વળી આગળ કેટલાંક પગથીયાં ચઢી જતાં વિષ્ણુકુન્ડ નામની વાવ છે, જેમાં ઉતરવાને નાનાં પગથીયાં છે. અહિંથી પચાસેક પગથીયાં ઉપર ચઢતાં એક ચોક આવે છે. ચોકની વચ્ચે એક ઉંચા ચોતરા ઉપર શિવલિંગ છે અને તેની પશ્ચિમે બ્રહ્મયોનિ છે. ચોકથી આગળ ઉપર જતાં એક ઓસારો આવે છે જેની પાછળ મંદીરમાં બૌદ્ધ મૂર્તિયો છે. અહીં ગાય ઉપર સવારી કરેલી પંચમુખી સાવિત્રીની મૂર્તિ છે. ઓસારામાં પગલાં છે. અહીં થોડાજ માણસો જાય છે.

**શ્રાદ્ધની વિગત**—ગયાજીમાં આખુ, અર્ધું, અને પા એમ ત્રણ જાતનાં

શ્રાદ્ધ થાય છે. પા વાળા માત્ર ત્રણ જગાએ, અર્ધાવાળા ૩૦ જગાએ અને આખાવાળા બધી જગાએ શ્રાદ્ધ કરાવે છે. તે પ્રમાણે ગોરને દક્ષિણા આપવી પડે છે. યાત્રાળુઓને ગોર મેદીબાગમાં ઉતારો આપે છે. ઉતરવાની સઘવડ સારી હોય છે. આ મકાનની પાછળ કાળા પત્થરનો પર્વત છે. અહિં ગોર નોકર માર્ફતે બધુ કામ કરાવે છે. તે યાત્રાળુને ફલ્ગુ નદી ઉપર લઇ જાય છે પછી ત્યાં ગોર તો મ્યાનામાં બેસીને વીસપચીસ સિપાઈ સાથે છે. ત્યાં શ્રીફળ અને ભેટ મુકવામાં આવે છે એટલે ગોર શ્રાદ્ધ કરવાની આજ્ઞા આપે છે અને પછી તેનો નોકર હોય છે તે બ્રાહ્મણ શ્રાદ્ધ કરાવે છે. જેટલા યાત્રાળુ હોય તે બધાને એક ટોળામાં બેસાડી એકી સાથે શ્રાદ્ધ કરાવે છે. ફલ્ગુ નદી ઉપર બધાને શ્રાદ્ધ કરાવવામાં માત્ર પા કલાકજ થાય છે. શ્રાદ્ધ કરાવનારને ગોર તરફથી પગાર અપાયછે. આગલી રાત્રે કોને કેટલું શ્રાદ્ધ કરાવવું છે તે ગોરનો માણસ પૂછીને લખી જાયછે. પછી તે પ્રમાણે શ્રાદ્ધ કરાવવા ગોર પોતાના માણસને યાત્રાળુ સાથે મોકલે છે. શ્રાદ્ધમાં પીન્ડ કરવા જવનો લોટ વપરાય છે. તે મોદીને ત્યાંથી લેવો પડે છે. શ્રાદ્ધની વિધિ તો સામાન્યજ થાય છે માત્ર બ્રાહ્મણનો આશિર્વાદ માની લેવો પડે છે.

છેવટનું શ્રાદ્ધ અક્ષયવડ પાસે કરવામાં આવે છે. પહેલું શ્રાદ્ધ ફલ્ગુ ઉપર કરતી વખતે ગોર આવે છે અને શ્રાદ્ધ કરવાની આજ્ઞા આપે છે તે છેલ્લું શ્રાદ્ધ અક્ષયવડ પાસે કરવામાં આવે છે ત્યાં પાછા ગોર મ્યાનામાં બેસી વીસ પચીસ સિપાઇઓ સાથે આવે છે. તે ત્યાં ઉંચા આસન ઉપર બેસે છે. અને પછી શ્રાદ્ધ કરનાર યજમાનોને હારબંધ હાથ જોડી સામે ઉભા રાખે છે. પછી હાથે ફુલનો હાર નાખી બંને હાથ બાંધે છે. પછી એક એક ગોર દક્ષિણા નક્કી કરે છે. ગોર કહે તે દક્ષિણા કબુલ કરવી પડે છે. તે એક ગુમાસ્તો કાગળમાં લખી રાખે છે. અને નક્કી થાય એટલે ગોર તેના હાથમાંથી ફુલનો હાર લઇ તેના ગળે નાખી ખભો થાબડી ભયો કરે છે. અને धनवान, पुत्रवान, सदा कल्याण । એવો આશીર્વાદ આપે છે. આ પ્રમાણે બધાની દક્ષિણા નક્કી ઠરાવ્યા પછી ફરી ગયાના દંડ તરીકે ફરી દક્ષિણા માગે છે કેટલાક પહેલી વખતે પુરેપુરી દક્ષણા કહે છે, તે ફરી દક્ષિણાની વાત સાંભળી ભડકે છે. માટે પ્રથમવાર દક્ષિણા કહેતાં પાછળની દક્ષિણાનો સમાસ રાખવો. પછી તે નક્કી કરી શ્રાદ્ધ કરનારને રજા મળે છે, તે ઉતારે જઇ શહેર જોવા જાય છે. અહિં બ્રાહ્મણો વિદ્વાન હોતા નથી, માત્ર યાત્રાળુઓના પૈસા ઉપર એશ આરામ ભોગવે છે.

અહિંના લોકો પ્રપંચી છે. ગયાજીમાં સફેદ અને કાળા પત્થરના નાના મોટા મજબૂત વાડકા અને બીજાં વાસણો સારાં થાય છે. અને તે સસ્તા મળે છે. ઉતારે જઇ ગોરને ઠરાવેલી દક્ષણા ચુકવી આપતાં તે દરે-

કને એક પથ્થરનું પગલું અને પ્રસાદ આપે છે. પછી ચોપડામાં નામ ઠામ લખી લે છે. કોઇને રૂપિઆ જોઇએ તો ગોર નામ ઠામ લખીને તેને ધીરે છે.

મથુરામાં ગોર લોકો ચોબા છે અને અહિં ગયાવાળ બ્રાહ્મણો છે. તે પહેલાં બૌદ્ધધર્મી હતા એમ કહેવાય છે.

ગયા જીલ્લામાં પહાડીઓ ઘણી છે. આ જીલ્લાના જંગલમાં ઘણાં જંગલી જનાવરો છે. પુનપુન નદી જીલ્લાની દક્ષિણ તરફથી આવી ગંગા તરફ વહેતી બે પહાડી ધારાઓના સંગમ પછી ફલ્ગુ નદી બને છે.

મહાત્મ્ય—નરકના ભયથી બ્હીતા પિતૃઓ એવું કહે છે કે: જે પુત્ર ગયામાં જઇ પિતૃ અને દેવતાઓનું તર્પણ કરી શ્રાદ્ધ કરે છે તેજ અમારી રક્ષા કરનાર છે. ભાદરવા વદમાં શ્રાદ્ધપક્ષમાં ગયામાં જઇ પિતૃઓનું શ્રાદ્ધ કરવાથી, પિતૃઓ તૃપ્ત થાય છે અને તેથી શ્રાદ્ધ કરનારને આયુષ્ય, પુત્ર, ધન, વિદ્યા, મોક્ષ અને અંતે સ્વર્ગ મળે છે. પૂર્વે ગયાસુરના ત્રાસથી દેવોએ વિષ્ણુને પ્રાર્થના કરી ત્યારે વિષ્ણુએ ગયાસુર પાસે જઇ તેને તેમ ન કરવા કહ્યું: ત્યારે ગયાસુરે માગ્યું કે સંપૂર્ણ તિર્થોમાં હું પવિત્ર થાઉં એવું વરદાન આપો. તો તેમ બને. જેથી વિષ્ણુએ તેને તેવું વરદાન આપ્યું. તથી બીજાં તિર્થો શુન્ય જેવાં થયાં. તેથી વળી વિષ્ણુએ ગયાસુર પાસે જઇ અતિથિરુપે યજ્ઞ કરવાને માટે તેનું શરીર માગ્યું. તેથી અસુરે જમીન ઉપર સુઇ જઈ પોતાનું શરીર ભગવાનને આપ્યું. બ્રહ્માએ તેના શરીર ઉપર યજ્ઞ કર્યો. પણ પૂર્ણાહુતિને દિવસે તે ચલાયમાન થયો. તેથી વિષ્ણુની આજ્ઞાથી ધર્મરાજાએ તેના ઉપર દેવમયી શીલા જે પોતાના પતિ મરીચીના શાપથી શિલા થઇ હતી તેને મૂકી, છતાં તે ચલાયમાન થવા લાગ્યો ત્યારે ભગવાન પોતે તેના ઉપર સ્થિત થયા તે ગદાધર કહેવાયા. પછી યજ્ઞ સમાપ્ત કર્યો.

ધર્મરાજની પુત્રી ધર્મવ્રુત્તી બ્રહ્માના પુત્ર મરીચીની સ્ત્રી હતી તે મરીચીના પગ દબાવતી હતી તે વખતે બ્રહ્મા આવવાથી ઉઠીને સ્વામીની સેવા મૂકી બ્રહ્માની પુંજા કરવા ગઇ તેથી તેને મરીચીએ શાપ આપ્યો કે તું શીલા થજે. પછી તેણે વિષ્ણુનું તપ કરી તેના ઉપર સંપૂર્ણ દેવતાઓનાં ચરણો રહે એવો આશિર્વાદ મેળવ્યો હતો. તે શિલા ગયાસુર ઉપર મૂકી પાછી તેના ઉપર ગદાધરની મૂર્તિ સ્થાપન કરી પોતે તેના ઉપર નિવાસ કરવા લાગ્યા તથા બીજા પણ ઘણા દેવોએ ત્યાં વાસ કર્યો છે. અને તે પછી આ સ્થાન ગયા નામથી પુણ્યક્ષેત્ર ગણાયું. ગયામાં જેનું શ્રાદ્ધ કરવામાં આવે છે તે નરકમાં હોય તો સ્વર્ગમાં જાય છે. સ્વર્ગમાં હોય છે તો તેનો મોક્ષ થાય છે. ગયામાં ત્રણ લોકમાં પ્રસિદ્ધ અક્ષયવડ છે, ત્યાં જઇ શ્રાદ્ધ કરવાથી ૧૦ આગલી અને ૧૦ પાછલી પેઢીનો ઉદ્ધાર

થાય છે. અહિં રાજા ગયએ ગયાશિર નામનું તિર્થ સ્થાપ્યું છે. અહિં અમુર્તરયસના પુત્ર રાજા ગયે તળાવ ઉપર અનેક યજ્ઞ કર્યા હતા. તેમણે કહ્યું હતું કે જેના પુત્રોમાંથી કોઇ પણ એક જણ ગયામાં જઇ શ્રાદ્ધ કરશે તેના પિતૃઓનો ઉદ્ધાર થશે. ગયરાજાના નામથી ગયા કહેવાય છે. જે માણસ વિષ્ણુપદમાં શ્રાદ્ધ કરી વિષ્ણુની પુંજા કરે છે તે પોતાના પિતૃઓનો અને પોતાનો ઉદ્ધાર કરે છે. વિષ્ણુપદ એ પિતૃઓનું સર્વોપરી તિથ છે. ત્યાં શ્રાદ્ધ કરવાથી પ્રેતયોનિમાં પડેલા પિતા વિગેરે પિતૃઓ બ્રહ્મલોકમાં જાય છે. કન્યાના સૂર્ય થાય ત્યારે પ્રથમના ૧૬ દિવસમાં–ભાદરવા વદમાં શ્રાદ્ધ કરવાનો મુખ્યકાળ છે. કારણ કે તેમાં શ્રાધ્ધ ન કરવાથી વૃશ્ચિકના સૂર્ય થતાં પિતૃઓ નિરાશ થઇ પાછા જાય છે. શ્રાદ્ધ કરતી વખતે મુન્ડન કરાવી ઉપવાસ કરવાનો નિયમ છે, પણ તે નિયમ કુરૂક્ષેત્ર, વિશાલા, વિરજા અને ગયામાં નથી. અહિં મુંડન કરાવવું પડતું નથી તેમ ઉપવાસ કરવો પડતો નથી ગયામાં દહાડે તેમ રાત્રિએ પણ શ્રાદ્ધ થાય છે. ગયાશિર ઉપર શ્રાધ્ધ કરવાથી ૧૦૦ કુલનો ઉધ્ધાર થાય છે. ગયામાં જ્યાં જ્યાં શ્રાધ્ધ કરવાનું કહ્યું છે, તે દરેક સ્થળે શ્રાધ્ધ કરવાથી ઘણું ફળ મળે છે, અને પિતૃઓનો ઉધ્ધાર થાય છે. એવું ગરૂડ પુરાણ, વાયુપુરાણ, પદ્મપુરાણ વિગેરેમાં કહ્યું છે.

## બૌદ્ધગયા.

ગયાના વિષ્ણુપદના મંદીરથી ૬ માઇલ ઉપર ફલ્ગુ નદીના કિનારે ફલ્ગુ અને મોહનનદીના સંગમ પાસે બૌદ્ધગયા નામનું ગામ છે. ગયાથી અહિં આવવાની પાકી સડક છે. બૌદ્ધ લોકોનું તે અતિ પવિત્ર સ્થાન છે. બુદ્ધ મંદિર—અહિં બુદ્ધદેવનું વિશાળ મંદિર છે. ઘણા યાત્રાળુઓ અહિં આવી પીપળાના ઝાડ નીચે બુદ્ધદેવના જુના મંદીરમાં પૂજા કરે છે. મંદીર ઘણું સુશોભીત અને વિશાળ છે. તે નીચેથી ઉપર ૧૭૦ ફુટ ઉંચું છે. મંદીર પાકું ઇંટોનું બંધાવેલું છે. જેમાં ઘણી બૌદ્ધ મુર્તિયો છે. કહે છે કે આ મંદીર રાજા અશોકે બંધાવેલું છે. જેને પછી બ્રહ્માના રાજાએ અને અંગ્રેજ સરકારે સુધરાવ્યું છે. બારણા પાસે અંગ્રેજીમાં શિલાલેખ છે તેમાં લખ્યું છે કે રાજા શાક્યસિંહ બુદ્ધ થયા તે પવિત્રસ્થાન ઉપર મહાબુદ્ધનું આ જુનું મંદીર છે. આ મંદીરમાં પૂર્વાભિમુખે બુદ્ધની વિશાળ મુર્તિ છે. મુત્તિ ઉપર સોનાનું કામ છે. તેમનો ડાબો હાથ દાઢીની નીચે ને જમણો હાથ નીચે લટકતો છે. મુર્તિ નાગી છે. સભામંડપ પાસે એક બારણા પાસે એક ઉંચા ભાગમાં અકેકી બૌદ્ધમુર્તી છે. બે માળ ઉપર આ મદીરની પરિક્રમા છે. જેને ચારે ખુણે એકેક મંદીર છે. તેમાં પણ બૌદ્ધ મુર્તિયો છે. ઉપરના મદીરમાં ૪ ફીટ ઉંચી બુદ્ધ મુર્તિ પૂર્વાભિમુખે ઉભેલી છે, તેની બંને બાજુ ચાર ચાર મુર્તિયો છે.

સભામંડપની દરેક બાજુ એકેક દ્વાર છે, બતાવનાર માણસ ઉપરની મુર્ત્તિયોને ભૈરવ, કાલી, લક્ષ્મી વિગેરે દેવોની મુર્તીઓ છે એમ કહે છે, મંદીરની પાછળ ભીંત પાસે બૌધ સિંહાસન નામનો પથ્થરનો ચોતરો છે. જેના ઉપર બેસીને બુદ્ધ સિધપદને પામ્યા હતા. તેની પશ્ચિમે એક પીંપળાનું ઝાડ છે. મંદીરની ઉત્તરે ચોતરા ઉપર લિંગાકારે બુધ મુર્તિયો છે. તેની ઉત્તરે પીપળાનું ઝાડ છે તેની નીચે ગયાજીથી આવી યાત્રાળુઓ શ્રાદ્ધ કરાવે છે. મંદીરના ચોગાનમાં ઘણી બુધ મુર્તિઓ છે જે જમીન ખોદતાં મળી હતી. મંદીર પાસે એક ઓરડીમાં ગયાના બીજા મહન્ત મહાદેવનાથનો ચોરો છે. જેની પૂર્વવાળી ઓરડીમાં ગયાના પહેલા મહન્ત બાબા ચેતનનાથનો ચોરો છે, પાસે એક ઓરડીમાં બુધ મુર્તિ છે, અને તેની આગળ ૧ા હાથ લાંબું બુધનું પગલું છે.

બુદ્ધમંદિરની પાસે એક ખૂણા પાસે તારાદેવીનું શિખરદાર મંદીર છે. તે પાસે એક મંદિરમાં બૌદ્ધ ગયાના મહન્તોની સમાધિ છે. આગળ જગન્નાથનું બે માળનું જુનુ મકાન છે. પાસે એક મંદિરમાં રામ, લક્ષ્મણ, સીતા, હનુમાન વિગેરેની મૂર્તિઓ છે. મંદિરની બંને માળમાં મૂર્તિયો છે. ત્યાંથી ઉત્તરના એક મંદિરમાં લોકનાથ અને રૂણમોચન મહાદેવ છે. જગન્નાથજીના મદિર પાસે નાગેશ્વર અને ખડેશ્વર મહાદેવનાં મંદિરો છે. બુદ્ધ ગયાના મંદિરથી થોડે દૂર બજાર છે અને ત્યાંથી જરા દૂર બુદ્ધ ગયાના મહન્તનું ત્રણ માળનું મકાન, બાગ વિગેરે છે. મહન્ત પૈસાવાળા છે. તેને યાત્રાળુઓએ આપેલી જમીનમાંથી ૮૦ હજાર રૂપિયાની વર્ષે દિવસે આવક છે. અહિં નેપાળ, અરાકાન, બ્રહ્મદેશ, સિલોન, જાપાન અને ચીન વિગેરે દેશોમાંથી બુદ્ધ ધર્મના ઘણા યાત્રાળુઓ આવીને ભેટ પુંજા ચઢાવે છે. ગયાથી ૧૬ માઇલ ઉપર ફલ્ગુ નદી પાસે બુદ્ધોની સાત જુની ગુફાઓ છે. જેમાં મોટી ગુફા ૪૫ ફુટ લાંબી ને ૨૦ ફુટ પહોળી છે. તે ચન્દ્રગુપ્તના રાજા અશોકે બંધાવેલી કહેવાય છે. બૌદ્ધ ગયા એ બૌદ્ધધર્મનું યાત્રાનું મોટું ધામ ગણાય છે.

**બુદ્ધગયાનું મહાત્મ્ય**—બુધ્ધ ભગવાન એ ભગવાનના અવતાર હતા. દેવતાઓના હિતને માટે પૂર્વે શાક્યજાતિના રાજા શુદ્ધોદન રાજાને ત્યાં ભગવાને જન્મ લીધો તે ગૌત્તમ કહેવાયા. ગોરખપુર જીલ્લાની ઉત્તર હદ પાસે નેપાલ રાજ્યની હદમાં કપીલવસ્તુ નગર હતું ત્યાં ઇ. સ. ના ૬૨૩ વર્ષ પહેલાં શુધ્ધોદન રાજાને ગૌત્તમ નામના પુત્ર થયા. તેમણે ૩૦ વર્ષની ઉમ્મરે રાજપાટ છોડી તે જંગલમાં ગયા. તેમણે બ્રાહ્મણો પાસે શરૂમાં ઉપદેશ લઇ જાણ્યું કે શરીરને કષ્ટ આપ્યા વગર આત્માનું જ્ઞાન થતું નથી. પછી તેમણે પોતાના ૫ ચેલાઓ સાથે અહિં આવી ગયાના જંગલમાં

૬ વર્ષ સુધી કઠીણ તપ કર્યું હતું. જે સ્થાને તેમણે તપ કર્યું હતું ત્યાં આ બુદ્ધગયાનું મંદિર છે. પછી આત્મજ્ઞાન મેળવી તેમણે તપ છોડી પોતાનો મત ફેલાવવા માંડ્યો. ૮ મહિના તે દેશાવર ફરી લોકોને બોધ આપતા હતા. તેમના મુખ્ય ત્રણ સિદ્ધાંતો હતા. એક તો દરેક માણસે પોતે પોતાને વશ કરવો અર્થાત મનને જીતવું, બીજું બીજાં પ્રાણીઓ ઉપર દયા રાખવી અને ત્રીજુ સર્વ જીવ પ્રાણિયોના પ્રાણનું રક્ષણ કરવું. તેમણે ૩૬ વર્ષથી પોતાનો ઉપદેશ ફેલાવવા માંડ્યો હતો. તે કહેતા કે દરેક માણસ મોક્ષ મેળવી શકે છે. મોક્ષ પોતાના કર્મોથી મળે છે. તેને તેના કર્મ પ્રમાણે જ ફળ મળે છે. તેમણે વેદધર્મ વિરૂધ્ધ ઉપદેશ કરવા માંડ્યો. અશોકના વખતમાં તેમનો ધર્મ રાજધર્મ ગણાતો. તેમણે ૮૦ વર્ષ સુધી ઉપદેશ આપ્યો પછી તેમનો દેહાન્ત થયો હતો. તેમણે ગયાથી કાશી જઇ ત્યાં સારનાથ નામના સ્થાનમાં રહી પોતાના ઉપદેશનો આરંભ કર્યો હતો. બધા દેશમાં તેમનો મત ફેલાયો; તે પછી ભગવાન શંકરાચાર્ય ઉત્પન્ન થયા તેમણે બુધ્ધધર્મનું ખંડન કરી વેદધર્મનો ફરીથી ઉધ્ધાર કર્યો. અત્યારે હિંદુસ્થાનમાંથી બુધ્ધ ધર્મ ચાલ્યો ગયો છે. અને લંકા તિબેટ, ચીન, અને જાપાનમાં બુધ્ધ ધર્મનું જોર વિશેષ છે. ચીનમાં તે રાજ ધર્મ મનાય છે. તેમણે અસુરોને મોહિત કરી તેમની પાસેથી વેદોને લઇ વિદોની નિંદા કરી દૈત્યોની બુધ્ધિ ભ્રષ્ટ કરી હતી. હાલ આખા દુનિયામાં ૫૦ કરોડ માણસો બુધ્ધધર્મને માનનારા છે.

---

# ભાગ ૧૫ મો.

# બિહારપ્રાંત પટના થઈ નેપાળમાં.

## પ્રકરણ ૭૦ મું.

## પટણા અને બાંકીપુર.

ગયાથી એક ટ્રેન પટના ગયા બ્રેંચ પટણાજાયછે. ગયાથી પટના ૫૭ માઇલછે. રસ્તામાં ચકન્ડ, બેલા, મખદમપુરાગયા, ટેહટા, ઇરકી, જહાનાબાદ, નડઉલ, તારેગના, સ્ટેશનો મૂકી પુનપુનનું સ્ટેશન આવે છે. અહીં પુનપુન નદી છે. ત્યાં ગયાના યાત્રાળુઓ રેતીની એક વેદી બનાવીને પીન્ડદાન આપે છે. પુનપુનથી આગળ પટનાનું સ્ટેશન આવે છે. પટના રેલ્વેનું

જંકશન છે. કાશીથી બારોબાર મોગલસરાઇ જંકશન થઇ પટણા જવાય છે. આ ટ્રેન મોકામોહ જંકશન થઈ સીતારામપુર થઇ આસનસોલ જાય છે ત્યાંથી કલકત્તા જવાય છે. પટણેથી ૧ ટ્રેન દીગાઘાટ જાય છે. પટના જંકશન પાસે બાંકીપુર છે. પટના જંકશનથી આગળ જતાં ગુલ્ઝારબાગ સુધી પટનાસીટીનું સ્ટેશન આવે છે. સ્ટેશનથી શહેર અડધા ગાઉ ઉપર છે. પટના ગંગાના કિનારે છે. પટના અને બાંકીપુરમાં મળીને ૧ લાખ ૬૫ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે.

પટના બિહાર પ્રદેશનું જીલ્લાનું સદર સ્થાન છે. પટણા બિહાર પ્રાંતમાં પહેલા નંબરનું શહેર છે. પટનાથી એક સડક બાંકીપુર થઇને દીનાપુર જાય છે. ચોકથી ૫ માઇલ સુધી બાંકીપુરની સીવીલ કચેરીઓ સુધી ટ્રામ ગાડી ચાલે છે. દીઘા, બાંકીપુર અને પટનાની વચમાં પટનાની નહેર છે. સ્ટેશન પાસે ધર્મશાળા છે. અહીં મુખ્ય રસ્તા ઉપર રાત્રે દીવા થાય છે. ચોક પાસે પણ ધર્મ શાળા છે.

શહેરમાં ગોપીનાથ, મોટી પટનદેવી, નાની પટનદેવી અને હરીનાં મંદીરો મુખ્ય છે. ગુલ્જાર બાગમાં અફીણની વખાર છે. રોમન કેથેલીક ચર્ચ સામે એક કબ્રસ્તાન છે તેમાં મીરકાસમે મારેલા લોકોને દાટેલા છે. તેના ઉપર એક સ્તંભ છે. શહેરમાં શાહઅરજાની દરગા છે જ્યાં દરવર્ષે મુસલમાનોનો મોટો મેળો ભરાયછે, અહિં શેરશાહની મસીદછે. કરબલી પાસે એક સાધુનુ બંધાવેલું તલાવ છે. શહેરની આસપાસ ગુલાબના ઘણા બાગ છે.

બાંકીપુરમાં સર્વથી મોટી અફીણની વખાર છે. પટનામાં કોલેજ ઉત્તમ છે. બાંકીપુરમાં સીવીલ કચેરીઓ, મેડીકલ કૉલેજ, નોર્મલ સ્કુલ, બિહાર નેશનલ કૉલેજ, લાયબ્રેરી, વિગેરે જોવા લાયક છે. અહિં મહાદેવના દેવાલયમાં શ્રાવણ માસમાં દર સોમવારે મેળો ભરાય છે.

અહીં ચોકબજાર પાસે બાડેની ગલીમાં જૈનોનાં બે દેરાસરો છે. જેમાં શ્રીચંદ્રપ્રભુનું અને શ્રીપાર્શ્વનાથનું એ બે દેરાસરો બારેનીગલીમાં છે. અહીંથી ૧ ગાઉ દૂર કમળદેમાં સ્થૂલીભદ્રનાં પગલાં છે. અહીં ગળીનો વેપાર સારો છે. તલ, અળસી, મીઠું, સાજીખાર. ખાંડ, ગોળ, ઘઉં, ચણા, ચોખા વિગેરે દેશાવરથી આવે છે. તેનો વેપાર ઘણો ચાલે છે. અહિં રૂ, વાંસ અને લાકડાંનો વેપાર છે. હરિમંદીર એ ગુરુ ગોવિંદસિંહનું મંદીર છે. તેમાં ગુરુ ગોવીંદસિંહની પાવડીઓ. અને ગ્રંથ સાહેબ છે. ધર્મ પુસ્તકોને સાલ ઓઢાડી ચંમ્મર ઢોળાય છે. પોસ સુદ ૭ ના રોજ અહિં ગુરૂગોવિંદસિંહના જન્મ દિવસે મોટો ઉત્સવ થાય છે.

પટનદેવીના મંદિરમાં મહાકાળી, મહાલક્ષ્મી અને મહાસરસ્વતીની મૂર્તિયો છે. ચોકથી ૩ માઇલ ઉપર મહારાજગંજમાં મોટી પાટણદેવીનું મંદિર છે, પાર્વતીનું પટ ગરવાથી અહિં પાટનદેવી ઉત્પન્ન થઇ અને તે

ઉપરથી આ શહેરનું નામ પટના પડયું છે એમ લોકો કહે છે. બાંકીપુરમાં ગોલઘરની ઇમારત જોવા લાયક છે. આ જીલ્લાના પહાડોમાંથી પત્થર નીકળે છે. બિહાર પ્રાંતનું મુખ્ય શહેર પટના છે. બિહાર અને ઓરીસાનો ગવર્નર અહીં રહે છે. પહેલાં મગધ રાજાઓના તાબામાં બિહાર હતું તે પછી મુસલમાનોના હાથમાં આવ્યું ને તે પછી અંગ્રેજ સરકારના હાથમાં આવ્યું.

આ શહેરનું જુનું નામ પાટલીપુત્ર હતું. અને તે નંદ રાજાઓની રાજધાનીનું શહેર હતું. જુના પાટલીપુત્રમાં જૈનોનાં દેરાસરો છે. પટનામાં મારૂગંજ, મન્સુરગંજ, કિલ્લામહેલ, મીરચાઇગંજ, ચૌક, મહારાજગંજ, સાદિકપુર, અલાબકસપુર, ગુલજારબાગ અને કર્નલગંજ એ મુખ્ય સ્થાનો છે.

## પ્રકરણુ ૭૧ મું.

## કાશીથી ગાજીપુર, સહસરાંમ, બકસર, ડુમરાવ, આરા, દીનાપુર થઈ પટના.

કાશીથી પટના આવતાં મુગલસરાઈ જંકશન મૂકી આગળ દીલદાર નગરનું સ્ટેશન આવે છે.

**ઘાજીપુર**—દીલદાર નગરથી ૧ ટ્રેન તારીઘાટ સ્ટેશને જાય છે. તે રસ્તે ગાજીપુર એક જીલ્લાનું સ્થાન ગંગાને કિનારે છે. અહિં અફીણની કાઠી છે. અહિ ગંગા ઉપર ઘાટ બાંધેલા છે. અહિં હિંદના ગવર્નર જનરલ લોર્ડ કાર્નવાલીસ મરી જવાથી તેમનો સમાધી સ્તંભ છે. અહિં કચેરીઓ વીગેરે છે.

**સહસરામ**—દીલદાર નગરથી ત્રણેક સ્ટેશન મૂકીને બકસરનું સ્ટેશન આવે છે ત્યાંથી ૩૫ માઈલ ઉપર સહસરામ એ શાહબાદ જીલ્લાનું સબ ડીવીઝનનું ગામ છે. બકસરથી સહસરામ સુધી નહેરમાં આગબોટ ચાલે છે. અહિં એક મોટા તળાવની વચ્ચે શેરશાહનો મોટો રોજો છે. શેરશાહે હુમાયુને હરાવી દિલ્હીની ગાદી લઈ લીધી હતી. સહસરામથી કેટલાક ગાઉ દૂર શોણ નદીને કિનારે એક પર્વત રૂહતાસ ઉપર રોહીતાશ્વગઢનો કિલ્લો છે. અને તે પહાડ ઉપર ચંદનશાહીદ મસીદ છે.

**બકસર**—બકસર ગંગાને કિનારે શાહબાદ જીલ્લાનું સબ ડીવીઝન ગામ છે. અહીં રૂ, મીઠું અને ગોળનો મોટો વેપાર ચાલે છે. ગંગાને કિનારે નાનો કિલ્લો છે. કિલ્લાની પાસે થઇ શોણ નદીની નહેરની ૧ શાખા આવે છે. જે અહિં ગંગાને મળે છે. નહેર પાસે બકસરના રાજાનું

મકાન છે. તેની જમીનદારી હાલ વેચાઇ ગઇ છે. અહિંથી થોડે દુર ગંગાને કિનારે ચરિત્ર વન છે. તેમાં નાનાં મોટાં ૨૫ દેવમંદિરો છે. તેમાં સોમેશ્વર મહાદેવનું મંદિર છે, અને ઠાકુરવાડી ઉત્તમ છે. રાજાના મકાનથી થોડે દુર એક ટેકરી ઉપર રામલક્ષ્મણનું મંદિર છે. જેની નીચે વિશ્વામિત્રની મૂર્ત્તિ છે. આ ટેકરીનું નામ રામચોતરો છે. કિલ્લાથી થોડે દુર ગંગાને કિનારે રામેશ્વર મહાદેવનું મદિર છે. અંદર મહાવીર અને ભેરવની મૂર્ત્તિ છે. ગંગાનો ઘાટ પાકો બાંધેલો છે. અહિં મકરસંક્રાંતિમાં ગંગા સ્નાનનો મેળા ભરાય છે. બકસર એ વિશ્વામિત્ર ઋષિનો સિદ્ધાશ્રમ ગણાય છે. લોકો કહે છે કે શ્રી રામચન્દ્રે અને લક્ષ્મણે અહિં આવીને વિશ્વામિત્રના યજ્ઞની રક્ષા કરી હતી.

ડુમરાવ—બકસરથી આગળ ૧ સ્ટેશન મૂકી ડુમરાવનું સ્ટેશન આવે છે, ત્યાંથી ૧ માઇલ ઉપર ડુમરાવ ગામ છે. અહિં ઉજ્જનના રાજા ભોજના વંશજ રાજા છે, તે હાલ તાલુકદાર છે. અહિં મહારાજની ફુલવાડી અને કોલ્લાની ઠાકુરવાડી જોવા લાયક છે. રાજા ભોજસિંહે ભોજપુર વસાવ્યું હતું, તેનું ખંડેર અહિંથી ૩ ગાઉ ઉપર છે. ડુમરાવના રાજાએ નેપાળ સાથેની લડાઇમાં અંગ્રેજ સરકારને મદદ કરી હતી. જેથી તેમને મહારાજ બહાદુરની પદ્વિ મળી હતી. ડુમરાવમાં રામનવમીના દિવસે અને જન્માષ્ટમીના દિવસે મોટો મેળા ભરાય છે. ડુમરાવથી ૧ સ્ટેશન મુકી રઘુનાથપુરનું સ્ટેશન આવે છે. ત્યાંથી ૨ માઇલ ઉપર બ્રહ્મપુર ગામ છે, ત્યાં એક સરોવર છે, અને બ્રહ્મેશ્વર મહાદેવ છે. અહિંથી ૨૨ માઇલ ઉપર ભલુનીભાવની માતાનું મંદિર છે. ત્યાં રામનવમીના રોજ મોટો મેળા ભરાય છે.

આરા—રઘુનાથપુરથી ત્રણ સ્ટેશન મુકી આરાનું સ્ટેશન આવે છે. આરા એ શહાબાદ જીલ્લાનું સદરસ્થાન છે. સ્ટેશનથી ગામ ૧ માઇલ થાય છે. અહિં કલેકટરની અને ફોજદારી કચેરીયો છે. અહિં બુદ્વામહાદેવનું દેવાલય છે.

દીનાપુર—આરાથી પાંચેક સ્ટેશન મુકી દીનાપુરનું સ્ટેશન આવે છે. રસ્તામાં આવતાં કોઇલપુરમાં સોન નદી ઉપર રેલ્વેનો પુલ છે. અહિં પટના વિભાગની લશ્કરી છાવણી સ્ટેશનથી ૩ માઇલ ઉપર છે. દીનાપુરથી પાકી સડક બાંકીપુરની કચેરીયો સુધી ગઇ છે. ગંગા અને રેલ્વેની વચમાં દીનાપુર, બાંકીપુર અને પટના શહેરો છે. ત્રણે શહેરો એકી સાથે મળી ગયેલાં છે. દીનાપુરથી પછી પટના જંકશન મુકી આગળ ગુલ્જાર બાગ થઇ પટનાસીટીનું સ્ટેશન આવે છે.

---

# પ્રકરણ ૭૨ મું.

## બીહાર–રાજગૃહ–મોકામા–અરૌની.

### બીહાર.

પટના સીટીથી ૪ સ્ટેશન મુકી બકતીઆરપુરનું સ્ટેશન આવે છે. બકતીઆરપુરથી ૧ ટ્રેન રાજગૃહ કુન્ડ જાય છે. એ લાઇનમાં બકતાઆરપુરથી ૬ સ્ટેશનો મુકી બીહાર કચેરીનું સ્ટેશન આવે છે અને તે પછી બીહાર શરીફનું સ્ટેશન આવે છે, બકતીઆરપુરથી બીહાર ૧૮ માઇલ છે. બિહાર એક જુના વખતનું શહેર છે. જેના નામથી આ પ્રદેશ બિહાર કહેવાય છે, બખ્તીઆરપુરથી આગળ ૩ માઇલ ઉપર ઘોવા નામનું તળાવ અને એક નદી આવે છે. બિહારમાં ૪૭ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે, પટના જીલ્લાનું સબ ડીવીઝનનું સ્થાન બિહાર છે. અહિં સરકારી કચેરીઓ છે. અહિં એક લાંબી પહાડી છે તેના ઉપર પણ શહેરનો થોડો ભાગ છે. અહિં બેલી સાહેબની ધર્મશાળા મોટી છે. તેમાં હિંદુ માણસો ઉતરી શકતા નથી. અહિંથી ગયાજી ૪૦ માઇલ છે. અહિં ચોખા, તમાકુ રૂ વીગેરેનો વેપાર છે. શાહ મખદૂમની કબર પાસે અહિં મોટો મેળો ભરાય છે. જુના કિલ્લાની નીસાનીયો જણાય છે.

બીહારમાં જૈનોની એક ધર્મશાળા અને ૪ દેરાસરો છે. જેમાંથી મહાવીરસ્વામીનું દેરાસર ધર્મશાળામાં છે અને બીજુ અજીતનાથનું, અને ચંદ્રપ્રભુનું એ બે બજારમાં છે. અને આદીશ્વર ભગવાનનું દેરાસર લાલબાગમાં છે. ત્યાં દાદાજીનાં પગલાં છે. અહિં શ્રી વીરભગવાન ચોમાસુ રહ્યા હતા. બીહારથી ૩ ગાઉ ઉપર પાવાપુરીમાં બે ધર્મશાળાઓ છે. અહિં જૈનોનાં ૪ દેરાસરો છે. જેમાં મહાવીરસ્વામીનું દેરાસર મોટું છે. શ્વેતાંબરી અને દીગંબરી બંનેનાં દેરાસરો અહિં છે.

### રાજગૃહ.

બિહારના સ્ટેશનેથી ત્રણ સ્ટેશન મુકી રાજગીરકુન્ડનું સ્ટેશન આવે છે. જેને રાજગીર અથવા રાજગૃહ કહે છે. બિહારથી આગળ દીપનગરનું સ્ટેશન આવે છે ત્યાંથી ૨ માઇલ ઉપર આગળ નાલન્દ ગામ આવે છે. નાલન્દ ગામ—બડગામ કહે છે, જેને લોકો ભીષ્મક રાજાની રાજધાની કુન્ડિનપુર કહે છે. પહેલાં આ મગધદેશ કહેવાતો, બડગામ મગધ દેશના રાજા જરાસન્ધની રાજધાનીનું શહેર હતું, બડગામમાં એક બૌદ્ધમંદિર છે જ્યાં બુદ્ધધર્મના માણસો ઘણા જાય છે. બડગામમાં ગૌતમસ્વામીનો જન્મ થયો હતો. અહીં જૈનોનું દેરાસર અને ધર્મશાળા છે. અહિં નાલન્દ ગામની નીશાનીઓ હજુ છે. બુધ્ધોને માટે નાલન્દ ગામ પવિત્ર મનાય છે. ત્યાં સુર્યનું મંદીર, સુર્યકુન્ડ નામનું તળાવ, અને ચાર પાંચેક ટેકરીઓ છે.

**સીલાવ**—નાલન્દથી આગળ સીલાવનું સ્ટેશન આવે છે. તેની પછી રાજગીરકુન્ડનું સ્ટેશન આવે છે.

**રાજગ્રહ**—એ બિહાર પ્રાંતના પટના જીલ્લાનું એક ગામ છે. પૂર્વે મગધદેશની તે રાજધાનીનું શહેર હતું. પૂર્વકાળમાં આ શહેર જરાસંધની રાજધાની ગિરિવ્રજ નામથી પ્રસિધ્ધ હતું. અહિં સરસ્વતી નામની નદી વહે છે. તેમાં પાણી થોડું રહે છે. ગામથી થોડે દૂર બ્રહ્મકુન્ડ છે. બ્રહ્મકુન્ડની પાસે સરસ્વતીને પ્રાચીસરસ્વતી કહે છે. ત્યાં નદીને બંને કિનારે પાકા ઘાટ છે. અહિં યાત્રાળુઓ પહેલાં સ્નાન કરે છે. સરસ્વતીકુન્ડની પાસે વૈભારપર્વત પાસે માર્કન્ડેય ક્ષેત્ર છે. સરસ્વતીકુન્ડથી અહિં સુધી આવવાને માટે પગથીયાં છે. અહિં નીચે બ્રહ્મકુન્ડ, માર્કન્ડેયકુન્ડ, વ્યાસકુન્ડ, ગંગાયમુના કુન્ડ, અનન્તનારાયણકુન્ડ, સપ્તર્ષિધારા અને કાશીધારા, એ સાત કુન્ડ છે. તેમાં બ્રહ્મકુન્ડ મુખ્ય છે. ગંગાયમુના કુન્ડમાં એકમાં ટાઢું ને બીજામાં ગરમ ઝરા છે. તે સિવાય સર્વ કુન્ડોમાં ગરમ ઝરા છે. તેમાં સપ્તર્ષિ ધારા ઉત્તર તરફ અને દક્ષિણ તરફ ૧ વાવ છે. જેની ભીંતોમાં સાતેક ઝરણા છે. અહિં સાતે જગ્યાએ યાત્રાળુઓ સ્નાન કરે છે. અત્રિ, ભરદ્વાજ, કસ્યપ, ગૌત્તમ, વિશ્વામિત્ર, વશિષ્ટ અને જમદગ્નિ એ સાત ઋષિઓના નામથી આ કુન્ડો સાત તિર્થો ગણાય છે. વાવ ઉપર એક મંદિરમાં સપ્તઋષિઓની મુર્તિયો છે. બ્રહ્મકુન્ડ પાસે એક મહાદેવનું દેવાલય છે. સપ્તઋષિ ધારાના ઉત્તર કિનારે એક મહાદેવનું બીજું કનૈયાજીનું અને એક પંચમંદિર છે, સપ્તર્ષિધારાની પાસેજ બ્રહ્મકુન્ડ છે. તેમાં સર્વ કુન્ડો કરતાં વધુ ગરમ પાણી રહે છે. કુન્ડમાં પાણીના કિનારા ઉપર બ્રહ્મા, લક્ષ્મી અને ગણપતિની મુર્તિયો છે. બ્રહ્મકુન્ડથી પૂર્વે એક નાના મંદિરમાં વરાહજીની મુર્તિ છે. અને પહાડી પાસે સન્ધ્યાદેવીનું મંદિર અને કેદારકુન્ડ છે. પાસે એક મંદિરમાં વિષ્ણુનાં પગલાં છે.

સરસ્વતીકુન્ડથી ૨૦૦ પગલાં દૂર સીતાકુન્ડ છે. તેના ઉપર હાટકેશ્વરનું મંદિર છે. તેની ઉત્તરે સુર્યકુન્ડ, ચન્દ્રકુન્ડ, ગણેશકુન્ડ, અને રામકુન્ડ છે. તે સર્વ કુન્ડોમાં ગરમ ઝરાનું પાણી પડે છે. રામકુન્ડનો એક ઝરો ગરમ અને બીજો ઠંડો છે. સીતાકુન્ડથી પાસે વિપુલાચલ પર્વત પાસે ટાઢા જળનો ઝરો છે અને શ્રૃંગીકુન્ડ છે. તેમાં ગરમ અને ટાઢા ઝરણાનું પાણી પડે છે. તે હાલ મુસલમાનોના કબજામાં છે તેને મખદૂમકુન્ડ કહે છે. ત્યાં મખદૂમ સાહેબ નામના ફકીર પહેલાં રહેતા હતા. સરસ્વતી કુન્ડથી અર્ધા માઇલ ઉપર સરસ્વતી નદીને વૈતરણી કહે છે. ત્યાં પણ બંને બાજુ ઘાટ પાકા બંધાવેલા છે. અહિં લોકો શ્રાધ્ધ કરી ગૌદાન આપે છે. નદીના કિનારે એક મંદિર છે તેમાં માધવજીની મુર્તિ છે. વૈતરણીથી ૪૦૦ પગલાં દૂર સરસ્વતીને શાલિગ્રામકુન્ડ કહે છે ત્યાં પણ ઘાટ બાંધેલા

છે. ત્યાં યાત્રાળુઓ સ્નાન કરે છે. અહિં એક મંદિરમાં ધર્મેશ્વર મહાદેવ છે. મહાદેવની પાસે ભરતકુપ નામનો કુવો છે. તેમાં ઉતરાય તેવાં પગથીયાં છે. લોકો તેમાં ઉતરી સ્નાન કરે છે. યાત્રાળુઓ સરસ્વતીકુન્ડ, વૈતરણી, શાલીગ્રામકુન્ડ અને તમામ ઠંડા ને ગરમ ઝરણોના કુન્ડો અને ભરતકુપમાં સ્નાન કરે છે. એકમાંથી બીજામાં એમ વારાફરતી લોકો સ્નાન કરતા જાય છે અને આગળ જતા જાય છે સરસ્વતી કુન્ડથી દક્ષિણે સરસ્વતી નદીમાં વાનરીકુન્ડ છે. જેના પાણીનું લોકો માર્જન કરે છે. ત્યાંથી થોડે દૂર ગોદાવરી નામની એક નાની નદી આવીને સરસ્વતીને મળે છે. સંગમ પાસે એક પર્વત ઉપર જરાસાદેવીનું મંદિર છે. સંગમથી પશ્ચિમે સરસ્વતિકુન્ડથી ૧ માઇલ ઉપર સરસ્વતી નદીના ડાબે કિનારે વૈભાર પર્વતની પાસે સોનભન્ડાર નામની એક ગુફા છે. ગુફાના પૂર્વભાગમાં ૪ મોંવાળી એક બૌધ્ધમુર્તિ છે. ગુફાના દ્વાર આગળ પણ બૌધ્ધ મુર્તિઓ તુટેલી હાલતમાં છે. આ ગુફા બૌધ્ધ લોકોને માટે પવિત્ર ગણાય છે. અહિં બૌધ્ધના વખતમાં તેમના ૫૦૦ ચેલાઓની એક પહેલવહેલી સભા થઈ હતી. શ્રેણીક રાજા અહિં થઇ ગયા છે. રાજગ્રહમાં—જૈનોનાં ૩ દેરાસરો છે. અને શ્વેતાંબરી ધર્મશાળા ઘણી વિશાળ છે. એકમાં પાર્શ્વનાથ, બીજામાં મુની સુવ્રતસ્વામી અને ત્રીજામાં આદીશ્વરની મુર્તિઓ છે. અહિં મુનીવ્રત સ્વામીના રાજગૃહના પર્વતો ૧૦૦ ફુટ ઉંચા છે જેમાંથી શીલાજીત નીકળે છે. તેમાં વૈભાર, વિપુલાચલ અથવા ચૈતક, રત્નાગીરી અથવા રૂષિગીર, ઉદયગીરિ અને સોનાગીરિ એ પાંચ પર્વતોમુખ્ય છે.

વિપુલાચલ—આ પર્વત ઉપર ગણપતિનું મંદિર છે અને જોડે જૈનોનાં દેરાસરો છે. જૈનમુની સુવ્રત સ્વામીનાં ચાર કલ્યાણકો અહિં થયાં હતા. ઉપર પ્રથમ દેરીશ્રી એવંતા મુનીની આવે છે. આ મુનિ બાળપણથી વીરપ્રભુ પાસે ચારીત્ર્ય લઇ કેવળ જ્ઞાન પામી અહિં અણુસણ કરી મોક્ષે પામ્યા હતા. આ કલ્યાણકોના સ્થાનકોમાં પગલાં તથા પ્રતિમાજી, ક્રમળ ઉપરની શ્રી મહાવીર સ્વામીની પાદુકા તથા પ્રતિમાજી અને શ્રીમુનિ સુવ્રતસ્વામી, ચંદ્રપ્રભુ શ્રીઆદિનાથ, શ્રી શાંતિનાથ અને શ્રીપાર્શ્વનાથનાં પગલાંનાં દર્શન કરી રત્નાગીરી પર્વત ઉપર જવાય છે.

રત્નાગિરી—આ પર્વત ઉપર બે જૈન દેરાસરો છે તેમાં શ્રી શાંતિનાથ, અને રીખવદેવની પ્રતિમા છે, વાસુપુજ્ય, પદ્મપ્રભુ નેમીનાથ. શાંતિનાથ અને ચિંતામણી પાર્શ્વનાથનાં પગલાં છે.

ઉદયાચલ—ઉપર નાટકેશ્વર મહાદેવનું શિવાલય છે. અને જૈન પારસનાથનું દેરાસર છે તેમાં ફરતા ગોખમાં અભીનન્દન સ્વામી, સુમતીનાથ

ભગવાનની પાદુકાઓ અને શાંતિનાથ તથા રીખવદેવની પ્રતિમાઓ છે. બહાર પણ શાંતિનાથની પ્રતિમા છે.

સોનગીરી—આ પર્વત ઉપર જૈનદેરાસરમાં રીખવદેવની પ્રતિમા, અને પગલાં છે તેમ શ્રી મહાવીરસ્વામીના પ્રતિમા છે.

વૈભારગીરી—આ પર્વત ઉપર સોમનાથ અને સિદ્ધનાથ મહાદેવનાં શિવાલય જીર્ણ અવસ્થામાં છે. અહીં ૧ માઇલ ચઢતાં જૈનોનાં મંદિરો છે. અહિં શ્રી મહાવીર સ્વામીની સમોવસરણ ભૂમિ છે. અહિં પાંચ જુદી જુદી દેરીઓ છે, જેમાં ૧ માં વાસુપુજ્ય તથા પદ્મપ્રભુની પ્રતિમા અને શાંતિનાથ અને નેમિનાથનાં પગલાં છે. બીજામાં શ્રીમહાવીરસ્વામીની પ્રતિમા, ચોવીસ તિર્થંકરો, કાઉસગધ્યા ને નેમનાથ, શાંતિનાથ અને પારસનાથની પાદુકાઓ છે. ત્રીજામાં ચિંતામણી પાર્શ્વનાથની પ્રતિમા અને મહાવીર સ્વામી તથા નેમનાથની પાદુકા છે. ચોથામાં ચોવીસ તિર્થંકર ભગવાન, અને નેમનાથની પ્રતિમા તથા પાર્શ્વનાથનાં પગલાં છે. ૫ મામાં પારસનાથ, શાંતિનાથ વિગેરેની પ્રતિમાઓ છે. અહીંથી ૧ માઇલ ઉપર એક દેરી છે તેમાં વાસુપુજ્ય તથા નેમનાથની પ્રતિમા છે અને ગૌતમ વિગેરે ગણધરોનાં પગલાં છે. અહિં ૧૧ ગણધરો મોક્ષે ગયા છે. સોનગીરી ઉપરથી વૈભારગીરી ઉપર જતાં શ્રેણીકનો ગુપ્ત ભંડાર એક ગુફામાં છે. તેથી આગળ પાદપોપગમ, અનશણ શીલા છે. જેના ઉપર ધના શાલીભદ્ર આહાર પાણી ત્યાગ કરી ઝાડની ઉપર સ્થિર થયા હતા. પહાડ ઉપર રાત રહેવાનું નથી.

આ પાંચ પહાડોની વચ્ચે રાજા જરાસંધની ગીરિવ્રજ નામની રાજધાની હતી. રાજગૃહથી ગયાજી ૩૨ માઇલ છે. ઘણા જૈનો પહાડો ઉપર દર્શન કરવા ચઢે છે. રાજગ્રહમાં શ્રેણીકનો સોનભંડાર અને શાળીભદ્રની કુઇ છે. સોનગીરીથી વૈભારગીરી ઉપર જતાં એક ગુફામાં સોનભંડાર છે અને આગળ એક શીલા ઉપર ધનશાલીભદ્ર સ્થિર રહ્યા હતા તે આવે છે.

સરસ્વતીકુન્ડથી ૬ માઇલ ઉપર વૈકુન્ડ નદી અને વૈકુન્ઠતીર્થ છે. જ્યાં કન્ઠેશ્વર મહાદેવ છે. પહેલાં મગધદેશની રાજધાની રાજગૃહમાં હતી. સરસ્વતીકુન્ડથી ૪ માઇલ ઉપર બાણગંગા પહાડ છે ત્યાં રંગભૂમિ પણ છે. ભીમે જરાસંધને અહિં માર્યો હતો એમ લોકો કહે છે. સરસ્વતીકુન્ડથી ૨ માઇલ ઉપર અશોકનો સ્તુપ છે અને જૈન લેખ છે. સરસ્વતીકુન્ડથી ૧૨ માઇલ ઉપર તપોવન અને ગિરિવ્રજ નામનાં સ્થાન છે. જ્યાં જરાસંધની બેઠક હતી ત્યાં સનક, સનકાદિકના નામના ૪ કુન્ડો છે. અહિંના બ્રાહ્મણો ગોરપણું કરે છે, સરસ્વતીકુન્ડથી ૧ માઇલ સુધી મેળાના વખતે દુકાનો મંડાય છે, તે વખતે અહિં આજુબાજુનું જંગલ માણસોથી ભરાઇ જાય છે. કાર્તકીપુનમ, મહાશિવરાત્રી, વૈશાખવદ અમાસ, સોમવાર, ગ્રહણ વિગેરે દિવસોએ અહિં સ્નાન કરવાના મેળા ભરાય છે.

પૂર્વે આ પ્રદેશ મગધ દેશ કહેવાતો. અહિં જરાસંધ રાજા પાંડવોના વખતમાં રાજ્ય કરતો હતો તેને શ્રીકૃષ્ણની સહાયથી ભીમે મારેલો હતો. રાજગૃહ તીર્થોનો સ્પર્શ કરવાથી બ્રહ્મહત્યા છુટે છે અને મોક્ષ મળે છે એવું મહાભારતમાં છે. માગધવંશમાં જરાસંધ વિગેરે રાજા થઇ ગયા છે. અહીંથી જૈનો ગુણીઆજી, લછવાડ વીગેરે નગરીઓ ફરવા ગાડાં કરીને જાય છે. રાજગ્રહીથી સાત ગાઉ ઉપર ગુણીઆજીમાં જૈનોની ધર્મશાળા છે તથા તળાવમાં શ્રી મહાવીરસ્વામીનું દેરાસર છે. તેમજ ૧૮ ગાઉ ઉપર લછવાડ કે ક્ષત્રીકુંડમાં પણ ધર્મશાળા અને મહાવીરસ્વામીનું દેરાસર છે. ત્યાંથી ૧૦ ગાઉ ઉપર કાકંદી નગરીમાં જૈનોના પાર્શ્વનાથનું દેરાસર છે.

**બાઢ**—રાજગ્રહથી પાછા બખ્તિઆરપુર આવી ત્યાંથી આગળ જતાં વાઢનું સ્ટેશન આવે છે. ગામ ગંગાને કિનારે છે. અહિં ઉમાનાથ મહાદેવનું મંદિર છે.

## મોકામા જંકશન.

વાઢથી આગળ ૨ સ્ટેશનો મૂકી મોકામા જંકશન સ્ટેશન આવે છે. મોકામાહ જંકશનથી આ ટ્રેન લુકીસરાય જંકશન થઈ સીતારામપુર થઇ આસનસોલ અને હાવરા જાય છે. બીજી ૧ ટ્રેન મોકામા જંકશનથી મોકામાઘાટ સુધી જાય છે. મોકામાઘાટથી સ્ટીમરમાં બેસી સેમરીયાઘાટ જવાય છે. અને પછી સેમરીયાઘાટથી બરૌની જંકશન થઈ સમસ્તીપુર, મુઝફ્ફરપુર થઇ નેપાળભણી મોતીહારી સ્ટેશને જવાય છે.

મોકામા જંકશનથી નેપાળ તરફ અને આસામ તરફ ન જવું હોય તો લુકીસરાઇ જંકશન થઇ જસીડીહ જંકશન જવું ત્યાંથી વૈજનાથ મહાદેવ જવાય છે. જસીદીહથી પછી આગળ માધુપુર સ્ટેશન આવે છે ત્યાંથી એક ટ્રેન ગીરડીહ જાય છે. ગીરડીહથી પારસનાથનું જૈનોનું મોટું ધામ છે ત્યાં જવાય છે. તે જોઇ પછી આગળ સીતારામપુર થઇ આસનસોલ જવું અને ત્યાંથી કલકત્તા જઈ શકાય છે. ઘણા યાત્રાળુઓ મોકામહ જંકશનથી નેપાળ તરફ ન જતાં વૈજનાથ અને પારસનાથ જઈ આવી પાછા સીધા કલકત્તે જાય છે. વૈજનાથ અને પારસનાથની હકીકત આગળ આવશે.

## બરૈની જંકશન.

મોકામા જંકશનથી બીજી ટ્રેનમાં બેસી મોકામા ઘાટ જવું. મોકામા ઘાટથી સ્ટીમરમાં બેસી ગંગા નદી ઉતરી સામેપાર સેમરીયા ઘાટ જવું. રેલ્વે તરફથીજ સ્ટીમરમાં બેસાડી સેમરીયા ઘાટ લઇ જઇ પછી ત્યાંથી રેલ્વેમાં બેસી બરૈની અવાય છે.

## પ્રકરણ ૭૩ મું.

## અયોદ્ધાથી બરૈની મુજફ્ફરપુર.

### નવાબગંજ, ગોંડા, બલરામપુર. દેવીપાટણ, બસ્તી, મગહર, ગોરખપુર, સીવાન, હથુઆ, છપરા શીવીલગંજ,

**નવાબગંજ**—અયોદ્ધાથી માણેકપુર એક ટ્રેન આવે છે તેમાં માણેકપુર આવવું. કાનપુરથી લખનૌ થઇ બારાબંકી જંકશનથી પણ માણીકપુર અવાય છે. અયોધ્યાથી સર્યુ નદી ઉતરી લકડમંડીનું સ્ટેશન આવે છે. ત્યાંથી પહેલું સ્ટેશન નવાબગંજ આવે છે. આ શહેર અયોધ્યાના નવાબ સુરાજ્જૌદલ્લાએ વસાવેલું છે. અહિં પણ ૨૦—૨૫ દેવ મંદિરો, ત્રણેક મસીદો અને ધર્મશાળા છે. અહીં ચોખા, તલ, ઘઉં, મકાઇ, ચામડાં વિગેરેનો વેપાર છે.

**ગોંડા**—બારાબંકીથી ગોંન્ડાનું સ્ટેશન મુકી માણીકપુર અવાય છે. ગોંડા જીલ્લાનું સદરસ્થાન છે. ગાંડામાં ૨ મંદિરો, એક જુનો કિલ્લો અને ગોંડાના રાજાનો જુનો મહેલ છે. વળી રાધાકુન્ડ નામનું એક સરોવર છે. અહિં સરકારી કચેરીઓ, વિગેરે છે.

**બલરામપુર**—ગોંડાથી ૨૮ માઇલ ઉપર બલરામપુર ગામ છે. ગોંડાથી ૧ ટ્રેન જૈન સરાઇ થઇ ઉસ્કાબજાર તરફ જાય છે તે લાઇનમાં બલરામપુરનું ત્રીજુ સ્ટેશન છે. ત્યાંનો રાજા હાલ તાલુકદાર છે. મહારાજાના મહેલની આજુબાજુ કોટ છે. અહિં નાનાં મોટાં ૪૦ મંદિરો છે. જેમાં વજ્રેશ્વરી દેવીનું મંદિર ઉત્તમ છે. અહિં ૧૯ મસીદો છે. આ ગામમાં ચોખા, કપડાં અને કામળીનો વેપાર સારો છે.

**દેવીપાટન**—બલરામપુરથી ૧૪ માઇલ ઉપર દેવીપાટન ગામ છે. કર્ણને જરાસંધે માલિનીનગરી આપી હતી તે માલિની નગરી પહેલાં અહિં હતી. અહિં પટેશ્વરી દેવીનું પ્રસિધ્ધ મંદિર છે. ત્યાં ચૈત્રી નવરાત્રીમાં મોટો મેળો ભરાય છે. માણિકપુરથી આગળ છપૈયાનું સ્ટેશન આવે છે. તે સહજાનંદ સ્વામીનું ગામ છે.

**બસ્તી**—છપૈયાથી ત્રણેક સ્ટેશન મુકી બસ્તીનું સ્ટેશન આવે છે. તે બનારસ વિભાગનું જીલ્લાનું સદર સ્થળ છે. અહીં સરકારી કચેરીઓ છે. પાસે કુઆના નદી છે તેના ઉપર પુલ છે, આ જીલ્લાની હદ નેપાળના રાજ્યની પાસે છે.

**મગહર**—બસ્તીથી ૪ થુ સ્ટેશન મગહરનું છે. અહીં આમી નદી

છે અહીં. કબીરજીનું સમાધી મંદીર છે. પાસે કબીરના ચેલા કમાલની સમાધિ છે. કબીરજીની સમાધિ ઉપર ટોપી અને માળા રાખે છે. અહીં કબીરપંથી સાધુઓ કાશીના કબીરપંથી મહંત તરફથી રહે છે. કબીરજીએ અહિં મગહરમાં પોતાનો દેહ છોડયો હતો તે જગાએ કબીરનું સમાધિ મંદિર છે.

**ગોરખપુર**—મગહરથી આગળ ત્રણ સ્ટેશન મૂકી ગોરખપુરનું રેલ્વે સ્ટેશન આવે છે. તે બનારસ વિભાગનું જીલ્લાનું સ્થળ છે. ગામ રાપતી નદીના કિનારે છે. જેમાં ૬૩ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. અહિં સરકારી કચેરીઓ, ઉર્દુબજારનો ચોક અને ધર્મશાળા છે, અહીં નેપાળી મનુષ્યો અને વાંદરાં વધારે છે. રેલ્વે સ્ટેશનથી ૨ માઈલ ઉપર ગોરખનાથનું મંદિર છે જેમાં તેમની ગોરખનાથની ગાદી છે. મંદિર આગળ ઘણાં ત્રિશુળો છે જે ભેરવનાં ત્રિશૂળ કહેવાય છે. અહીં એક મકાનમાં વાઘ, હરણ, ગાય અને મોર પાળેલાં છે. મંદિર પાસે બાગ અને સરોવર છે તથા બીજાં નાનાં મંદિરોમાં શિવલિંગ અને હનુમાનજી છે. આ જીલ્લાના જંગલોમાં વાઘ રહે છે. ગોરખપુર રેલ્વેનું જંકશન સ્ટેશન છે. ત્યાંથી ૧ ટ્રેન નેપાલ તરફ નરકાતીગંજ જાય છે. અને બીજી ટ્રેન તુલસીપુર, જૈનસરી થઈ ગાંડા જાય છે—ગોરખપુરથી નેપાળમાં ખટમન્ડુ જવું હોયતો નરકતીગંજ થઇ જવાય છે.

**સીવાન**—ગોરખપુરથી દસેક સ્ટેશન મૂકી સિવાનનું સ્ટેશન આવે છે. તે જીલ્લાના સબડીવીઝનનું સ્થાન છે. દાહા નદીને કિનારે આ ગામ છે. પીતળનાં અને માટીનાં વાસણ અહીં સારાં બને છે.

**હથુઆ**—સીવાનથી ૮ માઈલ ઉપર હથુઆ ગામ એક બ્રાહ્મણ રાજાના તાબે છે. હથુઆમાં મહારાજાનો શિશમહાલ, બાગ, અને ગોપાલ મંદિર જોવા લાયક છે.

**એકમા**—સીવાનથી છપરા જતાં વચ્ચે એકમાનું સ્ટેશન આવે છે. ત્યાં એક સરોવરના કિનારે મહેન્દ્રનાથ મહાદેવનું દેવાલય છે. અહિં શિવરાત્રીના દિવસે મોટો મેળો ભરાય છે.

## છાપરા.

એકમાથી બે સ્ટેશન મુકી છાપરાનું સ્ટેશન આવે છે. છાપરા રેલ્વેનું જંકશન છે. બનારસથી એક ટ્રેન ઔનરીહર, બલીયા. રીવીલગંજ થઇ અહિં આવે છે. છપરા એ બિહાર પ્રાંતના પટના વિભાગના સારન જીલ્લાનું સદર સ્થાન છે. શહેર સરયુ નદીના કિનારે છે. અહિં ૫૭ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. અહિં ધર્મશાળા ઉત્તમ છે. અહિં દરરોજ બપોરે

તોપ ફોડવામાં આવે છે. અહિં પંચમંદિર ઉત્તમ છે. શહેરમાં ધર્મનાથજીનું મંદિર છે.

રીવીલગંજ—છપરાથી બનારસ જતાં પહેલુંજ સ્ટેશન રીવીલગંજ આવે છે. અહીં કસ્ટમની ચોકી છે. અહીં તેલી બીયાંનો વેપાર વધુ ચાલે છે. રીવીલગંજ પાસે સરયુના કિનારે મહર્ષિ ગૌતમનું મંદિર છે. મંદિરમાં સંસ્કૃત પાઠશાળા છે.

## પ્રકરણ ૭૪ મું.
## સોનપુર-હરિહરક્ષેત્ર, હાજીપુર.

### હરિહર.

**સોનપુર**—છાપરાથી ૬ સ્ટેશનો મુકી સોનપુરનું સ્ટેશન આવે છે. ગંડકી અને ગંગા નદીના સંગમ પાસે આ ગામ છે. સોનપુરમાં ગંડકી નદી પાસે હરિહર મહાદેવનું મંદિર છે. અહિં કાર્તકી પુનમે મેળો ભરાય છે. ઘણા યાત્રાળુઓ તે વખતે શિવને જળ ચઢાવે છે. એક બારણામાંથી મંદિરમાં પેસી બીજે બારણેથી નીકળાય છે. તે વખતે બે અઠવાડીયાં સુધી અહીં મોટો મેળો ભરાય છે. જેમાં હાથી, ઘોડા, વિગેરે વેચાય છે. તે વખતે બંગાળા અને આસામ તરફથી હાથી વેચાવા આવે છે.

શ્રી રામચંદ્રજી અને લક્ષ્મણજી, વિશ્વામિત્રના સિદ્ધાશ્રમ [બકસર]થી જનકપુર જતાં વિશ્વામિત્ર વિગેરે ઋષિઓની સાથે સોન નદી ઉતરીને અહિં થઇ જનકપુર ગયા હતા એમ કહેવાય છે.

હિમાલય પર્વત ઉપર જ્યાં ગંડકી નદીમાંથી શાલીગ્રામ નીકળે છે. તે નદીમાં ક્રિડા કરતા હાથીને મઘર તાણી જતો હતો. તેને વિષ્ણુભગવાનેપોતાના સુદર્શનચક્રથી ગ્રાહ (મઘર)ને મારી હાથીનો ઉદ્ધાર કર્યો હતો તે સ્થાનનું નામ હરિહર ક્ષેત્ર છે. હીમાલય પર્વતમાંથી ગંડકી નદી વહીને અહીં ગંગાને મળે છે. મહાત્મ્ય-જાલંધરની સ્ત્રી વૃંદાને વિષ્ણુએ છળી જેથી શિવે જાલંધરને માર્યો. જેથી વૃંદાએ વિષ્ણુને પાષાણ થવાનો શાપ આપ્યો ત્યારે વિષ્ણુએ કહ્યું કે તું ગંડકી નામની નદી થઇશ અને તારા વાળની તુળશી થશે. તે પછી વૃંદા ગંડકી નદી બની અને વિષ્ણુ તેમાં શાલિગ્રામ થયા. એવું વારાહપુરાણ દેવીભાગવત વિગેરેમાં છે. કાર્તક માસમાં અહીં ગંડકી નદીમાં સ્નાન કરવાથી અને મહાદેવનાં દર્શન કરવાથી મુક્તિ મળે છે એવું મહાત્મ્ય છે.

સોનપુરથી એક ટ્રેન દીગાઘાટ જાય છે.

**હાજીપુર**—સોનપુરથી ૪ માઇલ ઉપર હાજીપુરનું રેલ્વે સ્ટેશન છે. સોનપુરની પાસે ગંડકી નદી ઉપર રેલ્વેનો પુલ છે તે ઉતરી હાજીપુરનું

સ્ટેશન આવે છે. અહીં જુના કિલ્લામાં એક મસીદ છે. આગળ મુજફુર-પુર આવે છે.

## પ્રકરણ ૭૫ મું.

## મોકામાથી મુજફ્ફરપુર, મોતિહારી, બેતિયા થઇ નેપાળમાં

### મુજફ્ફરપુર.

સોનપુરથી એક ટ્રેન મુજફ્ફરપુર જાય છે. મોકામા જંકશનથી મોકામાઘાટ આવી ત્યાંથી સ્ટીમરમાં બેસી સમેરીયાઘાટ આવવું ત્યાંથી રેલ્વેમાં બેસી બરૌની જંકશન આવી ત્યાંથી સમસ્તીપુર થઇ મુજફ્ફરપુર અવાય છે. સોનપુરથી બરૌનીજંકશન પણ આવી શકાય છે. સમસ્તીપુરથી ૧ ટ્રેન દરભંગા તરફ જાય છે અને બીજી ટ્રેન માન્સી તરફ જાય છે. મુજફ્ફરપુર પટના વિભાગનું જીલ્લાનું સદરસ્થાન છે. તે છોટી ગંડકી નદીના કિનારે છે. તેમાં ૪૯ હજાર ઉપરાંત માણુસોની વસ્તી છે. ગામમાં સીતારામનું અને મહાદેવનું દેવાલય છે. કચેરી પાસે એક તળાવ છે. શહેરમાં કચેરીઓ વિગેરે છે. અહીંથી ૨૦ માઇલ ઉપર અંબરાઇ ગામમાં ભૈરવનાથનો મેળો શિવરાત્રી ઉપર ભરાય છે. આ જીલ્લાની ઉત્તરે નેપાળનું રાજ્ય છે. આ જીલ્લામાં ગાયો બહુ પાળવામાં આવે છે. છોટી ગન્ડકી નદી માર્ફતે વેપાર ઘણો ચાલે છે.

**મોતીહારી**—ચમ્પારણ્ય—મુજફ્ફરપુરથી આગળ સાતેક સ્ટેશન મુકી મોતીહારીનું સ્ટેશન આવે છે. પટના વિભાગમાં ચમ્પારણ જીલ્લાનું સદર સ્થાન મોતીહારી છે. પાસે એક સરોવર છે. ગામમાં કચેરીઓ, ગળીની વખાર, અફીણની ઓફીસ વિગેરે છે. મોતીહારીથી પાંચેક માઇલ ઉપર અરેરાજગામ પાસે મહાદેવના દેવાલય પાસે દર શિવરાત્રીએ મોટો મેળો ભરાય છે. ઘણા લોકો તે વખતે મહાદેવને પાઘડીઓ ચઢાવે છે. અહિં એક જુનો સ્તંભ છે. આ જીલ્લાની ઉત્તરે નેપાળનું રાજ્ય છે. આ જીલ્લાનો મુખ્ય કસ્બો બેતીયા છે. ગંડકી નદીનું નામ આ જીલ્લામાં શાલીગ્રામી કહેવાય છે. અહીં પહાડી નદીયોની રેતી ધોઇને લોકો સોનું કહાડે છે. અહીંનાં જંગલોમાં ઘાસ, આંબાના બગીચા, મદ, મીણ વીગેરે થાય છે. સારન જીલ્લાના છપરાના સેસનજજ અહીં આવી કચેરી કરે છે. આ પહેલાં મગધ દેશનો એક ભાગ હતો.

**બેતીયા**—મોતીહારીથી સેમીઆનું સ્ટેશન મુકી સગૌલીનું સ્ટેશન આવે છે. સગૌલીથી રક્ષૌલ એક ટ્રેન જાય છે. રક્ષૌલથી નરકટીઆગંજ

જવાય છે તેમ પાછા દરભંગા પણ જવાય છે. સગૌલીથી આગળ મઝૌલાનું સ્ટેશન મુકી બેતીયાનું સ્ટેશન આવે છે. બિહારના ચંપારણ જીલ્લામાં સર્વથી મોટું ગામ છે, અને સબ ડીવીઝનનું ગામ છે તે હડહા નદીની પાસે છે. બેતીયામાં અહીંના મહારાજાનો મહેલ જોવા લાયક છે. દરવર્ષે દશરાને દિવસે અહિં કાલીમાતાનો મોટો મેળો ભરાય છે. મહારાજના મહેલની પાસે કાલીજીના મંદિરમાં કાલીની મુર્તિ બનાવી રાખે છે અને અંતે તે મુર્તિને લોકો નદીમાં વહેતી મુકી દે છે. રાજાને મહારાજાની પદ્વિ મળી છે. અહીંથી ૨૩ માઇલ ઉપર ચમ્પારણ જીલ્લામાં રામનગરમાં પણ ક્ષત્રીરાજા છે.

---

# ભાગ ૧૯ મો.

## નેપાળમાં થઇ પાછા લુકીશરાઇ થઇ ભુતાન.

## પ્રકરણ ૭૬ મું.

## નેપાળ-ખટમંડુ.

બેતીયાથી નરકટીઆગંજ ગાડી જાય છે. નરકટીઆગંજ જંકશન છે. ત્યાંથી ૧ ગાડી રક્ષાલ થઇ દરભંગા જાય છે, અને બીજી ટ્રેન ગોરખપુર તરફ જાય છે. નરકટીઆગંજથી હાલમાં ભીખનાથોરી સુધી ૧ ગાડી જાય છે, ત્યાંથી ચાલીને પગરસ્તે ખટમન્ડુ જવાય છે. ખટમંડુમાં પશુપતિનાથ મહાદેવનાં દર્શન કરવાનાં છે.' સુગૌલીથી ખટમંડુ જવાનો પહાડી રસ્તો છે. અહિંથી ભીમપદી સુધી જવા માટે ગાડી કે પાલખી મળી શકે છે. ભીમપદી, ભીમપદી નદીના કિનારે છે, ત્યાંથી ઉત્તરે પહાડ ઉપર ચઢવાનું છે. ઉપર ચઢવા માટે ડન્ડી કે ઝુલામાં જઈ શકાય છે. જેને નેપારી લોકો બોકો કહે છે. તેમાં માણસને બેસાડી પહાડી મજુર પોતાની પીઠ ઉપર લઇ પહાડ-ઉપર ચઢે છે. આગળ જંગલનો રસ્તો છે. રસ્તામાં ઠેકાણે ઠેકાણે મુકામ થાય છે. રસ્તે વાંસ અને વૃક્ષોનું ઘન જંગલ આવે છે. રસ્તો ચઢ ઉતરનો આવે છે.

ખટમંડુ—નેપાળની રાજધાનીનું શહેર ખટમંડુ છે. શહેર હિમાલય પહાડની ઝાડીમાં છે. તે વિષ્ણુમતી અને બાગમતી નદીના સંગમ ઉપર છે. વિષ્ણુમતી નદી ઉપર બે પુલ છે તેમાં એક ઉપર થઇ શહેરમાંથી હથીઆર ખાના તરફ જવાય છે અને બીજા પુલ ઉપર થઇ શંભુનાથના મંદિર તરફ જવાય છે. અહિં મકાનો ૨ થી ૩ માળનાં છે. તેમાં ઘણામાં લાકડાનું કામ વધારે હોય છે, તેમાં ઉત્તમ નકશી કામ કરેલું હોય છે. અહી વસ્તીપત્રક થતું નથી, ગામમાં ૫૦ હજાર માણસોની વસ્તી હશે,

અહીં મહારાજાનો મહેલ, અને દરબાર સ્કુલ જોવા લાયક છે. શહેરમાં ઠેકાણે ઠેકાણે દેવમંદિરો છે. શહેર બહાર રાણી પોખરી નામના તળાવની વચ્ચે એક મંદીર છે. પરેડની જમીન પાસે એક પથ્થરનો ૩૫૦ ફુટ ઉંચો સ્થંભ છે. બાગમતીના કિનારે નેપાળના પ્રાયમીનીસ્ટર સરજંગ બહાદુરના બનાવેલા મંદિર પાસે એક ઉંચી જગા ઉપર સરજંગબહાદુરની પ્રતિમા છે. શહેરથી ૧ માઇલ ઉત્તરે અંગ્રેજ સરકારના રેસીડેન્ટને રહેવાનો કેમ્પ છે. ખટમંડુમાં ૧૩૦૦૦ સૈનિકો અને ૧૫૦ તોપો છે. અહિં નેપાળ જાતિના લોકો છે તેમાં ઘણે ભાગે બૌદ્ધમત પાળનારા છે.

શહેરથી ૮ માઇલ ઉપર ભાગ ગામમાં ગુરુદત્તાત્ર્યયનું મંદિર અને મહારાજાનો મહેલ છે. અહિં બ્રાહ્મણોની વસ્તી છે. અહિંથી ૩૧ માઇલ ઉપર ગોરખા ગામમાં ગોરખનાથનું મંદિર છે.

શહેરની વચ્ચે મહારાજાનો ઉત્તમ નકશીવાળો રાજમહેલ છે મહેલની બહાર ઘણાં દેવમંદિરો છે. રાજમહેલની ઉત્તરે તાલુજીનું મંદિર છે, જેમાં રાજકુટુંબના માણસોજ પુંજા કરી શકે છે.

મુછંદરનાથ—બારામતી નદી પાસે મુછંદરનાથનું મંદિર છે, મુછંદારનાથ નેપાળમાં ૧૨ વર્ષ સુધી વરસાદ ન પડયો તેથી નેપાળના રાજા નરેન્દ્રનાથ આસામમાંથી એક બૌદ્ધ સાધુને તેડી આવ્યા, તેમના આવવાથી વરસાદ વરસ્યો અને કાળ મટી ગયો તેથી રાજાએ તેમના નામથી આ મંદિર બંધાવ્યું હતું.

પશુપતિનાથ—મહારાજાના મહેલથી ૧ ગાઉ ઉત્તરે એક ચોગાનમાં વિષ્ણુમતી નદીના કિનારે પશુપતિનાથ મહાદેવનું શિવાલય છે, મંદિરમાં પાશુપતિનાથની ૩ હાથ ઉંચી પાષાણથી પંચમુખી મુર્તિ છે. મંદિર આગળ એક મંડપમાં મોટો નંદી છે. અને ખંડમાં મોટો ઘંટ છે, વિષ્ણુમતિમાં સ્નાન કરી લોકો મહાદેવનાં દર્શન કરે છે. ઘણા ગંગાજળ લાવી પશુપતિનાથને ચઢાવે છે. મંદિર પાસે ધર્મશાળા છે તેમાં યાત્રાળુઓ ઉતરે છે. શિવરાત્રી ઉપર અહિં મોટો મેળો ભરાય છે, તે દિવસે નેપાળના મહારાજા પણ દર્શન માટે આવે છે. મંદિરની પાસે બીજાં મંદીરોમાં ગુહ્યેશ્વરી, વાગીશ્વરી દેવી અને ગણપતિ છે,

મહાત્મ્ય—સર્વ પ્રાણિ માત્ર પશુ કહેવાય છે, તેના સ્વામી હોવાથી શિવ પશુપતિ કહેવાય છે. જ્યારે પાંડવો કેદારનાથ ગયા ત્યારે મહાદેવજીએ ભેંસનું રૂપ લેવાથી તેમને દર્શન ન થયાં. પણ જ્યારે તેમણે ઘણી પ્રાર્થના કરી ત્યારે મહાદેવજીએ પોતાનું ધડ ત્યાં રાખ્યું, અને માથુ નેપાળમાં અહિં રાખ્યું, તેથી પાંડવોને કેદારમાં ધડ રૂપે શિવનાં દર્શન થયાં. શિવે

દેવોને કહ્યું કે: હું હીમાલય પર્વતમાં નેપાળ દેશમાં પૃથ્વીને ભેદન કરી ચારમુખ ધારણ કરીને ઉત્પન્ન થઇશ, ત્યાં હું નાગહૃદ નામના કુન્ડમાં ૩૦ હજાર વર્ષ સુધી રહીશ. પછી શ્રીકૃષ્ણ દૈત્યોનો વધ કરવા સુદર્શનચક્રથી પર્વતને તોડીને દાનવોનો સંહાર કરશે. તે પછી આ દેશ મ્લેચ્છોની પાસે જશે. તે પછી કેટલાંક વર્ષ પછી સુર્યવંશના ક્ષત્રિયરાજા મ્લેચ્છોનો સંહાર કરી બ્રાહ્મણોને વસાવી મારા લિંગની પ્રતિષ્ટા કરશે. આ લિંગના પુજનથી સર્વ લોકો સુખને પામસે. એવું વારાહપુરાણ અને શિવપુરાણમાં છે.

નેપાળ એ સ્વતંત્ર રાજ્ય છે. તિબેટ અને અંગ્રેજ સરકારના રાજ્યની વચ્ચે આ રાજ છે. રાજ્યની ૧ કરોડથી વધુ આવક ગણાય છે. નેપાળ રાજ્યમાં એવરેસ્ટ પર્વત સમુદ્રના જળથી ૨૯૦૦૦ ફીટ ઉંચો છે. તે પૃથ્વીના સર્વ પહાડોથી વધુ ઉંચો ગણાય છે. અહીંના જંગલોમાં જંગલી પશુ ઘણાં છે. અહીંની નીચેની અને વચ્ચેની પહાડીયોમાં હાથી રહે છે. તેમ વાઘ, ગેંડા, વિગેરે હોય છે. પર્વતમાં લોઢું, તાંબુ, અને ગંધકની ઘણી ખાણો છે. સ્લેટ અને આરસપહાણ પણ ઘણો છે. અહીં કીંમતી લાકડાં ઘણાં થાય છે. લોકો તેને નદી માર્ગે વ્હેરાવીને પરદેશમાં લઇ જાય છે. અહીંથી જંગલી લાકડાં, ચામડાં, દેશાવર જાય છે. અને ઉન રેશમી કાપડ, રૂ, ખાંડ વિગેરે બીજા દેશોમાંથી અહિં આવે છે. અહીં તજ અને ઇલાયચી ઘણી થાય છે. અહીં ચાંદીનો શિક્કો મહોર તરીકે વપરાય છે. ૧ મ્હોરની કીંમત ૦—૬—૮ પાઇ થાય છે. તાંબાના પૈસા બુટબલિયા, કે ગોરખપુરી, લોહિયા અને ગોલ પૈસા ત્રણ પ્રકારના છે તે ઉત્તર હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યમાં પણ ચાલે છે. આ રાજ્યમાં કાલીગંગા નદીના કિનારે ઉત્તરાયણના દિવસે મોટો મેળો ભરાય છે. આ નદીના સામે કિનારે દેવનાથ મહાદેવ છે. અહીં લોકો મુખ્ય કરીને ચોખા ખાય છે. ઘેટાં અને બકરીયો ઉપર બોજો ભરે છે. રાજવંશી ગોરખાજાતિના કહેવાય છે. તેમની ભાષા હિન્દીને મળતી છે. ગુર્ખાજાતિના લોકો ગઠ્ઠા હોય છે પણ લડાયક જાત ગણાય છે. બ્રાહ્મણો ગોર કહેવાય છે. અહિં સતી થવાનો રીવાજ હજુ પણ ચાલે છે. અહિં લોકો મંદિર અને મકાનોને મંડી કહે છે.

મુક્તિનાથ—ખટમંડુથી ઉત્તરે ગંડકી નદીના કિનારે મુક્તિનાથ છે. ખટમંડુથી દસબાર દિવસે ત્યાં પહોંચાય છે. માર્ગ પહાડી છે. અહિં ગંડકી નદીને શાલીગ્રામી કે નારાયણી નદી કહે છે. તેમાં પાણી થોડું છે. અહિં ગંડકી નદીમાં અસંખ્ય શાલિગ્રામ મળે છે. યાત્રાળુઓ અહિંથી ઘણા શાલિગ્રામ પોતાને ત્યાં લઇ જાય છે. નદીની આજુબાજુ પંદર વીસ દેવમંદિરો છે. અહિં સાત ગરમ પાણીનાં ઝરણો નારાયણી નદીમાં મળે છે. તેમાં અગ્નિકુન્ડનું ઝરણુ એક પહાડમાંથી નીકળે છે. તે પાણી ઉપર

જ્વાલામુખીની માફક અગ્નિની જ્વાળા—પ્રકાશ રહે છે. ખટમંડુથી ૮ મજલ ઉત્તરે બરફીસ્તાનમાં મહાદેવ છે ત્યાં ગરમ પાણીનો કુન્ડ છે.

મહાત્મ્ય—જાલંધરની સ્ત્રી વૃંદાને વિષ્ણુએ છળી તેથી જરાસંધ શિવને હાથે મરાયો. વૃંદાએ વિષ્ણુને પત્થર થવાનો શાપ આપ્યો ત્યારે વિષ્ણુએ તેનો શરીરથી ગંડકી નદી થવાનો અને વાળની તુળસી થવાનો શાપ આપ્યો અને કહ્યું કે: હું તારી નદીમાં શાલિગ્રામ થઇને રહીશ. તેથી વૃંદાથી ગંડકી નદી ઉત્પન્ન થઇ છે અને તેમાં વિષ્ણુ શાલિગ્રામ થઇ રહે છે. એવું દેવીભાગવતમાં છે. ગંડકી નદીમાંના પાષાણ શાલિગ્રામ કહેવાય છે. તેમાં શાલિગ્રામ ઘણા થાય છે. ગંડકીનું પાણી પીવાથી મોક્ષ મળે છે. અને રોજ શાલિગ્રામનું પુજન કરવાથી જન્મ મૃત્યુનો ભય રહેતો નથી. શાલિગ્રામ—વાસુદેવ, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ, નારાયણ, હરિ, વિષ્ણુ, કપીલ, નૃસિંહ, વારાહ, મત્સ્ય, કુર્મ, હયગ્રીવ વૈકુંઠ, શ્રીધરદેવ વિગેરે ઘણી જાતના થાય છે. જો શાલિગ્રામમાં એક રેખા હોય તે સુદર્શન, ૨ રેખા હોય તે લક્ષ્મીનારાયણ, ૩ રેખાવાળા અચ્યુત, ૪ રેખાવાળા ચતુર્ભુજ, ૫ રેખાવાળા વાસુદેવ, ૬ રેખાવાળા પ્રદ્યુમ્ન, ૭ રેખાવાળા સંકર્ષણ, ૮ રેખાવાળા પુરુષોત્તમ, ૯ રેખાવાળા વ્યુહ, ૧૦ રેખાવાળા દશાત્મક, ૧૧ રેખાવાળા અનિરૂદ્ધ, અને ૧૨ રેખાવાળા શાલિગ્રામ-દ્વાદશાત્મક કહેવાય છે. તેથી વધુ રેખાવાળા શાલિગ્રામને અનન્ત કહે છે. ચક્રવાળા શાલિગ્રામ કરતાં ચિન્હ વગરની મૂર્તિનું પુજન કરવું ઉત્તમ છે એવું પદ્મપુરાણ અને ગરૂડપુરાણમાં છે.

## પ્રકરણ ૭૭ મું.

## સીતામઢી—જનકપુર—ગૌતમકુન્ડ.

### સીતામઢી.

નેપાળથી પાછા આવતાં ભીખનાથોરી સ્ટેશનેથી દરભંગા તરફ જતાં નરકટીઆગંજ સ્ટેશનેથી ઉતરી બીજી ટ્રેનમાં બેસવું. ત્યાંથી રસ્તામાં રક્ષૌલ અને ધાંગા વિગેરે કેટલાંક સ્ટેશનો મુકી સીતામઢીનું સ્ટેશન આવે છે. ત્યાં ઉતરવું. સ્ટેશનથી ૧ માઇલ ઉપર સીતામઢીનું ગામ મુજફ્ફરપુર જીલ્લાના સબડીવીઝનનું સ્થાન છે. ગામ લખનદેઇ નદીના કિનારે છે. નદી ઉપર લાકડાનો પુલ છે. અહિં સીતાજીનું મોટું મંદિર છે. આજુબાજુ બીજાં ચારપાંચ મંદિરો છે. મંદિરમાં સીતા, રામ, લક્ષ્મણ, શિવ, હનુમાન અને ગણુપતિની મૂર્તિયો છે. સીતામઢીથી ૧ માઇલ ઉપર પુનઉડા

ગામ પાસે એક પાકુ સરોવર છે. અહિં સીતાજી જમીનમાંથી ઉત્પન્ન થયાં હતાં એમ લોકો કહે છે. તળાવની પાસે ઠાકોરવાડી છે. ચૈત્રી રામનવમીના દિવસે અહિં મોટા મેળા ભરાય છે. જનકપુરના રાજા સીરધ્વજ જે મિથિલા નગરીના રાજા હતા તે એક વખતે પુત્ર કામનાથી સોનાના હળથી યજ્ઞભૂમિ ખેડતા હતા તે વખતે હળના અગ્રભાગથી સીતા કન્યા ઉત્પન્ન થયાં હતાં એવું વિષ્ણુપુરાણમાં છે. યાત્રાળુ સરોવરમાં સ્નાન કરી મંદિરમાં દર્શન કરે છે. અહીં પીતળનાં વાસણ, અને કપડાંનો વેપાર સારો છે. હાથી પણ અહીં વેચાય છે.

## જનકપુર.

જનકપુર—સીતામઢીથી આગળ બાજીપટીનું સ્ટેશન મૂકી જનકપુરરોડનું સ્ટેશન આવે છે. સ્ટેશનથી ૨૪ માઇલ ઉપર નેપાળ રાજ્યમાં જનકપુર ગામ છે. જવા માટે બળદગાડી મળી શકે છે. અહિં રામ મંદીરમાં રામ, લક્ષ્મણની તેમના ભાઈઓ સાથે મૂર્તિઓ છે. પાસે મહાવીરની મૂર્તિ છે. રામમંદિર પાસે ગંગાસાગર અને ધનુષસાગર બે તળાવો છે. તળાવને કિનારે મહાદેવજી, જાનકીજી, રામચંદ્રજી અને જનકજીની મુર્ત્તિઓ એક બે મંદિરમાં છે, પાસે રામસાગર તળાવ છે. અહીંના મહંતનું મકાન બે માળનું છે. તેની પાસે રામમંદિરથી પશ્ચિમે રતનસાગર, દશરથતળાવ, અને અગ્નિકુંડ છે. અહીં ૭૨ તળાવ અને ૫૨ પર્ણકુટીયો છે. તેમાં સાધુ લોકો રહે છે. રામનવમીના દીવસે રામમંદીરનો મોટો મેળો ભરાય છે. સીતા અને રામનો અહીં વિવાહ થાય છે, તે વખતે રામમંદિરથી જાન નીકળે છે તે જાનકીજીના મંદિરે જાય છે. અહીંથી ૬ માઇલ ઉપર વિશ્વામિત્રનું મંદિર છે. જનકપુરથી ૧૪ માઈલ ઉપર ધનુષા ગામ પાસે એક સરોવર પાસે પથ્થરનું મોટું ધનુષ્ય પડેલું છે, તેનાં દર્શન કરવા ઘણા જાય છે.

મહાત્મ્ય—પહેલાં આ મિથીલાનગરી કહેવાતી. પાંડુ રાજાએ તેમજ ભીમે વિદેહપતિ રાજા જનકને જીતી લીધો હતો. મિથિલાના રાજાના પુત્ર જનકના વંશજો જનક કહેવાતા. જનકની ૨૩ મી પેઢીએ સરિધ્વજરાજા થયા હતા, સીતાદેવી તેમની પુત્રી હતાં. સીતાજીનો સ્વયંવર અહિં થયો હતો અને શ્રીરામચંદ્ર સાથે સીતાજીનું લગ્ન થયું હતું.

## ગૌત્તમકુન્ડ.

જનકપુરરોડથી જોગીઆરાનું ૧ સ્ટેશન મૂકી કમતૌલાનું સ્ટેશન આવે છે. અહિંથી ૨ માઇલ ઉપર છોટી નદીની પાસે અહલ્યાની મૂર્ત્તિ છે. જ્યાં રામનવમીના દિવસે મેળા ભરાય છે. સ્ટેશનથી ૧૦ માઈલ ઉપર મેદાનમાં ગૌતમકુન્ડ નામનું એક સરોવર છે. તેની ચારેબાજુ ઘાટ બાંધેલા છે. પાણીમાં નાના નાના ૫ કુન્ડ છે. કુન્ડ પાસે એક ઝાડ

અને એક મંદિરમાં નૃસિંહજીની મૂર્ત્તિ છે. અહિં એક સાધુ રહે છે. ગૌતમકુન્ડથી ૩ માઇલ પૂર્વે અહલ્યાકુન્ડતિર્થ અને વડના ઝાડ નીચે અહલ્યાનો ચોરો છે. અહિં રામલક્ષ્મણનું મંદિર છે જે દરભંગાના મહારાજાએ બંધાવેલું છે. ગૌતમવનમાં જઇ અહલ્યાકુન્ડમાં સ્નાન કરવાથી મોક્ષ મળે છે. અહિં ગૌતમમુનિનો આશ્રમ હતો. ગૌતમઋષી પોતાની પત્નિ અહલ્યા સાથે અહિં રહેતા હતા. એક વખતે ઇન્દ્રે ગૌતમનું રૂપ લઇને અહલ્યા સાથે વ્યભિચાર કરવાની ઇચ્છા કરી. એવામાં ગૌતમઋષિ બહારથી અંદર આવ્યા અને તેમણે ઇન્દ્રને ઓળખી તેના પાપને માટે તેને નપુષક થવાનો શાપ આપ્યો અને અહલ્યાને શલ્યા થવાનો શાપ આપ્યો હતો. તે પછી હજારો વર્ષ પછી રામ અને લક્ષ્મણ વિશ્વામિત્ર સાથે મિથીલાપુરી જતાં અહિં થઇને જતા હતા તેમના ચરણનો શલ્યાને સ્પર્શ થતાં તે પાછી શાપથી મુક્ત થઇ અહલ્યા બની ગઇ હતી. અને રામચંદ્રજી પછી મિથિલાનગરીમાં ગયા. કમતૌલાથી આગળ દરભંગાનું સ્ટેશન આવે છે.

## પ્રકરણ ૭૮ મું.

## દરભંગા–સીંગેશ્વરનાથ, વારાહક્ષેત્ર,

### દરભંગા.

કમતૌલાથી આગળ મહમુદપુરનું સ્ટેશન મૂકી દરભંગાનું સ્ટેશન આવે છે ત્યાં ઉતરવું. સમસ્તીપુર જંકશનથી પણ દરભંગા અવાય છે. પટના વિભાગમાં દરભંગા એ જીલ્લાનું સદરસ્થાન છે. શહેર બાગમતી નદીના કિનારે છે. શહેરમાં ૭૩ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. તેમાં ઘણો ભાગ હિન્દુ છે. દરભંગામાં સીવીલ કચેરીયો ઉપરાંત શિવસાગર તળાવના કિનારે માધવેશ્વર મહાદેવનું શિવાલય છે. શહેરમાં બજાર સારૂ છે. દરભંગાના મહારાજાનો રાજમહેલ, બાગ, અશ્વશાળા, વિગેરે જોવા લાયક છે. અહીં તેલ, બીયાં, ઘી, લકડકામ, નો વેપાર સારો છે. મહારાજાનો જુનો મેહેલ પણ જોવા લાયક છે. દરભંગાના મહારાજા મૈથિલ બ્રાહ્મણ છે. તેમની જમીનદારીની આવક ૨૪ લાખ રૂપિયાની છે, તેમાંથી ૪ લાખ રૂપિયા સરકારને આપવા પડે છે. પૂર્વે તિરહુતના રાજાઓના પુરોહિત અહિંના મહારાજા હતા. તે તિરહુતનું રાજ્ય નષ્ટ થયા પછી અકબર બાદશાહ પાસેથી દરભંગાના મહારાજા મહેશ ઠાકુરે આ રાજ્ય મેળવ્યું હતું.

# સીંગેશ્વરનાથ

**સીંગેશ્વરનાથ**—દરભંગાથી એક ટ્રેન પરતાપગંજ જાય છે. દરભંગાથી ૮ સ્ટેશને મૂકી ભાપતીહાઇનું સ્ટેશન આવે છે ત્યાંથી ઉતરી બીજી ટ્રેનમાં પરતાબગંજઘાટ જતાં રઘુપુરનું સ્ટેશન આવે છે. સ્ટેશનથી ૨૫ માઇલ ઉપર ભાગલપુર જીલ્લામાં એક નદીના કિનારે સીંગેશ્વર ગામ પાસે સિંગેશ્વરનાથ અથવા શૃંગેશ્વરનાથ મહાદેવનું મોટું શિવાલય છે. શિવરાત્રીએ અહિં મોટો મેળો ભરાય છે. અહિં મેળામાં હાથી, ઘોડા, કપડાં, ગોરખાઓની લાંબી છરીઓ, જેને કુકુરી કહે છે તે વેચાય છે.

**મહાત્મ્ય**—એક વખત શીવ મંદરાચલ પર્વતમાંથી વનમાં ગયા ત્યારે બ્રહ્મા વિષ્ણુ અને ઇન્દ્ર તેમને શોધવા લાગ્યા, શોધતાં શોધતાં તેમણે શ્લેષ્માતક વનમાં મૃગરૂપ ધારણ કરેલા જોયા જેથી તેમણે તેમને પકડવા માટે મૃગનાં શિંગડાં પકડયાં. શીંગડાંનો આગલો ભાગ ઇન્દ્રે, વચલો ભાગ બ્રહ્માએ અને મૂળનો ભાગ વિષ્ણુએ પકડયો. જેથી મૃગરૂપે શિવ અંતર્ધાન થયા અને શિંગડાના ત્રણ કકડા ત્રણેના હાથમાં રહ્યા જેથી ઇન્દ્રે પોતાના હાથમાંના ભાગને સ્વર્ગમાં સ્થાપ્યું. બ્રહ્માએ પોતાના હાથના સૃંગના ભાગને ત્યાંજ સ્થાપ્યું તે ગોકર્ણેશ્વર કહેવાયા અને વિષ્ણુએ સ્થાપેલાં સૃંગનું નામ સૃંગેશ્વર પડયું. તે તે ભાગમાં શિવજી પોતાના અંશથી સ્થિત થયા.

## વારાહક્ષેત્ર

રઘુપુરની આગળ પરતાપગંજઘાટનું સ્ટેશન છે. તે કોશી નદીના કિનારે છે. ત્યાં કનકવા ઘાટ છે. તેની પેલી પાર ઇસ્ટર્ન બંગાલ રેલ્વેનું અંચરાઘાટ સ્ટેશન છે. અહિંથી ૧૦ ગાઉ ઉપર પગરસ્તે બળદ ગાડીમાં હીમાલયની તળેટી પાસે ચત્તરાગદ્દી સુધી જવાય છે. ચત્તરાગદ્દીથી ૩ ગાઉ ઉત્તરે વનખન્ડીનાથની ધુણી છે. તે ધુણી હંમેશાં બળતી રહે છે. ત્યાં અનેક સાધુઓ રહે છે. યાત્રાળુઓ ધુણીમાં લાકડાં ઉમેર્યાં કરે છે. અહિંથી આગળ ૧૦ ગાઉ ઉત્તરે ધવલગીરી પર્વત ઉપર ચઢવાનો કઠિણ ચઢાવ છે. ત્યાં જવાનો રસ્તો પહાડી અને બે એક હાથ પહોળો છે. અહિં લીંબુ બહુ થાય છે. ચત્તરાગદીથી પગરસ્તે અથવા મજુરની પીઠ ઉપર બેસીને અથવા તો કોશી નદીમાં નાવમાં બેસીને જવું પડે છે. નદીમાં પાણીનો વેગ બહુજ છે. કોશી નદી હિમાલયમાંથી નીકળી ભાગલપુર આગળ ગંગાને મળે છે. કોશી નદીના કિનારે ધવલગીરી ઉપર ચઢયા પછી શિખર ઉપર વારાહક્ષેત્ર આવે છે. જેને કોકામુખ પણ કહે છે. અહિં એક મંદિરમાં વારાહજીની મૂર્તિ છે. મંદિરની ચારે બાજુ કોટ છે. મંદિરની ઉત્તરે કોબરા

નદી છે તેમાં સ્નાન કરી નદીનું જળ યાત્રાળુ વારાહજી ઉપર ચઢાવે છે. કાર્તકી પુનમ ઉપર અહિં જળ ચઢાવવા માટે મેળા ભરાય છે. અહીં ખાવાની વસ્તુ સાથે લાવવી પડે છે. મંદિરથી બે ત્રણ માઇલ પહાડીની ઉપર સૂર્યકુન્ડ નામનું જુનું તળાવ છે. વારાહક્ષેત્રથી કોશી નદીમાં હોડીમાં બેસીને પછી પાછુ અવાય છે.

વિશ્વામિત્રની બેન સત્યવતી લોકહિતને માટે કૌશિકી નદી થઇને હીમાલયમાંથી નીકળે છે. વિશ્વામિત્રને બ્રહ્મર્ષિપણું અહિંજ પ્રાપ્ત થયું હતું. વારાહતિર્થમાં વારાહરૂપધારી વિષ્ણુભગવાન નિવાસ કરે છે. ત્યાં સ્નાન કરવાથી અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે. અહિંથી ઇન્દ્રપુરી જવાનો રસ્તો છે. વારાહતિર્થ અથવા કોકામુખતિર્થ સંપૂર્ણ કામના સિદ્ધ કરનાર અને પાપનો નાશ કરનાર છે, એવું રામાયણ, ભાગવત, વારાહપુરાણમાં છે.

## પ્રકરણ ૭૯ મું.

## લુકીશરાઇ, જમાલપુર, રૂષીકુન્ડ. મોંગીર, સીતાકુન્ડ, અજગયબીનાથ, ભાગલપુર, મંદારાગીરી, સાહેબગંજ, રાજમહેલ, ઇંગ્લીશબજાર, ગોડ, પાંડુઆ.

વારાહક્ષેત્રની યાત્રા કરી પાછા દરભંગા આવવું. દરભંગાથી પાછા સમસ્તીપુર આવવું. ત્યાંથી બીજી ગાડીમાં બેસી સેમરીયા ઘાટ ઉતરી ત્યાંથી સ્ટીમરમાં બેસી મોકામહઘાટ આવી ત્યાંથી મોકામહ સ્ટેશને આવવું. મોકામહથી ઇસ્ટ ઇન્ડીઅન રેલ્વેની બીજી ગાડીમાં બેસી લુકીસરાય જંકશન આવવું.

લુકીસરાય જંકશન સ્ટેશન છે. અહિંથી ૧ ગાડી ગયાજી જાય છે. એક બીજી ગાડી જસીડીહ, મધુપુર, આસનસોલ થઇ કલકત્તા જાય છે. અને એક ગાડી જમાલપુર તરફ જાય છે.

### જમાલપુર.

**કજરા**—લુકીસરાય જંકશનથી જમાલપુર તરફ જતાં કજરાનું બીજુ સ્ટેશન આવે છે. અહિંથી ૧ માઇલ ઉપર ઓરીયન ગામ પાસે એક નાનો પર્વત છે ત્યાં બુદ્ધદેવ કેટલોક વખત રહ્યા હતા. જ્યાં બુદ્ધની મૂર્તિઓની નિશાનીઓ છે.

**જમાલપુર**—કજરાથી ૨ સ્ટેશનો મૂકી જમાલપુરનું જંકશન

સ્ટેશન આવે છે. જમાલપુરથી ૧ ટ્રેન મોંગીર તરફ જાય છે. અને બીજી ટ્રેન ભાગલપુર થઈ સાહેબગંજ થઈ કલકત્તા તરફ જાય છે. જમાલપુર બિહાર પ્રાંતના મોંગીર જીલ્લાનો એક કસ્બો છે. અહિં રેલ્વેનું મોટું કારખાનું છે. તેમાં રેલ્વેનાં યંત્રો, ડબા અને એંજીન બનાવવાનું મોટું કારખાનું છે. જેમાં સેંકડો યુરોપીયનો કામ કરે છે. અહીં રોલીંગ મીલ છે. હિંદુસ્તાનમાં સઘળી લાઇનને માટે અહિં લોઢાનાં યંત્રો બને છે. કારખાનું ૫૫ એકર જમીનમાં છે જેમાં ૩૦૦૦ થી વધુ માણસો કામ કરે છે. અહીંથી પહાડ ફોડીને રેલ્વે આગળ લઇ ગયા છે.

**ઋષિકુન્ડ**—જમાલપુરથી ૨ માઇલ ઉપર પહાડમાં ઋષિકુન્ડ નામનો ગરમ પાણીનો કુન્ડ છે જ્યાં વર્ષમાં ૧ વખત મેળો ભરાય છે.

**મોંગીર**—જમાલપુરથી રેલ્વેની ૧ શાખા મોંગીર જાય છે. ભાગલપુર વિભાગનું તે જીલ્લાનું ગામ છે. શહેર ગંગા નદિના કિનારે છે. મોંગીરમાં ૫૭ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. અહિં બંદુક, છરી, પીસ્તોલ વિગેરે બને છે. અહિં એક તળાવની પાસે પહાડ ઉપર વિજયાનગરના મહારાજાનો કર્ણચોરા નામનો મહેલ છે. અને બીજું સાહેબ મહેલનું મકાન તળાવની પાસે છે. ભાગલપુરના જડજ ઘણી વખતે મોંગીરમાં આવી કામ ચલાવે છે. ગંગાને જમણે કિનારે એક જુનો કિલ્લો છે. જે નાદુરસ્ત છે. અહિં કર્ણરાજાનો ગઢ હતો એમ લોકો કહે છે. કિલ્લાની બાજુએ સરકારી કચેરીયો અને બંગલાઓ છે. ગંગા નદીના કિનારે કષ્ટહર નામનો પાકો બંધાવેલો ઘાટ છે. ઘાટ ઉપર કેટલાંક દેવમંદિરો છે. ગંગાની વચ્ચે પથ્થરની એક ટેકરી છે. અહિં મહામહિનાની પુનમે સ્નાન કરવાનો મેળો ભરાય છે.

**સીતાકુંડ**—શહેરથી ૫ માઇલ ઉપર છે. જ્યાં રામ, લક્ષ્મણ વિગેરેના ૪ કુન્ડો છે. તે કુન્ડોનું પાણી ટાઢુ છે, જયારે સીતાકુન્ડનું પાણી ઘણુંજ ગરમ છે. કુન્ડમાંથી હંમેશાં ધુમાડો નીકળ્યાં કરે છે. સીતાકુન્ડથી ૫ માઈલ ઉપર ગંગા નદીથી ૧ માઇલ દૂર ચન્ડીદેવીનું મંદીર છે. પહેલાં અહીં ચંડીનું કડાયું હતું તેમાંથી પૂર્વે કર્ણરાજા અંદર પડીને સવામણ સોનું મેળવી કૃષ્ણહરણઘાટ ઉપર જઇ દાન કરતા હતા. આ જીલ્લામાં લોઢુ, સીસુ, અને કોયલા નીકળે છે. તથા પત્થર અને સ્લેટના પત્થરો પણ નીકળે છે. અહીંનાં જંગલોમાં વાઘ વીગેરે છે. વિશ્વામિત્રના પુત્ર મુદગીર મુનિના નામથી આ શેહેરનું નામ મુદગરાશ્રમ પડેલું. તે પછી મોંગીર કહેવાયું એમ કહેવાય છે. લોકો કર્ણની રાજધાની અહિં હતી એમ કહે છે.

**અજગયબીનાથ**—મોંગીરથી જમાલપુર પાછા આવી ત્યાંથી

ઇસ્ટ ઇંડિઅન રેલ્વેમાં ભાગલપુર તરફ જતાં બરીઆરપુરનું ૧ સ્ટેશન મૂકી સુલ્તાનગંજનું સ્ટેશન આવે છે. સ્ટેશનથી થોડે દૂર જહાંગીરા ગામ પાસે ગંગા નદીના વચ્ચે એક ટેકરી ઉપર અજગયબીનાથ મહાદેવનું મંદિર છે. યાત્રાળુઓ હોડીમાં બેસી ત્યાં જઇ શકે છે. ઘણા લોકો અહિંથી ગંગાજળ લઇ જઇ વૈદ્યનાથ મહાદેવને ચઢાવે છે. કહે છે કે પહેલાં અહિં જન્હુ મુનિનો આશ્રમ હતો. પાસે જન્હુ મુનિનું મંદીર છે. પાસે ગણપતિ, સૂર્ય, વિષ્ણુ, ભગવતી વિગેરેની મૂર્તિયો પથ્થર કોતરીને બનાવેલી છે. મહાસુદ ૧૫ થી શિવરાત્રી સુધી અહિં મેળો ભરાય છે.

## ભાગલપુર.

ભાગલપુર—સુલ્તાનગંજથી આગળ અકબરનગર અને નાથનગર એ સ્ટેશનો મૂકી ભાગલપુરનું રેલ્વે સ્ટેશન આવે છે. નાથનગરથી દોઢેક માઇલ ઉપર ચંપાપુરી ગામ છે ત્યાં ધર્મશાળા, અને જૈનોનું દેરાસર છે. ભાગલપુર બિહારપ્રાંતનું જીલ્લાનું સ્થળ છે. તે ગંગા નદીના કિનારે છે. અહીં લશ્કરી છાવણી છે. શહેરમાં ૬૯ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. સ્ટેશન પાસે ટોડરમલની ધર્મશાળા છે. તેમજ બીજી બે ધર્મશાળાઓ છે. તેમાં ધનપતસિંગની ધર્મશાળામાં જૈનોનું દેરાસર છે. તેમાં મલ્લીનાથ અને નેમીનાથની મુર્તિયો છે. ગંગાને કિનારે બૂઢાનાથનું મંદિર છે. શુજાગંજ, નાથનગર, ચમ્પાનગર અને મસુરગંજ એ સર્વ ભાગ મળીને ભાગલપુર ગામ ૨ માઇલ લાંબુ શહેર છે. શુજાગંજથી ૪ માઇલ ઉપર ચમ્પાનગર છે તે પહેલાં બૌદ્ધોની રાજધાનીનું શહેર હતું. અહીં સ્ટેશનથી ૨ માઇલ ઉપર અંગ્રેજોની જુની કોઠી એક પહાડ ઉપર છે. સ્ટેશનથી ૨ માઇલ ઉપર કમીશ્નર અને કલેકટરની કચેરીયો છે. અને ૩ માઇલ ઉપર જૈનોનું દેરાસર છે. અહીં રેશમી કાપડ વણાય છે તેમ કામળ અને પડદા સારા વણાય છે. શહેરમાં નળદ્વારા પાણી અપાય છે. આ જીલ્લામાં રેશમના કીડા ઉછેરવામાં આવે છે.

મન્દરાગીરિ—ભાગલપુર જીલ્લામાં મન્દરાગીરી એક પર્વત છે જેના ઉપર સીતાકુન્ડ અને રામકુન્ડ છે. પાસે એક મંદિરમાં ભગવાનનાં પગલાં અને દેવીનું મસ્તક છે, અને પહાડ ઉપરથી પુષ્કરણી નદી વહે છે. અહીંથી ૨ માઇલ ઉપર મધુસુદન ભગવાનનું મંદીર છે. મકરસંક્રાંતિ ઉપર અહિં મેળો ભરાય છે. પુષ્કરણીમાં સ્નાન કરી મધુસુદનનાં દર્શન થાય છે. કહે છે કે મન્દરાગીરી નીચે એક દૈત્યને દબાવ્યો છે. તેનું માથું વિષ્ણુએ કાપી લઇ તેના ધડ ઉપર આ પર્વત મુકી તેના ઉપર પોતાનો પગ મુકયો છે. તેનાં આ પગલાં છે.

સાહેબગંજ—ભાગલપુરથી આગળ ૫ સ્ટેશનો મૂકી સાહેબગંજનું રેલ્વે સ્ટેશન આવે છે. સાહેબગંજથી એક ટ્રેન સાકરીગલી જંકશન થઇ

સાકરીગલી ઘાટ જાય છે. ત્યાંથી સ્ટીમરમાં બેસી ગંગા ઉતરી સામે કિનારે મોનીહારીઘાટ જવાય છે. મોનીહારીઘાટથી ગાડીમાં બેસી કટીહર જંકશને ઇસ્ટર્ન બેંગાલ રેલ્વેમાં જવાય છે. કટીહારથી પાર્વતીપુર જવાય છે. ગંગાને કિનારે ધર્મશાળા છે. અહીં ઘાસ થાય છે જેનો કાગળ બનાવવા માટે માવો બને છે. તે ઘાસ પરદેશ ઘણું ચડે છે. પુર્ણીયા, દીનાજપુર અને દાર્જીલીંગ જવા માટે અહીંથી ગંગામાં સ્ટીમરમાં બેસી પાર ઉતરી કટીહરી જંકશનથી જવાય છે, સાહેગંજથી ૭ માઇલ ઉપર તેલીયાગઢ નામનો જુનો કિલ્લો છે.

સાહેબગંજથી દાર્જીલીંગ અને પાર્વતીપુર તરફ જતા પહેલાં મુર્શીદાબાદ તરફ જઇ આવવું.

**રાજમહેલ**—સાહેબગંજથી ત્રણેક સ્ટેશન મૂકી **તીનપહાડ** નામનું સ્ટેશન આવે છે. તીન પહાડથી એક ટ્રેન રાજમહેલ જાય છે. રાજમહેલ એ બિહાર પ્રાંતનું જીલ્લાનું સબડીવીઝનનું ગામ છે. ગામ ગંગાને કિનારે છે. રાજમહેલ પહેલાં બંગાળાની રાજધાનીનું શહેર હતું. અહીંથી થોડે દૂર એક જુનો મહેલ છે. અહીં ઘણી જુની મસીદો છે. અહીંથી વાંસ, લાકડાં વિગેરે દેશાવર જાય છે. ગંગાજી રાજમહેલથી ૩ ગાઉ ઉપર છે.

**માલદહ અને ઇંગલીશ બજાર**—રાજમહેલથી ૨૪ માઇલ ઉપર મહાનન્દા નદીના કિનારે માલદહ જીલ્લાનું સદરસ્થાન ઇંગ્લીશ બજાર કરીને ગામ છે. રાજમહેલ પાસે ગંગામાં આગબોટ ચાલે છે. ઇસ્ટઇંડિયન કંપનીની જુની કોઠીમાં હાલ કચેરીયો છે. ઇંગ્લીશ બજારથી ૪ માઇલ ઉપર મહાનન્દા અને કાલિન્દી નદીના સંગમ પાસે જુનું માલદહ ગામ છે. અહીં રેશમી કાપડ સારૂં વણાય છે. રૂ અને રેશમનાં કામ માટે આ ગામ જુના વખતથી પ્રસિદ્ધ છે.

ગૌડ—ઇંગ્લીશ બજારથી ૮ માઇલ ઉપર બંગાળાની જુની રાજધાની ગૌડ છે. જેને લખનવતી પણ કહે છે. અહીં જુના કિલ્લા અને ઇમારતોનાં ખંડેરો હાલ જંગલમાં છે. અહીં થઇ પહેલાં ગંગા વહેતી હતી તે હવે અહીંથી પાંચ ગાઉ દૂર છે. અહીં જુના મહેલો અને કિલ્લાની નિશાનીયો છે. અહીં એક દીધીસાગર નામનું મોટું તળાવ છે. કિનારા ઉપર મુસલમાની ઇમારતો છે. અત્યારે ગામ હીન હાલતમાં છે.

**પાંડુઆ**—માલદહથી ૮ માઇલ ઉપર પાન્ડુઆની અદીનામસીદ છે. આ મસીદ સને ૧૩૬૦ માં સીકંદરશાહે બંધાવી હતી. અહીં પણ જુના કિલ્લા અને ઇમારતોનાં ખંડેરો છે. આ ગામમાં પણ ગૌડની પછી બંગાળાની રાજધાની હતી. અહીં બાદશાહનો મહેલ વિગેરેનાં ખંડેરો છે.

# પ્રકરણ ૮૦ મું.
# અજીમગંજથી મુર્શિદાબાદ અને બરહમપુર.

ત્રણ પહાડના સ્ટેશનથી ૭ એક સ્ટેશનો મૂકી નલહાટીનું રેલ્વે જંક્શન આવે છે. નળ રાજાના નામથી આ શહેરનું નામ નળહાટી પડયું છે એવું કહેવાય છે. અહીંથી કેટલેક દૂર પહાડની તળેટી પાસે સીતાજીનાં પગલાં અને ૧૧ માઇલ ઉપર પાર્વતીજીનું મંદિર છે,

## અજીમગંજ

અજીમગંજ—નલહટીથી આ ટ્રેન રામપોર, બર્દવાન થઇ હાવરા જાય છે. અને એક ટ્રેન અજીમગંજ તરફ જાય છે. અજીમગંજ ભાગીરથી ગંગાના જમણા કિનારે છે. અહિંથી ગંગામાં હોડીમાં બેસી સામે પાર મુર્શિદાબાદ જવાય છે. અજીમગંજમાં ત્રણ ધર્મશાળાઓ છે. અહિં જૈનોનાં નવ શીખરબંધ દેરાસર છે અને એક ઘર દેરાસર છે. ઘણા જૈનો અહિં યાત્રા કરવા આવે છે. અહીં શાંતિનાથનું, સંભવનાથનું, સામલીયા પાર્શ્વનાથનું, શ્રીપદ્મપ્રભુનુ, ગોડીપાર્શ્વનાથનું, સુમતીનાથનું વિગેરે દેહેરાં ઘણાં ઉત્તમ છે. શહેર બે ભાગમાં છે. અહીં નદીપાર કીર્તિ બાગમાં સામળીઆ પાર્શ્વનાથ વીગેરે દેવોનાં દહેરાં છે.

## મુર્શિદાબાદ

મુર્શિદાબાદ—અજીમગંજની સામે પાર ભાગીરથીને ડાબે કિનારે બંગાળાના નદીયા વિભાગમાં જીલ્લાનું સ્થળ મુર્શિદાબાદ છે. પહેલાં આ મોટું શહેર હતું અહીં નિજામત કિલ્લા પાસે મુબારક મસીદની નજીક મનીબેગમની મસીદ છે. અહીં મોતીસરોવરની પાસે મક્કાની મસીદ જેવી મશીદ છે. મોતીસરોવરની સામે મુર્શિદાબાદના નવાબોનું ખુશબાગ નામનું કબ્રસ્તાન છે. અહિં એક રોજામાં સિરાજુદૌલા અને તેની સ્રીની કબરો છે. અહીંના વેપારીઓ પૈસાવાળા છે. અહીં ઘણા માણસો રેશમના કીડા ઉછેરે છે અને રેશમ બનાવે છે. અહીં રેશમી કપડાં, રૂમાલ, અને હાથીદાંતનો કારીગીરીનું કામ સારૂ થાય છે. કાશીમબજારમાં એક બંગાળી રાજાનો મહેલ ઉત્તમ છે. રાજવાડીની પાસે દેવમંદિરો છે. અહીં ભાગીરથી નદીના કિનારે મુર્શિદાબાદના નવાબનો મહેલ ઉત્તમ છે. અંદર નવાબ અને તેના વંશજોની છબીયો છે. આ મહેલ ઉત્તમ કારીગીરીવાળો અને જોવાલાયક છે. તેમ ઇમામવાડો, ખાસમહેલ અથવા આઇનામહેલ, વિગેરે જોવા લાયક છે. જીલ્લાનું મુખ્ય ગામ મુર્શિદાબાદ અને સદરસ્થાન બહરમપુર છે. આ જીલ્લામાંથી દર વર્ષે લાખો રૂપીઆનું રેશમ તૈયાર થાય છે. મુર્શિદાબાદના કાસીમબજારથી ૨૫ માઇલ ઉપર પ્લાસીનું મેદાન છે. જ્યાં ઘણી વખત લડાઇઓ થઇ હતી. બંગાળાના નવાબ મુર્શિદકુલીખાંએ આ શહેરનું નામ મુર્શિદાબાદ પાડી અહીં પોતાની રાજધાની બનાવી હતી.

અંગ્રેજ સરકાર સાથે અહિંના નવાબોએ લડાઇ કરી. તેમાં તેમની હાર થઇ અને નવાબને પેન્સન બાંધી આપી અહીંનું રાજ્ય સરકારે પોતાને સ્વાધીન લીધુ. અહીં કાસમબજારમાં જૈનોના નેમનાથ ભગવાનનું દેરાસર છે.

બરહમપુર—મુર્શિદાબાદ જીલ્લાનું સદરસ્થાન બરહમપુર મુર્શિદાબાદથી ૫ માઇલ ઉપર છે. અહીં જીલ્લાની કચેરીયો વિગેરે છે. અહીં ૨૪ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. મુર્શિદાબાદથી બારોબાર કલકત્તે જવાય છે. પણ ભુતાન તરફ જવા માટે પાછા સાહેબગંજ જવું અને ત્યાંથી ગંગાજી ઉતરી સામે કિનારે મનિહારી ઘાટ ઉપર જઇ ત્યાંથી ભુતાન તરફ જવાય છે.

---

## પ્રકરણ ૮૧ સું.

## કટીહર પુર્ણિયા, બરસાઇ, દીનાજપુર, પાર્વતિપુર, જલ્પાઇગોડી,

---

## કટીહર.

કટીહર—સાહેબગંજથી એક ટ્રેન સકરીગંજઘાટ જાય છે. રસ્તો અર્ધા કલાકનો છે. સકરીગંજઘાટથી સ્ટીમરમાં બેસી ગંગાજી ઉતરી સામે પાર મનીહારીઘાટ જવું. સ્ટીમર રેલ્વે કંપનીનીજ હોય છે. મનીહારીઘાટથી ૨૩ માઇલ દૂર કટીહર જંકશન—ઇસ્ટર્ન બેંગાલ રેલ્વેના બીહાર સેક્શનમાં છે. કટીહર રેલ્વે જંકશન છે. અહિંથી ૧ ટ્રેન છાપરા તરફથી આવી પાર્વતીપુર તરફ જાય છે. કટીહર જંકશનથી ૧ ટ્રેન જોગબાની તરફ જાય છે.

પુર્નીઆ—કટીહારથી પુર્ણીઆ ૧૭ માઇલ થાય છે તેનું ભાડુ ૦–૩–૬ છે. વચ્ચે દાલાન, કૌનરા અને રાણીપત્રા એ સ્ટેશનો આવે છે, પુર્ણીયા એ બિહાર પ્રાંતના ભાગલપુર વિભાગમાં સંબરા નદીના કિનારે જીલ્લાનું સદરસ્થાન છે. અહિં ૧૪ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. અહીં જીલ્લાની કચેરીયો વિગેરે છે. અહિંની હવા સારી નથી. આ જીલ્લામાં કોશી નદીના કિનારાના જંગલોમાં વાઘ રહે છે.

બરસાઇ—કટીહર જંકશનથી પાર્વતીપુર જંકશન ટુ સકરીઘાટ લાઇનમાં કટીહરથી ૨૪ માઇલ ઉપર બરસાઇનું જકશન આવે છે બરસાઇથી કીસનગંજ થઇ દાર્જીલીંગ તરફ ૧ ટ્રેન જાય છે. તે દીનાજપુર જીલ્લાના સબ ડીવીઝનનું ગામ છે.

દીનાજપુર—બરસાઇથી આગળ દીનાજપુરનુ સ્ટેશન આવે છે. કટીહરથી દીનાજપુર ૭૦ માઇલ થાય છે અને તેનું ભાડુ રૂા. ૧–૧–૦ છે.

કટીહરથી ૪ સ્ટેશનો મૂકી દીનાજપુરનું સ્ટેશન આવે છે કટીહરથી ૩ાા કલાકમાં દીનાજપુર જવાય છે દીનાજપુર એ બંગાળા ઇલાકાના રાજશાહી વિભાગમાં પુર્ણભાગા નદીના કિનારે જીલ્લાનું સદરસ્થાન છે અહી ૧૨ હજાર ઉપરાંત મનુષ્યોની વસ્તી છે જેમાં હિંદુઓનો અડધો ભાગ વસ્તી છે. અહિં જીલ્લાની કચેરીયો છે તે સિવાય એક રાજા રહે છે. રાજવાડીમાં કલિયાજીનું મંદિર છે. અહિથી ૨૦ માઇલ ઉપર કન્તજીનું મંદિર છે. ત્યાંથી ૨૦ માઇલ ઉપર ગોવિન્દજીનું મંદિર છે આ જીલ્લામાં મદ સારૂ થાય છે અહીના જંગલોમાં વાઘ વિગેરે છે.

**પાર્વતીપુર**—દીનાજપુરથી આગળ વચ્ચે ત્રણ સ્ટેશન મૂકી ૧૯ માંઇલ ઉપર પાર્વતીપુરનું જંકશન સ્ટેશન આવે છે તેનું ભાડુ ૦-૪-૯ છે. દીનાજપુરથી પાર્વતીપુર એક કલાકમાં જવાય છે. પાર્વતિપુરથી એક લાઇન હિમાલય તરફ દાર્જીલિંગ તરફ જાય છે. બીજી લાઈન કૈનીઆ ગોલકગંજ અને રાનગીવા જંકશન થઇ ગૌહટી તરફ જાય છે. ત્રીજી લાઇન સાન્ટાહર જંકશન, ભાઇરામરા અને નઇહરી થઇ કલકત્તા તરફ જાય છે. અને ૧ લાઇન દીનાજપુરથી કટીહર તરફ જાય છે.

**જલપાઇ ગોડી**—પાર્વતિપુરથી એક ટ્રેન ઉત્તર દિશામાં દાર્જીલિંગ તરફ જાય છે. તેમાં પાર્વતિપુરથી ૮ સ્ટેશનો મૂકી ૬૧ માઇલ ઉપર જલ્પાઈ ગોડીનું સ્ટેશન આવે છે. પાર્વતિપુરથી ત્રણેક કલાકમાં ત્યાં જવાય છે. બંગાળ ઇલાકાના રાજશાહિ ભાગમાં તિષ્ટા નદીના કિનારે જલ્પાઇગોડી જીલ્લાનું સ્થાન છે. તેમાં આઠેક હજાર માણસોની વસ્તી છે. પહેલાં અહિં લશ્કરી છાવણી રહેતી. અહી સરકારી કચેરીયો છે. અહિંના જંગલોમાં વાંસ, તાડ વિગેરે ઝાડો થાય છે. આ જીલ્લાની પહાડીયોમાં વાઘ, હાથી, ગેંડા વિગેરે રહે છે.

## પ્રકરણ ૮૨ મું

## દાર્જીલિંગ, સીકીમ, ભુતાન.

### દાર્જીલિંગ.

જલ્પાઇ ગોડીથી એક સ્ટેશન મૂકી ૧૩ માઈલ ઉપર સીલીગરીનું સ્ટેશન આવેછે. ત્યાં ઉતરી ત્યાંથી દાર્જીલિંગ જતી ગાડીમાં બેસવું. સીલીગરીથી દાર્જીલિંગ ૫૧ માઈલ છે. તેનું ભાડુ રૂ.૩-૧૩-૦ છે. વચ્ચે ૧૦ સ્ટેશનો આવે છે. આ રેલ્વે દાર્જીલિંગ હિમાલય રેલ્વે કહેવાય છે. સીલગોડી જંકશન છે. ત્યાંથી એક ટ્રેન કલીમ્પેન્ગરોડ તરફ જાય છે સીલગોડીઆગળ પંચાનનીનું સ્ટેશન આવે છે. ત્યાથી એક ટ્રેન ઠાકુરગંજ અને

કીસનગંજ થઇ બારસોઇ તરફ જાય છે. પંચાનનીથી આગળ સુકનાનું સ્ટેશન આવે છે ત્યાંથી આગળ ચઢાવ શરૂ થાય છે. અહીંથી ટ્રેનને ઘુમવું પણ ઘણું પડે છે. ૧૫ માઇલ જતાં એક પર્વતની ચારે તરફ ગાડીને ફરવું પડે છે ગાડીને ૧૦૦૦ ફુટ ઉંચે પહાડના કિનારે જવું પડે છે. સીલગોડીથી દાર્જીલિંગ જતાં ૬ કલાક ઉપર વખત લાગે છે. આગળ પાંચેક સ્ટેશનો મૂકી કુરસીયંગનું સ્ટેશન આવે છે ત્યાં ચ્હાના બગીચા છે. આગળ ત્રણ સ્ટેશનો મૂકી દાર્જીલિંગ આવે છે.

દાર્જીલિંગ બંગાળા ઇલાકામાં રાજશાહિ વિભાગમાં જીલ્લાનું સદર સ્થાન છે. તે રણુજીતનદીની પહાડી ઉપર ૧૦૦૦ ફુટ ઉંચે છે. અહિં ૧૪ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. જેમાં ૮ હજાર ઉપરાંત હિન્દુ, પાંત્રીસો ઉપરાંત બુદ્ધો, અને બારસો ઉપરાંત મુસલમાનો વિગેરે છે. દાર્જીલિંગ હવા ખાવાનું ઠેકાણું છે. અહીં બંગાળાના લેફ્ટેનેન્ટ ગવર્નરનો મુકામ છે. તે ઉનાળામાં દર વર્ષે અહિં રહે છે. દાર્જીલિંગથી હિમાલયનાં ઉંચાં શિખરો દેખાય છે. દાર્જીલિંગથી ૧ માઇલ ઉપર ભુતિયાગામમાં એક બૌદ્ધમંદિર છે. ગામ વચ્ચે બજાર ઉત્તમ છે. ગામમાં નળદ્વારા પાણી અપાય છે. એક જમાએ હૉજ છે. સેક્રેટરીયટથી ઉપર સેન્ટ એન્ડ્રુનું ચર્ચ છે. ગામથી ૧ માઇલ ઉપર એક પહાડ ઉપર લશ્કરને રહેવાનું સ્થાન છે. અહિં લોકોએ હવા ખાવાને માટે ઘણા બંગલા બંધાવેલા છે. અહીંથી ૧૦ માઇલ ઉપર રંગમો નદીની સાથે રણુજીત નદીનો સંગમ થાય છે. અહિં પહાડનાં શિખરો ઉપર ઘાઢાં જંગલો છે. આ જીલ્લામાં ચ્હાના બગીચા ઘણા છે. આ જીલ્લામાં રણુજીત નદી મોટી છે જેના ઉપર ઝુલા પુલ છે તે પાર ઉતરી આગળ ટીબેટની સાથે આ જીલ્લાનો વેપાર ચાલે છે. અહિં પહાડમાંથી કોયલા, લોઢુ, તાંબુ અને સ્લેટના પથ્થરો નીકળે છે. પર્વતમાં ઘણી ગુફાઓ છે, જેમાં સ્ટેશન પાસેની કયારી પહાડમાં એક ગુફા છે તે પ્રસિદ્ધ છે. તે ગુફા ટિબેટથી લાસા સુધી છે એમ લોકો કહે છે. અહીંની ઉંચી પહાડીઓમાં કસ્તુરીમૃગ રહે છે. નીચેની ટેકરીઓ ઉપર મોટાં હરણ, નીચેના ભાગમાં હાથી, વાઘ, સુવર, ગેન્ડા વિગેરે છે. સીકીમના રાજા પાસેથી આ ભાગ હવા ખાવાને રહેવા માટે અંગ્રેજ સરકારે સને ૧૮૩૫ માં ખરીદયો છે. ઘણા યુરોપિયન અમલદારો અહિં ઉનાળામાં રહે છે. પછી સને ૧૮૪૯ માં સીકીમ રાજ્ય તરફથી સરકારી એક અમલદારને કેદ કર્યો ત્યારે સને ૧૮૫૦ માં સરકારે સીકીમ ઉપર ચઢાઇ કરી તે રાજ્યનો કેટલોક ભાગ લઇ લીધો હતો. આ જીલ્લામાં ૫૦૦૦૦ એકર જમીનમાં ચ્હાના ૨૦૦ બગીચા છે.

## સીકીમ.

દાર્જીલિંગની ઉત્તરે સીકીમનું દેશી રાજ્ય છે. સીકીમની ઉત્તરે ટીબે-

ટનું રાજ્ય છે. અને પૂર્વે ભૂતાન અને પશ્ચિમે નેપાળનું રાજ્ય છે. સીકીમ હીમાલય પહાડના એક ઉંચા શિખર ઉપર છે. આ રાજ્યમાં વાંસ અને નેતર ઘણું થાય છે. અહિંની નદીયોમાં નેતરના પુલ બનાવેલા છે. આ રાજ્યમાં ૭ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. અહિંના ઘણા લોકો બૌદ્ધધર્મી છે. સીકીમની રાજધાની તમલાંગ છે. ત્યાં શિયાળામાં અને વસન્તરૂતુમાં રાજા રહે છે. ચોમાસામાં અને ઉનાળામાં રાજા ટીબેટમાં જઇ પોતાના ચન્દી ગામમાં રહે છે. અહીં ઘઉં, જવ, વિગેરે અનાજ થાય છે. બાગમાં કેળાં, નારંગી વિગેરે થાય છે. ટીબેટના વેપારી અહિં આવે છે. અહિં બૌદ્ધ પુજારીઓ પોતાના ગુરુના મઠમાં રહે છે, બૌદ્ધ ધર્મના ગુરુ લામા કહેવાય છે. મુખ્ય ગામ તમલાંગ અને કંટકમાં તેમના ધર્મગુરુનો મઠ સુંદર છે. અહિંના જંગલોમાં કસ્તુરીમૃગ, હરણ, વાઘ વગેરે રહે છે.

સીકીમ પહેલાં સ્વતંત્ર રાજ્ય હતું. પણ તે રાજ્ય તરફથી સને ૧૮૪૯ માં અંગ્રેજ અમલદારોને કેદ કર્યા ત્યારે અંગ્રેજ સરકારે તેમના ઉપર ચઢાઇ કરી તે રાજ્યનો કેટલોક ભાગ લઇ લીધો. સને ૧૮૬૧ માં રાજાએ સરકાર સાથે સલાહ કરી તેમાં તેણે અંગ્રેજ સરકારનું ઉપરીપણું કબુલ કર્યું. હાલ અહિંનો રાજા અંગ્રેજ સરકારને સ્વાધિન છે. દાર્જીલિંગ થઇ પહાડી રસ્તે સીકીમ જવાય છે.

## ભુતાન.

સીકીમની પૂર્વે ભૂતાનનું રાજ્ય છે. દાર્જીલિંગ અને સીકીમથી ભૂતાન જવાય છે તેમજ પાર્વતિપુર જંકશનથી આગળ કઉનીયાનું જંકશન આવે છે ત્યાંથી ગોલાકગંજ, કુચબિહાર, અને રાજાભાતખાવા થઇ જઈન્ટીર અને દાલસીંગપરા સ્ટેશનોએ થઇને પણ ભૂતાન જવાય છે. રસ્તો પહાડ ઉપર ચઢવાનો અને પહાડી છે. ભૂતાનનું રાજ્યધાનીનું શહેર પુનાખા છે. તે દાર્જીલિંગથી ૯૬ માઇલ દૂર છે. બુગ શહેર નદીના કિનારે છે. ભૂતાન સ્વતંત્ર દેશી રાજ્ય છે. અહિંના રાજા ધર્મરાજા કહેવાય છે અને તેનો કારભારી દેવરાજા કહેવાય છે. ધર્મરાજાને તેઓ બુદ્ધનો અવતાર માને છે. રાજા મરતાં એક બે વર્ષ પછી કોઇ ખાન્દાન અમલદારને ત્યાં બાળકનો જન્મ થાય છે તેને બુદ્ધમઠમાં શિક્ષણ આપી મોટો થયે રાજા બનાવે છે. તેને ધર્મનો ફરી અવતાર થયો માને છે. કારભારીને ત્રીજે વર્ષે કોંસીલ દ્વારા બદલવામાં આવે છે. રાજ્યની ઉત્તરે હીમાલય પર્વત મૂકી ટીબેટ છે. આ રાજ્યમાં દોઢેક લાખ માણસોની વસ્તી છે. દેશ ઉંચા નીચા પહાડ ઉપર છે. આ રાજ્યમાંથી કેટલાંક નદીયો નીકળી બ્રહ્મપુત્રા નદીને મળે છે.

અહિંના લોક ભૂતિયા કહેવાય છે. તેઓ હિંમતવાન અને બહાદુર

હોય છે. તેમનો રંગ કાળો, અને ચ્હેરો ચીના જેવો હોય છે. તેઓ ઘણે ભાગે ચોખા, જવનો લોટ, અને માંસ પણ ખાય છે. આ રાજ્યમાં ઘણા ભાઇઓ એક સ્ત્રીની સાથે લગ્ન કરે છે. અહિંની પ્રજા બૌદ્ધ ધર્મ પાળે છે. પણ ભુતપિશાચને માનનારી છે. અહિં કેટલાક ભાગમાં કામળા અને કપડાં વણાય છે. અહિં ઝાડની છાલના માવામાંથી કાગળ બનાવે છે. અહિં તરવાર, બરછી, ભાલા ને તીર સારાં બને છે. અહીં ઘઉં, જવ, વિગેરે થાય છે. ખેતી થોડી થાય છે. અહિંનાં પહાડીઓની નીચેનાં જંગલોમાં હાથી, વાઘ, હરણ, કસ્તુરીમૃગ, સુઅર, અને ગેંડા ઘણાં રહે છે. સને ૧૮૨૬ અને ૧૮૬૫ માં અહિંના ભુતીયા લોકોની સાથે અંગ્રેજ સરકારને લડાઇ થઈ હતી. તેમાં અંગ્રેજ સરકારને કેટલોક પ્રદેશ અને બંગાળ અને આસામનાં ૧૮ નાકાં મળ્યાં હતાં.

## પ્રકરણ ૮૩ મું.

### રંગપુર, કૌનીયા, ટીસ્ટા જંક્શન, કુચબીહાર,

**રંગપુર**—નેપાળ, ભુતાનમાંથી પાછા પાર્વતીપુર અથવા તો કૌનીયા અવાય છે. પાર્વતિપુરથી ગૌહટી જતાં રસ્તામાં પાર્વતિપુરથી ૨૨ માઇલ ઉપર વચ્ચે ત્રણ સ્ટેશનો મૂકી રંગપુરનું સ્ટેશન આવે છે. રસ્તો ૨ કલાકનો છે. તેનું ભાડુ ૦–૫–૦ છે રંગપુર ઘાટ નદીના કિનારે બંગાળામાં જીલ્લાનું સદરસ્થાન છે તેમાં ૧૪ હજાર ઉપરાંત માણસો છે. અહિં જીલ્લાની કચેરીયો છે. અહીં અનાજ, તમાકુ, આલુ આદુ, અને તેલીબીયાંની નીપજ છે. આ જીલ્લામાં નેતર ઘણું થાય છે.

**કૌનીયા**—રંગપુરથી આગળ ૧૧ માઇલ ઉપર ભુતસરાનું સ્ટેશન મૂકી કૌનીયાનું સ્ટેશન આવે છે. કૌનીયા રેલ્વે જંકશન છે અહિંથી એક ગાડી બોનારપરા થઈ સાન્ટાહર જંકશન તરફ જાય છે. ત્યાંથી કલકત્તા જઇ શકાય છે.

**ટીસ્ટાજંક્શન**—કૌનીયાથી આગળ ૨ માઇલ ઉપર ટીસ્ટાનું જંકશન આવે છે ટીસ્ટાથી ૧૬ માઇલ સુધી કુરીગ્રામ રેલ્વે ગઈ છે.

### બ્રહ્મપુત્ર—યાત્રાપુર.

કુરીગ્રામથી યાત્રાપુર ૧૦ માઇલ છે. યાત્રાપુર બ્રહ્મપુત્રા નદીને કિનારે છે. કુરીગ્રામથી ૧૩ માઇલ ઉપર બ્રહ્મપુત્રા નદીના કિનારે ચિલમારી ઘાટ છે. જેને બ્રહ્મપુત્ર તિર્થ પણ કહે છે, કુરીગ્રામથી પગ રસ્તે અથવા તો યાત્રાપુરથી બ્રહ્મપુત્રા નદીમાં હોડીમાં બેસીને

બ્રહ્મપુત્ર તિર્થ જવાય છે. અહીં ચૈત્ર સુદ ૮ ના રોજ બ્રહ્મપુત્રા નદીમાં સ્નાન કરવાનો મોટો મેળો ભરાય છે. જમદગ્નિના પુત્ર પરશુરામ અહિં સ્નાન કરવાથી માતૃહત્યાના પાપમાંથી મુક્ત થયા હતા એવું કહેવાય છે. યાત્રાળુ અહિં માત્ર ૧ રાત રહી સ્નાન કરી ચાલ્યા જાય છે. જતી વખતે પાછુ જોતા નથી. બ્રહ્મપુત્રા નદી હિમાલયમાં—કૈલાસ પર્વતના માનસરોવરમાંથી નીકળી સમુદ્રને મળે છે. બ્રહ્મપુત્રાને ટીબેટમાં યારૂ અથવા સાંપૂ કહે છે. તેમાં લોહિત નદીનો સંગમ થયા પછી તેનું નામ બ્રહ્મપુત્રા પડયું છે.

## કુચબિહાર,

ટીસ્ટાથી ૭ માઇલ ઉપર મોગલહાટનું સ્ટેશન આવે છે વચ્ચે મહેન્દ્રનગર અને લાલમનીરનું સ્ટેશન આવે છે. લાલમનીરહટથી એક ટ્રેન ઉત્તર તરફ બારનેસ, માલ, મદારીહાટ થઇ રામશાહી તરફ જાય છે. ટીસ્ટાથી મોગલહાટનું ભાડુ ૦—૪—૦ છે. મોગલહાટથી ઉતરી ત્યાંથી કુચબિહાર સ્ટેટ રેલ્વેમાં બેસવું. મોગલહાટથી કુચબિહાર ૨૩ માઇલ થાય છે તેનું ભાડુ ૦—૭—૩ છે. બે કલાકમાં કુચબિહાર જઇ શકાય છે. રસ્તામાં ૫ સ્ટેશનો આવે છે. આ ગાડી કુચબિહારથી જયંતિર સુધી ભુતાનની હદ સુધી જાય છે. કુચબિહાર દેશી રાજ્યની રાજધાનીનું શહેર તોરસા નદીના કિનારે છે. અહીં ૧૧ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે અહીં મહારાજાનો મ્હેલ, કચેરીઓ, સાગરદીધી નામનું તળાવ, નવું બજાર, બ્રાહ્મ સમાજની સભા વિગેરે જોવા લાયક છે. મહારાજાએ નવો મહેલ ૧૨ લાખ રૂપીઆ ખર્ચીને હાલમાં બંધાવ્યો છે. મહારાજાને ૧૩ લાખ ૩૩ હજાર રૂપિયાની આવક છે. અહીથી તમાકુ, જુટ, તેલ અને લાકડાં બીજા દેશોમાં જાય છે. પહેલાં કામરૂપ દેશના રાજાની આ રાજધાની હતી. હાલના રાજાને મહારાજાની પદ્દિ મળી છે હાલના રાજા વડોદરા નરેશની પુત્રી ઇન્દીરારાજા સાથે પરણ્યા છે.

---

# ભાગ ૮ મો.

# આસામ.

## પ્રકરણ ૮૪ મું

## ગોલકગંજથી તુરા, ગ્વાલાપાડા, ગૌહટી

**તુરા**—કુચબીહારથી પાછા મોગલહાટ આવી ત્યાંથી ૨૭ માઇલ ઉપર ગોલકગંજનું સ્ટેશન છે. ગોલકગંજથી એક ટ્રેન ધુબડીઘાટ જાય

છે. ધુબરીથી બ્રહ્મપુત્રા નદીમાં આગબોટમાં ઉતરી સામે પાર જવું. ત્યાંથી પગ રસ્તે ૫૦ માઈલ ઉપર આસામ પ્રદેશમાં પહાડી જીલ્લાનું સદરસ્થાન તુરા છે. અહીં હવા સારી નથી ઘણાને તાવનો ઉપદ્રવ હોય છે જ. અહીં જીલ્લાની કચેરીયો છે. દર વર્ષે આસામમાં અહીં ૧૩૦ ઇંચ વરસાદ વરસે છે. દેશ પહાડી છે. મકાનો ઘાસ, વાસ અને લાકડાંના હોય છે. અહીંનાં સ્ત્રી પુરૂષો કાળાં અને કુરુપ વાળાં હોય છે. અહીના લોક ગોરો કહેવાય છે.

સ્ત્રી અને પુરૂષો પાસે માત્ર ૧ કામળી રાખે છે. જે ઝાડની છાલમાંથી બનાવે છે કાનમાં મોટી પીતળની વાળીઓ અને ગળે પણ તેવાં લચ્છા પહેરે છે. અહિં સ્ત્રીઓ ઘરની માલીક ગણાય છે. સ્રીઓનું ચલણ વધારે હોય છે. સ્ત્રીની મરજી વગર પુરૂષ ફરી લગ્ન કરી શકતો નથી. લોકો મડદાંને બાળી તેની રાખોડી બારણા પાસે દાટે છે. અને તે વખતે તેની સાથે માર્ગ બતાવનાર તરીકે એક કુતરાને બાળે છે. અહિં મનુષ્યનું બલિદાન અપાય છે. લોકો જંગલી દશામાં છે.

ગ્વાલાપાડા—ધુબડીથી આગબોટમાં બેસી બ્રહ્મપુત્રા નદીના આગળ ગ્વાલાપાડા જવાય છે. તે આસમ પ્રદેશમાં જીલ્લાનું સદર સ્થાન છે. અહિં ૫ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. અહીં એક પહાડી ઉપર સીવીલ સ્ટેશન છે. અહીંનાં મકાનો લાકડાંનાં છે. આ દેશમાં આ ગામ વેપારનું મુખ્ય મથક છે. ગામ બ્રહ્મપુત્રા નદીના કિનારે છે. અહીં ઘણાં જંગલો છે તેમાં કીમતી ઝાડો થાય છે. અહીં વાઘ, ગેંડા, જંગલી ભેંસો વિગેરે જંગલમાં ઘણાં છે. આ દેશની હવા સારી નથી પહેલાં આ જીલ્લો કામરૂપ દેશના હિંદુ રાજાનો ભાગ હતો.

## ગૌહટી

ગ્વાલાપાડાથી બ્રહ્મપુત્રા નદીના માર્ગે ગૌહાટી ૯૫ માઇલ છે. હવે તો ગૌહટી જવાની રેલ્વે ટ્રેન થઈ છે. ગોલાકગંજ સ્ટેશનેથી ૧૫૧ માઈલ અમીન ગામનું સ્ટેશન છે તેનું ભાડુ રૂા. ૨—૬—૦ છે. રસ્તામાં ૧૦ કલાક લાગે છે. વચ્ચે ૨૬ સ્ટેશનો આવે છે. જેમાં રંગીયાનું સ્ટેશન આવેથી ઉતરવું પડે છે અને ત્યાંથી બ્રહ્મપુત્રા નદીમાં સ્ટીમરમાં બેસીને સામે પાર પાન્ડુ જવું પડે છે. પાન્ડુથી કામાખ્યાનું સ્ટેશન મુકી ગૌહટી જવાય છે. ગૌહટીથી આસામ બેંગોલ રેલ્વેમાં લુમડીંગ જંકશન જવાય છે ત્યાંથી બીજી ટ્રેનમાં કલકત્તા જવાય છે.

આસામ દેશના કામરૂપ જીલ્લાનું ગૌહટી સદર સ્થાન છે તે બ્રહ્મપુત્રા નદીના કિનારે છે. અહિ દશેક હજાર ઉપરાંત માણશોની વસ્તી છે. અહીં બ્રહ્મપુત્રા નદીની વચમાં ઉમાનન્દ નામની ટેકરી ઉપર એક મંદિર છે અહીંનાં

હવા પાણી સારાં નથી પહેલાં ગોહટીનું નામ પ્રાગજ્યોતિષપુર હતું. અહીં જ શ્રીકૃષ્ણે અહિંના રાજા ભોમાસુર અથવા નરકાસુરને મારી સોળ હજાર રાજકુમારીઓને છોડાવી હતી પછી તેમની સાથે દ્વારકામાં લગ્ન કર્યું હતું. મહાભારતના યુદ્ધ વખતે અહિં ભગદત્ત રાજા રાજ્ય કરતો હતો. અહીં તેના મહેલનાં ખંડેરો હજુ પણ જણાય છે. તેના વંશમાં કુચબિહાર, બીજની અને સીદલીના રાજા થયા છે.

આ જીલ્લો બ્રહ્મપુત્રા નદીની બંને બાજુએ છે. અહિં દક્ષિણની પહાડીયોની તળેટી પાસે ન્હાના બગીચા છે. અહીં ઘણો ભાગ જંગલ છે તેમાં હાથી, વાઘ, ગેંડા, હરણ, સુઅર વિગેરે ઘણાં રહે છે. અહિં મોર પણ ઘણા છે. કામરૂપ જીલ્લો મહાપુરૂષિતા કરીને પ્રસિદ્ધ વૈશ્નવોનું મુખ્યસ્થાન છે. જેમાં ૬૧ મઠ છે. અહી મહામુનિનું બૌદ્ધ મંદિર છે. જ્યાં ઘણા બૌદ્ધ યાત્રાળુઓ આવે છે અહીંનું રાજ્ય પહેલાં હિંદુઓની પાસે હતું. પછી મુસલમાની રાજ્ય થયું અને તે પછી સને ૧૮૨૪માં આ રાજ્ય અંગ્રેજ સરકારે કબજે લીધું. આ જીલ્લો આસામના ચીફ કમીશનરના આધિન માં છે. હાલમાં પાન્ડુઘાટ અને ગોહાટીથી શીલાંગ સુધી મોટર સરવીસ થઈ છે.

---

## પ્રકરણ ૮૫ મું

# કામરૂપ દેશની કામાખ્યાદેવી

ગોહટીથી ૨ માઈલ ઉપર કામખ્યા નામનો પર્વત છે, તે પર્વતના શિખર ઉપર એક સરોવર પાસે કામાખ્યા દેવી અથવા તો કામાક્ષા દેવીનું ઉત્તમ મંદિર છે. મંદિરમાં અંધારૂં હોવાથી દીવો રાત દિવસ બળ્યાં કરે છે. ઉપર મોદીયોની દુકાનો પણ છે. અહીં મહા, ભાદરવો અને આસો માસમાં મોટા મેળા ભરાય છે તે વખતે દેશમાંથી ઘણા માણસો આવે છે.

કામરૂ દેશમાં કામાખ્યા દેવીનું મહાક્ષેત્ર છે. આથી બીજુ દેવીનું શ્રેષ્ટ સ્થાન નથી. અહિ દર માસે સાક્ષાત દેવી રજસ્વળા થાય છે. અહીં સર્વ દેવીરૂપ છે એવું દેવી ભાગવતમાં છે અહિ ભીમાશંકર મહાદેવનુ સ્થાન છે. આ ભીમશંકર બાર જ્યોતિર્લિંગ માંહેના ૧ છે એમ શિવપુરાણમાં છે.

કામરૂપ દેશમાં જાદુ, મંત્ર, જંત્ર તંત્ર, અને મોહની માટે ઘણી વાતો ચાલે છે, ત્યાંની સ્ત્રીઓ ઘણી જાદુવાળી હોય છે અને તે પરપુરૂષ નો દિવસે બળદ, પોપટ વિગેરે બનાવી દઈ રાતે પુરૂષ બનાવી પોતાની ઇચ્છા પુરી કરે છે, એવી વાતો ઘણા દિવસથી લોકોમાં ચાલે છે. કહે છે કે ગોરખનાથના શિષ્ય મત્સેંન્દ્રનાથને પણ તે સ્ત્રીઓએ વશ કરી દઈ

ત્યાં રાખ્યા હતા તે ગોરખનાથ જાતે જઈ તેને શોધી લાવ્યા હતા એવી વાતો ચાલે છે. પણ હાલમાં અહીં તેવું કાંઇ નથી. આદ્ય શંકરાચાર્યના દક્ષિણના શ્રંગેરીમઠ અને તે મઠના સંન્યાસીઓની કામાખ્યા દેવી ઇષ્ટ-દેવી ગણાય છે. અત્યારે ઘણા મંત્ર જંત્રમાં કામરૂ દેશની કામાખ્યા દેવી એવા શબ્દો છે. રામચંદ્રજીના ભાઈ શત્રુઘ્ન અશ્વમેધ યજ્ઞ વખતે ઘોડાની રક્ષા કરવા અહિં આવ્યા હતા. તે વખતે કામાખ્યાદેવીનું મંદિર જોઇ મંત્રીને પૂછતાં તેણે કહ્યું કેઃ આ મંદિર વિશ્વની માતા કામાખ્યાજીનું છે. જેનાં દર્શનમાત્રથી સંપૂર્ણ સિદ્ધિ મળે છે. તે વખતે આ દેશની હજારો કન્યાઓએ રમ્ય આભુષણો પહેરી હાથીયો ઉપર બેસી શત્રુઘ્નજીને મોતી યોથી વધાવ્યા હતા એવું પદ્મપુરાણમાં છે. મહાદેવજીનાં સ્ત્રી સતી એ દક્ષ પ્રજાપતિના યજ્ઞ વખતે પોતાના શરીરનો ત્યાગ કર્યો ત્યારે શિવે દક્ષના યજ્ઞનો ભંગ કરી સતીના શરીરને બાથમાં ઘાલી શોકથી વ્યાકુળ થઈ ચારે તરફ દોડવા લાગ્યા. તેથી જે જે સ્થાન ઉપર સતીનાં અંગ પડયાં તે સ્થાન સિદ્ધ પીઠ બની ગયાં. અને અહિં કામશૈલ પર્વત ઉપર સતિનીઃયોની પડવાથી કામાખ્યા દેવી પ્રકટ થઇ જેને કામરૂપ પણ કહે છે. અહિં પ્રલ્હાદે આવી શિવપાર્વતિનું પુજન કર્યું હતું.

## ભીમાશંકર.

શિવનાં બાર જ્યોતિર્લિંગમાંથી ભીમાશંકર ગૌહટીથી એક ગાઉ ઉપર છે. ભીમાશંકર કામરૂપ દેશમાં છે એવું શિવપુરાણમાં છે પણ હાલ કેટલાક મુંબાઈ પાસે ભીમાશંકરને જ્યોતિર્લિંગ માને છે. લંકાના કુંભકર્ણના પુત્ર ભીમે તપ કરી બ્રહ્માજી પાસેથી વરદાન મેળવી કામરૂપ દેશના રાજાને બંધીખાને નાંખી તેણે કામરૂપ દેશમાં રાજ્ય કરવા માંડયું. અને દેવોને સંતાપવા લાગ્યો. રાજા શિવભક્ત હતો તેથી તે બંધીખાના માં પાર્થિવ બનાવીને શિવની પુંજા કરવા લાગ્યો તેની ભીમને ખબર પડતાં તેને તલવારથી મારવા ગયો પણ તે વખતે શિવે પ્રકટ થઇ પોતાના ત્રીશૂળથી તેની તલવારના કકડા કરી નાંખ્યા. શિવ અને ભીમ વચ્ચે કઠોર યુદ્ધ થયું. તેમાં શિવે ભીમને માર્યો. અને તે પછી દેવોની પ્રાર્થ-નાથી આ સ્થાનમાં નિવાસ કર્યો. અને ભીમાશંકરના નામથી પ્રસિદ્ધ થયા. તે બાર જ્યોતિર્લિંગમાંના ૧ છે. તેમનાં દર્શન પુજન કરવાથી પાપનો નાશ થાય છે એવું શિવપુરાણમાં છે.

અહિંનાં સ્ત્રી પુરુષો કુરૂપ, કાળાં, લાંબા હોઠ અને કાનવાળાં, નાક પહોળાં, ગાલનાં હાડકાં મોટાં, દાઢી ઉપર વાળ થોડા, અને બેડોળ હોય છે. સ્ત્રી પુરુષ માથાના વાળ કપાવતાં નથી. પુરુષો દોઢ ગજ લાંબુ કપડું જ માત્ર પહેરે છે. સ્ત્રીઓ અને પુરુષો એક નાની કામળી પાસે રાખે છે,

જે ઝાડની છાલમાંથી બનાવેલી હોય છે. સ્ત્રીઓ ગળામાં કાચ અને પીતળનાં લુચ્છાવાળાં ઘરેણાં પહેરે છે. કાનમાં મોટી વાળીઓ ઘાલે છે. સ્ત્રીઓ ઘરની માલીક ગણાય છે. ઘરમાં સ્ત્રીઓનું ચલણ હોય છે. અહિં લગ્ન થયા પછી પુરુષ સ્ત્રીને ઘેર રહે છે. અહિં મનુષ્યનો બલિ આપવાનો રીવાજ છે. ઘર કારભાર સ્ત્રીઓની મરજી પ્રમાણે ચાલે છે. પુરુષોએ સ્ત્રીના કહ્યા પ્રમાણે વર્તવું પડે છે.

---

## પ્રકરણ ૮૬ મું.

---

## ગૌહટીથી તેજપુર, નવગાંમ, શિવસાગર, ડીબ્રુગઢ, પરશુરામકુંડ.

---

### તેજપુર.

તેજપુર—ગૌહટીથી ૮૦ માઇલ ઉપર બ્રહ્મપુત્રા નદીના કિનારે આસામ પ્રાંતના દરંગ જીલ્લાનું સદર સ્થાન તેજપુર છે. અહિં આગળ ભૈરવી નદી બ્રહ્મપુત્રાને મળે છે. નદીમાં આગબોટના રસ્તે અહીં અવાય છે. અહીં ત્રણેક હજાર માણસોની વસ્તી છે. અહીં સરકારી કચેરીયો છે. અહિં ચ્હાના બગીચાવાળા યુરોપિયનો ઘણા રહે છે. આ જીલ્લામાં ચ્હાના ઘણા બગીચા છે તેમાં ચ્હા ઘણી થાય છે. જંગલોમાં વાંસ અને નેતર ઘણું થાય છે. હાથી, ગેંડા, ભેંસો, વાઘ વીગેરે જાનવરો જંગલોમાં ઘણાં છે. તેને મારનારને સરકાર તરફથી ઇનામ મળે છે. હાથી પકડનારને સરકાર તરફથી ઇનામ મળે છે. ભીવાણી નદીમાંની રેતી ધોઇને ઘણા સોનું કહાડે છે. મુળ રહેવાસીયો પહાડી જાતિયોના છે. અહીંનાં જંગલોમાં ઘણાં દેવમંદિરોનાં ખંડેરો છે.

**નવગાંમ**—તેજપુરથી બ્રહ્મપુત્રા નદી ઉતરી સામેપાર થોડે દૂર કલંગા નદીના કિનારે નવગાંમ એ આસામપ્રાંતનું જીલ્લાનું સ્થાન છે. લોકો વાંસ અને ઘાસની બનાવેલી ઝુંપડીયોમાં રહે છે. અહીં સરકારી કચેરીયો છે. અહીંના જંગલોમાં વાઘ, હાથી વિગેરે જંગલી જાનવરો ઘણાં છે. જંગલમાંથી મીણ, ગુંદર અને મદ વિગેરે થાય છે.

**શિવસાગર**—ગૌહટીથી લુમડીંગ સ્ટેશને ઉતરી ત્યાંથી તીનસુકીયા તરફ જતી ટ્રેનમાં શીવસાગરરોડનું સ્ટેશન આવે છે. ત્યાંથી શિવસાગર જવાય છે. નવગાંમથી પગરસ્તે અથવા તો બ્રહ્મપુત્રા નદીમાં આગબોટમાં બેસી જતાં શિવસાગર ૧૦૦ માઇલ થાય છે. શિવસાગરથી બ્રહ્મપુત્રા નદી ૯ માઈલ છે. શિવસાગર આસામ પ્રાંતના જીલ્લાનું સદરસ્થાન

છે. અહિં ૧૧૪ એકરના વિસ્તારમાં એક મોટું તળાવ છે. તેને કિનારે ઘણાં દેવમંદિરો છે, અહિંથી ચોખા પરદેશ જાય છે. તળાવના કિનારે યુરોપિયન લોકોની કોઠીઓ છે. જીલ્લાના જંગલોમાં હાથી, વાઘ, ભેંસો વિગેરે ઘણાં છે. હાથીને પકડનારને સરકાર તરફથી ઇનામ આપવામાં આવે છે. ગામમાં છએક હજાર માણસની વસ્તી છે. અહિં મારવાડી લોકોનો વેપાર ઘણો છે. શીવસાગરની પહેલાં નઝીરાનું સ્ટેશન આવે છે તે આસામની ચ્હા કંપનીનું સદર સ્થાન છે. અહિં પહેલાં અહંમ જાતિના લોકો રાજ્ય કરતા હતા. તેમની પાસેથી સરકારે અહિંનું રાજ્ય લઇ લીધું.

**ડિબ્રુગઢ**—શિવસાગરથી ૬૩ માઇલ ઉપર આગળ તીનસુખીયાનું રેલ્વેજંકશન સ્ટેશન આવે છે તેનું ભાડુ રૂ. ૧—૦—૦ છે. ત્યાંથી બીજી ગાડીમાં બેસી ડીબ્રુગઢ જવાય છે. તીનસુખીયાથી ડીબ્રુગઢ ૨૭ માઇલ છે તેનું ભાડુ ૦—૪—૯ છે. ડીબ્રુનદીના કિનારે આસામ પ્રદેશના લખમીપુર જીલ્લાનું મુખ્ય ગામ ડીબ્રુગઢ છે. તેજપુરથી ડિબ્રુગઢ સુધી રસ્તામાં ઘણા ચ્હાના બગીચા છે. અહીં લશ્કરી છાવણી છે. અહીં હજારો એકર જમીનમાં ચ્હાની ખેતી થાય છે. તે ચ્હા દેશાવર મોકલવામાં આવે છે. આ જીલ્લામાં રેશમ, મદ, મીણ અને જાત જાતની જડીબુટીયો થાય છે. અહીંનાં જંગલોમાં હાથી, વાઘ, જંગલી ગાયો, ભેંસો, ગેંડા ઘણા છે. હાથી પકડનારને સરકાર તરફથી દરવર્ષે વીસથી ૩૦ હજાર રૂપીયા ઇનામ આપવામાં આવે છે. ૧ હાથી પકડનારને ૧૦૦ રૂપિયા મળે છે.

## પરશુરામકુન્ડ.

તીનસુખીયાથી આગળ રેલ્વે રસ્તે મોકુમજંકશન ઉતરી ત્યાંથી ડુમડુમ થઇ સદીઆ ઘાટ રેલ્વેમાં જવાય છે ત્યાંથી સરહદ ઉપર બ્રહ્મપુત્રા નદી હિમાલયમાંથી નીકળી આસામના મેદાનમાં પ્રવેશ કરે છે, ત્યાં પરશુરામકુન્ડ છે. જેને પહેલાં બ્રહ્મકુન્ડ કહેતા. કુન્ડની ચારે બાજુ પર્વતો છે. બ્રહ્મપુત્રાની મુખ્ય ધારા આ કુન્ડની પાસે છે. બ્રહ્મપુત્રા નદી પર્વતમાંથી નીકળી આ કુન્ડમાં ગુપ્ત થઇ પાછી પ્રકટ થવાથી તેનું નામ બ્રહ્મપુત્રા પડ્યું છે. અહિંથી પેલી બાજુ બ્રહ્મપુત્રાને દેવપાણિક નદી કહે છે. અને નીચેની બાજુ બ્રહ્મપુત્રા કહે છે. અહીં ગામ નથી પણ દૂર પહાડ ઉપર પહાડી લોકોની વસ્તી છે. કુન્ડ પાસે ગુફાની અંદર એક ઝરો છે ને બહાર બે ઝરા છે. કુન્ડનું પાણી ઘણું ઠંડુ છે. અહિં સાધુ, સન્યાસીજેવા ત્યાગી લોકો યાત્રા કરવા આવે છે તેઓ કુન્ડમાં સ્નાન કરે છે. પરશુરામે ૨૧ વાર ક્ષત્રિયોનો સંહાર કરીને અહિં બ્રહ્મકુન્ડ ઉપર પોતાની ફરસીનો ત્યાગ કર્યો હતો, અને અહીંજ તપ કરીને પોતે પાપથી મુક્ત થયા હતા ત્યારથી આ કુન્ડનું નામ પરશુરામ કુન્ડ પડ્યું છે.

## પ્રકરણ ૮૭ મું.

## સીલાંગ–સીલ્ચર–મણીપુર–કોહિમા–સીલ્હટ.

### સીલાંગ.

શીલાંગ—ગૌહટીથી ૬૪ માઇલ ઉપર શિલાંગ શહેર છે. તે ખસિયા અને જયન્તી પહાડી જીલ્લાનું મુખ્ય ગામ છે. અહીં આસામનો ચીફ કમિસ્નર રહે છે. ગૌહટીથી શિલાંગ જવામાટે પાકી સડક બંધાએલી છે. અહીં મોટરસરવીસ છે તેમાં થર્ડકલાસ પેસન્જરના ત્યાં જવાના રૂ. ૧૭ લે છે. તેમ ત્યાં જવા માટે ટાંગા પણ મળે છે. અહીં લશ્કરી છાવણી પણ છે. ગામમાં સાતેક હજાર માણસોની વસ્તી છે. શહેરમાં નળવડે પાણી અપાય છે. આ દેશમાં દર વર્ષે ૯૦ ઇંચ વરસાદ થાય છે. ઘણી વખતે ઠંડીથી પાણી જામી જાય છે. ખાસી પહાડીયોમાં ઘણાં દેશી રાજ્યો પણ છે. જયન્તિ પહાડીયો ત્યાંના દેશી રાજા પાસેથી સને ૧૮૩૫ માં સરકારે લઇ લીધી હતી. અહિંના જંગલોમાં મીણ અને મદ ઘણું થાય છે. જંગલમાં હાથી, વાઘ, જંગલી ભેંસો, ગાયો વિગેરે જાનવરો ઘણાં છે. અહિંથી ૨૦ માઇલ ઉપર ચેરાપુંજીમાં રૂપનાથની ગુફા ઘણીજ લાંબી છે. ત્યાં જવા માટે શીલાંગથી પકી સડક છે. અહિંના મૂળવતની પહાડી લોકો જંગલી અવસ્થામાં છે. ચીરાપુંજીમાં વર્ષે દિવસે ૫૦૦ ઈંચ વરસાદ પડે છે. આ જીલ્લામાં પણ ઘરની માલીક સ્ત્રીઓ ગણાય છે. લગ્ન કર્યા પછી પુરુષ સાસરે પોતાની સ્ત્રીને ઘેર રહે છે. આસામમાં જંગલી જાતો ઘણી છે. અહિં ચૈત્રથી કાર્તક સુધીમાં ઘણો વરસાદ પડે છે. આસામમાં ચ્હાના બગીચા ઘણા છે. જેમાં મજુરો દેશાવરથી લાવવામાં આવે છે. આ દેશમાં લોઢું અને કોયલા ઘણા નીકળે છે. અહીંના જંગલોમાં હાથી અને ગેંડા ઘણા છે. જેમાં હાથીયોને પકડી બીજા દેશમાં વેચવા માટે લઇ જાય છે. પહેલાં આસામ–મહાભારત વખતના રાજા ભગદત્તના કબજામાં હતું પછી અહમ નામના પહાડી લોકોના કબજામાં આવ્યું તે પછી અંગ્રેજ સરકારે લીધું. આસામની નાગા પહાડીમાં હજુ અસભ્ય જાતિઓનું રાજ્ય સ્વતંત્ર છે.

શીલાંગથી ચેરાપુંજી થઇ સિલહટ પગરસ્તે જવાય છે. પણ હાલ રેલ્વેગાડી થવાથી આ રસ્તે ઘણા જતા નથી.

### સીલચર.

સીલચર—શિલાંગથી પાછા ગૌહટી આવવું. ગૌહટીથી આસામ બેંગાલ રેલ્વેની ગૌહટી બ્રેંચલાઇનમાં બેસવું. ગૌહટીથી ૧૧૨ માઇલ ઉપર લુમડીંગનું રેલ્વે જંકશન આવે છે. તેનું રૂ. ૧–૧૨–૦ ભાડુ છે. અહિંથી

૧ ગાડી બદરપુર થઇ ચીતાગોંગ તરફ જાય છે અને બીજી ટ્રેન મણીપુર રોડ થઈ તીનસુખીયા તરફ જાય છે. લુમડીંગથી બદરપુર જતી ટ્રેનમાં બેસી બદરપુર જવું. લુમડીંગથી બદરપુર ૨૩૭ માઇલ છે તેનું ભાડુ રૂ. ૩-૯-૦ છે. રસ્તો ૧૦ કલાકનો છે. બદરપુરથી ઉતરી ત્યાંથી સીલ્ચર જતી ટ્રેનમાં બેસવું. બદરપુરથી સીલ્ચર ૧૮ માઇલ છે તેનું ભાડુ ૦-૭-૦ છે. સીલ્ચર આસામ પ્રાંતના કચાર જીલ્લાનું સદરસ્થાન છે. ગામ બારક નદીના કિનારે છે. અહિં લશ્કરી છાવણી છે. ગામમાં આઠેકહજાર માણસોની વસ્તી છે. અહીં સરકારી કચેરીયો, એક ટાવર વિગેરે છે. મહામહિનામાં અહિ મોટો મેળો ભરાય છે. જીલ્લામાં ઘણો ભાગ પહાડી છે. પહાડની તળેટીયોમાં ઘણા ન્હાના બગીચા છે. આ જીલ્લામાં ભાંગની ખેતી થાય છે. અહિંનાં જંગલોમાં વાંસ અને કેટલીક ઝાડી થાય છે. જંગલોમાં હાથી, ગેંડા, ભેંસો, વાઘ, જંગલી બિલાડીયો થાય છે, ઘણો ભાગ પહાડી વસ્તી છે. મૂળ રહેવાસીયો જંગલી હાલતમાં છે. કચારીના રાજા પાસેથી આ પ્રદેશ સરકારે લઇ લીધો છે. અહિં ધરતીકંપ ઘણી વખતે થાય છે. સીલચરથી મણીપુર જવાની પાકી સડક છે.

## મણીપુર.

સીલચરથી મણિપુર જવાની પાકી સડક છે. લુમડીંગથી તીનસુખીયા જતાં વચ્ચે મણિપુર રોડનું સ્ટેશન આવે છે ત્યાં થઇને પણ મણિપુર જવાય છે. મણિપુર દેશી રાજ્ય છે, સીલચરથી ૧૦૮ માઇલ ઉપર મણિપુર એ ત્યાંના દેશી રાજાની રાજધાનીનું શહેર છે. ત્યાં જવા માટે પાકી સડક છે. ત્યાં ઘોડા ઉપર પગ રસ્તે જવાય છે. આ રાજ્યની ઉત્તરે નાગા પહાડીમાં નાગાજાતિના લોકો રહે છે. પૂર્વ તરફ બ્રહ્મદેશ છે. રાજ્યમાં ઘણો ભાગ પહાડી છે. ગામની આજુબાજુનો ભાગ સારો છે. આ રાજ્યમાં લોગતાક નામનું સરોવર બહુજ મોટું છે. અહીં ઘણા કુવામાંથી મીઠું નીકળે છે. આ રાજ્યમાં વાંસનાં જંગલો ઘણાં છે. જંગલોમાં હાથી, વાઘ, ગેંડા વિગેરે જાનવરો રહે છે. અહિં પહાડી જાતિ ઘણી છે. અહીંની સ્ત્રીઓ ઘણી મહેનતુ છે. ઘર કારભાર ઉપરાંત ધંધો રોજગાર અને મહેનતનું કામ સ્ત્રીઓજ કરે છે. ખેતી તેમ વેપાર પણ સ્ત્રીઓજ કરે છે. રાજ્યની દક્ષિણે લુશાઈ, કૂકી અને સુતી લોકોનો દેશ છે. અહિંના ઘોડા સારા થાય છે. રાજ્યમાં અનાજ, કપાસ, તેલીબીયાં, આલુ, મકાઇ, તમાકુ વિગેરે થાય છે.

અહિંના રાજા કુલચન્દ્ર અને સેનાપતિ ટિકેંન્દ્રજીતસિંહે સને ૧૮૯૧ માં આસામના ચીફ કમીસ્નર મી કિવન્ડટન, અને બીજા કેટલાક યુરોપિયન અમલદારોને મારી નાંખ્યા હતા અને તેથી અંગ્રેજ સરકારે અહિં ચઢાઇ કરી રાજાનો મહેલ અને તેનું દેવમંદિર તોડીપાડી રાજાને કાળા-

ચાણીની અને સેનાપતિને ફાંસીની સજા કરી, રાજકુટુંબના એક નાના છોકરાને રાજ્ય ગાદી ઉપર બેસાડી સરકારે રાજ્યનો વહીવટ કરવા માંડયો હતો. મણિપુરમાં રેસીડેન્સી છે અને અંગ્રેજી લશ્કર રહે છે. મણિપુર પુરાણુ પ્રસિદ્ધ શહેર છે, પાંડવકૌરવોના વખતમાં અર્જુનને જ્યારે ૧ વર્ષ દેશવટો મળ્યો હતો ત્યારે તે અહિં આવ્યો હતો અને અહિંજ નાગકન્યા ઉલુપીને પરણ્યો હતો તેમ ચિત્રાંગદાને પણ અહિં પરણ્યો હતો. આ નાગ કન્યા તે અહિંના મૂળ રહેવાસી નાગ જાતિના રાજાની કુંવરી હોવી જોઇએ.

કોહિમા—મણિપુરથી અથવા તો મણિપુરથી કોહિમા પગરસ્તે જવાય છે. આસામ દેશના નાગા પહાડી જીલ્લાનું મુખ્ય સ્થાન કોહિમા છે. તેમાં સરકારી કચેરીયો અને લશ્કરી છાવણી છે. કોહોમાથી ૧૮ માઇલ ઉપર માઓ છે. મણિપુરથી કોહીમા સુધી સડક છે. આ જીલ્લામાં મીણ, મદ, જંગલી લાકડાં અને રંગ થાય છે. જંગલોમાં હાથી, વાઘ, ગેંડા વીગેરે છે. ઘણી જગાએ ગરમ ઝરણા છે. ઘણી જગાએ કોયલા અને સ્લેટના પત્થર નીકળે છે. અહીં પહાડી જાતિના માણસો છે.

**સીલ્હટ**—મણિપુરથી પગરસ્તે સીલ્ચર આવી ત્યાંથી ગાડીમાં બેસી બદરપુર આવવું. બદરપુરથી ચિતાગોંગ જતી ટ્રેનમાં બેસી ત્યાંથી કુલારા સ્ટેશને ઉતરવું. કુલૌરાથી ૧ ટ્રેન સીલ્હટઘાટ તરફ જાય છે તેમાં સિલ્હટ જવું. બદરપુરથી કુલૌરા ૩૭ માઇલ છે તેનું ભાડુ ૦—૧૨—૦ છે. કુલૌરાથી સીલ્હટ ૩૦ માઇલ છે, તેનું ભાડુ ૦—૮—૦ છે. સિલાંગથી ચેરાપુંજી થઇ પણ સીલ્હટ પગ રસ્તે અવાય છે. તે માટે પાકી સડક છે. સિલહટ સુરમા નદીના કિનારે આસામ દેશમાં જીલ્લાનું સદર સ્થાન છે. નારાયણગંજથી સિલ્હટ સુધી સુરમા નદીમાં આગબોટ ચાલે છે. અહિં સરકારી કચેરીયો છે. અહીં શાહજલાલ નામના ફકીરની મસીદ છે ત્યાં ઘણા યાત્રાળુ આવે છે. અહીંથી ચોખા, ચામડાં, નારંગી, વિગેરે બીજા દેશોમાં જાય છે. અહીં હાથીદાંત અને હાડકાંનાં ઘરેણાં ઘણાં સારાં થાય છે. નારંગી ઘણી સારી થાય છે. અહિં પણ ઘણીવાર ધરતીકંપ થાય છે. આ જીલ્લામાં નદીઓ ઘણી છે. અહિંના જંગલોમાં વાંસ, તાડ અને બીજાં ઘણાં ઝાડો છે. વળી મીણ, મદ, વાંસ, લાકડાં, ઘાસ, ઝાડના રસમાંથી બનેલું અગરનું અત્તરની પેદાસ સારી છે. જંગલમાં હાથી, વાઘ, બેંસો, ગેંડા ઘણા છે. અહિથી હાથ પકડી બીજે વેચી આવે છે.

સીલ્હટથી કુલૌર આવી ત્યાંથી ચીતાગોંગ તરફ રેલ્વેમાં જવાય છે. કુલૌરાથી આગળ ૮૦ માઇલ ઉપર અખૌરાનું જંકશન આવે છે. ત્યાંથી એક ગાડી આશુગંજ થઇ ભૈરવ બજાર જવું. ત્યાંથી ટાંગી થઇ ઢાકા અને નારાયણગંજ જવાય છે. નારાયણગંજથી આગબોટમાં બેસી લખમીયા અને ધવલેશ્વરી નદીનો સંગમ ઉતરી ગ્વાલંડો જવું ત્યાંથી કલકત્તા જવાય છે.

# ભાગ ૧૮ મો.

# બંગાળા ઈલાકો.

## પ્રકરણ ૮૮ મું.

## કોમીલા, ટીપરા, લાક્ષમ, નોઆખલી, સીતાકુન્ડ, બલવાકુન્ડ, ચીતાગોંગ, ચાંદપુર.

**કોમીલા**—સીલ્હટથી અખૌરાના સ્ટેશને પાછા આવી ત્યાંથી ચીતાગોંગ જતી રેલ્વેમાં ૩૦ માઇલ ઉપર કોમીલા રેલ્વેનું સ્ટેશન આવે છે. તેનું ભાડું અખૌરાથી ૦–૮–૦ છે. બંગાળા જીલ્લાના ચીતાગાંગ વિભાગમાં ગોમતી નદીના કિનારે ટીપરા જીલ્લાનું સદર સ્થાન કોમીલા છે. અહિં ૧૪ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. અહિં ટીપરાના રાજાએ બંધાવેલું ધર્મસાગર નામનું મોટું તળાવ છે. તેને કિનારે યુરોપિયનોની કોઠીઓ છે. અહીં સરકારી કચેરીઓ છે. અહીં ટીપરાનો રાજા જમીનદાર છે તે પૈસા લઇ લોકોને ઈંટોનાં મકાન બનાવા દે છે. પ્રદેશ પહાડી છે. જંગલોમાં તાડ, વાંસ અને કેળનાં ઝાડો છે. જંગલોમાં વાઘ ઘણા છે. અખૌરાથી એક ટ્રેન ટાંગી જાય છે. ટાંગીથી ઢાકા નારાયણગંજ અને મૈમનસિંગ જવાય છે.

**ટીપરા**—કોમીલાથી ૩૮ માઈલ ઉપર ટીપરાના દેશી રાજ્યની રાજધાની અગરતાલા છે. જેને ત્રિપુરા પણ કહે છે. ટીપરા રાજ્યના અગરતોલા ગામ ટીપરાના રાજાની રાજધાનીનું ગામ છે. ત્યાં રાજા રહે છે. ત્યાં સરકાર તરફથી પોલીટીકલ એજંટ રહે છે. અહિં વાંસનું જંગલ છે. જંગલોમાં હાથી, વાઘ, ગેંડા વિગેરે છે. રાજાને ૨ાા લાખ રૂપિયાની આવક છે. રાજાની અંગ્રેજી રાજ્યમાં ઘણી જમીનદારી છે, તેનું ૭ાા લાખ રૂપિયાનું જુદુ ઉત્પન્ન છે. ગામમાં મહારાજાનો મહેલ, કચેરી વિગેરે છે. અહીં મહેલ પાસે એક મંદિરમાં સોના, ચાંદિનાં ૧૪ માથાં છે. જેને અહિંના પહાડી લોકો ટીપરાદેવ માને છે. ત્રીપુરાની જુની રાજધાનીમાં ત્રિપુરેશ્વરનું જુનું મંદિર છે, તેને તિર્થસ્થાન માને છે. તે મંદિરના નામથી આ રાજ્યનું નામ ત્રિપુરા પડયું છે. ટીપરાના રાજા ચંદ્રવંશી યયાતિ રાજાના વંશજો છે. અહિંના રાજા ધર્મમાણિક્ય જે ૧૪ મી સદીમાં થઇ ગયા હતા તેના વખતમાં દર વર્ષે એક હજાર માણસોનું બલિદાન અપાતું હતું. ટીપરાનો રાજવંશ ઘણો જુનો છે. સને ૧૮૦૮ થી અહિંના રાજ્ય

પાસે અંગ્રેજ સરકારે ખંડણી લેવા માંડી છે. બીજાં દેશી રાજ્યો કરતાં આ રાજ્ય વધુ સ્વતંત્ર છે.

**લાક્ષમ**—કોમીલાથી આગળ ૧૩ માઇલ ઉપર લાકશમનું રેલ્વે જંકશન આવે છે. લાક્ષમથી એક ટ્રેન નોઆખલી જાય છે, એક ટ્રેન ચાંદપુર જાય છે અને એક ટ્રેન ચીતાગોંગ જાય છે.

**નોઆખલી**—લાક્ષમથી ૩૦ માઈલ ઉપર નોઆખલી બ્રેંચમાં નોઆખલીનું સ્ટેશન આવે છે, તેનું ભાડુ ૦–૭–૬ છે. બંગાળ પ્રાંતના ચીટાગાંગ વિભાગનું નોઆખલી જીલ્લાનું સદરસ્થાન છે. તેને અહિંના લોકો સુધારાંમ કહે છે. અહીં પાંચેક હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. ગામમાં સરકારી કચેરીયો, ઘણી મસીદો અને તળાવ છે. સમુદ્ર અહિંથી ૧૦ માઇલ ઉપર છે. અહીંના જંગલોમાં વાઘ, સુઅર વિગેરે છે. નોઆખલી ખાલને કિનારે છે. સને ૧૭૬૫ માં ઇસ્ટઇંડિયન કંપનીએ ટીપરા અને નોઆખલીમાં પોતાની કોઠીઓ સ્થાપી હતી. તે વખતે સમુદ્રના લુંટારાઓ અહિં ઘણી લુંટફાટ કરતા હતા જેથી અહિં જોઇંટ માજીસ્ટ્રેટ નીમવાની નવી વ્યવસ્થા કરી તેથી આ જીલ્લાનું નામ નોઆખલી પડયું છે. વરસાદ વખતે અહિં આખા દેશમાં જળ ફેલાઇ જાય છે.

**સીતાકુન્ડ**—નોઆખલીથી પાછા લાકસમ આવી ત્યાંથી બીજી ટ્રેનમાં ચીતાગોંગ જતાં લાકશમથી ૫૭ માઇલ ઉપર સીતાકુન્ડનું સ્ટેશન આવે છે. અહિં એક પહાડના ઉંચા શિખર ઉપર સીતાકુન્ડ નામનો પવિત્ર કુન્ડ છે. જેનું પાણી ગરમ છે. તેના પાણી પાસે દીવો ધરવાથી તેની બાફ ભભકી ઉઠે છે. ઘણા યાત્રાળુઓ અહિં આવે છે. આહંથી ૩ માઇલ ઉપર એક ઝરો છે.

**બલવાકુન્ડ**—સીતાકુન્ડથી ૪ માઇલ ઉપર બલવાકુન્ડનું સ્ટેશન આવે છે. તેની પાસે બલવાકુન્ડ નામનું એક પવિત્ર તિર્થ છે. તે કુંડના પાણીની ઉપર જ્વાલામુખીની માફક હંમેશાં દેવતાની ઝોળો નીકળ્યાં કરે છે. અહિં પણ ઘણા યાત્રાળુઓ આવે છે.

## ચિતાગોંગ.

**ચિતાગોંગ**—બલવાકુન્ડથી ૨૦ માઇલ ઉપર ચિતાગોંગનું સ્ટેશન આવે છે. બંગાળ પ્રાંતમાં કર્ણફુલી નદીના કિનારે ચિતાગોંગ એ જીલ્લાનું સદરસ્થાન છે. તેને ઇસ્લામાબાદ પણ કહે છે. અહિંથી બંગાળાનો દરીયો ૧૨ માઇલ ઉપર છે. ચિતાગોંગ પોર્ટબંદર છે. ગામમાં ૨૪ હજાર ઉપરાંતની વસ્તી છે. અહિં પર્વતો ઉપર યુરોપિયન લોકોની કોઠીયો છે. મુખ્ય સડક દીવાનબજાર, અને ચન્દનપરાની છે. અહિં સરકારી કચેરીયો

ડાક બંગલા, મસીદો વિગેરે છે. કુન્ડો અને તળાવો પણ ઘણાં છે. અહિંનાં હવા પાણી સારાં નથી. અહીં બંદરમાં ઘણાં વહાણો આવે છે. અને તેથી વેપાર ઘણો ચાલે છે. અહિં મીઠું ઘણું આવે છે. અહિંથી રૂહા, અનાજ વિગેરે પરદેશ ચઢે છે. આ જીલ્લાની પૂર્વે પહાડી દેશ અને બ્રહ્માનો આરાકાન દેશ છે. અહીં જંગલોમાં નેતર, વાંસ વિગેરે થાય છે. જંગલોમાં હાથી, વાઘ, ગેંડા વિગેરે છે.

**ચાંદપુર**—ચિતાગોંગથી પાછા લાકસમ જંકશને આવી ત્યાંથી ૧૫ માઇલ ઉપર ચાંદપુર એક ટ્રેન જાય છે તેમાં ચાંદપુર જવાય છે. ચાંદપુરથી નદીના માર્ગે આગબોટમાં બેસી લખમીયા અને ધવલેશ્વરીનદીના સંગમ પાસે લખમીયા નદીના કિનારે નારાયણગંજ ગામ છે ત્યાં જવાય છે. ત્યાંથી આગબોટમાં ગ્વાલંડો જઇ શકાય છે. ચાંદપુરથી નારાયણગંજ ૨૫ માઇલ છે તેનું આગબોટનું ભાડું ૦-૪-૦ છે.

## પ્રકરણ ૮૯ મું.

## નારાયણગંજથી ઢાકા થઇ મૈમનસિંગ.

### નારાયણગંજ.

ચાંદપુરથી સ્ટીમરમાં બેસી નારાયણગંજ જવું. ચાંદપુરથી નારાયણગંજનું સ્ટીમરનું ભાડું ૦-૭-૦ છે. અને ૨૫ માઇલ દુર છે. નારાયણગંજથી સ્ટીમરમાં બેસી ગ્વાલન્ડો જવાય છે. ગામ લખમીયા નદીના કિનારે છે. અહિંથી ગાડીમાં બેસી ઢાકા અને મૈમનસિંગ જવાય છે. નારાયણગંજમાં ૧૭ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. અહિંથી રોજ આગબોટ ગ્વાલન્ડો જાય છે. અહીં ૧૭ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. નારાયણગંજ ઢાકા જીલ્લાનું ગામ છે. ગામની આસપાસ કિલ્લો છે. ગામમાં એક મસીદ છે. અહિંથી મીઠું, તમાકુ, સણ, અને કપાસ બીજા દેશમાં જાય છે. અહિં જુટ-સણ દબાવવાના ઘણા સંચા છે.

### ઢાકા

નારાયણગંજથી ઇસ્ટર્ન બેંગાલ રેલ્વેમાં ઢાકા સેકશનમાં રેલ્વેમાં બેસી ઢાકા જવું. નારાયણગંજથી ઢાકા ૧૧ માઇલ છે તેનું ભાડું ૦-૪-૬ છે. બંગાળ પ્રાંતમાં બુઢીગંગાને કિનારે ઢાકા જીલ્લાનું સદરસ્થાન છે. ઢાકામાં ૮૨ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. શહેર ૪ માઇલની લંબાઇમાં છે. અહિં લશ્કરી છાવણી છે. શહેરમાં ત્રણ ચાર માળનાં મકાનો છે. શહેર વચ્ચે નદી પાસે યુરોપિયન લોકોનો મહેલો છે. શહેરમાં ઢાકાના નવાબનું મકાન ઉત્તમ છે. શહેરમાં બધે નળ છે. અહીં સરકારી

કચેરીયો, કમીશ્નરની કોઠી, ટાવર, અને ઢાકા કૉલેજ છે. અહિંથી ૮ માઈલ ઉપર ધવલેશ્વરી અને બુઢીગંગાનો સંગમ થાય છે.

ઢાકાની મલમલ ઘણી વખણાય છે. અહિં ચાંદી ને સોનાની ઉત્તમ ચીજો બને છે. અહિં મુસલ્માનોનો મહોરમનો ત્હેવાર ધામધુમથી પળાય છે. અહિં મારવાડી અને યુરોપીયનોનો ઘણો વેપાર છે. અહિંના જીલ્લાની નદીયોમાંથી માછલીયો વેચવાનો ૧ લાખ રૂપીયાનો વેપાર થાય છે. ઘણી વખત અહિં ધરતીકંપ થાય છે. ગામમાં ઉત્તમ સડકો છે. એક બાગ છે. પહેલાં ઢાકામાં હિંદુ રાજા હતા, પછી મુસલ્માન થયા અને સને ૧૭૫૭ માં ઢાકામાં અંગ્રેજ સરકારનો અધિકાર થયો. અહિંનું વણાટ કામ પહેલાં ઘણુંજ વખણાતું. અહિંથી માલ કલકત્તે મોકલવામાં આવે છે.

**મૈમનસિંગ**—ઢાકાથી ૭૩ માઇલ ઉપર મૈમનસિંગનું રેલ્વે સ્ટેશન છે. તેનું ભાડુ ૧–૨–૦ છે. બંગાળ પ્રાંતમાં ઢાકા વિભાગમાં બ્રહ્મપુત્રા નદીની ધારાને કિનારે મૈમનસીંગ જીલ્લાનું સદરસ્થાન છે. અહીં ૧૨ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. અહીં જુનાં ૨ મંદિરો છે. સરકારી કચેરીયો છે. અહીં એક આચાર્ય બહાદુર જમીનદાર રાજા છે. તેણે ટાઉન હોલ બનાવ્યો છે. અને શહેરમાં નળ નંખાવ્યા છે. અહીંની ગોરો અને સુસંગની પહાડીયોમાંથી દરવર્ષે ઘણા હાથી પકડવામાં આવે છે. જંગલોમાં વાઘ વીગેરે છે. આ ગામને લોકો નસીરાબાદ પણ કહે છે.

---

## પ્રકરણ ૯૦ મું.

## બોગડા–નાટોર, રામપુર બોલીયા, સીરાજગંજ, પવના, કુસ્તીયા, ફરીદપુર, ગ્વાલન્ડો.

**બોગડા**—મૈમનસીંગથી ૪૭ માઇલ ઉપર બહાદુરાબાદઘાટનું રેલ્વે સ્ટેશન છે. ત્યાંથા સ્ટીમરમાં બેસી બ્રહ્મપુત્રા નદી ઉતરી ટીસ્ટામુખઘાટ સ્ટેશનને જવું. ટીસ્ટામુખઘાટથી બોનારપરા થઈ સાન્તાહર જતાં રસ્તામાં બોગરાનું સ્ટેશન આવે છે. પાર્વતીપુર સ્ટેશન થઇ સાન્ટાહર થઇ બોગરા અવાય છે. ટીસ્ટાઘાટથી ૩૪ માઇલ ઉપર બોગડાનું સ્ટેશન છે તેનું ભાડુ ૦–૮–૬ છે. બંગાળ પ્રાંતના રાજશાહી વિભાગમાં બુગડા એ બુગડા નદીના કિનારે જીલ્લાનું સદરસ્થાન છે. અહીં ૬ હજાર માણસોની વસ્તી છે. અહિં સરકારી કચેરીયો છે. જીલ્લાના જંગલોમાં વાઘ, સુઅર, ભેંસો વિગેરે છે. અહીં અનેક પ્રકારના રંગ, મદ અને મીણ થાય છે.

**નાટોર**—બુગડાથી રેલ્વેમાં બેસી સાન્ટાહર આવવું. ત્યાંથી કલકત્તે જવાની એક લાઈન જાય છે તે સીલગુરી ટુ કલકત્તા બ્રેન્ચ ગણાય છે. બુગડાથી

૨૧ માઇલ ઉપર સાન્ટાહરનું સ્ટેશન છે તેનું ભાડુ ૦–૬–૬ છે. સાન્ટાહર ઉતરી ત્યાંથી કલકતે જતી બીજી ગાડીમાં બેસી નાટોર જવું. સાન્ટાહરથી ૨૮ માઇલ ઉપર નાટોરનું સ્ટેશન છે. તેનું ભાડુ ૦–૭–૦ છે. વચ્ચે ૪ સ્ટેશનો આવે છે. રાજશાહી જીલ્લામાં નાટોર એક સબડીવીઝનનું સ્થાન છે. ગામની વચ્ચે નાટોરના રાજાને સુંદર મહેલ છે. રાજા બ્રાહ્મણ છે. અહિં નવ-હજાર ઉપરાંત માણસની વસ્તી છે.

**રામપુર બોલીયા**—નાટોરથી ૩૦ માઇલ દૂર પદ્માનદીના કિનારે બંગાળના રાજશાહી જીલ્લાનું સદરસ્થાન રામપુર બૌલીયા છે. તેને રાજશાહી પણ કહે છે. ત્યાં ૨૧ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. ઘણી વખતે પદ્મા નદીમાં પુર આવતાં ગામમાં પાણી પેસી જાય છે. અહીં જીલ્લાની કચેરીયો છે. કમીશ્નર પણ અહિં રહે છે. અહીંથી ૧૫ માઇલ ઉપર પોઠીયા ગામમાં બંગાળી બ્રાહ્મણ રાજા છે. ત્યાં મહારાજા જગતનારાયણરાયની સ્ત્રી મહારાણી ભુવનમયીનું બંધાવેલું ભુવનેશ્વરનાથ મહાદેવનું દેવાલય છે. અહીં અફીણનું વાવેતર થાય છે. ઘણા લોકો રેશમના કીડા ઉછેરી રેશમ કહાડે છે. નાટોરના રાજા પહેલાં ઘણા ધનવાન અને જમીનદાર હતા. પ્રથમ રાજશાહી જીલ્લાનું સદરસ્થાન નાટોરમાં હતું પણ ત્યાં હવા પાણી સારાં નહિ હોવાથી અહિં જીલ્લાનું સદરસ્થાન રાખ્યું છે. નાટોરથી રામપુર બૌલીયા અથવા રાજશાહી જવા માટે મોટર સરવીસ છે. તેનું થર્ડ કલાસનું ભાડુ ૧ માણસનું રૂા. ૧–૪–૦ છે.

**સીરાજગંજ**—નાટોરથી ૨૦ માઇલ ઉપર ઇશુરડી જંકશન સ્ટેશન આવે છે ત્યાંથી એક ટ્રેન સીરાજગંજ તરફ જાય છે. ઇશુરડીથી ૫૫ માઇલ ઉપર સીરાજગંજનું સ્ટેશન આવે છે. તેનું રૂ. ૧–૦ ભાડુ છે. સીરાજગંજ બજારથી આગળ સીરાજગંજ કોર્ટ અને સીરાજગંજઘાટનું સ્ટેશન આવે છે. સીરાજગંજઘાટથી બ્રહ્મપુત્રા નદીમાં સ્ટીમરમાં બેસી જગન્નાથગંજઘાટ તેમજ નારાયણગંજઘાટ આવી શકાય છે. સીરાજગંજથી પવના જવાની સડક છે. અહીં ૨૩ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. સીરાજગંજ બ્રહ્મપુત્રા નદીના કિનારે પવના જીલ્લાને મુખ્ય કસ્બો છે. અહીં નદીના કિનારે ૪ ઘાટો છે. નદી મારફતે અહિં વેપાર ઘણો ચાલે છે. અહીં ઘણા યુરોપીયને અને મારવાડીયોનો ઘણો વેપાર છે. અહીં મીઠુ, તેલ, તેલી બી, જુટ, ચોખા, તમાકુ, અને ખાંડ બહારથી આવે છે. ઘણો વેપાર કલકત્તા સાથે ચાલે છે.

**પવના**—સીરાજગંજથી ૫૦ માઇલ પગરસ્તે થઇ પવના જવાય છે. અથવા તો નાટોરથી પોડાદહ જંકશન સ્ટેશનથી ૧ ટ્રેન ગોલન્ડો જાય છે. તે રસ્તે કુસ્ટીયાનું સ્ટેશન આવે છે ત્યાંથી ૧૫ માઇલ ઉપર પવના બંગાળાના રાજશાહી વિભાગનું જીલ્લાનું સદરસ્થાન ઇચ્છામતી નદીના

કિનારે છે. કુસ્ટીયાથી પવના સુધી નદીમાં આગબોટમાં પણ જવાય છે. અહીં અનાજની ખેતી છે. વાંસ પણ જંગલોમાં થાય છે.

**કુસ્તીયા**—નાટોરથી રેલ્વેમાં આગળ ૫૩ માઇલ જતાં પોડાદહનું જંકશન સ્ટેશન આવે છે ત્યાંથી ગોલન્ડા જતી ટ્રેનમાં ૧૦ માઇલ ઉપર કુસ્ટીયાનું સ્ટેશન આવે છે. બંગાલ પ્રાંતના નદીયા જીલ્લાનું તે સબ-ડીવીઝનનું ગામ છે. ગામ પદ્માગંગા નદીના જમણા કિનારે છે. અહીં જીલ્લાની કચેરીયો છે. પહેલાં સારાઘાટથી દામુકદીયાઘાટ સુધી પદ્મા નદીમાં ૧૨ માઇલ સુધી આગબોટ જાય છે.

**ફરીદપુર**—કુસ્તીયાથી ૪૬ માઇલ ઉપર આગળ રાજબરીનું સ્ટેશન આવે છે ત્યાંથી ૨૧ માઇલ ઉપર છોટી પદ્મા નદીના જમણે કિનારે બંગાળ પ્રાંતના ઢાકા વિભાગમાં જીલ્લાનું સદરસ્થાન ફરીદપુર છે. અહીં ૧૦ હજાર ઉપરાંતની વસ્તી છે. ગામમાં ઢોલ સમુદ્ર કરીને મીઠા પાણીનું મોટું સરોવર છે. અને એક મીનારો છે. અહીં બ્રહ્મોસમાજની એક સભા છે. આ જીલ્લાની વસ્તી ઘણે ભાગે નદીયોના કિનારે ઝુંપડાંમાં છે.

**ગ્વાલન્ડો**—ફરીદપુરથી રાજબરી પાછા આવી રાજબરીથી ૫ માઇલ ઉપર ગ્વાલન્ડોનું સ્ટેશન આવે છે. તે બંગાળ પ્રાંતમાં ઢાકા વિભાગમાં ફરીદપુર જીલ્લામાં પદ્મા અને બ્રહ્મપુત્રા નદીના સંગમ ઉપર છે. અહીં ચોમાસામાં નદીમાં પુર આવતાં છાપરાં તણાઈ જતાં હોવાથી લોકો જેઠ મહિનામાં અહિંથી ૨ ગાઉ દૂર જઇને રહે છે. સ્ટેશન પણ દૂર લઇ જવામાં આવે છે. અહિં ઘણી હોડીયો છે. અહીં તાલુકાની કચેરી છે. અહીં પણ મારવાડી વેપારી છે. તમાકુ, મોકુ અને તેલી બીયાંનો વેપાર ચાલે છે. અહીંથી ઘણી માછલીયો કલકત્તે મોકલવામાં આવે છે.

ગ્વાલન્ડોથી આગબોટમાં બેસી બ્રહ્મપુત્રા નદીને સામેપાર નારાયણગંજ જવાય છે. અહીંથી રોજ આગબોટ જાય છે. અહીંથી ત્રણ ચાર દિવસે બ્રહ્મપુત્રા નદીના માર્ગે એક આગબોટ આસામમાં ધાબરીઘાટ સુધી જાય છે.

---

## પ્રકરણ ૯૨ મું

---

## પોડાદહ જંકશનથી કલકત્તા.

### કૃષ્ણનગર, નદીયા, સન્તીપુર, જશર, ખુલના, બારીસાલ, નઇહટી, બારકપુર. ડમડમ, બારાસત થઇ કલકત્તા.

**કૃષ્ણનગર**—ગ્વાલન્ડોથી પાછા પોડાદહ જંકશન આવી ત્યાંથી ૪૮ માઇલ ઉપર બગુલાનું સ્ટેશન આવે છે. બગુલાથી ૧૨ માઇલ

ઉપર પગરસ્તે કૃષ્ણનગર જવાય છે. ત્યાં જવાની પાકી સડક છે અને ઘોડાગાડી મળે છે. બંગાળ પ્રાંતના નદીયા વિભાગમાં કૃષ્ણનગર જીલ્લાનું સદરસ્થાન છે. અહીં ૨૫ હજાર ઉપરાંતની વસ્તી છે. અહીં માટીની રંગીત મૂર્ત્તિયો સારી બને છે. આહં નદીયાના રાજાનો મહેલ છે. ગામમાં સરકારી કચેરીયો અને નિશાળ છે. બગુલાથી કલકત્તા સુધી લોકલટ્રેનો જાય છે.

## નદીયા

કૃષ્ણનગરથી ૬ માઇલ ઉપર ભાગીરથી નદીના કિનારે બંગાળા પ્રાંતનું જીલ્લાનું ગામ નદીયા છે. જેને નવદ્વીપ પણ કહે છે. અહીં અહુઆ નદી ભાગીરથીને મળે છે. અહીં પહેલાં સંસ્કૃત વિદ્યાભ્યાસ સારો હતો. હાલ પણ અહિં સંસ્કૃત પાઠશાળાઓ ઘણી છે. જ્યાં ઘણા વિદ્યાર્થી ભણવા આવે છે. અહીંથી ૨ માઇલ ઉપર વિદ્યાનગરમાં ચૈતન્યમહાપ્રભુએ વિદ્યાભ્યાસ કર્યો હતો, ત્યાં હાલ એક મંદીરમાં તેમની મૂર્તિ છે. ચૈતન્યમહાપ્રભુ કે જેમને કૃષ્ણચૈતન્ય અથવા ગૌરાંગપ્રભુ પણ કહે છે તેમની જન્મભૂમિ નદીયા છે. અહિં યાત્રાળુઓ બુદ્ધશિવનાં દર્શન કરીને પછી ગૌરાંગ પ્રભુનાં દર્શન કરે છે. ચૈતન્ય મહાપ્રભુ સને ૧૪૮૫ માં નદીયાના જગન્નાથ મિશ્ર બ્રાહ્મણને ત્યાં જન્મ્યા હતા. તેમણે વિષ્ણુની ભક્તિનો ઉપદેશ કર્યો હતો. તેમણે લગ્ન કર્યું હતું. પણ ૨૪ વર્ષની ઉમ્મરે ઘરનો ત્યાગ કરી ઓડીસા તરફ ગયા અને ૧૮ વર્ષ સુધી ઈશ્વરની ઉપાસના કરવાનો ઉપદેશ કર્યો હતો. સત્ય બોલવું અને ભગવાનની ભક્તિ કરવી એ તેમનો સિદ્ધાંત હતો. ચૈતન્ય મહાપ્રભુના મતના લોકો સંસારી છે. ચૈતન્ય મહાપ્રભુને લોકો કૃષ્ણના અવતાર માને છે. તેમની પુજા બંગાળા અને ઓરીસામાં ઘેર ઘેર થાય છે. નદીયા જીલ્લાનું સદરસ્થાન કૃષ્ણનગર છે. આ જીલ્લામાં જંગલોમાં ઝેરી સાપ, સુઅર, વિગેરે ઘણા છે. સાપ કરડવાથી દર વર્ષે ૫૦૦ માણસો આ જીલ્લામાં મરી જાય છે. નદીયામાં ૧૩ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. અહિં પહેલાં બંગાળાના છેલ્લા રાજા લક્ષ્મણસેન રાજ્ય કરતા તે પછી મુસલમાનોએ રાજ્ય લઇ લીધું. અહિંના રાજા ભટ્ટનારાયણના વંશજ છે. સને ૧૭૫૭ ના બળવા વખતે અહિંના રાજા કૃષ્ણચન્દ્ર મહારાજે સરકારને મદદ કરી હતી તેથી તેમને રાજેન્દ્ર બહાદુરની પદ્વિ મળી હતી. તેમની પછીના રાજા દાનશીલ અને વિદ્વાન થતા આવ્યા છે. અહિં સંસ્કૃત વિદ્યાનો ઘણો અભ્યાસ કરવામાં આવે છે.

**સન્તીપુર**—નદીયા જીલ્લામાં ભાગીરથીના કિનારે આ ગામ છે. તેમાં ૩૦ હજાર ઉપરાંતની વસ્તી છે. અહીં કપડાંનું વણાટ કામ સારૂં થાય છે. કાર્તકી પુનમે અહિં ગંગાસ્નાન કરવાનો અને શ્રીકૃષ્ણની રાસયાત્રાનો મેળો ભરાય છે. તે વખતે શ્રી કૃષ્ણભગવાનની સવારી નીકળે છે.

**જશર**—ખુલના સ્ટેશનથી ૧૨ માઇલ ઉપર રાણાઘાટનું રેલ્વેસ્ટેશન છે ત્યાંથી બનગામ જંકશન થઇ જશરનું સ્ટેશન ૪૭ માઇલ દૂર છે. તે બંગાળ પ્રાંતમાં ભૈરવ નદીના કિનારે જીલ્લાનું સદરસ્થાન છે. ગામ સ્ટેશનથી ૧ માઇલ દૂર છે. અહિં ૮ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. ગામમાં મછુવા ચોક નામનું બજાર છે. ગામમાં જીલ્લાની કચેરીયો વિગેરે છે. અહિં રઘુનાથજીનું મંદિર છે. અહીંથી ૧ માઇલ ઉપર જશરના રાજાના મહેલની નીશાનીયો છે, ત્યાં એક મોટું તળાવ છે.

**ખુલના**—જશરથી ૩ માઇલ ઉપર આગળ ખુલનાનું રેલ્વે સ્ટેશન છે, તે બંગાળ પ્રાંતનું જીલ્લાનું સદરસ્થાન છે. ખુલના પાસે ભૈરવ નદી સુન્દરવનમાં મળી ગઇ છે. ખુલના સુન્દરબનની રાજધાની છે. અહિ સરકારી કચેરીયો છે. આ જીલ્લામાં ખજુર વિગેરે વૃક્ષોનાં સુંદર કુંજો છે. દરેક ગામ પાસે બાગ અને ઝાડની કુંજો છે. ખુલના થઇને ઘણો માલ કલકત્તે જાય છે.

**બારીસાલ**—ખુલનાથી ૫૦ માઇલ ઉપર બારીસાલ નદીના કિનારે બંગાળા પ્રાંતમાં ઢાકા વિભાગમાં બારીસાલ જીલ્લાનું ગામ છે. અહીં ૧૫ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. અહીં જીલ્લાની કચેરીયો છે. આ જીલ્લામાંના ગામોમાં વાંસ અને સોપારીનાં ઘણાં ઝાડો છે. અહીંની જમીનમાંથી મીઠું ઘણું થાય છે.

**નઇહટી**—ખુલનાથી રાણાઘાટ જંકશન આવો ત્યાંથી ૨૨ માઇલ ઉપર નઇહાટીનું સ્ટેશન આવે છે. બંગાળાના ચોવીસ પરગણા જીલ્લામાં આ ગામ તાલુકો છે. અહીં ૨૯ હજાર ઉપરાતની વસ્તી છે. નઇહટીનું રેલ્વે જંકશન છે. અહીંથી ૧ ગાડી ઇસ્ટ ઇંડિયન રેલ્વેમાં હુગલી ઘાટ થઇ બન્ડેલ જંકશન જાય છે. પટણાથી એક ટ્રેન ગીરડી, આસનસોલ, અને બરદ્વાન થઇ બન્ડેલ આવેલ છે. અહિંથી કલકત્તા જવાય છે. નઇહટીથી બન્ડેલ જતાં રસ્તામાં હુગલી અર્થાત ભાગીરથી નદી ઉપર રેલ્વેનો પુલ છે.

**બારકપુર**—નઇહટીથી ૧૦ માઇલ ઉપર બારકપુરનું રેલ્વેસ્ટેશન આવે છે. બંગાળ પ્રાંતમાં ચોવીસ પરગણા જીલ્લામાં આ ગામ છે. અહિં લશ્કરી છાવણી છે. અહિં ૫૬ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. લશ્કરી છાવણી પાસે એક મોટો બાગ છે. જેમાં વાઇસરાયનું ગવર્નમેંટ હાઉસ છે. જ્યાં ઘણીવાર હિંદના વાઇસરોય કલકત્તેથી આવીને રહે છે. રેસકોર્સ પાસે હાથીયોને કેળવવાની જગા છે. જંગલોમાંથી હાથીને પકડીને અહીં કેળવવા માટે લાવવામાં આવે છે. સને ૧૮૫૭ ના બળવામાં અહિંનું લશ્કર ફરી ગયું હતું.

**દમદમ**—બારકપુરથી આગળ નવ માઇલ ઉપર દમદમનું રેલ્વે

સ્ટેશન આવે છે, અહિંથી રેલ્વેની એક શાખા દમદમની લશ્કરની છાવણી અને બારાસત થઇ બનગાંમ ગઈ છે. બંગાલ પ્રાંતના ચોવીસ પરગણા જીલ્લાનું સબડીવીઝનનું આ સ્થાન છે અહિંથી ઉત્તરમાં દમદમની લશ્કરી છાવણી છે. અહિં ગોળીઓ બનાવવાનું મોટું કારખાનું છે.

**બારાસત**—દમદમ જંકશનથી ૨ માઇલ દમદમ છાવણીથી ખુલના રુ કલકત્તા બ્રંચ લાઇનમાં બારાસતનું સ્ટેશન છે. તે ચોવીસ પરગણાનું જીલ્લાના સબડીવીઝનનું સદરસ્થાન છે. અહીં દસેક હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. અહીં જીલ્લાની સબડીવીઝનની કચેરીયો છે. વેપાર સાધારણ છે, દમદમથી આગળ કલકત્તાનું સ્ટેશન આવે છે.

---

## પ્રકરણ ૯૨ મું.

---

## લુકીસરાઇ, વજનાથ અને પારસનાથ થઇ કલકત્તા.

---

# ઝાડખંડી વૈજનાથ મહાદેવ. [ તિર્થ ]

---

લુકીસરાઇ જંકશનથી આગળ કીયુલ જંકશનનું સ્ટેશન આવે છે. કીયુલ અને લુકીસરાઇથી ૬૨ માઇલ ઉપર જસીડીહનું સ્ટેશન આવે છેત્યાં ઉતરવું. જસીડીહથી બ્રેન્ચ લાઇનમાં ૪ માઇલ ઉપર વૈદ્યનાથધામનું સ્ટેશન આવે છે. ગયાથી ઘણા લુકીસરાય જંકશન આવી ત્યાંથી નેપાળ અને આસામમાં ન જતાં બારોબાર વૈદ્યનાથ જવા માટે વૈદ્યનાથ ધામના સ્ટેશને આવે છે. સ્ટેશનથી ૧ માઇલ ઉપર બિહાર પ્રાંતમાં ભાગલપુર વિભાગના સંથાલ પરગણા જીલ્લાના સબ ડીવીઝનનું સદરસ્થાન આ વૈદ્યનાથ અથવા તો દેવગઢ છે. વૈદ્યનાથ ગામને દેવગઢ પણ કહે છે. ગોર લોકો સ્ટેશન ઉપરથી યાત્રાળુઓને મળે છે. વૈદ્યનાથ ગામમાં આઠ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. ગામ બહાર સરકારી કચેરીયો છે. આજુબાજુ જંગલ અને નાના નાના પર્વતો છે. ગામ પાસે રાજા મદનપાલ શિવિરનો ઉજ્જડ મીનારો અને મૂર્તિયો છે. અહિં ગીધ્ધોરના મહારાજા રાવણેશ્વરપ્રસાદની જમીનદારી છે.

ગામની પશ્ચિમ તરફની સડક પાસે વૈજુનું મંદિર છે. એક મોટા કંમ્પાઉન્ડમાં પથ્થર જડેલું મોટું ચોગાન છે. મોટા કિલ્લા જેવું આ મંદિરનું સ્થાન છે. તેની વચમાં વૈદ્યનાથ મહાદેવનું શિખરદાર પૂર્વ મુખનું મોટું પત્થરનું મંદિર છે તેની આજુબાજુ ચોક છે. તેમાં આજુબાજુ જુદાં જુદાં

બીજાં ૨૨ મંદિરો છે. બાર જ્યોતિર્લિંગમાંના આ મહાદેવ ૧ જ્યોતિર્લિંગ છે. શિવલિંગ ૧૧ આંગળ ઉંચું છે. તેના માથા ઉપર થોડો ખાડો છે. મહાદેવનાલિંગ નીચે જમીન ઉપર ચાંદીના જેવી ફરતી કિનારી છે. કહે છે કે એક બાવાએ તે ભાગ ચાંદી જેવો બનાવી દીધો છે. દરરોજ સમય સમયનાં શ્રૃંગાર અને પુજન થાય છે. યાત્રાળુઓ શિવગંગાસરમાં સ્નાન કરી પછી મહાદેવની પુંજા કરે છે. ઘણા યાત્રાળુઓ ગંગોત્રીમાંથી કે પ્રયાગમાંથી ગંગાજળ લાવી વૈદ્યનાથ મહાદેવને ચઢાવી તેમની પુંજા કરે છે. અહિં ગોર લોકો પાસે ગંગાજળ વેચાતું લઇને પણ ઘણા શિવ ઉપર ચઢાવે છે. મહા અને ફાગણ મહિનામાં ઘણા યાત્રાળુઓ કાવડોમાં ભરી ભરીને ગગાજળ લાવી શિવને ચઢાવે છે. મંદિરની આજુમાજુ સન્ધ્યા, ગૌરી, ગાયત્રી, સૂર્ય, લક્ષ્મીનારાયણ, ગણપતિ, ભૈરવ વીગેરેનાં નાનાં મોટાં ૨૧ મંદિરો છે. તેમાં કેટલાંકમાં તો શિવલિંગો છે.

**શિવગંગાકુન્ડ**—મંદિરની ઉત્તરે ગામ બહાર શિવગંગા નામનું એક મોટું સરોવર છે તેના કિનારે મોટી ધર્મશાળાઓ છે. તેના ઘાટ પથ્થરથી બંધાવેલા છે. તેમાં યાત્રાળુઓ સ્નાન કરી શિવનાં દર્શન કરે છે. વેજનાથના મંદિરમાં એક કુવો છે જે કુવામાં સર્વ તિર્થો છે. આ કુવાનું પાણી પીવાથી રક્તપીત મટે છે એમ કહે છે.

**મહાત્મ્ય**—શિવનાં બાર જ્યોતિર્લિંગ છે. તેમાં આ ચિતા ભૂમિમાં વૈદ્યનાથ એક જ્યોતિર્લિંગ છે. તેમનાં દર્શન કરવાથી શિવલોક પ્રાપ્ત થાય છે. તેમનું નૈવેદ્ય ખાવાથી પાપનો નાશ થાય છે. પૂર્વે રાવણે હિમાલય પર્વત ઉપર જઇ શિવનું તપ કર્યું છતાં જ્યારે શિવ પ્રસન્ન ન થયા ત્યારે તેણે હવન કરી પોતાનાં ૯ માથાં એક પછી એક કાપીને શિવલિંગ ઉપર ચઢાવ્યાં, જ્યારે દશમું માથું કાપવા જતો હતો તે વખતે તેની ભક્તિથી પ્રસન્ન થઇ શિવ પ્રકટ થયા અને તેને વરદાન માગવાનું કહ્યું. ત્યારે રાવણે પોતાનું માથું હતું તેવું થઇ જાય અને પોતે અતુલ બળવાન થાય, તેમજ શિવને પોતાના નગરમાં લઇ જઈ સ્થાપવાનું વરદાન માગ્યું. જેથી શિવે તેને તે પ્રમાણે અતુલ બળ આપી કહ્યું કે: તું મારા લિંગને લઇ જા, પણ જો માર્ગમાં કોઈ જગાએ તેને નીચે મૂકીશ તો તે ત્યાંજ રહી જશે. એવું કહી પોતે લિંગરૂપ થઇ ગયા. રાવણ તે લિંગ લઇને જતાં આ સ્થળે આવ્યો એટલે તેને પેશાબ કરવાની ઇચ્છા થઈ એટલે તેણે ત્યાં ઉભેલા એક વેજુ નામના ગોવાળને લિંગ આપ્યું અને કહ્યું કે: મારા આવતા સુધી ઝાલી રાખજે. વેજુ લિંગ લઇ ઉભો રહ્યો પણ રાવણને આવતાં વાર લાગી એટલે તેનાથી ભાર વધુવાર લઇને ઉભુ ન રહેવાયાથી લિંગને નીચે મુકી દીધું. તે ત્યાંજ ચોટી ગયું. પછી થોડીવારે રાવણે આવી લિંગ ઉઠાવા માંડયું પણ ઉપડયું નહિ, તેથી લિંગ ઉપર

રાવણે અંગુઠો ડબાવ્યો અને નિરાશ થઇ ત્યાંથી ચાલ્યો ગયો, તે પછી આ લિંગ વૈદ્યનાથ નામથી પ્રસિદ્ધ થયું. તે પછી વિષ્ણુ વિગેરે દેવોએ તેમનું પુજન કર્યું કે તમારૂં નામ વૈદ્યનાથ પડશે. જે તમારા ઉપર ગંગાજળ લાવીને ચઢાવશે તે પરમપદને પામશે. પેલો વિજુ ગોવાળ તે પછી રોજ શંકરની પુંજા કરતો. પુંજા કર્યા વગર ખાતોજ નહિ. તેથી શિવે તેના ઉપર પ્રસન્ન થઈ વરદાન માગવાનું કહ્યું ત્યારે તેણે કહ્યુ કે: તમે અહિં વૈદ્યનાથ નામથી સ્થિત થઇને રહો, તે પછી શિવ ત્યાં વૈદ્યનાથ નામથી સ્થિત થયા. એવું શિવપુરાણમાં છે. જીલ્લાના ઘણા ભાગમાં જંગલ છે. અહિં શાલનાં ઝાડ થાય છે. અહીં સુંદર ઘણો થાય છે. પહાડી લોકો રેશમના કીડાને ઉછેરે છે. આ દેશમાં કોયલા અને લોઢાની ખાણો છે. અહીંનાં જંગલોમાં વાઘ, હરણ સુઅર વિગેરે છે. અહીંથી પાંચ સાત માઇલ ઉપર ઘણી ઝાડી છે, આ ઝાડીમાં મોટી હરડે અને રૂદ્રાક્ષનાં ઝાડો થાય છે. કેટલાક સાધુઓ અનેક વનસ્પતિની શોધમાં અહિં આવે છે. અહીં ઘણા બંગાળીઓ એકાંત જીંદગી ગાળવા મકાનો બંધાવીને રહે છે. અહીંનાં હવા પાણી સારાં છે. શિવરાત્રી ઉપર અહિં મોટો મેળો ભરાય છે. અહિંના બધા લોકો મચ્છાહારી છે. અહિં બજારમાં હરડે ઘણી સસ્તી મળે છે.

---

# સમેતશિખર–પારસનાથ.

વૈદ્યનાથથી પાછા જસીડીહ પાછા આવવું ત્યાંથી ઇન્ડીયન બ્રૅડશો લાઇનમાં આગળ સીતારામપુર તરફ જતાં જસીડીહથી ૧૮ માઇલ ઉપર મધુપુરનું સ્ટેશન આવે છે. ત્યાં ઉતરવું. જસીડીહથી મધુપુરનું ૦–૫–૦ ભાડુ છે. મધુપુર જંકશનથી ૨૩ માઇલ ઉપર ગીરડીનું રેલ્વે સ્ટેશન આવે છે. મધુપુરથી ગીરડીનું ૦–૬–૦ ભાડુ છે. અહીં જૈનોની ધર્મશાળા છે. તેમાં પાર્શ્વનાથનું મંદિર છે. ગીરડીથી નૈરૂત્ય ખૂણા તરફ પારસનાથ પહાડની તળેટી કે જેને મધુબન કહે છે ત્યાં સુધી ૧૮ માઈલની પાકો સડક છે. ત્યાં જવા માટે ગાડાં મળી શકે છે. રસ્તામાં ચારેક ગાઉ ઉપર, રજુઆલીકા નદી આવે છે. અહીં ચરમ તિર્થંકર શ્રીવીર પ્રભુને કેવળ જ્ઞાન ઉત્પન્ન થયું હતું અહીં દેરાસરમાં તેમનાં પગલાં છે. અને નેમનાથની પ્રતિમા છે. અહીંથી મધુવન ૫ ગાઉ છે. પારસનાથનો પહાડ છોટા નાગપુર વિભાગમાં હજારી બાગ જીલ્લાના પૂર્વ ભાગમાં આવેલો છે, પારસનાથ જૈનોનું યાત્રાનું પવિત્ર સ્થાન છે. મધુવનમાં બે મોટી ધર્મશાળાઓ છે. પહાડનાશિખરે જવા માટે એક ઉત્તમ પગડંડીઓ રસ્તો છે. રસ્તામાં સાલ અને વાંસનાં જંગલો ઘણાં છે. ઉપર જતાં રસ્તામાં ઘણાં ઝરણો આવે છે. અહિંનાં હવા પાણી ઠંડાં છે. પહાડ ઉપર અસ્મીદ શિખર છે તે દરીયાની સપાટીથી ૪૪૮૮ ફીટ ઉંચું છે. તે શિખર ઉપર જૈનોનાં નાનાં નાનાં ૨૦ દેરાસરો

છે. જેમાંનાં કેટલાંક ઘણાં ઉત્તમ છે. જેમાંનું એક આરસપહાણનું મંદિર બંધાવતાં ૮ લાખ રૂપિયા ખર્ચ થયું હતું.

જૈનોના ૨૪ તિર્થંકરો અહિં નિર્વાણપદને પામ્યા હતા અને તેના ઉપર ૧૯ તિર્થંકરોની સમાધિસ્થાન છે. ૨૩ મા તિર્થંકર પારસનાથની અહિં સમાધિ છે. તેના ઉપરથી આ સ્થાનનું નામ પારસનાથ પડયું છે પારસનાથજીનો જન્મ કાશીમાં થયો હતો. તે ૧૦૦ વર્ષ સુધી જીવ્યા હતા અહિં દર વર્ષે દસ હજાર જૈન યાત્રાળુઓ યાત્રા કરવા આવે છે. જૈનોનું મોટામાં મોટું યાત્રાનું સ્થળ સમેતશિખર ગણાય છે.

શેત્રુંજય, ગિરનાર, આબુ, ગ્વાલિયર, અને પારસનાથ એ ૫ પર્વતો ઉપર જૈનોનાં દેરાસરો છે. તેમાં શેત્રુંજય પર્વત ઉપરની જાત્રા ઘણી મોટી મનાય છે. જેમ હિંદુઓનું યાત્રાનું પરમધામ કાશી ગણાય છે તેમ જૈનોનું યાત્રાનું પરમધામ પારસનાથ ગણાય છે. અહિં ઘણે ભાગે ફાગણ માસમાં જૈનોનો સંઘ યાત્રાએ આવે છે. પહાડ ઉપર ચઢવા ડોળીઓ પણ મળે છે. શિખરની તળેટીના સ્થાનને મધુબન કહે છે. દરવાજામાં પેસતાં પ્રથમ દરવાજા બહાર એક વડના ઝાડ નીચે ચમત્કારીક યક્ષનું દેવમંદિર છે. કારખાનાની પહેડી ધર્મશાળામાં છે. આ સ્થળ ઘણું રમણિક છે. ધર્મશાળામાં હજારો માણસ રહી શકે તેવી તે મોટી છે. ધર્મશાળા વચ્ચે વિશાળ બગીચો છે. ધર્મશાળા પાસે મધુબનમાં સ્વેતાંબરી જૈનોનાં દશ જીનાલય શિખારબંધી છે. જેમાં ૪ શ્રી પારસનાથનાં, ૨ સામલાપારસનાથનાં, ૨ સુપારસનાથનાં, ૧ શ્રીચંદ્રપ્રભુનું અને ૧ શુભ સ્વામીગણધરનું છે. મંદિરોના મેડા ઉપર શ્રીચંદ્રપ્રભુ, સંભવનાથ અને સુપાર્શ્વનાથ ચોમુખજી છે. ધર્મશાળાની બીજી તરફ દીગંબરીની ધર્મશાળાઓ છે. ધર્મશાળાના દરવાજેથી યક્ષના મંદીર પાસે થઇ પહાડ ઉપર ચઢાય છે. ઠેઠ ઉપર સુધી માટીની સડક છે. ચઢાવ નવ ગાઉનો છે. રસ્તામાં ચોવીસ ટુંકો છે. આ પહાડ ઉપર ચામડાના બુટ પહેરી જૈનો જતા નથી પણ કંતાનના બુટ પહેરવા પડે છે. પહેલાં જૈનો મધુબનમાં દેરાસરોમાં દર્શન કરી પછી બીજે દિવસે પહાડ ઉપર ચઢે છે દોઢેક ગાઉ ઉપર જતાં ગંધર્વનાળુ આવે છે, ત્યાં મીઠું પાણી જોસમાં વહે છે. અહીં એક મકાન બાંધેલું છે. અહિં યાત્રા કરી પાછા આવતાં યાત્રાળુઓને શ્વેતાંબર કોઠી તરફથી ભાથુ અપાય છે. અહીંથી આગળ સીતાનાળાનો રસ્તો આવે છે. સીતાનાળા આગળ પણ પાણી જોસભેર વહે છે. ત્યાંથી શ્રી સામલાજીની ટુંકે જવાય છે અને સીધા ઉપર શિખર ઉપર જવાથી પારસનાથની મોટી ટુંકે જવાય છે. પહાડના શિખર ઉપર મોટું ભવ્ય દેરાસર છે, તેમાં પારસનાથની ચરણપાદુકા છે. અહીં તેઓ મોક્ષે ગયા હતા.

અહીં આવવા ૮૪ પગથીયાં ચઢવાં પડે છે પહાડ ઉપર ઠંડી વધારે રહે

છે. અહીંથી પગથીયાં નીચે ઉતરી પાછા નેમનાથ, અજીતનાથ, વીમલનાથ, સુપાર્શ્વનાથ, મહાવીરસ્વામી, શાંતિનાથ, સુમતીનાથ, ધર્મનાથ, ચોવીસ તિર્થંકર, પારસનાથના દસ ગણધરોનાં પગલાં, કુંથુનાથ, નેમીનાથ, અરનાથ, મલ્લીનાથ, શ્રેયાંસનાથ, સુવિધિનાથ, પદ્મપ્રભુ, મુનિસુવ્રતસ્વામી, ચંદ્રપ્રભુ, આદીશ્વર, શીતલનાથ, અનંતનાથ, સંભવનાથ, વાસુપુજ્યસ્વામી અને અભીનંદ સ્વામી વિગેરેની જુદી જુદી ટુંકો થોડે થોડે વેગળે રસ્તામાં આવે છે. આ ટુંકોમાં ભગવાનનાં પગલાં છે. તેમાં પદ્મપ્રભુ, મુનીસુવ્રત સ્વામી, ચંદ્રપ્રભુ, આદિશ્વર, શીતલનાથ એ પાંચ ટુંકો જુદી જુદી ડુંગરીઓ ઉપર જુદી જુદી છે. જેમાં ચંદ્રપ્રભુની ડુંગરી જુદી છે તેનો ચઢાવ કઠણ છે. આ બધી ટુંકોની વચ્ચે શ્રી સામળીયાપાર્શ્વનાથની મોટી ટુંક છે. અહિં દેરાસરમાં સામળા પાર્શ્વનાથની પ્રતિમા છે. પ્રતિમા ઘણી અલૌકીક છે પ્રભુના ગંભારામાં અભીનંદન, શીતલનાથ, સહસ્રફણા પાર્શ્વનાથ વિગેરેની પ્રતિમાઓ છે. ચોવીસે ટુંકો ફરી અહિં અવાય છે.

નંદીશ્વર દ્વીપની યાત્રા કરવાના ફળ કરતાં અહીં યાત્રા કરવાથી હજાર ઘણું ફળ વધુ મળે છે. આ પર્વત ઉપર પૂર્વે શ્રી આદીશ્વર, વાસુપુજ્ય, નેમનાથ, અને મહાવીર સ્વામી સીવાયના બીજા ૨૦ તિર્થંકરો હજારો મુનિયો સાથે સિદ્ધિપદને પામ્યા હતા. સગરચક્રવર્તી રાજા રાજ રિદ્ધિ છોડી અહિંજ મોક્ષે ગયા છે. શાંતિનાથના પુત્ર રાજરીષીશ્વર પણ કેટલાક મુનિયો સાથે અહિં નિર્વાણ પામ્યા હતા. અહીં આદીશ્વર, નેમનાથ, વાસુપુન્ય અને મહાવીર સ્વામીની નવટુંકો બાંધી તેમાં તેમની ચરણપાદુકાઓ સ્થાપેલી છે.

આ પર્વત ઉપર જૈનો સ્હવારમાં વ્હેલા ઉઠી ત્રણ વાગે ચઢે છે. તે પહાડ ઉપર દર્શન કરી આવી સાંજના ચાર વાગે પાછા નીચે ઉતરી પડે છે. અહિં જૈનો દસ અગીઆર દિવસ સુધી રહે છે. અહીં શ્વેતાંબરી અને દીગંબરીનાં નૌકારશીનાં નોતરાં ભેગાં દેવાય છે. સંઘ રહે છે ત્યાં સુધી મધુવનમાં અઠ્ઠાઈ ઓચ્છવ થાય છે. સાથે મુનિ મહારાજો પણ હોય છે.

પારસનાથથી મધુપુર આવી ત્યાંથી સીતારામપુર સીટી થઇ આસનસોલ જંક્શન થઇ કલકત્તા જવાય છે. કલકતેથી ખરગપુર થઇ જગન્નાથ પુરી જવાય છે.



## પ્રકરણ ૯૩ મું.

# ગયાથી આસનસોલ થઈ કલકત્તા.

### હજારીબાગ, વીરાટનગર, ગોમોહ, સીતારામપુર, આસનસોલ, રાણીગંજ સીઉડી, બર્દવાન, હુગલી, તારકેશ્વર, ચંદ્રનગર, સીરામપુર થઈ કલકતા.

## હજારીબાગ.

ગયાજીથી પટના તરફ ન જવું હોય તો હજારીબાગરોડ થઇને કલકત્તે જવાય છે. ગયાથી ૭૭ માઇલ ઉપર હજારીબાગ રોડનું સ્ટેશન આવે છે, તેનું ભાડુ રૂા. ૧—૩—૦ છે. ૭ કલાકનો રસ્તો છે. હજારીબાગ રોડથી ઉતરી ત્યાંથી હજારી બાગ ટાઉન સુધી મોટરસરવીસ છે. એટલે મોટરમાં બેસી હજારીબાગ રોડથી હજારીબાગ ટાઉન જવું, તેનું ભાડુ રૂ. ૨—૦—૦ છે. હજારીબાગ છોટાનાગપુર પ્રાંતમાં જીલ્લાનું સદરસ્થાન છે. અહીં ૧૬ હજાર ઉપરાંત માણુસોની વસ્તી છે. અહીં સરકારી કચેરી દવાખાનું, સ્કુલ, દીવાનીકોર્ટ અને લશ્કરી છાવણી છે. આ સ્થળ સમુદ્ર જળથી ૨૦૦૦ ફીટ ઉંચું છે. જીલ્લામાં ઘણી પહાડીયો છે. તેમાં ઘણી અબરખની ખાણો છે. ઘણા ગામોની પાસેની ખાણોમાંથી અબરખ કહાડવામાં આવે છે. હજારી બાગથી દર વર્ષે આઠ દસ લાખ રૂપિયાનું અબરખ બહાર જાય છે. જંગલોમાં વાઘ વીગેરે છે.

**વિરાટનગર**—હજારી બાગ જીલ્લામાં કાલુઆ પર્વત છે તેની પાસે પાંડવોના વખતનું વિરાટનગર હતું એમ કહે છે. પર્વતના ઉપર મધ્ય ભાગે તળાવ છે, તેની પાસે એક ખાલી મંદિર છે ત્યાં તળાવમાં લોકો કીચકનું નામ દઇ પત્થરો મારે છે. અહીં કોલ્ટારુ દેવીનું મંદિર છે. અહીં ભીમનો દડો, ભીમનો ખાડો, ગુફા, યજ્ઞકુન્ડ અને પાંડવોની મૂર્ત્તિયો છે. નવરાત્રીએ અહિં યાત્રા ભરાય છે. અમદાવાદ પાસે ધોળકાને પણ કેટલાક વિરાટનગર કહે છે.

**ગોમોહ**—હજારીબાગ રોડથી ૨૮ માઇલ ઉપર ગોમોહનું જંકશન સ્ટેશન આવે છે. ગોમાહથી આદ્રા, બાંકુરા થઈ ખરગપુર રેલ્વે જાય છે. ખરગપુરથી જગન્નાથપુરી જવાય છે.

**સીતારામપુર**—ગોમોહથી ગ્રેન્ડ ચોર્ડ લાઇનમાં આશરે ૧૮ માઇલ ઉપર ધનબાદનું સ્ટેશન મુકી ધનબાદથી ૩૧ માઇલ ઉપર સીતા-

રામપુરનું સ્ટેશન આવે છે. સીતારામપુર રેલ્વેનું જંકશન સ્ટેશન છે. પટનાથી મોકામહ અને લુકીસરાઇ જંકશન થઈ જાસીડીહથી વૈદ્યનાથ મહાદેવ જઈ આવી ત્યાંથી પાછા મધુપુરથી પારસનાથ જઈ આવી પાછા સીતારામપુર અવાય છે. સીતારામપુરથી આસનસોલ જંકશન થઈ કલકત્તે જવાય છે.

## આસનસોલ.

આસનસોલ રેલ્વેનું જંકશન સ્ટેશન છે. તે સીતારામપુરથી ૧૧ માઇલ ઉપર છે. તેનું ભાડુ ૦–૧–૬ છે. એક ટ્રેન ભૂશાવળથી વરધા, નાગપુર, રાયપુર, બીલાસપુર, ચક્રધરપુર, સીની, પુરુલીયા, આદ્રા થઈને અહીં આવે છે. બંગાળ પ્રાંતના બર્દ્વાન જીલ્લામાં રાણીગંજ સબડીવીઝનના તાબાનું આ ગામ છે. આસનસોલમાં રેલ્વેનું એન્જીનનું મોટું કારખાનું છે. આ ગામની ચારે બાજુ કોયલાની ખાણોનું મેદાન છે. અહીંના લોકો પથ્થરના કોયલાથી રસોઈ બનાવે છે.

**રાણીગંજ**—આસનસોલથી કલકત્તા તરફ જતાં ૧૧ માઇલ ઉપર રાણીગંજનું સ્ટેશન છે. તેનું ભાડુ રૂ. ૦–૩–૦ છે. બંગાળ પ્રાંતમાં બર્દ્વાન જીલ્લામાં દામોદર નદીના ઉત્તર કિનારા ઉપર રાણીગંજ સબ ડીવીઝનનું ગામ છે. પહેલાં આ સ્થાન બર્દ્વાનની રાણીનું હતું તે ઉપરથી તેનું નામ રાણીગંજ પડયું છે. ગામમાં ૧૩ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. જેમાં ઘણો ભાગ હિન્દુ છે. અહીં બર્ન કંપનીનું કારખાનું છે. તેમ બંગાળ પેપર મીલ, એક દવાખાનું અને સરકારી કચેરીઓ છે.

અહીં કોયલાની ખાણો વધારે હોવાથી કોયલાની ખાણોને માટે તે પ્રસિદ્ધ છે. આખા હિન્દુસ્તાનમાં અહીં કોયલાની ખાણો વધારે છે. રાણીગંજ, માધવપુર, ચાંદપુર, લખીપુર, શિવપુર, શંખતરીયા, ઘૌસાલ, નિયામતપુર, દેસાગઢ, ધદકા, બેલરોઈ, બરીયા, વિગેરે ગામોની આસપાસ કોયલાની ઘણી ખાણો છે. અહિંથી કોયલા ઘણા દેશાવર જાય છે. રાણીગંજ પાસે બારીયા ગામમાં પાંજરાપોળ છે.

**સીઉડી**—રાણીગંજથી આગળ ૪૬ માઈલ ઉપર ખાના જંકશન આવે છે. ખાના જંકશનથી એક ટ્રેન સૈન્થીઆ, રામપુરહાટ, નલહાટી, તીનપહાડ, સાહેબગંજ થઈ ભાગલપુર તરફ જાય છે. સૈન્થીઆથી ૧૪ માઇલ ઉપર બંગાળ પ્રાંતના બર્દવાન વિભાગમાં વીરભૂમિ જીલ્લાનું સદર સ્થાન સીઉડી છે. અહીંથી મોર નદી ૩ માઈલ ઉપર છે. ગામમાં ૮ હજાર માણસોની વસ્તી છે. સંથાલી ભાષામાં જંગલને વીર કહે છે. વીરભૂમી એટલે જંગલી ભૂમી એવો થાય છે. આ જીલ્લામાં કોયલા ને લોઢાની ખાણો છે. આ જીલ્લામાં તાંતીપાડા ગામથી ૧ માઇલ ઉપર

બાકેશ્વર નામના નાળાને કિનારે ગરમ જળનાં ઝરણા છે. ત્યાં શિવમંદિર છે. સીઉડીથી ૧૮ માઈલ દૂર અજય નદીની ઉત્તરે જયદેવજીનું જન્મસ્થાન કેન્દુલી ગામ છે. જયદેવજીએ પોતાનું જીવન ઉપાસના અને ધર્મોપદેશમાં વિતાવ્યું હતું. તેમણે ગીતગોવીંદ પદ્યમાં રચ્યું છે તે સમર્થ કવી હતા.

## બર્દવાન.

ખાના જંકશનથી ૮ માઇલ ઉપર બર્દવાનનું સ્ટેશન છે તેનું ભાડું ૦–૨–૦ છે. બંગાળ પ્રાંતમાં દામોદર નદીથી ૨ માઇલ ઉપર બાંકા નદી પાસે જીલ્લાનું સદરસ્થાન બર્દવાન છે. ગામમાં ૩૪ હજાર ઉપરાંત માણુ-સોની વસ્તી છે. સીતારામપુરથી ૭૬ માઇલ ઉપર બર્દવાન છે અને તેનું ભાડું રૂ. ૧–૨ છે. બર્દવાનમાં મહારાજાનો મહેલ, ગુલાબબાગ, ૧૦૮ શિવા-લય અને પીર બહરામની દરગા જોવા લાયક છે.

અહીંના મહારાજા ક્ષત્રીય છે. અહીંના મહારાજાને ૩૦ લાખ રૂપિ-યાની વાર્ષિક આવક છે. સ્ટેશનથી ૧ માઇલ ઉપર બર્દવાનના મહારાજાનો મહેલ છે. તે જોવાને પરવાનગી લેવી પડે છે. રાજવાડીના મોટા ઘેરાવાની અંદર મહેલ છે. અંદર ઉત્તમ આરસપહાણની કારીગીરી છે. અંદર મોટા ખંડની પૂર્વે એક ખંડમાં અંગ્રેજી નાચઘર છે. જેના ઉપરના માળ ઉપર લાયબ્રેરી છે. એક બાજુ દિલારામની પાસે આઇનામહેલ છે. એક ખંડમાં ઘણાં હથિયારો છે. આયનામહેલની પૂર્વે રાજાની કચેરી છે.

લક્ષ્મીનારાયણનું મંદીર—રાજમહેલની પાસે લક્ષ્મીનારાયણનું ઉત્તમ મંદિર છે. મંદીરના આગળના ભાગમાં આરસની ફરસબંધી છે. ચાંદી જડેલા સિંહાસન ઉપર દેવમુર્તિયો છે. પાસે પૂજાવાડી છે. બડા-બજારની દક્ષિણે મંગલા મહારાણીનું મંદિર અને એક શિવાલય છે.

ગુલાબબાગ—સ્ટેશનથી ૨ માઇલ ઉપર મહારાજાનો ગુલાબબાગ છે. રાજવાડી અને ગુલાબબાગની વચ્ચે સડકની પાસે શ્યામસાગર એક મોટું તળાવ છે. બાગમાં ઉત્તમ ફુલઝાડો છે. તેમાં જંગલી જનાવરો. જળચર પ્રાણિયો, અનેક પક્ષીયો, જુદી જુદી જગામાં છે. તેમાં વાઘ, હરણ વિગેરે અનેક જાનવરો રાખવામાં આવેલાં છે, બાગ વચ્ચે એક તળાવ છે. તળાવની પશ્ચિમે રસોડું, જનાનો, બેઠક વિગેરે ઉત્તમ મકાનો છે. બાગની પાસે નહેર છે.

અષ્ટોત્તર શિવાલય—રાજવાડીથી ૩ માઇલ ઉપર એક ચોગાનમાં ચારે બાજુ એક પ્રકારનાં ૧૦૮ શિખરદાર શિવમંદિર છે. અહિંના જંગ-લોમાં અનેક જાનવરો છે. તાડ, કેળ અને આંબાનાં વૃક્ષો ઘણાં છે. આ જીલ્લામાં ઝેરી સાપ ઘણા છે. અહિંના મહારાજાના પૂર્વજોએ પંજાબ-

માંથી અહિં આવી રાજ્ય જમાવ્યું. સને ૧૮૫૭ ના બળવામાં અહીંના રાજાએ સરકારને સહાયતા કરી હતી. અહિંના રાજાને ૩૦ લાખની આવક છે.

## હુગલી.

બર્દવાનથી ૪૨ માઇલ ઉપર હુગલીનું રેલ્વેસ્ટેશન છે તેનું ભાડું રૂા. ૦–૧૧–૦ છે. વચ્ચે કેટલાક સ્ટેશનો ઉપરાંત માગરાનું રેલ્વેજંકશન આવે છે. આગ્રાથી ૧ ટ્રેન તારકેશ્વર જાય છે. તેનું ભાડું ૦–૮–૦ છે. બંગાળ પ્રાંતમાં બર્દવાન વિભાગમાં હુગલી નદીથી ૨ માઇલ ઉપર હુગલી એ જીલ્લાનું સદરસ્થાન છે. અહીં ૩૩ હજાર ઉપરાંતની વસ્તી છે. જેમાં ૨૬ હજાર ઉપરાંત હિંદુઓ છે. ગામમાં મ્યુનીસિપાલીટી છે. અહીં ઇમામવાડો જોવા લાયક છે. જેને કરામતઅલીએ ૩ લાખ રૂપીઆ ખર્ચીને બંધાવ્યો છે. આજુબાજુ મોટો કોટ છે. વચ્ચે દરવાજો છે તેમાં બે મિનારા છે. અંદરનું ચોગાન ઘણું વિશાળ છે. અહિં હુગલી કોલેજ છે. જેમાં ૬૦૦ ઉપર વિદ્યાર્થીઓ ભણે છે. અહીંથી હુગલી નદીનો જુબીલી પુલ ઓળંગી એક ટ્રેન નઇહટી જાય છે. આ પુલ બંધાવતાં ૫૩ લાખ રૂપિયા ખર્ચ થયું હતું. નઇહટીથી કલકત્તા ૨૪ માઇલ છે. હુગલીગંગા નદીને ભાગીરથી પણ કહે છે. તે ગંગાજીની પશ્ચિમ તરફની શાખા છે. હુગલીથી ૧ માઇલ ઉપર બુન્દેલ ગામમાં પોર્ટુગીજનો ૧ જુનો મઠ છે. અને ત્રિવેણીનું પવિત્રસ્થાન છે. હુગલીથી ૩ ગાઉ ઉપર વાંસવાડીયામાં હુંસેશ્વરી દેવીનું ૧૩ કલશવાળું મંદિર છે. જેમાં ૧૩ શિવલિંગ છે. મંદિરની આજુબાજુ કિલ્લો અને ખાઇ છે. હુગલી સને ૧૫૩૭ માં પોર્ટુગીજોએ વસાવ્યું હતું.

**તારકેશ્વર**—બર્દવાનથી હુગલી આવતાં ૩૭ માઇલ ઉપર માગરાનું રેલ્વે જંકશન આવે છે, ત્યાંથી બ્રેંચ લાઇનમાં ૩૧ માઇલ ઉપર તારકેશ્વરનું રેલ્વેસ્ટેશન છે. તેનું ભાડું ૦–૮–૦ છે. આ ગામ હુગલી જીલ્લામાં છે. અહીં તારકેશ્વર મહાદેવ છે. તેના અધિકારી મહંતનું મકાન બે માળનું છે. અહિં યાત્રાળુઓ ગોરને ત્યાં કે મોદીને ત્યાં ઉતરે છે. મંદિર પાસે દુધગંગા નામનું તળાવ છે, પાસે બાગ, બજાર અને મહંતનું મકાન છે, દુધગંગાને પૂર્વ કિનારે તારકેશ્વર મહાદેવનું શિખરદાર શિવાલય છે. અંદર મંડપમાં સંગેમરમરની ફરસબંદી છે. એક બાજુ નંદીની સુંદર મૂર્ત્તિ છે. એક બાજુ કાલીજીનું મંદિર છે. ઘણા રોગી માણસો દુઃખમાંથી છુટવા માટે મંદિરની આસપાસ આવીને બેસે છે. અહીં શિવરાત્રી ઉપર અને મેષની સંક્રાંતિ વખતે મેળા ભરાય છે.

**ચંદ્રનગર**—હુગલીથી ૩ માઇલ ઉપર ચન્દ્રનગરનું સ્ટેશન આવે છે. તેનું ભાડું ૦–૧–૦ છે. હુગલી નદીના કિનારે ફ્રેંચોના તાબાનું આ એક શહેર છે. અહિ ફ્રેંચ ગવર્નરની કોઠી છે. ફ્રેંચ ગવર્નર જનરલ મદ્રાસ

ઇલાકામાં પાન્ડીચેરીમાં રહે છે. તેના તાબાનો અહિંનો ગવર્નર છે. ફ્રેંચ પ્રજા અફીણનો પાક ન કરે તે માટે અંગ્રેજ સરકાર તરફથી ચન્દનગરના ગવર્નરને દરવર્ષે ૩૦૦ પેટી અફીણની અપાય છે. સને ૧૬૭૩ માં ફ્રેંચો ચન્દનગરમાં આવ્યા અને સને ૧૬૮૮ માં ચન્દનગર તેમણે મેળવ્યું.

**સીરામપુર**—ચંદનગરથી ૯ માઇલ ઉપર શ્રીરામપુરનું સ્ટેશન આવે છે. તેનું ભાડુ ૦—૨—૦ છે. હુગલી જીલ્લામાં હુગલી નદીના કિનારે તે સબડીવીઝનનું ગામ છે. અહીં ૩૬ હજાર માણસોની વસ્તી છે. અહિં ડેન્માર્કવાળાઓનું એક ચર્ચ છે. હુગલી નદીના કિનારે એક કોલેજ છે. તે સિવાય બાગ, જુટનાં કારખાનાં, કાગળની મીલો, દવાખાનું વિગેરે છે. શ્રીરામપુર સને ૧૭૫૫ માં ડેન્માર્કના રાજાના તાબામાં હતું તેમણે સને ૧૮૪૫ માં ૧૨૫૦૦૦ પાઉન્ડ લઇ ઇસ્ટ ઇંડિયા કંપનીને વેચી દીધું.

## પ્રકરણ ૯૪ મું

## કલકત્તા.

શ્રીરામપુરથી ૧૨ માઇલ ઉપર કલકત્તાનું હાવરાનું સ્ટેશન આવે છે. તેનું ભાડુ ૦—૩—૩ છે. હુગલીથી બંડેલના જંકશને થઇ હુગલી નદીનો જુબીલી પુલ ઓળંગી નઇહટીના રેલ્વે સ્ટેશને જવાય છે. નઇહટીથી બરાકપોર, ડુમડુમ સ્ટેશને થઇ કલકત્તાના સીલડાહા સ્ટેશને જવાય છે. કલકત્તાના સીલડાહા સ્ટેશનેથી ઇસ્ટન બેંગાલ રેલ્વેમાં, બરાકપુર, નઇહટી, રાણાઘાટ અને બોગુલા સુધી :લોકલ ટ્રેનો દોડે છે. તેમ હાવરાથી બર્દવાન સુધી લોકલ ટ્રેનો દોડે છે. હાવરા સ્ટેશન મોટું છે. સ્ટેશને ઉતરી ત્યાંથી પુલ મૂક્યા પછી હેરીસનરોડ શરૂ થાય છે. ત્યાંથી કલકત્તાનું બજાર શરૂ થાય છે. હાવરાના પુલ પાસે ગંગાઘાટ છે તેમાં સ્નાન થાય છે. આ ઘાટ ઉપર શંકર વિગેરેનાં દેવમંદિરો છે.

ગંગાજીની શાખા ભાગીરથી અથવા તો હુગલી નદીને કાંઠે હિંદુસ્તાનની રાજધાનીનું શહેર કલકત્તા છે. શહેર ૫ માઇલ લાંબુ ને ૨ માઇલ પહોળુ છે. શહેરમાં ટ્રામગાડી ઉપરાંત ઘોડાગાડીઓ અને મોટરો ભાડે મળી શકે છે. હાવરા સ્ટેશન પાસે હુગલી નદીમાં આરમીનીયન ઘાટ છે. પહેલાં નદી કાલીના મંદિર પાસેથી વહેતી હતી. કલકત્તાની પાસે ભાગીરથી નદીમાં હોડીઓનો પુલ છે. ત્યાંથી દરીયામાં વહાણો અને આગબોટો દેખાય છે. અહિં વર્ષમાં ૬૦ ઇંચ વરસાદ થાય છે. અહીંનો ટાઇમ મુંબાઇ ટાયમ કરતાં ૦॥ કલાક પાછળ છે. અહીં કાગળ બનાવવાની મીલો છે.

જેમાંથી સરકાર પણ કાગળો ખરીદે છે. હેરીસનરોડના રસ્તે મલીક સ્ટ્રીટમાં સુરજમલની ધર્મશાળા ઘણીજ મોટી છે. તેમાં ઘણા માણસો ઉતરે છે. આ ધર્મશાળા પાસે ગુજરાતીઓ ઘણા રહે છે. પાસે વીશીયો પણ છે.

અહીં જગન્નાથઘાટથી જગન્નાથજીનો રથજાત્રાને દિવસે વરઘોડો નીકળે છે. અહીં ઘણા બંગાળી જમીનદારોને સરકાર તરફથી રાજા મહારાજાઓની પદ્ધિ મળેલી છે. અહિં મુંબાઇની માફક ભવ્ય મકાનો છે. કલકત્તા રેલ્વેનું જંકશન સ્ટેશન છે. અહિંથી બાલીગંજ સ્ટેશનથી ડાયમન્ડ હારવર એક ટ્રેન જાય છે, બીજી ટ્રેન દમદમ જંકશન થઈ બરાકપુર, નઈહાટી, થઇ પાર્વતિપુર તરફ જાય છે. નઇહટી સ્ટેશનેથી હુગલી જવાય છે. એક ટ્રેન હાવરાથી રામપુર, ચંદ્રનગર થઈ બર્દવાન તરફ જાય છે. એક ટ્રેન ખરગપુર તરફ જાય છે. અહિંથી આગબોટો મદ્રાસ કોલંબો એડન, લંડન, આસ્ટ્રેલીયા, રંગુન, માર્સેલ્સ, લિવરપુલ, સિંગાપુર, વિગેરે સ્થળે જાય છે. અહિંથી એક આગબોટ આરમેનીયન ઘાટથી મીદનાપુર તરફ જાય છે. કલકત્તામાં ૧૦ લાખ ઉપરાંત માણસોની વસ્તી છે. જેમાં ૬ લાખ ઉપરાંત હિન્દુ અને ૨ લાખ ઉપરાંત મુસલમાનો છે.

અહિં દરરોજ હુગલી નદીમાં સમુદ્રનો ઝાર આવે છે. હુગલી નદીનું પાણી શહેરમાં નળદ્વારા અપાય છે. વૉટર વર્ક્સ બેલીંગટન સ્કવેયરમાં અને હેલીડેસ્ટ્રીટ પાસે છે. કલકત્તા હીંદુસ્તાનની રાજધાનીનું મોટું શહેર છે. હિંદુસ્તાનમાં તે સર્વથી પહેલા નંબરનું શહેર છે. અહીં વાઇસરૉય સાહેબ ૬ મહિના રહેતા અને ૬ મહિના સીમલે રહે છે. હવે તો હિંદુસ્તાનની રાજધાનીનું શહેર દિલ્લી બનાવ્યું છે. અહિં ગવર્નર જનરલ બંગાળાનો લેફ્ટેનેન્ટ ગવર્નર, પોલીસ કમીસ્નર, વિગેરે અમલદારો રહે છે. પોલીસ કચેરી લાલબજાર સ્ટ્રીટમાં નં. ૧૭ માં છે. જુદા જુદા વૉર્ડવાર પોલીસની વહેંચણી છે. અહિં ચીફ પ્રેસીડેંસી માજીસ્ટ્રેટ છે. કમીસ્નર અને ડી. કમીસ્નરોને ફર્સ્ટ ક્લાસ માજીસ્ટ્રેટના અધિકારો છે.

ચીતપુરરોડ પાસે રામકિશનદાસની, હેરીસનરોડ પાસે રામદેવની અને મલીક સ્ટ્રીટ પાસે સૂર્યમલની ધર્મશાળાઓ છે, ત્યાં મુસાફરો ઉતરી શકે છે. શહેરના ઉત્તર ભાગમાં હિંદુસ્તાની લોકો રહે છે. ઉત્તર ભાગમાં રાધા બજાર, ચીનાબજાર, બડાબજાર એ મુખ્ય બજારો છે. જેમાં જોઇતી વસ્તુ મળે છે. બડાબજારમાં શાલ, ઝવેરાત, કિંમતી પત્થરની વસ્તુઓ, વાસણ, કપડાં, દવા વિગેરે મળે છે. શહેરના દક્ષિણ ભાગમાં હિંદુસ્તાની લોકો, યુરોપીયનો, અને પોર્ટુગીઝો રહે છે અહિં ચાંદનીચોકનું બજાર ઉત્તમ છે. વેલસ્લી સ્ટ્રીટની પૂર્વે ટોરોલા મહેલો છે તેમાં તેમ ધર્મતલા અને કલિંગા રોડ ઉપર મુસલમાન; અને ખલાસી લોકો રહે છે. પાર્કસ્ટ્રીટમાં યુરોપિયનો રહે છે. ત્યાં ઉત્તમ મકાનો છે. અહિં જોવા લાયક ઘણાં સ્થાનો

છે. તેમાં ફોર્ટ વિલીયમ કિલ્લો, લૉર્ડ ડફરીન, લૉર્ડ નેપીયર, સરજેમ્સ ઉટરમ, અર્લમેયો, લૉર્ડ હાર્ડિંગ, લૉરેન્સ, કેનીંગ વિગેરેનાં બાવલાં, પારસીઓની અગીઆરી, ટાવર, પ્રેસીડેન્સીજેલ, સ્કુલો, કોલેજ, ચર્ચ, ઇંડિયન મ્યુઝીયમ, ગવર્નમેન્ટ હાઉસ, ટાઉન હૉલ, હાઇકૉર્ટ, અડેન ગાર્ડન, તરવાનું હમામખાનું, બેંગાલ સેક્રેટેરીઅટ, પોર્ટ એન્ડ શીપીંગ ઑફીસ, ટંકશાલ, જૈનમંદીરો, મદનમોહનજીનું મંદીર, સાત તળાવ, કાલીમાતાનું મંદીર, કંપની બાગ, જનાવરોનું સંગ્રહસ્થાન, વિગેરે અનેક જગ્યાઓ જોવા લાયકછે. અહિં ગુજરાતીઓનો મહેલ્લો પણ જુદો છે. અહિં હેરીસનરોડ, સ્ટ્રેન્ડરોડ, ચિતપુરરોડ, કોલુટોલાસ્ટ્રીટ, કેનીંગસ્ટ્રીટ, બીડનસ્ટ્રીટ વિગેરે ઘણા મહેલ્લાઓનાં જુદાં જુદાં નામ છે.

**ફૉર્ટ વિલિયમ કિલ્લો**—હુગલી નદીના કિનારે આ કિલ્લો છે. તેની પશ્ચિમે ગંગા નદી છે અને બીજી ત્રણ બાજુએ મોટું મેદાન છે. જે બંધાવતાં કરોડ ઉપરાંત રૂપિયા ખર્ચ્યા હતા. કિલ્લાની ચારે તરફ ૩૦ ફુટ ઉંડી ને ૫૦ ફુટ પહોળી ખાઈ છે. જે જરૂર પડે ગંગાના પાણીથી ભરવામાં આવે છે. અંદર સેંટજર્જગેટ, ટ્રેજરીગેટ, ચોરંગીગેટ, પ્લાસીગેટ, કલકત્તાગેટ અને બાટરગેટ એવા ૬ દરવાજા છે. મુખ્ય દરવાજા પાસેના મકાનમાં લશ્કરનો કમાન્ડર ઈન ચીફ અમલદાર રહે છે. કિલ્લાની અંદર તોપખાનું, ભંડાર, મેગજીન અને પરેડની છુટી જમીન છે. અહિં બારેકોમાં દેશી અને યુરોપિયન લશ્કર રહે છે. બાટરગેટ પાસે તોપખાનુ છે જેમાં ગોળા, હથિયારો વિગેરે છે. તોપખાનું જોવા માટે કાયલાસ્ટ્રીટમાં તોપખાનાના ઇન્સ્પેકટર જનરલની પરવાનગી મેળવવી પડે છે. ઇંગ્લંડના પહેલા બાદશાહ વિલિયમના નામથી આ કિલ્લો ઇસ્ટઇંડિઅન કંપનીએ બંધાવ્યો છે.

કિલ્લાની પશ્ચિમે કમાન્ડર ઇનચીફ લૉર્ડ નેપીયરની ધાતુની પ્રતિમા ઘોડા ઉપર બેઠેલી છે. કિલ્લાથી થોડે દૂર લૉર્ડ ડફરીનની પત્થરની પ્રતિમા છે. તેની પાસે પાર્કસ્ટ્રીટમાં ધાતુની બનાવેલી લૉર્ડ સર જેમ્સ ઉટરમની ઘોડેસ્વાર પ્રતિમા છે. તેની પાસે ચૌમુહાની સડક ઉપર અર્લમેયોની ધાતુની બનાવેલી ઘોડેસ્વારી કરેલી પ્રતિમા છે.

ગવર્નમેન્ટ હાઉસ પાસે ધર્મતલા બજાર નજીક સર ડેવીડ અકતરલોનીનો મનુમન્ટ સમાધિ સ્તંભ છે. જેના ઉપર ચઢવાથી આખા શહેરનો દેખાવ જણાય છે. ધર્મતલા સ્ટ્રીટ પાસે ટીપુ સુલતાનના પુત્ર ગુલમહમદે સને ૧૮૪૨ માં બંધાવેલી મસીદ છે. ઇજરાસ્ટ્રીટમાં પારસી અગીઆરી છે. બેલીયાઘાટરોડમાં પારસી ટાવર છે. મ્યુનીસીપલ ઑફીસ પાસે મ્યુનીસીપલ બજાર છે, જેમાં યુરોપીયન લોકોને જોઇતી ઘણી ચીજો મળે છે. જનરલ હોસ્પીટલ પાસે પ્રેસીડેન્સી જેલ છે. આ જેલમાં ૧૩૦૦ કેદીઓ રહે છે. બેલબેડીયર અને ભવાનીપુરના પુલ નીચે અલીપુરની

જેલ છે. જેમાં ૧૭૦૦ કેદીઓ રહે છે. તેમાં કાંતવાનું, છાપવાનું, વિગેરે ઘણું કામ થાય છે. સુપ્રીન્ટેન્ડેન્ટની પરવાનગીથી જેલ જોવા જવા દે છે. અલીપુરની જેલ સામે નાનાં છોકરાંઓને સજા થઇ હોય તેમને સારે રસ્તે ચઢાવાની સ્કુલ છે. જેમાં લવાર અને સુતારી કામ શીખવાય છે.

તે સિવાય સેંટપાલ્સ કૈથેડ્રલમાં અને સેન્ટ જેમ્સચર્ચમાં અંગ્રેજોનું કબ્રસ્તાન છે, લોવર સરકયુલરરોડ ઉપર સેન્ટ જેમ્સચર્ચ છે. અહિં પ્રેસીડેન્સી કૉલેજ, સંસ્કૃત કૉલેજ, મેડીકલ કૉલેજ, ઇજીનિયરીંગ કૉલેજ, વિશપ્સ કૉલેજ, ડૉ. ડફની સ્કુલ, મેડીકલ કૉલેજનું મોટું દવાખાનું, મેયો નેટીવ હોસ્પીટલ, કોઠીખાનું વિગેરે જોવા લાયક છે.

મ્યુઝીઅમ—કિલ્લાના મેદાનની પૂર્વે ચોરંગીરોડ ઉપર ઇંડિયન મ્યુઝીયમનું મકાન ઘણું મોટું છે. તે ૧૦ થી ૫ વાગ્યા સુધી રોજ લોકોને જોવા માટે ખુલ્લુ રહે છે. મકાન બે માળનું છે. તેમાં ઘણી અદભૂત અને નવાઇની ચીજો છે. જેમાં ફળ, ફુલ, મરેલાં જાનવરો, નવી નવી જાતનાં પક્ષીયો, શીસામાં દવાના અર્કમાં સાચવેલાં છે. વળી જુદી જુદી જાતનાં અનાજ, કપડાં, વાસણો વિગેરે છે. અંદર અશોકના વખતની બૌદ્ધ મૂર્તિયો, જુનો દરવાજો, પટણાની બે મોટી મૂર્તિયો, અનેક પત્થરોના નમુના, બુદ્ધની ૬ ફીટ ઉંચી મૂર્તિ, હિંદુ મંદિરોના નમુના, કાશી પાસેના સારનાથની અનેક વસ્તુઓ, બુદ્ધગયામાંથી ખોદતાં મળેલા અનેક પત્થરો, ખરતા તારાના નમુના, આફ્રીકાના ઇજીપ્તદેશનું એક દવામાં રાખેલું મડદુ સમુદ્રનાં જાનવરોના નમુના, રેશમના કીડા વિગેરે અનેક વસ્તુઓ છે. અહીં મહારાણી વિકટોરીયાની આરસની પ્રતિમા છે. જાનવરોનાં હાડપીંજર, વાઘ, સિંહ, ગેંડા, હરણ; ભેંસ, બિલાડી વિગેરે ઉપરાંત મચ્છનું હાડપીંજર, હાથીનું હાડપીંજર, શિવાલીક પહાડની વાઘ જેવી બિલાડી, સાપ, માછલીયો, વિગેરે છે.

આ મ્યુઝીયમથી પૂર્વે ત્રણ માળનું નવું મ્યુઝીયમ છે જેમાં અનેક પ્રકારની મુર્તિયો, પુજાનો સામાન, ઝવેરાત, હથીયારો, કારીગરીની ચીજો, તાંબા પીતળની વસ્તુઓ, હાથીદાંત, આરસ, સીંગડાં વિગેરેનાં હથીયારો, અનેક પ્રકારનાં કપડાં, પહાડી લોકોની મુર્તિયો વિગેરે જોવા લાયક છે.

ગવર્નમેન્ટ હાઉસ અથવા વાઇસરોય સાહેબની કોઠી—ટેલીગ્રાફ ઓફીસની પશ્ચિમે છે તેને ૪ બાજુ છે. ઉત્તર તરફ તેનો મોટો દરવાજો છે અંદર માર્કિવસ અને વેલસ્લીનાં બાવલાં છે. એક બાજુ શાહી તખ્તનો ખંડ છે જેમાં ટીપુનું શાહીતખ્ત છે. એક બાજુ નાસ્તાનો ઓરડો, કૌંસીલનો ઓરડો, ખાણું ખાવાનો ઓરડો, તેની પાસેના ઓરડા ઉપર નાચઘર વીગેરે છે. અંદર ઘણા ગવર્નર જનરલોની છબીયો છે. દક્ષિણ

દરવાજા સામે પીતળની તોપ છે જે શીખ લડાઇમાંથી આણી હતી. જેની બાજુ ૨ પીતળની તોપો છે. ઉત્તરના દરવાજા સામે પણ લડાઇમાંથી આણેલી પીતળની તોપો છે. ગવર્નમેન્ટ હાઉસની પશ્ચિમે ત્રીજોરી છે. ગવર્નમેન્ટ હાઉસની પૂર્વે લોર્ડ હાર્ડિંગનું ધાતુનું ઘોડેસ્વાર બાવલું છે. દક્ષિણ દરવાજા પાસે લોર્ડ લૉરેન્સની ધાતુની પ્રતિમા છે, પશ્ચિમ દરવાજા પાસે લોર્ડ કેનીંગની ધાતુની બનાવેલી ઘોડેશ્વારી કરેલી પ્રતિમા છે. પશ્ચિમે સડક પાસે સર સ્ટુઅર્ટ કાલ્વિનની પ્રતિમા છે.

ટાઉનહૉલ—ગવર્નમેન્ટ હાઉસની પશ્ચિમે હાઇકોર્ટ છે. તેની પૂર્વે ટાઉનહૉલ એ માળનો છે. તેમાં કેશવચંદ્રસેનની મોટી છબી છે. હોલની વચ્ચે મહારાજા રામનાથ ટાગોરની માર્બલની પ્રતિમા ખુરશી ઉપર બેઠેલી છે. એક બાજુ માર્કિસ ઓફ કોર્નવાલીસની પ્રતિમા છે. તેમજ એક ખંડમાં વોર્ન હેસ્ટીંગ્સની પ્રતિમા છે. ઉપરના માળમાં પણ ઘણી છબીઓ છે. ટાઉનહોલ સામે લોર્ડ વિલીયમ બેંટીકની પ્રતિમા છે.

હાઇકોર્ટ—ટાઉનહોલની પશ્ચિમે નવી હાઇકોર્ટ છે. અંદર મોટું ચોગાન છે. તેમાં પાણીનો હોજ અને બાગ છે. ઉપરના માળમાં ૭ કોર્ટો છે. તેમાં જડજોનો અને બેરીસ્ટરોનો ખંડ, લાયબ્રેરી, વકીલોનો ખંડ વિગેરે ખંડો છે. દક્ષિણ તરફ ખૂણામાં ચીફ જસ્ટીસની કોર્ટ છે દક્ષિણ પૂર્વના ખૂણામાં સેશનજડજની કચેરી છે. ઘણી કોર્ટો દક્ષીણ બાજુએ છે. તે સિવાય ઘણી ઓફીસો છે. હાઇકોર્ટના દક્ષિણ દરવાજા સામે લોર્ડ નાર્થબ્રુકની પ્રતિમા છે. હાઇકોર્ટની પશ્ચિમે હુગલી નદીના કિનારે બંગાળ બેંકનું મકાન છે.

એડનગાર્ડન—બંગાળ બેંકની દક્ષિણે બાબુ ઘાટ પાસે એડનગાર્ડન છે. જેમાં ગવર્નર જનરલ લોર્ડ આકલેન્ડની બ્હેન એડનની પ્રતિમા છે. તેમાં ઘણાં ફુલ ઝાડો છે. અહિં સરકારી બેન્ડ વાજુ વાગે છે. બાગ પાસે ક્રીકેટની જમીન છે. અંદર પાણી પાસે બરમીઝ પેગોડા—બ્રહ્મદેશનું મંદિર છે. જે બ્રહ્મદેશ સાથેની લડાઈમાં પ્રોમથી આણ્યું હતું તે અહીં મુકેલું છે. બાગના ઉત્તરના દરવાજે લોર્ડ આકલેંડની પ્રતિમા છે. દક્ષિણે હુગલી નદીના કિનારે સર વીલીયમની પ્રતિમા છે. એડન ગાર્ડનની વચ્ચે કલકત્તાના વોલંટીયોની ઇમારત છે અને હાઇકોર્ટની દક્ષિણે તરવાનું હમામખાનું છે.

ડીયરસ્ત્રીટની ઉત્તરે પોસ્ટ પાસે નાની અદાલત ત્રણ માળની છે. જેમાં જડજો બેસે છે. સ્ટ્રેન્ડરોડ પાસે નાની અદાલત પાસે મેટકાફ હૉલ છે. નીચેના હૉલમાં ખેતીવાડીને લગતી સોસાયટીની ઓફીસ છે. ઉપર પબ્લિક લાયબ્રેરી છે. ટેલીગ્રાફ ઓફીસની ઉત્તરે ડેલહાઉસી સ્કવેયર છે. તેની વચ્ચે મોટું તળાવ છે. તેમાં ઉત્તમ બાગ છે. અંદર હેસ્ટીંગ્સની

પ્રતિમા છે. પાસે કોયલાઘાટ સ્ટ્રીટના ખૂણા પાસે જુના કિલ્લાની જગ્યા ઉપર પોસ્ટઓફીસ છે. ડેલહૌસીસ્કવેયર પાસે ટેલીગ્રાફ ઓફીસની ઉત્તમ ઇમારત છે. જેમાં બંગાળ ડીવીઝનના સુપ્રીન્ટેન્ડેટ ડાયરેક્ટર જનરલ, વિગેરે અમલદારોની ઓફીસો છે. ડેલહાઉસી સ્કેવેયર પાસે કરંસી ઓફીસ છે જેમાં નોટો આપવા લેવાનું કામ થાય છે. તેનો વચ્ચેનો હૉલ મોટો છે. પાસે આગરા બેંકનું ત્રણ માળનું મકાન છે.

રાધાબજાર સ્ટ્રીટમાં પશુકલેશ નિવારીણી સભા છે. એશિયાટીક સોસાયટી પાર્કસ્ટ્રીટમાં છે. જે શિલ્પ, ઇતિહાસ, સાહિત્ય વિગેરેની શોધ કરવાને માટે નિયત થઇ છે. જેમાં સંસ્કૃત, અરબી, પાલી, નેપાલી, પારસી, હિન્દી હજારો પુસ્તકો હસ્તલિખીત છે. જેમાં ઘણી જાતના શિક્કા, સનંદો, નકશા, છબીયો વિગેરે જોવા લાયક છે. ડેલહાઉસી સ્કવેયર પાસે સ્ટેન્ડરોડ ઉપર કસ્ટમ હાઉસ છે. જેમાં આવેલા અને જતા માલ ઉપર કર લેવામાં આવે છે.

બંગાલ સેક્રેટેરીયટ—ડેલહાઉસી સ્કવેયર પાસે ત્રણ માળનું આ મકાન છે. તેમાં બંગાળ સેક્રેટેરીયટ, જુડીશીયલ, પોલીટીકલ વિગેરે ખાતાંની ઓફીસો છે. પોર્ટકમીસ્નરની ઓફીસ અને કસ્ટમ હાઉસની વચ્ચે પોર્ટ એન્ડ શીપીંગ ઓફીસ છે. કેનિંગસ્ટ્રીટ પાસે પશ્ચિમે કલાઇવ સ્ટ્રીટમાં બંગાલ બરાડેડ બેયર હાઉસ છે જેને કમર્શીયલ બિલ્ડિંગ કહે છે. કેનિંગ સ્ટ્રીટ પર યાહુદી લોકોની મજહબી પુજાનું મકાન નિસ્સિનગ છે. આ મકાનનું કામ ઉત્તમ છે. જેમાં ઘડીયાળનું ટાવર છે. કસ્ટમ હાઉસની ઉત્તરે ઇસ્ટ ઇંડિયન રેલ્વે કંપનીની ઓફીસ છે.

ટંકશાળ—હાવરાના પુલથી થોડે દૂર સ્ટ્રેન્ડરોડ ઉપર ટંકશાળ છે. જેમાં ચાંદી અને તાંબાની બે ટંકશાળો છે. મકાનની દક્ષિણે પાણીનું તળાવ છે. આ ટંકશાળમાં સોનાની મ્હોરો, ચાંદીના રૂપિયા, અર્ધા, પાવલી તાંબાના પૈસા વિગેરે પડે છે. વળી તેમાં અલવર અને બિકાનેર રાજ્યને માટે, ચાંદીના રૂપિયા, ધાર અને દેવાસ રાજ્યને માટે તાંબાના પૈસા, સિલોન માટે સેન્ટ વિગેરે, બ્રિ. ઇસ્ટ આફ્રિકાને માટે તાંબાના પૈસા અને તે સિવાય છોકરાઓ, ઓફીસરોને માટે ચાંદ કે ઇનામ આપવાના શિક્કા પડે છે. બીજા લોકોને મંગળવારે મીન્ટ માસ્તરની પરવાનગી લેવાથી ગુરુવારે ટંકશાળ જોવાની પરવાનગી મળે છે. પાંચથી વધુ માણસોને એકી વખતે અંદર જવા દેતા નથી. અંદર ૧૧ થી ૧ વાગ્યા સુધી જોવા જેવું હોય છે.

શહેરથી ઉત્તરે કાશીપુરમાં સરકારી તોપો બનાવવાનું કારખાનું છે, તેમ ખાંડનું કારખાનું છે. કાશીપુરની પાસે ખેતીવાડીની શાળા છે. જેમાં અમેરિકા વિગેરે દેશોનાં કન્દ, ફુલ, ફળ વિગેરેનાં ઘણી જાતનાં બી અને ઝાડ વેચાય છે અને વિદ્યાર્થીઓને ખેતીવાડીનું જ્ઞાન અપાય છે.

કાશીપુરની ઉત્તરે શ્યામાચરણ મલિકના મકાનમાં ઉત્તમ ચિત્રો અને મૂર્તિયો છે. તેની ચારે તરફ નહેર તળાવોને મળેલી છે. પાસે સાત તલાવ છે. કાશિપુરની ઉત્તરે ચિત્રપુર છે જ્યાં પહેલાં ચિત્રુકાલીને બલિદાન આપતા હતા. ચિતપુરનો પુલ ઉતરી આગળ નર્કુલગંગા છે જ્યાં ગૅસ કંપનીનું કારખાનું છે.

**સીયાલદહ**—શહેરની પૂર્વે હેરીસન રોડની પૂર્વે સિયાલદહ સ્ટેશન છે જ્યાંથી કલકત્તા અને ઇસ્ટર્ન રેલ્વે, ડાયમન્ડ હારબર સુધી, અને ઇસ્ટર્ન બેંગાલ રેલ્વે સીલગોડી સુધી જાય છે. સિયાલદહ ની દક્ષિણે એંટાલી ગામ છે જ્યાં યુરોપિયનો રહે છે અને મ્યુનિસિપાલીટીનું કારખાનું છે. અહિં ખુલ્લા મેદાન પાસે બારક અથવા લશ્કરને રહેવાનું મકાન અને ગવર્નર જનરલની અંગરક્ષક સેનાની કવાયતની જગ્યા છે. મેદાનની ચારે બાજુ યુરોપિયનોને રહેવાનાં મકાનો છે. ભવાનીપુરમાં ધાતુનાં વાસણ બનાવનારા ઘણા કારીગરો રહે છે. અહિં ગાંડાનું દવાખાનું છે. અમૃતલા ગલી અને ભાટીયાપટીમાં ગુજરાતીઓની વસ્તી છે.

## કાલીદેવી.

કલકત્તામાં ભવાનીપુરથી દક્ષિણે હાઇકોર્ટથી ૪ માઇલ ઉપર હુગલી નદીના નાળાની પાસે કાલીઘાટ નામના સ્થાનમાં કાલીદેવીનું મંદીર છે. અહીં ગોર લોકોનાંજ ઘણાં મકાનો છે. કાળીનું મંદિર સને ૧૮૦૯ માં બેહાલાના ચોધરીયોએ બંધાવ્યું છે. મંદિરથી નાળા સુધી પત્થરની સડક છે. કાલીજીના મંદિર પાસે મહાદેવનું શિવાલય છે. લોકો આ નાળાના પાણીમાં સ્નાન કરી કાળીદેવીની પુંજા દર્શન કરે છે. કાળીમાતાની મૂર્ત્તિ ભયંકર છે તે લાંબી જીભ કાઢી વિકાળ રૂપે છે. રંગ કાળો છે. અને ગળામાં માણસની ખોપરીયોનો હાર છે. અને હાથમાં તરવાર ઝાલેલી છે. અહીં બકરાનું લોકો રોજ બલિદાન આપે છે કાળીનું મંદીર નાનું છે. અહિં ચૈત્રી અને આસોના નવરાત્રમાં ઘણી ભીડ થાય છે. લોકો કહે છે કેઃ જ્યારે શિવનાં પત્નિ સતિએ દક્ષપ્રજાપતિના યજ્ઞમાં અપમાન થવાથી પ્રાણનો ત્યાગ કર્યો ત્યારે શિવ સતિના મૃત શરીરને લઇ ફરતા હતા તે વખતે સતીના ચરણની આંગળીયો અહિં પડી હતી ત્યારથી આ સ્થાન તિર્થસ્થાન થયું છે પહેલાં અહિં જ્યાં નાળુ છે ત્યાં હુગલી નદીની ધારા વહેતી હતી. કાલીના નામથીજ આ શેહેરનું નામ પહેલાં કાલીકોટા હતું. તે ઉપરથી હાલ કલકત્તા થયું છે. અહિં પહેલાં દેવીને મનુષ્યનું બલિદાન અપાતું. હાલ પણ બકરાંનું બલિદાન હંમેશાં અપાય છે. આસોમાં નવરાત્રીમાં બંગાળી લોકો ઠેકાણે ઠેકાણે કાલીજીના પુજાનો ઉત્સવ કરે છે. કાલી અને શિવની પ્રતિમાઓ બનાવી તેમનું પુજન કરે છે. અને દશરાને

દિવસે તે પ્રતિમાઓને નદીમાં નાંખી આવે છે. કાલી કલકત્તા વાળી, ઉસ્કા બચન ન જાવે ખાલી ' એવી માન્યતા છે. ગંગાકાંઠે કાલીઘાટ ઉપર સ્નાન કરી ઘણા લોકો અહિં દર્શન કરે છે.

**મદનમોહનજીનું મંદિર**—બાગબજારમાં આ મંદિર છે. અહિં જન્માષ્ટમી અને રથયાત્રાને દિવસે મોટો મેળો ભરાય છે.

**સત્યનારાયણનું મંદિર**—બડીબજારની તુલાપટ્ટીમાં આ મંદિર છે. મંદિર વિશાળ છે. અહિં ઘણા લોકો દર્શન કરવા આવે છે.

**ટાલીગંજ**—કાલીઘાટથી દક્ષિણે ટાલીગંજમાં મશીનરી સોસાયટીનું ચર્ચ છે. તેની પાસે રામનાથ મંડલનાં બનાવેલાં ઘણાં દેવમંદિરો છે.

**રસાપુગલીમાં** મૈસુરના ટીપુસુલતાનનાં વંશજોનાં મકાનો છે. ભવાનીપુરની અગ્નિ ખૂણે અલીપુર સ્થાનમાં બંગાળના લેફટેનેન્ટ ગવર્નરની કોઠી ઉત્તમ છે. તેમાં લેફટેનેન્ટ ગવર્નરને રહેવાનું સ્થાન તેમજ દરબાર હોલ છે. પાસે એક તળાવ છે, તેમ દેશી પલ્ટનનાં મકાનો, જેશ ૨૪ પરગણા જીલ્લાનું સદર સ્થાન, લડાઇની ઓફીસ, તારનું કારખાનું અને સરકારી જનાવરોનું સંગ્રહસ્થાન છે.

**ઝુલોજીકલ ગાર્ડન્સ**—લે. ગવર્નરની કોઠી પાસે હુગલી નદીના ટોલીજનાળાની દક્ષિણ પાસે પુલ ઉતરીને આ બાગમાં જવાય છે. અહિં મોટો બાગ છે જેમાં ઠેકાણે ઠેકાણે વાઘ, હરણ, દરેક જાતનાં વાંદરાં, નરમાદા સહીત ગેંડાઓ, શિયાળ, નીલગાય, ઘણી જાતની સાહુડીઓ, ઉંદર, જંગલી રીંછો, સિંહ, જુરાફ ( જંગલી ઉંટ ) મરગડાં, મગરો, બતક, સર્પો, તથા સફેદ અને રંગીત મોર, કબુતર, સાબરો, અફઘાનીસ્તાનનાં ઘેટાં, બકરાં, ઝીબ્રા, અજગરો, વિગેરે ઘણી જાતનાં પશુ, પક્ષીઓ જુદા જુદા સ્થાનોમાં છે. જોનારા પાસેથી ૦—૧—૦ લઇને અંદર જવા દે છે. અહિં અનેક દેશનાં જાનવરો છે. એક જગાએ કાળા ચિત્તા, સિંહ, વાઘ, વિગેરે છે.

**અલીપુરબાગ**—આ બાગ ખેતીવાડી સોસાયટીનો છે તેમાં ગુલાબ વિગેરેનાં ઉત્તમ ફુલ ઝાડો છે. અલીપુરની ઇશાન ખૂણે ખિદિરપુરમાં દેશી લોકો રહે છે. તેમાં મીલીટરી આર્ફન સ્કુલ અને સરકારી ડૉક. યાર્ડ્સ છે. ડૉકનું પાણી ૪૩ એકર જમીનમાં છે. તેમાં ૧૪ સ્ટીમરો રહે છે. હેસ્ટીંગ્સ પુલની દક્ષિણે હુગલી નદીના કિનારે ગાર્ડનરોક છે. તે ઘણી પુરાણી જગા છે. અહિં અવધના નવાબ સરકારી પેન્શન ખાઇને રહેતા હતા. પણ હવે તો તેની મિલકત સરકારે હરાજ કરી દીધી છે.

**કંપની બાગ**—આ બાગ સને ૧૭૮૬ માં ઇસ્ટ ઇંડિયા કંપનીયે બનાવ્યો છે. આ બાગ ગાર્ડનરોકના મટિયાબુર્જની સામે ગવર્નમેન્ટ

એંજીનીયરીંગ કાલેજની પાસે હાવડા જીલ્લામાં ભાગીરથી નદીના પશ્ચિમ કિનારે છે તે એક માઇલ સુધી ફેલાયલો છે. બાગનો દરવાજો ભાગીરથીના પુલથી દક્ષિણે ૩ માઇલ ઉપર છે. અહિં હાવરા અને શિવપુર થઇને એક પાકી સડક બાંધેલી છે. તે રસ્તે તેમજ ભાગીરથીમાં નાવમાં બેસી પણ બાગમાં અવાય છે. બાગ આખો દિવસ ખુલ્લો રહે છે. આ બાગ ૨૭૨ એકર જમીનના વિસ્તારમાં છે અંદર ઘણી સડકો છે. અંદર ગાડીમાં બેસીને પણ ફરી શકાય છે. અંદર ઘણી જાતનાં ફુલઝાડો છે. તેમાં ફુલ ઝાડનો એક બંગલો છે જેમાં ઘણી શોભા છે. આગળ એક બાજુએ ૧૨૫ વર્ષનું જુનું વડનું ઝાડ છે. તેની ઘણી શાખાઓ અને મૂળ નીચે જમીન ઉપર ઉતરેલાં છે. આગળ પામહાઉસ છે. જે જોવા લાયક છે, આગળ સરોવર છે તેમાં ઘણી જાતનાં જનાવરો છે. બાગમાં ઘણી જાતનાં ફુલઝાડો છે. તે ઓળખવા દરેક ઉપર નામ લખી લેબલ ચોડેલાં છે.

કલકત્તાનાં જૈનમંદિરો—હેરીસનરોડ ઉપર બાબુ બદ્રીદાસના બગીચામાં **શીતલનાથનું** મોટું દેરાસર છે, જે કાચનું બંધાવેલું છે. તે ઉત્તમ કારીગરીવાળુ છે. તેને બંગાળનું ભૂષણ કહે છે. તેમાં અખંડ દીવો બળે છે. બગીચામાં બાબુનો બંગલો છે. બગીચા બહાર મુનાલાલ હીરાલાલનું **ચંદ્રપ્રભુનું** મોટું દેરાસર છે. બગીચા સામે દાદાજીના બગીચામાં **મહાવીર** સ્વામીનું દહેરૂં છે. અહીં બીજા દહેરામાં દાદાજીનાં પગલાં છે.

બારા બજારમાં બાબુ બદ્રીદાસના મકાનમાં **સંભવનાથનું** ઘર દેરાસર છે જેમાં સંભવનાથની સોનાની પ્રતિમા અને પાનાનો મુગટ છે. તેની બાજુએ પાર્શ્વનાથ અને સંભવનાથની રતનની પ્રતિમા છે. અને શ્રીમંધર સ્વામીની પાનાની પ્રતિમા છે. આદીશ્વર ભગવાનનાં પોખરાજનાં પગલાં છે. આ દેરાસર મકાનનાં ચોથે માળે છે.

બરાબજારમાં બાબુ જીવણદાસ પ્રતાપચંદનું, શ્રી**શાંતિનાથનું** ઘર દેરાસર ત્રીજે માળે છે તેમાં ધાતુની પ્રતિમા છે. તોલાપટીકટની સ્ટ્રીટમાં પંચાતી શિખરબંધ **શાંતિનાથનું** દેરાસર છે. જેમાં ઉપર ચોમુખજી, અષ્ટાપદજી અને બીજા ગભારામાં શ્રીરૂષભદેવજી વિગેરેની પ્રતિમાઓ છે. બરતોલા સ્ટ્રીટમાં ઝવેરી હીરાલાલ મુનાલાલના મકાનમાં શ્રી**કેસરીયાજીનું** ઘર દેરાસર છે. તેની જોડે માધવલાલ બાબુના મકાનમાં શ્રી **સંભવનાથનું** ઘર દેરાસર છે. શીખદરપાડામાં હીરાલાલ મુનીમના ઘરમાં શ્રીપાર્શ્વનાથનું ઘર દેરાસર છે. મોરઘીહાટમાં ટાવર સામે માધવલાલ બાબુના મકાનમાં શ્રી **સંભવનાથનું** ઘર દેરાસર છે. આવી રીતે ૧૦ દેરાસરો છે.

કલકત્તામાં વીજળીની ટ્રામ ચાલે છે તેના ફર્સ્ટક્લાસના ૦—૧—૬ અને સેકન્ડ ક્લાસના ૦—૧—૩ લે છે. ધરમતોલાસ્ટ્રીટમાં મુંબાઇના કોટના જેવી ઓરીસો છે. બરાબજારમાં કાપડ, ધોતીયાં અને ખમીસની દુકાનો

છે. દરેક જગાએ ટ્રામમાં બેસી જવાય છે. બોટેનીકલગાર્ડનમાં હોડીમાં બેસી જવાય છે.

કલકત્તામાં જુદી જુદી રેલ્વેઓના મૈલોના મૈલો લાંબા પ્લેટફોર્મો છે. ગંગા નદી જે અહિં હુગલી કહેવાય છે તેમાં મોટી મોટી સ્ટીમરો ચાલે છે. હેરીસનરોડ, બડાબજાર, ચિતપુર રોડ, મુર્ગીહટા, ચીના બજાર, મચ્છુઆ બજાર, અમરતલાસ્ટ્રીટ, ધર્મતલાસ્ટ્રીટ એ મહોલ્લાઓ માઇલોના માઇલ લાંબા છે તેમ ઘણા પહોળા છે. અહીં ઘણા વેપારીઓ મારવાડીઓ જ છે. તેઓ અહિં ઘણા ધનાઢય પડયા છે. અહીં મકાનો અગાશીવાળાં ધાબાવાળાં છે. અહીં ઘોડાગાડીઓ સીગરામની જ હોય છે. અહીં ન્યુ મારકીટ જોવા લાયક છે.

બાલુચર—મક્ષુદાબાદ—કલકત્તાથી સીલડાહના સ્ટેશનથી જીયાગંજ જઇ ત્યાંથી ૧ ગાઉ ઉપર બાલુચર શહેર છે. અહીં જૈનોની ધર્મશાળાઓ અને શેઠ લક્ષ્મીપતસીંગના બગીચામાં શ્રીરીખવદેવનું દેરાસર છે. બગીચો ઉત્તમ છે તે સીવાય બીજાં ત્રણ દેરાસરો છે.

શિવપુર અને રામકૃષ્ટોપુરની પાસે જુટ દબાવવાનું કારખાનું છે. હાવરાની ઉત્તરે ગુસરી ગામમાં રૂ ની મીલ છે. હાવડાથી ૬ માઇલ ઉત્તરે સ્ટેશન પાસે વાલી ગામમાં ઘણાં બ્રાહ્મણોનાં ઘરો છે અહિં એક પેપર મીલ છે. રિસોરામાં જુટની મીલ છે. અહિંથી આગળ અગરપાડામાં એક જગાએ ૨૪ શિવાલય છે. જયાંથી ૧ માઇલ ઉપર બારાકપુર છે. સિયાલદહથી ૧૦ માઈલ ઉપર સોદપુરનું સ્ટેશન છે જયાં પાંજરાપોળ છે. અહિં દર કાર્ત્તક સુદ ૮ ના રોજ મેળો ભરાય છે. તે વખતે લોકો ગાયોની પુંજા કરે છે.

બ્રહ્મોસમાજ—બંગાળામાં રાજા રામમોહનરાયે બ્રહ્મોસમાજ નામની સંસ્થા સ્થાપી છે. જેમના પ્રયત્નથી સતી થવાનો ચાલ બંધ કરવા સરકારે કાયદો કર્યો છે. દેવેન્દ્રનાથ ટાગોરે આ સમાજમાં ભળીને એક ઈશ્વરની પુજા કરવાનો ઉપદેશ કરવા માંડયો. **एकमेवाद्वितीयं ब्रह्मनेह नानास्ति किंचन** ' વિગેરે શ્રુતિ વાકયો પ્રમાણે પુર્વે એક બ્રહ્મ હતા અને બીજું કાંઇ નહોતું, તેમણે સંપૂર્ણ જગત રચ્યું છે. એ પ્રમાણેનો ઉપદેશ આપવા માંડયો. તે પછી બાબુ કેશવચંદ્રસેને આ સમાજની ઘણી ઉન્નતિ કરી. કેશવચન્દ્રસેનની પુત્રીને કુચબિહારના મહારાજા સાથે પરણાવી હતી.

ઇતીહાસ—કાલીદેવીના નામ ઉપરથી આ શહેરનું નામ કાલીકોટા પડયું હતું. તે ઉપરથી હાલ કલકત્તા કહેવાય છે. પહેલ વહેલાં ઈસ્ટ ઇંડિયન કંપનીએ સને ૧૬૪૦ માં બાદશાહ શાહજાદાની પરવાનગીથી હુગલીમાં કોઠી સ્થાપી હતી. તે પછી ધીમે ધીમે કંપનીએ ઔરંગજેબના પુત્ર આજીમ પાસેથી કેટલાંક

ગામો ખરીદવાનો હુકમ મેળવ્યો. તેમણે ૧૭૦૩ માં સતાનતી, કલકત્તા અને ગોવિંદપુર અને સને ૧૭૧૬ માં હુગલી નદીના બંને કિનારે ૩૭ ગામ ખરીદ્યાં અને ૧૭૨૦ માં કલકત્તામાં ઓફીસ ખોલી. ૧૭૨૬ માં મદરાસ, મુંબાઇ અને બંગાળના જુદા જુદા ૩ ભાગ બનાવ્યા તે પછી મરાઠાઓએ સને ૧૭૪૨ અને ૧૭૪૮ માં તેમના ઉપર હુમલા કરવા માંડયા. તે પછી સને ૧૭૫૭ માં બંગાલાના નવાબ સિરાજુદૌલાએ કલકત્તા જીતીને અંગ્રેજોની પાસેથી કલકત્તા લીધુ. પણ તે પછી થોડાજ દિવસમાં અંગ્રેજોએ સિરાજુદૌલાને જીતી તેની જગાએ મીરકાસમને બંગાળાનો નવાબ બનાવ્યો. તેણે સને ૧૭૫૭ માં ચોવીસપરગણા જીલ્લાનો હક કંપનીને આપ્યો. તે પછી ફ્રોર્ટવીલ્યમ કિલ્લો બંધાવ્યો. તે પછી સને ૧૭૭૩ માં કલકત્તામાં ગવર્નર જનરલ નીમી કૌંસિલ અને સુપ્રીમ કોર્ટ સ્થાપી અને કલકત્તા શહેર અને બંદર ઉપર કંપનીનો અધિકાર થયો.

બંગાળાના રહેવાસીયો બંગાળી કહેવાય છે. તેમની ભાષા બંગાળી છે. પુરાણોમાં બંગાળા દેશનું નામ બંગદેશ છે. કલકત્તામાં બહાર દેશાવરના લાખો માણસો વેપાર અર્થે રહે છે. બંગાળામાં ઘણા લોકો રેશમના કીડા ઉછેરી રેશમનું કામ કરે છે. અહિંના લોકોનાં શરીર દુર્બળ હોય છે પણ બુદ્ધિમાન હોય છે. અહિં લોકો ધોતીયું પહેરી ઉપર કોટ પહેરે છે. અને ખભે ખેસ નાંખે છે. માથુ ઘણે ભાગે ઉઘાડુ રાખે છે. તેઓ હિન્દુ ધર્મી છે પણ માથે ઘણે ભાગે ચોટલી રાખતા નથી. સ્ત્રીયો ઝીણાં કપડાં પહેરે છે. સ્ત્રીયો ચોળી કે કુર્તુ પહેરતી નથી. અહિંનાં લોકો શાક, ભાત અને માછલી ખાય છે. ઘણા ધનવાન લોકો તો માછલીને માટે પોતાના ઘરની પાસેજ નાનાં નાનાં તળાવો રાખે છે.

૧૨ મી સદીમાં બંગાળામાં ઘણા નાના નાના રાજાઓ રાજ્ય કરતા હતા. તે પછી ૧૩ મી સદીમાં મુસલમાનોના હાથમાં બંગાળા ગયું. સને ૧૫૩૯ માં પઠાણોએ અને તે પછી સને ૧૫૭૬ માં દિલ્હીના બાદશાહ અકબરે બંગાળાને જીતી લીધું. તે પછી સને ૧૭૬૫ માં ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ બિહાર અને ઓડીસાની સાથે બંગાળાને લઇ લીધું. મુસલમાનોના વખતમાં હિન્દુ મંદિરોને તોડી હિન્દુધર્મ પુસ્તકોનો નાશ કરવામાં આવતો તેમ અંગ્રેજ સરકારના વખતમાં બન્યું નહિ, પણ તેમણે સર્વ ધર્મવાળાઓને પોતપોતાનો ધર્મ સ્વતંત્રપણે પાળવા દીધો.

## હાવરા.

હાવરા—કલકત્તાની સામે ભાગીરથી-હુગલી નદીને સામે કિનારે બર્દવાન જીલ્લાનું સદરસ્થાન હાવરા છે. જે કલકત્તામાં જ ગણાય છે. બર્દવાનથી આવતાં હાવરાના સ્ટેશને લોકો ઉતરે છે. ત્યાંથી ઉતરી ભાગીરથીનો પુલ ઓળંગી સામે પાર કલકતે જવાય છે. ભાગીરથી ઉપર હોડી-

યોનો પુલ છે. પાસે હોડીયો પણ હોય છે. ૧ પૈસો લઇ હોડીમાં બેસીને પણ પાર જવાય છે. હાવડામાં ૧ લાખ ૧૬ હજાર ઉપરાંતની વસ્તી છે જેમાં ૮૬ હજાર ઉપરાંત હિન્દુઓ છે રેલ્વે સ્ટેશનથી ૦ાા માઇલ ઉપર ચુરુવાળા રાજા શિવબક્ષની બે માળની ધર્મશાળા છે જેમાં મુસાફરો ઉતરી શકે છે. સ્ટેશનથી દક્ષિણે ગંગાને કિનારે બર્ન કંપનીનું મોટું કારખાનું છે. જેમાં રેલ્વેના પુલ, મકાનો વિગેરે માટે લોઢા અને પીતળનો સામાન બને છે. હાવડા ઈસ્ટ ઈંડિયા રેલ્વેનું મોટું સ્ટેશન છે. અહીં ઘણી મીલો અને કારખાનાં છે. શિવપુરની દક્ષિણે કંપની બાગ અને ઇજીનીયરીંગ કોલેજ છે.

અહીં દર મંગળવારે હાવરામાં મોટું બજાર ભરાય છે તેને મંગળહાટ કહે છે તેમાં ઘણી ચીજો વેચાય છે. અહીં નાકા ઉપર હોપ માર્કીટ અને નવી માર્કીટ બહુ ઉત્તમ છે. તેમાં યુરોપીયનોની સારી ઘરાકી છે. તેમાં ઘણી ઉત્તમ ફેન્સી ચીજો મળે છે. પ્રદર્શન જેવું જણાય છે. અહીં ઘણી ચીજો જોવાની મળે છે. કાલીઘાટ પાસે સિતળા છે ત્યાં સિતળાહાટ ભરાય છે. સ્ટેશન તરફનો ભાગ હાવરા ગણાય છે. હાવરા અને કલકત્તા વચ્ચે હુગલી નદીમાં હોડીયોનો મોટો તરતો પુલ છે. તે દર મંગળ અને શુક્રવારે ખોલી નાંખે છે તે વખતે નદીમાં મોટી મોટી સ્ટીમરો જાય છે. આખા શહેરમાં પાણીના નળ છે. અહીં બંગલાઓનો લત્તો, મારકીટ, ઓફીસોનો લત્તો, એ સારા છે. આ શહેર મુંબઈ કરતાં મોટું છે. અહીં ઘણી વસ્તી બંગાળીઓની છે. તે લોકો ઘણે ભાગે નમ્ર, બુદ્ધિમાન અને હોંશિયાર હોય છે. તે લોકો ઘણે ભાગે મોટા જાગીરદારો અને શ્રીમંતો છે. અહીંના લોકો ઉઘાડે માથે ફરે છે. પગમાં મોજાં ને બુટ પહેરે છે. આ લોકોનો મુખ્ય ખોરાક ચોખાનો છે. બંગાળી સ્ત્રીયો પડદામાં રહે છે. તે બહાર જાય છે તો બંધ ગાડીમાં જાય છે. અહિંના જાગીરદારોને મલિકો કહે છે તેમને મોટાં મોટાં ગામો પળે છે. તે લોકો માત્ર તે ગામની ઉપજ ખાય છે, રેવન્યુ સત્તા તેમની અને પોલીસ અને ઇન્સાફની સત્તા અંગ્રેજ સરકારની છે. બંગાળી લોક ઘણા વિદ્વાન હોય છે. એ લોકો નોકરીયો કરે છે, પણ વેપાર તો ભાગ્યેજ કોઇ કરતું હશે. અહીં બંગાળી બ્રાહ્મણો મત્સ્ય ખાય છે. અને રોજ તેલ ચોળીને સ્નાન કરે છે. તે વળી તંબાકુ પીવે છે ને ખાય છે તેમ પાન ઘણાં ચાવે છે.

અહિં વલ્લભસંપ્રદાયની ત્રણેક હવેલીયો છે. અહિં હાથવણાટનું કામ ઘણું બારીક થાય છે. અહીંનાં ધોતીયાં ઘણાં ઝીણાં અને ઉત્તમ છે. અહીં શંખની ચુડીયો સારી મળે છે. અહિં સોનારૂપાનું નકશીકામ સારૂ થાય છે. કાબુલના પઠાણો અહિંથી જથાબંધ માલ લઇ જાય છે. અહિં રેશમી કપડાં ઉંચી જાતનાં મળે છે. ઝીણી મલમલ, અને ધોતીયાં તથા જુટ-સણનાં કપડાં સારાં બને છે.

# પ્રકરણ ૯૫ મું.
# ગંગાસાગર,

કલકત્તેથી ૩૯ માઇલ ઉપર ડાયમન્ડ હારવર સુધી રેલ્વે છે. પણ તે પછી ગંગાસાગર જવા માટે નાવની જરૂર પડે છે. જેથી ઘણે ભાગે લોકો કલકત્તેથી આગબોટમાં બેસી ગંગાસાગર જાય છે. જતા આવતાનું ભાડુ ઠરાવી નાવમાં બેસી ગંગાસાગર જવાય છે. સાથે ખાવાનું ભાથુ અને પીવાનું પાણી રાખવું પડે છે. ભાગીરથીમાંથીજ નાવમાં બેસી આગળ જવું પડે છે. હાવડાથી આગળ કંપની બાગ, તે પછી ચંડિયલ હાટ અથવા બાવડી ગામ, અને ઉલુબાડીયા આવે છે. કલકત્તેથી ૧૫ માઇલ ઉપર ઉલબાડીયા ગામ છે. સ્ટીમર કલકત્તાના આરમીનીયન ઘાટથી નીકળી ઉલબાડિયાથી નહેર માર્ગે મેદનીપુર જવાય છે. ઉલબાડિયાથી મેદનીપુર, બાલાસોર અને કટક થઇ જગન્નાથપુરી જવાની સડક છે. આગળ કલકત્તાથી ૨૦ માઇલ ઉપર તમલૂક ગામ આવે છે. આ ગામ પહેલાં બૌદ્ધોનું બંદર હતું. ત્યાંથી ૧૫ માઇલ આગળ ભાગીરથી ગંગાનું જળ ફેલાયલું છે. જેને લોકો ઢોલસમુદ્ર કહે છે. ગંગાયાત્રીઓ ડાબે કિનારે જાય છે. આગળ બે ત્રણ કલાક પછી ડાયમન્ડ હારવરમાં વહાણુ જાય છે, જે કલકત્તેથી રેલ માર્ગે ૨૮ માઇલ અને નદી માર્ગે ૪૮ માઇલ છે. આ ગામ ચોવીસ પરગણાના સબ ડીવીઝનનું સદર સ્થાન છે તેમાં કસ્ટમહાઉસ, સરકારી કચેરીઓ, ચિત્રીવાલ ફોર્ટ નામનો કિલ્લો વિગેરે છે. અહિં રૂપ-નારાયણ નામની નદી ગંગાને મળે છે. ડાયમન્ડ હારવરથી આગળ જઇ બોટ જમણી તરફ વળે છે. ત્યાંથી આગળ ટેંગરા ગામ આવે છે ત્યાંથી ૧૨ માઇલ ઉપર ગંગાસાગર છે. અહિં સેંકડો યાત્રાળુઓ નાવમાં બેસી સ્નાન કરવા આવે છે. અહિં ખાડીની બંને તરફ જંગલ છે. કલકત્તેથી જળ માર્ગે ૯૦ માઇલ ગંગાસાગર છે. ત્રણ દિવસે વહાણુમાં બેસી અહિં અવાય છે. અહિં એક ખાડી ઉત્તરથી આવીને સમુદ્રમાં મળે છે. અહિં એક ટાપુ છે તેને સાગરટાપુ કહે છે. ઘણા લોકો નાવમાંજ રહે છે અને ઘણા નાવમાંથી ઉતરી ટાપુ ઉપર તાડપત્રની ચટાઇયોનાં છાપરાં બનાવી તેમાં રહે છે. અહિંનો જમીનદાર દરેક નાવવાળા પાસેથી ૦—૪—૦ ફી લે છે. મેળાની પશ્ચિમે દૂર સુધી જંગલ છે. જેમાં સુકાં લાકડાં ઘણાં મળે છે. જંગલમાં વાઘ, સુવર, હરણુ વિગેરે રહે છે.

ગંગાસાગરમાં મકરના સૂર્ય થાય છે તે દિવસે ઉત્તરાયણુના રોજ મેળો ભરાય છે. ને વખતે સાધુઓની ઘણી જમાત આવે છે. અહિં એક ખાડી સમુદ્રને મળે છે. તે વખતે આ ખાડીને પશ્ચિમ કિનારેથી ૧ માઇલ સુધી જંગલ કાપીને મેળો ભરાય છે. તેમાં સડકો પણુ હોય છે. તે વખતે કલકત્તાથી ઘણા દુકાનદારો અહિં ઘણો માલ લઇ દુકાનો માંડે છે. ખાડીમાં ઘણી બોટો અને વહાણો ભીપેલી હોય છે.

અહિં કપીલજીનું સ્થાન ગુપ્ત હતું તેને વૈષ્ણવ રામાનંદજીએ પ્રકટ કર્યું છે. સંગમની પાસે એક ઓસારામાં ઘણી જુની કપીલજીની મૂર્તિ છે. જેની દક્ષિણે ભગીરથ રાજા અને રામાનન્દજીની જુની મૂર્તિઓ છે. યાત્રાળુઓ સંગમ ઉપર સ્નાન કરીને સમુદ્રને શ્રીફળ, પુષ્પ, દહિં, પંચામૃત, કોઇ પંચરત્ન ચઢાવે છે. પછી કપીલજીનાં દર્શન કરે છે તે વખતે અયોધ્યાના મઠના સાધુ અહિંની આવક લે છે. અહિંથી થોડે દૂર મીઠા પાણીનું કાચું તળાવ છે તેમાંથી લોકો પીવાનું પાણી ભરી રાખે છે. બીજા ખારા પાણીના પણ એક બે કાચા કુન્ડો છે. ત્યાં સાધુઓની પર્ણકુટીઓ પણ હોય છે. સમુદ્ર અને ખાડીયોનું પાણી પીવાના ઉપયોગમાં આવતું નથી. અહિં કોઇ ગોર લોકો રહેતા નથી. મકરની સંક્રાતિ વખતે અહિં ત્રણ દિવસ સ્નાન થાય છે પણ મેળો ૫ દિવસ રહે છે. કાર્તકી પુનમે પણ અહિં લોકો સ્નાન કરવા આવે છે. હાલ અહિં ગંગાનો અને સમુદ્રનો સંગમ થતો નથી પહેલાં અહિંજ સંગમ થતો હતો. હવે તો ગંગા બીજી જગાએ સમુદ્રને મળે છે. કેટલાક વખતથી ગંગા રાજમહેલથી આગળ બે ધારાથી વહે છે. તેની મુખ્ય ધારા પૂર્વમાં ગવાલન્ડોની પાસે બ્રહ્મપુત્રાને મળે છે જે સહબાજપુર ટાપુની સામે સમુદ્રને મળે છે. તેને પદ્મા કહે છે. અને બીજી ધારા ભાગીરથી અથવા હુગલીના નામથી હુગલી અને કલકતે થઇ દક્ષિણ તરફ વહેતી સાગરટાપુની પાસે સમુદ્રમાં મળે છે. બંનેની વચ્ચે ગંગાની સેંકડો ધારાઓ સમુદ્રને મળે છે આ જગાએ ઘણું જંગલ છે તેને સુંદરબન કહે છે. લોકો ગંગાસાગરને સાગરતીર્થ અને અહિંના ટાપુને સાગરટાપુ કહે છે.

કલકત્તાથી આગબોટ ભાડે કરી ગંગાસાગરમાં સ્નાન કરી ત્યાંથી જગન્નાથજી જઈ ત્યાં દર્શન કરી પાછા આગબોટમાંજ કલકતા અવાય છે. જતા આવતાની બોટો અહિં ભાડે મળે છે. સાગરટાપુમાં પહેલાં બે લાખ માણસો રહેતા હતા. તે સને ૧૬૮૮ ની રેલમાં તણાઇ જવાથી ફરી ત્યાં વધુ માણસો રહેતા નથી. પહેલાં અહિં મીઠું પકવતા.

માહાત્મ્ય—ગંગા અને સમુદ્રના સંગમમાં સ્નાન કરવાથી દશ અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે. સગરના ૬૦ હજાર પુત્રો પાતાળમાં કપીલમુનિના ક્રોધથી ભસ્મ થઇ ગયા, ત્યારે સગરના પુત્ર દિલીપ અને ભગીરથે હજારો વર્ષ હિમાલયમાં જઇ તપ કરી ગંગાજીને સ્વર્ગમાંથી માગ્યાં, તેમને ઝીલવા ભગીરથે શંકરનું તપ કર્યું તેથી શિવે પ્રસન્ન થઇ સ્વર્ગમાંથી પડતી ગંગાને મસ્તકે ધારણ કરી, પછી ગંગાજીને ભગીરથ રાજા સગરના ૬૦ હજાર પુત્રો મરી ગયા હતા ત્યાં હીમાલયથી લઇ ગયા. તેમની પાછળ પાછળ ગંગાએ વહેવા માંડયું. પછી સમુદ્રને અગસ્ત્ય મુનિ પી ગયા હતા, તેથી સમુદ્ર સુકો હતો તે ગંગાએ ભરી દીધો. પાંડવોએ ગંગા અને સમુદ્રના સંગમમાં સ્નાન કર્યું હતું. એવું મહાભારતમાં છે. ભગવાન કપીલદેવ પોતાના

પિતાના આશ્રમ સિદ્ધપુરથી માતાની આજ્ઞા લઇ ઇશાન ખુણામાં ગંગાસાગરમાં ગયા, ત્યાં સમુદ્રે તેમનું પૂજન કરી તેમને રહેવાને સ્થાન આપ્યું. કપિલમુનિ યોગ ધારણ કરીને અહિં વિરાજમાન છે એવું ભાગવતમાં છે.

## પ્રકરણ ૯૬ મું
# બ્રહ્મદેશ.

## રંગુન, માંડલે. પ્રોમ.
### રંગુન.

કલકત્તાથી દરરવીવારે રંગુન અને મોલમીન સમુદ્રમાર્ગે આગબોટ જાય છે. ઉતારૂઓ કલકત્તાથી સ્ટીમરમાં બેસી રંગુન જાય છે. રસ્તામાં ૭૨ કલાક લાગે છે. બંદર ઉપરથી શહેરમાં જવા માટે ભાડાની ગાડીઓ મળી શકે છે.

રંગુન બ્રહ્મદેશની રાજધાનીનું શહેર છે. તે ઇરાવતી નદીની એકમોટી શાખાના પૂર્વ કિનારે છે. અહિંથી સમુદ્ર ૨૧ માઇલ છે. અહિં ૩ લાખ માણુસોની વસ્તી છે. બ્રહ્મદેશની મુખ્ય સરકારી ઓફીસો અને મુખ્ય અમલદારોનો મુકામ અહિં છે. આ શહેર ઘણુા જુના વખતનું છે. અહિં ધર્મશાળાઓ, હૅાટલો વિગેરે છે. અહિં તે સિવાય સરકારી મકાનો, માર્કેટ, મોટી મોટી કંપનીની દુકાનો, બેંકો વિગેરે ઘણું જોવાનું છે.

શહેરની પાસે એક નાની ટેકરી ઉપર બુદ્ધદેવનું મોટું મંદિર છે તેનો સ્થંભ ૩૭૦ ફુટ ઉંચો છે. તે ઘણું પ્રસિદ્ધ છે. અહિં વેપાર મોટા પાયા ઉપર ચાલે છે. રંગુનથી એક ટ્રેન પ્રોમ સુધી જાય છે. જે લેટપાદનથી બસીન સુધી જાય છે. રંગુનથી એક ટ્રેન પેગુ જંકશન થઇ મોલમીન સુધી જાય છે. રંગુનથી મોલમીન ૧૬૦ માઇલ છે તેનું ભાડુ રૂ. ૨–૧૦–૯. છે.

### માંડલે.

રંગુનથી માંડલે સુધી રેલ્વે ટ્રેન છે. તેનું રૂ. ૬–૦–૬ ભાડુ છે. રંગુનથી માંડલે ૩૮૬ માઇલ છે. સ્ટેશન ઉપર ભાડાની ગાડીઓ મળે છે. માંડલે એ ઇરાવતી નદીના પૂર્વે બે માઇલ ઉપર બ્રહ્મદેશમાં જીલ્લાનું સદરસ્થાન છે. અહિં ૧ાા લાખ ઉપરાંતની વસ્તી છે. શહેરની વચ્ચે રાજવાડો છે તેનું મુખ્ય દિવાનખાનું ઘણું ઉત્તમ છે.

માંડલેમાં આરાકાન નામનું બાદ્ધમંદિર બ્રહ્મદેશમાં સર્વોત્તમ છે. તેમાંની બાૈદ્ધમૂર્તિ પીતળની છે અને ઘણી મોટી છે. મંદિરમાં ઉત્તમ કારીગીરી છે. બ્રહ્મદેશના ઘણા બાૈદ્ધ લોકો અહિં યાત્રા કરવાને આવે છે. શહેરમાં બજાર ઉત્તમ છે.

## પ્રોમ.

પ્રોમ શહેર બ્રહ્મદેશમાં ઇરાવતી નદીના કિનારે છે. રંગુનથી પ્રોમ ઉત્તર દિશામાં ૧૬૦ માઇલ ઉપર છે. રંગુનથી બર્મા રેલ્વેમાં પ્રોમ જવાય છે. પહેલાં તે રાજધાનીનું શહેર હતું. અહિં ઇરાવતીથી ૦।। માઇલ ઉપર એક ઉંચી ટેકરી ઉપર બૌદ્ધ મંદીર છે તે ૮૦ ફુટ ઉંચું છે બીજાં ૮૩ નાનાં મંદિરો છે તે દરેકના ઉપર સોનેરી શિખરો છે. અહિં એક પેટીમાં બુદ્ધના ત્રણ વાળ છે. અહિં હજારો બૌદ્ધ લોકો યાત્રા માટે આવે છે. રંગુનથી અહિં સુધીનું ભાડુ રૂ. ૨–૮–૩ છે.

# પ્રકરણ ૯૭ મું.

## કલકત્તાથી ખરગપુર.

### ગોમોહ, પુરુલીયા, રાંચી, બાંકુરા, મીદનાપુર, ખરગપુર.

કલકત્તાથી સ્ટીમરમાં બેસી કટક થઇ જગન્નાથપુરી જવાય છે તેમજ રેલ્વે રસ્તે હાવરા સ્ટેશનેથી ખરગપુર થઇ કટક થઇ જવાય છે. હાવરા સ્ટેશનેથી જતાં રસ્તામાં ૩૫ માઇલ ઉપર કોલાઘાટનું સ્ટેશન છે. હાવરાથી સ્ટીમરમાં પણ કોલાઘાટ અવાય છે. કોલાઘાટથી ૩૭ માઇલ અને હાવરાથી ૭૨ માઇલ ઉપર ખડગપુરનું રેલ્વેજંકશન આવે છે. હાવરાથી ખડગપુરનું રૂા. ૧–૨–૬ ભાડુ છે.

### ગોમોહથી ખરગપુર.

કલકત્તાથી એક ટ્રેન બાંકુરા, આદ્રા થઈ ગોમોહ અને ગયાજી તરફ જાય છે. બીજી ટ્રેન સીની, ચકરધરપુર, ઝારસુગરા, થઇ બિલાસપુર, નાગપુર, ભુશાવળ થઇ મુંબાઇ તરફ જાય છે.

**આદ્રા**—ગયાજીથી ગોમોહ જંકશન થઇ એક ટ્રેન અહિં આવે છે. તેમાં ગોમોહથી ૪૫ માઇલ ઉપર આદ્રાનું રેલ્વે જંકશન આવે છે. તેનું ભાડુ રૂ. ૧–૪–૦ છે. આદ્રાથી ૧ ટ્રેન પુરુલીયા, સીની જંકશન થઇ બીલાસપુર તરફ જાય છે. બીજી ટ્રેન આસનસોલ જાય છે. આદ્રા અને આસનસોલ વચ્ચે દામોદર સ્ટેશન પાસે દામોદર નદી ઉપર રેલ્વેનો પુલ છે.

**પુરુલીયા**—આદ્રાથી બીલાસપુર તરફ જતી ટ્રેનમાં પુરુલીયા ૨૫ માઇલ ઉપર છે તેનું ભાડુ ૦–૬–૦ છે. છોટાનાગપુર વિભાગમાં માનભુમ જીલ્લાનું સદરસ્થાન છે. અહિં બાર હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. પુરુલિયામાં ડીપોટી કમિસ્નરની ઓફીસ, કચેરીયો, જેલ, વિગેરે છે. અહિં મીઠા વીગેરેનો વેપાર સારો છે.

**રાંચી**—પુરુલીયાથી એક ટ્રેન ચક્રધરપુર થઇ બીલાસપુર તરફ જાય છે. તેમ એક બ્રેંચ લાઇન રાંચી તરફ જાય છે. પુરુલીયાથી ૭૨ માઇલ ઉપર રાંચીનું સ્ટેશન છે, તેનું ભાડુ રૂ. ૧–૨–૦ છે. છોટાનાગપુર વિભાગના લોહારડાગા જીલ્લાનું સદરસ્થાન રાંચી છે. રાંચી સમુદ્ર જળથી ૨૧૦૦ ફુટ ઉંચી જમીન ઉપર છે. અહિં ૨૦ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. અહીં ડીપોટી કમીસ્નરની ઓફીસ, સરકારી કચેરી, દવાખાનું વિગેરે જોવા લાયક છે. અહિં ખેડુત લોકોની વસ્તી વધારે છે. અહિંથી ૬ માઇલ ઉપર જગન્નાથપુર ગામમાં જગન્નાથજીનું મંદીર છે. જ્યાં રથજાત્રાનો મેળો ભરાય છે. રાંચીથી ૪૫ માઇલ ઉપર લોહારડાગાનું સ્ટેશન છે. ત્યાં સુધી આ ગાડી જાય છે પહેલાં અહિં જીલ્લાનું સદરસ્થાન હતું. આ જીલ્લામાં કેટલીક જગાએથી લોઢુ અને તાંબુ નીકળે છે. અહીં કેટલાક લોકો નદીની રેતી ધોઇ સોનું કહાડે છે. જીલ્લાની પહાડીઓમાં વાઘ, સુવર વિગેરે રહે છે. છોટાનાગપુર પ્રાંતની રાજધાનીનું શહેર રાંચી છે. રાંચીથી પગરસ્તે હજારીબાગ જવાય છે. પુરુલીયાથી સીની જંકશન થઇ ખરગપુર જવાય છે.

**બાંકુરા**—રાંચીથી પુરુલીયા આવી ત્યાંથી આદ્રા થઇ ખરગપુર જતાં આદ્રાથી ૩૩ માઇલ ઉપર બાંકુરાનું રેલ્વેસ્ટેશન આવે છે. બંગાળા ઇલાકાના બર્દવાન વિભાગમાં દલકિશોર નદીના કિનારે બાંકુરા જીલ્લાનું સદરસ્થાન છે. બાંકુરાથી પગરસ્તે પુરુલીયા જવાય છે. અહિં એક સરાય છે તેમ કેટલાંક સરકારી મકાનો છે. અહીં રેશમનાં કપડાં સારાં વણાય છે, રેશમી કાપડ, લોઢું, ચોખા, તેલ, વિગેરે વસ્તુઓ અહિંથી દેશાવર જાય છે. અહિંથી પહેલાં વિષ્ણુપુર, મેદનીપુર, બાલેશ્વર, જાજપુર અને કટક થઇ પગરસ્તે જગન્નાથપુરી જવાતું. આ જીલ્લાની પહાડીઓમાંથી લોઢુ અને પથ્થરો નીકળે છે. પહેલાં આ દેશ વિષ્ણુપુર કહેવાતો.

**વિષ્ણુપુર**—અહિંથી ૧૯ માઇલ ઉપર આગળ વિષ્ણુપુરનું રેલ્વેસ્ટેશન આવે છે. વિષ્ણુપુરમાં કેટલાંક દેવ મંદીરો અને તળાવ ત્યાંના રાજાનું બંધાવેલું છે. પહેલાં આ શહેર મોટું હતું. ૧૮ મી સદીમાં વિષ્ણુપુરના રાજાની પડતી થઇ અને તે નિર્ધન થતાં તેણે પોતાના ઇષ્ટદેવ મદનમોહનજીની મૂર્તિ ઘરેણે મૂકી નાણાં ઉપાડ્યાં હતાં. હવે તો ગામમાં રાજાનાં મકાનો વિગેરેનું નામ નિશાન નથી.

**મીદનાપુર**—બાંકુરાથી આગળ ૮૪ માઇલ ઉપર મીદનાપુરનું રેલ્વે સ્ટેશન આવે છે. તેનું ભાડુ બાંકુરાથી રૂા. ૧–૦–૦ છે. બંગાળાના બર્દવાન વિભાગમાં મીદનાપુર જીલ્લાનું સદરસ્થાન છે. અહિં ૩૨ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. ગામમાં સરકારી કચેરીઓ, યુરોપિયનોનાં મકાનો, સ્કુલ, દવાખાનું, બડાબજાર, ધર્મશાળા, વિગેરે જોવા લાયક છે. અહિં પીતળ ને લોઢાનાં વાસણો સારાં થાય છે મેદનીપુરથી નહેરમાં થઇ આગબોટમાં બેસી કલકત્તે જવાય છે.

મેદનીપુરથી ૮ માઇલ ઉપર ખરગપુરનું રેલ્વે જંકશન આવે છે તેનું ભાડુ ૦–૨–૦ છે.

# ભાગ ૧૯ મો.

# મુંબાઈથી કલકત્તા અને જગન્નાથપુરી.

## પ્રકરણ ૯૮ મું

## મુંબઇથી ભુશાવળ થઇ નાગપુર

### ખામગાંમ, શેગાંમ, આકોલા, અંતરીક્ષજી, બાસીમ, એલીચપુર, એવતમલ, બડનેરા, ઉમરાવતી, વરધા, હીંગનપત, વરોરા અને ચાંદા થઇ નાગપુર

મુંબાઇથી ભુશાવળ સુધીની હકીકત આગળ ભાગ ૧૩ માં પ્રકરણ ૫૮ માં આવી ગઇ છે. ભુશાવળથી ગ્રેટ ઇન્ડિઅન અને પેનીન્શુલા રેલ્વે શરૂ થાય છે. ભુશાવળથી નાગપુર થઇ કલકત્તા જવાય છે.

**ખામગાંમ**—ભુશાવળથી ૩૫ માઇલ ઉપર જલમ્મનું રેલ્વે સ્ટેશન છે, જલમ્મથી ૮ માઇલ ઉપર ખામગામ સુધી બ્રેંચ રેલ્વે ગઇ છે. વરાડપ્રાંતમાં અકોલા જીલ્લામાં ખામગામ છે. ત્યાં ૧૬ હજાર ઉપરાંતની વસ્તી છે. અહિં રૂનો વેપાર ઘણો છે. અફીણને માટે આ ગામ પ્રખ્યાત છે. અહીં ચારે બાજુથી રૂ લાવી વેપાર થાય છે. અહીં ઘણા કુવા, તળાવ, કચેરીઓ, દવાખાનું, ધર્મશાળા, રૂની ગાંસડીઓ બાંધવાનાં કારખાનાં, બાગ અને યુરોપીયન વેપારીઓનાં મકાનો છે.

**સેગાંમ**—જલંબથી ૭ માઇલ ઉપર શેગાંમ રેલ્વેનું સ્ટેશન છે, આ ગામ અકોલા જીલ્લામાં છે તેમાં ૧૨ હજાર ઉપરાંતની વસ્તી છે અહીં રૂનાં કારખાનાં, મુસાફરી બંગલો, ધર્મશાળા, સ્કુલ વિગેરે છે.

**આકોલા**—શેગાંમથી ૨૩ માઇલ ઉપર અકોલાનું રેલ્વે સ્ટેશન છે. વરાડ પ્રાંતમાં તે જીલ્લાનું સદર સ્થાન છે. વરાડના જુડીસીયલ કમીસ્નરનું સદર સ્થાન પણ અકોલા છે. સ્ટેશનથી ગામ ૧ માઇલ દૂર છે. અહિં ૨૨ હજાર ઉપરાંતની વસ્તી છે. જેમાં બે ભાગ હિન્દુઓ છે. ગામની આજુબાજુ જુનો કિલ્લો છે. ગામ વચ્ચે મોરના નદી છે. નદીના પશ્ચિમ કિનારે ખાસ અકોલા અને પૂર્વે તાજનાપેંઠ છે. તાજના પેંઠમાં કમીસ્નર વિગેરેની કચેરીઓ, જેલ, ટાઉન હૉલ, ધર્મશાળા, અને યુરોપિયનોનાં મકાનો છે. બુધવારે અને રવીવારે અહિં બજાર ભરાય છે. અકોલામાં

શહેરમાં બજાર વચ્ચે શ્રી શાંતિનાથનું જૈન દેરાસર છે. અહીંથી જૈનોનું તિર્થસ્થાન અંતરિક્ષજી સીરપુર જવાય છે.

## અંતરીક્ષજી

અકોલાથી ૪૦ માઇલ ઉપર જૈનોનું યાત્રાનું તિર્થ અંતરીક્ષજી છે. ત્યાં જવા માટે બળદ ગાડાં ભાડે કરીને જવાય છે. અહીં જૈનોની ધર્મશાળા છે. રસ્તામાં પાતુર થઈ સીરપુર જવાય છે. રસ્તામાં લોકો પાતુરમાં મુકામ કરે છે. અંતરીક્ષજી સીરપુર ગામમાં છે. દેરાસર ઉત્તમ છે. તેમાં શ્રી અંતરીક્ષ પાર્શ્વનાથની પ્રાચીન અને અલૌકિક મૂર્ત્તિ છે. તે નીચે ભોંયરામાં એક ગોખમાં છે. પ્રતિમા રાવણે ભરાવેલા કહેવાય છે. જૈનો રાવણને જૈન ધર્મી માને છે. રાવણ મુસાફરી નીકળ્યો હતો ત્યારે જૈન પ્રતિમાનું દર્શન કર્યા વગર જમતો ન હોવાથી અહિં અંતરીક્ષ પાર્શ્વનાથની વેળુની મૂર્ત્તિ ભરાવી તેનું પુજન કરી પછી જમ્યો હતો. પછી તેણે તે મૂર્તિને તળાવમાં પધરાવી ઘેર ગયો હતો. કેટલાક વખતે બીંગલપુરનો શ્રીપાલ રાજા આ તળાવ પાસે આવ્યો. તેણે તેમાંથી હાથ મોં ધોયું તેથી તેનો રોગ મટવા લાગ્યો. પછી તેણે બીજી વખતે સરોવરમાં સ્નાન કર્યું તેથી તેનો રોગ મટી જઇ શરીર કંચન જેવું થયું. તે રાતે તેને સ્વપ્નુ આવ્યું તે પ્રમાણે તેણે આ મૂર્ત્તિને સરોવરમાંથી બહાર કાઢી કાચે તાંતણે ગાડુ બાંધી તેમાં પધરાવી સ્વપ્નમાં કહ્યા પ્રમાણે પાછુ જોયા વગર ગાડાને નગર તરફ ખેંચવા માંડયું. પણ અર્ધે જતાં તેણે પાછુ જોયું. તેથી પ્રતિમા ત્યાંજ સ્થિર થઇ પછી ત્યાંથી ખસી નહિ. પછી તે રાજાએ ત્યાં સીરપુર ગામ વસાવી દેરાસર બંધાવી ત્યાંજ આ મુર્તિને પધરાવી. આ મૂર્ત્તિ તે વખતે અદ્ધર હતી. પણ હાલ તો કહે છે કે નીચેથી માત્ર એક અંગલુછણું જાય તેટલીજ અદ્ધર છે. અહિં ઘણા જૈનો યાત્રા કરવા આવે છે. અહિં દેરામાં જે ઘી બોલાય છે તે ગોડી લઇ જાય છે. અહીં દર્શન કરી પાછા જૈન યાત્રાળુઓ આકોલા આવે છે.

**બાસીમ**—અકોલાથી પર માઇલ ઉપર વરાડ પ્રાંતમાં બાસીમ એ જીલ્લાનું સદરસ્થાન છે. ત્યાં જવા માટે પાકી સડક છે. અહીં ૧૩ હજાર માણસોની વસ્તી છે. ગામ બહાર પદ્મતિર્થ નામનું તળાવ છે. ત્યાં પહેલાં પાણીનો કુન્ડ હતો. તેમાં વાસુકી રાજાએ સ્નાન કરવાથી તેનો કોઢ મટી ગયો હતો. ત્યારે તેણે કુન્ડને વધારી મોટું તળાવ બંધાવ્યું છે એવું કહે છે. અહીં ભવાની કાલુનુ બંધાવેલું જુનું તળાવ છે અને બાલાજીનું મંદિર છે. તે સિવાય સરકારી કચેરી, દવાખાનું, પોલીસ કચેરી વીગેરે છે. અહિંથી હીંગોલી સુધી પાકી સડક છે.

**એલીચપુર**—અકોલાથી ૨૩ માઇલ ઉપર મુરતીજાપુરનું રેલ્વે

સ્ટેશન આવે છે. ત્યાંથી ૪૮ માઈલ ઉપર એક રેલ્વે બ્રેંચ લાઈન ઇલીચપુર ગઇ છે. મુરતીજાપુરથી ઇલીચપુરનું ભાડુ રૂ. ૧-૦-૦ છે. ઇલીચપુર વરાડ પ્રાંતમાં જીલ્લાનું સદરસ્થાન છે. અહિં ૩૬ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. વરાડ પ્રદેશમાં આ પહેલા નંબરનું શહેર ગણાય છે. અહિં એક મોટા ચોતરા ઉપર એક મહેલમાં દુલ્હારહેમાનની દરગાહ છે. આ મહેલ પત્થરનો બાંધેલો છે. સુલતાનગઢી નામનો પત્થરનો કિલ્લો છે. અહિં સરકારી કચેરીઓ, દવાખાનું, વીગેરે છે. ગામથી ર માઇલ ઉપર લશ્કરી છાવણી અને સીવીલ સ્ટેશન છે.

**ચેવતમલ**—મુરતીજાપુરથી એક બ્રેંચ લાઇન ચેવતમલ પણ જાય છે. મુર્તિજાપુરથી ૭૦ માઇલ ચેવતમલ છે. તેનું ભાડુ રૂ. ૧-૭-૦ છે. વચ્ચે બારેક સ્ટેશનો છે.

**બડનેરા**—અકોલાથી ૪૮ માઇલ ઉપર બડનેરાનું રેલ્વે જંકશન આવે છે. વચ્ચે મુરતીજાપુરનું સ્ટેશન આવે છે. ત્યાંથી ૫ માઇલ ઉપર એક રેલ્વે લાઇન અમરાવતી સુધી જાય છે.

**ઉમરાવતી**—બડનેરા જંકશથી ઉમરાવતી સુધી ૫ માઇલ એક બ્રેંચ લાઇન છે. તેનું ભાડુ ૦-૧-૬ છે. વરાડ પ્રાંતમાં પૂર્વ વિભાગમાં અમરાવતી જીલ્લાનું સદરસ્થાન છે અહીં ૩૪ હજાર ઉપરાંતની વસ્તી છે. તેમાં ૨૬ હજાર ઉપરાંત તો હિંદુઓ છે. શહેરની આજુબાજુ ૨૫ ફીટ ઉંચો પત્થરનો કોટ છે જેમાં ૫ દરવાજા અને ૪ બારીઓ છે. નીઝામ સરકારે આ કોટ પીંડારાથી બચાવ કરવા બંધાવેલો છે. ગામના બે ભાગ છે, કસબો અને પેઠ. અહીંના બધા કુવાનું પાણી ખારૂ છે. અહીં ૮ દેવ મંદિરો છે, તેમાં અંબાનું મંદીર હજાર વર્ષ ઉપરનું જુનું છે. આ માતાના નામથી ગામનું નામ અમરાવતી પડયું છે. ગામમાં કમીસનર અને કલેકટરની કચેરીઓ, જેલ, દવાખાનું, ધર્મશાળા, અને લશ્કરી છાવણી છે. અહીં રૂની ઘણી મીલો અને કારખાનાં પણ છે. વરાડ પ્રાંતમાં રૂનો વેપાર સર્વથી વધુ અહિં ચાલે છે. આ જીલ્લામાં કપાસનો ઘણો વેપાર છે. વરાડ પ્રાંતનો ચીફ કમીશ્નર હૈદ્રાબાદનો રેસીડેન્ટ પણ છે. પહેલાં વરાડ પ્રાંત હૈદ્રાબાદના નીઝામ સરકારને કબજે હતો. પણ પછી ૧૮૫૩ માં હૈદ્રાબાદના લશ્કરી ખર્ચ માટે આ પ્રાંત અંગ્રેજ સરકારે લીધો છે.

**વરધા**—બડનેરાથી ૬૦ માઇલ ઉપર વરધાનું રેલ્વે સ્ટેશન આવે છે તેનું ભાડુ રૂા. ૧-૦-૦ છે. વચ્ચે પુલગામનું સ્ટેશન આવે છે. ત્યાંથી એક ગાડી પછેગામ થઇ અરવી તરફ જાય છે. વરધામધ્ય પ્રાંતમાં નાગપુર વિભાગમાં જીલ્લાનું સદર સ્થાન છે. અહીં ૬ હજાર ઉપરાંત માણ-

સોની વસ્તી છે. આ ગામમાં રૂનો ઘણો વેપાર ચાલે છે. મુંબાઇના ઘણા વેપારીયોનાં અહીં રૂનાં કારખાનાં છે. ગામમાં સરકારી કચેરીયો, જેલ, બાગ, વીગેરે છે. આ જીલ્લામાં કપાસ ઘણો પાકે છે. પૂર્વે વરધા જીલ્લાનો એક ભાગ વિદર્ભદેશના રાજા ભીષ્મકને તાબે હતો. વરધા જીલ્લાના સર્વ ગામોની આસપાસ માટીના કિલ્લા છે. પહેલાં અહિં પીંઢારાઓ ઘણી લુંટ ફાટ કરતા હતા. વરધા રેલ્વેનું જંકશન છે. અહિંથી એક બ્રેંચ લાઇન હીંગનઘાટ, વરોરા, ચાંદા થઈ બલ્હારશાહ ગઇ છે. આ ગાડી ચાંદાથી નાગભીર, બ્રહ્મપુરી થઇ ગોંડીયા મોટી લાઇનને મળે છે.

**હીંગનઘાટ**—વરધાથી ૧૧ માઇલ ઉપર બલ્હારશાહ જતી બ્રેંચ રેલ્વેમાં હીંગનઘાટનું સ્ટેશન છે. ત્યાં ૧૧ હજાર ઉપરાંતની વસ્તી છે. અહીંથી કપાસ અને રૂ ઘણો બીજા દેશોમાં જાય છે. વરધા જીલ્લામાં આ ગામ છે.

**વરોરા**—હીંગનઘાટથી ૧૪ માઇલ ઉપર વરોરાનું સ્ટેશન છે તે મધ્ય પ્રાંતના ચાંદા જીલ્લામાં છે. અહીં રૂ અને કપાસનો ઘણો વેપાર છે. અહીં પાસે મેદાનમાં કોયલાની ખાણો છે જેમાંથી દરવર્ષે ૧ લાખ ટન ઉપર કોયલા નીકળે છે.

**ચાંદા**—વરોરાથી ૨૦ માઇલ ઉપર ચાંદાનું રેલ્વે સ્ટેશન છે. વરધાથી ચાંદા ૪૫ માઇલ છે તેનું ભાડું રૂ. ૧-૫-૦ છે. મધ્યદેશમાં નાગપુર વિભાગમાં ચાંદા એ જીલ્લાનું સદર સ્થાન છે. અહીં ૧૭ હજાર ઉપરાંતની વસ્તી છે. ગામની આજુબાજુ પત્થરનો કોટ છે. જેમાં ૪ દરવાજા અને ૫ બારીયો છે. જુના કિલ્લાની અંદર જેલ અને એક મોટો કુવો છે. જેમાં અંદર ઉતરવાનો રસ્તો છે. અહીં અચળેશ્વર મહાદેવ, મહાકાળી માતા અને મુરલીધરનાં મંદીરો છે. તેમજ ધર્મશાળા, બંગલો, બાગ, વિક્ટોરીયા બજાર, સીવીલ સ્ટેશન, સરકારી કચેરીયો, અને લશ્કરી છાવણી છે. પબ્લીકપાર્કમાં સરકારી કચેરીયો છે.

અહીં વૈશાખ મહીનામાં મોટો મેળો ભરાય છે. ગામમાં કપડાં, પીતળનાં વાસણ, વીગેરેનો વેપાર છે. અહીં ગોંડજાતિના લોકો કેટલાક છે. આ જીલ્લાની પહાડીયોની નદીયોની રેતીમાંથી સોનું મળી આવે છે. પહેલાં આ જીલ્લામાં બૈરાગઢ પાસે હીરા અને માણેક મળી આવતા હતા અહીં પાનના બાગ વધારે છે. પહેલાં અહિં ગોંડજાતિના રાજા રાજ્ય કરતા, તે પછી મરાઠાઓનું રાજ્ય થયું. સને ૧૮૫૩ માં નાગપુરના ત્રીજા રાઘોજી ભોંસલેના મરણ પછી ચાંદાનું રાજ્ય નાગપુર સાથે અંગ્રેજ સરકારે લઇ લીધું છે.

# પ્રકરણ ૯૯ મું.

## નાગપુર–કામટી, રામટેક, ભંડારા, ગોંડીઆ, ડુંગરગઢ, રાજનાંદગામ, ખેરાગઢ, થઇ રાયપુર,

## નાગપુર.

વરધાથી આગળ ૪૯ માઇલ ઉપર નાગપુરનું રેલ્વે જંકશનનું સ્ટેશન આવે છે. તેનું ભાડુ વરધાથી ૦-૧૨-૦ છે. મધ્ય પ્રાંતમાં નાગ નામની નાની નદીના કિનારે મધ્ય દેશ અને જીલ્લાનું સદર સ્થાન નાગપુર છે. અહીં લસ્કરી છાવણી પણ છે. શહેરમાં દોઢલાખ માણસોની વસ્તી છે, મધ્ય પ્રાંતમાં આ પહેલા નંબરનું શહેર છે. અહિં મ્યુનીસીપાલીટી છે. શહેરની અંદર સીતાબાર્ડી ની પહાડી ઉપર સીતાબાર્ડી નામનો કિલ્લો છે. જે જોવા માટે સરકારી અમલદારની પરવાનગી લેવી પડે છે. પહાડીની નીચે સીવીલ સ્ટેશન છે. સ્ટેશનની ઉત્તરે લસ્કરી છાવણી છે, તેની ઉત્તરે તાકલી છે જેની પહાડી ઉપર નવી રેસીડેન્સી છે. સાતપુડા પર્વત ઉપર પચમારીમાં ચીફ કમીશનર રહે છે. સ્ટેશનની પાસે બે ત્રણ ધર્મશાળાઓ છે. તે સીવાય બીજી પણ કેટલીક ધર્મશાળા અને સરકારી સરાયો છે. સ્ટેશનની પૂર્વે જમાતલાવ અને ખાસ શહેર છે. સ્ટેશનની ઉત્તરે રેલ્વે પસાર કરીને કિલ્લાથી થોડે દૂર એક નાનું મ્યુઝીયમ છે. સ્ટેશનથી ૨ માઈલ ઉપર નાગપુરની દીવાની કોર્ટ છે. શહેર પાસે અંબાઝીરી નામનું તળાવ છે. આ તળાવમાંથી શહેરમાં નળદ્વારા પાણી અપાય છે. તે સીવાય બીજાં પણ તળાવો છે. શહેરમાં ઘણા બાગ પણ છે જેમાં સીતાબાર્ડીનો મહારાજબાગ, શહેરની અંદર તુળસીબાગ, સકરદરા, પાલ્કી, સોનગાંમ અને તેલિંગખેરી બાગ છે.

**મહારાજબાગ**—તમામ બાગોમાં ઉત્તમ છે. તેમાં ઘણાં ફુલ ઝાડો, વેલો, વિગેરે છે. એક હોજમાં જીવતા જેવો પત્થરનો મોટો હાથી છે જેની સુંઢમાંથી પાણી ફુવારા માફક પડ્યાં કરે છે તે જોવા લાયક છે. અંદર નાનું જનાવરોનું સંગ્રહસ્થાન છે. જેમાં વાઘ, વાંદરાં, હરણ, નીલગાય, વિગેરે જુદી જુદી જાતનાં જાનવરો ઠેકાણે ઠેકાણે પાળેલાં છે.

શુક્રવારી મહેલ્લામાં ભોંસલા રાજાઓનાં સમાધિ મંદીર છે.

**જૈનદેરાં**—નાગપુરમાં આદીતવાર પેંઠમાં જૈનોનાં બે દેરાસરો છે. ત્યાં ઉતરવાની પણ સગવડ છે.

સિવાય સેન્ટ્રલજેલ, સ્કુલ, મોરીસ કૉલેજ, ગાંડાંનું દવખાનું, કોઢીયાઓનું દવાખાનું, ગરીબોનું દવાખાનું, ખેતીવાડીની સ્કુલ, કેટ-

લાંક કારખાનાં વિગેરે જોવા લાયક છે. નાગપુરના ભોંસલા રાજાઓનો અહીં મહેલ હતો તે બાળી દીધેલો કહેવાય છે. અહિં ભોંસલા વંશનો એક રાજા રહે છે. ગુરૂગંજ સ્કવેયર અને ગચીપગારમાં દર અઠવાડીયે ગુજરી ભરાય છે. અહીં દરેક વારના નામથી બજારો છે. અહિં નારંગીયો ઘણી અને સારી થાય છે. શહેરમાં ઘઉં, મીઠું, કાપડ, મસાલો, એ પરદેશથી આવે છે. અહિંથી મીલોમાં કપડાં વણાઇ દેશાવર જાય છે. ગામમાં ટમટમ અથવા એકા ભાડે મળે છે. તેમ બળદગાડીના રીંગા પણ મળે છે. અહિંથી એક ટ્રેન છીન્દવારા થઇ ઈટારસી અને જબલપુર તરફ જાય છે. અને બીજી ટ્રેન નાગભીર જાય છે. નાગભીરથી આ ટ્રેન ચાંદા થઇ નાગભીર આવી ત્યાંથી ગોંડીયા જાય છે. નાગપુરમાં મરાઠાઓના વખતનાં ઘણાં મંદીરો છે. અહીં ભોંસલા રાજાઓનો રાજવાડો છે. તે જોવા લાયક છે. શહેર પાઘડીપને છે. તેમાં રસ્તા સાંકડા છે અને ઘરો જુની બાંધણીનાં છે. અહીં મીલો પણ છે. નાગપુરમાં વેપાર સારો ચાલે છે. સીતાબાલ્ડી કિલ્લામાં હથીઆરોનો સંગ્રહ છે. અહિં ખાવાનાં પાન ઘણાં થાય છે. અહીં લીલોત્રી વધારે છે. અહીં રૂ, અનાજ, સાગ અને જંગલની ચીજોનો વેપાર ઘણો છે. અહીં રૂ, ઘઉં, અને તમાકુ સારાં પાકે છે અહીં મરાઠી તેમજ હીંદી મિશ્રભાષા ચાલે છે. અહિં પહેલાં ભોંસલાનું રાજ્ય હતું. સને ૧૮૫૩ માં અંગ્રેજ સરકારે રાધોજી ભોંસલા મરી જવાથી આ રાજ્ય ખાલસા કર્યું. મધ્ય પ્રાંતની રાજધાનીનું શહેર નાગપુર છે. અહીં ચીફ કમીશ્નર રહે છે.

મધ્યપ્રાંતમાં મરાઠા, ગોંડ અને કોલ જાતિયોની વસ્તી વધારે છે. અહીં ઘણા લોકો કબીરપંથી, સતનામી, કુંભીપંથીયા, સિંહપંથી, અને ધામીપંથીના અનુયાયીઓ છે. આ પ્રાંતના પહાડી લોકો કાળા, અને મોટા હોઠવાળા છે. તે ભગવાં કપડાં પહેરે છે અને માતાને તેમ ભૂત પ્રેતોને માને છે. તેમનામાં મરીયા જાતિના લોકો તીર મારવામાં હોશિયાર છે. મારી લોકો અજાણ્યા માણસોથી બ્હીવે છે. બસ્તર રાજ્યમાં દન્તેશ્વરી કાલીને રક્ષક માને છે. આ દેવીને પહાડી લોકો પહેલાં માણસોનું બલિદાન આપતા, તે અંગ્રેજ સરકારે બંધ કરાવ્યું છે. સ્ત્રીયો હજુ વૃક્ષની છાલ આજુબાજુ પહેરીને તાંબાનાં ઘરેણાં પહેરે છે. આ દેશમાં બળદ અને ગાયો લાલ રંગની થાય છે.

**કામટી**—નાગપુરથી ગાડી બદલી બેંગાલ નાગપુર રેલ્વેની ગાડીમાં બેસવું. નાગપુરથી ઇટવારીનું સ્ટેશન મૂકી ૯ માઇલ ઉપર કામટીનું રેલ્વે સ્ટેશન આવે છે. નાગપુર જીલ્લામાં કંહાન નદીના કિનારે કામટીમાં લશ્કરી છાવણીનો મુકામ છે. કંહાન નદી ઉપર પત્થરનો પુલ બાંધેલો છે. તેની પાસે લોઢાનો પુલ પણ બાંધેલો છે. અહિં ૪૩ હજાર માણસોની વસ્તી

છે. અહીં ધર્મશાળા, તળાવ, બજાર, અને લશ્કરી છાવણી છે. અહિં લાકડાં, કાપડ અને મીઠાનો વેપાર છે.

**રામટેક**—કામટીથી આગળ કાન્હનનું રેલ્વે સ્ટેશન આવે છે, ત્યાંથી ૧૧ માઇલ ઉપર રામટેક સુધી બ્રિંચ લાઇન જાય છે. રામટેક તાલુકાનું ગામ છે. તેમાં ૮ હજાર ઉપરાંતની વસ્તી છે. અહિં ૨૦૦ તો પાનની દુકાનો છે. અહિં નાગરવેલનાં પાન ઘણાં થાય છે. અહિં નાનાં મોટાં ૨૦ દેવમંદિરો છે. ગામની પાસે મેદાનમાં રામટેક નામનો ૫૦૦ ફીટ ઉંચો પર્વત છે. તેના ઉપર એક જુના વખતનું મંદિર છે. પર્વત ઉપર રામચંદ્રજીનું પ્રાચીન વિશાળ મંદિર છે. રામટેકથી ૨ માઇલ ઉપર અંબાડા ગામમાં અંબાડા નામનું જુનું તલાવ છે, તેના કિનારે પંદર વીસેક દેવમંદિરો છે. પાસે એક પહાડી ઉપર દેવમંદિરો છે. પહાડીના શિખર ઉપર વાવ છે. અને જુનો કિલ્લો છે.

**ભંડારા**—નાગપુરથી ૩૯ માઇલ ઉપર મેઇન લાઇનમાં ભંડારારોડનું સ્ટેશન આવે છે. સ્ટેશનથી ૬ માઇલ ઉપર વેણુગંગા નદીના કિનારે નાગપુર વિભાગનું જીલ્લાનું સદર સ્થાન ભંડારા છે, અહિં ૧૪ હજાર ઉપરાંતની વસ્તી છે. અહિં સરકારી કચેરીઓ, જેલ, લાયબ્રેરી, દવાખાનું, વિગેરે છે. અહિં એક મરાઠા રાજા રહે છે. આ જીલ્લાનાં જંગલોમાં ગોંડ અને જંગલી જાતો રહે છે. જંગલોમાં વાઘ પણ ઘણા છે.

**ગોંડીઆ**—ભંડારાથી ૪૨ માઇલ ઉપર ગોન્ડીયાનું રેલ્વે જંકશન આવે છે. રસ્તામાં તુમસર રોડ આગળ વેણુગંગા નદી ઉપર રેલ્વેનો પુલ છે. ગોંડીઆથી એક બ્રેંચલાઇન બાલાઘાટ, નઇનપુર, થઈ જબલપુર તરફ જાય છે. જે ટ્રેન નાગભીરથી ચાંદાસુધી જાય છે.

**ડુંગરગઢ**—ગોંડીયા જંકશનથી ૪૬ માઇલ ઉપર ડુંગરગઢનું રેલ્વેસ્ટેશન આવે છે. ડુંગરગઢના સ્ટેશન ઉપર ગાડીનું એંજીન બદલાય છે. અહીં ઘણા રેલ્વેના યુરોપીયન નોકરો રહે છે. ગુંડીયાથી આવતાં ત્રીજુ સ્ટેશન આમગાંમ આવે છે. ત્યાં સુધી નાગપુર વિભાગની હદ છે. આગળ સલેકસાનું સ્ટેશન આવે છે ત્યાંથી ડુંગરગઢ સુધી ૨૩ માઇલ રસ્તામાં પર્વતો અને વાંસની ઝાડીના જંગલમાં થઇને ગાડી જાય છે. સલેકસાથી દરેકસા સુધી ઘણી જગાએ પર્વતો કોરીને અંદર ભોંયરામાં થઇને રેલ્વે ગાડી જાય છે. અહીં જંગલમાં ઘણા વાઘો રહે છે. આ લાઇન થઇ તે વખતે ઘણા માણસોને વાઘોએ મારી નાંખ્યા હતા. ડુંગરગઢમાં ૬ હજાર ઉપરાંતની વસ્તી છે. ગામ ઉપર જુના વખતનો પહાડી કિલ્લો અત્યારે ઉજ્જડ હાલતમાં છે.

**રાજનન્દગામ**—ડુંગરગઢથી ૨૦ માઇલ ઉપર વચ્ચે મુસરાનું

૧ સ્ટેશન મૂકી રાજનાંદ ગામનું રેલ્વે સ્ટેશન છે. મધ્ય પ્રાંતમાં રાયપુર જીલ્લામાં આ એક દેશી રાજ્યની રાજધાનીનું ગામ છે. અહિં ૯ હજાર ઉપરાંતની વસ્તી છે. સ્ટેશનથી ગામ સુધી જવાની સડક છે. ગામમાં રાજાનો મહેલ, કચેરીયો, સ્કુલ વિગેરે છે. રાજાને ૨૫ લાખની આવક છે, જેમાંથી ૪૬ હજાર રૂપિયા સરકારને ખંડણીના આપવા પડે છે. નાગપુરના રાજાએ પોતાના ગુરુને આ રાજ્ય આપ્યું હતું. અહિંના રાજા વેરાગી ગોસાંઇ છે. હાલમાં રાજા મહંત બલરામદાસ બહાદુર રાજા છે.

**ખૈરાગઢ**—રાજનાંદ ગામથી ઉત્તરે ૪૫ માઇલ ઉપર આંબા અને પીંપરીયા નદીના સંગમ ઉપર રાયપુર જીલ્લામાં ખૈરાગઢ એ દેશી રાજ્યની રાજધાનીનું શહેર છે. અહિં ત્રણેક હજાર માણસોની વસ્તી છે. રાજા ગોંડ જાતિના છે. ગામમાં રાજાનો મહેલ, જેલ, કચેરી વિગેરે છે. રાજાને ૨ાા લાખની આવક છે. અહિંથી ડુંગરગઢ ૨૪ માઇલ છે. ત્યાંથી પાછા રાજનંદગાંમ આવવું.

## પ્રકરણ ૧૦૦ મું.

## રાયપુર, બીલાસપુર, રતનપુર, કબરીદહ, સબરી-નારાયણ, કુદરમહર.

### રાયપુર.

રાજનાંદગામથી ૪૨ માઇલ ઉપર રાયપુરનું રેલ્વે સ્ટેશન છે. રાજનાંદ ગામથી આવતાં રાયપુરની હદ પાસે રસ્તામાં શિવનાદ નદી ઉપર રેલ્વે પુલ છે. રસ્તામાં દુર્ગનું મોટું સ્ટેશન આવે છે. સ્ટેશનથી ગામ ૧ માઇલ દુર છે. મધ્યપ્રાંતમાં છત્રીસગઢ વિભાગનું જીલ્લાનું સદરસ્થાન રાયપુર છે. રાયપુરથી એક બ્રેંચ લાઇન આરાનપુર થઇ ધમનરી જાય છે. રાયપુરમાં ૨૪ હજાર ઉપરાંતની વસ્તી છે. અહિં લશ્કરી છાવણી છે. સ્ટેશનથી ૧ માઇલ ઉપર ગામ પાસે મારવાડીની ધર્મશાળા છે તેની પાસે ચાર રસ્તાનું બજાર છે. ગામમાં જુના વખતનું કંકાલી તલાવ છે.

**જૈન દેરાસરો**—રાયપુરમાં બજાર વચ્ચે મોટું જૈન દેરાસર છે. તેમ સ્ટેશન પાસે દાદાવાડીમાં મોટા બગીચામાં સારૂં દેરાસર છે. શહેરમાં બધે નળ છે. ગામની આજુબાજુ આંબા વિગેરેનાં ઝાડો અને તળાવો છે. ગામની પાસે જુનો કિલ્લો છે. કિલ્લાની પાસે બુઢાતળાવ છે. તેની પૂર્વે પબ્લિક બાગ છે. જેની દક્ષિણે મહારાજ તળાવ છે. તળાવના બાંધ પાસે શ્રી રામચંદ્રજીનું મંદિર છે, જેને રાજા ભીમાજીએ બંધાવેલું છે. ગામથી

થોડે દૂર ૨૦૦ વર્ષનું જુનું આંબા તળાવ છે. તે પત્થરથી બાંધેલું છે તેનું પાણી સારૂ છે. ગામથી ૧ માઇલ ઉપર રાજા તલાવ છે. વળી બીજુ કોંકો તલાવ છે. તે સિવાય કમીશ્નરની કચેરી, દીવાનીને ફોજદારી કચેરીયો વિગેરે છે. અહિં લશ્કરી છાવણી રહે છે. શહેરમાં કપાસ, લાકુ તથા બીજી વસ્તુઓનો વેપાર સારો છે. ગામથી થોડે દૂર છોટી નદીના કિનારે મહાદેવઘાટ સુધી રાયપુરનું જુનું ગામ હતું. આ જીલ્લાની ઘણી જમીન ખેડયા વગર પડી રહે છે. અહિં સતનામી અને કબીરપંથી માણસો ઘણા છે. પહેલાં અહિં મરાઠાઓનું રાજ્ય હતું, તે સને ૧૮૫૮ માં અંગ્રેજ સરકારે ૧૮૫૭ ના બળવો કરવામાં મદદગારી કરવાના ગુન્હા બદલ તે રાજાઓ પાસેથી આ રાજ્ય ખાલસા કર્યું છે.

## બિલાસપુર.

રાયપુરના સ્ટેશનેથી આગળ ૪૯ માઇલ દુર બિલાસપુરનું રેલ્વેનું જંકશન છે. સ્ટેશનથી ગામ ૨ માઇલ ઉપર છે. બિલાસપુર એ મધ્ય પ્રાંતમાં છત્તીસગઢ વિભાગમાં જીલ્લાનું સદરસ્થાન છે. ગામમાં ૧૨ હજાર ઉપરાંતની વસ્તી છે. બિલાસપુરથી એક રેલ્વે ટ્રેન (કટની બીલાસપુર બ્રેંચ) પેન્ડ્રારોડ થઇ કટની જાય છે. બિલાસપુરથી ૬૩ માઇલ ઉપર પેન્ડ્રારોડથી અમરકંટક જવાય છે. અમર કંટકની હકીકત આગળ પ્રા. માં પાન માં આવી ગઇ છે. ત્યાં જોવું. આ લાઇનમાં પેન્ડ્રારોડથી આગળ ઉમરીયાનું રેલ્વે સ્ટેશન છે ત્યાં કોયલાનું મેદાન છે ત્યાં કોયલાની ખાણો છે. રાયપુરથી બિલાસપુરનું રૂ ૧—૦ ભાડું છે. ગામથી થોડે દૂર એક નાની નદી છે આ જીલ્લાના લોકો ટુંકાં કપડાં પહેરે છે. અહિં હિંદી ભાષા ચાલે છે, જીલ્લામાં ઘણી જમીન ખેડયા વગર પડી રહે છે. ઘઉં વગેરે અનાજ અહિં પાકે છે. આ જીલ્લાની હવા સારી નથી.

## રતનપુર.

રતનપુર—બિલાસપુરથી કટની તરફ જતી બ્રેંચ લાઇનમાં ગુટકાનું સ્ટેશન છે ત્યાંથી રતનપુર જવાય છે. ગામમાં ૬ હજાર માણસોની વસ્તી છે. અહિં પહેલાં છત્તીસગઢના હૈહયવંશી રાજાઓની રાજધાની હતી. ગામની આસપાસ જુનો કોટ અને તેની બાજુએ જુની ખાઇ છે. અહિં બ્રાહ્મણોની વસ્તી વધારે છે. કિલ્લા પાસે સતીનું મંદિર છે જ્યાં પહેલાં રાજા લક્ષ્મણસિંહની ૨૦ રાણીયો સતી થઈ હતી.

મહાત્મ્ય—મહાભારતના યુદ્ધ વખતે રતનપુરમાં મયુરધ્વજ નામનો રાજા રાજ્ય કરતો હતો જેની પાસે કૃષ્ણ બ્રાહ્મણનું રૂપ લઇ ગયા ત્યારે રાજાએ કંઇ માગવાનું કહ્યું ત્યારે કૃષ્ણે કહ્યું કે મારા પુત્રને સિંહે પકડયો છે તે કહે છે કે તમે મયુરધ્વજનું માંસ આપો તો તમારા પુત્રને છાડું.

માટે મારા પુત્રને બચાવા તમારૂં શરીર આપો. આ સાંભળી મયુરધ્વજે પોતાની સ્ત્રી અને પુત્ર પાસે પોતાનું મસ્તક કપાવી નાંખ્યું. આ જોઈ કૃષ્ણે તેને, પોતાનં ખરૂ રૂપ ધારી દર્શન આપ્યાં અને રાજાને જીવતો કર્યો. અને તેની ભક્તિનાં અર્જુન આગળ વખાણ કર્યાં હતાં પછી મયુરધ્વજ રાજા, રાજા યુધિષ્ટરના અશ્વમેધ યજ્ઞના અશ્વની રક્ષા કરવા માટે કૃષ્ણની સાથે ગયો હતો એવું જૈમનીપુરાણમાં છે.

રતનપુરના રાજાએ છત્રીસ કિલાઓ ઉપર રાજ્ય કર્યું હતું તેથી તેનું રાજ્ય છત્રીસગઢ નામથી પ્રસિદ્ધ થયું હતું. અહિં પહેલાં રજપુત રાજાઓ હતા પછી મરાઠાઓ થયા અને તે પછી અહિંનું રાજ્ય સને ૧૮૫૪ માં નાગપુરની સાથે અંગ્રેજ સરકારની પાસે આવ્યું.

**કબરદહ**—બિલાસપુરના સ્ટેશનેથી ૬૦ માઇલ ઉત્તરે કબરદહનું દેશી રાજ્ય છે. અહિં કબીરપંથીનો મુખ્ય મઠ છે. ગામમાં ૬ હજાર માણસોની વસ્તી છે. ગામમાં રાજાનો મહેલ એ માળનો છે રાજ્યને ૬૮ હજાર રૂપિયાની આવક છે તેમાથો ૧૬ હજાર રૂપિયા સરકારને ખંડણીના આપવા પડે છે. અહીં રૂ નો વેપાર ઠીક છે. અહિં કબીરપંથી વંશજો મુખ્ય છે જેમાં કબીરના વંશનો મુખ્ય મહંત છે. અહીં ઘણા કબીરપંથીયો યાત્રા કરવા માટે આવે છે. મધ્ય પ્રાંતમાં કબીર પંથીયા માણસો ઘણા છે. કબીરપંથી વંશના સાધુઓ લગ્ન કરી શકે છે.

**સબરીનારાયણ**—બિલાસપુરથી મેન લાઇનમાં ૪૬ માઇલ ઉપર નૈલાનું સ્ટેશન છે, ત્યાંથી ૧૬ માઇલ ઉપર શિવનાથ નદીના કિનારે શબરીનારાયણનું તિથ સ્થાન છે. અહિંથી ૦। માઇલ ઉપર શિવનાથ નદી મહા નદીને મળે છે. ગામમાં ૨૫ સો ઉપરાંતની વસ્તી છે. શિવનાથ નદીના તીરે મહાદેવનું દેવળ છે, ત્યાંથી થોડે દૂર સબરીનારાયણ અને રામ લક્ષ્મણનું મંદિર છે. અહિં મહંત રહે છે. તે ધનવાન છે. શિવરાત્રી અને દશરા ઉપર અહિં મેળો ભરાય છે. ગામમાં કચેરી, થાણું વિગેરે છે. અહીં ગોંડ અને છત્તીસ ગઢી જાતિના લોકોની વસ્તી વધારે છે. રામચંદ્રજીએ વનવાસ જતી વખતે અહિં શબરીના હાથનાં બોર ખાધાં હતાં એવું કહેવાય છે. પણ વાલ્મીકીરામાયણમાં તો પંપાસરોવર પાસે શબરીનાં બોરાં રામચંદ્રજીએ ખાધાં હતાં એવું કહ્યું છે.

**કુદરમાલ**—નૈલાથી આગળ ચાંપાનું સ્ટેશન આવે છે. રેલ્વેથી ૨૦ માઇલ ઉત્તરે કોબરાના મેદાનોમાં કોયલાની ખાણો છે. ત્યાં હસદૂ નદીના કિનારા ઉપર જંગલોમાં ઘણીવાર જંગલી હાથીયોનાં ટોળાં આવી જાય છે. ચાંપાથી ૧૪૦ માઇલ ઉપર કુદરમાલ ગામ છે. જ્યાં કબીરના શિષ્ય ધર્મદાસના પુત્ર વચન ચુડામણીનું સમાધિમંદિર છે. મહાસુદ ૧૫ ના રોજ અહિં મેળો ભરાય છે.

# પ્રકરણ ૧૦૧ મું.

## રાયગઢ, સારનગઢ, સંબલપુર, ચક્રધરપુર, ચાઈબાસા, સીનીજંકશન થઇ ખરગપુર.

---

**રાયગઢ**—ચાંપાથી ૬ સ્ટેશનો મુકી રાયગઢનું રેલ્વે સ્ટેશન છે. તે ૧૦૦ માઇલ ઉપર છે. રાયગઢ એ દેશી રાજ્યની રાજધાનીનું શહેર છે. જેમાં પાંચેક હજાર માણસોની વસ્તી છે. રાજા ગોંડ જાતિના છે. ગામમાં રાજાનો મહેલ છે. અહીંની પહાડીયોમાંથી લોઢું નીકળે છે. રાજ્યને આવક ૬૭ હજારની છે જેમાંથી ૪૦૦ રૂપિયા સરકારને ખંડણીના આપવા પડે છે.

**સારનગઢ**—રાયગઢથી દક્ષીણે સારનગઢનું દેશી રાજ્ય છે. સારનગઢમાં ૫ હજાર માણસોની વસ્તી છે. ગામમાં રાજાનો મહેલ, કચેરી વગેરે છે. અહિંનો રાજા ગોંડ જાતિનો છે. રાજાને ૪૨ હજાર રૂપિયાની આવકઆવે છે.

## સંબલપુર.

સંબલપુર—રાયગઢથી આગળ ૪૮ માઇલ ઉપર ઝારસુગરાનું રેલ્વે જંકશન આવે છે. ઝારસુગરાની સંબલપુર તરફ ૩૧ માઇલ સુધી સંબલપુર બ્રેંચલાઇન જાય છે. મધ્યપ્રાંતમાં છત્રીસગઢ વિભાગમાં મહા નદીના કિનારે જીલ્લાનું સદરસ્થાન છે. અહિંથી એક સડક રાચી તરફ જાય છે. અહિં ૧૫ હજાર ઉપરાંતની વસ્તી છે. અહિં સ્ટેશનની સામે નદીને કિનારેથી જંગલ શરૂ થાય છે. ગામની પશ્ચિમે સંબલપુરનો ઉજડ કિલ્લો છે. તેની આજુબાજુ ખાઇ છે. તેમાં સંબલાઇ દેવીનું મંદીર સંબલાઇ દરવાજા પાસે છે. કિલ્લાની અંદર પરમેશ્વરી દેવી, જગન્નાથજી, અનન્તજી વિગેરેનાં મંદિરો છે. ગામમાં સરકારી કચેરીયો, જેલ, ધર્મશાળા, બજાર વિગેરે છે. પહેલાં ગામની પશ્ચિમે મહાનદીના વિસ્તારમાંથી ઘણા હીરા મળી આવતા હતા. અહિં પહેલાં રજપુત રાજ્ય હતું તે સને ૧૮૪૯ માં અહિંનો રાજા નિર્વંશ જવાથી સરકારે ખાલસા કર્યું છે. સંબલપુરથી પાછા ઝારસુગરા આવવું.

**ચક્રધરપુર**—ઝારસુગરાથી ૧૩ માઇલ ઉપર બગડેહીનું રેલ્વે સ્ટેશન છે. ત્યાંથી ૧૦ માઇલ ઉપર બામડાનું સ્ટેશન છે. બામડા એ દેશી રાજ્યની રાજધાનું શહેર છે. બગડેહીથી બામડા સુધી પહાડીયોમાં થઇને રેલ્વે લાઇન છે. બામરાથી આગળ ગોરપોસનું સ્ટેશન આવે છે. ગોરપોસની આસપાસ જંગલમાં ચોમાસામાં જંગલી હાથીઓ આવે છે. આગળ રાજગંગાપુરનું સ્ટેશન મુકી કલુંગાનું સ્ટેશન આવે છે. કલુંગાથી

૪૦ માઇલ ઉપર બ્રાહ્મણી નદીની પૂર્વે ગાંગપુરનું દેશી રાજ્ય છે. કલુંગાથી આગળ બ્રાહ્મણી નદીનો પુલ આવે છે, તે પછી રૌરકેલાનું સ્ટેશન આવે છે. અહિંથી આગળ બે સ્ટેશનો મુકી મનહરપુરનું સ્ટેશન આવે છે. અહિં શાલનાં વૃક્ષોનાં જંગલોમાં થઇને રેલ્વે લાઇન જાય છે અહિં ઘણી પહાડીયો હોવાથી ગાડીને ઘણો ચકાવો ફરવો પડે છે. અહિંના રહેવાસીયો કોલ જાતિના છે. મનોરપુર અને રૌરકેલા સ્ટેશન વચ્ચે પર્વતમાં કોતરેલા ભોંયરામાં થઇ રેલ્વે લાઇન જાય છે. મનોરપુરથી આગળ ૪ સ્ટેશનો મુકી ચકરધરપુરનું સ્ટેશન આવે છે. આ ગામ સિંહભૂમિ જીલ્લામાં છે. ચક્રધરપુરમાં રેલ્વે એંજીન બદલવામાં આવે છે.

**ચાઇબાસા**—ચક્રધરપુરથી તેમજ આગળ આમડાનું સ્ટેશન આવે છે ત્યાંથી પગ રસ્તે ચાઇબાસા જવાય છે. આમડાથી ચાઇબાસા સુધી ૧૫ માઇલ પાકી સડક છે. છોટાનાગપુર પ્રાંતમાં સિંહભૂમિ જીલ્લાનું આ સદર સ્થાન છે અહિં ૬ હજાર માણસોની વસ્તી છે. ગામમાં કચેરીયો, જેલ, દવાખાનું વિગેરે છે. અહિં દર વર્ષે મોટો મેળો ભરાય છે. અહિંનાં જંગલોમાં વાઘ, અને હાથીયો પણ છે.

## સીનીજંકશન

ચકરધરપુરથી આગળ ૨૨ માઇલ ઉપર સીનીનું રેલ્વે જંકશન આવે છે ત્યાંથી એક લાઇન પુરુલીયા અને આદ્રા થઇ આસનસોલ જાય છે સીનીથી બીજી લાઇન ખરગપુર તરફ જાય છે. સીનીથી ખરગપુર ૧૦૦ માઇલ થાય છે. ખરગપુરથી કલકત્તાના હાવરા સ્ટેશને જવાય છે તેમજ ખરગપુરથી કટક થઈ જગન્નાથપુરી પણ જવાય છે.

જગન્નાથની યાત્રા કરી ઘણા યાત્રાળુઓ પાછા ખરગપુર આવી ત્યાંથી બેંગાલ નાગપુર રેલ્વે રસ્તે સીની જંકશન થઇ ઝારસુગરા, બીલાસપુર, નાગપુર થઇ મુંબાઇ તરફ જાય છે. અને કેટલાકતો જગન્નાથપુરીથી સાક્ષીગોપાળ થઇ બેઝવાડા ઉપર થઈ દક્ષિણમાં સેતબંધુ રામેશ્વર યાત્રા કરવા જાય છે



# ભાગ ૨૦ મો.
# ઓરીસામાં જગન્નાથજી.

## પ્રકરણ ૧૦૨ જું.
## ખરગપુરથી જગન્નાથપુરી

### જાજપુર, કટક, ભુવનેશ્વર, ઉદયગીરી, ખંડગીરી, ખુરદારોડ, તપ્તકુંડ.

**બાલેશ્વર**—ખરગપુરથી ૭૨ માઇલ ઉપર બાલેશ્વરનું સ્ટેશન આવે છે. તેનું ભાડુ રૂા. ૧–૨–૦ છે. ઓરીસા પ્રાંતમાં બુઢીબલંગ નદીના કિનારે જીલ્લાનું સદરસ્થાન છે. અહિંથી ૭ માઇલ ઉપર સમુદ્ર છે. અહીં ૨૦ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. અહીં સરકારી કચેરીગો છે. અહિં પીતળને ધાતુનાં વાસણ સારાં બને છે. ચોખા બહારગામ જાય છે. અહિં દર વર્ષે ચડકપુજા થાય છે. સમુદ્ર કિનારે મીઠું તૈયાર થાય છે. આ જીલ્લાનાં બાલેસર, ચુરામન, ઢમરા વિગેરે બંદરો છે. પહેલાં અહિં અંગ્રેજી કોઠી હતી. બલેસરથી આગળ ૩૯ માઇલ ઉપર ભદ્રકનું સ્ટેશન છે.

### જાજપુર.

બલેસરથી આગળ ૫૯ માઇલ ઉપર જાજપુર રોડનું મોટું રેલ્વે સ્ટેશન છે. ત્યાંથી જાજપુર જવાય છે. જગન્નાથપુરીથી પગ રસ્તે જવાનો પહેલાં અહિં થઇ રસ્તો હતો. કટક જીલ્લામાં સબ ડીવીઝનનું સ્થાન જાજપુર વૈતરણી નદીના કિનારે છે. અહિં વૈતરણી નદી ઉપર ઘાટ પાદગયા તિર્થ છે ત્યાં લોકો સ્નાન કરી શ્રાદ્ધ કરાવે છે. અહિં ગોર લોકો ઘણા છે. ઘાટ ઉપર વિષ્ણુ સ્વામી અને વારાહજીનું મંદિર છે. દરવાજા ઉપર સૂર્યની પ્રતિમા છે. નદી પાસે એક ભાગમાં ૬ ફુટ ઉંચી જુની ૭ મૂર્તિયો છે. જેમાં એક નૃસિંહજીની મૂર્તિ છે અને બીજી દેવીની મૂર્તિયો છે. પાસે એક મંદિરમાં ગણપતિની મૂર્ત્તિ છે. તેની સામે નદીના ટાપુમાં વારાહજી વિગેરેની મુર્તિયો છે. મેજીસ્ટ્રેટની કોઠી પાસે હાથી ઉપર ઇન્દ્રાણી, વારાહી, ચામુન્ડાની નકશી વાળી સુંદર ૩ મૂર્તિયો છે. ઘાટથી ૧ માઇલ ઉપર ૩૨ ફુટ ઉંચો ગરુડ સ્તંભ છે. બ્રહ્મકુન્ડ તળાવ ઉપર વિરજા દેવીનું શિખરદાર મંદિર છે. વૈતરણીમાં સ્નાન કરવા વર્ષમાં એક વખત મોટો મેળો ભરાય છે. પહેલાં અહીં યયાતિકેશરી રાજા હતો. પુરાણમાં

આ સ્થાનનું નામ વિરજાક્ષેત્ર છે. અહિં ઘણાં શિવમંદીરો છે. આ પાર્વતીજીનું સ્થાન ગણાય છે. ઓડીસા પ્રાંતમાં જગન્નાથપુરી, ભૂવનેશ્વર, કોણાર્ક અને આ મળી ૪ પવિત્ર સ્થાનો ગણાય છે.

મહાત્મ્ય—પૂર્વે પાંડવોએ ગંગા સાગરમાંથી સ્નાન કરી અહિં આવી વૈતરણીમાં સ્નાન કર્યું હતું. વિરજા ક્ષેત્રમાં બ્રહ્માએ સ્થાપેલી વિરજા માતા છે જેનાં દર્શન કરવાથી ૭ પેઢી તરી જાય છે. જ્યાં સંપૂર્ણ પાપોનો વિનાશ કરનારી વૈતરણી નદી વહે છે. અહિં ક્રોડરૂપી હરી છે જેનાં દર્શન કરવાથી વિષ્ણુપદ મળે છે. એવું આદિબ્રહ્મપુરાણમાં છે.

## કટક

જાજપુર રોડથી આગળ ૪૯ માઇલ ઉપર કટકનું રેલ્વે સ્ટેશન આવે છે. જાજપુરથી કટકનું ભાડુ રૂ ૦—૧૧—૦ છે. કટક બંદર છે. કલકત્તેથી સ્ટીમરમાં બેસી કોયલા ઘાટ થઇ અહિ અવાય છે. તેમાં આગબોટનું ૧ માણસનું ભાડુ રૂ ૨—૦—૦ લે છે. ઓરીસાપ્રાંતમાં મહા નદીના કિનારે મહા નદી અને તેની શાખા કાઠજુડીના સંગમ પાસે ઓરીસાની રાજધાનીનું શહેર કટક છે. તે જીલ્લાનું મુખ્ય શહેર છે. તેમાં ૪૮ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. જેમાં ઘણોખરો હિન્દુઓનો છે. ઓરીસામાં આ પહેલા નંબરનું શહેર છે. શહેરની ઉત્તરે અને પૂર્વે મહાનદી છે અને પશ્ચિમે કાઠજુડી નદી છે. ચોમાસામાં મહાનદીમાં ઘણું પાણી આવે છે. તે વખતે નદીના પુરથી શહેરને બચાવવા માટે કાઠજુડી નદીના કિનારે પત્થરનો બાંધ બંધાવેલો છે. તેમજ મહાનદી ઉપર પણ મજબુત બાંધ બંધાવેલો છે. વિરૂપા નદીનો બાંધ મજબુત છે. જેમાંથી ૨ નહેરો કહાડેલી છે.

કટકની જોબરા નદીની પાસે જોબરાઘાટ ઉપર મહા નદીમાં આગબોટ બનાવવાનું કારખાનું પણ છે. જોબરા ઘાટથી ૧ માઇલ ઉપર કટક શહેરનું બકસી બજાર, ૨ માઈલ ઉપર બાલુ બજાર અને ચોધરી બજાર છે. અહિં સોના ચાંદીનાં ઘરેણાં સારાં થાય છે. ઓરીસામાં મુખ્ય વેપારનું સ્થળ કટક છે. અહીં લશ્કરી છાવણી છે. કાઠજુડી નદીના કિનારે ૧૪ મી સદીમાં રાજા અનંગ ભીમદેવનો બંધાવેલો બારહબટી નામનો જુનો કિલ્લો છે. તેની પૂર્વની દીવાલ પાસે મસીદ છે. નહેરના પુલ આગળ કમીશ્નરની કચેરી છે. તે સિવાય દીવાની ફોજદારી કચેરીઓ વિગેરે છે. અહિ મહા નદી છે તે મધ્ય પ્રાંતના રાયપુર જીલ્લામાં નવગઢની પાસેથી નીકળી સંબલપુર થઈ કટકથી ૫૦ માઇલ ઉપર ફલ્સપાઇંટની પાસે સમુદ્રને મળે છે. ફલ્સપાઇંટના લાઇટ હાઉસથી કલકત્તા ૨૧૭ માઇલ અને જગન્નાથપુરી ૬૦ માઇલ છે કટકથી ખુરદારોડ થઇ જગન્નાથપુરી યાત્રા કરી આગળ બેજવાડા થઈ સેતબંધુ રામેશ્વર જવાય છે.

આ જીલ્લામાં ઘણા પર્વતો ઉપર દેવમંદિરો અને જુના કિલ્લા છે. પહેલાં સને ૯૪૧ માં કેશરીવંશના રાજા નૃપતિ અહિં રાજ્ય કરતા હતા તેણે કટકને વસાવ્યું હતું. સને ૧૮૦૩ માં ઓરીસાનું રાજ્ય અંગ્રેજ સરકારે લીધુ. હાલમાં બિહાર અને ઓરીસાના ગવર્નર લૉર્ડ સિંહા છે. જે બંગાળી છે. અહિંના લોકો કાળા રંગના છે. માથે મોટો ચોટલો રાખે છે. હિન્દુ દાઢી મૂછ રાખતા નથી. અહિંના લોકો પણ બિહાર પ્રાંતની માફક માછલી અને ભાત ખાય છે. અહિંના લોકો પાન ઘણાં ખાય છે. અહિં ઉડીયા અક્ષરમાં કામ ચાલે છે. ઘણા ગ્રંથો તાડપત્ર ઉપર લખેલા છે. સમુદ્ર પાસે મીઠુ પાકે છે. અહીં ૧૦૫ રૂપિયાભારનો શેર ગણાય છે. અહીંના પત્થરના વાડકા, કટોરા અને સુડીઓ સારી બને છે. ચોખા વીગેરે મળે છે. ઘણા લોકો તળાવનું પાણી પીવે છે. અહિંના હવા પાણી રોગકારક છે. અહિં શહેરમાં અમુક માણસને ત્યાં અમુક સંખ્યામાં જ માણસો ઉતરી શકે એવો કાયદો છે. અહિંના લોકો ચૈતન્ય મહાપ્રભુને વિષ્ણુનો અવતાર માને છે.

ઓરીસા પ્રાંતમાં પહાડો ઉપર અહિંના મુળ રહેવાસીયો જંગલી દશામાં રહે છે. તે લોકો તેમના દેવને મનુષ્યનું બલિદાન આપતા હતા તે હાલ સરકારે બંધ કરાવ્યું છે. અહિં જુઆંગ અથવા પટુઆ જાતિ ઘણીજ જંગલિ છે તે લોકો પહેલાં નાગા ફરતા. સ્ત્રીયો આગળ પાછળ પાંદડાંનાં ઝુમખાં બાંધતી. સને ૧૮૭૧ પછી તે લોકો કપડાં પહેરતાં શીખ્યા છે. અહિંનો પૂર્વકાળનો ઇતિહાસ તાડનાં પાનાં ઉપર લખેલો છે. પુરાણમાં આ દેશને કલિંગદેશ, ને ઉત્કલ દેશ, અને ઔડ્રદેશ કહ્યો છે. ઔડ્ર ઉપરથી ઉડીસા—નામ પડ્યું લાગે છે.

---

# ભુવનેશ્વર.

કટકથી ખુરદારોડ જતાં ૧૮ માઈલ ઉપર ભુવનેશ્વરનું રેલ્વે સ્ટેશન આવે છે. સ્ટેશનથી ૨ માઇલ દૂર ભુવનેશ્વર ગામ છે. તેનું ભાડુ કટકથી ૦—૪—૬ છે. ઓરીસા પ્રાંતમાં ભુવનેશ્વર ગામ છે. જેમાં ઘણી વસ્તી બ્રાહ્મણ—ગોર લોકોની છે. અહિં ૪ હજાર માણસોની વસ્તી છે. પહેલાં અહિં રાજ્યની રાજધાની હતી. ગામ આસપાસ પત્થરીયા જમીન અને જંગલ છે ત્યાં પહેલાં સાત હજાર શિવમંદિરો હતાં. જેમાંથી હવે તો પાંચસો છસો રહ્યાં છે પણ તેનો સુધારો થતો નથી. દરેક મંદિર એક પ્રકારનાં પથ્થરનાં બાંધેલાં છે. અને તેમાં પત્થર કોતરી ઘણી મુત્તિયો બનાવેલી છે. તેમાં ઘણાં મંદિરો તો મોટાં મોટાં ને સુંદર છે.

ભુવનેશ્વર ગામ પાસે ભુવનેશ્વરનું વિશાળ મંદિર છે. તે જગન્નાથજીના મંદિરની પણ પહેલાંનું બંધાવેલું છે. મંદિર ૧૬૦ ફુટ ઉંચું છે. તેનો દરેક ભાગ કારીગીરીવાળો છે. મંદિરના શિખર ઉપર ત્રિશુળ છે. અંદર ૮ ફીટ વ્યાસના ઘેરાવાનું ૦॥ હાથ ઉંચું ભુવનેશ્વર મહાદેવનું શિવલિંગ છે. જેને હરિહરાત્મક મહાદેવ પણ કહે છે. મંદિરમાં અંધારૂં રહે છે તેથી દિવસે પણ અંદર દીવો બાળવામાં આવે છે. શિવલીંગ શ્યામ અને બેઠા ઘાટનું ચપટું છે. તે છ ફુટ ગોળાકાર છે. મંદિર પૂર્વાભિમુખે છે, આગળ સભામંડપ છે. તેની આગળ નૃત્યમંડપ અને તેની આગળ ભોગમંદિર છે. મંદિરની આજુબાજુ મોટો કોટ છે. જેની અંદર દેવોનાં નાનાં નાનાં મંદિરો છે. ભોગમંદિરની પૂર્વે સિંહ દરવાજા ઉપર સિંહની બે મૂર્તિયો છે. કોટની અંદર હિન્દુ સિવાય બીજાઓ જઇ શકતા નથી. મહાદેવ ઉપર જળ ચઢાવી પુંજા થાય છે. બહાર કરમાબાઇની મૂર્તિ છે. અહીં યાત્રાળુને ભાત, ખીચડી ને કઢીનો પ્રસાદ જમાડે છે જગન્નાથપુરી જતી વખતે તેમજ આવતી વખતે યાત્રાળુઓ અહિં ઉતરી ભુવનેશ્વરનાં દર્શન કરે છે. નૃત્યમંડપની અંદર જગન્નાથપુરીની માફક સર્વ લોકો નાતજાતના ભેદવગર એક પંગતે બેસી ભોગમાં ચઢેલી રસોઇ ખાય છે. પણ મંદિર બહાર તેવી રીતે ખાતા નથી. સવારમાં ઘંટ વગાડી મહાદેવને જગાડે છે, પછી આરતી કરી મુખ ધોઇ સ્નાન કરાવે છે, પછી કપડાં પહેરાવે છે. તે પછી મીઠાઇ, દહીં અને નારીયેળના જળનું પાન કરાવી, મુખ્ય ભોગ ધરાવે છે. તે પછી થોડું જળપાન કરાવી, કાચીને પાકી રસોઇનો ભોગ ધરાવે છે. બપોરે વાજુ વગાડી શિવને જગાડી પાછો મિઠાઇનો ભોગ ધરાવે છે તે પછી બપોરે સ્નાન કરાવી, વસ્ત્ર પહેરાવી, બીજો ભોગ ચઢાવે છે, તે પછી બીજી વારનું સ્નાન કરાવી, વસ્ત્રાલંકારો પહેરાવી, ભોગધારવી પાછો રાત્રે ફરી ભોગ ધરાવે છે. પછી નૃત્ય કરતા પંચમુખી મહાદેવની મૂર્તિ રાખવામાં આવે છે. સુતી વખતે આરતી કરી, સુવાની શય્યા બિછાવે છે. આ પ્રમાણે શિવની દરરોજ પુંજા થાય છે. અહીં પણ જાતિભેદ વગર પ્રસાદ ખાઇ શકાય છે.

મંદિરના કોટ બહાર એક તળાવ છે તેની આજુબાજુ ૧૦૮ મંદિરો છે મોટા મંદિરની દક્ષિણે જંગલ છે ત્યાં લલિત ઇન્દ્રકેશરીનો મહેલ હતો એમ કહે છે. ત્યાં હાલ ખંડેરો છે. મોટા મંદિરની ઉત્તરે બિન્દુસરોવર નામનું મોટું તળાવ છે તળાવની વચ્ચે એક મંદિર છે. જ્યાં ઉત્સવ વખતે દેવતાઓની ચલમૂર્ત્તિને બેસાડે છે. તળાવને કિનારે વાસુદેવ અથવા કૃષ્ણ અને બળદેવનું મંદિર છે. તે મંદિરમાં આગળ સભામંડપ અને નૃત્યમંડપ છે, તેમ ભોગમંદીર પણ છે. તળાવની પૂર્વે ભુવનેશ્વરના જેવાં ઘણાં મંદિરો છે. વાસુદેવના મંદીરથી ૦ા માઇલ ઉપર કોટીતિર્થ-

શ્વરનું મંદીર છે. ત્યાંથી ૦ાા માઇલ ઉપર બ્રહ્મકુન્ડ નામનું તળાવ છે. મોટા મંદીરની ઇશાને ભાસ્કરેશ્વર મહાદેવનું દેરાં છે. ત્યાંથી ૦ાા માઇલ ઉપર રાજા રાણીનું મંદીર છે. અંદર ગોખલામાં ૩ ફીટ ઉંચી મૂર્તિયો છે. ત્યાંથી થોડે દૂર આંબાવાડીયું છે. જ્યાં મુકતેશ્વર, કેદારેશ્વર વિગેરે ઘણાં મંદિરો છે. જેમાં મુકતેશ્વરનું મંદીર ઘણું ઉત્તમ છે. તેમાં ઘણી કારીગરી વાળી મૂર્તિયો છે. મંદીરની પાછળ એક તળાવ અને ત્યાંથી થોડે દૂર ગૌરીકુન્ડ નામનું તળાવ છે તેમાં ઘણી માછલીયો છે. તે તળાવ પાસે કેદારેશ્વરનું મંદિર છે, જેની પાસે એક કોટડીમાં હનુમાનની અને દુર્ગાની મૂર્તિયો છે. આ ઘણું જુનું મંદિર છે. મુકતેશ્વરની પાસે સિદ્ધેશ્વરનું જુનું મંદીર છે. ગૌરીકુન્ડથી થોડે દૂર પશ્ચિમે પરશુરામેશ્વરનું ઘણું જુનું મંદિર છે. ત્યાંથી થોડે દૂર અલમ્બુકેશ્વરનું મંદિર છે. જેને સને ૬૭૭ માં કેશરીવંશના રાજા અલમ્બુકેશરીએ બંધાવ્યું હતું. બિન્દુસરોવરની પશ્ચિમે વૈતાલમંદીર છે તેની દક્ષિણે સોમેશ્વરનું મંદીર છે.

ભુવનેશ્વર પહેલાં ઓરીસાની રાજધાનીનું શહેર હતું. સને ૫૭૪ માં અહીં કેશરીવંશના રાજા યયાતિકેશરી રાજ્ય કરતા હતા. તેમણે ભુવનેશ્વરનું મંદીર બંધાવાનું કામ આરંભ કર્યું તે તેમના પછીના રાજા લલિતકેશરીએ સને ૬૫૬માં પુરૂં કર્યું હતું કેશરી વંશના રાજા શિવધર્મી હતા.

મહાત્મ્ય—કોટિલિંગથી યુક્ત કાશી સમાન એકામ્રક્ષેત્ર છે. ત્યાં મહાદેવજી બિરાજમાન છે, તેમણે પૃથ્વીનાં સમસ્ત તિર્થ સાથે લોકહિતને માટે અહિં બિન્દુસર રચ્યું છે જે માણસ બિન્દુસરોવરમાં સ્નાન કરી દેવ, પિતૃઓનું તર્પણ કરશે તેને અશ્વમેધયજ્ઞનું ફળ મળે છે. અહિં શિવપુજા કરી પ્રદક્ષિણા કરવાથી શિવલોક મળે છે. અને ૨૧ પેઢીનો ઉદ્ધાર થાય છે. અહિં ભાસ્કેશ્વર શિવ છે. અહિં જે જે જગાએ શિવલિંગ છે ત્યાં જઇ દર્શન કરવાથી શિવલોક પ્રાપ્ત થાય છે. જે માણસ વૈશાખ માસમાં અહિં બિન્દુસરોવરમાં સ્નાન કરી શિવપુંજા કરે છે તેના સર્વ મનોરથ પૂર્ણ થાય છે, એવું આદિ બ્રહ્મપુરાણમાં છે. પુરુષોત્તમ ક્ષેત્રમાં જગન્નાથજીના ગુરુસ્વરૂપ ભવનેશ્વર મહાદેવ વિરાજે છે જેમનાં દર્શન કરવાથી સંપૂર્ણ પાપ નષ્ટ થાય છે. નિલગીરીથી ૩ યોજન ઉપર મહાદેવજીનું એકામ્રક વન છે પૂર્વે મહાદેવજી પાર્વતિ સાથે હિમાલયમાંથી ગંગાતિરે વારાણુસીનગરી વસાવી ત્યાં રહેવા લાગ્યા. દ્વાપરયુગમાં વારાણુસીના રાજા કાશીરાજાએ તપ કરી મહાદેવને પ્રસન્ન કરવાથી તેમણે તેને જરૂર પડે યુદ્ધમાં મદદ કરવાનું વચન આપ્યું. એક વખતે વિષ્ણુભગવાને કાશીરાજા ઉપર ક્રોધ કરી સુદર્શન ચક્ર ચલાવ્યું તે વખતે શિવે કાશીરાજાના રક્ષણને માટે સામું પાશુપત

અસ્ત્ર મૂક્યું પણ તે અસ્ત્રથી તો કાશીપુરી બળવા લાગી ત્યારે શિવે વિષ્ણુની સ્તુતિ કરવા માંડી ત્યારે વિષ્ણુએ કહ્યું કે: મારા ચક્ર આગળ તમારા પાશુપત અસ્ત્રનું કાંઇ ચાલવાનું નથી, માટે વારાણસી ( કાશી ) ને સ્થિર રાખવાની તમારી ઇચ્છા હોયતો તમે નિલગીરીના ઉત્તર ખૂણે પુરુષોત્તમ ક્ષેત્રમાં જઇને પાર્વતિ સાથે નિવાસ કરો, તેથી મહાદેવજી પોતાના ગણો અને પાર્વતીને લઇ એકામ્રક વનમાં આવીને રહેવા લાગ્યા ત્યારથી આ સ્થાન મુક્તિ આપવામાં કાશી સમાન પ્રસિદ્ધ થયું છે. પૂર્વે આ સ્થાનને એકામ્રવન કહેતા હતા. એવું સ્કંદપુરાણમાં છે.

---

## ઉદયગીરી અને ખંડગીરીનાં ગુફામંદિર.

ભૂવનેશ્વરથી ૫ માઇલ ઉપર પુરી જીલ્લામાં ઉદયગીરી અને ખંડગીરી એ બે પર્વતો છે. બંને પહાડીયોની વચ્ચે ઝાડી છે. બંને પર્વત ઉપર પત્થર કોતરીને કેટલીક બૌદ્ધ ગુફાઓ બનાવેલી છે. જે ઇ. સન. પૂર્વે ૫૦ વર્ષ પહેલાંની બનેલી ગણાય છે.

ઉદયગીરી પર્વત ૧૧૦ ફુટ ઉંચો છે. તેમાં અંદરથી પત્થર ખોદી કાઢીને ગુફાઓ બનાવેલી છે. સર્વ ગુફાઓની નીચે એક બીજાના ઉપર નાની કોટડીયોની બે હારો છે. જેની આગળ ૪૯ ફુટ લાંબી અને ૪૩ ફુટ પહોળી રાણી નુર અથવા રાણીનો મહેલ એ નામની ગુફા છે. તેમાં ઉપરના માળામાં ૮ દરવાજા છે. વરન્ડામાં થઈ અંદર જવાય છે. વરન્ડાની બંને બાજુ ૩ સિંહ છે. ત્યાં હાથી, મનુષ્યો વિગેરેની મૂર્તિયો છે. નીચેના માળમાં ૮ દરવાજા છે. ગણેશગુફા રાણીની ગુફાની ઉત્તરે ઉંચે ગણેશગુફા છે. રાણીનુરગુફાથી થોડે દૂર પશ્ચિમે એક સીડી ઉપર થઇ સ્વર્ગદ્વારી ગુફામાં જવાય છે તે બે માળની છે. આ ગુફાની ઉત્તરે જય વિજય યા હંસપુરીની ગુફા છે. તેની ઇશાનખૂણે ગોપાલપુરા કે મંચપુરાની બે ગુફાઓ છે. ત્યાંથી થોડે દૂર વૈકુન્ઠગુફા છે. ત્યાંથી થોડે દૂર હાથીગુફા છે, તેની પાસે પવનગુફા છે. તેનાથી થોડે દૂર સર્પગુફા છે. જેના દરવાજા ઉપર ૩ માથાવાળા સાપ છે. અને અંદર જવા માટે નીચે બેસીને જવાય છે તેની પાસે ભજનગુફા અને અલકપુરા ગુફા છે. ત્યાંથી ઉત્તરે થોડે દૂર વ્યાઘ્રગુફા છે જે વાઘના માથા જેવી છે. તેના દરવાજા ઉપર દાંત લટકે છે, તેનાથી થોડે દૂર ઉર્ધબાહુ નામની કોટડી છે.

ખંડગીરી—આ પર્વત ૧૩૩ ફુટ ઉંચો છે. ઉપર ચઢવાનો પગડંડીયો રસ્તો છે. ઉપર ૫૦ ફુટ ગયા પછી બે રસ્તા છે. એક ગુફાઓ તરફ જાય છે ને બીજો અનન્તાગુફા તરફ જાય છે. અનન્ત ગુફા—આ ગુફાને આગળ ૪ બારણાં છે. પાછલી ભીંતની પાસે બુદ્ધનીમૂર્ત્તિ છે.

અનન્તાગુફાની ડાબી તરફ બીજે રસ્તે જતાં ગુફાઓ આવે છે જે આચાર્ય કલાચન્દ્ર અને બાલાચન્દ્રની ગુફાઓ છે. તેની પાછળની ભીંતે બુદ્ધની મૂર્ત્તિયો અને જૈનમૂર્ત્તિયો છે. પાછળની ભીંત પાસે એક ફુટ ઉંચી ધ્યાન કરતી બુદ્ધની મૂર્ત્તિયોની એક હાર છે. અને નીચે બેઠેલી અનેક સ્ત્રીયોની મૂર્ત્તિયો છે. તેમાં કેટલીક ચાર હાથવાળી ને કેટલીક ૮ હાથવાળી છે: અહીંથી પહાડના શિખર ઉપર જવાનો કઠીણ ચઢાવ છે. શિખર ઉપર ૧૮ મી સદીનું બંધાવેલું પારસનાથનું એક મંદિર છે. પાસે દેવસભા છે. ત્યાંથી થોડે દૂર પત્થર ખોદાવીને બંધાવેલું આકાશગંગા નામનું તળાવ છે. તળાવ નીચે એક ગુફા છે.

### ખુરદા રોડ—તસેકુન્ડ.

ભૂવનેશ્વરથી ૧૧ માઈલ ઉપર ખુરદારોડનું જંકશન સ્ટેશન આવે છે. તેનું ભાડું ૦—૩—૦ છે. ખુરદારોડથી ખુરદા જવાય છે. ખુરદા ગામમાં જગન્નાથપુરીના રાજાના પૂર્વજો રહેતા હતા. અહિં જુના કિલ્લાની નિશાનિયો છે. પહેલાં ખુરદા એ જીલ્લાનું સદરસ્થાન હતું.

તસેકુન્ડ—ખુરદાથી ૬ માઈલ પશ્ચિમે વાઘમારી ગામની પાસે તસેકુન્ડ નામનો કુવો છે. જેમાં ગરમ પાણી છે. પાસે હાટકેશ્વર મહાદેવનું મંદિર છે. ત્યાં મકરની સંક્રાંતિ વખતે મેળો ભરાય છે.

---

## પ્રકરણ ૧૦૩ જું

# જગન્નાથપુરી.

---

ખુરદારોડજંકશનથી એક ગાડી પુરી સુધી જાય છે. ખુરદારોડથી ૨૭ માઇલ ઉપર જગન્નાથપુરી છે. તેનું ભાડું ૦—૬—૯ છે. ત્યાં ત્રણ ગાડી જાય છે અને આવે છે. કટકથી ૫૩ માઈલ જગન્નાથપુરી છે. રસ્તામાં કેળાના બગીચા, કેવડાનાં જંગલો, ખજુર અને નારીયેળીનાં ઝાડો ઘણાં છે. જગન્નાથપુરી ઓરીસા પ્રાંતમાં હિંદુસ્થાનની પૂર્વ દિશામાં સમુદ્રના કિનારે છે. પુરી જીલ્લાનું મુખ્ય ગામ અને હિંદુસ્થાનના યાત્રાનાં મોટાં ૪ ધામોમાંનું એક પવિત્ર તિર્થ સ્થાન છે. કલકત્તેથી આગબોટમાં બેસી સમુદ્રમાં થઈ કટક આવી ત્યાંથી રેલ્વે રસ્તે પુરી અવાય છે. અહિં જગન્નાથજીનું મંદિર છે. અહિં વેપાર રોજગાર ઓછો છે. મંદિરની આવક અને યાત્રાળુઓ ઉપર અહિંના લોકોનું ગુજરાન ચાલે છે. પુરીમાં ૨૮ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. જેમાં ૨૦૦ માણસો મુસલમાન વિગેરે છે. તે સિવાય બધા હિન્દુઓ છે. અહિં મોટા તહેવાર વખતે લાખો યાત્રાળુઓ આવે છે.

હમેશાં અહિં યાત્રાળુઓ આવ્યાંજ કરે છે. રથયાત્રાને દિવસે અહિં લાખો માણસો યાત્રા કરવા આવે છે. અહીં મુબાઈની ભાટીયાની ધર્મશાળા પણ છે. અહિંના ગોર લોકોના નોકરો યાત્રાળુઓને કલકત્તા અને કાશીથીજ મળે છે. યાત્રાળુઓ ગોરને ત્યાં મુકામ કરે છે. મદિરની પાસે શેઠ હરીરાય વેલજીની ધર્મશાળા ઘણી સગવડવાળી છે. તેમ બીજી ધર્મશાળાઓ પણ છે. અહિં ગામ નીચાણમાં છે. હવા પાણી રોગકારક છે. અહિંનાં મકાનો ૪ ફીટ ઉંચાં ચોક ઉપર બાંધેલાં હોય છે. ઘરની ભીંતે. ટટીઓની છે તેના ઉપર માટી ચોપડેલી હોય છે. અહિંનાં હવા પાણી સારાં ન હોવાથી દરવર્ષે સંકડો માણસો અહિં મરે છે. ગોર લોકો યાત્રાળુને ઉતરવા માટે મકાનો આપે છે. આ મકાનોનું સરકાર તરફથી લાઇસન્સ લેવાય છે અને દરેક મકાનમાં કેટલાં માણસો રાખવાં તેનો પણ કાયદો છે. અહીંની સરકારી કચેરીઓ સમુદ્રના કિનારે છે. અહીં છત્તામઠ, સમાધિમઠ, રામગોપાળમઠ, આચાર્યમઠ, સન્યાસીમઠ, સાધુવૈષ્ણવમઠ, ગૌડીયામઠ, વિગેરે ઘણા મોટા મઠો છે. અહિં ગોર લોકો યાત્રાળુઓનાં નામ ઠેકાણાં પોતાના તાડપત્રીના ચોપડામાં કાંટાની કલમથી ઉડીયા ભાષામાં લખી લે છે.

અહિં માર્કન્ડેય તળાવ, ચન્દનતળાવ, શ્વેતગંગા તળાવ, પાર્વતી સાગર, અને ઇન્દ્રદ્યુમ્ન તળાવ એ પાંચ તિર્થો છે. વળી લોકનાથ, માર્કંડેશ્વર, કપાલમોચન, યમેશ્વર, અને નીલકંઠ મહાદેવ એ પાંચ મહાદેવ છે. દરિયા કિનારે શ્રીશંકરાચાર્યજીનો ગોવરધન મઠ છે. તે જગ્યા ઘણી વિશાળ છે.

---

## જગન્નાથજી.

પુરી ગામની વચમાં મુખ્ય સડકની પાસે સમુદ્રથી ૧ માઇલ ઉત્તરે આસપાસની જમીનથી ૨૦ ફુટ ઉંચી જમીન કે જેને નીલગિરી કહે છે ત્યાં જગન્નાથજીનું મંદિર છે. આ મંદિર ઘણું પ્રાચીન છે વેદમાં પણ ચદેદારૂ વિગેરે રૂચા છે. તેનો ભાવાર્થ એવો છે કે સમુદ્રમાં તરતા આવતા લાકડાની મારી મૂર્ત્તિ સ્થાપો. મંદિરની અંદર હિન્દુ સિવાય બીજા ધર્મના તેમજ નીચ જાતિના મનુષ્યો જઇ શકતા નથી. જગન્નાથજીનું સ્થાન વેદ જેટલું પ્રાચીન છે. મંદીરમાં બુટ પહેરીને અંદર જવાતું નથી. મંદિરની આજુબાજુ મોટું ચોગાન છે તેની આજુબાજુ ૨૨ ફુટ ઉંચો કોટ છે. આ મંદિર વિસ્તારમાં હિંદુસ્તાનના સર્વ દેવળો કરતાં મોટું છે. જેની દરેક બાજુએ વચ્ચે એકેક મોટો દરવાજો છે. તેમાં પૂર્વ તરફનો દરવાજો સર્વથી મોટો છે. તે કાળા નકશીદાર પત્થરનો બંધાવેલો છે. અને કમાડ સાલના લાકડાનાં બનાવેલાં છે. ઉપર સંગેમરમરનું ઉત્તમ કામ છે.

દરવાજાની બંને બાજુ બે સિંહોની મૂર્તિયો છે, જેથી તેનું નામ સિંહ દરવાજો પડેલું છે. સિંહ દરવાજામાં થઇ અંદર દર્શન કરવા જવાય છે. ઉત્તર તરફના દરવાજા ઉપર પત્થરના ૨ હાથી અને લાકડાના ૩ સારથી છે. દક્ષિણ દરવાજે પત્થરના બે ઘોડા હતા. જે હાલ તો નથી. આ દરવાજો ૧૪ ફુટ ઉંચો છે જેના ઉપર ઘણી મૂર્તિયો છે. મંદિરનાં ચોગાનની બહાર ચારે તરફ ૪૫ ફીટ પહોળી સડક છે. સિંહ દરવાજાની આગળ કાળા રંગના એક જ પત્થરનો ૩૫ ફીટ ઉંચો ૧૬ પહેલોવાળો સુંદર અરુણ સ્તંભ છે. જેના મથાળા ઉપર સૂર્યના સારથિ અરુણની મૂર્તિ છે. આ સ્તંભ ૧૮ મી સદીમાં કોણાર્કના સૂર્ય મંદિરમાંથી મરાઠાઓ અહિં લાવ્યા હતા. સિંહ દરવાજાના પૂર્વ તરફના મેદાનમાં બજાર છે. જેમાંથી સુકા ભાતના મહાપ્રસાદ અને જગન્નાથ વિગેરેના પટ યાત્રાળુઓ ખરીદે છે.

જગન્નાથજીના બહારના ચોગાનની અંદર ૪૫૦ ફુટ પહોળુ અને ૩૦૦ ફુટ પહોળું બીજું ચોગાન છે જેની અંદર જગન્નાથજીનું મંદિર છે. તે ચોગાનની આજુબાજુ પણ નાનો સરખો કોટ છે. તેને ચારે બાજુએ ૪ દરવાજા છે. જગન્નાથજીના ખાસ મંદિરની આગળ સભામંડપ છે. તેની આગળ નૃત્યમંદિર છે અને તેની આગળ ભોગમંદિર છે. આ મંદિર રાજા અનંગભીમદેવે સને ૧૧૭૮ માં બંધાવ્યું હતું. તેને બાંધતાં ૧૪ વર્ષ સુધી કામ ચાલ્યું હતુ. તેને તે પછી ઘણીવાર દુરસ્ત કરાવવું પડ્યું છે. નૃત્યમંદિર અને ભોગમંદિર પછીથી બંધાવેલું છે. યાત્રાળુ સિંહ દરવાજેથી દાખલ થઇ પતીતપાવનનાં દર્શન કરી પછી કાશીવિશ્વનાથનાં દર્શન કરી અંદર ભોગમંડપનાં દર્શન કરે છે; ભોગમંડપ બહુજ વિશાળ છે. જેનો ઉપરનો ઘુમટ ઉત્તમ કારીગીરીવાળો છે. પછી ગણેશ, વટેશ્વર અને પરમંગળાનાં દર્શન કરી અક્ષયવડના પ્રદક્ષિણા કરે છે. પછી પુરુષોત્તમ, ક્ષેત્રપાળ નૃસિંહ અને મુક્તિમંડપનાં દર્શન કરી રોહીણીકુંડમાં માર્જન કરી વિમળાદેવીનાં દર્શન કરી, સરસ્વતી, લક્ષ્મી, સુર્યનારાયણ, પાતાળેશ્વર, ઇશાનેશ્વર અને ઉત્તરાયણદેવીનાં દર્શન કરી ભગવાનના ચરણકમળનાં દર્શન કરી, સુદર્શનચક્રનાં દર્શન કરી, ગરુડ, જયવિજય, બળભદ્ર અને સુભદ્રાનાં દર્શન કરી જગન્નાથજીનાં દર્શન થાય છે. પછી બીજા દેવોનાં દર્શન થાય છે. જગન્નાથનું નીજમંદિર ૧૯૨ ફુટ ઉંચુ અને ૮૦ ફુટ લાંબુપહોળુ છે. મંદીર અને સભામંડપની ચારે બાજુ સ્ત્રીયો અને પુરૂષોની કેટલીક પ્રતિમાઓ છે. મંદિરના ઉપર દક્ષિણના ખંડમાં બલીરાજા. પશ્ચિમના ખંડમાં નૃસિંહજી અને ઉત્તરના ખંડમાં દધિવામનની પ્રતિમા છે. શિખર ઉપર ચક્ર અને ત્રણ ધજાઓ છે, મંદિરની અંદર પશ્ચિમ તરફ ૪

ફુટ ઉંચી અને ૧૬ ફુટ લાંબી પત્થરની વેદી છે. જેને રત્નવેદી કહે છે. તેના ઉપર ૬ ફુટ લાંબુ સુદર્શનચક્ર છે. તેની જમણી તરફ ૪ ફુટ અને તેની પાછળ ૩ ફુટની પહોળી ગલી છે જેમાં થઇને યાત્રાળુઓ જગન્નાથજીની પ્રદિક્ષણા કરે છે. રત્નવેદીની દક્ષિણે જગન્નાથજી, બલભદ્ર અને સુભદ્રાની મૂર્તિયો ઉભેલી છે. જગન્નાથજીની એક બાજુ લક્ષ્મીજી અને બીજી બાજુ સત્યભામા જેને લોકો કરમાબાઈની મૂર્તિ છે એમ કહે છે તે અને આગળ રાજા ઇન્દ્રદ્યુમ્નની ધાતુની પ્રતિમા છે. બળભદ્રજી ૬ ફુટ ઉંચા ગૌરવર્ણના છે એને જગન્નાથજીની મૂર્તિ બલભદ્રથી એકાદ આંગળ નાની સ્યામરંગની છે અને સુભદ્રાની મૂર્ત્તિ ૪ ફુટ ઉંચી ધઉંવર્ણની છે. ત્રણે મૂર્ત્તિયો લાકડાની છે. મૂર્તિઓને ફુલનો હાર પહેરાવેલો હોય છે. તે ઉતારીને પંડયા લોકો યાત્રાળુને ગળે નાખે છે. તેમના હાથ અને પગ ઠુંઠા છે અને નાક મોટું છે. જગન્નાથજી અને બલભદ્રજીના લલાટ ઉપર એકેક હીરો જડેલો છે. ત્રણે મૂર્તિયોને ઉત્તમ પોષાક અને રંગબેરંગી પાઘડીયો, સોનેરી હાથ અને અનેક પ્રકારના શૃંગારો છે. ગોર યાત્રાળુને દર્શન કરવા લઇ જાય છે. અને સંભાળીને દર્શન કરાવે છે. સ્હવારમાં સાત વાગે મંગળાઆરતી વખતે સાદો શૃંગાર હોય છે. ત્યાર પછી નવ વાગે સ્નાન કરાવી ચંદન લગાવી કપડાં પહેરાવે છે. પછી ૧૧ વાગે રાજભોગ કે કરમાબાઇની ખીચડી ભોગ ધરાવે છે. પછી બે વાગે છત્રભોગ, ૪ વાગે મધ્યાન્હ ભોગ, ૭ વાગે આરતી, ૧૦ વાગે સંધ્યાભોગ, ૧૧ વાગે ચંદન લેપ, રાતે બે વાગે શૃંગાર અને ૩ વાગે શયન થાય છે. મંગળા આરતી વખતે અંદર નિજમંદીરમાં જઇ દર્શન કરવામાં આવે છે. સર્વથી ઉત્તમ શૃંગાર તો ગોધુલી પછી સન્ધ્યાધુપ પછી તરતજ પહેરાવે છે. તે સિવાય સમય સમય ઉપર જગન્નાથજીને દામોદરવેષ, વામનવેષ, બુદ્ધવેશ, ગણેશવેષ વિગેરે વેશ લેવરાવવામાં આવે છે. મૂર્ત્તિયોને વસ્ત્રાલંકારો ધારણ કરાવ્યા પછી મંદિરનું બારણું ઉઘડે છે. ત્યારે યાત્રાળુઓ દર્શન કરે છે. અંદર અંધારૂં રહેવાથી દિવસે પણ દીવા બાળવામાં આવે છે. મંગળા આરતી પછી પહોર દહાડો ચઢયા પછી રાજભોગ ધરાવે છે. તે વખતે કરમાબાઇની ખીચડી ધરાવે છે. અને ગોવાળદર્શન પછી સણગારભોગ વખતે નિત્ય ત્રણ વાર યાત્રાળુઓ ખાસ મંદિરમાં જઇને રત્નવેદીની પરિક્રમા કરે છે અને જગન્નાથ વિગેરેની મૂર્ત્તિયોનાં ચરણની પાસે પોતાનું માથું નમાવી દર્શન કરે છે. બાકીના વખતે સભામંડપમાંથી દર્શન થાય છે. દર્શન કર્યા પછી ભાતનો પ્રસાદ મળે છે.

મંદિરની આગળનો સભામંડપ ૧૨૦ ફુટ ઉંચો અને ૮૦ ફુટ લાંબો પહોળો છે. તેની ત્રણ તરફ મોટા દરવાજા છે. ઉત્તરે જગન્નાથજીનો

સરસામાન રહે છે. તેની પૂર્વે નૃત્યમંદિર છે. તેના થાંભલા ઉપર દેવતાઓનાં ચિત્રો છે. તેના પશ્ચિમના દ્વાર ઉપર જય અને વિજયની મૂર્તિયો છે. પૂર્વ તરફ ગરુડની મૂર્તિ છે. અહિં સમય સમય વખતે સ્ત્રીયો દેવદાસીયો નાચે છે તેમને ખાસ તે કામ માટેજ રાખેલી હોય છે. તેમનાં ઘર અહિં પાસેજ હોય છે. અને વાજું વગાડાય છે. નૃત્ય મંદિરની પૂર્વે ભોગ મંદિર છે. જ્યાં નીચેથી ઉપર સુધી પત્થર કોતરીને અસંખ્ય મૂર્તિયો બનાવેલી છે. આ મંદિર બંધાવતાં ૪૦ લાખ રૂપિયા ખર્ચ થયા હતા. રસોડાથી ભોગમંદિર સુધી એક રસ્તો છે. રસોડામાંથી ભોગની સામગ્રી તૈયાર કરીને અહિં લાવવામાં આવે છે. મંદિરના ઉપરના ભાગમાં કારીગરી સારી છે પણ તેના ઉપર સ્ત્રીપુરુષનાં પુતળાં, અને કામદેવના બીભત્સ આસનોના દેખાવો છે.

અંદર જગન્નાથજીના મંદીરની દક્ષિણે એક પીપળાનું ઝાડ છે. તેની પાસે મુક્તિમંડપ છે. અહિં પંડિત લોકો શાસ્ત્રાર્થ કરે છે. તે પછી અક્ષયવડ છે, જેને યાત્રાળુઓ ભેટે છે. તેની પાસે પ્રલયકાલ વખતની વિષ્ણુની મૂર્તિ છે. જેને બાલમુકુન્દ કહે છે. તે તરફ રોહિણીકુન્ડ છે, જેની પાસે પત્થરનો ચતુર્ભુજ કાગડો છે. પાસે વિમલા દેવી, નૃસિંહજી, લક્ષ્મીજી, એકાદશી વિગેરે દેવતાઓનાં મંદિરો છે.

અહિં એકાદશીને ઉંધે માથે લટકાવી છે, તેથી કોઇ એકાદશી કરતું નથી. એકાદશીનું મંદિર એક ફુટ ઉંચા સમચોરસ ગોખલામાં છે. મોટા મંદિરથી પશ્ચિમે સરસ્વતી કર્માબાઇ, કર્મ લખનાર વિધાતા, કાલિ વિગેરે દેવોની મુર્તિઓ છે. ઉત્તરના દરવાજા પાસે સીતલાની મુર્ત્તિ છે. તે સિવાય કોટની અંદર શિવ, સૂર્ય, હનુમાન, ગણપતિ, મંગલા વિગેરે દેવોનાં ઘણાં મંદિરો છે.

બહાર સિંહ દરવાજા ઉપર કંમ્પાઉન્ડની અંદર ૨૧ પગથીયાં ચઢીને ઉપર મંદિરનો ફર્શ છે. દરવાજાની જમણી બાજુએ મહાપ્રસાદ વેચનારાઓની દુકાનો છે. ત્યાંથી ઘણા માણસો મહાપ્રસાદ ખરીદે છે. દરવાજાની એક બાજુ ગોખલામાં જગન્નાથજીની નાની મુર્ત્તિ છે. જેને પતિતપાવન કહે છે. હલકી જાતના જે માણસો મંદિરમાં જઇ શકતા નથી તે અહીં દર્શન કરે છે. અહિં એક ગોખલામાં ૨૨ હાથવાળા ઠાકોરજી છે. સિંહ દરવાજાથી ઉત્તરે સ્નાનની વેદી છે. અહિં જેઠ મહિનામાં જગન્નાથજીને સ્નાન કરાવવા માટે લાવવામાં આવે છે. દરવાજાની પાસે એક ઇમારતમાં સ્નાન જોવાને માટે લક્ષ્મીજી બેસે છે. અને દરવાજાની દક્ષિણે બીજી ઇમારત છે જ્યાં ભગવાન પાછા ફરે તે વખતે સ્વાગત કરવાને માટે લક્ષ્મીજી જાય છે. બહાર જગન્નાથજીનું રસોડું છે તેમાં સેંકડો

ચુલ્હા છે. ઉત્તરના હાથી દરવાજાથી પશ્ચિમે વૈકુન્ઠ નામનું છોટુ મકાન છે જ્યાં ગોર લોકો યાત્રાળુઓ પાસે અટકાનો સંકલ્પ કરાવે છે.

કપાલમોચન—જગદીશના મંદિરના કોટની બહાર પશ્ચિમ તરફ ઉંડી જમીન ઉપર કેટલાંક મંદિરોમાં ત્રણ મુખવાળા કંપાલમોચન શિવનું મંદિર છે. ત્યાંથી થોડે દૂર યમેશ્વરનું મંદિર છે ત્યાંથી થોડે દૂર ગોપીનાથનું મંદિર છે,

શ્વેતગંગા—જગન્નાથજીના મંદિરથી પશ્ચિમે સ્વર્ગદ્વારના રસ્તા પાસે શ્વેતગંગા નામનું પાકુ બાંધેલું તળાવ છે જેના પૂર્વ કિનારે શ્વેતકેશવનું મંદિર છે, શ્વેતકેશવની મુર્ત્તિ પણ જગન્નાથજીની માફક લાકડાના છે. જગન્નાથજીનું કલેવર બદલતી વખતે આ મુર્તિનું પણ કલેવર બદલવામાં આવે છે.

સ્વર્ગદ્વાર—જગન્નાથજીના મંદિરથી ૧ માઇલ દક્ષિણતરફ સમુદ્રના કિનારે ૧॥ માઈલ લંબાઇમાં સ્વર્ગદ્વાર છે. ત્યાં યાત્રાળુઓ સમુદ્રના ઝારમાં સ્નાન કરે છે. સમુદ્રને પ્રથમ શ્રીફળ, પુષ્પ ચઢાવી સ્નાન કરે છે. ત્યાં એક નાના મંદિરની પાસે ૪ ફીટ ઉંચા સ્તંભ ઉપર પુંજા ચઢાવાય છે. સમુદ્રના કિનારે રેતી ઉપર ઘણાં નાનાં નાનાં મઠો છે. મલુકદાસના મઠમાં તેમની મુર્ત્તિનાં દર્શન થાય છે. ત્યાં પૈસો મુકવાથી ચોખાનો રોટલો પ્રસાદમાં આપે છે તે મલુકદાસનો ટુકડો કહેવાય છે.

દરીયા કિનારે કબીરદાસના મઠમાં કબીરદાસના ચોરાનાં દર્શન થાય છે ત્યાં ભાતનો પ્રસાદ મળે છે. અહિં નાનકશાહીયોનો પણ મઠ છે અહિં સમુદ્રમાં પાણી થોડું છે. કિનારેથી ૧ માઈલથી વધુ નજીક આગબોટ આવી શકતી નથી. જગન્નાથજીમાં સ્વર્ગદ્વાર આગળ શ્રીમદ્ શંકરાચાર્યનો ગોવર્ધન મઠ છે તેમજ રામાનુજાચાર્યનું પણ સ્થાન છે. અહીંયા લોકો સમુદ્રસ્નાન માટે જાય છે.

લોકનાથ મહાદેવ—જગન્નાથજીના મંદિરથી ૧ માઇલ પશ્ચિમે લોકનાથનું મંદિર છે. ત્યાં અંદરથી જળ આવ્યાં કરે છે જેથી મંદિરમાં ઘણું પાણી રહે છે. જળની અંદર શિવલિંગ છે. આ જળ એક નળમાં થઇ પાર્વતિ તળાવમાં પડે છે. તે તળાવ પાકુ બંધાવેલું છે. શિવરાત્રીના દિવસે વધુ પાણી કાઢી નાંખવાથી લોકનાથનાં દર્શન થાય છે. મંદિરમાં દસ દસ હાથ ઉંચું પાણી ચઢી જાય છે. શિવરાત્રી ઉપર અહિં મેળો ભરાય છે.

માર્કન્ડેય તલાવ—જગન્નાથજીના મંદિરથી ૦॥ માઈલ ઉપર માર્કન્ડેય તળાવ છે. ત્યાં જવાની સડક છે. તળાવની ચારે બાજુ પગથીયાં છે તેના દક્ષિણ કિનારે માર્કન્ડેશ્વર મહાદેવનું મંદિર છે, તે યાત્રાળુઓ આ તળાવમાં સ્નાન કરી જગન્નાથજીનાં દર્શન કરે છે.

ચન્દનતલાવ—માર્કન્ડેય તળાવની પૂર્વે ચન્દનતળાવ નામનું

મોટું તળાવ છે તેની ચારે બાજુ પાકાં બંધાવેલાં પગથીયાં છે. તેનો વચ્ચે એક ચોતરા ઉપર મંદિર છે. હોડીમાં બેસી ત્યાં જવાય છે. અખાત્રીજને દિવસે દેવતાઓની ભોગ મુર્તિયોને હોડીમાં બેસાડી આ તળાવમાં જળ સ્નાન કરાવી આ મંદિરમાં બેસાડે છે.

**જનકપુર**—જગન્નાથજીથી ૧॥ માઇલ ઉપર જનકપુર છે જેનું પુરાણમાં ગુંડચક્ષેત્ર નામ છે. અહિં જગન્નાથજી વિગેરેની કાષ્ટમુર્તિયો (લાકડાની મુર્તિયો) બનાવવામાં આવી હતી તેથી તેને જનકપુર (જન્મ-સ્થાન) કહે છે. મંદિરથી અહિં સુધી સડક છે. સડકની દક્ષિણ બાજુએ પુરીના રાજા મુકુન્દદેવનું મકાન છે. જનકપુરના મંદિરની ચારે બાજુ કોટ છે. મંદિરનો મુખ્ય દરવાજો પશ્ચિમ તરફ છે, જેની પાસે પત્થરના ૨ સિંહો છે. પુરીના મંદિરોની માફક અહિં પણ ખાસ મંદિર, જગમોહન, નૃત્યમંદિર અને ભોગમંદિર છે. અહિં ખાસ મંદિરમાં ૪ ફુટ ઉંચી અને ૧૯ ફુટ લાંબી પત્થરની રત્નવેદી–સિંહાસન છે. જેના ઉપર રથયાત્રાને દિવસે પુરીના જગન્નાથજી, બળભદ્ર અને સુભદ્રાને બેસાડવામાં આવે છે. કોટની અંદર એક બાજુ રસોડું અને બીજી બાજુએ બીજાં મકાનો છે. પુરીના મંદિર કરતાં આ મંદિર નાનું છે પણ ઘણું જુનું છે.

ઇન્દ્રદ્યુમ્ન તલાવ—જનકપુરના મંદિરથી થોડે દુર પૂર્વે માર્કન્ડેય તલાવથી થોડેદૂર ઇન્દ્રદ્યુમ્ન તળાવ છે. તેની ચારે બાજુ પત્થરનાં પગથીયાં છે. આ તળાવમાં કાચબા બહુ છે. તળાવના કિનારે એક મંદિરમાં નીલકંઠ મહાદેવ અને ઇન્દ્રદ્યુમ્ન અને બીજા મંદિરમાં પદ્મનાભ ભગવાન છે.

વહીવટ—જગન્નાથજીના મંદિરની આવક જાગીર વિગેરેની મળી ૫ લાખ રૂપિયાની છે અને યાત્રાળુઓની પુજાની આવક ૭ લાખ રૂપિયા ઉપરની છે. મંદિરના પુંજારી, ગોરલોકો, મડધારી, નોકરો વિગેરેનું ખર્ચ ૬ હજાર ઉપર છે. લગભગ ૭૦૦ નોકરો છે. ૪૦૦ રસોયા, ૧૨૦ નાચનારી છોકરીયો અને ૧ હજાર પુંજારી લોકો છે. તેમાં ઘણા તો ધનવાનો છે. મંદિરની વ્યવસ્થા પુરીના રાજા તરફથી કરવામાં આવે છે. સવારમાં ઘંટ વગાડી જગન્નાથજી, બલભદ્ર વિગેરે દેવોને જગાડે છે. પછી દરવાજા ઉઘડે છે. પછી દર્શન કરવામાં આવે છે. ૧૧ વાગે આરામ કરવા માટે પ્રાર્થના થાય છે અને ભોજનની સામગ્રી સિંહાસન આગળ ધરાવવામાં આવે છે.. સવારનો ભોગ બપોરનો ભોગ, સંધ્યાકાળનો ભોગ અને તે પછી શૃંગારભોગ મુખ્ય છે. ભોગને માટે સામગ્રી તૈયાર કરીને ભોગમંદિરમાં રાખી દરવાજા ઉગાડી ભોગ ધરાવે છે. સાધુઓની ખાસ સામગ્રી પણ ભોગ મંદિરમાં રાખવામાં આવે છે. રાજાની સામગ્રી ખાસ મંદિરમાં ભોગ ધરાવવામાં આવે છે.

રાજાની ગોપાળવલ્લભ નામની ખાસ સામગ્રી અને મહેલની બનાવેલી મીઠાઈ ભોગ ધરાવ્યા પછી વહેંચી દેવામાં આવે છે. તેના પૈસા રાજાના ખાનગી હીસાબમાંથી આપવામાં આવે છે. ચારે ભોગ વખતે એકેક કલાક સુધી દ્વાર બંધ રહે છે.

જગન્નાથજીને સર્વ ભોગોની પહેલાં કર્માબાઇના નામથી ખીચડીનો ભોગ ધરાવાય છે. કર્માબાઇ નામની એક સ્ત્રી હંમેશાં સવારમાં ઉઠીને તરત ખીચડી બનાવી ભગવાનને ભોગ ધરાવતી હતી. તે વખતે પુરુષોત્તમપુરીથી જગન્નાથજી ત્યાં આવીને ખીચડી ખાતા હતા. તેથી તેના નામથી સર્વથી પહેલો ભોગ ધરાવાય છે. અહીં ધઉં વપરાતા નથી, તેમ કોઇ રસોઇ કરતું નથી. ત્રણવાર મંદીરમાંથી ગરમ માલપુવા, ખીચડી, કઢીનો પ્રસાદ આવે છે. તે સર્વે યાત્રાળુઓ ખાય છે.

ભોજનની સામગ્રીને ભગવાનને ધરાવ્યા પહેલાં સ્પર્શભેદ મનાય છે, તેથી રસોડામાંથી સર્વ સામાન નિયમપૂર્વક સાચવીને ત્યાં લાવે છે. પણ ભોગ ધરાવ્યા પછી કુલીલોકો મંદિરમાંથી મહાપ્રસાદ લઇ જાય છે. ભોગ ધરાવ્યા પછી પ્રસાદને પવિત્ર માનવામાં આવે છે. અને અહિંનો ભાત સુકવીને યાત્રાળુઓ પ્રસાદ તરીકે ઘેર લઇ જાય છે. ગમે તે જાતનો માણુસ બધી નાતના માણસોને પ્રસાદનો ભાત પીરસે છે. ઉચ્છીસ્ટ પ્રસાદ ખાવાનો પણ અહિં બાધ સમજતા નથી. ગમે તેના મોંમાં પ્રસાદ ખવરાવી પોતે પણ ખાઇ લે છે. માત્ર અતિશુદ્ર, ચંડાળ, યવન વિગેરેનો માત્ર જાતિભેદ મનાય છે. તે લોકો મંદિરના દરવાજાના અંદર આવી શકતા નથી. પુરીના રાજા તરફથી રૂ ૨૫૦ ની રોજ સામગ્રી ધરાવાય છે. મંદીરની પાછળ મોટું રસોડું છે. ત્યાં જોવા જવા દેતા નથી પણ બહારથી જોઇ શકાય છે જગન્નાથજીમાં સાત હાંડી ઉપરાઉપર ચઢે છે એમ કહેવાય છે તે વાત ખોટી છે. પણ ચુલા ઉપર બાકાં રાખી આજુબાજુ ફરતી માટીની હાંલ્લીયો ચઢાવે છે. ભાત તૈયાર થયે તેજ હાંડીયોને કાવડમાં ચઢાવી ભોગ ધરાવવાની જગામાં લઈ જાય છે. પંડયા પ્રસાદ વેચાતો લાવી યાત્રાળુને જમાડે છે. પ્રસાદ કાચો અને પાકો બે જાતનો છે. કાચામાં ખીચડી, ચોખા, દાળ, કઢી, બે શાક, દહીં અને મલાઇ છે. પાકામાં પકવાન–ખાજલી, પુરી, જલેબી, ચોખાના લોટના લાડુ, ગોળપાપડી વિગેરે ગણાય છે. અહીં ૧ રૂપીયાના પ્રસાદમાં ૧૫ જણ જમી શકે છે. આ પ્રસાદ બગડે નહિ. માટે તેમાં કપુર નાંખે છે. પ્રસાદ ન ખાનારને દુઃખ થાય છે એમ કહે છે. પણ તે વાત ખોટી છે. મુસલમાનને આ પ્રસાદ આપતા નથી અહીં શુદ્ર પીરસે ને બ્રાહ્મણ ખાય છે. અને બધા સાથે બેસી ખાય છે, બ્રાહ્મણો જેમ પીરસાતું જાય તેમ ખાય છે. જમ્યા પછી હાથ મોં પણ ન ધોતાં ભીંતે ઘસી દે છે. ન્હાતા પણ બરોબર નથી.

ગોર લોકો યાત્રાળુઓ માટે, દુકાનદારો વેચવાને માટે અને કોઇ કોઇ તો બ્રાહ્મણ ભોજનને માટે પાકશાલામાં ભોગની સામગ્રી તૈયાર કરાવીને ભોગ ધરાવીને, પાક બનાવનારને તેમાંથી અમુક ભાગ આપીને બાકીનો પ્રસાદ ઘેર લઇ જાય છે, પુરીના લોકો પોતાને ઘેર રસોઇ બનાવીને ભોગ ધરાવી શકતા નથી તેમાં સ્પર્શદોષ મનાય છે. અહિં જગન્નાથજીનો પ્રસાદ ખાવામાં જાતિભેદ નથી.

ઉત્સવો—પુરીમાં રથયાત્રાનો મોટો મેળો ભરાય છે તે વખતે જગન્નાથજી, બળભદ્રજી અને સુભદ્રાજી રથમાં બેસીને મોટી ધામધુમ સાથે જનકપુરમાં વિશ્રામ વાટીકામાં જાય છે. જગન્નાથજીનો રથ ૬૫ ફીટ લાંબો પહોળો અને ૪૫ ફુટ ઉંચો છે. બળભદ્રજીના અને સુભદ્રાજીના રથો તેથી કંઇક નાના છે.

આ મૂર્તિયોને સિંહ દરવાજા પાસે લાવીને રથમાં બેસાડવામાં આવે છે. તે વખતે ત્રણે દેવમુર્તિયોને સોનેરી હાથ અને સોનેરી પગ લગાવવામાં આવે છે. તે પછી પુરીના રાજા હાથી, ઘોડા, પાલખી વિગેરે સામાન સાથે ત્યાં આવે છે તે રથથી ૧૦૦ ગજ દૂરથી ગાડીમાંથી નીચે ઉતરી પગે ચાલે છે. અને રથની આગળની જમીન રત્ન જડેલા ઝાડુથી વારી નાંખે છે. પછી મુર્તિયોની પુજા કરે છે. પછી રાજા એક પછી એક ત્રણે રથનાં દોરડાં પકડી થોડાં ખેંચી પછી છોડી દે છે. પછી ત્યાંના કુલીયો અને યાત્રાળુ લોકો રથને ખેંચીને લઇ જાય છે. જતાં રેતીમાં પરડાં કળી જવાથી કેટલાક દિવસ રસ્તામાં થાય છે. તે વખતે પાકી સામગ્રી ભોગમાં ધરાવાય છે. જનકપુર પહોંચ્યા પછી ત્રણુ દિવસ કાચી સામગ્રીનો ભોગ ધરાવાય છે. ચોથી રાત્રે લક્ષ્મીજી પોતાના સ્વામીનાં દર્શન માટે આવે છે. તેને લોકો હરપંચમી કહે છે. જનકપુરમાં ચાર પાંચ દિવસ રહી પછી દશમના રોજ જગન્નાથજી વિગેરે દેવો પાછા પુરીમાં જાય છે. પછી મંદિરમાં સિંહાસન ઉપર પધરાવી સ્પર્શદોષ મટાડવા માટે મુર્તિયોને કેટલાક સંસ્કારો કરવામાં આવે છે.

તે સિવાય જેઠ સુદ પુનમના રોજ સ્નાન યાત્રાનો મેળો ભરાય છે તે વખતે જગન્નાથજી વિગેરે મુર્તિયોને સ્નાન વેદી ઉપર લાવી અક્ષયવટ પાસેના કુવામાંથી જળ લાવી સ્નાન કરાવે છે. પછી પોષાક પહેરાવી વિધિપૂર્વક પૂંજા કરવામાં આવે છે. પછી સભામંડપની પાસેનો ખંડ જેને અંદરઘર કહે છે ત્યાં જગન્નાથજી વિગેરે ૧૫ દિવસ રહે છે જેટલા દિવસ રહે છે તેટલા દિવસ ભોગ ધરાવાતો નથી અને રસોડુ તેમજ બહારનો દરવાજો બંધ રહે છે. કહે છે કે તે વખતે બહુ સ્નાન કરવાથી દેવો માંદા પડે છે. પછી પંદરે દિવસે તેમનું કલેવર બદલે છે. અને તે પછી રથયાત્રાને દિવસે ભારે ધામધુમ થાય છે.

તે પછી અશાડ સુદ ૧૧ ના રોજ શયનનો ઉત્સવ, શ્રાવણ સુદ ૧૧ નારોજ શયનનો ઉત્સવ થાય છે તે વખતે નાચગાન થયાં કરે છે પછી જન્માષ્ટમીનો, ભાદરવા સુદ ૧૧ નો, અને બારસનો, આસો સુદ ૧૫ નો, કાર્તક સુદ ૧૧નો દેવઉઠી અગીયારસના, ઉત્તરાયણનો, રામનવમીનો, વિગેરે ઘણા ઉત્સવો પળાય છે.

**મહાત્મ્ય**—પૂર્વે ગંગાસાગરના જળથી પ્રક્ષાલિત નીલપર્વત ઉપર ચાર હાથવાળા ભીલોને જોઇ એક બ્રાહ્મણે તેનું કારણ પુછ્યું તો તેમણે કહ્યું કે નીલપર્વતના શિખર ઉપર સુવર્ણ અને મણિઓથી બનેલા દેવાલયમાં નારદાદિ મુનિથી સેવાતા શ્રીહરિનું દેવતાઓ પુજન કરી ચાલ્યા ગયા તે પછી તેમના વધેલા પ્રસાદના ભાતના દાણા ખાવાથી અમે શંખચક્રાદિ ચિન્હોવાળા ચતુર્ભુજ બન્યા છીએ. આ વાત બ્રાહ્મણે કાંચીના રાજા રત્નગ્રીવને કહી તેથી તે નીલપર્વત ઉપર ગયો પણ ત્યાં ભગવાનનાં દર્શન થયાં નહિ તેથી તપ કરવા લાગ્યો. તેથી કેટલાક વખતે તેને સુંદર મંદિર જણાયું અને તેમાં સુવર્ણના સિંહાસન ઉપર ચતુર્ભુજી ભગવાનની મૂર્ત્તિ જોઇ દર્શન કર્યાં. તે પછી તે રાજા પણ ચતુર્ભુજ બની વિમાનદ્વારા વિષ્ણુલોકમાં ગયો. પૂર્વે અવન્તી નગરીનો રાજા ઇન્દ્રદ્યુમ્ને લવણોદક સમુદ્રના તીરે જઇ પવિત્ર ક્ષેત્રમાં નિવાસ કર્યો. ત્યાં પુરુષોત્તમ ની જમણી બાજુએ વડનું ઝાડ છે. જે કલ્પાન્તરમાં પણ નાશ પામતું નથી. ત્યાં વડની ઉત્તરે ભગવાનની મૂર્ત્તિ છે. ત્યાં દર્શન કરવાથી પાપ જાય છે. એક વખતે ધર્મરાજાએ વડની પાસે આવી વિષ્ણુની સ્તુતિ તરીકે આ પવિત્ર ક્ષેત્રમાં એક મૂર્ત્તિ છે જેનાં દર્શન કરવાથી સર્વ લોકો શ્વેતભુવનમાં જાય છે તેથી યમપુરી સુની પડી છે માટે મૂર્તિને આપ હરી લો. આ સાંભળી વિષ્ણુએ તે ઇન્દ્રનીલની મૂર્તિને પુરુષોત્તમક્ષેત્રમાં વાળુ–રેતીમાં ગુપ્ત કરી દીધી, તે પછી અહિં ઇન્દ્રદ્યુમ્ન રાજા આવ્યો. તેણે અહિં ઉત્તમ મંદિર બંધાવી ભગવાનની મુર્તિની પ્રાપ્તિ થવા અશ્વમેધ યજ્ઞ કર્યો તેથી ભગવાને પ્રસન્ન થઇ તેને સ્વપ્નમાં મુર્તિ સ્થાપવાનો ઉપાય કહ્યો કે: જ્યારે રાત વિતિ જાય અને સૂર્યોદય થશે ત્યારે સમુદ્રના તટ પાસે લવણોદધી સમુદ્ર જળથી વહેવા લાગશે તે વખતે કોલાલંઘી નામનું મહાવૃક્ષ તારા જોવામાં આવશે, ત્યાં તું એકલો કુહાડો લઇને જજે. તે ઝાડને કાપીને તું તેની પ્રતિમા બનાવજે. તે સાંભળી રાજા સવારમાં એકલો સમુદ્રતટ ઉપર ગયો તો ત્યાં તેના જોવામાં પેલું ઉત્તમ વૃક્ષ આવ્યું, તેને તેણે કાપવા માંડયું એટલે તે વખતે મહાત્માઓએ તેની પાસે આવી કહ્યું કે તું આ ઝાડ કેમ કાપે છે ? તેથી તેણે કહ્યું કે હું તેની મૂર્તિ બનાવીશ, આ સાંભળી તેમાંના એક કહ્યું કે: તું અહિં બેસ આ મારી સાથે જે બ્રાહ્મણ છે તે તારા ઉદ્દેશ પ્રમાણે તને મુર્ત્તિ બનાવી આપશે. રાજાએ તેને કૃષ્ણ, બળ-

દેવ અને સુભદ્રાની એમ ત્રણ મુર્તિયો બનાવવાનું કહ્યું. તેથી તે વેશધારી વિશ્વકર્માએ તેની ઉત્તમ ત્રણ મુર્તિયો બનાવી, તે જોઇ રાજા પ્રસન્ન થયો. પછી રાજાએ કહ્યું કે તમે કોણ છો? ત્યારે તે બ્રાહ્મણોએ કહ્યું કેઃ હું પુરૂષોત્તમ ભગવાન છું. જ્યાં સુધી સમુદ્ર, પર્વત અને સ્વર્ગમાં દેવતા રહેશે ત્યાં સુધી ઇન્દ્રદ્યુમ્ન નામવાળુ આ તિર્થ રહેશે. અહિં એક વાર સ્નાન કરવાથી ઇન્દ્રલોક મળશે. આ સરોવરની દક્ષિણે એક વડનું ઝાડ છે તેની પાસે એક સુંદર મંડપ છે આવું કહી ભગવાન, વિશ્વકર્મા સાથે અંતર્ધ્યાન થઇ ગયા, પછી રાજાએ વૈશાખ સુદ ૮ ના રોજ પુષ્પ નક્ષત્રમાં શુભ મહુર્તમાં પોતે બંધાવેલા મંદિરમાં તે ત્રણે મુર્તિયોની પ્રતિષ્ટા કરી. જે લોકો તે દિવસે અહિં દર્શન કરે છે તેમનં પાપ છુટી જાય છે. પ્રલયકાળ વખતે માર્કન્ડેય મુનિ અહિં આવ્યા તો તેમણે આ વડની શાખામાં સુતેલા બાળરૂપ કૃષ્ણ ભગવાનને જોયા હતા. તેમણે પણ ત્યાં વિશ્રામ કર્યો હતો અને તે પછી તેમણે ત્યાં શંકરની સ્થાપના કરી હતી, તે માર્કન્ડેશ્વર મહાદેવ કહેવાય છે. જે માણસ માર્કન્ડેય કુન્ડમાં સ્નાન કરી માર્કન્ડેશ્વર મહાદેવની પુજા અને દર્શન કરી જગન્નાથજીનાં દર્શન કરી કલ્પવૃક્ષ પાસે જઇ પ્રદિક્ષણા કરી દર્શન કરે છે અને વડનું પુજન કરી ભગવાનના મંદિરમાં ગરુડનાં દર્શન કરી પુરૂષોત્તમ, બળદેવ અને સુભદ્રાનાં દર્શન કરે છે તેને પરમગતિ પ્રાપ્ત થાય છે.

શ્વેત રાજાએ મંદિર બનાવી તેમાં શ્રી માધવની મુર્તિનું સ્થાપન કર્યું છે ત્યાં શ્વેતગંગામાં સ્નાન કરી ભગવાનનાં દર્શન કરે છે તેને સ્વર્ગ મળે છે. માર્કન્ડેય વડ, રોહિણહદ, કૃષ્ણ, મહોદધિ અને ઇન્દ્રદ્યુમ્ન સરોવર એ પાંચ તિર્થો છે. તેમાં સ્નાન કરવાથી ઘણું ફળ મળે છે. વડને નમસ્કાર કરી ત્યાંથી ૩૦૦ ધનુષ્ય દક્ષિણે સમુદ્ર પાસે સ્વર્ગનું દ્વાર છે. એકાગ્રકવનની દક્ષિણે સમુદ્ર તીરે પૃથ્વીમાં ગુપ્ત નીલપર્વત છે. ત્યાં ભગવાન સદા નિવાસ કરે છે. રોહિણીકુન્ડમાં એક કાગડે સ્નાન કરી નીલમાધવ ભગવાનનાં દર્શન કરવાથી તે ચતુર્ભુજ થઇ ભગવાન પાસે ગયો હતો. પૃથ્વી ઉપર પ્રલય થાય છે ત્યારે આ ક્ષેત્ર અને ભગવાનના વક્ષસ્થલમાં લક્ષ્મીજી બાકી રહે છે તે એક વડના ઝાડની શાખાના પાત્ર ઉપર બાલરૂપે સ્થિત રહે છે. ભગવાનનું ઉચ્છીષ્ટ સર્વ પાપોનો નાશ કરે છે. મંદિરના પ્રસાદને પતિતલોક સ્પર્શ કરે પણ તે અશુદ્ધ થતો નથી વ્રતવાળા પણ આ પ્રસાદ ખાઈ શકે છે. જે માણસ તેની નિંદા કરે છે તેને દુઃખ થાય છે. પુરુષોત્તમક્ષેત્ર શંખના આકારે છે તેનો પશ્ચિમે વૃષભધ્વજ મહાદેવ અને આગલા પૂર્વ ભાગમાં નીલકન્ઠ મહાદેવ છે. સમુદ્રથી તે વડના મુળ સુધી શંકરનો ઉદર ભાગ છે. શંખના બીજા ભાગમાં કપાલમોચન શિવ છે જ્યારે મહાદેવજીએ બ્રહ્માનું પાંચમું માથું કાપી નાખ્યું ત્યારે તે લઇને પોતે જતા

હતા તે વખતે તે માથું અહિં પડવાથી આ સ્થાનનું નામ કપાલમોચન પડયું છે. કપાલમોચન ભગવાનનાં દર્શન કરવાથી બ્રહ્મહત્યા છુટી જાય છે. કપાલમોચનથી અર્દ્ધાસની દેવી સુધી શંખનો મધ્યનો ભાગ છે. આ દેવી પ્રલય વખતે સમુદ્રના અર્ધા જળને પીવે છે. સમુદ્રના કિનારેથી વડ સુધીની જમીનમાં જે કોઇ મરે છે તે સ્વર્ગે જાય છે. સમુદ્રમાં સ્નાન કરી વડની છાયામાં જનાર ગમે ત્યાં મરે તોપણ તેને મુક્તિ મળે છે.

ગૌરીની આઠ મૂર્તિયો—વડના મુળમાં મંગલા, પશ્ચિમમાં વિમલા, શંખના પૃષ્ટ ભાગમાં સર્વમંગલા, ઉત્તરે અર્દ્ધાશની અને લંબા, દક્ષિણે કાલરાત્રિ, પૂર્વે મરિચી અને પાછળ ચન્ડિકા છે. તે આઠ ગૌરીઓ આ ક્ષેત્રની રક્ષા કરે છે. શિવ પણ આઠરૂપે—કપાલમોચન, ક્ષેત્રપાલ, યમેશ્વર, માર્કન્ડેશ્વર, ઇશાન, બિલ્વેશ, નીલકંઠેશ, અને વડના મુળમાં વટેશ્વરરૂપે રહે છે. એવું પુરુષોત્તમ મહાત્મ્યમાં છે.

સને ૩૧૮ માં જગન્નાથજીની મુર્તિ પ્રકટ થઇ છે. ઉડીસાના રાજા યયાતિકેસરીએ સને ૪૭૪ માં જગન્નાથજીની મુર્તિને જંગલમાંથી શોધી લાવીને પુરીમાં સ્થાપન કરી છે. ઓડીસાના પાંચમા રાજા અનંગ ભીમદેવે જગન્નાથજીનું હાલનું મંદિર સને ૧૧૮૪ થી ૧૧૯૮ સુધીમાં બંધાવ્યું હતું. ધાર્મિક હિન્દુઓએ મુસલમાન વિગેરે વિધર્મિયોથી આ મુર્તિને હજુસુધી બચાવી રાખી છે. સને ૧૮૦૩ માં પુરી જીલ્લો અંગ્રેજોના હાથમાં આવ્યો. ખુરદાનો સ્વતંત્ર રાજા સને ૧૮૦૪ માં સરકાર સામે થવાથી તેનું રાજ્ય સરકારે લઇ લીધું હતું. હાલના રાજાના બાપને ખુન કરવાના અપરાધમાં સને ૧૮૭૮ માં કાળા પાણીની સજા થઇ હતી. પરંતુ મંદિરનો વહીવટ હાલ સુધી ખુરદાના રાજા કરે છે. તેમનો મહેલ પુરીમાં છે. તે સરકારના રક્ષિત રાજા છે.

અહિંના જંગલોમાં મદ, મીણ, રંગ, રેશમ અનેક પ્રકારની દવાની જડીબુટીયો મળી શકે છે. અહિંના લોકો સાધારણ રીતે ગરીબ છે. અહિંના લોકો તેલ હળદર ચોળીને ન્હાય છે તેથી લોકોનો રંગ પીળો જણાય છે. આ દેશમાં બ્રાહ્મણો સુદ્ધાં માંસાહારી છે. તે લોકો માછલાં ખાય છે. હિંદુસ્તાનની ચારે દિશામાં ચાર દોષ છે. પૂર્વમાં બંગાળાને જગન્નાથજીમાં બ્રાહ્મણો પણ માછલાં ખાય છે, દક્ષિણમાં ગામાની કન્યા પરણે છે, પશ્ચિમમાં કાઠીયાવાડ ને ગુજરાતમાં કોશનું પાણી પીવે છે અને ઉત્તરમાં કંદોઇની દુકાનની પાણીની પુરી ખાય છે એ ચારે દિશામાં ચાર દોષો છે. ચારધામ—ભગવાનની અવતારની ભુમિ જ્યાં દરીયો વળી જાય છે ત્યાં જગન્નાથપુરીમાં છે. બીજું રામેશ્વર આગળ ધનુષ્યતિર્થ ઉપર દરીયો વળી જાય છે ત્યાં, ત્રીજુ દ્વારીકાપુરી આગળ જ્યાં દરીયો વળી જાય છે ત્યાં અને ચોથુ

બદ્રીનારાયણ કે જ્યાંથી સ્વર્ગદ્વારનો રસ્તો છે ત્યાં ભગવાનની અવતારની ભૂમિ ગણાય છે તેથી એ ચારે ધામો યાત્રાનાં મુખ્ય ધામો છે. મંદીરની પાછળ વિશાળ રસોડું છે ત્યાં હાંડીયોમાં રસોઇ બને છે. તે ભોગમાં ધરાવાય છે. આ પ્રસાદની હાંડીયો વેચાય છે. મંદીર સામે એક સ્તંભ આગળ અહિંના પદભ્રષ્ટ રાજાનો મહેલ છે. અહિં રેવન્યુ સત્તા રાજાની છે અને પોલીસ અને ન્યાયની સત્તા સરકારની છે. શહેર લાંબુ છે. રસ્તા ઘણા પહોળા છે. અહીંથી મહેદ ગોળીયો, માટીની મૂર્તિયો, કંઠી, માળા અને સુકવેલો ભાત પ્રસાદ તરીકે લોકો ઘેર લાવે છે. જગન્નાથજીના મંદીર પાસે આચાર્યજીની બેઠક છે, અહિં ગોસાંયજીના બાલકો પણ વાણીયા-બ્રાહ્મણના હાથનો પ્રસાદ ખાય છે. મંદીરમાં ઠેકાણે ઠેકાણે દાળભાતનો પ્રસાદ વેચાય છે. એંઠવાડતો અહીં છેજ નહિ. ભોગમાં ભાત, ખીચડી, કઢી, શાક ને પકવાન ધરાવે છે. રોજ સો મણ ચોખા વપરાતા હશે. પકવાન ચોખાના લોટનો જ બનાવે છે. અહીં પ્રસાદ ઉપર જ ગામના લોકોનું જીવન નભે છે. ખાંડને બદલે અહીં ગોળ વપરાય છે. અહીં દરીયામાં નહાવાનું મોટું મહાત્મ્ય છે. અહીં ૧ પૈસો મૂકવાથી પ્રસાદમાં ચોખાનો રોટલો આપે છે તેને મલુકદાસનો ટુકડો કહે છે. ગામ બહાર હાંલીઓના ઠીકરાંનો ઢગલો જણાય છે. અહીં પ્રસાદ વેચવાનો ધંધો બધ પડયો છે. મંદિરની ડાબી બાજુ વૈકુંઠ છે. પ્રસાદનું ખર્ચ રોજનું ૧૦૦–૧૫૦ રૂપિયા થાય છે અહીંના લોકો કાળા છે, ગરીબો લંગોટી વાળે છે. પંડયાઓ એક ધોતીયું પહેરી તેજ ઓઢે છે. માથે ચોટલા રાખી અંબોડા વાળે છે. અહીં હાથવણાટનાં ધોતીયાં સારાં થાય છે. જગન્નાથની મુર્તિને ૧૬ હાથ લાંબુ ધોતીયું પહેરાવે છે સુભદ્રાને ૧૨ હાથનું અને બળદેવને ૧૪ હાથનું પહેરાવે છે. અને માથે કાનટોપી પહેરાવે છે. હટકો કરવાના મકાનમાં નારાયણની મૂર્તિ છે. અને કહે છે કે અહિં જગન્નાથજીનું સ્મશાન છે. અત્યારે કળીયુગમાં જગન્નાથ સ્વામી બુદ્ધાવતાર તરીકે છે એમ લોકો માને છે. શ્રીકૃષ્ણે પ્રભાસમાં દેહ ત્યાગ કર્યો તે વખતની તેમની છાતીનો ભાગ આ જગન્નાથની મૂર્તિમાં છે એમ કેટલાક કહે છે. અહીં ૩ લીંબડાનાં ઝાડો છે ત્યાં સર્પ વીંટાઇ વળે છે. તે જ્યારે યજ્ઞ કરતાં સર્પ ત્યાંથી ઉતરી ચાલ્યો જાય ત્યારે, જ્યારે સુતાર આવે છે ત્યારે, તે ત્રણ લિંબડાને કાપી તેની રાજા, પંડયો ને સુતાર મળી મંદિરમાં બંધ બારણે ૩૦–૪૦ દિવસ સુધીમાં જગન્નાથ, બળભદ્ર અને સુભદ્રાની મૂર્તિયો બનાવે છે. પછી તે ત્રણે જણ મરી જાય છે. આ જ્યારે ૪૦ કે ૫૦ વર્ષે ભગવાનનો હુકમ થાય, અને સહી, કાગળને કલમ મૂકતાં તે ઉપર ભગવાનના હસ્તાક્ષર થાય અને જ્યારે આકાશવાણી થાય, તાલપત્રપરનો લેખ પડે, ગોરને હુકમ થાય, રાજાને હુકમ થાય, અને સુતાર આવે ત્યારે આ કામ બને છે.

તેને કલેવર બદલાવ્યું કહે છે. મૂર્ત્તિયોનું કલેવર બાર બાર વર્ષે બદલાય છે. ત્યારે મોટું લાકડુ દરીયામાંથી તણાઇ આવે છે. તેમાંથી મુર્ત્તિયો બનાવે છે. કહે છે કે લાકડુ તો દરીયામાંથી તણાઈ આવ્યું છે પણ નવી મુર્ત્તિયો બનાવી નથી. રાણીએ કહ્યું કે રાજા દેશનીકાલ છે તમને જગન્નાથજી છોડાવી લાવી આપે તો તે મુર્ત્તિ કરાવે, હાલ મારે એકનો એક દીકરો છે તે હું અર્પણ નહિ કરૂં. આવી વાત ચાલે છે.

---

## પ્રકરણ ૧૦૪ થું.

## કોણાર્ક–સાક્ષીગોપાળ.

---

### કોણાર્ક.

પુરીથી ૧૮ માઇલ ઉપર પુરી જીલ્લામાં સમુદ્રથી ૨ માઇલ ઉપર સૂર્યનારાયણનું પવિત્ર તિર્થ કોણાર્ક છે જેને લોકો કરનાક કહે છે. પુરીથી ત્યાં જવા માટે બળદગાડી, ઘોડા વિગેરે ભાડે મળી શકે છે. રસ્તામાં કુશભદ્રા નદી આવે છે. ત્યાં જવા માટે ખાવા પીવાનું ભાથુ સાથે લઈ જવું પડે છે. મહા સુદ ૭ ના રોજ અહિં મેળો ભરાય છે. જો તે દિવસે રવિવાર હોય છે તો ઘણી ભીડ થાય છે. અહિં ચન્દ્રભાગા નદી અને પ્રાચી સરસ્વતી છે તેમાં સ્નાન કરી યાત્રાળુઓ મંદિરમાં દર્શન કરે છે. આ મંદિર ઘણું જુનું છે. અહિંના રાજા નૃસિંહદેવે સને ૧૨૩૭ માં આ મંદિર બંધાવ્યું હતું. મંદીરનું શિખર પડી ગયું છે.

મંદિરની ભીંતમાં સ્ત્રીઓ, હાથી, ઘોડેસ્વારો વિગેરેનાં ચિત્રો છે. મંદીર પત્થરનું બંધાવેલું છે. અત્યારે તો આ મંદિર હીનદશામાં છે. અહીં ઉજડ જંગલ જેવું છે. સભામંડપની દક્ષિણે એક મોટું વડનું ઝાડ છે. જેની પાસે ખજુરી વીગેરેનાં ઝાડો છે. પાસે એક બાગમાં મઠ અને મંદિર છે. અહીં પાસે સમુદ્રમાં પાણી થોડું છે. કહે છે કે ત્યાં આગળ ઘણાં વહાણો ડુબી ગયાં છે એમ કહે છે, તેનું કારણ એવું કહે છે કે મંદિરના શિખર ઉપર લોહચુમ્બક પત્થરથી જડેલું હતું તેથી વહાણો આ તરફ રેતીમાં ખેંચાઇ આવતાં. જ્યારે એક મુસલમાન માછીએ આં મંદિર ઉપર ચઢીને ઉપરનું શિખર તોડી નાંખી ચુમ્બકને ઉતારી નાંખ્યો ત્યાર પછી વહાણો આ તરફ આવતાં નથી અને તે પછી અહીંના પુંજારીયો પણ પોતાની દેવમુર્તિયોને લઇ જગન્નાથપુરીમાં ચાલ્યા ગયા.

મહાત્મ્ય—આંઢ દેશમાં કોણાદિત્ય નામથી સૂર્ય નિવાસ કરે છે ત્યાં સ્નાન કરી સૂર્યને અર્ઘ્ય આપી દર્શન કરવાથી પરમગતિને પામે છે. ચન્દ્રભાગા નદીના કાંઠે સાંબુપુર છે. જ્યાં સામ્બની ભક્તિથી સૂર્યનારાયણ

મિત્રરૂપે નિવાસ કરે છે. ત્યાં ભક્તિથી પુજન કરવાથી પુણ્ય થાય છે કૃ-ષ્ણની રાણી જામ્બુવતીથી તેમને સામ્બ નામનો પુત્ર થયો. તેણે અહિં આવી સુર્યનારાયણની આરાધના કરીને પોતાનો કોઢનો રોગ મટાડી સૂર્ય-નારાયણને સ્થાપન કર્યા. અને તેણે નદીમાં વહેતી સૂર્યની પ્રતિમાને મે-ળવી જે વિશ્વકર્માએ કલ્પવૃક્ષમાંથી બનાવી નદીમાં વહેતી મુકી હતી. તે મેળવી મિત્ર વનમાં મંદિર બંધાવી ત્યાં આ પ્રતિમાનું સ્થાપન કર્યું. શ્રીકૃષ્ણના પુત્ર સામ્બનું અતિ ઉત્તમ રૂપ જોઇ કૃષ્ણની ૧૬ હજાર રાણીઓ તેના ઉપર મોહિત થઇ તે જોઇ કૃષ્ણે સ્ત્રીઓને શાપ આપ્યો કે તમને પતિ લોક અને સ્વર્ગની પ્રાપ્તિ નહિ થાય અને તમને ચોરો લઇ જશે. અને સામ્બને કોઢ રોગ થવાનો શાપ આપ્યો તે પછી કૃષ્ણના સ્વર્ગવાસ પછી કૃષ્ણની સ્ત્રીયોને અર્જુનના દેખતાંજ કાબા લોકો લુંટીને લઇ ગયા હતા. અને સામ્બે અહિં આવી સૂર્યની ઉપાસના કરી પોતાનો રોગ ટાળી સુર્યનું સ્થાપન કર્યું હતું. સુર્ય ભગવાન મહા સુદ સાતમે પ્રકટ થયા છે માટે તે દિવસે જે સ્ત્રી વ્રત કરી સૂર્યની પુજા કરે છે તે સુર્ય લોકને પામે છે. સુર્ય બાર માસમાં બાર રાશીમાં જાય છે તેથી તેમનાં દ્વાદશાત્મા નામ છે. કેમકે બાર નામથી તે બારે રાશીમાં રહે છે. અંશુ, ભગ, મિત્ર, જલેશ્વર, વરૂણ, ધાતા, અર્યમા, વૈજયંત, ભાસ્કર, ત્વષ્ટા, પુષા, ઇન્દ્ર અને વિષ્ણુ એ સૂર્યનાં ૧૨ નામ છે. જે મનુષ્ય કોણાર્ક તિર્થમાં ચન્દ્રભાગા ન-દીમાં સ્નાન કરી સૂર્યનાં દર્શન કરે છે તેનું સંપૂર્ણ પાપ નાશ પામે છે.

## સાક્ષીગોપાળ

પુરીથી ખુરદારોડ આવતાં વચ્ચે ૧૧ માઇલ ઉપર સાક્ષીગોપાળનું રેલ્વે સ્ટેશન આવે છે જેનું ભાડુ પુરીથી ૦—૨—૬ છે. ત્યાં જગન્નાથજીની યાત્રા કરી યાત્રાળુઓ દર્શન કરવા ઉતરે છે. અહીં સાક્ષીગોપાળ અને રાધેશ્યામનાં દર્શન કરવાનાં છે, તેમજ લલિતા અને વિશાખા સખી તેમ એ વત્સનાં દર્શન છે. સાક્ષીગોપાળના ગળામાં વનમાળા અને પગમાં નુપુર છે. જગન્નાથજીનાં દર્શન કર્યાની આ સાક્ષીગોપાળ સાક્ષી આપે છે. અહિં સ્યામકુન્ડ અને રાધાકુન્ડ પણ છે.

કાંચીના બે બ્રાહ્મણો વંદ્રાવનમાં યાત્રા કરવા ગયા, તેમાં મોટો માંદો પડયો ત્યારે તેણે બીજા નાના બ્રાહ્મણને કહ્યું કેઃ તું મારી ચાકરી કરે તો હું તને મારી કન્યા પરણાવીશ. ત્યારે ન્હાના બ્રાહ્મણે કહ્યું કેઃ તું હા કહે અને તારી સ્ત્રી ના આપે તો? ત્યારે તેણે કહ્યું કેઃ હું ગોપાળનો ભક્ત છું તે તને મારી ખાત્રી આપસે. પછી તે બ્રાહ્મણને ગોપાળે સ્વપ્નમાં કહ્યું કેઃ " તું ચાકરી કર, હું તને કન્યા અપાવીશ. " આથી તેણે ચાકરી કરી. પછી તેના સાજા થયા પછી બંને ઘેર ગયા પણ પેલા બ્રાહ્મણે નાના

બ્રાહ્મણને કન્યા આપી નહિ તેથી તેણે રાજા પાસે ફરીયાદ કરી એટલે રાજાએ તે વાતનો કોઈ સાક્ષી હોય તો માગ્યો એટલે તે બ્રાહ્મણ અપવાસ કરી સાક્ષીગોપાળનું તપ કરવા લાગ્યો એટલે ભગવાને કહ્યું કે તું આગળ ચાલ હું તારી પાછળ આવું છું. આગળ જતાં બ્રાહ્મણે પાછું જોયું એટલે ભગવાન ત્યાંજ ઉભા રહ્યા. એટલે તે બ્રાહ્મણે રાજાને કહ્યું કે મારા સાક્ષીગોપાળ છે તે ચાલો બતાવું. રાજા તેની સાથે ગયો અને ત્યાં ભગવાનને જોઇ પગે લાગ્યો. અને ભગવાન ઉભા હતા. ત્યાંજ આ મંદિર બંધાવ્યું અને તેમાં ગોપાળ ભગવાનની મૂર્ત્તિ પધરાવી. અને પેલા બ્રાહ્મણને મોટા બ્રાહ્મણ પાસે કન્યા અપાવી. યાત્રાળુઓ પુરીની જાત્રા કરી સાક્ષીગોપાળનાં દર્શન કરી આગળ ચાલે છે.



# ભાગ ૨૧ મો.

# ખુરદારોડથી બેઝવાડા.

## પ્રકરણ ૧૦૫ મું.

### બ્રહ્મપુર–પર્લાખેમડી, ચિકાકોલ, વિજયાનગ્રમ, વોલ્ટર, વીઝાગાપટ્ટમ, અનકાપલી, પીઠાપુરમ, કોકાનડા.

### બ્રહ્મપુર

જગન્નાથપુરીથી સાક્ષીગોપાળનાં દર્શન કરી ગાડીમાં બેસી ખુરદારોડના સ્ટેશને આવી ગાડી બદલવી. ખુરદારોડથી બેંગાલનાગપુર રેલ્વેની હાવરા ટુ પુરી અને વૅાલ્ટર બ્રેંચમાં–મદ્રાસ તરફ જતી ગાડીમાં બેસવું, ખુરદારોડથી ૯૪ માઇલ ઉપર બ્રહ્મપુરનું રેલ્વે સ્ટેશન આવે છે. તેનું ભાડુ ખુર્દારોડથી રૂ. ૧–૭–૦છે. વચમાં કાલુપુરાઘાટ, રામભા, ગંજામ, છત્રપુર વિગેરે મોટાં સ્ટેશનો આવે છે. મદ્રાસ ઇલાકામાં ગંજામ જીલ્લાનું સદરસ્થાન બ્રહ્મપુર છે. રસ્તામાં રામભા પછી ત્રીજુ સ્ટેશન ગંજામનું આવે છે. ગંજામ સમુદ્ર કિનારે બંદર છે, અહિં દરિયા કિનારે મીઠુ બને છે. અહિં લશ્કરી છાવણી છે. અહિં ૨૬ હજાર માણસોની વસ્તી છે અહિંના લિંગાયત લોકો શિવ-મતાવલંબી છે. પુરુષ અને સ્ત્રી બધા ગળામાં ચાંદીનું શિવલિંગ પહેરે છે. તે હંમેશાં ભષ્મ ધારણ કરે છે. લિંગાયત મનુષ્ય મરી જાય ત્યારે તેના ગુરુ તેના ગળામાં શિવના નામની ચીઠી લખીને બાંધે છે કે હે શીવ, આ આપના ભક્તને સ્થાન આપજો." ગામમાં સરકારી કચેરીઓ, કેટલાંક દેવ મંદિરો, વિગેરે છે. અહિં રેશમી કપડાં સારાં થાય છે અહિંનાં હવાપાણી રોગકારક છે.

**પર્લાખેમડી**—બ્રહ્મપુરથી ૬૨ માઇલ ઉપર નવાપાડાનું રેલ્વે સ્ટેશન છે. ત્યાંથી એક બ્રેંચ લાઇન ૨૬ માઇલ ઉપર પાર્લાખેમડી સુધી જાય છે. તે ગંજામ જીલ્લામાં જમીનદારનું ગામ છે. ગામમાં જમીનદાર રાજાનો મહેલ જોવા લાયક છે,

**ચિકાકોલ**—નવાપાડા સ્ટેશનથી ૩૦ માઇલ ઉપર ચીકાકોલ રોડનું રેલ્વે સ્ટેશન આવે છે. સ્ટેશનથી થોડા માઇલ દૂર ગંજામ જીલ્લાનું

તાલુકાનું ગામ ચિકાકોલ છે. પાસે એક નાની નદી ઉપર પુલ છે. અહિં સરકારી કચેરીયો ઉપરાંત શેર મહમદખાંની મસીદ છે. અહિં વણાટ કામ સારૂ થાય છે.

## વિજયાનગરમ

ચીકાકોલરોડના સ્ટેશનેથી ૪૩ માઈલ ઉપર વીજયાનગ્રમનું રેલ્વે સ્ટેશન આવે છે. મદ્રાસ ઈલાકામાં વિજગાપટમ જીલ્લામાં આ ગામ છે. અહિં ૩૧ હજાર માણુસોની વસ્તી છે. અહિં આસીસ્ટંટ કલેકટર રહે છે. ગામમાં ટાઉન હૉલ, બજાર, અહિંના મહારાજાનો મહેલ જોવાલાયક છે. અહીં દેશી રાજાની રાજધાની છે, તેમ સરકારી લશ્કરી છાવણી પણ છે. અહિં ક્ષત્રીય રાજા છે તે માત્ર રેવન્યુ ઉપજ ખાય છે. અહિંના રાજા મદ્રાસ લેજીસ્લેટીવ કૌંસીલમાં મેંબર છે.

## વૉલ્ટર

વીજયાનગ્રમથી ૩૮ માઇલ ઉપર વૉલ્ટરનું રેલ્વે સ્ટેશન છે તેનું ભાડુ ૦–૧૦–૦ છે. ખુરદારોડથી આવનાર પેસંજરોએ અહિં ગાડી બદલવી પડે છે. અહિંથી મદ્રાસ અને સધર્ન મરાઠા રેલ્વેની વૉલ્ટર ટુ મદ્રાસ રેલ્વેની બ્રેંચ શરૂ થાય છે. અહિંથી એક બ્રેંચ લાઇન વીઝાગાપટમ તરફ જાય છે.

## વિજાગાપટ્ટમ

વૉલ્ટરથી વિજાગાપટ્ટમ સુધી ૨ માઇલ એક બ્રેંચ લાઈન જાય છે તેનું ભાડુ ૦–૧–૦ છે. મદ્રાસ ઈલાકામાં વિજગાપટ્ટમ એ જીલ્લાનું સદરસ્થાન સમુદ્રના કિનારા ઉપર છે. જેને કાર્તિકેય નગર પણ કહે છે. અહિં ૩૬ હજાર ઉપરાંત માણુસોની વસ્તી છે. ગામમાં જીલ્લા જડજ, મૅજીસ્ટ્રેટ, કલેકટર વિગેરેની કચેરીયો છે. વળી કોઢીલાઓનું દવાખાનું છે. અહિં લશ્કરી છાવણી છે. ગામ અને સમુદ્ર વચ્ચે દક્ષિણુ તરફ એક નાની નદી વહે છે. અહિં કિલ્લાની અંદર સેસનકૉર્ટ અને લશ્કરને માટે બારક-(સૈનિકગૃહ) છે. બંદર ગામની નજીક છે. અહિંથી ઘણી ચીજો સ્ટીમર માર્ફતે દેશાવર જાય છે અને આવે છે. અહિં હાથીદાંત, સીંગડાં, સુખડ, અને ચાંદીની ઉત્તમ વસ્તુઓ બને છે. વીજાગાપટ્ટમથી પશ્ચિમે જયપુરના પદભ્રષ્ટ રાજાની જમીનદારી છે આ જીલ્લાની પહાડી જાતિયો પહેલાં માણુ-સોનું બલિદાન આપતા તે સરકારે બંધ કરાવ્યું છે. પહેલાં આ રાજ્ય કલિંગ દેશમાં ગણાતું. પહેલાં અહિં રજપુત રાજ્ય હતું પછી મુસલમાની થયું અને તે પછી આ જીલ્લો અંગ્રેજ સરકારના કબજામાં આવ્યો છે.

**અનકાપલ્લી**—વિઝાગાપટ્ટમથી પાછા વોલ્ટર આવી બીજી ગાડીમાં બેસી ત્યાંથી ૨૦ માઇલ ઉપર અનકાપાલીનું રેલ્વે સ્ટેશન આવે

છે. તે શારદા નદીના કિનારે તાલુકાનું ગામ છે અહિં સરકારી કચેરીઓ વિગેરે છે.

**પીઠાપુરમ**—અનકાપલીથી આગળ ૪૦ માઇલ ઉપર તુનીનું સ્ટેશન મૂકી ત્યાંથી આગળ ૨૬ માઇલ ઉપર પીઠાપુરમનું સ્ટેશન આવે છે. મદ્રાસ ઇલાકામાં ગોદાવરી જીલ્લામાં આ તાલુકાનું ગામ છે. અહિં પાદગયા તિર્થ છે. તેમ સરકારી કચેરીઓ છે. અહિં જમીનદાર રાજા છે તેને ૮।। લાખ રૂપિયાની આવક છે. રાજા બેલમા જાતિના છે.

**કોકાનડા**—પીઠાપુરમથી આગળ ૭ માઇલ ઉપર સામલકોટાનું રેલ્વે સ્ટેશન આવે છે ત્યાંથી એક બ્રેંચ લાઇન ૧૦ માઇલ ઉપર કોકાનડા ગઇ છે. ગામ સમુદ્રના કિનારે છે. તે ગોદાવરી જીલ્લાનું સદર સ્થાન અને મુખ્ય ગામ છે. કોકાનાડા અને સામલકોટા વચ્ચે નહેર છે. ગામમાં ૪૧ હજાર મનુષ્યોની વસ્તી છે. કોકાનડા બંદર છે. બંદર ઉપર કસ્ટમ હાઉસ છે. અહિં સરકારી કચેરીઓ છે. તેમ ઘણા યુરોપિયન વેપારીઓ રહે છે. અહિંના જીલ્લા જડજ રાજમહેંન્દ્રીમાં રહે છે. કોકાનાડા અને જગન્નાથપુર વચ્ચે લોઢાનો પુલ છે. તે બંને ગામની મ્યુનિસિપાલીટી એક છે. અહિંથી રૂ, તેલીબીયાં, ચોખા, વિગેરે વસ્તુઓ સ્ટીમરો દ્વારા યુરોપ જાય છે.

---

## પ્રકરણ ૧૦૬ હું.

## રાજમહેન્દ્રી—ધવલેશ્વરમ, બેઝવાડા મછલીપટમ.

---

### રાજમહેંદ્રી.

કોકાનડાથી રેલ્વેમાં પાછા સામલકોટ આવી ત્યાં ગાડી બદલી મેન લાઇનમાં બેસી ત્યાંથી ૩૨ માઇલ ઉપર રાજમહેન્દ્રીનું સ્ટેશન આવે છે ત્યાં જવાય છે તેનું શામલકોટાથી ૦–૮–૦ ભાડુ છે. રાજમહેન્દ્રી ગોદાવરી નદીના કિનારે ગોદાવરી જીલ્લામાં પ્રસિદ્ધ ગામ છે, તેને શાસ્ત્રમાં કલિંગદેશમાં આવેલું કહેલું છે. ગામમાં ૨૯ હજાર ઉપરાંતની વસ્તી છે. રાજમહેન્દ્રી પાસે ગોદાવરી નદી ઉપર મોટો પુલ બાંધેલો છે. ગામમાં મ્યુઝીયમ, કોલેજ, પબ્લીક બાગ, દવાખાનું જીલ્લાજડજની કોર્ટ, માજીસ્ટ્રેટ અને મુનસફની કચેરીઓ છે. રાજમહેંન્દ્રથી ગોદાવરી નદીમાંથી ઘણી ન્હેરો બીજા ગામો તરફ જાય છે, ગામની ઉત્તરે યુરોપીયન લોકો રહે છે. અહિં ગોદાવરી નદીનો પટ પહોળાઇમાં ૩ માઇલ જેટલો છે. ઓરીસાના રાજા મહેન્દ્રદેવે પહેલાં અહિં રાજધાની કરી હતી. તે પછી અહિંનું

રાજ્ય મુસલમાનો પાસે ગયું તેમની પાસેથા ફ્રેંચોએ લીધું અને ફ્રેંચો પાસેથી અંગ્રેજ સરકારે લીધું છે. અહિં ગોદાવરી નદીમાં તેમ નહેરોમાં વહાણો ચાલે છે તેનો પટ અહિં ઘણોજ વિશાળ છે. નાસીક ત્રંબકથી ગોદાવરી નદી વહેતી અહિં આવી અહિં સાતધારાઓથી સમુદ્રને મળે છે. તુલ્યભાગા, અત્રેયા, ગૌત્તમી, વૃદ્ધગૌત્તમી, ભરદ્વાજા, કૌશિક અને વશિષ્ટા એ ગોદાવરીની સાતધારાઓ છે. આ જીલ્લાનાં જંગલોમાં વાંસ ઘણા થાય છે, મદ સારૂ બને છે. જંગલોમાં વાઘ, સુવર વિગેરે રહે છે.

**ધવલેશ્વરમ**—રાજમહેન્દ્રીથી ૪ માઇલ ઉપર રાજમહેન્દ્રી તાલુકામાં ગોદાવરી નદીના કિનારે ધવલેશ્વરમ ગામ છે. અહિંથી ગોદાવરી નદીની બે શાખાઓ પડે છે. અહીંના પર્વતોમાંથી પત્થર નીકળે છે. અહિંથી ૩૨ માઈલની મોટી નહેર કાકાનાડા તરફ ગઇ છે. અહીં જ્યાંથી ગોદાવરીની બે શાખા થઇ છે ત્યાં આગળ મોટા બાંધ બાંધેલો છે.

**એલોર**—રાજમહેન્દ્રીથી ૫૬ માઇલ ઉપર એલોરનું રેલ્વે સ્ટેશન આવે છે. તેનું ભાડુ ૦–૧૪–૦ છે. ગોદાવરી જીલ્લામાં તે એક નાની નદીના કિનારે તાલુકાનું ગામ છે. તેમાં ૩૦ હજાર માણુસોની વસ્તી છે. ગામમાં સરકારી કચેરીયો છે. અહીં ઉન સારૂં થાય છે. ગામ પાસે જુના કોટની નિશાનીયો છે. અહીં ગરમી ઘણીજ પડે છે. પૂર્વે અહિં સરકારની રાજધાની હતી. એલોરથી બેઝવાડા જવાય છે.

## બેઝવાડા.

એલોરથી ૩૭ માઈલ ઉપર બેઝવાડાનું રેલ્વે જંકશન સ્ટેશન છે. તેનું ભાડુ એલોરથી ૦–૬–૦ છે. ખુરદારોડથી વોલ્ટર ૨૬૪ માઇલ છે તેનું ભાડુ ખુર્દારોડથી રૂ ૪–૨–૦ છે. અને વોલ્ટરથી બેઝવાડા ૨૧૭ માઇલ છે અને તેનું ભાડુ વોલ્ટરથી રૂ. ૩–૬–૦ છે, અહિં મુંબાઇથી હૈદ્રાબાદ થઇ નીઝામ સ્ટેટ રેલ્વે આવે છે. અહિંથી એક બ્રેંચ લાઇન મછલીપટમ તરફ જાય છે. બેઝવાડાથી એક ટ્રેન ગુન્ટુર થઇ ગુન્ટકલ જંકશન તરફ જાય છે.

મદ્રાસ ઇલાકાના તેલંગ દેશમાં કૃષ્ણા જીલ્લામાં કૃષ્ણાનદીના કિનારે બેઝવાડા પ્રસિદ્ધ કસ્બો છે. જેને લોકો વિજયેશ્વર અને દક્ષિણે કાશી પણ કહે છે. અહિં નહેર માર્ફતે ઘણો વેપાર ચાલે છે. અહિંથી મદ્રાસ, એલોર અને મછલીપટમ તરફ એક નહેર ગઇ છે. અહિં એક જુનો કિલ્લો છે તેમાં પત્થર કોતરીને બનાવેલી બુદ્ધ અને હિન્દુઓની જુના વખતની ગુફાઓ છે. અહિં સરકારી કચેરીયો છે. ગામ પાસે એક પર્વત છે. બેઝવાડામાં ૨૧ હજાર ઉપરાંત માણુસોની વસ્તી છે.

ગામથી ૧ માઇલ ઉપર અન્ડાવલ્લીની ગુફા છે. ગામ પાસેના પર્વત ઉપર એક ગુફામાં વિનાયકની મૂર્તિ છે. ગામથી એક માઇલ ઉપર સીતા-

નગરમ પાસે અન્ડાગામ પાસે એક ગુફા છે. તેમાં અનન્તસ્વામી કે વિષ્ણુની મૂર્તિ છે. બીજામાં સીતાહરણ, રામદારા, સીતાની શોધ. અને રાવણવધની લીલા દેખાડનાર મૂર્તિયો છે.

## મછલીપટ્ટમ.

બેઝવાડાથી ૫૦ માઇલ ઉપર મછલીપટ્ટણ સુધી મછલીપટ્ટમ કુ બેઝવાડા સેકશનની એક મોટરગેજ રેલ્વે ગઇ છે, બેઝવાડાથી મછલીપટ્ટમનું ભાડુ ૦—૧૩—૦ છે. બેઝવાડાથી ત્યાં સુધી નહેર છે. મદ્રાસ ઇલાકામાં તૈલંગ દેશમાં કૃષ્ણા જીલ્લામાં જીલ્લાનું મુખ્ય સ્થાન મછલીપટમ સમુદ્રના કિનારે છે. મછલીપટ્ટમ બંદર છે. અહિં ૩૯ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. જેમાં લગભગ ૩૪ હજાર તો હિન્દુઓ છે. અહિં જીલ્લા જડજ અને કલેકટર તેમજ બીજા અમલદારોની કોર્ટો છે. અહિં કિલ્લો છે. ત્યાંથી ૨ માઇલ ઉપર યુરોપિયન લોકોની કોઠીયો છે. અહિંના બંદરથી વહાણમાં ભરીને માલ યુરોપ વિગેરે સ્થળે જાય છે. અને આવે છે. સ્ટીમર કિનારાથી ૫ માઇલ ઉપર લાંગરે છે. અહિંનું વણાટકામ સારૂ છે. અહીં છીંટો સારી વણાય છે. અને રંગાય છે. સને ૧૮૬૪ માં સમુદ્રના તોફાની લહેરોથી આખુ ગામ તણાઇ ગયું હતું. કૃષ્ણા નદી ઉપરથી જીલ્લાનું નામ કૃષ્ણા જીલ્લો પડયું છે. કૃષ્ણા નદીમાં હંમેશાં વહાણો ચાલે છે. આ જીલ્લામાં લોઢા અને તાંબાની ખાણો છે. જેમાંથી ઘણી ધાતુ નીકળે છે. હૈદ્રાબાદ રાજ્યની હદ પાસે ૫ ગામોમાં હીરાની ખાણો છે પણ હવે તો થોડા હીરા મળે છે. પહેલાં તો રક્તમણિ અને માણેક પણ નીકળતાં આ ખાણોમાંથી જ પ્રસિદ્ધ હિરા કોહીનુર અને રીજંટ નીકળ્યા હતા. જીલ્લામાં તૈલંગી ભાષા બોલાય છે. લોકો ઘણે ભાગે ગરીબ છે. અહિં છીંટનો વેપાર સારો ચાલતો હતો.

---

# ભાગ ૨૨ મો.

# મુંબઈથી બેઝવાડા.

---

## પ્રકરણ ૧૦૭ મું.

## ઇલોરાની ગુફાઓ, દોલતાબાદ—ઔરંગાબાદ, ઘુષ્મેશ્વર.

ઘણા યાત્રાળુઓ મુંબાઇથી દક્ષિણની યાત્રા કરવા નીકળે છે. મુંબાઇથી પુના, પંઢરપુર, વાડી, હૈદ્રાબાદ થઈ બેઝવાડા અવાય છે. તેમજ મુંબાઇથી મનમાડ થઈ મનમાડથી દોલતાબાદ, ઔરંગાબાદ, નીઝામાબાદ,

હૈદ્રાબાદ થઇ બેઝવાડા અવાય છે. મુંબાઇથી મનમાડ સુધીની હકીકત આ-ગળ ભાગ ૧૩ માં આવી છે. મનમાડથી હૈદ્રાબાદ (નીઝામ) થઇ બેઝ-વાડા જવાય છે.

## મનમાડથી બેઝવાડા.

મનમાડથી એક ટ્રેન ભુશાવળ તરફ જાય છે. મનમાડથી બીજી ટ્રેન ધોંડ તરફ જાય છે. મુંબાઇથી એક ટ્રેન પુના તરફ આવી ત્યાંથી ધોંડ, કુરડુવાડી થઇ વાડી તરફ જાય છે. કુરડુવાડીથી પંઢરપુર જવાય છે.

## ઇલોરાની ગુફાઓ.

મનમાડથી નીઝામ ગેરન્ટેડ સ્ટેટ રેલ્વેમાં હૈદ્રાબાદ જતાં ૫૦ માઇલ ઉપર ઇલોરા રોડનું સ્ટેશન આવે છે તેનું ભાડુ ૦—૧૪—૦ છે. અહિંથી પગરસ્તે ઇલોરા ગામ જવાય છે અહિં મુસલમાની દરગા છે. ઇલોરાથી ૨ માઇલ ઉપર રોઝો છે. અહીં પહાડમાં પત્થર કોતરીને ગુફાઓ બના-વેલી છે. તે જોવા લાયક છે. અહિં એક અર્ધચન્દ્રાકાર પર્વત ઉપર ઉત્ત-રથી દક્ષિણ તરફ ૧। માઇલ સુધી ગુફાઓ છે. અહિં દરેક ગુફામાં આગળ આંગણું અને કેટલીકમાં આગળ એકેકી ભીંત છે અને તેમાં બારણું છે તેમાં થઇ અંદર જવાય છે. અહિં બુદ્ધ, જૈન, અને હિન્દુ ગુફાઓ છે. બુદ્ધ ગુફામાં ધારવાર ગુફા જુની છે. વિશ્વકર્મા ગુફામાં બુધની મોટી મૂર્ત્તિ છે તેને લોકો વિશ્વકર્મા કહે છે. સર્વથી કૈલાસગુફા અધિક ઉત્તમ છે. તે મંદીર જેવી જણાય છે. જેમાં આઠ દશ ફુટ ઉંચી મૂર્ત્તિયો છે. અંદર કૈલાસમંદિર છે. જેમાં શિવ, વિષ્ણુ વીગેરેની મૂર્ત્તિયો છે. અંદર નંદી અને શિવલિંગ છે. દશ અવતારની ગુફા વધુ જુની છે. જૈન ગુફા ઓમાં જગન્નાથ ગુફા અને શિવગંગા છે. તે સિવાય આદિનાથ સભા, પરશુરાંમ સભા, લંકાં, તીનલોક વિગેરે સ્થાનો છે.

રોજા—ઇલોરાની ગુફાઓથી ૨ ગાઉ ઉપર રોજા ગામ છે તેની ચારે બાજુ ઔરંગજેબનો બનાવેલો પત્થરનો કોટ છે. અહિંનાં હવા પાણી સારાં છે. અહિં મુસલમાનોનું કબ્રસ્તાન છે. અહિં ઔરંગજેબ તેના પુત્ર આજમશાહ વીગેરેની કબરો છે. તેમાં ઔરંગજેબનો રોજો ઉત્તમ છે. તે સીવાય બીજા પણ ઘણા રોજા અને કબરો છે.

## દોલતાબાદ.

ઇલોરાથી ૭ માઇલ ઉપર દોલતાબાદનું રેલ્વે સ્ટેશન છે તેનું ભાડુ મનમાડથી રૂા. ૧—૦—૦ છે. નીઝામહૈદ્રાબાદના રાજ્યમાં દોલતાબાદ જુંનું ગામ છે જેને લોકો દેવગીરી પણ કહે છે. અહિં માત્ર બેએક હજાર માણુ-સોની વસ્તી છે. અહિંનો કિલ્લો ઘણો પ્રસિદ્ધ છે. જે જોવા માટે અહિંના અમલદારની પરવાનગી લેવી પડે છે.

૫૦૦ ફીટ ઉંચા ગાવદુમી પર્વત ઉપર ૧૩ મી સદીમાં બંધાવેલો આ કિલ્લો છે. કિલ્લાની આજુબાજુ ૩૦ ફીટ પહોળી ખાઇ છે. કીલ્લાની પૂર્વે ખાઇ છે. ખાઇ ઉપર પત્થરનો પુલ છે, આ પર્વત ઉપર એક હિંદુ મસીદ અને એક હિંદુ મંદિર છે. ઉપર એક ૨૧૦ ફીટ ઉંચો મીનારો છે. કિલ્લામાં એક ૨૨ ફીટ લાંબી તોપ છે. બીજી બે તોપો પણ છે. આ કિલ્લામાં નીઝામસરકારનું લશ્કર રહે છે. કીલ્લાની અંદર એકનાથ સ્વામીના ગુરુ જગન્નાથસ્વામીનું સમાધિમંદીર છે. આ કિલ્લો જોવા જેવો છે. પહેલાં અહિં મરાઠાઓનું રાજ્ય હતું પછી મુસલમાનોનું થયું છે.

## ઔરંગાબાદ.

દોલતાબાદથી ૬ માઇલ ઉપર ઔરંગાબાદનું રેલ્વે સ્ટેશન છે. હૈદ્રાબાદ રાજ્યનું આ જીલ્લાનું સદરસ્થાન છે. અહિં ૩૪ હજાર માણસોની વસ્તી છે. હૈદ્રાબાદ રાજ્યમાં આ બીજા નંબરનું શહેર છે. ગામની આજુબાજુ કોટ છે. જેના ખુણાઓ ઉપર ટાવર છે. અહિં ઔરંગઝેબનો બનાવેલો મહેલ ઉજ્જડ છે. ગામની પાસે એક નાની નદી વહે છે. અહિં લશ્કરી છાવણી છે. અહિં હૈદ્રાબાદ રાજ્ય તરફથી સદર તાલુકદાર રહે છે. શહેરથી ૧ માઈલ ઉપર દિલ્લીના બાદશાહ ઔરંગઝેબની પુત્રી રાબિયા દુરાનીનો રોજો છે. તે એક બાગમાં છે. જેમાં એક બાજુ પાણીના ફુવારા છે. અહિં ઘણી કારીગીરીનું કામ છે. અંદર રાબીયાદુરાનીની કબર છે. આગળ એક બાગમાં તળાવ છે તેમાં ઘણી માછલીઓ છે. આ તળાવમાંથી વધારાનું પાણી જોડેના બીજા તળાવમાં જાય છે. અહિં બોખારાના ફકીર બાપાશાહને દાટયા હતા જે ઔરંગઝેબના ગુરુ હતા. અહિં એક મસીદ અને બીજો રોજો છે. ખામ નદીના કિનારે મક્કા દરવાજો અને મક્કા પુલ છે. આ દરવાજાની અંદર મલીક અમ્બરની મસીદ છે. સરકારી મકાનો પાસે જુમામસીદ છે. ઔરંગઝેબ ગઢમાં સરકારી કચેરી, એક તળાવ, એક બાગ, અને સરકારી હાઉસ છે. ઔરંગાબાદ ઔરંગઝેબના વખતમાં દક્ષિણનું દિલ્લી હતું એમ કહેવાય છે. શહેરથી ૨ માઇલ ઉપર પર્વત ઉપર બૌધ્ધોની ૯ ગુફાઓ છે, જેમાં ૧ લી ગુફામાં બુદ્ધની અને તેમના સેવકોની બુદ્ધની મૂર્ત્તિયો છે. બીજી ઘણીમાં બુદ્ધની મૂર્ત્તિયો છે. પહેલાં અહમદનગર રાજ્યની ઔરંગાબાદની રાજધાની હતી.

## ધુષ્મેશ્વર—મહાદેવ.

દોલતાબાદથી ૬ માઇલ ઉપર પશ્ચિમોત્તર પહાડીની તળેટી પાસે એરૂલ ગામ છે. એરૂલથી ૦॥ માઇલ ઉપર એક નદીના કિનારે ધુષ્મેશ્વર મહાદેવનું શિખરદાર મંદીર પૂર્વમુખે છે. ગામ અને મંદિર વચ્ચે એક

તળાવની વચ્ચે એક મોટું મંદીર છે. અહિં જંગલ છે. ધુષ્મેશ્વર મહાદેવ બાર જ્યોતિર્લિંગમાંના એક જ્યોતિર્લિંગ શિવલિંગ છે. લિંગ અર્ધો હાથ ઉંચું છે. યાત્રાળુ રાત્રે ગામમાં ગોરને ત્યાં રહે છે. મંદીરમાં રાત દિવસ દીવો બળે છે. આગળ સભા મંડપમાં નંદી છે. નદીના ઉપર પાકો ઘાટ બાંધેલો છે.

મહાત્મ્ય—પૂર્વે દેવગીરી પાસે સુધર્મા નામનો બ્રાહ્મણ રહેતો હતો તેની સ્ત્રી સુદેહાને કાંઇ સંતાન ન હોવાથી તેણે ફરી ધુષ્મા નામની સ્ત્રીથી લગ્ન કર્યું. ધુષ્મા એ પતિની આજ્ઞાથી રોજ ૧૦૮ પાર્થિવ પુજા કરી તળાવમાં નાંખતી હતી. એવી રીતે તેણે એક લાખ લિંગોનું પુજન કર્યું તેથી તેને શિવ કૃપાથી એક પુત્ર થયો. તે પુત્રને ધુષ્માની શોકય સુદેહાએ અદેખાઇથી મારી નાંખી સરોવરમાં નાંખી દીધો. ધુષ્માએ આ વાત જાણી તો પણ તે શિવની પાર્થિવ પુજા કરતી હતી ત્યાંથી ઉઠી નહિ, અને પાર્થિવ પુંજા કરી લિંગોને હંમેશ માફક સરોવરમાં પધરાવી પાછા ફરતી વખતે તેણે સરોવરના તટ ઉપર પોતાનો પુત્ર જોયો. પુત્ર જીવતો થઇ માતા પાસે આવ્યો. તે વખતે ધુષ્માની ભકિત જોઇ શિવે જ્યોતિરૂપે પ્રકટ થઇ તેને દર્શન આપ્યાં અને વરદાન માગવાનું કહ્યું. ધુષ્માએ શિવને લોક કલ્યાણાર્થે અહિં સ્થિત થવાનું કહેવાથી પછી ધુષ્માના નામ ઉપરથી મહાદેવજી ધુષ્મેશ્વર નામથી ત્યાં લિંગરૂપે પાર્વતિ સાથે સ્થિત થયા. અને તે તળાવનું નામ શિવાલય પડયું. આ શિવનાં દર્શન કરવાથી સર્વ પાપ નિવૃત્ત થઇ સુખ મળે છે. એવું શિવપુરાણમાં છે.

## પ્રકરણ ૧૦૮ મું.

## પૈઠણ–પરળીવૈદ્યનાથ, નાગેશ, નાન્દેડ.

પૈઠણ—ઔરંગાબાદથી ૩૦ માઇલ ઉપર હૈદ્રાબાદ રાજ્યના ઔરંગાબાદ જીલ્લામાં ગોદાવરી નદીના કિનારે પૈઠણ એક જુના વખતનું શહેર છે. ત્યાં જવાનો પગ રસ્તો છે. જે પહેલાં શક જાતીના રાજા શાલિવાહનની રાજધાની પ્રતિષ્ટાનપુર નામથી પ્રસિદ્ધ હતું. તે શાલિવાહનનો શક ચાલે છે જેનો ઇ. સ. ૭૮ થી આરંભ થાય છે. પૈઠણથી એક સડક નાગપુર તરફ ગઇ છે. અહિં જુના વખતનાં ખંડેરોની ઘણી નીશાનીયો જણાય છે. ગામમાં કેટલાંક દેવમંદીરો છે અને એકનાથ સ્વામીનું સમાધિ મંદિર છે. પહેલાં રેશમી કાપડના વણાટને માટે પૈઠણ પ્રસિદ્ધ હતું. હાલ પણ અહિં ઘણું સારૂં વણાટ કામ છે. પૈઠણની પાઘડીઓ વખણાય છે.

## પરણીવૈદ્યનાથ મહાદેવ.

**પરણીવૈદ્યનાથ**—પૈઠણુથી ૭૦ માઇલ ઉપર હૈદ્રાબાદ રાજ્યમાં ગોદાવરીના કિનારે ગંગાખેડ કરીને એક ગામ છે જ્યાંથી ૧૬ માઇલ ઉપર પરણી ગામ છે. પૈઠણુથી બળદગાડીમાં અહિં અવાય છે. અહિં એક નાના પહાડ ઉપર વૈદ્યનાથ શિવનું શિખરદાર વિશાળ મંદીર છે. પાસે ધર્મશાળા પણ છે. લિંગ અર્ધો હાથ ઉંચું છે. અંદર રાત દિવસ દિવો બળે છે. પર્વતની બંને બાજુ ઉપર જવા માટે પગથીયાં છે એક બાજુ ગામ અને બીજી બાજુ એક નદી અને કુન્ડ છે. આ તરફના દક્ષિણી લોકો પરણીવૈદ્યનાથનેજ બાર જ્યોતિર્લિંગોમાંના એક ગણે છે પણ શાસ્ત્રમાં તો બિહાર પ્રાંતમાં આવેલા વૈદ્યનાથ મહાદેવનેજ જ્યોતિર્લિંગમાં ગણે છે.

## નાગેશ મહાદેવ.

ગંગાખેડથી ૩૦ માઇલ ઉપર અવઢા ગામ છે જેની પાસે અવઢાનાથ અથવા નાગેશનું શિખરદાર શિવાલય છે ગંગાખેડથી બળદગાડી કરી અહિં અવાય છે. મહાદેવના ૧૨ જ્યોતિર્લિંગોમાં નાગેશનું શિવલિંગ એક છે. મંદીરની આગળ સભામંડપ છે.

મંદીરની અંદર એક બાજુ ૪ પગથીયાં ઉતરી નીચે ઉતરવાથી ત્યાં એક નાના ઓરડામાં એક હાથ ઉંચું નાગેશનું શિવલિંગ છે. પગથીયાંમાં રહીને યાત્રાળુઓ મહાદેવનાં દર્શન કરે છે. અંદર રાત દિવસ દીવો બળે છે. મંદીરની પાછળ નંદીની મૂર્તિ છે. મંદીરની પાસે એક ધર્મશાળા અને કુન્ડ છે. હૈદ્રાબાદના નિઝામ રાજ્ય તરફથી ધુશ્મેશ્વર, પરણીવૈદ્યનાથ અને નાગેશના પુંજા ખર્ચ માટે ત્રીસ ત્રીસ રૂપિયા માસીક મળે છે.

**મહાત્મ્ય**—શિવનાં ૧૨ જ્યોતિર્લિંગમાંથી નાગેશનું શિવલિંગ દારૂકાવનમાં છે. દારૂકાવનમાં દારૂકા નામની રાક્ષસી રહેતી હતી. પાર્વતીના વરદાનથી તે જ્યાં રહેતી અને સર્વ લોકને ત્રાસ આપવા લાગી તેથી ઔર્વઋષિએ તેને શાપ આપ્યો કે જો રાક્ષસો પૃથ્વિમાં રહી હિંસા કરશે તો તે મરી જશે, આથી તે રાક્ષસી તે સ્થળ સાથે પશ્ચિમના સમુદ્રમાં રહેવા લાગી, ત્યાં પણ તેના જવાથી પાર્વતીના વરદાન પ્રમાણે વન બની ગયું ત્યાં તેઓ દરીયામાં વહાણુમાં બેસી જનારા માણસોને પકડી કેટલાકને કેદ કરતી અને કેટલાકને મારી નાંખતી. એક વખતે એક વેપારી ત્યાં થઇ વહાણો સાથે જતો હતો તે શિવભક્ત હતો અને શિવનું પુજન કર્યા વગર જમતો નહિ. તેને રાક્ષસોએ પકડી અહીં કેદ કર્યો. તે કેદખાનામાં પણ શિવની માનસિક પુજા કરવા લાગ્યો. તેની પાસે શિવ પ્રકટ થઇ તે

જે આપતો હતો તે સ્વિકાર કરતા. આ વાત જાણી રાક્ષસોએ તેને મારી નાંખવાનો વિચાર કર્યો તેથી તે વૈશ્યે શીવની પ્રાર્થના કરી તેથી શિવે પોતાના જ્યોતિર્લિંગ સાથે પ્રકટ થઈ તેને બચાવી રાક્ષસોનો નાશ કર્યો. અને પછી પોતે દારૂકાવનમાં જ્યોતિર્લિંગરૂપે પ્રકટ થઇ નાગેશ નામથી સ્થિત થયા. એવું શિવપુરાણમાં છે.

## નાંદેડ.

નાન્દેડ—ઔરંગાબાદથી ૧૪૭ માઇલ ઉપર આગળ નાંદેડનું રેલ્વે સ્ટેશન આવે છે તેનું ભાડું રૂ. ૨–૫–૦ છે. રસ્તામાં પરભણી મુકી આગળ પુરણાનું સ્ટેશન આવે છે. પુર્ણાથી એક ટ્રેન હીંગોલી તરફ જાય છે. તે પછી બે સ્ટેશનો મુકી નાંદેડનું સ્ટેશન આવે છે તે નીઝામ રાજ્યનું જીલ્લાનું સદર સ્થાન છે ગામ ગોદાવરી નદીના કિનારે છે. તેમાં નીઝામ સરકારની કચેરીઓ છે. અહિં ૧૩ હજાર ઉપરાંતની વસ્તી છે.

નાંદેડમાં શિખોના દસમા ગુરૂ ગુરુગોવિંદસિંહની સમાધી છે. ગુરુગોવિંદસિંહનો જન્મ સને ૧૬૬ માં બિહારમાં પટનામાં થયો હતો અને સને ૧૭૦૮ માં નાંદેડની પાસે મુસલમાનોની સાથે લડાઇમાં મૃત્યુ પામ્યા હતા. ગામ સ્ટેશનથી ૨ માઇલ ઉપર છે. અહિં શિખોનું યાત્રાનું સ્થળ મનાય છે. ગોદાવરી નદીનો પટ અહિં ૭૦૦ ફુટ પહોળો છે. અહિં તેનું નાભી સ્થાન ગણાય છે. અહીં ગુરુગોવિંદને તેના શિષ્યે હીરા જડીત નંગ–નગીના આપ્યું ત્યાં નગીના ઘ ટ બાંધ્યો છે. ત્યાં ગુરુગોવિંદસિંહે નિસાન લઇ તીર ફેંક્યું હતું તે તીર જ્યાં પડયું ત્યાં હાલ ગુરુદ્વાર છે. અહિં શિખોનું મંદિર ઘણું ઉત્તમ છે. નિઝામ સરકાર તરફથી ગુરૂદ્વારાને પાંચ ગામ પળે છે અને દરસાલ રૂ. ૧૬ હજાર મળે છે. મંદિર આરસપહાણથી બાંધેલું છે. જેમાં નીજ મંદીરના ભાગમાં ધર્મ પુસ્તક–ગ્રંથ સાહેબ રેશમી વસ્ત્રોથી વીંટાળી રાખવામાં આવ્યું છે. ગુરૂગોવિંદની સમાધિને સિંહાસન કહે છે. સિંહાસનને રાત્રે ૧ વાગે ગંગા સ્નાન કરાવે છે. ગુરૂનાં તરવાર વિગેરે અહિં હથીયારો છે. સિંહાસન ઉપર ગુરૂનો રત્ન જડીત મુકુટ છે. તેની નીચે ગુરૂની છબી છે. તેની હંમેશાં પુંજા થાય છે. મંદીરની શીલીંગ સોને રસેલાં પતરાંની છે. મંદીરનું શિખર સુવર્ણનાં પતરાં જડેલું છે. કમાડ ચાંદીનાં પતરાં મઢેલાં છે. સુવર્ણના નિશાન ઉપર ધજા છે.

નાંદેડ રૂના મથક તરીકે પ્રસિદ્ધ છે.

## પ્રકરણ ૧૦૯ મું.

## સીકંદ્રાબાદ, હૈદ્રાબાદ, ગોવલકાન્ડા, બીદર, વારંગલ.

### સીકંદ્રાબાદ.

નદિડથી ૬૮ માઇલ ઉપર નીઝામાબાદનું રેલ્વે સ્ટેશન આવે છે. નીઝામાબાદ હૈદ્રાબાદ રાજ્યમાં મોટું શહેર છે. નીઝામાબાદથી ૧૦૬ માઇલ ઉપર સીકન્દ્રાબાદનું રેલ્વે સ્ટેશન આવે છે. તેનું ભાડું નાંદેડથી રૂા. ૨-૧૦ છે. અહિં અંગરેજ સરકારનું લશ્કર રહે છે. અહિંથી હૈદ્રાબાદ જતાં રસ્તામાં ઘણા બંગલા છે. અહીં હુસેનસાગર નામનું મોટું તળાવ છે સીકન્દ્રાબાદમાં પરેડનું મોટું મેદાન છે. પરેડના મેદાનના આજુબાજુ માટીનો કીલ્લો છે.

અહિંથી ૩ માઇલ ઉપર તમાલગિરીનો કિલ્લો જોવા જેવો છે.

### હૈદ્રાબાદ–( નીઝામ )

સીકંદ્રાબાદથી ૬ માઇલ ઉપર હૈદ્રાબાદનું સ્ટેશન આવે છે. તેનું ભાડુ ૦-૧-૦ છે. મનમાડથી હૈદ્રાબાદ ૩૯૨ માઇલ છે અને તેનું ભાડુ રૂ ૬-૨-૦ છે. તૈલંગ દેશમાં નીઝામહૈદ્રાબાદ રાજ્યનું રાજધાનીનું શહેર હૈદ્રાબાદ મૂસી નદીના કિનારે છે. હૈદ્રાબાદ શહેર અને લશ્કરી છાવણીમાં ૪ લાખ ૧૫ હજાર ઉપરાંતની વસ્તી છે. હૈદરનું શહેર એટલે હૈદરાબાદ નામ પડ્યું છે. શહેરની આજુબાજુ કોટ છે. તેમાં આદર દરવાજો, દિલ્હી દરવાજો, ચમ્પા દરવાજો વિગેરે દરવાજાઓ છે શહેરમાં નીઝામનો મહેલ, અંગ્રેજી રેસીડેન્સી અને ઘણી મસીદો જોવા જેવી છે. સ્ટેશનથી ઉત્તરે પબ્લિકબાગ અથવા બાગેઆમમાં ઘણી જાતનાં જાનવરો, વાઘ, મધર, વાંદરાં, હરણ, રોઝ, પેરેડાઇસ વિગેરે પાળેલાં છે. બાગની પાસે નૌબત પહાડ નામનો પર્વત છે. બાગની પાસે નિઝામાબાદની સૈફાબાદની લશ્કરી છાવણી છે. એક બાગમાં નીઝામના દીવાનનો બંગલો ઉત્તમ છે. હૈદ્રાબાદથી સીકન્દ્રાબાદ, બોલારામ થઇ મેડચાલ સુધી લોકલ ટ્રેનો દોડે છે.

સીતારામબાગમાં બરદરાજ, વૈશ્નવોની હવેલી, સીતારામ અને શ્રીરામાનુજ સ્વામીનું મંદીર છે. શહેરની પૂર્વે ઘોડદોડનું મેદાન છે, જ્યાં દર વર્ષે ઘોડદોડ થાય છે. અહિંનું બજાર ઉત્તમ છે. મુન્સી નદી ઉપર ત્રણ પુલ છે. ચાર મીનારા પાસે જુમામસીદ છે તેને લોકો મક્કામસીદ કહે છે. નીઝામનોમહેલ–ચાર મીનારાની પશ્ચિમે નીઝામનો મહેલ મોટા વિસ્તારમાં આવેલા ચોગાનમાં છે. તેને ચૌમહેલ કહે છે. અહિં પાસેના ચોગાનમાં નિઝામના ૨૦૦૦ સવારો વિગેરે નોકરો છે. મહોરમ વખતે નીઝામની ૩૦૦૦૦ માણસોની ફોજની સવારી ચઢે છે. મહેલ ઘણો ઉત્તમ છે.

તેને ચાર દીવાનખાનાં છે. શહેરની પશ્ચિમે બારહદરી નામનો મોટો મહેલ છે.

હૈદ્રાબાદમાં મહોરમમાં ઘણી ધામધુમ થાય છે. અહિં તે સિવાય ફલકનામા મહેલ અને સલારજંગનો મહેલ જોવા લાયક છે.

શહેરથી ૨ માઈલ ઉપર મીરઆલમ તલાવ નામનું મોટું ૭ માઇલના ઘેરાવામાં તલાવ છે, તેમાં આગબોટો ફરે છે. શહેરથી ૧ માઇલ પશ્ચિમે ચાદરઘાટમાં અંગરેજી રેસીડેન્સી છે. જેની ચારે તરફ બજાર છે. તેમ ચારે તરફ કોટ છે. રેસીડેન્સી અને નિઝામના મહેલ વચ્ચે પત્થરનો પુલ છે.

હૈદ્રાબાદથી એક ટ્રેન વાડી જંકશન જાય છે. મુંબાઇથી પુના, હોટગી થઇ એક ટ્રેન વાડી ઉપર થઇ મદ્રાસ જાય છે.

ગોવલકાન્ડા—હૈદ્રાબાદથી ૭ માઈલ પશ્ચિમે ગોવલકાન્ડાનું જુનું શહેર છે. ત્યાં એક પર્વત ઉપર પત્થરનો કિલ્લો છે જેમાંના કેટલાક બુરજોમાં જુના વખતની તોપો છે. કિલ્લો જોવા કમાન્ડીંગ ઓફીસરનો પાસ લેવો પડે છે. કિલ્લાની આજુબાજુ ખાઈ છે. આ કિલ્લામાં હાલ નીજામની ત્રીજોરી અને કેદી રહે છે. અહિં નોઝામસાગર નામનું તળાવ છે. અને જુના મહેલોનાં ખંડેરો છે. આ કિલ્લો જોવાને માટે અહિંના અમલદારની પરવાનગી લેવી પડે છે. કિલ્લાની પાસે મેદાનમાં કુતુબશાહ વિગેરેની કબરો અને રોજા છે. કિલ્લાને મક્કા દરવાજો, મોતી દરવાજો વીગેરે દરવાજા હતા.

**હીરાની ખાણો**—પહેલાં ગોવલકોંડામાં હીરાની ખાણોમાંથી હીરા નીકળતા હતા. નીજામ રાજ્યની દક્ષિણની હદમાં પુટિંચલથી હીરા આવતા હતા. જે હીરાને ગોવલકોન્ડામાં પાલીસ કરી પહેલ પાડતા હતા.

નીઝામનું રાજ્ય—હિંદુસ્તાનમાં સર્વ દેશી રાજ્યોમાં નીઝામહૈદ્રાબાદનું રાજ્ય મોટું છે. આ રાજ્યમાં ગોદાવરી નદી વહે છે. અનાજમાં ઘઉં, તલ, ગળી, કપાસ ઘણો થાય છે. જંગલોમાં રેશમના કીડા થાય છે. અહિં નીઝામ કોલેજ, ઓરીએન્ટલ અને મેડીકલ સ્કુલ છે.

હૈદ્રાબાદથી ૧૧ માઇલ ઉપર બુલારમમાં હૈદ્રાબાદ કન્ટીન્જેન્ટની છાવણી છે જ્યાં નીઝામનું લશ્કર રહે છે. બોલારામનું સ્ટેશન છે. નીઝામ સરકારને ૫ કરોડની આવક છે. તેમને ૨૧ તોપોનું માન છે.

## બીદર.

હૈદ્રાબાદથી ૭૮ માઇલ ઉપર હૈદ્રાબાદ રાજ્યમાં બીદર એ જીલ્લાનું સદર સ્થાન છે. બીદર એક જુના વખતનું ગામ છે. અહિં પૂર્વે વિદર્ભદેશના રાજા નળના સાસરા અને દમયંતિના બાપ વિદર્ભ રાજા ભીમની

વિદર્ભ નગરી હતી. હાલ વિદર્ભમાં ૧૨ હજાર ઉપરાંતની વસ્તી છે. ગામમાં ઘણી મસીદો, રોજા, વીગેરેનાં ખંડેરો છે. બીદરી ધાતુનાં વાસણ માટે બીદર ગામ પ્રસિદ્ધ છે. અહિં આ ધાતુ નીકળી માટે આ ગામનું નામ બીદર પડયું છે. અહીં સીસુ, તાંબુ અને કલાઇ ત્રણેને ગાળી એક પ્રકારની ધાતુ બનાવી તેના ઉપર અનેક પ્રકારના ફુલ વિગેરે કોતરીને તેનો સોનેરી રૂપેરી ઢોળ ચઢાવે છે. કાળી ધાતુ ઉપર અહિં સોનેરી કામ ઉત્તમ કરે છે.

### વારંગલ.

હૈદ્રાબાદથી બેઝવાડા જતાં સીકંદ્રાબાદ થઈ આગળ જતાં ૮૭ માઇલ ઉપર હૈદ્રાબાદ રાજ્યમાં જીલ્લાનું સ્થળ વારંગલ છે. અહીં ચાલુક્ય વંશની કારીગીરીના ૫ કિર્તિસ્તંભ હાલ પણ છે. અહીં ૧૨ હજાર ઉપરાંતની વસ્તી છે. અહિં પહેલાં તેલીંગાના હિન્દુ રાજાની રાજધાની હતી. વારંગલથી આગળ આજ લાઇનમાં ૧૨૯ માઇલ ઉપર બેઝવાડાનું રેલ્વે જંકશન આવે છે. વારંગલથી બેઝવાડાનું ભાડું રૂ. ૨—૦—૦ છે.

---

# ભાગ ૧૩ મો
# બેઝવાડાથી મદ્રાસ.

---

## પ્રકરણ ૧૧૦ મું.
## બેઝવાડાથી મંગલગીરી–પનાનૃસિંહ–મલ્લિકાર્જુન, નંધાલ, કર્નુલ, ગુંટકલ જંકશન.

---

### મંગલગીરી—પન્નાનૃસિંહજી.

બેઝવાડાથી એક ટ્રેન મદ્રાસ જાય છે અને બીજી ટ્રેન ગુન્ટકલ જંકશન જાય છે. બેઝવાડાથી બેઝવાડા ગુન્ટકલ સેકશનમાં ૭ માઇલ ઉપર મંગલગીરીનું સ્ટેશન આવે છે. તેનું ભાડુ ૦—૧—૦ છે. તે કૃષ્ણા જીલ્લામાં છે. રસ્તામાં કૃષ્ણા નદી ઉપર રેલ્વેનો મોટો પુલ છે. મંગલગીરીમાં ૬ હજાર માણસોની વસ્તી છે. ગામની અંદર વિશાલ ગોપુરથી સુશોભિત લક્ષ્મીનૃસિંહનું મંદીર છે જેના સામે સુંદર ચિત્રોવાળો નૃસિંહજીનો લાકડાનો ઉત્તમ રથ છે. તેના ઉપર ઉત્તમ કારીગરી છે.

મંગલગીરી પર્વત ઉપર એક મંદિરમાં પન્નાનૃસિંહની મુર્ત્તિ પ-

શ્રિમ મુખે છે. પર્વત ઉપર ચઢવાનો માર્ગ સારો છે. મંદીરની પાસે સામે જ લક્ષ્મીજીની મુર્તિ છે. ડુંગર ઉપર બેસવા માટે બેઠકો કરેલી છે. ડુંગર ઉપર ચઢવા માટે સવા ચારસો પાયરીઓ છે. પર્વત ૫૦૦૦ ફુટ ઉંચો છે. મંદિરમાં રાત દિવસ દીવો બળે છે. શિખરના ઉપરના ભાગમાં લક્ષ્મીજીનું સ્થાન છે. જેની આસપાસ બાલાજી, રંગનાથ, વિગેરે દેવ મુર્તિયો છે. આ પર્વત ઉપર હનુમાનજીની મુર્તિ છે. નૃસિંહજીની મુર્તિ અંદર અંધારી જગામાં છે. તે દોઢેક ફુટની ઉંચી ધાતુની મુર્તિ છે. દર્શન કરનાર પાસે તેમ સરબત ચઢાવનાર પાસે કર લેવાય છે. તેની પહોંચ મળે છે. અહિં નૃસિંહજીને પના અને ગોળ સાકરનું સરબત પાવામાં આવે છે. જેથી તેમને લોકો પનાનૃસિંહ અથવાતો ગુડોદકપાન નૃસિંહ કહે છે. પણુ એટલે શરબત, શરબત પીનાર તેથી પન્નાનૃસિંહ કહેવાય છે. એલચી ને મરી નાંખી તે સરબત, કપુર, અગરબતી ને પુજાનો સામાન લઇ અંદર લઇ જઇ બ્રાહ્મણુ પુંજા કરાવી પછી શંખમાં સરબત ભરી નૃસિંહજીના મોંમાં રડે છે અને અર્ધું રહેવા દે છે. નૃસિંહજીના મોંમાં શાલીગરાંમ છે. મુર્તિ અર્ધું સરબત પીવે છે અને અર્ધું બાકી રહે છે. જો વધુ નાંખે તો પાછુ નીકળવા લાગે છે. અહીં સરબત ઢોળાવાથી ઘણી ચીકાસ થવા છતાં કીડી મંકોડી પણુ જણાતી નથી. સેંકડો મણુથી ૫ તોલા સુધી ચઢાવે તો પણુ અર્ધું બાકી રહે છે એવો ચમત્કાર છે. અહિંના પુંજારી રામાનુજ સંપ્રદાયના પુંજારી છે આ દેશમાં ઠેકાણે ઠેકાણે નૃસિંહજીની મુર્તિયો છે.

**મહાત્મ્ય**—નૃસિંહ ભગવાન શ્રી શૈલના શિખર ઉપર દેવતાઓથી પુંજાતા વિખ્યાત થઇને લોકોના હિતને માટે અહિં સ્થિત થયા છે તેમનું મહાત્મ્ય ઘણું છે. એવું નૃસિંહપુરાણુમાં છે. પ્રલ્હાદનું રક્ષણુ કરવા ભગવાને અર્ધું મનુષ્યનું અને અર્ધુંસિંહનું રૂપ લઇ, હિરણ્યાકશ્યપને સંધ્યાકાળે ઉમરાઉપર પોતાના નખથી માર્યો હતો. તે નૃસિંહ અવતાર છે. ખાખી બાવા નૃસિંહજીના ઉપાસક હોય છે.

**ગુન્ટર**—મંગલગીરીથી ૧૩ માઇલ ઉપર આગળ ગુન્ટુરનું રેલ્વે સ્ટેશન આવે છે. તે કૃષ્ણા જીલ્લામાં તાલુકાનું ગામ છે. બેજવાડા પાસે કૃષ્ણા નદી ઉપર રેલ્વેનો પુલ છે. અહિં ૨૪ હજાર માણુસોની વસ્તી છે. નવું અને જુનું ગુન્ટુર એમ બે ભાગમાં ગામ છે. અહીં સરકારી કચેરીયો છે. રૂનો વેપાર સારો ચાલે છે. પહેલાં અહિં મુસલમાન રાજાની રાજધાની હતી.

## મલ્લિકાર્જુન.

ગન્ટુરના રેલ્વેસ્ટેશનથી ગુન્ટકલ જતાં આગળ ૫૧ માઇલ ઉપર વિનુકુન્ડાનું સ્ટેશન આવે છે ત્યાંથી ૩ માઇલ ઉપર મલ્લિકાર્જુન છે.

ત્યાં જવાનો રસ્તો પગડંડીયો અને જંગલનો છે. ૧ માઇલ સુધી ગાડી બળદ જઈ શકે છે, તે પછી ૨ માઇલ પહાડી રસ્તો છે. રસ્તામાં વાઘવરૂનો ભય હોવાથી યાત્રાળુઓ ટોળાબંધ જઇ શકે છે. શિવરાત્રીના દિવસે અહિં મોટો મેળો ભરાય છે. અહીં શ્રી શૈલપર્વત ઉપર મદ્રાસ ઇલાકામાં કૃષ્ણા જીલ્લામાં કૃષ્ણા નદીના કિનારે શિવનાં ૧૨ જ્યોતિર્લિંગમાંના ૧ જ્યોતિર્લિંગ શ્રી મલ્લિકાર્જુન મહાદેવનું વિશાલ શિવાલય છે. મંદીરની ચારેબાજુ સુંદર ગોપુર છે. ભ્રમરામ્બા અથવા શ્રીપાર્વતીજીનું મંદિર જુદુ બંધાવેલું છે. અહિં કેટલીક ધર્મશાળાઓ અને કેટલાંક દેવમંદિરો પણ છે. મંદિરપાસે કૃષ્ણા નદીનો ટેકરો ઘણો ઉંચો છે. અહિંથી કૃષ્ણા નદીની ધારા ઘણીજ નીચાણમાં છે, જેથી તેને લોકો પાતાલગંગા કહે છે. પર્વ ઉપર પહાડી લોકો રહે છે.

**મહાત્મ્ય**—શ્રી શૈલપર્વત ઉપર જઇ પાતાલ નદીમાં સ્નાન કરી શિવની પુંજા કરવાથી અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે. અને સંપુર્ણ પાપ જતાં રહે છે. મલ્લિકાર્જુન જ્યોતિર્લિંગમાં મહેશ્વર હંમેશાં નિવાસ કરે છે. શ્રી શૈલપર્વત ઉપર પાર્વતિજીએ તપ કરવાથી વિષ્ણુએ તેમને વરદાન આપ્યું કે તમારા નામથી આ પર્વત શ્રી શૈલપર્વત કહેવાશે અને તમને બ્રહ્મજ્ઞાન થશે. હિરણ્યકશિપુએ શ્રી શૈલપર્વત ઉપર તપ કર્યું હતું. દેવોએ આ પર્વત ઉપર તપ કર્યું હતું. પૂર્વે શંકર અને પાર્વતિએ પોતાના કાર્તિકેય અને ગણેશજી એ બે પુત્રોને કહ્યું કે જે વહેલો પૃથ્વી પ્રદક્ષિણા કરી આવે તેને કન્યા પરણાવીશું. આ ઉપરથી કાર્તિકેય પૃથ્વીની પ્રદક્ષિણા કરવા નીકળી પડયા અને ગણપતિએ તો માતાપિતાની પુંજા કરી તેમની સાતવાર પ્રદિક્ષણા કરી કહ્યું કેઃ શાસ્રમાં કહ્યું છે કેઃ **માતાપિતાનુ પુજન કરી તેમની પરિક્રમા કરવાથી પૃથ્વી પ્રદક્ષિણાનુ ફળ મળે છે,** તેથી મેં તમારી પ્રદિક્ષણા કરી પૃથ્વી પ્રદિક્ષણાનું ફળ મેળવ્યું છે જેથી હવે મારૂં લગ્ન કરો. તેથી શિવ-પાર્વતિએ તેમની વાત ખરી માની ગણપતિનું સિદ્ધિ અને બુદ્ધિની સાથે લગ્ન કર્યું. કાર્તિકેય તો પૃથ્વી પ્રદિક્ષણા કરીને આવ્યા પણ નહિ અને અહિંતો ગણપતિનું લગ્ન પણ થયું અને તે પછી સિદ્ધિથી ક્ષેમ અને બુધિથી લાભ એ બે પુત્રો પણ થયા. આ વાત નારદે કર્તિકેયને કહી કે જુઓ ગણપતિનું તો લગ્ન તમારાં માબાપે કરી દીધું અને તમને ફરવા મોકલ્યા. આથી કાર્તિકેયને ખોટું લાગ્યું તે રીસાઇને ક્રૌંચ પર્વત ઉપર ચાલ્યા ગયા. શિવે તેમને ત્યાં જઇ ઘણું સમજાવ્યા પણ તેમણે માન્યું નહિ. અને ત્યાંથી ૧૨ ગાઉ ઉપર જઈ રહેવા લાગ્યા. ત્યારે શિવજી દેવતાઓની પ્રાર્થનાથી ત્યાંજ જ્યોતિર્લિંગરૂપે મલ્લિકાર્જુન નામથી પાર્વતિ સાથે સ્થિત થયા. અને કાર્તિકેય ત્યાં પછી કુમાર નામથી પ્રસિદ્ધ થયા.

દર અમાસે શિવ અને પુનમે પાર્વતિજી સ્કંદના સ્થાનમાં જાય છે. એવું શિવપુરાણમાં છે.

નંઘાલ—વિનુકુન્ડા સ્ટેશનથી ૧૧૮ માઇલ ઉપર નંઘાલનું સ્ટેશન કર્નુલ જીલ્લામાં છે. અહિ ૧૧ હજાર માણુસોની વસ્તી છે. ગામમાં નવદશ દેવ મંદિરો છે. નંઘાલથી પણ મલ્લિકાર્જુન જવાય છે પણ તે રસ્તો ઘણો વેગળો અને જંગલનો છે જેથી ઘણા વિનુકુન્ડાથીજ મલ્લિકાર્જુનજાય છે.

કરનુલ—નંઘાલથી ૪૮ માઈલ ઉપર દ્રોનાચેલમનું સ્ટેશન આવે છે ત્યાંથી ૩૨ માઇલ ઉપર કરનુલ સુધી રેલ્વેની એક બ્રેંચ લાઇન જાય છે. મદ્રાસ ઇલાકામાં તૈલંગ દેશમાં તુંગભદ્રા અને હિન્દી નદીના સંગમની પાસે જીલ્લાનું સદર સ્થાન કરનુલ છે. અહીં ૨૫ હજાર માણુસોની વસ્તી છે અહિં જીલ્લા જડજ, કલેક્ટર વિગેરે અમલદારોની કોર્ટો છે ગામમાં પહેલાં કિલ્લો હતો તેનાં હાલ ખડેરા છે. ગામમાં એક મસીદ અને એક નવું સરોવર છે. નવાબના વંશજો હાલ કિલ્લાના મકાનોમાં રહે છે. આ જીલ્લાના જંગલી લોકો પહાડો ઉપર રહે છે.

દ્રોનાચેલમથી ૫૦ માઇલ ઉપર ગુન્ટકલનું રેલ્વે જંકશન છે. મુંબાઇથી મદ્રાસ આવતાં વાડીના જંકશન પછી ગુન્ટકલનું રેલ્વે જંકશન આવે છે. તેની હકીકત મુંબાઇથી મદ્રાસ આવવાની હકીકતમાં આપી છે. ગુન્ટકલ જંકશનથી આ ગાડી આગળ હોસ્પેટ થઇ ધારવાર તરફ જાય છે. તેમજ બીજી ટ્રેન મુંબાઈથી આવેલી મદ્રાસ તરફ જાય છે.

## પ્રકરણ ૧૧૧ મું.
## બેઝવાડાથી મદ્રાસ.
### નેલ્લુર—ગુંટુર, વેંકટગીરી, કાલહસ્તિશ્વર.

નેલ્લુર—બેઝવાડાથી કેટલાક યાત્રાળુઓ ગુન્ટુર જતી લાઇનમાં પન્નાનૃસિંહ અને મલ્લિકાર્જુનની યાત્રા કરી આવી મદ્રાસ જાય છે. બેઝવાડાથી ૧૬૫ માઇલ ઉપર નેલોરનું રેલ્વે સ્ટેશન છે. મદ્રાસ ઇલાકામાં પનાર નદીના કિનારે જીલ્લાનું સદર સ્થાન નેલ્લુર છે, અહીં ૩૦ હજાર માણુસોની વસ્તી છે. ગામની દક્ષિણે એક મોટા તળાવને કિનારે યુરોપિયનોની કોઠીયો છે. તળાવની પાસે એક પર્વત ઉપર નૃસિંહજીનું મંદીર છે. જુના કિલ્લામાં કલેક્ટર વિગેરે અમલદારોની ઓફીસો છે. ગામથી ૧૦ માઇલ ઉપર બચી રેડીપાલયમ ગામ છે, ત્યાંથી પત્થરના થાંભલા વિગેરે બને છે. ત્યાં કોદંડ સ્વામી અને શ્રી રામચંદ્રજીનાં મંદિર છે. અહિં ચૈત્રી રામનવમી ઉપર મોટા મેળા ભરાય છે. નેલુર જીલ્લાના

ભીમાવરમ ગામની પાસે પહાડ ઉપર અગસ્ત્યમુનિનું સ્થાપેલું નૃસિંહજીનું મંદીર છે.

## ગુદુરથી રેણુગંટા.

**ગુદુર**—નેલુરથી આગળ ૨૩ માઇલ ઉપર ગુદુરનું રેલ્વે જંકશન આવે છે. ત્યાંથી એક રેલ્વે બ્રેંચ લાઇન વેંકટગીરી થઇ રેનુગન્ટા જંકશન તરફ જાય છે.

## વેંકટગીરી.

ગુદુરથી રેણુગંટા બ્રેંચ લાઇનમાં જતાં આગળ ૨૨ માઇલ ઉપર વેંકટગીરીનું રેલ્વે જંકશન આવે છે. તે નેલ્લુર જીલ્લાના તાલુકાનું ગામ છે. અહીં ૮ હજાર ઉપરાંતની વસ્તી છે. ગામમાં જમીનદાર રાજાનો મહેલ અને ડેપ્યુટી તેહસીલદારની કચેરી છે. ગામથી ૪ માઇલ ઉપર વેંકટગિરીના કિલ્લામાં મહેલો વિગેરે છે. કાશીપેંડમાં કાશીવિશ્વેશ્વરનું મંદિર ઉત્તમ છે. અહિંના રાજાના બાપના બાપે આ શિવલિંગ કાશીથી લાવીને અહિં પ્રતિષ્ટા કરી છે. સાથે વિશાલાક્ષી, અન્નપૂર્ણા. કાલભેરવ, સિદ્ધિવિનાયક વિગેરે દેવતાઓની મૂર્તિયો છે. અહિં પુજા આરતી ધામધુમથી થાય છે. મંદિર પાસે કૈવલ્ય નદી છે. તે સિવાય ગામમાં રામચંદ્રજી, હનુમાન, ચંગલરાજસ્વામી, વરદરાજ વિગેરેનાં મંદીરો છે. રાજાના મહેલ પાસે ગ્રામશક્તિ, પોલેર, અમ્મા વિગેરેનાં દેવળો છે. જ્યાં લોકો બલિદાન આપે છે. રાજા વેલ્માજાતિના જમીનદાર છે.

## કાલહસ્તિશ્વર.

વેંકટગીરીથી આગળ ૧૬ માઇલ ઉપર કાલહસ્તીનું રેલ્વે સ્ટેશન છે. તે મદ્રાસ ઇલાકામાં ઉત્તર આર્કોટ જીલ્લામાં સુવર્ણનદીના કિનારે કાલહસ્તી એક તિર્થ સ્થાન છે. જેને દ્રાવિડના લોકો કાલાશ્રી કહે છે. અહીં ૧૨ હજાર માણુસોની વસ્તી છે. કાલહસ્તીમાં પદભ્રષ્ટ રાજા રહે છે. તે હાલ માત્ર જાગીનદાર છે. અહીંનું બજાર ઘણું સારૂં છે. શિવરાત્રીના રોજ અહીં મોટો મેળો ભરાય-છે. રાજા બેલમા જાતિના છે. રાજા બે લાખ રૂપિયા અંગ્રેજ સરકારને દર વરસે ખંડણીના આપે છે. રાજ્યની આવક પાંચેક લાખ રૂપિયાની છે.

કાલહસ્તિશ્વર—દ્રાવિડ દેશમાં ૫ તત્ત્વોનાં ૫ શિવલિંગો છે. જેમાં (૧) શિવકાંચીમાં એકાગ્રેશ્વર પૃથ્વીલિંગ, (૨) ત્રિચીનાપલ્લી જીલ્લાના શ્રીરંગ પાસે જંબુકેશ્વર જળલિંગ. (૩) દક્ષીણ આર્કટ જીલ્લામાં તિરૂવન્નામલઇ કસ્બા પાસે અરૂણાચલ ઉપર અગ્નિલિંગ; (૪) કાલહસ્તિમાં કાલહસ્તિશ્વર વાયુલિંગ અને (૫) ચિદમ્બરમાં નટેશ આકાશલિંગ છે.

કાલ અર્થાત સર્પ અને હાથીએ અહિં તપ કરીને મહાદેવજી પાસે

વરદાન માગ્યું કે તમે અહિં અમારા નામથી પ્રસિદ્ધ થાઓ. તે બંનેના નામથી શિવનું નામ કાલહસ્તીશ્વર પડયું છે. મોટા શિવલિંગ ઉપર સર્પની ફેણા અને હાથીના બે દાંતનાં ચિન્હો છે. લિંગની નીચે જમીન ઉપર લિંગની પુંજા થાય છે. ગામની દક્ષિણના પર્વતની તળેટી પાસે કાલહસ્તિશ્વરનું વિશાળ શિવાલય પત્થરનું બંધાવેલું છે. પાસે પાર્વતિજીનું મંદિર છે. મંદિરની ચારે બાજુ વિશાળ ગોપુર છે. મંદીરની ભીંતો ઉપર તેલંગી ભાષામાં શિલાલેખ છે.

મહાત્મ્ય—પૂર્વે નીલ અને કણીશ નામના બે પારધીઓ ફરતા ફરતા આ પર્વત ઉપર આવ્યા. ત્યાં તેમણે એક બીલીના ઝાડ નીચે હજારો સાપો અને એક ફુંફાડા મારતા સાપથી ભૂષિત શિવલિંગને જોયું. ત્યાં સાપની મણિથી પ્રકાશ થતો હતો. આ શિવનાં દર્શન કરી નીલે કહ્યું કે આ અમારા કુલદેવતા છે હું તો હવે તેમને પ્રસન્ન કરીશ. પછી તેણે મૃગોનું પકાવેલું માંસ હાથમાં લીધું, સુવર્ણમુખરી નદીનું જળ મોંમાં ભર્યું અને માથે ફુલ મૂકી શિવ પાસે જઇ મહાદેવ ઉપરથી ફુલો પોતાના પગના અંગુઠાથી ઉતારી નાંખી. મોંમાંના પાણીથી શિવને સ્નાન કરાવ્યું અને પોતાને માથે મૂકેલું ફુલ શિવને ચઢાવ્યું, અને હાથમાંનું માંસ શિવને નૈવેદ્યમાં ખાવા આપ્યું અને કહ્યું કેઃ આપ આ માંસ ખાઇ મારા ઉપર કૃપા કરો. જો નહિ ખાઓ તો હું કશું પણ ખાનાર નથી. તે પછી શિવે તે માંસને ગ્રહણ કર્યું. અને રાત્રે નીલે સાપના મુખ ઉપરનો મણિ ધરી ત્યાં પ્રકાશ કર્યો. પછી સવારે ત્યાંથી ચાલ્યો ગયો. સવારમાં બ્રાહ્મણો શિવની પુંજા કરવા આવ્યા તેમણે ત્યાં માંસ જોઇ તેમ કરનારને ગાળો દેવા માંડી. પછી શિવલિંગને સાફ કરી પુંજા કરી ફુલ ચઢાવી તેઓ ચાલ્યા ગયા. આ પ્રમાણે રોજ પેલો નીલપારધી શિવને માંસનું નૈવેદ્ય ધરાવતો તે જોઇ બ્રાહ્મણો તેના ઉપર ગુસ્સે થવા લાગ્યા. જેથી શિવે બ્રાહ્મણોને સ્વપ્નમાં કહ્યું કેઃ તમે પારધી ઉપર દ્વેશ કરશો નહિ, તે તો મારો ખાસ ભક્ત છે. તમારે ખાત્રી કરવી હોય તો તે પુંજા કરવા આવે ત્યારે સંતાઇને જોજો. તે પછી બ્રાહ્મણો બીજે દિવસે બપોરના ઝાડીમાં સંતાઈ પારધીની ચેસ્ટા જોવા લાગ્યા. આ વખતે પેલો નીલ પારધી મોંમાં નદીનું પાણી, માથે ફુલો અને હાથમાં માંસ લઇ મંદીરમાં પેઠો. તેણે હમેશ માફક પગવડે શિવ ઉપરનાં ફુલ કાઢી નાખ્યાં અને પોતાના મુખમાં ભરી લાવેલા જળથી શિવને સ્નાન કરાવી પોતાના માથા ઉપરનું ફુલ શિવને ચઢાવી માંસ નૈવેદ્યમાં અર્પણ કર્યું. પણ આ વખતે શિવે નૈવેદ્ય ગ્રહણ કર્યું નહિ. પણ શિવની ડાબી આંખમાંથી લોહી ગરતું તેણે જોયું. તેથી તેને ઘણું દુઃખ થયું. તેણે આંખમાં દવા કરી પણ લોહી બંધ ન થયું એટલે પોતાની પાસેની છરીથી પોતાની આંખ કાપી કાઢી શિવની આંખ-

માં ચોટાડી. ત્યારે શિવની બીજી આંખમાંથી લોહી નીકળવા માંડયું. આથી તે પોતાની બીજી આંખ કાયવા તૈયાર થઈ ગયો. તેની ભક્તિ જોઇ તે વખતે શિવ પ્રકટ થયા અને તેમની કૃપાથી નીલ પારધી (શિવ) રૂપે બની જઇ કૈલાસમાં ગયો. આ જોઇ બ્રાહ્મણો પણ હેબક ખાઇ ગયા કે ભક્તિ તો આનું નામ. એવું સ્કંદ પુરાણના શિવભક્તવિલાસમાં છે. અહિં પવિત્ર સુવર્ણમુખી નદી છે તેમાં ધનરાશીના ગુરુ અને સૂર્ય થતાં સ્નાન કરવાથી શિવલોક પ્રાપ્ત થાય છે.

કાલહસ્તીના સ્ટેશનેથી ૧૪ માઇલ ઉપર રેણુગુન્ટાનું રેલ્વે જંકશન સ્ટેશન આવે છે. મુંબાઇથી મદ્રાસ આવતાં ગુન્ટકલના સ્ટેશન પછી રેણુ-ગન્ટાનું રેલ્વે જંકશન સ્ટેશન વચમાં આવે છે. ગુડુરના રેલ્વે સ્ટેશનેથી ૮૬ માઇલ ઉપર મદ્રાસનું રેલ્વે સ્ટેશન છે.

## પ્રકરણ ૧૧૨ મું.
## મદ્રાસ-અડીયાર, મહાબલીપુરની ગુફા.

# મદ્રાસ.

ગુડુરના રેલ્વે સ્ટેશનેથી ૮૬ માઇલ અને રેણુગુંટાથી ૮૪ માઇલ મદ્રાસ થાય છે. રાયાપુરમ, ફોર્ટપાર્ક, ઇગમોર, કોડામબેકમ, એ મદ્રાસનાં જ સ્ટેશનો છે. બેઝવાડાથી મદ્રાસનું ભાડું રૂ. ૪-૩-૦ થાય છે. કલકત્તાથી વેલ્ટરનું ભાડું રૂ. ૮-૯-૩ થાય છે. વેલ્ટરથી મદ્રાસનું ભાડું રૂ. ૭-૯-૦ થાય છે. મુંબાઇથી આવનાર યાત્રાળુઓ પુના થઇ ધોન્ડજંકશન થઇ કુરડુવાડીથી પંઢરપુરની યાત્રા કરી હોટગી અને વાડી જંકશન થઇ રાય-પુર આવી, ગુન્ટકલજંકશન થઇ રેણુગુન્ટા થઇ મદ્રાસ આવે છે. મુંબા-ઇથી પુના ૧૧૯ માઇલ છે તેનું ભાડું રૂ. ૧-૧૪-૦ છે. પુનાથી રાયચુર ૩૨૪ માઇલ થાય છે તેનું ભાડું રૂ. ૫-૧-૦ થાય છે અને રાયચુરથી મદ્રાસ ૩૫૧ માઇલ થાય છે તેનું ભાડું રાયચુરથી રૂ. ૫-૮-૦ થાય છે. કલકત્તેથી સમુદ્ર માર્ગે મદ્રાસ આવી શકાય છે. મદ્રાસ રેલ્વેનું જંકશન સ્ટેશન છે. ખુરદારોડથી બેઝવાડા થઇ એક રેલ્વે અહિં આવી અહિંથી ચીંગલપુટ થઇ વીલુપુરામ થઇ પાંડીચેરી તરફ જાય છે અને બીજી ટ્રેન આરકોનમ જંકશન તરફ જાય છે. મુંબાઇથી મદ્રાસ આવનારી ટ્રેન આર-કોનમ થઈ મદ્રાસ આવે છે મદ્રાસના સ્ટેશનથી બેઉ બાજુ ભવ્ય દેખાવો છે એક બાજુ દરીયાનો મજબુત ધક્કો બાંધેલો છે. ત્યાં સ્ટીમરો અને ગાડીના માલની ધમાલ જણાય છે. સ્ટેશન મોટું છે. અને મુંબાઈના બોરીબંદરના સ્ટેશનને મળતું લાગે છે.

મદ્રાસ એ સમુદ્રના કિનારે મદ્રાસ ઇલાકાની રાજધાનીનું શહેર છે. જેને દ્રાવિડિયન લોકો ચેનાપટ્ટનમ પણ કહે છે. શહેર ૯ માઇલ લાંબુ અને ૪ માઇલ પહોળું છે. મદ્રાસમાં ૫ લાખ ઉપરાંત માણસોની વસ્તી છે. જેમાં ૪ લાખ તો હિન્દુઓ છે. મદ્રાસ ટાઇમ પ્રમાણે આખા હિંદુસ્તાનની રેલ્વેના ઘડીઆળનો ટાઇમ છે. મદ્રાસના ટાઇમ કરતાં કલકત્તાનો ટાઇમ અર્ધો કલાક આગળ છે, અને મુંબાઇનો ટાઇમ અર્ધો કલાક પાછળ છે.

મદ્રાસ શહેરમાં સૂર્યોદય થાય ત્યાર પહેલાં ૩૩ મિનીટ પહેલાં કલકત્તામાં, ૭ મિનીટ પહેલાં અલ્હાબાદમાં, ૧૦ મિનીટ પછી આગરામાં ૧૩ મિનીટ પછી દિલ્લીમાં અને ૩૦ મિનીટ પછી મુંબાઇમાં સૂર્યોદય થાય છે. અહિંનાં મકાનો મુંબાઇ જેવાં મોટાં અને પત્થરનાં બાંધેલાં છે. અહિંનાં મકાનોમાં આગળ ઓટલા અને અંદર ચોક હોય છે, અને ઘરો ઉપર અગાસીઓ હોય છે.

શહેરમાં નાની મોટી પાંચ સાતેક ધર્મશાળાઓ છે. જે સાઉથ ઇંડિયન રેલ્વે સ્ટેશનથી શહેરમાં જતાં સડકની પાસે અને બીજી સ્ટેશનથી ૨ માઇલ ઉપર શહેરની અંદર છે. સ્ટેશન ઉપર રામસ્વામી મુડલીયરની ધર્મશાળા છે, જેને છત્ર કહે છે તેમાં ઓરડીઓ ભાડે મળે છે. શહેર જોવામાં કાંઈ બહુ સુંદર નથી. મદ્રાસમાં બંદર પાસે કસ્ટમહાઉસ, તારઓફીસ, બેંક, મદ્રાસમેલ ઓફીસ, હાઇકોર્ટ વિગેરે મકાનો સમુદ્ર કિનારે છે. તેની પશ્ચિમે દેશી લોકોની વસ્તી છે. સમુદ્રના કિનારે ૨ માઇલ લાંબા મોટા મેદાનમાં કિલ્લો, કુઉમ નદીનો ટાપુ, પરેલનું મેદાન, ગવર્નમેન્ટ હાઉસ, અને બીજાં કેટલાંક મકાનો છે. મદ્રાસમાં મોટી લશ્કરી છાવણી છે, તેમાં ૩૦૦૦ થી વધુ સૈનિકો છે જેમાં ૧૧૦૦ ઉપરતો યુરોપિયનો છે. શહેરમાં નળ છે. શહેરમાં ફરવા માટે ઘોડાગાડી, ટાંગા અને બળદગાડી ભાડે મળે છે. ખાસ શહેરમાં દેશી લોકોની ઘણી વસ્તી છે. અહિં તામીલ ભાષા ચાલે છે. અહિંની પ્રજા મીલનસાર છે. અંગ્રેજી ઘણા જાણી શકે છે. અહિં સાધારણ માણસ પણ અંગ્રેજી બોલી શકે છે. બંદર ઉપર ૪૦ ફીટ પહોળો એક પુસ્તો છે ત્યાં વહાણમાંથી મુસાફરો ઉતરે છે. અહિં બંદર ઉપર સર્વ દેશોમાં જનારાં વહાણો ખુલે છે. મદ્રાસમાં અનાથાશ્રમ છે. શહેરમાં મુખ્ય સડક માઉંટરોડ છે, જે કિલ્લાથી સેંટ થોમસ માઉંટ સુધી જાય છે. પુદુપેંટમાં યુરોપિયનો રહે છે. અને શાહુકાર પેંઠમાં ગુજરાતી લોકો રહે છે. કુઉમ નદી સમુદ્રમાં મળે છે જેનાથી બનેલા ટાપુની દક્ષિણે મદ્રાસના ગવર્નરની કોઠી છે, તે સિવાય મોટાં તળાવ, બાગ, ટાઉન હોલ, સેનેટ હાઉસ, હાઇકોર્ટ, મેમોરીયલ હોલ, યુનિવર્સિટી હોલ, કોલેજ, સેંટ્રલ રેલ્વેનું સ્ટેશન, મ્યુઝીયમ, રૉયલ એશિયાટીકની શાખા

વિગેરે જોવા લાયક છે. અહિં મીલો પણ છે. શહેરમાં વીજળીની ટ્રામ ચાલે છે. મદ્રાસને પહેલાં આરકટ કહેતા અને તેના નવાબને આરકટનો નવાબ કહેતા.

નવી હાઇકોર્ટ—ખાસ શહેરની દક્ષિણે પોસ્ટઓફીસથી દક્ષિણે સમુદ્ર કિનારે નવી હાઇકોર્ટ છે. જેના ઉપર સોનેરી કળશવાળા ત્રીસેક ઘુમટો છે. ત્યાંથી થોડે દૂર યુનિવર્સિટી હૉલ છે.

કિલ્લો—હાઇકોર્ટની દક્ષિણે ફૉર્ટ સેન્ટજર્જ નામનો કિલ્લો છે. કિલ્લા આગળ પહોળી સડક છે. કિલ્લાની ઉપર ઠેકાણે ઠેકાણે તોપોને માટે બુરજો છે. કિલ્લાની બહાર ઉંડી ખાઇ છે અને અંદર લશ્કર ખાતાની ઓફીસ, તોપખાનું, સૈનિકગૃહ, ગવર્નમેન્ટ ઓફીસ વિગેરે છે. કિલ્લો જોવા લાયક છે.

ગવર્નમેન્ટ હાઉસ—કિલ્લાથી ૦॥ માઇલ ઉપર ગવર્નમેન્ટ હાઉસ છે શ્રીરંગમપટ્ટનની જીતની યાદગારમાં તેનો મોટો હોલ બનાવેલો છે અંદર ચારે તરફની ભીંતો ઉપર ટીપુસુલ્તાન, મહારાણી વિકટોરીઆ, કેટલાક વાઇસરોય વિગેરે અંગ્રેજ અમલદારોની છબીયો તેમજ કેટલાક નવાબોની છબીયો છે.

મ્યુઝીયમ—કિલ્લાથી ૨ માઇલ પશ્ચિમે પંથિયન રોડની પાસે એ માળનું મ્યુઝીયમ છે, જે સવારના ૬॥ થી સાંજના ૫ વાગ્યા સુધી જોવા માટે ખુલ્લુ રહે છે. તેમાં ઘણી જાતનાં મરેલાં જાનવરો—માછલી, ઘડીયાળ. શંખ, છીપ, પશુ, પક્ષી, કોટ, પતંગ વિગેરે ઉપરાંત જળનાં અને જંગલનાં લાકડાંના નમુના, અનેક પ્રકારનાં કપડાં, ઘરેણાં, મુર્તિયો, વાજાં, રેશમ, લોઢાનું બકતર, અનેક જાતનાં હથીયાર, તાંજોરના રાજાની હાથીદાંતની બનાવેલી સભા, શિવમંદિરનો નમુનો વિગેરે ઘણી વસ્તુઓ જોવા જેવી છે. અંદર આગલા ખંડમાં સાપ, વીંછી, માછલાં, નાનાં પંખી વિગેરે છે. બીજા ખંડમાં હાથી, વ્હેલ, માછલી, અને કેટલાંક મોટાં જનાવરોનાં હાડપીંજરો છે. એક ભાગમાં સ્ટફ કરેલાં મરેલાં જાનવરો છે એક ખંડમાં વચ્ચે ખુટતું ઝાડ છે. મ્યુઝીયમ પાસેજ લાયબ્રેરી છે.

બોટેનીકોલ ગાર્ડન—કૈથેડ્રલની પાસે આ બાગ ઘણો સુંદર છે તેમાં અનેક પ્રકારનાં ફુલ ઝાડો, બે ઉત્તમ તળાવો. વીગેરે જોવા લાયક છે.

પબ્લીક પાર્ક કે રાણીબાગ—સેંટ્રલ રેલ્વે સ્ટેશનની પાસે ૧૦૬ એકર જમીનમાં આ બાગ છે. તેમાં કેટલાંક સરોવરો, તરવાનું હમામ, રમવાની જગા, જનાવરોનું સંગ્રહસ્થાન વિગેરે છે. તેમાં સિંહ, વાઘ, ગેંડા વિગેરે અનેક પ્રકારનાં જનાવરો છે. જે જોવા માટે ૦॥ આનો ફી

આપવી પડે છે. અંદર ટાઉનહૉલ અને મુરમાર્કેટ પણ છે. ટાઉનહૉલ પબ્લીક ભાષણો વિગેરે માટે વપરાય છે. તેની નીચેના ભાગમાં સાઇકલીસ્ટ ક્લબ છે.

અબજર બેટરી—બાગથી ૧ માઇલ પશ્ચિમે ખાનગી અબજર બેટરી છે તેમાં ઉત્તમ યંત્રો ગૃહોની ગણત્રી કરવા સંબંધીનાં છે. તે સીવાય મદ્રાસમાં ૧૦–૧૨ ચર્ચ છે. સેંટ્રલ રેલ્વે સ્ટેશન સામે જનરલ હોસ્પીટલ છે. ગવર્નમેન્ટ હાઉસથી ૫ માઇલ ઉપર ગવર્નરની દેહાતી કોઠી છે. ત્યાં સુંદર બાગ છે.

શાસ્ત્રમાં મદ્રાસ દેશનું નામ દ્રાવિડ છે. મદ્રાસમાં મદ્રાસ ઇલાકાનો ગવર્નર રહે છે. આ દેશમાં ૭૦ પ્રકારના તો સાપ છે. આ દેશમાં દ્રાવીડી તેમ તામીલ ભાષા બોલાય છે. આ જીલ્લામાં લિંગાયત લોકો શિવધર્મી છે. તે લોકો જાતિ ભેદ માનતા નથી અને સ્રીઓનું ઘણું સંમાન રાખે છે. અહીંના લોકો કાળા હોય છે. માથે ફેંટો બાંધે છે. ધોતીયું અને કોટ પહેરે છે. માથે ચોટલો રાખે છે.

**ત્રિપલીકેનમાં પાર્થસારથીનું મંદિર**—માઉન્ટરોડ થઇ ત્રિપલીકેન જવાય છે ત્યાં મંદિર સામે પુષ્કરણી તળાવ છે. તળાવ મોટું છે, તેની વચ્ચે મંડપ છે. તેમાં ઉત્સવ વખતે ભગવાન બીરાજે છે. પાસેજ મંદિરનો મોટો ગોપુર છે. અંદર ચોગાનમાં ધજાનો સ્તંભ છે. અંદર રામચંદ્રજીનું મંદિર પણ છે. પાસે રંગનાથ શેષશાઇ ભગવાન છે. આ મુર્તિ ૬ ફીટ લાંબી શેષનાગ ઉપર શયન કરેલી છે. અંદર શ્રી દેવી અને ભૂદેવી છે. અંદર શ્રી પાર્થસારથીનું વિશાળ મંદિર છે. ભગવાન અર્જુનના સારથી થયેલા તે રૂપે અહિં બિરાજ્યા છે. તેમના એક હાથમાં શંખ છે. મુર્ત્તિ ૬ ફુટ છે.

પાછળ શ્રી લક્ષ્મીજી અથવા વેદવલ્લીનું, અને શ્રી નૃસિંહજીનું મંદિર છે. તેમાં પણ ચળ અને અચળ મુર્તિયો છે. મંડપમાં માટીની મુર્ત્તિઓ મળે છે.

**અડીયારમાં થીઓસોફીકલ સોસાયટી**—મદ્રાસથી ૧૪ માઇલ દૂર અડીયાર છે. તે અડીયાર નદીના કિનારે છે. નદીનો પુલ ઓળંગી થીઓસોફીકલ લૉજમાં જવાય છે. અંદર મોટો બાગ છે. તેમાં નદીના કાંઠે બે માળનું લૉજનું મકાન છે. તેમાં વચલા હૉલમાં સામે ભીંત પાસે એક નાના પ્લેટફોર્મ ઉપર મૅડમ બ્લેવૅટસ્કીનું ખુરશી ઉપર બેસાડેલું બાવલું છે. પાસે કર્નલ આલ્કોટનું બાવલું બ્લૅવેટસ્કીને ખભે હાથ મુકી ઉભેલું છે. અંદર શ્રીકૃષ્ણની, જરથોસ્તની, ગૌતમ બુદ્ધની અને ક્રાઇસ્ટની

એમ ચાર સુંદર મુર્ત્તિયો છે. પ્લૅટફૉર્મ સામે બેંચો અને ખુરશીઓ છે. આ હૉલમાં ભાષણો થાય છે. એક હૉલમાં લાયબ્રેરી છે. એક બાજુ એક ખંડમાં ગોખાના ઉપર શિવ અને ગણપતિનું સુંદર ચિત્ર ચિત્રેલું છે. અડીયાર નદી અહિં પાસેજ સમુદ્રને મળે છે. પાસે એક મકાનમાં થીઓસોફીકલ સોસાયટીના કુટુમ્બવાળા મેમ્બરો રહી શકે તેવું છે. બહાર એનીબીસેન્ટ ગાર્ડન્સ, બ્લેવેટસ્કી ગાર્ડન,અને મકાનો છે.

કપીલેશ્વર—અહિંથી પાછા ફરતાં મઇલાપુરમાં કપીલેશ્વર મહાદેવ અને કેશવભગવાનનાં મંદિરો છે. ત્યાં પુષ્કરણી તળાવ છે. મહાદેવના મંદિરની પાસે પાર્વતિજીનું, કાર્તિકસ્વામીનું, ગણપતિનું વિગેરે મંદિરો છે. જળાધારી ઉપર વસ્ત્ર ઢાંકી રાખે છે. કેશવભગવાનના મંદિરમાં ભગવાનની ચતુર્ભુજ મુર્ત્તિ છે. મદ્રાસમાં કોઇને મળવા જાય તો પાછા વળતી વખતે શ્રીફળ, કંકુ, પાન અને સોપારી આપવાનો રીવાજ છે.

માઉન્ટરોડ ઉપર સારી દુકાનો છે. ત્યાં મદ્રાસી કસબી ધોતીયાં, કપડાં, બૈરાંનાં કપડાં, જર્મનસીલ્વરનાં વાસણો વિગેરે મળે છે.

બંદર—ટ્રેનની સડક ઓળંગી બંદર ઉપર ડૅાક ઉપર જવાય છે. ત્યાંથી દરીયો જણાય છે. પાસે દીવાદાંડીઓ પણ છે ડૅાકની સામે કસ્ટમ હાઉસ છે. બીચના સ્ટેશને થઇ અહિં જવાય છે. આ જીલ્લામાં રામાનુજ સંપ્રદાયવાળા આચાર્ય ઘણા છે. અહિંના લોકોમાં ચોખા અને ભાજીનો ખોરાક છે. સર્વ કોઇ પાન ખાય છે.

આ જીલ્લામાં કારી અને તંબાકુ ઘણી થાય છે. ન્હાની પણ પેદાશ છે. સમુદ્ર આગળ મીઠું પાકે છે. તાડ, નારીયેળ, ખજુરી, બાવળ અને આંબલીનાં ઝાડ ઘણાં છે. મગફળી બહુજ ઉત્પન્ન થાય છે. આ જીલ્લાનાં દેવમંદિરો ઘણાં મોટાં હોય છે. આ જીલ્લામાં ગરમી ઘણી પડે છે.

## મહાબલીપુરની ગુફાઓ.

મદ્રાસ શહેરથી ૩૫ માઇલ ઉપર ચેંગલપટ જીલ્લામાં મહાબલીપુરની ગુફાઓ છે. મદ્રાસથી ૬ માઇલ બકિંઘામ નહેરની પાસે ગિંડોના પુલ સુધી ઘોડાગાડીની સડક છે. ત્યાંથી હોડીમાં બેસી નહેરમાં થઇ મહાબલી જવાય છે. ત્યાં બલીપીઠમ નામના ગામની પાસે નાવમાંથી ઉતરવું. નહેરથી પૂર્વે નહેર અને સમુદ્રની વચ્ચે પર્વતોને કોરીને કેટલીક ગુફાઓમાં પત્થરકોતરીને મૂર્તિઓ બનાવેલી છે. બલીપાઠમથી ૧॥ માઇલ ઉત્તરે સલીવન કુપન નામના ગામમાં વ્યાઘ્રગુફા છે અને તેની દક્ષિણે મહાબલીપુર નામનું મોટું ગામ છે. સલુવન કુપનની ૧ માઇલ દક્ષિણથી તે ૪ માઇલ સુધી મહાબલીપુરની ગુફાઓ છે.

ત્યાં ધર્મશાળા છે. ત્યાંથી થોડે દૂર દુર્ગાદેવીની મૂર્તિ છે. જેની આજુ બાજુ ૨ યોગીની મૂર્તિયો છે. તેથી થોડે દૂર નીલવર્ણનું શિવલિંગ છે, પાસે નંદી છે ત્યાંથી ૧ માઈલ ઉપર સમુદ્ર કિનારે શિવમંદીર છે જેમાં પત્થર કોરીને શિવપાર્વતિની મૂર્તિયો બનાવેલી છે. અંદર શિવલિંગ છે. મંદીરની પાસે એક દેવડીમાં ૧૧ ફીટ લાંબી વિષ્ણુની મૂર્તિ છે. વિષ્ણુના મંડપ પાસે એક તળાવ છે. ત્યાંથી થોડે દૂર વારાહસ્વામીનો મંડપ છે. તેમાં હિરણ્યાક્ષ દૈત્ય ઉપર પોતાનો જમણો પગ મુકેલી વારાહજીની મુર્તિ છે. સામે વામન ભગવાનની મુર્તિ પત્થરકોતરીને બનાવેલી છે. પાસે ગણેશજીનું ગુફા મંદિર છે. ત્યાંથી થોડે દૂર ૩૭ ફુટ ઊંચી ટેકરી ઉપર અર્જુનનું તપસ્થાન છે. ત્યાં હાથી વિગેરેની મૂર્તિયો છે. પાસે એક ઓરડામાં ૬૧ મૂર્તિયો છે. તેમાં અર્જુનની મૂર્તિ ઘણી મોટી છે. પાસે એક મોટી ૪૯ ફીટ લાંબી પહોળી ગુફા છે. જેમાં ગોપ, ગોપીયો અને ગાયોનો ટોળાં છે. પાસે કૃષ્ણે પોતાના ડાબા હાથ ઉપર ગોવર્ધન પર્વતને ઉંચકેલો છે. પાસે વિષ્ણુનું મોટું મંદીર છે જેમાં વિષ્ણુની મૂર્તિ છે. તે સિવાય બીજી કેટલીક ગુફાઓ અને અનેક દેવોની મૂર્તિયો છે. એક મંદીરમાં મહિષાસુરને મારતી સિંહ ઉપર સ્વારી કરેલી દુર્ગાની મૂર્તિ છે.

---

# ભાગ ૨૧ મો.

# મુંબઈથી મદ્રાસ.

---

## પ્રકરણ ૧૧૩ મું.

### મુંબઈથી અમરનાથ, માથેરાન, કરજત, ખંડાલા, કાર્લીની ગુફા, લોનાવલા, ભીમાશંકર થઈ પુના,

—:o:—

ઘણા યાત્રાળુઓ જગન્નાથની યાત્રા કરી પાછા ફરે છે. અને તે પછી મુંબાઈ થઈ સેતબંધુ રામેશ્વરની યાત્રા કરવા જાય છે. તેઓ મુંબાઈથી જી, આઇ, પી રેલ્વેમાં વીકટોરીયા ટ્રામ ટરમીનસ અથવા તો બોરીબંદરથી ગાડીમાં બેસે છે. મુંબાઇથી કલ્યાણ સુધીની હકીકત તો આગળ પ્રકરણ ૫૮ માં પાન ૨૨૦ માં આવી ગઇ છે.

## અમરનાથ,

મુંબાઇથી કલ્યાણ સુધી લોકલ ટ્રેનો દોડે છે. કલ્યાણથી એક ગાડી નાસીક ત્રંબક તરફ જાય છે અને બીજી ટ્રેન પુના તરફ જાય છે. કલ્યાણથી પુના તરફ જતી ટ્રેનમાં બેસવું. કલ્યાણથી આગળ ૪ માઇલ ઉપર અમરનાથનું રેલ્વે સ્ટેશન આવે છે. તેનું ભાડું મુંબાઇથી ૦–૧૦–૦ છે. અમરનાથ થાણા જીલ્લાનું ગામ છે. અહિં માત્ર ચારસો માણસોની વસ્તી છે.

ગામથી ૦॥। માઇલ ઉપર એક સુંદર ઝાડીમાં અમરનાથનું શિવમંદિર છે. મહાદેવ ભોંયરામાં છે. પગથીયાં ઉતરી નીચે જઇ દર્શન થાય છે. તેમાં નિજમંદિરમાં ખંડિત શિવલિંગ છે. તેમાં એક તાકામાં ત્રણ માથાવાળી શિવની પ્રતિમા છે. તેની જંઘા ઉપર પાર્વતી બેઠેલાં છે. મંદિરની દક્ષિણે કાળીની મૂર્તિ છે. મંદીર આગળ સભામંડપ છે. તેની છત ઉત્તમ કારીગરીથી ચિત્રેલી છે. દરવાજા ઉપર હાથી અને સિંહો ચિત્રેલા છે. અહિં પાસે નાની નદી છે.

**માથેરાન**—અમરનાથથી ૧૬ માઇલ ઉપર નેરલનું સ્ટેશન છે. ત્યાં જવા માટે સ્ટીમ ટ્રામવે ચાલે છે. માથેરાન હવાખાવાનું ઠેકાણું છે. અહિં મુંબાઇના શેઠીયાના તેમજ યુરોપીયનોના બંગલા છે. ઉનાળામાં ઘણા માણસો અહીં હવા ખાવા માટે રહે છે. માથેરાનમાં લોજ પણ છે.

કરજત—અમરનાથથી ૨૪ માઇલ ઉપર આગળ કરજતનું સ્ટેશન આવે છે ત્યાંથી લોનાવલીના સ્ટેશન સુધી ૧૮ માઇલ સુધી ઠેકાણે ઠેકાણે ૧૬ જગાએ પહાડ ખોદીને અંદર ભોંયરામાં થઇને કરેલા રસ્તે રેલ્વે ટ્રેન જાય છે. રસ્તો ચઢાવ ઉતરાવનો અને ચક્કર ફરવાનો છે. બોરઘાટની ચઢાઇવાળી જગાએ ગાડીને બંને બાજુએ એંજીન જોડે છે. કરજતથી દક્ષિણે ૮ માઇલ કમ્પબ્રી સુધી રેલ્વે ટ્રેન ગઇ છે.

**ખંડાલા**—કરજતથી ૧૧ માઇલ ઉપર ખંડાલાનું સ્ટેશન આવે છે. અહિં ઉનાળામાં મુંબાઇથી ઘણા માણસો હવા ખાવા માટે રહે છે. અહિં અર્ધામાઇલ ઉપર એક નાળાનાં પાણીનો ધોધ ૩૦૦ ફુટ ઉંચેથી નીચે પડે છે. ગામ મોટું છે. અહિં ઘણા શેઠીયાઓના બંગલા છે.

## કારલીની ગુફા.

**લોનાવલી**—ખંડાલાથી ૭ માઇલ લોનાવલી રેલ્વેનું સ્ટેશન આવે છે. ત્યાંથી ૬ માઇલ દૂર મેદાનમાં ૬૦૦ ફીટ ઉંચા એક પર્વત ઉપર કારલીની ગુફાઓ છે. લોનાવલીથી ૪॥ માઇલ સુધી ટાંગામાં જવાય છે ત્યાંથી ૧॥ માઇલ ઘોડા ઉપર જઇ શકાય છે. અહીં ચૈત્યગુફા, અથવા બૌદ્ધ મંદિર, પર્વત કોતરીને બનાવેલાં છે. ચૈત્યગુફા ૧૨૫ ફીટ

લાંબી અને ૪૫ ફીટ પહોળી તથા ૪૫ ફીટ ઉંચી છે. તેની પાછલની ભીંત ગોળાકાર છે. અંદર ચારે બાજુ હારબંધ પત્થરના થાંભલાઓ છે. ગુફાની પાછળની બાજુએ આઠ અને આગળની બાજુએ ૪ થાંભલાઓ છે, આ ગુફાને હાલ શિવનું મંદીર માનવામાં આવે છે. પાછળની બાજુએ નાના સ્તુપ જેવું છે તેને શિવલિંગ કહે છે પણ અહિં બુદ્ધ અને તેમના શિષ્યોનાં અસ્થિ રહે છે. ગુફાની વચલી ભીંતે ૩ દરવાજા છે. જેમાં વચ્ચેનો મોટો છે. કારલીની પાસે બીજી ઘણી વિહાર ગુફાઓ જોવા જેવી છે. જેમાં ૧ ગુફામાં ભવાનીનું નાનું મંદીર છે.

સ્ટેશનથી ૩ માઇલ ઉપર મેદાનમાં ૧૨૦૦ ફુટ ઉંચી ટેકરી ઉપર લોહગઢનો અને ઇશાપુરીનો પહાડી કિલ્લો છે. કારલી ગામ પાસે ભાજા ગામથી ૧ માઇલ ઉપર ૧૮ ગુફાઓ ઉત્તમ છે. ત્યાંથી ૫ માઇલ પૂર્વે વાડગામના રેલ્વે સ્ટેશનથી ૬ માઇલ ઉપર વેદસા ગામ છે ત્યાં દધીચ ગુફા ઉત્તમ છે. તે ચૈત્યગુફા જેવી છે. આ ગુફા જોવા જેવી છે.

## ભીમાશંકર.

લોનાવલીના સ્ટેશનથી ૧૬ માઇલ ઉપર આગળ તેલગામનું રેલ્વે સ્ટેશન આવે છે. ત્યાંથી ૨૪ માઇલ દૂર તેમજ અંમરનાથથી કરજત આવતાં વચ્ચે નેરલનું સ્ટેશન આવે છે. ત્યાંથી ૧૬ માઇલ ઉપર ભીમાશંકર મહાદેવનું મદીર છે. રસ્તો પહાડી જંગલમાં ચઢાવ ઉતરાવનો છે.

આ ભીમાશંકર મહાદેવને કેટલાક બાર જ્યોતિર્લિંગમાંના એક શિવલિંગ કહે છે. પણ જ્યોતિર્લિંગ ભીમાશંકર તો આસામમાં કામરૂપ દેશમાં છે એવું શિવપુરાણમાં છે. કામરૂ દેશમાં કામાખ્યા દેવીનું અને ભીમાશંકરનું વર્ણન પ્રા. ૮૫ માં પાન ૩૮૪માં જોવું. નેરળથી ૧૨ ગાઉ ઉપર ખાંડસ ગામ છે ત્યાંથી ભીમાશંકર જવાનો ચડાવ શરૂ થાય છે ત્યાં જવા માટે ગાડી કે ઘોડું નેરળમાંથી ભાડે મળે છે. રસ્તામાં હરડેનાં ઝાડો, આંબા વિગેરે ઘણાં ઝાડો છે. ઉપર પહાડ ઉપર ચઢવાનું છે. તે પાંચેક કલાકમાં ઉપર ચઢી શકાય છે. ભીમાશંકરના વનને ડાકીનીવન કહે છે. ઉપર ચઢવા માટે ભોમીયો રાખવો પડે છે. અહીં શિવરાત્રી ઉપર મોટી યાત્રા ભરાય છે, શિવરાત્રી સિવાય અહિં જવું સલાહકારક નથી. જતી વખતે ખોરાકી અને બીછાનું સાથે રાખવું.

ભીમાશંકરના મંદિરનો અહલ્યાબાઈ હોલ્કરે જીર્ણોદ્ધાર કરાવી ત્યાં ધર્મશાળા બંધાવેલી છે. ત્યાંથી આવતાં એક ગાઉનો ફેર જતાં રસ્તામાં મહાદેવ છે. અહિં શંકરના ઉપરની જળાધારીમાં પાણી ભરતાં મંદિરમાં સિંહ ગર્જના જેવો અવાજ થાય છે એ ચમત્કાર છે. તે મહાદેવ નેરળથી ૩ ગાઉ ઉપરજ છે.

# પ્રકરણ ૧૧૪ મું.

## પુના.

તેલગામથી ૨૧ માઇલ ઉપર આગળ ખીડકીનું રેલ્વે સ્ટેશન મુકી પુનાનું સ્ટેશન આવે છે. મુંબાઇથી પુના ૧૧૯ માઇલ છે અને તેનું ભાડુ રૂ. ૧—૧૪—૦ છે. પુના રેલ્વેનું જંકશન સ્ટેશન છે. અહીંથી મદ્રાસ અને સધર્ન મરાઠા રેલ્વે શરૂ થાય છે. તે રસ્તે સતારા, મીરજ, સાંગલી, બેલગામ અને ધારવાડ તરફ એક ટ્રેન જાય છે. તેમજ ગ્રેટઇન્ડીયન પેનીન્શુલા રેલ્વેમાં ઘોન્ડ, કુરડુવાડી, શોલાપુર, હોટગી, વાડી અને રાયચુર થઇ એક ટ્રેન મદ્રાસ તરફ જાય છે. રેલ્વેની પાસે ધર્મશાળા છે. મુંબાઇ ઈલાકામાં મધ્ય વિભાગમાં મુંબાઇનું લશ્કરી છાવણીનું સદરસ્થાન અને જીલ્લાનું સદરસ્થાન પુના છે. અહીં જુલાઇથી નવેમ્બર મહિના સુધી મુંબઇનો ગવનર રહે છે.

પુનામાં લશ્કરી છાવણી સાથે ૧ લાખ ૬૨ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. જેમાં ૧ લાખ ૨૯ હજાર ઉપરાંત હિંદુઓ છે. મુંબાઇ ઇલાકામાં આ બીજા નંબરનું શહેર છે. શહેર પૂર્વથી પશ્ચિમ સુધી ૨ માઇલ લંબાઇમાં અને ૧।। માઇલ પહોળાઇમાં છે, શહેર અને કેમ્પની વચ્ચે મુલા અને મોટા નદીનો સંગમ થાય છે. સંગમ આગળ કેટલાંક દેવમંદિરો છે. મોટા નદી ઉપર પત્થરનો બાંધેલો વેલેસ્લી પુલ છે. શહેર અને છાવણી વચ્ચે સરકારી ઓફીસો અને રેલ્વેનું સ્ટેશન છે. શહેરની દક્ષિણે એક મોટું સરોવર છે. શહેરમાં મુખ્ય સડકો પહોળી અને સારી છે. ઘણાં મકાનો બે ત્રણ માળનાં છે. કોઇ કોઇ જગ્યાએ પાણીના નળ ઉપર લોઢાની પુતળીયો છે. તેમાં થઇ કુવારાની માફક પાણી પડે છે. શહેરના ૧૮ મહેલ્લાઓ છે. જેમાં સાત વારે ઉપરથી સાત નામ મુખ્ય મહેલ્લાઓનાં નામ છે. જેમકે આદીતવાર પેંઠ, બુધવાર પેંઠ, વીગેરે. જે વાર ઉપર જે મહેલ્લાનું નામ હોય ત્યાં તે વારે ગુજરી ભરાય છે. શનીવાર પેંઠમાં પેશ્વાના મહેલનું ખંડેર છે જેને લોકો જુનાવાડા અથવા પેશવાનો જુનો મહેલ કહે છે. જેની આજુબાજુ હાલ માત્ર કોટ એકલો છે. બુધવાર પેંઠમાં મહારાષ્ટ્રોના જુના મહેલો અને નાના ફડનવીસની હવેલી છે. જેમાં હોજ વીગેરે છે. તેમાં એક ઉત્તમ બજાર છે. ત્યાં અનેક વસ્તુઓ મળે છે. ત્યાંથી થોડે દુર તુળસીબાગમાં રામ લક્ષ્મણ અને જાનકીનું સુંદર શિખરદાર મંદીર છે, બુધવાર પેંઠ પાસે બેલબાગમાં લક્ષ્મીનારાયણનું મંદીર છે. વેલેસ્લી પુલ ઉપરથી આગળ જતાં ઇજનીયરીંગ કોલેજ છે જેની પૂર્વે જીલ્લાની કચેરીયો છે. પુલની પાસેના એક રસ્તે જઇ એક

બાગમાં જવાય છે, જેમાં સુંદર શિવમંદીર છે. ઈજીનીયરીંગ કોલેજથી થોડે દૂર સર આલબર્ટ મૈસુન હાઉસ મુલા નદીના કિનારે એક ઉત્તમ બાગમાં છે. મુલા નદી ઉપર શહેરનું પાણી પુરૂ પાડવા પાણીનો બાંધ બાંધેલો છે. તે બાંધ ઉપરથી પાણી પડે છે. બાગમાં પાણીના હોજ, ટાવર વિગેરે છે. મુલા નદીની પાસે પણ એક બાગ છે. શહેરની બહાર એક મોટું જૈન દેરાસર છે, અહીં ડક્કન કોલેજ ઉત્તમ છે. અહિં બોટેનીકલ કે સોલ્જર્સ ગાર્ડન્સ છે. તેમાં ઘણા લોકો હવા ખાવા જાય છે.

શહેરની ઉત્તરે લશ્કરી છાવણી છે. તેમાં યુરોપીયન અને દેશી લશ્કર રહે છે. મોટા અને મુલા નદીના કિનારાની પાસે ખીડકીની છાવણીમાં જનારી સડકની પાસે બે માઇલ સુધી યુરોપીયન લોકોની ઘણી કોઠીયો છે. પુનાથી ૩॥ માઇલ ઉપર અને ખડકીના સ્ટેશનેથી ૧॥ માઈલ ઉપર ગવર્નમેન્ટ હાઉસ છે. અહીં ઘણી સ્કુલો અને બે કોલેજો છે. તે સિવાય ભેતાવાડીની કોલેજ, ગવર્નમેન્ટ બાગ, અંગ્રેજોનું કબ્રસ્તાન, કાગળ બનાવવાની મીલ, કપડાં વણવાની મીલો વિગેરે જોવા લાયક છે. શહેરમાં નળદ્વારા પાણી અપાય છે. અહીં પંડિતા રમાબાઇની શારદાભવન નામની પાઠશાળામાં સ્ત્રીઓને સાદુ શિક્ષણ અપાય છે, કરબા પેઠમાં જર્મન સીલ્વર ફેકટરી છે, તેમાં જર્મન સીલ્વરનાં વાસણો ઉત્તમ બને છે. બંધના પુલથી ૧ માઇલ ઉપર યરોડા જેલ છે.

પુનામાં કપડાં, રેશમી વસ્ત્રો, અને તાંબાપાતળનાં વાસણો વિગેરે સારાં બને છે. અહીં માટીનાં પુતળાં સારાં થાય છે. પુનાનાં હવા પાણી સારાં છે. પુનામાં ગણપતીચોથનો ઉત્સવ સારો થાય છે. બંગાળામાં જેમ દુર્ગાપુજા થાય છે તેવી જ ધામધુમથી અહીં ગણપતિની પ્રતિમા બનાવી છેવટે પાણીમાં પધરાવે છે. ભાદરવા સુદ ૪ થી ૧૪ સુધી આ ઉત્સવ અહીં થાય છે. તે વખતે અહીં ઘણી ધામધુમ થાય છે અને ગણપતિની સવારી ચઢે છે. લોકો નાચગાન કરે છે.

**ખીડકી**—પુના આવતાં ખીડકીનું સ્ટેશન મુકી પુના અવાય છે. પુનાથી ૩ માઇલ ઉપર ખીડકીનું સ્ટેશન છે. અહીં લશ્કરી છાવણી છે, અહીંથી ૦॥ માઇલ ઉપર લડાઇનો સામાન રાખવાની કોઠી અને દારૂનું કારખાનું છે. સ્ટેશનથી ૧॥ માઈલ ઉપર જ ગવર્નમેન્ટ હાઉસ છે. તેમાં ૮૦ ફુટ ઉંચો મિનારો છે. ગવર્નમેન્ટ હાઉસમાં દરબાર હોલ, મહેમાનોને ઉતરવાનો ખંડ, નાચનો હોલ વિગેરે ઉત્તમ કામ છે. ખીડકીમાં આર્સનલ પાવડર અને સ્મોલ આર્મસ એમ્યુનિશન ફેકટરી છે તે જોવાની પરવાનગી લેવી પડે છે. તેમાં શીસાની ગોળીઓ, પીતળ અને કાગળના કારતુસો, ટોટીઓ, મોટાં કારતુસો, દારૂ બનાવવાનું કારખાનું, ફ્યુઝીંગ ટયુબો, વિગેરે છે.

**પાર્વતિજીનું મંદીર**—રેલ્વે સ્ટેશનથી ૪ માઇલ ઉપર પાર્વતી પર્વત ઉપર પાર્વતિજીનું વિશાળ મંદિર છે. પાસે હીરાબાગમાં એક સરોવર, મંદીર મસીદ, અને પેશ્વાઓની બેઠક છે. પહાડ ઉપર ચઢવાને નીચેથી ઉપર સુધી પગથીયાં બાંધેલાં છે. મંદીરના પહોળા ચોગાનના ખૂણા પાસે વિષ્ણુ, સૂર્ય, દુર્ગા અને સ્કન્દનાં નાનાં નાનાં મંદીરો છે. વચ્ચે પાર્વતિજીનું ખાસ મંદીર ઘણું મોટું છે જેમાં ચાંદીની મહાદેવજીની મૂર્તિ છે તેમના ખોળામાં સોનાનાં પાર્વતિજી અને સોનાના ગણપતિ છે. અહીં શ્રાવણ માસમાં મોટો મેળો ભરાય છે. પહાડ નીચે પાર્વતી તળાવ, હીરાબાગ, પાર્વતી ગામ છે.—અહિંથી ૧૨ માઇલ ખરકવાસલા વૉટરવર્કસ છે તેમાંથી શહેરમાં પાણી અપાય છે.

**સિંહગઢનો કિલ્લો**—પુનાથી ૧૫ માઇલ ઉપર સંહ્યાદ્રિ પર્વતના પૂર્વ તરફના પહાડ ઉપર સિંહગઢનો જુનો કિલ્લો છે. પુનાથી સિંહગઢ પર્વતની તળેટી સુધી ગાડી જાય છે. ત્યાંથી ઘોડા ઉપર કે ડોળીમાં ઉપર જવાય છે. રસ્તામાં એક મોટું સરોવર છે. આ તળાવમાંથી પુના અને ખડકીને નળવડે પાણી અપાય છે. ૩ દરવાજામાં થઇ અંદર કિલ્લામાં જવાય છે. દરવાજાથી ૦। માઇલ ઉપર રામરાજાનું મંદીર છે. પાસે એક સરોવર છે. અહિં યુરોપિયન લોકોના ઉનાળામાં રહેવા માટેના બંગલા છે.

**લોર્ડ રે ઇન્ડસ્ટ્રીઅલ મ્યુઝીયમ**—શુક્રવાર પેંઠમાં રે ઇન્ડસ્ટ્રીઅલ-મ્યુઝીઅમ છે. તે જોવા માટે ૦–૧–૦ ની ટીકીટ લેવી પડે છે. તેમાં દેશી કારીગીરીની ઉત્તમ ચીજો છે. અહિં રે પેપરમીલમાં કાગળ બને છે.

**ખંડોબાનું મંદીર**—પુનાથી ૩૨ માઇલ ઉપર જે જુરીનું સ્ટેશન આવે છે. ત્યાં ખંડોબાનું મદિર છે. ખંડોબા કરીને એક રાજા હતા. તેને શિવનો અવતાર સમજવામાં આવતો. અહીં જેને પ્રજા હોતી નથી તે ખંડોબાની બાધા રાખે છે કે જે પહેલું બાળક થશે તે મંદીરમાં આપીશું. તે બાળક થતાં ખંડોબાના મંદીરમાં અર્પણ કરે છે તે ત્યાં રહે છે. જો પુત્રી થાય છે તો તેને પણ ખંડોબા સાથે લગ્ન કરી મંદિરમાં રાખે છે. તે છોકરીને મુરલી કહે છે.

પુનાના બ્રાહ્મણો મહારાષ્ટ્ર બ્રાહ્મણો છે. તેઓમાં વિદ્વતા સારી છે. પુના પેશ્વાની રાજધાનીનું શહેર હતું. અહિં ભાષા મરાઠી છે. આ જીલ્લામાંથી મકાન બનાવવાના પથ્થર પહાડોમાંથી નીકળે છે. પશ્ચિમના જંગલમાં વાઘ વીગેરે છે. પહેલાં અહિં પૈઠનના રાજા શાલીવાહનનું રાજ્ય હતું તે પછી રજપુતોનું રાજ્ય થયું. તે કલ્યાણીમાં રહેતા તે પછી પ્રતાપી

રાજા શિવજીએ અહિં રાજ્ય સ્થાપ્યું પછી મરાઠાઓ પાસેથી અહીંનું રાજ્ય સને ૧૮૫૮ માં અંગ્રેજ સરકારના હાથમાં આવ્યું.

જૈનોનાં દેરાસર—અહિં વૈતાળપેંઠમાં ગોડીપાર્શ્વનાથનું, શ્રીઆદિશ્વરનુ, સોલાપુર બજારમાં આદિશ્વરનું, લશ્કર બજારમાં શાંતિનાથનું, અને વાનવાડીમાં શ્રી વાસુપુજ્યનું જૈન દેરાસરો છે. બીજાં ૩ ઘર દેરાસરો છે.

---

# પ્રકરણ ૧૧૫ મું.

## ઘોંડ જંકશન-અહમદનગર, કુરડુવાડી

---

**ઘોંડ**—પુનાથી આગળ ૪૬ માઇલ ઉપર ઘોન્ડનું જંકશન સ્ટેશન આવે છે, હવે ગ્રેટઇન્ડિયન પેનીન્શુલા લાઇનમાં જવું પડે છે. પુનાથી ઘોન્ડનું ભાડુ ૦—૧૨—૦ છે. વચ્ચે ૬ સ્ટેશનો આવે છે. સ્ટેશનની પાસે ધર્મશાળા છે. સ્ટેશનથી ૦॥ માઇલ ઉપર ભીમા નદી પાસે ગાડોન નામનું ગામ છે. જેમાં વિઠ્ઠલનાથજીનું મંદિર છે.

ઘોંડ જંકશનથી એક ટ્રેન મનમાડ જંકશન તરફ જાય છે. મુંબાઇથી નાસક ત્રંબ.ની યાત્રા કરી કેટલાક મનમાડ જંકશને જઇ ત્યાંથી ઘોંડ જંકશન આવી ત્યાંથી આગળ કુરડુવાડી થઇ પંઢરપુરની યાત્રા કરવા જાય છે. ઘોંડ અને મનમાડ વચ્ચે અહમદનગરનું રેલ્વે સ્ટેશન છે. ઘોન્ડથી આ ટ્રેન આગળ કુરડુવાડી થઇ હૉટગી તરફ જાય છે. એક બ્રેંચ લાઇન ઘોન્ડથી બારામતી સુધી જાય છે.

### અહમદનગર

મનમાડથી ઘોંડ આવતાં ૯૫ માઇલ ઉપર અહમદનગરનું સ્ટેશન આવે છે. ઘોન્ડથી અહમદનગર ૫૧ માઇલ થાય છે તેનું ભાડુ ૦—૧૪—૦ છે. ઘોન્ડથી આ લાઇનમાં ઘણા અહમદનગર જોવા જઈ શકે છે. મુંબાઇ ઇલાકામાં મધ્ય વિભાગમાં શિવા નદીના કિનારે તે જીલ્લાનું સદર સ્થાન છે. મનમાડ જંકશનથી અહમદનગર આવતાં રસ્તામાં ગોદાવરી નદી ઉપર રેલ્વેનો પુલ છે. મનમાડ અને છાવણીમાં મળી ૪૨ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. શહેરની આજુબાજુ માટીનો કોટ છે, અહિં ઘણે ભાગે મારવાડી લોકો વેપારીયો છે. અહીં તાંબા પીતળનાં વાસણ સારાં બને છે. તેમ ગલીચા સારા બને છે. જુની ઇમારતોમાં સરકારી ઓફીસો છે. મુસલમાન શરીફના મહેલમાં ડીસ્ટ્રીકટ જડજની કોર્ટ છે. અહીં બે ત્રણ દેવ મંદિરો, પારસીઓની અગીયારી, હાઇસ્કુલ, સરકારી કચેરીયો વિગેરે

છે. કુવાનું પાણી ખારૂ છે. સ્ટેશનથી ૨ા માઇલ ઉપર અને શહેરથી ૦ાા માઇલ ઉપર જુનો પત્થરનો કિલ્લો છે. કિલ્લાની ચારે બાજુ ખાઈ છે. પાસે લશ્કરી છાવણી છે. અંદર નાગર બાદશાહોના જુના મહેલ છે. શહેરથી ૬ માઇલ ઉપર ઉંચા પહાડ ઉપર ચાંદબીબીનો ત્રણ માળનો રોજો જોવા લાયક છે. આ જીલ્લામાં મરાઠાઓના કેટલાક જુના કિલ્લાઓ છે. અહમદ નીઝામશાહી બહરીએ સને ૧૪૧૪ માં અહમદનગર વસાવ્યું હતું. તે પહેલાં બ્રાહ્મણ હતો પણ પાછળથી મુસલમાન થઈ ગયો હતો. તેના પછીજ નીઝામશાહીનો વંશ ચાલ્યો છે. મુસલમાનો પાસેથી અહિંનું રાજ્ય મરાઠાઓએ લીધું અને તેમની પાસે હાલ અંગ્રેજ સરકારના કબજામાં આવ્યું છે.

## કુરડુવાડી.

દોંડથી મેઇન લાઇનમાં આગળ ૬૭ માઇલ ઉપર કુરડુવાડીનું સ્ટેશન આવે છે તેનું ભાડુ રૂ. ૧–૧–૦ છે. ધોન્ડથી આવતાં ૧૮ માઇલ ઉપર ડીકસલનું સ્ટેશન આવે છે તે પછી ભીમા નદી ઉપર રેલ્વેનો પુલ આવે છે. કુરડુવાડીથી બારસી લાઇટ રેલ્વેની એક બ્રેંચ લાઈન બારસી ટાઉન થઇ લાતુર તરફ જાય છે અને બીજી ટ્રેન પંઢરપુર તરફ જાય છે. કુરડુવાડીથી ગાડીમાંથી ઉતરી આ બ્રેંચ લાઇનમાં બેસવું પડે છે. કુરડુવાડીથી ઉત્તરમાં બારસીટાઉનનું સ્ટેશન ૨૨ માઈલ ઉપર છે અને ત્યાંથી આગળ ૬૪ માઇલ ઉપર લાતુરનું સ્ટેશન આવે છે. કુરડુવાડીના સ્ટેશનને પહેલાં બારસીરોડનું સ્ટેશન કહેતા. સ્ટેશન પાસે ધર્મશાળા છે.

---

# પ્રકરણ ૧૧૬ મું.

# પંઢરપુર.

---

કુરડુવાડીથી દક્ષિણ તરફ પંઢરપુર જતી બ્રેંચ લાઇનમાં બેસી પંઢરપુર જવું કુરડુવાડીથી ૩૨ માઇલ ઉપર આગળ પંઢરપુરનું રેલ્વે સ્ટેશન આવે છે. તેનું ભાડુ રૂ. ૦–૧૩–૦ છે. મુંબાઇ ઇલાકામાં દક્ષિણ વિભાગમાં શોલાપુર જીલ્લામાં ભીમા નદીની શાખા ચંદ્રભાગા નદીના જમણે કિનારે પંઢરપુર તાલુકાનું ગામ છે. પંઢરપુર યાત્રાનું સ્થાન છે. અહિં અગીઆરસ ઉપર ગામમાં પેસવાના માણસ દીઠ ૦–૪–૦ મ્યુનિસિપાલિટી તરફથી કર લેવાય છે. પણ સાધુ વેરાગી પાસેથી કર લેતા નથી. ભીમા નદી ઉપર રેલ્વેનો પુલ છે. ભીમા નદીને ભાગીરથી કે ચંદ્રભાગા

પણ કહે છે તે કૃષ્ણાના સ્ટેશન પાસે કૃષ્ણા નદીને મળે છે. પંઢરપુરમાં ૨૦ હજાર ઉપરાંત માણસની વસ્તી છે. અહિં મુંબાઇના શેઠીયાઓની ધર્મશાળાઓ સારી સવડવાળી છે. ત્યાં વાસણ અને બીછાનાં પણ મળે છે. યાત્રાળુઓ ગોરને ત્યાં ઉતરે છે. ઘણા ધર્મશાળામાંજ ઉતરે છે.

પંઢરપુરનો એક ભાગ જેમાં વિઠ્ઠલનાથજીનું મંદીર છે તેને પાંઢરીક ક્ષેત્ર કહે છે. અહિં ઘણા લોકો વિઠ્ઠલનાથજીને વિઠોબા પણ કહે છે

**મંદીર**—૩૫૦ ફુટ લાંબી અને ૧૭૦ ફુટ પહોળી જમીનમાં છે. તેમાં મંદીર ૪૦ ફીટ લાંબુ પહોળુ છે. મંદીરની આજુબાજુ વિશાળ કંપાઉન્ડ છે. પણ મંદીર તો નાનું છે. મંદિરમાં એક ભિંતે ચોરાસી દેવોની મુર્તિયો છે. ડાબી બાજુ ચાંદીથી મઢેલો એક સ્તંભ છે. જેને યાત્રાળુઓ ભેટે છે. મહારાજને ભેટવા માટે રૂા. ૧—૪—૦ લેવાય છે અંદર ૮ ફુટ લાંબા પહોળા એક ખંડમાં વિઠ્ઠલનાથની મુર્તિ પૂર્વ મુખે બિરાજે છે. તે પોતે વિટ એટલે ઇંટ ઉપર ઉભેલા છે, યાત્રાળુઓ ભીમાનદીમાં સ્નાન કરી પછી વિઠ્ઠલનાથજીનાં દર્શન કરે છે. મંદિરમાં પેસતા જમણા ગોખમાં અખા ભગતની મુર્તિ છે. વિઠ્ઠલનાથજીના મંદિરની પહેલી પાયરીએ બીજે પગથીએ નામદેવની મુર્તિ છે. અહીં ચંદ્રભાગા તિર્થ, સોમતિર્થ વિગેરે ઘણાં પવિત્ર સ્થાનો છે. નદીમાં ૧૧ ઘાટ પાકા બંધાવેલા છે. અહિં વિષ્ણુપદનું મંદિર છે તેમજ નારદની રેતી ઉપર કેટલાંક દેવ મંદિરો છે. રામબાગમાં લક્ષ્મીનારાયણ અને કોદંડરાયનું મંદિર છે. અહીં દર માસે સુદ એકાદશી ઉપર મેળો ભરાય છે, તેમ અશાડ, કાર્તક અને ચૈત્ર મહિનામાં ઘણા યાત્રાળુઓ આવે છે. મેળા વખતે શહેરમાં પેસતાં યાત્રાળુ પાસેથી મ્યુનીસીપાલીટી તરફથી ૦—૪—૦ કરના લેવામાં આવે છે. અહીંથી ચોખા, મકાઇ, દાળ વિગેરે દેશાવર જાય છે. વિઠ્ઠલનાથજીને વિષ્ણુના અવતાર માનવામાં આવે છે. અસાડ સુદ ૧૧ ના રોજ અહિં લાખો માણસો યાત્રા કરવા આવે છે. મંદિરની પાછલી બાજુએ રૂખમાઇજી, લક્ષ્મીજી, સુભદ્રા, બળભદ્ર, રામચંદ્રજી અને કાળ ભૈરવના મંદિરો છે. ' પુંડરીકવર દે હરિવિઠલ ' એ રીતે લોકો ભજન બોલે છે. અહિં વિઠ્ઠલજીને ઘણા માને છે. ચંદ્રભાગા નદીને પેલે કાંઠે મહાપ્રભુની બેઠક છે. મહાપ્રભુજી પ્રવાસ વખતે અહિં આવ્યા હતા એમ કહે છે.

**મહાત્મ્ય**—પુંન્ડલીક નામનો એક ભકત પોતાનાં માબાપની સેવા કરવાનું મુકી કાશી જતો હતો તે રાત્રે પંઢરપુરમાં એક બ્રાહ્મણને ત્યાં રહ્યાં. તે બ્રાહ્મણને માબાપની સેવા કરતો. તે જોઇ પેલો બ્રાહ્મણ ઘેર પાછો ગયો અને પોતાનાં માબાપની સેવા કરવા લાગ્યો. એક વખત

ભગવાન રૂક્ષ્મિણીને ખોળતા પંઢરપુરમાં આવ્યા તેમણે પુન્ડલીકને માબા-પના પગ ધોતાં જોયો અને ભગવાનને જોયા છતાં પણ માબાપની સેવા કરવાનું છોડી દીધું નહિ. તેથી ભગવાને તેની માતાપિતામાં દઢ ભક્તિ જોઇ પ્રસન્ન થઇને તેને વરદાન માગવાનું કહ્યું. ત્યારે પુન્ડલીકે કહ્યું કે હું તમને આ ઇંટ આપુ છું તેના ઉપર તમે હંમેશાં અહિંજ સ્થિત થાવ તે પછી ભગવાન ત્યાં જ ઇંટ ઉપર ઉભા છે. તે વિઠ્ઠલ અથવા વિઠોબા નામથી પછી પ્રસિદ્ધ થયા છે. દક્ષિણમાં પંઢરપુરનું મહાત્મ્ય વધારે છે. જેમ ગુજરાતમાં ડાકોરના રણછોડજીનું મહાત્ય વિશેષ છે. તેવું દક્ષિણમાં વિઠ્ઠલનાથજીનું મહાત્મ્ય વિશેષ છે. હજારો લોકો યાત્રાને દિવસે ' વિઠ્ઠલ વિઠ્ઠલ વિઠ્ઠલા, ' કરતા મંડળીયો સહિત વિઠ્ઠલનાથજીનાં દર્શન કરવા આવે છે. વિષ્ણુ સ્વામી સંપ્રદાયના નામદેવજી ભકત પણ અહિં જ થઇ ગયા છે. નામદેવ કરીને એક માણસ પંઢરપુરમાં રહેતો હતો. તેની એક પુત્રી વિધવા થઇ, તે પછી તે ભગવાનની પુજા કરવા લાગી. પુખ્તવયે ભગવા-નની કૃપાથી તેને પુત્ર થયો તેનું નામ નામદેવ રાખ્યું. એક વખત વામ-દેવ ગામ જવાથી નામદેવ ભગવાનની પુંજા કરી દુધ નૈવેદ્યમાં ધર્યું. તે ધારતા હતા કે ભગવાન દુધ પી જશે, પણ ભગવાને દુધ ના પીધું તેથી તેમણે પણ ન ખાધુ. બે ત્રણ દિવસ સુધી તેમ કર્યું છેવટે ભગવાનના આગળ નામદેવે કહ્યું કેઃ મારી ભકિતમાં શું ખામી છે તે આપ દુધ પીતા નથી ? એમ કરી છરી લઇ મરવા તૈયાર થયો જેવો તે છરી મારવા જાય છે તેવો તેનો હાથ ભગવાને પકડી લીધો અને તેના હાથનું દુધ પીધું અને નામદેવને દર્શન આપ્યાં. અત્યારે દક્ષિણમાં નામદેવ, તુકારામ એ સમર્થ ભકતો ગણાય છે. અહિં મંદિરમાં ભકતો પગે ઘુઘરા બાંધી ભ-જન ગાતા ગાતા નાચે છે.

પંઢરપુરથીજ રામેશ્વરના ગોર ગંગારામના નોકરો યાત્રાળુઓને મળી જાય છે, તેમ મદરાસમાંથી પણ આ ગોરના માણસો મળે છે, તે અ-હિંથી યાત્રાળુ સાથે રસ્તામાં સર્વ તિર્થસ્થાનોમાં પોતાને ખર્ચે સાથે આવે છે. અને જ્યાં જ્યાં યાત્રા કરવાની હોય ત્યાં સર્વ બતાવે છે.

---

## પ્રકરણ ૧૧૭ મું.

## બારસી, શોલાપુર, તુળજાભવાની, હોટગી.

---

બારસી—કુરડુવાડીના સ્ટેશનથી ૨૨ માઇલ ઉપર બારસી ટાઉનનું સ્ટેશન છે. શોલાપુર જીલ્લામાં તે તાલુકાનું ગામ છે. અહીં ૨૧ હજાર ઉપ-

રાંતની વસ્તી છે. અહીં વેપાર સારો ચાલે છે, રૂ અને તલ મુંબાઇ ઘણું જાય છે,—ગામમાં સરકારી કચેરીયો વિગેરે છે.

## શોલાપુર.

કુરડુવાડીથી ૪૯ માઇલ ઉપર શોલાપુરનું રેલ્વે સ્ટેશન છે. તેનું ભાડું ૦—૧૨—૦ છે. પુનાથી આવતી મદ્રાસ મેલ અહિં ઉભો રહે છે. મુંબાઈ ઇલાકામાં દક્ષિણ વિભાગમાં મહારાષ્ટ દેશમાં શોલાપુર જીલ્લાનું સદરસ્થાન છે. અહીં ૬૨ હજાર ઉપરાંતની વસ્તી છે. સ્ટેશન પાસે ધર્મશાળા સારી છે. સ્ટેશનથી ૦૫ા માઇલ ઉપર શહેરનો દરવાજો છે. પહેલાં શહેરની આજુબાજુ કોટ હતો તે મ્યુનીસાપાલીટીએ પડાવી નાખ્યો છે. શહેરમાં પાણીના નળ છે. અહિં ઘણાં દેવમંદિરો, હાઇસ્કુલ વિગેરે છે. ગામની દક્ષિણે તળાવની વચ્ચે સિદ્ધેશ્વર મહાદેવનું દેવળ છે તેની દક્ષિણે મ્યુનિસિપાલીટીનો બાગ છે. ત્યાંથી થોડે દૂર કલેકટરનો બંગલો અને ઓફીસ છે. પહેલાં અહિં લશ્કરી છાવણી હતી તેના બંગલા અહીં છે. ત્યાં હાલ સીવીલ સ્ટેશન છે. અહિં રીપન હોલ જોવા જેવો છે. અહીં કાપડ અને રેશમનો વેપાર ઘણોજ ચાલે છે. અહીં કાપડ વણવાની મીલો પણ છે. સ્ટેશનથી ૧ માઈલ ઉપર ગામની પાસે જુના વખતનો કિલ્લો છે તેની પૂર્વે સિદ્ધેશ્વરનું તળાવ અને ત્રણ બાજુ ખાઇ છે. ગામથી ૩ માઇલ ઉપર ૬ માઇલ લાંબુ મોટું સરોવર છે. તેમાંથી ગામમાં નળદ્વારા પાણી અપાય છે. અહિં દર મંગળવારે ગુજરી ભરાય છે. અહિં કપાસ અને મગફળીઓ વધુ પાકે છે. અહિં રેશમી અને સુતરાઉ સાડીઓ સારી થાય છે. અહિંથી તુળજાભવાનીના ગોરો મળે છે. અહિં તળાવની બાજુ ઉપર બગીચો છે.

## તુળજાપુર—તુળજાભવાની,

શોલાપુરથી ૧૨ ગાઉ ઉપર તુળજાપુર ગામ છે ત્યાં બળદની ગાડી ભાડે કરી જવાય છે. તેનું જવા આવવાનું ભાડું પાંચેક રૂપિયા લે છે. તુળજાપુર ગામની વચ્ચે બજાર છે. ગામ સાધારણ છે. અહિં મરાઠા પંડયાઓ છે. અહિં તુળજાભવાનીનું મોટું મંદિર છે. તેમાં અષ્ટભુજા સ્વરૂપે તુળજાભવાની માતાની મુર્ત્ત ઉભેલી છે. સામે ભવાનીશંકર મહાદેવનું શિવાલય છે. માતાજીના મંદીરમાં કલ્લોલતિર્થનામનો કુંડ છે તેમાં બ્રાહ્મણો સિવાય બીજાને ન્હાવા દેતા નથી. બ્રાહ્મણો પાસેથી ૦—૨—૦ કરના લઇ કુન્ડમાં ન્હાવા દે છે. અહિં ગોમુખ છે તેમાંથી જળની ધારા પડે છે, તેની નીચે જાત્રાળુ સ્નાન કરે છે. માતાજી સન્મુખ પત્થરનો મોટો ચોક છે. તેમાં રૂપાના શિક્કા દાટેલા છે. અહિં બ્રાહ્મણ વાણીયા વિગેરે સર્વ માતાજીને અડીને પુંજા કરી શકે છે. માતાજીને માટે ઘેરથી રસોઇ

ફરી જઇ નૈવેદ્યનો થાળ ધરાવાય છે. અહિં યાત્રાળુઓ પાસેથી માતાને થાળ ધરાવે તેના ૦—૧૨—૦ કર લેવાય છે.

### હોટગી જંકશન.

શોલાપુરથી આગળ ૯ માઇલ ઉપર હોટગી જંકશનનું સ્ટેશન આવે છે. પહેલાં અહિં દક્ષિણની રાજધાની હતી.

હોટગીથી બીજાપુર બ્રેન્ચ લાઇન નામની રેલ્વે બીજાપુર, બાગલકોટ થઇ ગદગ તરફ જાય છે.

---

## પ્રકરણ ૧૧૮ મું.

## હોટગીથી બીજાપુર, બાદામી થઇ ગદ્દગ

### બીજાપુર.

હોટગી જંકશનથી ગદગ જતાં ૫૯ માઇલ ઉપર બીજાપુરનું રેલ્વે સ્ટેશન આવેછે. તેનું ભાડુ ૦—૧૫—૦ છે. મુંબાઇ ઇલાકામાં દક્ષિણ વિભાગમાં બિજાપુર જીલ્લાનું તે સદરસ્થાન છે તેનું પહેલાં વિજયપુર નામ હતું. અહીં ૧૭ હજાર ઉપરાંત માણુસોની વસ્તી છે. સ્ટેશનનો પશ્ચિમે ગામ છે ગામની આજુબાજુ પત્થરનો કોટ છે. તેમાં ચારે બાજુ સાત દરવાજા છે. જે શાહપુર દરવાજો, જોહપુર દરવાજો, મક્કા દરવાજો, ફતેહ દરવાજો, અલીપુર દરવાજો, સ્ટેશન પાસે બાદશાહપુર દરવાજો અને ઉત્તરે બાહમની દરવાજો છે, કોટની અંદરજ કિલ્લો છે. તે કિલ્લાને બાદશાહગઢ કહે છે. ગામની અંદરના કિલ્લાની આજુબાજુ કોટ છે. કિલ્લાનું નામ અર્ક કિલ્લો છે. અંદર ઉત્તમ મકાનો છે. અહીં ઘણી મસીદો અને રોજા છે કિલ્લાની આજુબાજુ ખાઇ છે. કિલ્લામાં આનંદ મહેલ, ગંગનમહેલ, ચીનમહેલ, સતમજલા મહેલ, ગ્રેનરી, મક્કામસીદ, જુની મસીદ વિગેરે જોવા લાયક છે.

ગોળગુંબજ—ગામની પાસે સ્ટેશનની નજીક બાદશાહ મહમદ આદિલશાહનો રોજો જે ગોળ ગુંમ્બજ કહેવાય છે તે ઉત્તમ છે, તેમાં અહમદ આદિલશાહની તેમ તેની સ્ત્રી વિગેરેની કબરો છે. ગોળગુમ્બજથી ૦ા માઇલ ઉપર અલીપુર દરવાજે થઇ આગળ જતાં જુમામસીદ આવે છે. અંદર મોટા ચોગાનમાં હોજ છે. મસીદ જોવા જેવી છે.

કિલ્લાની પૂર્વ તરફના કોટ પાસે ખાઇની બહાર અશરીશરફના મહેલ છે જે જોવા લાયક છે. તેનાં કમાડોમાં હાથી દાંતનું જડાવકામ સુંદર હતું. ત્યાંથી આગળ એક તળાવ છે. કિલ્લાની અંદરના દરવાજા પાસે જુની મસીદ છે, જે પહેલાં જૈન મંદીર હતું તેની મસીદ બનાવી

દીધેલી છે. જેમાં ઘણા શિલા લેખ છે. કિલ્લાની અંદર આનંદમહેલ છે જેમાં હાલ આસીસ્ટંટ કલેકટર રહે છે. ગગનમહેલથી ઉત્તરે જૈન-મંદીરના પત્થરોથી બનાવેલી બીજી મસીદ છે. કિલ્લાની અંદર પાંચ માળનો ટાવર છે તે સાતમજલા મહેલ કહેવાય છે. ચીનમહેલમાં ચીનાઇ વાસણ મળે છે. અહિં હાલ કલેકટર અને જડજની કોર્ટો છે. ગ્રેનરી મકાન આગળ થોડે દૂર મક્કા મસીદ છે. તે સિવાય આદીલશાહનો રોજો, ગામની પશ્ચિમે મક્કા દરવાજાથી થોડે દૂર ઈબ્રાહીમ આદીલશાહનો રોજો, શાહપુર દરવાજેથી થોડે દૂર સિંહબુરજ, ત્યાંથી થોડે દુર હૈદરબુરજ ઉત્તમ અને જોવા લાયક છે. મક્કા દરવાજાથી થોડે દૂર તાજબાવલી નામની જોવા લાયક વાવ છે તે સીવાય ઘણાં મકાનો જોવા લાયક છે. આ જીલ્લાના પર્વતોમાંથી લોઢુ, સ્લેટના પત્થર વિગેરે નીકળે છે.

**બાદામી**—બિજાપુરથી ગદગ જતાં ૫૬ માઇલ ઉપર બાગલ-કોટનું સ્ટેશન આવે છે તે પછી ૧૬ માઇલ ઉપર બદામીનું સ્ટેશન આવે છે. અહિં ૩ હજાર ઉપરાંતની વસ્તી છે તે વિજાપુર જીલ્લામાં તાલુકાનું ગામ છે. ગામની પૂર્વે કિલ્લો છે અને એક ઉંચી ટેકરી ઉપર દેવમંદિર છે. એક બાજુ પર્વત ઉપર ૪ ગુફાઓ છે. ગામ બે પર્વતની વચ્ચે છે. પાસે તળાવ છે. એક બીજા પર્વત ઉપર જુનો કિલ્લો છે. નીચેના કિલ્લા પાસે હનમાનનું મંદાર છે ત્યાંથી થોડે દૂર શિવાલય છે. પાસે એક પર્વત ઉપર કિલ્લો છે તેની નજીક હિન્દુઓની ૩ ગુફાઓ અને ૧ જૈનોની ગુફા છે. તેમાં એક ગુફામાં ૧૮ હાથવાળા શિવની મુર્તિ છે. પાસે ગણુ-પતિ વિગેરેની મુર્તિઓ છે. પાસે એક મકાનમાં વિષ્ણુ, લક્ષ્મીજી અને ચોતરા ઉપર શિવ, પાર્વતી અને નંદીની મૂર્તિઓ છે. પાછળની ભીંત પાસે ૪ હાથવાળી મહિષાસુરને મારતી માહેશ્વરીની મુર્તિ છે. જમણી ભીંત પાસે ગણપતિ અને સ્કંદની મુર્તિઓ છે. આ ગુફાથી બીજી ગુફામાં જવા પગથીયાં છે. ત્યાં વારાહજીની અને વામનજીની મોટી મુર્તિઓ છે. આગળ ગરુડ ઉપર વિષ્ણુ છે. ત્રીજી ગુફા સર્વથી ઉત્તમ છે જેમાં અર્ધનારીશ્વર શિવ, અને શિવપાર્વતિની મુર્તિઓ પત્થર ખોદીને બનાવેલી છે. અંદર ૧૧ ફીટ ઉંચી નૃસિંહની મુર્તિ છે પાસે એટલીજ ઉંચી શિવની મુર્તિ છે. પૂર્વ તરફ શેષની ફેણુ નીચે નારાયણ છે. જૈનગુફા—ત્રીજી ગુફાથી થોડે દૂર છે તેમાં બુદ્ધની મુર્તિ અને જૈનોના દેવોની પ્રતિમાઓ છે.

બદામીથી ૨ માઇલ ઉપર મલપર્વા નદી પાસે વનશંકર ગામમાં પાર્વતિજીનું મંદીર છે. ત્યાંથી પાસે એક મોટું તળાવ છે. અહીં વાંદરાં ઘણાં છે. તળાવને કિનારે પાર્વતિજીનું મંદિર છે. મલપર્વા નદીના કિનારે જુના વખતનાં કેટલાક હિન્દુ અને જૈનોનાં મંદીરો છે. પાપનાશનું

મંદીર ગામમાં ઉત્તમ છે. બદામીથી ૫ માઇલ ઉપર એવલીની પાસે ૧ હિંદુની અને ૧ જૈનોની ગુફા છે.

બદામીથી આગળ ૪૨ માઇલ ઉપર ગદગનું રેલ્વે જંકશન સ્ટેશન આવે છે; તે ગુન્ટકલ જંકશનથી હુબલી જતાં રસ્તામાં આવે છે. ગદગથી એક ટ્રેન હુબલી તરફ જાય છે અને તે ગદગ, હોસપેટ થઇ ગુન્ટકલ તરફ જાય છે. ગદગની હકીકત આગળ આવશે.

## પ્રકરણ ૧૧૯ મું.

## હોટગીથી ગુલબર્ગા, વાડી, કૃષ્ણા, રાયચુર, તુંગભદ્રા, અડોણી, ગુંટકલ.

**ગુલબર્ગા**—બદામીથી પાછા હોટગી આવી ત્યાંથી મેઇન લાઇનમાં વાડી જતાં ૭૧ માઇલ ઉપર ગુલબર્ગાનું સ્ટેશન આવે છે તેનું ભાડું ૦–૧૫–૦ છે. હૉટગી જંકશન પછી કેટલાક માઇલ પછી હૈદ્રાબાદ રાજ્યની હદ શરૂ થાય છે. ગુલબર્ગ હૈદ્રાબાદ રાજ્યમાં જીલ્લાનું સદરસ્થાન છે. અહીં ૨૮ હજાર ઉપરાંતની વસ્તી છે. ગામથી તે રેલ્વે સ્ટેશન સુધી નીઝામ સરકારની ઘણી ઓફીસો છે. અહિંનું બજાર ઉત્તમ છે ગામની પાછળ જુના વખતનો કિલ્લો છે. તેમાં જુમામસીદ છે. આ મસીદ ઘણી મોટી છે. શહેરની પૂર્વ ઘણા જુના રોજા છે. ત્યાં તાલુકદારની કચેરી, ગુલબર્ગાની ત્રેઝરી, અને જુડીશીયલ આફીસ છે. પાસે બન્દાને વાજની દરગાહ છે. તેને મુસલમાનો માને છે. પાસે ઔરંગઝેબની બનાવેલી ધર્મશાળા અને મસીદ છે. ગામ મોટું અને જોવા લાયક છે.

**વાડીજંકશન**—ગુલબર્ગાથી ૨૩ માઇલ ઉપર વાડીનું જંકશન સ્ટેશન આવે છે. અહીંથી નીઝામ ગવર્નમેન્ટ રેલ્વે હૈદ્રાબાદ તરફ જાય છે, હૈદ્રાબાદની હકીકત આગળ આવી ગઇ છે વાડી જંકશનથી ૧૧૫ માઇલ ઉપર હૈદ્રાબાદનું રેલ્વે સ્ટેશન છે તેનું ભાડું રૂ. ૧–૧૪–૦ છે. વચ્ચે નવાનદગી, ધરૂર, વીકારાબાદ વિગેરેનાં મોટાં સ્ટેશનો આવે છે. મુંબાઇથી આવનારા લોકો અહિં થઇ હૈદ્રાબાદ જાય છે. વાડીથી આગળ જાણે કોઇ બીજા પ્રદેશમાં આવ્યા હોઇએ એવું લાગે છે. લોકોનો પહેરવેશ પણ જુદો અને બોલી પણ જુદી હોય છે.

### કૃષ્ણા.

વાડી જંકશનથી આગળ મેઇન લાઇનમાં ૫૧ માઇલ ઉપર કૃષ્ણા નદીના કિનારા ઉપર કૃષ્ણાનું રેલ્વે સ્ટેશન છે. સ્ટેશન પાસે મારવાડીયોની ધર્મશાળા છે. સ્ટેશનથી ૦ા માઇલ ઉપર કૃષ્ણા ગામ છે. ગામમાં પણ

ધર્મશાળા છે. ત્યાં સદાવર્ત અપાય છે, યાત્રાળુઓ અહિં ઉતરી કૃષ્ણા નદીમાં સ્નાન કરે છે. અહિં કૃષ્ણા નદી ઉપર રેલ્વેનો મોટો પુલ છે.

## રાયચુર,

કૃષ્ણાથી ૧૦ માઇલ ઉપર આગળ યરમારાસનું રાયચુરની છાવણીનું સ્ટેશન મૂકી આગળ ૬ માઇલ ઉપર રાયચુરનું રેલ્વે સ્ટેશન આવે છે. ગ્રેટ ઇંડિયન પેની-શુલા રેલ્વેનું આ છેલ્લુ સ્ટેશન છે. અહિંથી ગાડી બદલી યાત્રાળુઓએ મદ્રાસ રેલ્વેની ટ્રેનમાં બેસવું. રાયચુરની લશ્કરી છાવણી સ્ટેશનથી ૬ માઈલ ઉપર યરમારાસનું સ્ટેશન આવે છે ત્યાં છે. હૈદરાબાદ રાજ્યનું રાયચુર જીલ્લાનું સદર સ્થાન છે. અહીં છાવણી સાથે ૨૪ હજાર ઉપરાંતની વસ્તી છે. સ્ટેશનથી ૧ માઇલ ઉપર ગામ છે તેમાં ઉત્તમ સડકો છે. અહીં માટીનાં વાસણો અને જોડા સારા બને છે. રાયચુરથી ૧॥ માઇલ ઉપર રાયચુરનો ઉત્તમ કિલ્લો છે. ત્યાં ઉત્તરના દરવાજા પાસે ટાવર તેમજ પત્થરનો હાથી છે. કિલ્લામાં સીકન્દરીયા દરવાજા પાસે જુનો મહેલ છે. જ્યાં હાલ જેલ છે. મેદાનથી ૩૦૦ ફુટ ઉંચે ગઢ છે કિલ્લો જોવા જેવો છે. રાયચુરથી યાત્રાળુઓને ઉતરી મદ્રાસ અને સધર્ન મરાઠા રેલ્વેમાં બીજી ગાડીમાં બેસી આગળ જવું પડે છે. રાયચુરથી આગળ તો બધુ નવું નવું જ લાગે છે. રસ્તામાં પહાડો ઘણા જોવામાં આવે છે. પહાડ જાણે પત્થરનો મોટો ઢગલો હોય તેવો જણાય છે.

**તુંગભદ્રા**—રાયચુરથી ૧૭ માઈલ ઉપર તુંગભદ્રારીવરનું સ્ટેશન આવે છે. અહિં નીઝામની હદ મૂકી આગળ અંગ્રેજી રાજ્યની હદ આવે છે. વચ્ચે તુંગભદ્રા નદી છે. નદી ઉપર રેલ્વેનો પુલ છે.

**અડોણી**—તુંગભદ્રાથી ૨૬ માઇલ ઉપર આગળ અડોણીનું રેલ્વે સ્ટેશન આવે છે. મદ્રાસ ઇલાકામાં બલારી જીલ્લાનું તે તાલુકાનું ગામ છે. ગામમાં તહેસીલદાર અને ડીપોટી કલેકટરની કચેરીઓ, દવાખાનું વિગેરે છે. અહીં કપડાં અને રેશમી વસ્ત્રો સારાં વણાય છે. રૂનો વેપાર ઘણો ચાલે છે. ગામથી ૫ માઈલ ઉપર પહાડ ઉપર અદોનીનો જુનો કિલ્લો બારા કિલ્લા અને તાલબંદી છે. રસ્તે જતાં વચમાં તળાવ છે. અહિંનાં હવા પાણી સારાં ગણાય છે. અહિં સીતાફળ ઘણાં થાય છે અને તે વખણાય છે,

## ગુંટાકલ જંકશન

અદોનીથી આગળ ૩૨ માઈલ ઉપર ગુન્ટકલનું રેલ્વે જંકશન સ્ટેશન આવે છે. ગુન્ટકલથી કરનુલ, વિનકુન્ડા, ગુન્ટુર, મંગલગીરી થઇ બેઝવાડા તરફ જાય છે. બીજી ટ્રેન બલારી, ગાદીગનુર, હોસ્પેટ ( કિષ્કીંધા ) ગદગ

જંકશન હુગલી, ધારવાડ થઇ મરમાગીવા અંદર તરફ જાય છે. અને મેઇન લાઇન રેણુગુન્ટા જંકશન થઇ મદ્રાસ તરફ જાય છે. અને એક ટ્રેન—ગુન્ટકલ બેંગલોર સીટી સેકશન—ધર્માવરમ, હીન્દુપુર થઈ બેંગલોર સીટી તરફ જાય છે. ગુન્ટાકલનું સ્ટેશન મોટુ અને સારૂં છે, તેમાં વેઇટીંગ રૂમોના હોલ મોટા અને સારા છે.

---

## પ્રકરણ ૧૨૦ મું.

## ગુન્ટાકલ જંકશનથી બલ્લારી, કુમારસ્વામી થઇ હોસ્પેટ.

---

### બલ્લારી.

ગુન્ટકલ જંકશનથી હુબલી ગુન્ટકલ સેકશનમાં ધારવાડ તરફ જતાં ૩૧ માઇલ ઉપર બલ્લારીનું સ્ટેશન આવે છે. તેનું ભાડુ ૦—૭—૯ છે. બેલ્લારીથી એક ટ્રેન રાયદુર્ગ તરફ જાય છે. બેલ્લારી સ્ટેશનથી ૨ માઇલ દૂર આગળ બેલ્લારી કેમ્પનું સ્ટેશન આવે છે. મદ્રાસ ઈલાકામાં બલ્લારી જીલ્લાનું સદરસ્થાન છે. અહીં ૬૦ હજાર ઉપરાંતની વસ્તી છે. સ્ટેશન પાસે રાનીક્ષેત્ર નામની ધર્મશાળા છે. ગામ એક પહાડની તળેટી પાસે છે. અહીં ઘણાં રૂનાં કારખાનાં અને મીલો છે. અહીંથી ૨ માઇલ ઉપર લશ્કરી છાવણી છે. ગામની ઉત્તરે સરકારી કચેરીયો છે. કિલ્લાની સામે એક પર્વત છે તેને લોકો તાંબાનો પહાડ કહે છે. પહેલાં અહિંથી તાંબુ નીકળતું હતું. તેમાં લોઢાની પણ ખાણો છે. અહીં ગરમી વધુ પડે છે. ઝાડોની પણ અછત છે. ગામ પાસે એક પહાડ ઉપર કિલ્લો છે, ત્યાં તળાવ, એક જુનું શિવમંદીર, અને એક જુના સ્તંભ ઉપર હનુમાન વિગેરેની મૂર્ત્તિયો છે. ગામ પાસે નીચે પણ ટીપુ સુલ્તાનનો બનાવેલો કિલ્લો છે.

### કુમારસ્વામી.

બલ્લારીથી ૨૪ માઇલ ઉપર ગાદીગનુરનું રેલ્વે સ્ટેશન છે ત્યાંથી ૧૬ માઇલ દૂર એક પહાડ ઉપર કુમારસ્વામીનું મંદીર છે. ૫ ગોપુરો પછી કાર્તિક સ્વામીના નીજ મંદીરના મોટા ચોગાનમાં જવાય છે. જેની પાસે એક મોટું ગોપુર અને અંદર કાર્તિક સ્વામીનું નિજમંદિર છે. જેની આજુબાજુ એરમ્ભુ, સુબ્રહ્ય વિગેરેનાં ૪ મંદિરો છે. ગાદીગનુરથી ૧૨ માઇલ સુધી બળદ ગાડી જઇ શકે છે. ત્યાંથી આગળ ૪ માઈલ સુધી પહાડી રસ્તો છે. અહીં દર વર્ષે કાર્તકી પુનમે મોટો મેળો ભરાય છે. દ્રાવિડીયન લોકો કુમારસ્વામી અથવા કાર્ત્તકેયને સુબ્રહ્મણ્ય કહે છે. તેમનાં

સ્કંદ, સેનાની, ષડમુખ વિગેરે નામો છે. કુમારસ્વામી અથવા કાર્ત્તિકેય સ્વામી મહાદેવજીના પુત્ર છે.

મહાત્મ્ય—કાર્ત્તિક સ્વામી અને ગણપતિને તેમનાં માબાપ–શિવ-પાર્વતિએ કહ્યું કે: જે સર્વથી વહેલો પૃથ્વી પ્રદિક્ષીણા કરી આવે તેને કન્યા પરણાવીએ તે પછી કાર્ત્તિકેય પૃથ્વીની પ્રદિક્ષણા કરવા ગયા અને ગણપતિએ માતાપિતાની સાતવાર પ્રદિક્ષણા કરી કહ્યું કે: મેં માતા-પિતાની પ્રદિક્ષણા કરી તેથી પૃથ્વી પ્રદિક્ષણાનું ફળ મળ્યું છે. તેથી શિવ પાર્વતિએ તેમનું સિદ્ધિ અને બુદ્ધિ સાથે લગ્ન કર્યું. આ વાત કાર્તિક સ્વામીએ જાણી રીસાઇને મલ્લિકાર્જુન મહાદેવથી ૧૨ ગાઉ ઉપર ક્રૌંચ પર્વત ઉપર રહ્યા છે એવું શિવપુરાણમાં છે. જે કૃતિકા નક્ષત્રમાં કાર્તિક સ્વામીનાં દર્શન કરે છે તેને મનોવાંછિત ફળ પ્રાપ્ત થાય છે. કાર્તિકેય અગ્નિના પુત્ર, કૃતિકાના પુત્ર, રૂદ્રના પુત્ર અને ગંગાના પુત્ર ગણાય છે. ષષ્ટીદેવી કાર્તિકેયનાં પત્નિ છે. તે બાળક આપનારી દેવી છે. તે બ્રહ્માની માનસી કન્યા ગણાય છે. બાળક જન્મ્યા પછી સુવાવડમાં છઠે દિવસે છઠીનું પુજન થાય છે, તેનું કારણ ષષ્ટીદેવી બાળકનું રક્ષણ કરે એજ છે. એવું દેવી ભાગવતમાં છે.

## હોસ્પેટ.

ગાદીગનુરના સ્ટેશનેથી ૧૬ માઇલ ઉપર હોસ્પેટનું રેલ્વે સ્ટેશન છે. તેનું ભાડુ ૦–૪–૦ છે. ગુન્ટકલથી હોસ્પેટ ૭૧ માઇલ છે અને તેનું ભાડુ રૂા. ૧–૨–૦ છે. હોસ્પેટ બલ્લારી જીલ્લામાં છે. ત્યાં ૧૩ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. અહીં હેડ એસીસ્ટંટ કલેકટરનું સદરસ્થાન છે. અહિં મેજીસ્ટ્રેટ અને મામલતદારોની કચેરીયો છે. હોસ્પેટથી એક બ્રાંચ લાઇન ગુન્ડારોડ થઇ કાનીવિહાલી તરફ જાય છે.

—:o:—

## પ્રકરણ ૧૨૧ મું.

## કિષ્કિંધા અથવા વિજયાનગર–વિરૂપાક્ષ મહાદેવ.

હોસ્પેટથી ૭ માઇલ ઉપર હાપી ગામ છે. જે હોસ્પેટ તાલુકામાં છે. અહીં હજારેક માણસોની વસ્તી છે. અહીંથી બળદગાડીમાં વિરૂપાક્ષ શિવના દેવાલયે જવાય છે, હોસ્પેટથી ત્યાં જવા માટે જતા આવતાની ગાડી ભાડે મળી શકે છે. વિરૂપાક્ષ શિવના મંદીર પાસે મોદીયોની દુકાનો છે. મંદિરની પૂર્વ તરફના ચોગાનમાં યાત્રાળુઓ મુકામ કરે છે. મંદીરનો પુંજારી યાત્રાળુઓને અહિં દર્શન કરાવે છે.

**વિરૂપાક્ષ મહાદેવનું મંદિર**—આ મંદીરનો દરવાજો પૂર્વ દીશામાં છે. અંદર ગોપુરમાં કેટલીક દેવમૂત્તિ‌ઓ છે. ગોપુરની પશ્ચિમે મોટું ચોગાન છે. ત્યાં કુવો છે. તેમ ત્યાં ચારે બાજુ મકાનો છે. ગોપુરની દક્ષિણ બાજુએ ગણુપતિ અને ઉત્તરે દેવીની મૂર્તિઓ છે, પશ્ચિમના ચોગાગનમાં ઠેકાણે ઠેકાણે પાર્વતિ વગેરે દેવોની મૂર્તિઓ છે. ચોગાનની ચારે બાજુ કોટ છે. જેની અંદર યુરોપિયનો વિગેરે જઇ શકતા નથી. ચોગાનના પશ્ચિમ ભાગમાં વિરૂપાક્ષ શિવનું મંદીર છે. મંદીર ઉપર સોનેરી કળશ છે. જેની પૂર્વે એક ખંડ અને મોટો મંડપ છે. મંદીરમાં અંધારૂં હોવાથી દિવસે પણ દીવા બાળવા પડે છે. સમય સમયનાં દર્શન થાય છે. મંદીરનું ખર્ચ જાગીરની આવકથી ચાલે છે. ખાસ પૂજા વખતે શિવલિંગ ઉપર શ્રંગારમુર્તિ મુકે છે. મંડપની પૂર્વે સોનાનાં પતરાં જડેલો એક ઉંચો સ્તંભ છે. મંદિરની ઉત્તરે એક તળાવ છે અને પાસેજ હેમકૂટ પર્વત નામનો પર્વત છે. જેના ઉપર ૧૨ દેવમંદીરો છે. મંદીરના મુખ્ય દરવાજાથી ૦ાા માઇલ ઉપર મોટા નંદીની પાસે મતંગ પર્વત સુધી સડક છે. ત્યાં ચૈત્રી પુનમે શિવની ભોગમુર્તિનો વરઘોડો કહાડી લઇ જાય છે.

**ચક્રતીર્થ**—વિરૂપાક્ષના મંદીરથી ૦ાા માઇલ ઉપર ઉત્તર તરફ રૂષ્યમુક પર્વતનો ફેર ખાઇને પહાડીઓની વચ્ચે તુંગભદ્રા નદી વહે છે. તેને ચક્રતિર્થ કહે છે. તેની ઉત્તરે રૂષ્યમુક પર્વત અને દક્ષિણે રામચંદ્રજીનું મંદીર છે. જેમાં રામચંદ્રજી વિગેરેની મુર્તિઓ છે. મંદીરની પાસે સૂર્ય, સુગ્રીવ, રંગજી વીગેરેની મુર્ત્તિઓ છે. યાત્રાળુઓ ચક્રતિર્થમાં સ્નાન કરીને રામમંદિરમાં મેવા અને ફળ મુકે છે. અહિં રૂષ્યમુક પર્વતની ત્રણ બાજુ તુંગભદ્રા નદી વહે છે. આ નદી કૃષ્ણા નદીમાં મળે છે. ચક્રતિર્થની ઉત્તરે રૂષ્યમુક પર્વતની પૂર્વે સીતાસરોવર નામનો જળનો કુન્ડ છે તેની પાસે એક નાની ગુફા અને દક્ષિણ કાશી, સીતાઆભરણ અને રામલક્ષ્મણનાં પગલાં છે. ચક્રતિર્થની થોડે દૂર પૂર્વે એક મોટું મંદીર છે. જેની પૂર્વે પર્વત ઉપર અનેક શિવમંદિરો અને વિઠોબાનું મંદિર છે.

**સ્ફટિક શિલા**—વિરૂપાક્ષ શિવથી ૪ માઇલ ઉપર માલ્યવાન પર્વત છે જેના એક ભાગનું નામ પ્રવર્ષણ ગીરી છે. ત્યાં રામચંદ્ર અને લક્ષ્મણે વનવાસ વખતે ચોમાસુ રહ્યા હતા. તેની પાસે ચક્રતિર્થથી પૂર્વે સ્ફટીક શિલા નામનું એક સ્થાન છે. જ્યાં ગુફામાં શ્રીરામચંદ્રજી, લક્ષ્મણ, સુગ્રીવ, અને હનુમાનની મુર્તિ છે. તેની આસપાસ અનેક મંદિર અને મંડપો છે. અહીં એક મોટો રથ છે તે રથયાત્રાને દિવસે નીકળે છે.

**કૃષ્ણમંદિર**—વિરૂપાક્ષ મંદિરની દક્ષિણે પર્વત છે તે પછી કૃષ્ણનું મંદિર છે. રસ્તો ફેર ખાઇને જવાનો છે. જતાં પ્રથમ શિવનું જુનું મંદિર આવે છે ત્યાં માત્ર નંદી છે. તે પછી એક કંપાઉન્ડમાં નૃસિંહજીની મોટી બેઠેલી મુર્તિ ૨૨॥ ફીટ ઉંચી છે. જેના ઉપર શેષ નારાયણનું છત્ર છે. અંદર એક નાના મંદિરમાં મોટું શિવલિંગ છે. જેની પાસે કૃષ્ણનું મોટું મંદીર છે જેની આજુબાજુ ચોગાન મુકી પત્થરનો કોટ છે. ત્યાંથી થોડે દૂર એક મંદીરમાં ૧૦ ફીટ ઉંચી ગણપતિની મુર્તિ છે.

**સુગ્રીવની** રાજધાની-આનાગન્દી—વિરૂપાક્ષના મંદિરથી પગ દંડીએ રસ્તે ૨ માઇલ ઉપર તુંગભદ્રા નદીના ડાબે કિનારે નીઝામ રાજ્યનું આનાગંદી ગામ છે. જયાં પહેલાં સુગ્રીવની રાજધાની હતી એમ કહે છે. ચક્રતીર્થથી આગળ જુનાં ત્રણેક મંદીર આવે છે. આનાગંદીની સામે તુંગભદ્રા નદી વહે છે. અહિં મોટા એક ટોપલામાં બેસીને નદી ઉતરાય છે. ૧૦ ફુટ વ્યાસના આ ટોપલામાં ૨૦ માણસો બેસી શકે છે. તેની તળે ચામડુ મઢેલું હોય છે. દર માણસ દીઠ ૦—૧—૦ લઇ પાર ઉતારે છે. આનાગંદીના દરવાજાથી ૦॥ માઇલ દુર આનાગંદીના રાજાનો મહેલ છે. રાજા તરફથી સદાવર્ત અપાય છે. અહિંનો રાજા હૈદ્રાબાદના રાજ્યના તાબાનો જમીનદાર છે.

**પંપા સરોવર**—આનાગંદીથી ૧ માઇલ દુર તુંગભદ્રાની ઉત્તરે પંપાસરોવર નામનું જુના વખતનું સરોવર છે. આનાગંદીથી ત્યાં પગરસ્તે જવાય છે. સરોવર ૨૨૫ ફુટ લાંબુ પહોળુ છે. જેની ઉતરે માનસરોવર નામનું નાનું સરોવર છે. બંને તળાવોની ત્રણે તરફ નીચી પહાડીયો છે. તળાવની પશ્ચિમે જુનાં મંદિરો છે. જેમાં એકમાં લક્ષ્મીજી, અને શ્રીનિવાસ ભગવાનની મુર્તિ છે ત્યાં એક પુંજારી રહે છે. પંપાસરોવરથી ૩૦ ગાઉ ઉપર શબરીના જન્મસ્થાનનું સુરોવનમ નામનું ગામ છે. પંપા સરોવરથી વિરૂપાક્ષ શિવના મંદિરે આવવાનો પગ ડંડીયો રસ્તો છે. રસ્તામાં **અંજની** પર્વત આવે છે તે રૂષ્યમુક પર્વતની ઉત્તરે છે. જેના ઉપર એક મંદિર છે.

**વિજયાનગર**—વિરૂપાક્ષ શિવમંદિરથી ૨ માઈલ ઉપર વિજયાનગરના રાજાના મહેલનો એક ભાગ અને સ્રીયોને ન્હાવાનું સ્થાન છે તેની પાસે એક હોજ છે. અહીં હાથીખાનું, જનાનાનાં, ખજાનાનાં મકાન વિગેરે ઇમારતો છે. એક બાજુ તખ્ત છે. અહીં એક મોટું મંદીર છે. ડાકબંગલા પાસ કમાલપુર થઇને હોપી જવાય છે. હોપીમાં પહેલાં વિજયાનગરના રાજાઓની રાજધાની હતી. નદીની આજુબાજુ રાજાઓના મહેલોનાં ખંડેરો છે. રાજમહેલ પાસે થોડે દુર તુંગભદ્રાને કિનારે વિષ્ણુનું મંદીર છે.

**મહાત્મ્ય**—રાવણ સીતાને હરી ગયો ત્યારે રામચંદ્રજી સીતાની શોધ કરતા રૂષ્યમુક પર્વત ઉપર પંપાસરોવર પાસે અહીં આવ્યા. તે વખતે રૂષ્યમુક પર્વત ઉપર વાલીનો ભાઇ સુગ્રીવ રહેતો હતો. અહીં સીતાએ જતાં જતાં એક વસ્ત્ર અને ઝાંઝર નાંખ્યું હતું તે સુગ્રીવે રામને બતાવ્યું અને સુગ્રીવે સીતાને લાવી આપવાની અને રામે તેને રાજ્ય અપાવવાની સરતે રામ સાથે સુગ્રીવે મૈત્રી અહિં કરી હતી. માલ્યવાન પર્વત નીચે કિષ્કીંધામાં વાલી અને સુગ્રીવ વચ્ચે યુદ્ધ થયું તેમાં રામે વાલીને બાણ મારી માર્યો. પછી માલ્યવાન પર્વતઉપર રામચંદ્રજી લક્ષ્મણ સાથે આખુ ચોમાસુ રહ્યા હતા. તે વખતે પંપાસરોવર પાસે ઋષિઓની સેવા કરનારી શબરી રહેતી હતી. તેનાં બોર રામચંદ્રજીએ ખઈ તેને સ્વર્ગે મોકલી હતી. આ પર્વત ઉપર એક મોટી ગુફામાં સુગ્રીવ રહેતો હતો. હનમાને સુગ્રીવની સાથે રામચંદ્રજીની મૈત્રી કરાવી હતી. કિષ્કીંધા નગરી રૂષ્યમુક પર્વત પાસે હતી ત્યાં વાલીને મારી રામે સુગ્રીવને ગાદી અપાવી હતી. સરોવરમાં પંપાસરોવર ઉત્તમ છે. યાત્રાળુઓ તેમાં સ્નાન કરે છે.યાત્રાળુઓ કિષ્કીંધાની યાત્રા કરી પાછા હોસ્પેટ જઇ ત્યાંથી મદ્રાસ તરફ જાય છે.

---

## પ્રકરણ ૧૨૨ મું.

## હોસ્પેટથી લકુન્ડી, ગદગ, અને હુબલી.

---

**લકુન્ડી**—હોસ્પેટથી આગળ ૪૧ માઇલ ઉપર હરલાપુરનું રેલ્વે સ્ટેશન આવે છે. ત્યાંથી ૪ માઇલ ઉપર લકુન્ડી ગામ છે. તેનું પહેલાં લોકાકન્ડી નામ હતું અહીં ઘણાં જુના વખતનાં મંદિરો છે. અહિં કાશીવિશ્વનાથનું મંદિર ઉત્તમ છે. એક તળાવ ઉપર નંદીશ્વરનું મંદીર છે. ગામમાં મલ્લિકાર્જુનનું મંદિર છે. તે સિવાય ઇશ્વરનું, અને મચ્છિકેશવનું મંદિર છે એક વાવ ઉત્તમ છે.

**ગદગ**—હરલાપુર સ્ટેશનથી ૭ માઇલ ઉપર ગદગનું રેલ્વે જંક્શન સ્ટેશન આવે છે. ગદગથી એક ટ્રેન બિજાપુર થઇ હોટગી જંક્શન તરફ જાય છે તેની હકીકત આગળ આવી ગઇ છે. ગુન્ટકલ જંક્શનથી આ ટ્રેન અહિં આવી આગળ હુબલી સુધી જાય છે.

મુંબાઇ ઇલાકામાં ધારવાડ જીલ્લાનું ગદગ એ તાલુકાનું ગામ છે.અહિં ૨૪ હજાર માણસોની વસ્તી છે. અહીં સરકારી કચેરીઓ ઉપરાંત કારવાર કંપનીની રૂની કોઠી, અને બજાર છે અહીં રૂ અને રેશમનો વેપાર સારો ચાલે

છે. ગામમાં દક્ષિણ મહેલ્લામાં ત્રિકુટેશ્વર મહાદેવનું મંદિર ઉત્તમ છે. તેમાં કંપાઉન્ડમાં કુવો વિગેરે છે. તે સિવાય એક વૈષ્ણવ મંદિર છે. ત્યાંથી થોડે દૂર જૈન મંદિર છે.

**હુબલી**—ગદગથી આગળ ૩૬ માઇલ ઉપર હુબલીનું રેલ્વે સ્ટેશન આવે છે. તેનું ભાડું ૦–૯–૦ છે. ધારવાડ જીલ્લામાં હુબલી તાલુકાનું ગામ છે. અહીં ૫૩ હજાર ઉપરાંતની વસ્તી છે. અહીં સરકારી કચેરીયો, દવાખાનું વીગેરે છે. હુબલીમાં રૂ, રેશમ, અને મીઠાનો વેપાર સારો ચાલે છે, તાંબાનાં વાસણ ઘણાં બને છે. રૂના વેપારનું આ એક મોટું મથક છે. હુબલીનું જંકશન સ્ટેશન છે.

પુનાથી એક ટ્રેન સતારા, મીરજ, બેલગામ, લોન્ડા ધારવાર થઇ અહીં આવે છે જે હરીહર. બીરૂર, અને આરસીકર થઈ બેંગલોર સીટી તરફ જાય છે. તે હકીકત હવે પછીના પ્રકરણમાં આવશે.

---

## પ્રકરણ ૧૨૩ મું.

## ગુન્ટકલ જંકશનથી મેઈન લાઇનમાં ઘોટી, તાડપત્રી, કડાપા થઈ રેણુગુંટા.

---

**ઘોટી**—હુબલીથી પાછા ગુન્ટકલ જંકશન આવી ત્યાંથી આગળ ૧૮ માઇલ ઉપર ઘોટીનું રેલ્વે જંકશન આવે છે. મદ્રાસ ઇલાકામાં બલ્લારી જીલ્લામાં ઘોટી તાલુકાનું ગામ છે. સ્ટેશન પાસે બજાર, ધર્મ-શાળા અને એક નાની નદી છે. અહીં ૬ હજાર માણુસોની વસ્તી છે. ગામમાં સરકારી કચેરીયો છે. સ્ટેશનથી ૨ માઇલ ઉપર એક પહાડ ઉપર જુનો કિલ્લો છે. કિલ્લાની પાસે મુરારીરાવની બેઠક છે. આ કિલ્લો ટીપુ-સુલ્તાન પાસેથી સરકારે જીતી લીધેલો છે.

**તાડપત્રી**—ગુટીથી ૩૦ માઇલ ઉપર તાડપત્રીનું રેલ્વે સ્ટેશન આવે છે તે અનન્તપુર જીલ્લાનું ગામ છે, તેમાં ૧૦ હજાર ઉપરાંતની વસ્તી છે. અહીં નદીના કિનારે એક ઉત્તમ મંદિર છે.

**કડાપા**—તાડપત્રીથી ૬૧ માઇલ ઉપર કડાપાનું રેલ્વે સ્ટેશન છે. તે પનાર નદીના કિનારે મદ્રાસ ઇલાકાનું જીલ્લાનું સદરસ્થાન છે. તેને દ્રાવિડી લોકો કડપ્પૈ કહે છે. અહીં ૧૮ હજાર ઉપરાંતની વસ્તી છે. ગામની પૂર્વે શ્રૃંગબેલકુંડ છે. ગામમાં ડીસ્ટ્રીક્ટ કૉર્ટ અને કલેક્ટર વિગેરે અમલદારોની કચેરીયો છે. અહીં ગળી અને રૂ પાકે છે. અહીં ગરમી વધુ પડે છે. દર વર્ષે અહીં ૨૭ ઇંચ વરસાદ પડે છે. અહીં એક વખતે પર્વત

ઉપર વાદળાં સામે તોપ ફોડીને વરસાદ વરસાવ્યો હતો. આ જીલ્લામાં અથિરલ્લા આગળ નદીના કિનારે તળાવ છે તેમાં પરશુરામે સ્નાન કર્યું હતું.

## રેણુગુન્ટા જંકશન

કડપાથી આગળ ૨૫ માઇલ ઉપર બાહુદા નદી ઉપર રેલ્વેનો પુલ છે. આ બાહુદા નદીમાં લિખિત રૂષિએ સ્નાન કરી તર્પણ કરવાથી તેમની ખરી ગયેલી આંગળીઓ પ્રકટ થઈ હતી એવું મહાભારતમાં છે. ત્યાંથી ૫૩ માઇલ ઉપર આગળ રેણુગંટાનું રેલ્વે જંકશન આવે છે. તેનું ભાડુ કડપાથી રૂ ૧-૪-૦ છે. સ્ટેશન પાસે ધર્મશાળા છે. રાયચુરથી રેણુગંટા જંકશનનું સ્ટેશન ૨૬૭ માઇલ થાય છે અને તેનું ભાડુ રાયચુરથી રૂ ૪-૩-૦ છે.

રેણુગંટા જંકશનથી એક ટ્રેન કાલહસ્તી, વેંકટગીરી થઇ ગુડુર તરફ જાય છે. તેની હકીકત આગળ પ્રા. ૧૧૧ માં આવી ગઈ છે. બીજી ટ્રેન તિરૂપદી ( બાલાજી ), ચન્દ્રગીરી, પકાલા, કટપદી જંકશન તરફ જાય છે. અને મેઇન લાઇન આરકોનમ થઇ મદ્રાસ જાય છે

રેણુગંટાથી પરભાર્યા આરકોનમ થઇ મદ્રાસ જવા કરતાં યાત્રાળુઓ તિરૂપદી ઉપરની લાઇનમાં બેસી બાલાજીની યાત્રા કરી કટપદી થઇ આરકોનમ જંકશન થઈ મદ્રાસ જાય છે. રેણુગંટાના સ્ટેશન ઉપર મજુર તો મળે છે પણ આપણે બુમો પાડીને બોલાવીએ ત્યારે આવે, અહિંના સ્ટેશનો ઉપર જેમ મજુર તૈયાર રહે છે તેમ ત્યાં નથી. રેણુગુંટા સ્ટેશને ગાડી બદલીને તીરૂપતી જતી ગાડીમાં બેસવું પડે છે.

---

## પ્રકરણ ૧૨૪ મું.

## તિરૂપદી અથવા ત્રિપથીમાં–બાલાજી

રેણુગુંન્ટા જંકશને સીધા મેઇન લાઇનમાં ન જતાં ત્યાં ઉતરવું અને ત્યાંથી ગુડુર, કટપદી સેકશનની બ્રેંચ લાઇનની ગાડીમાં બેસવું. રેણુગુંટાથી ૬ માઇલ ઉપર આગળ તીરૂપતીનું રેલ્વે સ્ટેશન આવે છે. વચ્ચે ચીરતાનુરનું એક સ્ટેશન આવે છે. પહેલું તીરૂપતી ઇસ્ટનું સ્ટેશન આવે છે ત્યાંથી ૧ માઇલ ઉપર આગળ તીરૂપતી વેસ્ટનું સ્ટેશન આવે છે. રેણુગંટાથી તિરૂપતીનું ભાડુ ૦-૨-૦ છે. બાલાજીની યાત્રા કરવા માટે અહિં ઉતરી પડવું. સ્ટેશનથી ગામ અર્ધા માઇલ ઉપર છે. મદ્રાસ ઇલાકામાં આરકટ જીલ્લામાં તિરૂપદી છે. જેને લોકો ત્રિપદી પણ કહે છે. અહિં તિરૂપતીના મહંત રહે છે. તે અહિંના તેમ વ્યંકટેશગીરીના રાજા

જેવા છે તેમને વર્ષે દીવસે પાંચ લાખની પેદાશ છે. અહીં ૧૪ હજાર ઉપરાંતની વસ્તી છે. સ્ટેશન પાસે ધર્મશાળા છે. યાત્રાળુને ગોર લોકો ઉતરવાની જગ્યા આપે છે. ગોર લોકો તૈલંગી બ્રાહ્મણો છે. અહિં સધવા અને વિધવા બંન્ને સ્ત્રીયો માથું મુડાવે છે. અહિં પુરુષો એક ધોતીયું પહેરે છે. માથું ખુલ્લું રાખે છે ને એક ધોતીયું ઓઢે છે. સ્ત્રીઓ પણ એક કપડું પહેરે છે.

આંહં માગશર પોસમાં પણ ટાઢ પડતી નથી. પોસ માસ સુધી વરસાદ પડે છે ને પછી તાપ પડે છે. સ્ત્રીયો શરીરે તેલહળદર ચોળી સ્નાન કરે છે. બાબાજીના મહંત સદાવર્ત આપે છે. ગામથી ૧ માઇલ ઉપર સુવર્ણમુખી નદી છે. તિરૂમલ પર્વતની તળેટી પાસે નીચેની તિરૂપદી ગામ છે અને પર્વત ઉપર ઉપરની તિરૂપદી કહેવાય છે. ઉપર બાલાજીનું ઉત્તમ મંદિર છે. નીચે તિરૂપદીમાં ઘણી ધર્મશાળાઓ છે અને બજારમાં સર્વ વસ્તુ મળે છે અહિં હાઇસ્કુલ, સંસ્કૃત પાઠશાળા અને લાયબ્રેરી પણ છે. યાત્રાળુઓ નીચેની તિરૂપદીમાં ઉતરે છે ગામમાં રામચંદ્રજીનું મોટું મંદિર છે. તેમાં રામલક્ષ્મણ અને સીતાની ૬ ફીટ ઉંચી મૂર્તિયો છે. અંદર અંધારૂં હોવાથી કપુરની આરતી કરી દર્શન થાય છે. ભોગમૂર્ત્તિયો પણ પાસે છે. વળી બીજું ગોવિંદરાજાનું અથવા શેષશાઇભગવાનનું ભવ્ય અને વિશાળ મંદિર મુખ્ય છે. શ્રીરામાનુજ સ્વામીએ વેંકટાચલ પાસે ગોવિંદ રાજાને સ્થાપિત કર્યા છે તેમાં લક્ષ્મીજીની મૂર્ત્તિ પણ છે. આ મંદિરમાં સદાવર્ત અપાય છે. અંદર ૬ ફુટ લાંબા શેષનાગ ઉપર શયન કરેલી વિષ્ણુની ૫ ફીટ લાંબી મૂત્તિ છે. પાસે લક્ષ્મીજી પગ દબાવે છે, તેને ગોવિંદરાજ કે શેષશાઇ ભગવાન કહે છે. ભગવાનની નાભિમાંથી નીકળેલા કમળમાં બ્રહ્માજી બેઠેલા છે. આ મંદિરની પાસે ગોદાદેવીનું અથવા લક્ષ્મીજીનું મંદિર છે. તે ગામ વચ્ચે તળાવના કિનારે છે. તેને પદ્માવતી પણ કહે છે. અહિં માટીની મૂર્તિયો સોનેરી ઘણી સારી છે. પત્થર અને લાકડાની નકશીનું કામ ઘણું સારૂં થાય છે. લાકડાનું કામ રતાંજળીનું બનાવવામાં આવે છે. ગામમાં નળ છે. ગામથી અર્ધા માઇલ ઉપર રામલક્ષ્મણકુંડ છે. તેમાં રામકુંડનું પાણી લક્ષ્મણકુંડમાં પડે છે. ત્યાંથી થોડે દૂર ભીમગંગાનો ઝરો છે. ગામથી દોઢમાઇલ ઉપર એક મોટા કુંડમાં ઉંચેથી જળનો ધોધ પડે છે તેને કપીલધારા કહે છે ત્યાં શ્રાદ્ધ કરાવે છે અહીં કપીલેશ્વર મહાદેવ તેમ કપીલરૂષિની મૂર્તિ છે.

## બાલાજી.

તિરૂપદીથી એકાદ ગાઉ ઉપર તિરૂમલા પર્વત અથવા બાલાજીનો ડુંગર છે તેના ઉપર ચઢવાને ૭ ટુંકો મુખ્ય છે. સાતમી ટુંકને વેંકટાચલ કહે છે. તેમાં વિષ્ણુદ્વાર સુધી ચઢવાનો ચઢાવ ઘણો કઠણ છે. પછી સાધા-

રણ ચઢાવ છે. ઉપર ચઢતાં ૪ કલાક થાય છે. દક્ષિણ હિંદુસ્તાનનાં ઉત્તમ મંદિરોમાંનું એક બાલાજીનું જુના વખતનું પ્રખ્યાત મંદિર છે. વેંકટાચલનું શિખર સમુદ્રની સપાટીથી ૨૫૦૦ ફુટ ઉંચું છે તેના ઉપર જંગલ નથી. પર્વતને વ્યંકટેશગીરી કે વિંધ્યાચળ કહે છે. કેટલાક શેષાચલ પણ કહે છે. તિરૂપદીથી ૬ માઇલ પર્વત ઉપર ચઢતાં બાલાજીનું મંદિર છે. ગામથી ૧ માઇલ આગળનો બહારનો દરવાજો છે. રસ્તો પહાડી છે. ચઢવાનું ઘણું કઠિણ છે પણ રસ્તામાં પગથીયાં બાંધેલાં છે. ઉપર ચઢવા માટે અહિં ડોળીયો ભાડે મળે છે તેના બે ત્રણ રૂપિયા લે છે. માણસને ડોળીમાં બેસાડી અહિંના બે પહાડી માણસો ઉંચકી પહાડ ઉપર ચઢાવે છે. જોડા પહેરીને પર્વત ઉપર જતા નથી. લોકો નીચે તિરૂપદી ગામમાં ધર્મશાળામાં પોતાનો સામાન મુકી પર્વત ઉપર ચઢે છે. પર્વત ઉપર પણ ધર્મશાળા છે. તેમાં કોટડીઓ ભાડે મળે છે. ઉપર મોટા વૈકુંઠ ગોપુર સુધી યુરોપિયનો વિગેરે જઇ શકે છે. તે પહેલાં તો ઉપર જઈ શકતા નહોતા. રસ્તામાં પર્વત ઉપર કોઇ કોઇ ઠેકાણે બેસીને વિસામો ખાવાની જગ્યા છે. તેમ ઘણે ઠેકાણે પાણીના કુંડો છે. ઠેકાણે ઠેકાણે યાત્રાળુઓને રસ્તામાં કેળાં, લીંબુ, ચણા વિગેરે ખાવાની વસ્તુ અને પાણી મળી શકે છે. ઉપર વૈકુંઠ ગોપુર આવ્યા પછી ઉપર ચઢવાનાં પગથીયાં આવે છે. બાલાજીના મંદિરની આજુબાજુ ત્રણ તરફ કોટ છે જેની પાસે ઉત્તમ ગોપુર છે. મુખ્ય ગોપુર ઉપર સોનેરી સાત કળશ છે વચ્ચે ઘુમટદાર મંદીર છે. મંદીર ૪૧૦ ફુટ લાંબુ અને ૨૬૦ ફુટ પહોળું છે. મંદિરમાં પેસતાં સોને રસેલો ઉંચો ગરૂડસ્તંભ છે. અંદર નીજમંદીરમાં ૭ ફુટ ઉંચી, શંખ ચક્ર, ગદા અને પદ્મ ધારણ કરેલી ચતુર્ભુજા, બાલાજીની પાષાણની શ્યામ મુર્ત્તિ પૂર્વાભિમુખે છે. અંદર અંધારૂં છે. તેથી દીવાની સહાયથી દર્શન થાય છે. બાલાજીને દક્ષિણના લોકો વેંકટેશ વેંકટાચલપદી કહે છે. પણ ઘણા લોકો બાલાજીજ કહે છે. અંદર રૂ ૧—૦ લઇ કપુરની આરતી ઉતારે છે. વક્ષસ્થળમાં શ્રીદેવી છે. દર્શન ઘણાં ઉત્તમ અને મનોહર છે. મંદીરની ચારે તરફ મકાનો છે. મંદીર પાછળ કુંડ છે ત્યાં વારાહજીનું મંદિર છે, અને આસપાસ બીજા દેવો વિગેરેનાં દેવમંદિરો છે. ઠાકોરજીના મંદીરની પાસે ડાબા હાથ ઉપર મહંતની હવેલી છે. અહિં રાજેશ્રી ઠાઠ છે. ભોગરાગનો ખર્ચ સારી પેઠે ચાલે છે. પાસે વ્યંકટેશજી, શ્રીદેવી અને ભૂદેવીની ભોગ મુર્ત્તિયો છે. કમાડો અને ચોકઠાં સોના ચાંદીથી જડેલાં છે. દરવર્ષે દશરાને દિવસે અહિં ધામધુમથી રથયાત્રાનો વરઘોડો નીકળે છે. અહિં ગુરુવારની સાંજ અને શુક્રવારનો દિવસ બહુ પવિત્ર ગણાય છે. તે દિવસે દર્શન કરવામાટે રૂ. ૧) ની ટીકીટ લેવી પડે છે. મોટા તહેવારો વખતે અહિં હજારો યાત્રાળુઓ આવે છે. સાધારણ રીતે અહિં દરરોજ યાત્રા-

ળુઓ હોય છે જ. અહિં એક તરફ શ્રી રામાનુજાચાર્યનું મંદીર છે. અહિં મોદીયોની દુકાનો પણ છે. મંદિરમાં મહારાજને ભાત કે ખીચડીનું નૈવેદ્ય ધરાવાય છે. મંદીરથી અર્ધા ગાઉ ઉપર ઉજ્જડ જંગલમાં હાથીરાંમ મહંતની મુર્તિ છે ત્યાં ધુણી છે.

મંદિરની પાસે એક ઉત્તમ સ્વામીપુષ્કરણી નામનું સરોવર છે. જેની ચારે બાજુ પથ્થર ખોદીને પગથીયાં બનાવેલાં છે, આ પાણી ન્હાવા ધોવા અને પીવામાં વપરાય છે. યાત્રાળુઓ તેમાં સ્નાન કરીને બાલાજીનાં દર્શન કરે છે. સરોવર પાસે સહસ્રસ્તંભ નામનો મંડપ છે. અને વારાહસ્વામી પુર્વ મુખે વિરાજે છે. બદ્રીનારાયણ અને જગન્નાથજીની માફક અહિં પણ પ્રસાદમાં જાતિ ભેદનો બાધ નથી. યાત્રાળુઓ અટકા ચઢાવે છે અહિં નૈવેદ્ય માટે પૈસા લેવામાં આવે છે. ખીચડીના નૈવેદ્યના ૨૫ રૂપિયા લે છે. ઘણી સ્ત્રીયો પુત્ર થવાને માટે બાધા માને છે. ઘણા માણસો છોકરાંની અહિં બાધા ઉતરાવે છે.

મંદિર પાસે હુન્ડી નામનું હોજ જેવું એક પાત્ર છે, જેનું ઉપરનું મુખ બંધ છે. તેમાં લોકો રૂપિયા, પૈસા, ધરેણાં, ચાંદી, સોનું વીગેરે નાંખે છે. જેમાંથી મંદીરનો અધિકારી કહાડી લે છે. મંદીરની આવક બે લાખ રૂપિયાની છે. ખર્ચ પણ રાજશાહી છે. બાલાજીના મંદિરમાં સોનાનાં પતરાં જડેલો ગરૂડ સ્તંભ છે. તેમ સોનેરી કળશ છે અને સોનાનું પાણી ચઢાવેલાં પતરાંના દરવાજા અને મુર્તિયો છે. સને ૧૮૪૩ સુધી મંદીરનો વહીવટ અંગ્રેજ સરકાર કરતી હતી તે પછી તેનો વહીવટ મહંતને સોંપી દીધો છે. હાલમાં એક કમીટી માર્ફતે મંદીરના ખર્ચનો વહીવટ ચાલે છે. અહીં ધર્મશાળાઓ છે. અહિં બાલાજીની છબીયો વચાય છે.

હાલના મહંતની પાંચમી પેઢીએ હાથીરાંમ બાવા પ્રતાપી થઇ ગયો હતો તે આ ઠાકોરજીને લાવેલો કહેવાય છે હાથીરાંમે આ પર્વત ઉપર રહી તપ કરી ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન કર્યાં હતાં. તેમની શિષ્ય પરંપરાના હાલના મહંત છે તેઓ વિરક્ત રહે છે. અને મંદિરનો વહિવટ પણ તેઓજ કરે છે. તેમની વ્યવસ્થા નીચે રામાનુજ સંપ્રદાયનાં અર્ચકો સેવા પુંજા કરે છે.

અહિં રામાનુજ સંપ્રદાયની ગાદી છે. પર્વત ઉપર ઠેકાણે ઠેકાણે ૧૬ ઝરણો છે. બાલાજીથી ૩ માઇલ દૂર પર્વતની ઉંચી નીચી ચઢાઇ ઉતરાઇ પછી **પાપનાશીની** ગંગા આવે છે. એ પર્વતની વચ્ચે વહેતી નદીની આ ધારા ઉંચે પર્વત ઉપરથી નીચે પડે છે. તેની નીચે સાંકળો છે તે ઝાલીને તે ધારા નીચે યાત્રાળુઓ સ્નાન કરે છે. તે પાણી માણસ ઉપર પડવાથી ધોળુ થઇ જાય છે. અહિંથી જમણે હાથે બાલાજી તરફ જતાં રસ્તામાં આકાશગંગાની ધારા મળે છે. ત્યાં સ્નાન થાય છે. રસ્તામાં એક ઝરણુ પાસે પાંડવગુફા છે.

મહાત્મ્ય—સુવર્ણમુખીના તીરે વેંકટચલ પર્વત ઉપર પહેલાં સિદ્ધો તપ કરતા હતા. તેના ઉપર યવન, શુદ્ર વિગેરે ચઢી શકતા નહોતા. પર્વતને વિષ્ણુના અંશરૂપ માની તેના ઉપર ચઢતા નહોતા. પર્વત ઉપર સ્વામીપુષ્કરણીના કિનારે શુકર–વારાહ ભગવાન સ્થિત છે. ગરૂડે વૈકુંઠમાંથી વેંકટાચલને લાવી અહિં મુકયો છે અને પુષ્કરણીને પણ અહિં સ્થાપી છે. વેંકટાગીરી ઉપર લક્ષ્મીદેવી, પૃથ્વીદેવી અને નીલાદેવી સાથે વિષ્ણુભગવાન બિરાજે છે. રામાનુજ સ્વામીના ઉપદેશથી વેંકટાચલના રાજા યાદવે વેંકટેશનું જુનું મંદીર સુધરાવી તેની આજુબાજુ વારાહ, નૃસિંહ અને વૈકુન્ઠનાથનાં મંદિરો સ્થાપ્યાં હતાં. એવું રામાનુજ સ્વામીના શિષ્ય અનંતાચાર્યજીએ ઇતિહાસ માળામાં લખ્યું છે.

બળદેવજી શ્રીશૈલપર્વત ઉપર દર્શન કર્યા પછી દ્રાવિડ દેશમાં પવિત્ર વેંકટ પર્વતનાં દર્શન કરીને કાંચીપુરીમાં ગયા હતા એવું ભાગવતમાં છે. આ પ્રમાણે તિરૂપતીની યાત્રા કરી કેટલાક પાછા રેણુગુંટા જંકશને આવી ત્યાંથી મદ્રાસ જાય છે. અને કેટલાક આગળ આરકોનમ જંકશન થઇ મદ્રાસ જાય છે.

## પ્રકરણ ૧૨૫ મું.

## ચન્દ્રગીરી, કટપદી, આરકાટ, આરકોનમ, તિરૂતની.

**ચન્દ્રગીરી**—તિરૂપદીથી આગળ ૭ માઇલ ઉપર ચન્દ્રગીરીનું સ્ટેશન આવે છે તે આરકટ જીલ્લાનું ગામ છે અહીં પહેલાં વિજયાનગરના રાજાઓ રહેતા હતા. અહિં એક કિલ્લો છે. અહિંના રાજાએ ઇસ્ટ ઇંડિયા કંપનીને મદ્રાસમાં જમીન આપી હતી જેના ઉપર અત્યારે ફોર્ટસેંન્ટ જ્યોર્જ નામનો કિલ્લો બાંધ્યો છે. અહિં કિલ્લામાં એક મહેલ છે તેમાં હાલ અમલદારો રહે છે.

**કટપદી**—ચન્દ્રગીરીથી આગળ ૫૭ માઇલ ઉપર કટપદીનું રેલ્વે જંકશન આવે છે. તેનું ભાડુ તિરૂપદીથી રૂ. ૧–૦–૦ છે. કટપદી રેલ્વેનું જંકશન છે. અહિંથી મદ્રાસ જવામાટે ગાડી બદલી આરકોનમ જંકશન થઇને મદ્રાસ જવાય છે. કટપદીથી એક ટ્રેન બેલોર થઇ પાંડીચેરી તરફ જાય છે, અને બીજી ટ્રેન જાલરાપેટ જંકશન તરફ જાય છે.

**આરકોટ**—કટપદી જંકશનથી મદ્રાસ જતાં ૧૫ માઇલ ઉપર વાલાજાહરોડનું રેલ્વે સ્ટેશન છે. ત્યાંથી એક બ્રેંચ લાઇન ૪ માઇલ ઉપર રાણીપેટ જાય છે. અહિંથી થોડે દૂર આરકોટ ગામ છે તે પલાર નદીના કિનારે આરકોટ જીલ્લામાં તાલુકાનું ગામ છે. પહેલાં અહિં કરણાટકના

નવાબની રાજધાની હતી. રાણીપેંટમાં સીવીલ સ્ટેશન છે ત્યાં યુરોપિયનોને રહેવાની જગા છે. અહિં ૧૧ હજાર માણસોની વસ્તી છે. અહીંના મહેલોનાં હાલ તો ખંડેરો છે. ગામથી થોડે દૂર નદીના કિનારે દિલ્લિ દરવાજો જુના વખતનો છે. અહીં તાલુકદારની કચેરી છે. તે સિવાય સરકારી કચેરીયો, જુમામસીદ, એકાદ મંદિર વિગેરે છે.

## આરકોનમ જંકશન.

વાલાજાહરોડથી ૨૨ માઈલ ઉપર આગળ આરકોનમનું રેલ્વેજંકશન આવે છે. તેનું ભાડુ કટપદીથી ૦-૯-૦ છે. રેણુગંટા જંકશનથી મદ્રાસ જવા માટે અહિં એક બારોબાર ટ્રેન આવે છે. રેણુગુન્ટા જંકશનથી આરકોનમ ૪૧ માઈલ થાય છે તેનું ભાડુ ૦-૧૦-૦ છે. આરકોનમથી એક ટ્રેન કાંજીવરમ થઇ ચીંગલપુર જાય છે. આરકોનમ આરકટ જીલ્લાનું ગામ છે. અહિંનું સ્ટેશન ઘણું મોટું છે. ચાર પ્લેટફોર્મ છે. ત્યાંથી જુદી જુદી જગાએ જવાની ગાડી ઉપડે છે. એક પ્લેટફોર્મથી બીજા પ્લેટફોર્મ ઉપર જવા માટે દાદરા છે.

તીરૂતની—રેણુગુન્ટાથી આરકોનમ આવતાં રેણુગન્ટાથી ૩૩ માઇલ ઉપર તિરૂટનીનું સ્ટેશન છે ત્યાં સ્કંદજીનું મંદીર છે. અહીં ઘણા યાત્રાળુઓ આવે છે. તિરૂત્તનીથી ૮ માઇલ ઉપર આગળ આરકોનમનું રેલ્વે જંકશન આવે છે.

જગનાથપુરીથી આવનાર યાત્રાળુઓ બેઝવાડેથી ગુદુર આવી ગુદુરથી રેણુગુન્ટા જંકશન થઇ ત્યાંથી આગળ બાલાજીની જાત્રા કરી કટપદીના જંકશને થઇ પછી આરકોનમ થઇ મદ્રાસ જાય છે.

---

## પ્રકરણ ૧૨૬ મું.

## તિરૂબલુર—વરદરાજ, ભુતપુરી.

---

તિરૂબલુર—આરકોનમથી મદ્રાસ જતાં રસ્તામાં ૧૭ માઇલ ઉપર તિરૂબલુરનું સ્ટેશન આવે છે તેનું ભાડુ ૦-૪-૦ છે. તે ચેંગલપટ જીલ્લામાં તાલુકાનું ગામ છે. અહિં ૫ હજાર માણસોની વસ્તી છે. અહિં સરકારી કચેરીયો છે. મદ્રાસ ઇલાકામાં સર્વથી મોટામાં મોટું બરદરાજનું મંદિર અહિં છે. ત્રણ કોટની અંદર બરદરાજનું નીજમંદિર છે. વચમાં બરદરાજ કે શ્રી વીરરાઘવ સ્વામીનું મંદિર છે. અંદર શેષનાગની શય્યા ઉપર સુતેલી બરદરાજની મૂર્ત્તિ છે. આ મંદીર પાસે શિવનું મંદિર છે. તેમાં અંદર શિવ છે. મંદીર પાસે એક તળાવ છે. દર અમાસે અહિ મેળા ભરાય છે.

## ભુતપુરી—રામાનુજનું મંદીર.

તિરૂભલુરથી ૧૨ માઇલ ઉપર શ્રી રામાનુજ સ્વામીનું જન્મસ્થાન ભુતપુરી ગામ છે. અહિં અનન્ત સરોવરની પાસે રામાનુજસ્વામીનું મોટું મંદિર છે. તેમાં રામાનુજસ્વામી દક્ષિણ મુખે વિરાજે છે. અહિં કેશવ ભગવાનનું પણ મંદિર છે.

ઉત્સવ વખતે શ્રી રામાનુજ સંપ્રદાયના આચાર્ય અને ઘણા યાત્રાળુઓ અહિં આવે છે.

મહાત્મ્ય—પૂર્વે સૂર્યવંશી રાજા માન્ધાતાના પૌત્ર રાજા હરિતે શિકાર કરતાં સિંહને બાણ મારતાં ગાયને વાગ્યું તેથી ગાય મરી ગઇ તેથી ગૌહત્યા થઇ તેથી તેમણે વશિષ્ટને પુછ્યું કે હવે શું કરવું ત્યારે તેમણે કહ્યું કે: તમે ભુતપુરીમાં જઇ અનન્ત સરોવરમાં સ્નાન કરી તપ કરો તેથી પાપ જશે એક વખત શિવને નૃત્ય કરતા જોઇ ભૂતગણો હસવા લાગ્યા તેથી તેમને શિવે શ્રાપ આપ્યો, તેથી તેનું નિવારણ કરવા બ્રહ્માએ તેમને વેંકટગીરીના દક્ષિણે સત્યવત તિર્થમાં જઈ કેશવ ભગવાનનું તપ કરો. તેમણે અહિં આવી તપ કરવાથી ભગવાન પ્રસન્ન થયા અને મહાદેવજીને કહી તેમનો સ્વિકાર કરવાનું કહ્યું તેં પછી વિષ્ણુની આજ્ઞાથી અનન્તે અહિં સરોવર બનાવ્યું અને ભૂતગણોએ તેમાં સ્નાન કરી શિવની પ્રદિક્ષણા કરી. જેથી શિવે તેમને પોતાના ગણ બનાવ્યા અને મહાદેવજીના કહેવાથી વિષ્ણુ ભગવાન અહિં સ્થિત થયા. આ જગાએ પછી ભૂતોએ નગર વસાવ્યું તે ભુતપુરી કહેવાયું. જે અનન્તસાગરમાં સ્નાન કરી વિષ્ણુ ભગવાનનાં દર્શન કરે છે તેનાં મનોવાંછિત પૂર્ણ થાય છે. હરિતે અહિં આવી અનન્ત સરોવરમાં સ્નાન કરી ભગવાનનું તપ કર્યું તેથી ભગવાને પ્રકટ થઇ તેનું પાપ નિવૃત્ત કર્યું અને કહ્યું કે હવે તું બ્રાહ્મણ બનીશ અને તારા વંશમાં મારા અંશરૂપ શેષ ભગવાન (શ્રી રામાનુજ સ્વામી) અવતાર લેશે અને અનન્ત સરોવરના કિનારે મારૂં મંદિર બંધાવો. પછી તેણે ત્યાં મંદિર બંધાવી વિષ્ણુનું સ્થાપન કર્યું. હરીત વંશના બ્રાહ્મણો હાલ ભુતપુરીમાં છે. તેના વંશમાં હારિત ગોત્રમાં કેશવ નામના બ્રાહ્મણને ત્યાં તેની સ્ત્રી કાન્તિમતીની કુખે શકે ૯૩૯ સને ૧૦૧૭ માં ચૈત્ર સુદ ૫ ને મેષના સુર્ય થયા ત્યારે ગુરુવાર, આર્દ્રા નક્ષત્રે મધ્યાન્હ વખતે શેષના અંશરૂપ શ્રી રામાનુજ સ્વામીનો જન્મ ભુતપુરીમાં થયો. તેમણે ૮ મે વર્ષથી અભ્યાસ કરવા માંડયો, ૧૬ વર્ષે લગ્ન કર્યું પછી કેટલાક વર્ષે સન્યાસ લીધો અને પોતાનો રામાનુજ સંપ્રદાય સ્થાપ્યો. તેમણે ૧૨૦ વર્ષની ઉમ્મરે રંગપુરીમાં પોતાનો દેહ છોડયો હતો. તે કેટલોક વખત કાશી વિગેરેની યાત્રા કરી દ્વારિકામાં રહ્યા હતા. તેમની ભૂતપુરી, યાદવગીરી અને રંગસ્થલમાં પ્રતિમાઓ મુખ્ય

છે. ×રામાનુજ સંપ્રદાયના લોકો આચાર્ય કહેવાય છે. તે વિશિષ્ટ દ્વિત અર્થાત્ માયા વિશિષ્ટ બ્રહ્મ અને ઉપાસ્ય દેવ સાકાર બ્રહ્મનારાયણ છે. એવો મત માને છે. તે લોકો હાથ ઉપર શંખચક્રની છાપો પડાવે છે. કપાળે ઉર્ધ્વ પુન્ડ્રનું તિલક કરે છે. જેમાં વચ્ચે પીળું અને આજુબાજુ ધોળું તિલક કરે છે. તે લોકો પડદામાં ભોજન કરે છે. મદ્રાસ તરફ તેમનો સંપ્રદાય વધારે છે. દ્રાવિડમાં તોતાદ્રી, મૈલકોટા, અને બાલાજીમાં ૩ ગાદી તેમના વિરક્ત આચાર્યની છે અને વિષ્ણુકાંચી, શ્રીરંગમ વિગેરે ૫ ગાદી તેમના ગૃહસ્થ આચાર્યની છે. તેમાં તોતાદ્રીની ગાદી મુખ્ય છે.

રામાનુજ સ્વામી પછી થયેલા તેમના શિષ્યોમાંના રામાનંદજીએ ચૌદમી સદીમાં પોતાનો રામાનંદી પંથ જુદો ચલાવ્યો તેઓ સર્વ જાતના વેરાગી એક પંગતે જમે છે. હિંદુ જાતિના સર્વ માણસોને ઈશ્વરનું ભજન કરવાનો સરખો જ અધિકાર છે એવો તેમનો મત છે. તેમના શિષ્યોમાં કબીરે કબીરપંથ સ્થાપ્યો તે સિવાય સુરત ગોપાલી, યોગીપંથી વિગેરે ૧૩ પંથો થયા છે.

રામાનુજ સ્વામીએ વેદાન્ત સુત્ર ઉપર ભાષ્ય લખ્યું છે તેમ વેદાન્ત દીપ, વિગેરે ઘણા ગ્રંથો બનાવ્યા છે. તેમણે સને ૧૦૯૦ માં ભક્ત નગરમાં સ્વપ્ન આવવાથી યાદવાચલની મુર્ત્તિને જમીનમાંથી ખોદાવી ત્યાંજ પ્રતિષ્ટા કરી છે. મદ્રાસમાં શિવપંથી અને આચાર્ય વૈશ્નવોને પરસ્પર દ્વેશ ચાલ્યાં કરે છે.

આ પ્રમાણે તિરૂમિલુરની યાત્રા કરી ભુતપુરી જઈ આવી યાત્રાળુઓ તિરૂમિલુરથી ૨૬ માઈલ ઉપર મદ્રાસનું સ્ટેશન આવે છે ત્યાં મદ્રાસ જાય છે. તિરૂમલુરથી મદ્રાસનું ભાડું ૦—૭—૦ છે. આરકોનમ જંકશનથી મદ્રાસ ૪૩ માઈલ થાય છે તેનું ભાડું ૦—૧૧—૦ છે. રેણુગુન્ટાથી મદ્રાસ ૮૪ માઈલ થાય છે તેનું ભાડું રૂા. ૧—૫—૦ છે.

આ પ્રમાણે મુંબાઈથી યાત્રા કરતા કરતા મદ્રાસ અવાય છે. તેમજ જગન્નાથજી પણ મદ્રાસ અવાય છે.

---

# ભાગ ૨૫ મો

# મદ્રાસથી સેતબંધુરામેશ્વર.

## પ્રકરણ ૧૨૭ મું.

## ચેંગલપટ્ટ—પક્ષીતિર્થ.

મદ્રાસથી ૩૫ માઇલ દક્ષિણે ચેંગલપટ્ટનું રેલ્વે સ્ટેશન છે. તેનું ભાડું ૦—૭—૦ છે. મદ્રાસથી ચેંગલપટ્ટ સુધી લોકલ ટ્રેનો ચાલે છે. મદ્રાસ ઇલાકામાં ચેંગલપટ્ટ જીલ્લામાં ચેંગલપટ તાલુકાનું ગામ સમુદ્રના કિનારે છે. તેને દ્રાવિડિયન લોકો ચેંગલપટ કહે છે. અહિં ૬ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. ચેંગલપટના કિલ્લાના એક ભાગમાં થઇને રેલ્વે જાય છે. કિલ્લામાં સરકારી કચેરીયો છે તેમજ નાનાં છોકરાંને સુધારવાનું કેદખાનું છે. ગામમાં ધર્મશાળા વીગેરે છે. કિલ્લાની પાછળ ત્રણ બાજુ મોટું સરોવર છે. અહિં હવા પાણી સારાં છે. આ જીલ્લામાં તામીલ ભાષા ચાલે છે. ચેંગલપટ રેલ્વેનું જંક્શન સ્ટેશન છે. અહિંથી એક ટ્રેન કાંજીવરમ [ કાંચી ] થઇ આરકોનમ જંકશન તરફ જાય છે.

## પક્ષીતીર્થ.

ચેંગલપટના સ્ટેશનેથી ૯ માઇલ દૂર એક પર્વત છે તેના ઉપર પક્ષીતિર્થ છે. સ્ટેશનથી આ પર્વત સુધી બળદગાડી જઇ શકે તેવી સડક છે. સ્ટેશન ઉપરથી જ બળદગાડીઓ ભાડે મળી શકે છે. સ્ટેશન ઉપર ધર્મશાળાઓ છે, અહિં પર્વત નીચે પણ ધર્મશાળાઓ છે. રાત ત્યાં રહી યાત્રાળુઓ સવારમાં વહેલા ઉઠી આ પર્વત ઉપર ચઢે છે. આ ગામનું નામ ત્રિકકુકુન્ડ્રમ છે. પર્વત ઉપર મહાદેવજીનું શિવાલય છે. પાસે મેદાનમાં ખાડો છે. તેનું નામ પક્ષીતિર્થ છે. ત્યાં ગોર પક્ષિયોને ખાવાને માટે ભોજન માટે ખીર અને ઘી તૈયાર કરીને બપોરે બાર વાગે આ પહાડ ઉપર મધ્ય ભાગે બેસે છે. બરોબર મધ્યાન્હકાલે બે સફેદ પક્ષી ત્યાં આવે છે અને પંડયાના હાથમાંથી ભોજન જમીને પછી ઉડી જાય છે. તેમાં સફેદ પક્ષીને ક્ષેમકરી અને બીજાને લક્ષ્મીનારાયણ કહે છે. આ પક્ષીઓ ક્યાંથી આવે છે અને ખાઇને ક્યાં ઉડી જાય છે તે જણાતું નથી. કેટલાક આ બંનેને લક્ષ્મીનારાયણ કહે છે. યાત્રાળુઓ આ બંને પક્ષીનાં દર્શન કરી નીચે ઉતરી જાય છે. આ બંને પક્ષીઓ ચીરકાલથી આ પ્રમાણે મધ્યાન્હે

અહિં જમવા આવે છે, અને ગોરના હાથમાંથી જમીને ચાલ્યાં જાય છે. આ પક્ષીતિર્થ જટાયુ અને રાવણને યુદ્ધ થયેલું અને જટાયુએ રામચંદ્રના આવતાં પ્રાણ મૂક્યો ત્યારનું છે. એમ કહેવાય છે. અહીં ભોગ ધરાવવા માટે યાત્રાળુ પાસેથી પૈસા ઉઘરાવે છે.

અહિં પાસે શંખતિર્થ છે તેમાં સ્નાન કરી ડુંગર ઉપર ચઢે છે. ડુંગર ઉપર ચઢવાને ૫૦૦ પગથીયાં બંધાવેલાં છે. ઉપર ચઢવા અને ઉતરવાના એવા બે રસ્તા છે. અહિં પુંજારી તેલંગી બ્રાહ્મણ છે. ડુંગરના ચાર ટેકરા છે તેને ૪ વેદ કહે છે. અહિં નારાયણ અને વેદગીરીશ્વર મહાદેવનાં દર્શન કરવાનાં છે.

બાર વાગે પક્ષી આવવાનો વખત થતાં પુંજારી ગોર બુમ પાડે છે કે પક્ષી આવવાનો વખત થયો માટે ચાલો એટલે બધા યાત્રાળુ ત્યાં ભેગા થાય છે. પંડયો, પક્ષી માટે ચાંદીના વાડકામાં ભોગ લઈ બેસે છે. એટલે થોડીવારે બાજ જેવડાં મોટાં બે ધોળાં પક્ષીઓ આવે છે. તે પંડયાના હાથમાંથી ભોગ ખાઇને જતાં રહે છે.

મહાત્મ્ય--શંખતિર્થ પાસે માર્કન્ડયે તપ કરી શંખવતી શિવની પુંજા કરી હતી. એ માર્કન્ડેશ્વર શંખતિર્થ ઉપર છે. તેમાંથી દર ૧૨ વર્ષે શંખ નીકળે છે તેને મંદિરમાં રાખે છે એવું કહે છે. જ્યારે શંખ નીકળે છે ત્યારે કુન્ડનું પાણી રાતુ થઇ જાય છે, અને ભુડ ભુડ અવાજ થાય છે. પહેલો શંખ સોનાનો નીકળ્યો હતો એમ કહે છે. કશ્યપરૂષીને ૮ પુત્રો થયા તેમને જુઠુ બોલવાથી શિવે શાપ આપવાથી તે પક્ષી થયા હતા, અને કહ્યું હતું કે: તમે કાશીમાં સ્નાન કરજો, રામેશ્વરનાં દર્શન કરજો, ચિત્રકુટમાં શયન કરજો અને પક્ષીતિર્થમાં ભોજન લેજો. દર યુગને અંતે તેમાંના બેનો મોક્ષ થશે.' તે પ્રમાણે કૃતયુગમાં બેનો, દ્વાપરમાં સંપાદી અને જટાયુનો, ત્રેતામાં શત્રુગુપ્ત અને મહાગુપ્તનો મોક્ષ થયો છે અને કલિના અંતે આ બે પક્ષી પુષા અને વિધાતાનો મોક્ષ થશે એવું કહે છે.

---

## પ્રકરણ ૧૨૮ મું.
## કાંચી—કાંજીવરમ.

---

### શિવકાંચી—વિષ્ણુકાંચી.

ચેંગલપટ જંકશનથી આરોકાનમ જંકશન તરફ જતી ટ્રેનમાં યાત્રાળુઓએ બેસી કાંચી જવું. ચેંગલપટથી ૨૨ માઇલ ઉપર સાઉથ ઇંડિયન રેલ્વેમાં કાંજીવરમનું રેલ્વે સ્ટેશન છે. તેનું ભાડુ ચેંગલપટથી ૦—૪—૦ છે. ઘણા યાત્રાળુઓ આરોકાનમથી કાંચી આવી શકે છે. આરોકાનમથી કાંજીવરમ ૧૮ માઇલ છે. તેનું ભાડુ ૦—૩—૯ છે. મદ્રાસ ઇલાકામાં આ એક

પવિત્ર તિર્થસ્થાન છે. અયોદ્ધા, મથુરાં, માયા [ હરદ્વાર ], કાશી, કાંચી, અવંતિકા, અને દ્વારામતી આ પ્રસિદ્ધ સાતપુરીઓમાંની કાંચી એક પવિત્ર પુરી ગણાય છે. અહીં ૪૩ હજાર ઉપરાંત માણુસોની વસ્તી છે. રેલ્વેસ્ટેશનથી પશ્ચિમ તરફ કાંજીવરમનું ગામ છે. સ્ટેશનથી ૧।। માઇલ ઉપર શિવકાંચી છે જેને બડા કાંચીવરમ કહે છે. અને શિવકાંચીથી ૨ માઈલ દુર તેમજ રેલ્વેસ્ટેશનથી પણ ૨ માઇલ દુર વિષ્ણુકાંચી અર્થાત છોટા કાંચીવરમ છે. બંને કાંચીની વચમાં સડકોની આજુબાજુ મકાનો અને ઉત્તમ ઝાડો છે. કાંચીમાં સરકારી કચેરીયો, દવાખાનું, વિગેરે છે. અહિં તામિલ અને તૈલંગી ભાષા બોલાય છે.

શિવકાંચીમાં શૈવ લોકો અને વિષ્ણુકાંચીમાં રામાનુજસંપ્રદાયના વૈષ્ણવો રહે છે.

## શિવકાંચી.

યાત્રાળુઓ શિવકાંચીમાં આવી પ્રથમ સર્વતિર્થ સરોવરમાં સ્નાન કરી પછી એકાંમ્રેશ્વર મહાદેવનાં દર્શન કરવા જાય છે.

એકાંમ્રેશ્વર—શિવકાંચીમાં એકાંમ્રેશ્વર મહાદેવનું મોટું મંદિર છે. મંદીરની આજુબાજુ એક પછી એક એમ બે કોટ છે. જેમાં પશ્ચિમના કોટની અંદર વચ્ચે શિવનું નિજમંદિર છે. આ ઘુમટદાર મંદીરના અંદર ત્રીજી દેવડીની અંદર એકાંમ્રેશ્વર મહાદેવનું શિવલિંગ છે લિંગ ચળકતા શ્યામરંગનું છે, આખી જળાધારી ઉપર વસ્ત્ર ઢાંકી રાખે છે દ્રાવિડમાં મુખ્ય પાંચ શિવલિંગો છે. તેમાં શ્રીરંગમમાં જંબુકેશ્વર જલલિંગ, દક્ષિણ આર્કટ જીલ્લામાં તિરૂપન્નામલની પાસે અરૂણાચલ પર્વત ઉપર અગ્નિલિંગ, કાલહસ્તીમાં કાલહસ્તિશ્વર વાયુલિંગ, અને ચિદંબરમમાં નટેશ આકાશલિંગ છે. અને અહિં એકાંમ્રેશ્વર શિવલિંગ છે. અહિં મહાદેવ ઉપર જળ ચઢાવા દેતા નથી પણ અહિંના પંડયા લોકો યાત્રાળુઓ પાસેથી દક્ષણા લઇને પોતે શિવના ઉપર ફુલ અને બિલિપત્ર ચઢાવે છે. અહિં રૂપાની પાર્વતિજી સહિત મહાદેવની મૂર્તિ પણ છે દરવાજા બહારથી યાત્રાળુઓ શિવનાં દર્શન કરી શકે છે. નિયમિત વખતે મંદીરમાં છોકરીયો નૃત્ય કરે છે. મંદિરની પાછળ આંબાનું એક ઝાડ છે, જેની નીચે ચોતરા ઉપર એક નાના પત્થરમાં તપસ્યાકામાક્ષી દેવીની પ્રતિમા કોતરેલી છે. તેની પાસે એક મંદીરમાં કામાક્ષીની તાંબાની ઉત્સવ મુર્તિ છે. નિજમંદીર પાસે '**સહસ્રસ્તંભ** મંડપમ' નામનો વિશાળ મંડપ છે. જેમાં ૫૪૦ સ્તંભોની ૨૭ હારો છે. અહિંથી નજીક શિવગંગાકુંડ છે નીજમંદિરની પશ્ચિમે કોટની પશ્ચિમની ભીંન પાસે એક મંદીરમાં શિવની ઉત્સવ મુર્ત્તિ ધાતુ વિગ્રહની છે. જેનું સિંહાસન, છત્ર, મુકુટ વિગેરે સોનેરી છે.

ઉત્સવ વખતે આ પ્રતિમાનાં દર્શન થાય છે. સભામંડપમાં ૬૪ યોગીનીઓની ઉભેલી મુર્તિઓ છે.

**પાર્વતીજીનું મંદીર**—આ મંદિરથી થોડે દૂર એક મંદિરમાં પાર્વતીની અથવા કામાક્ષીદેવીની મુર્તિ છે. પશ્ચિમ તરફના ગોપુર પાસે ૧૦૮ શીવલિંગો છે. પશ્ચિમના કોટની પૂર્વ તરફના ગોપુર પાસે ચીદંબર શીવ અને નંદીની સોનેરી વિશાળ મુર્તિઓ છે. પાર્વતિના મંદિર પાસે ત્રિવિક્રમનું મંદિર છે. તે સિવાય આ ઘેરાવામાં નવગ્રહ વિગેરેનાં ઘણાં મંદીરો છે તેમ પંચતિર્થ કુન્ડ છે. તેમાં ૧૮ ફુટ ઉંચી ભગવાનની મુર્તિ છે. અને ભીંત નીચે ઘણાં શિવલિંગો તથા ઘણા નંદી છે. દક્ષિણની ભીંત પાસે મોટું ગોપુર છે. અહિં શંકરાચાર્યનું પણ મંદિર છે.

આ કોટની પૂર્વે જોડેજ બીજો કોટ છે જેના પશ્ચિમ ભાગે તેપ્પકુલુમ નામનું સરોવર છે. જેમાં હોડી ફરે છે. જેઠ સુદ ૧૧ ના રોજ શિવ પાર્વતિની મુર્તિઓને અહિં લાવી જલક્રિડા કરાવે છે. તે વખતે મોટો મેળો ભરાય છે. કોટની દક્ષિણ બાજુએ ૧૦ માળનો મોટો ૧૮૮ ફીટ ઉંચો ગોપુર છે. તેના શિખર ઉપર ૧૧ કળશ છે. તેનો દરવાજો ૩૫ ફુટ ઉંચો છે. જેના ઉપર ચારે તરફ પત્થર કોતરીને મુર્તિઓ બનાવેલી છે. તેના મથાળે ચઢવાથી ચારે તરફનો દેશ જોઇ શકાય છે. દ્રાવિડિયન મંદિરોના કોટના દરવાજા ઉપર મોટાં મોટાં મંદિરો જેવાં શુંડાકાર મકાનો બનાવવામાં આવે છે તેને ગોપુર કહે છે. તે સાતથી ૧૧ માળનાં હોય છે.

કોટ બહાર મોટા ગોપુરની સામે દક્ષિણે એક મોટો મંડપ છે તેની ચારે બાજુ નકશીદાર સ્તંભો છે. આ મંડપ પાસે લાકડાનો એક રથ છે તેનો નીચેનો ભાગ ચિત્રો ચિત્રેલો છે અને ઉપરનું શિખર નારીયેળીનાં પાનાંથી છાયેલું છે. રથયાત્રા વખતે આ રથમાં બેસી ભોગ મુર્તિઓનો વરઘોડો નીકળે છે. આ રથ પોણા લાખ રૂપિયાની કીંમતનો કહેવાય છે.

**સર્વતીર્થ**—શિવકાંચીમાં સર્વતિર્થ નામનું એક મોટું સરોવર છે, તેની ચારે બાજુ પગથીયાં બાંધેલાં છે. તેની વચ્ચે એક મંદીર છે અને ચારે તરફ ઠેકાણે ઠેકાણે ૧૦૮ શિવલિંગો અને નાનાં નાનાં મંદિરો છે. યાત્રાળુઓ પ્રથમ સર્વતિર્થ સરોવરમાં સ્નાન કરી પછી શિવનાં દર્શન કરવા જાય છે. અહિં કેટલાક શ્રાદ્ધતર્પણ પણ કરાવે છે. શિવકાંચીમાં કેટલીક ધર્મશાળાઓ અને સદાવર્ત પણ છે. ગામની પૂર્વે દેવીનું મંદિર છે અને ગામથી ૨ા માઇલ ઉપર પનાર નદી છે. શિવકાંચીમાં જુના વખતનું આંબાનું ઝાડ છે તેની નીચે પાર્વતિજીએ એક પગે ઉભાં રહી તપ કર્યું હતું, તેમ પાર્થિવલિંગ બનાવી પુંજા કરી હતી પણ શિવગંગા પ્રકટ થવાથી વાળુનું લિંગ ઘસડાવા લાગ્યું તેની પાર્વતીએ બાથ ભરી રક્ષા કરી હતી, લિંગ વાળુનું હોવાથી જળનો અભિષેક થતો નથી.

**મહાત્મ્ય**—દક્ષિણમાં બ્રહ્મા, વિષ્ણુ અને મુનિયોને સિદ્ધિ આપનાર કાંચી નગરી છે ત્યાં જગતને ઉત્પન્ન કરનાર કામાક્ષીદેવી વિરાજે છે. તેમ એકામ્ર–[ આંબાનું ઝાડ ] વૃક્ષ નીચે તપ કરવાથી શિવનાં દર્શન થાય છે. અહિં મુનિયો કામાક્ષીનાથ મહાદેવની આરાધના કરવાથી ઝટ સિદ્ધિ મેળવે છે.

શિવલિંગને જનોઈ પહેરાવી વસ્ત્ર ધારણ કરાવે છે. અને બિલીપત્ર ચઢાવી પુજા થાય છે. અહિં ૬૪ જોગણી, ચતુર્ભુજા મહાદેવનું લિંગ, અને ૧ મોટા લિંગમાં બીજાં ૧૦૮ લિંગો એવા મહાદેવ છે. તેવા એક સહસ્ત્રલિંગ છે.

---

# વિષ્ણુકાંચી

શિવકાંચીથી ૨ માઇલ દક્ષિણે તેમજ સ્ટેશનથી ૨ માઇલ દૂર વિષ્ણુ-કાંચી છે. અહિં વરદરાજ વિષ્ણુનું વિશાળ મંદિર પત્થરનું બનાવેલું છે. અહિં રામાનુજ સંપ્રદાયના પ્રતિવાદી ભયંકરની ગાદી છે, અને અહિં પુજારી, પંડયા સર્વ લોક આચાર્ય કહેવાય છે. શ્રીરામાનુજ સ્વામી કેટલોક વખત કાંચીપુરીમાં રહ્યા હતા.

**વરદરાજનું મંદિર**—આ મંદીરનો ઘેરાવો ૧૧ સો ફુટ લાંબો અને ૭૦૦ ફુટ પહોળો છે. અંદરની જમીન ૨૮ વીઘાં ઉપર ગણાય છે. કંપા-ઉન્ડની બહારના કોટની ભીંત ૨૦ ફીટ ઉંચી છે. કોટની પૂર્વ પાસે ૧૧ માળનો અને પશ્ચિમ બાજુનો ૯ માળનો ગોપુર છે. પૂર્વવાળો ગોપુર વિષ્ણુકાંચીનાં સર્વ ગોપુરોમાં મોટો છે. દરવાજા ઉપર ગોપુરોની ચારે તરફ પથ્થર ખોદીને મૂર્તિયો બનાવેલી છે. દીવાલ ઉપર તામીલ ભાષાનો શિલાલેખ છે. પશ્ચિમના ગોપુરથી બહાર એક ઉતમ રથ છે. જેમાં બેસીને ભગવાનની ચલ મૂર્ત્તિનો વરઘોડો નીકળે છે. પશ્ચિમના દરવાજેથી પ્રવેશ કરતાં દરવાજા પાસે ડાબી તરફ નીલા પત્થરોથી બનાવેલો ઉતમ મંડપ છે. તેમાં ૯૬ સ્તંભો છે. જેની નીચેના ભાગમાં ઘોડા, સિંહ, ઘોડેસ્વાર વિગેરે ચિત્રેલાં છે. મંડપની વચમાં પત્થરનું સિંહાસન છે. જેના ઉપર ઉનાળાના ઉત્સવોમાં ભગવાનની ચલમૂર્ત્તિને બેસાડવામાં આવે છે. આ મંડપની ઉત્તરે એક નાનો મંડપ છે અને કોટિતિર્થ અથવા અનંત પુષ્ક-રણી નામનું ઉત્તમ સરોવર છે. જેની ચારે બાજુ પત્થરનાં પગથીયાં છે. અને વચમાં એક નાનો મંડપ છે. યાત્રાળુઓ આ સરોવરમાં સ્નાન કરી ભગવાનનાં દર્શન કરે છે.

પશ્ચિમના ગોપુરની સામે વરદરાજના નિજમંદિરના કંપાઉન્ડનો ગોપુર છે. પૂર્વના ગોપુરની અંદર એક મોટું સરોવર છે. મોટા કોટની અંદર એક મોટું સરોવર છે. મોટા કોટની અંદર કેટલાક મકાનો, મંડપો, અને તાડ અને ખજુરીનાં ઝાડો છે. અંદર બીજો કોટ છે, તે ૩૭૫ ફુટ લાંબો

અને ૨૫૦ ફુટ પહોળો છે. તેની પશ્ચિમની ભીંતે એક નાનો ગોપુર અથવા કોમલ છે જેની સામે બહાર એક દીવાદાંડી છે. જેના ઉપર ઉત્સવ વખતે દીવા થાય છે. અને સોનેરી ગરડ સ્તંભ છે. તે કોટની અંદર ચારે બાજુ મકાન છે. તેની નૈરુત્ય ખૂણે લક્ષ્મીજીનું મંદિર, વાવ્ય ખૂણા પાસે ભગવાનનાં વાહનો છે. જેમાં હનુમાન, હાથી, ઘોડા, ગરુડ, મોર, વાઘ. સિંહ વિગેરેની પ્રતિમાઓ છે. જેમાંની કેટલાક ચાંદી અને સોને રસેલી છે. મંદિરમાં શ્રીમદ્ રામાનુજ સ્વામી જ્યાં બેસીને ઉપદેશ કરતા ત્યાં તેમનું આસન છે. વૈશાખ સુદ ૧૧ ના રોજ ભગવાનની ભોગમૂર્તિ આ વાહનો ઉપર બેસી બહાર વરઘોડો ફરે છે. ત્રીજા કોટની અંદર પશ્ચિમની ભીંતે દરવાજો છે. જેની સામે પૂર્વે વરદરાજનું નિજમંદિરની પાસે યોગનૃસિંહજીનું નાનું મંદિર છે. આ કોટની ચારે બાજુ મકાનો, ભગવાનની પાકશાળા, કુવા, અને સામાન રાખવાનું મકાન છે. આ કોટની અંદર જ એક ઉંચા ચોતરા ઉપર વરદરાજનું મંદિર છે.

**વરદરાજ**—વરદરાજનું નીજમંદિર ૧૦૦ ફુટ લાંબા પહોળા એક હસ્તગીરી નામના ચોતરા ઉપર છે. ત્યાં ૨૪ પગથીયાં ચઢીને ઉપર જવાય છે. ચોતરા ઉપર પૂર્વના કિનારા પાસે વરદરાજનું વિમાન અર્થાત નિજમંદીર પૂર્વાભિમુખે છે. મંદિરની આગળ ચારે તરફ સભામંડપ છે અને પરિક્રમા માટે ચારે બાજુ છતની નીચે જગા છે. વિમાનની પૂર્વે એક પત્થરનું સિંહાસન છે. વિમાન ( મંદિર )ની અંદર ત્રણ દેવડીની અંદર ૪ હાથથી વધુ ઉંચી વરદરાજ ભગવાનની સ્યામ અને ચતુર્ભુજા મૂર્તિ ઉભેલા છે. ભગવાનના ગળામાં કિંમતી સુવર્ણાભૂષણો અને ચમકતા શાલિગ્રામોની માળા છે. માથે સોનેરી મુગટ અને ઉત્તમ વસ્ત્રાલંકારો પહેરાવે છે. પાસેજ તેમની ઉત્સવમૂર્તિ પણ કિમતિ વસ્ત્રાલંકારોથી સજેલી હોય છે. ઠરાવેલા વખતે બીજી દેવડીમાંથી યાત્રાળુઓ ભગવાનનાં દર્શન કરે છે. અહિંનો પુંજારી એક રૂપિયો લઇને તે યાત્રાળુ તરફથી ભગવાનને ફુલહાર અને તુળસી પત્ર ચઢાવી આરતી કરે છે. રૂપીયો ન આપનાર માત્ર દર્શન જ કરીને ચાલ્યા જાય છે.

વિષ્ણુકાંચીની ત્રીજોરીમાં અહિંના દેવોનાં કિંમતી વસ્ત્રાભુષણો રહે છે. જેમાં સોનાના ૫ કુન્ડા અને મુગુટોમાં પન્ના, હિરા, લીલમ વિગેરે જડેલાં છે. લક્ષ્મીના વાળ બાંધવા માટે દોઢ ઇંચ પહોળી રત્ન જડેલી નામસેન નામની પટ્ટી, મોતી, પન્ના, લીલમના અનેક જાતના હાર, સોનાની સાંકળીયો, મકરકંઠા, લોર્ડ ક્લાઇવે આપેલો ૮૬૦૦ રૂપિયાનો હાર વિગેરે ઘણાં કિંમતી ઘરેણાં આ ત્રીજોરીમાં રહે છે. અહિં રસ્તા ઘણા પહોળા અને સ્વચ્છ છે. અહિં વેદાન્તદેશિક આચાર્યનું મંદિર છે. ત્યાં તેમની

અને ભગવાનની મૂર્તિયો છે. તેમ પાંડવ દુતનું મંદિર છે. તેમાં ૧૫ ફુટ ઉંચી ભગવાનની મૂર્તિ છે.

મહાત્મ્ય—નગરોમાં શ્રેષ્ટ કાંચી નગર અને પુરીયોમાં શ્રેષ્ટ દ્વારિકાપુરી છે. કાંચીપુરીમાં બીમાદેવી અને વિમલાદેવીનું સ્થાન છે. વિરાટ પુરુષનાં સાત ધાતુઓની સાત પુરીયો છે. મહાદેવજી [illegible] ફરતા કાંચી પુરીમાં ગયા. કાંચીપુરીનાં રત્નગ્રીવ રાજા પુરુષોત્તમનાં [illegible] સાગર પાસે જઇ નીલપર્વત ઉપર પુરૂષોત્તમનાં દર્શન કરી વૈકુન્ઠમાં ગયો.

પહેલાં કાંચીવરમ બૌદ્ધોની દ્રાવિડ દેશની રાજધાની હતી. ૧૬ મી સદીમાં વિજયાનગરના ચૌલવંશના રાજા કૃષ્ણરાયે કાંચીવરમમાં બે મોટાં મંદિરો બનાવ્યાં જે દ્રાવિડ દેશમાં સર્વથી મોટામાં મોટાં છે. કાંજીવરમ્ ચિદંબરમ અને શ્રીરંગમના મોટાં ગોપુરો તેણે બનાવ્યા, અને તેના વંશજોએ ત્યાં બીજાં નાનાં મંદિરો બંધાવ્યાં હતાં. તેની પાછેથી અહિંનું રાજ્ય મુસલમાનો પાસે ગયુ. પછી ફ્રેંચો પાસે ગયું અને ફ્રેંચો પાસેથી ઇસ્ટ ઇંડિયા કંપનીના ગવર્નર લોર્ડ કલાઇવે સને ૧૭૫૧ માં કાંજીવરમ લઇ લીધું.

આ દેશમાં ઘઉં થતા નથી તેથી લોકોનો ખોરાક ભાત અને આમલીની કઢી છે. અહિં ખાટું ઘણું ખાય છે. અહિં બ્રાહ્મણ અને અબ્રાહ્મણ એમ બે જાતો છે.

---

## પ્રકરણ ૧૨૯ મું.

## ટીંડીવરમ, જીંજીનો કિલ્લો, વિલુપુરમ, પાંડીચેરી, કડાલુર અગ્નિલિંગ

---

## ટીંડીવરમમાં જીંજીનો કિલ્લો.

કાંચીવરમથી પાછા ચેંગલપટના સ્ટેશને આવવું. ત્યાંથી સાઉથ ઇંડિયન રેલ્વે—મદ્રાસ ટુ કોલમ્બો રેલ્વેમાં મેઇન લાઇનમાં આગળ જવું. ચેંગલપટથી આગળ ૪૧ માઇલ ઉપર પનાર નદી ઉપર રેલ્વેનો પુલ આવે છે. ત્યાં આગળ ટીંડીવરમનું સ્ટેશન છે. સ્ટેશનથી ૧૮ માઇલ ઉપર આરકટ જીલ્લામાં જીંજીનો પહાડી કિલ્લો છે, કિલ્લામાં કિલ્લેબંધી કરેલી ૩ પહાડીયો છે. જેમાં ઉંચો પર્વત રાજગીરી છે. હાલ કિલ્લામાં ઈમારતોનાં ખંડેરો છે. જેમાં કલ્યાણમહેલ ઉત્તમ છે. વચ્ચે આઠ માળનો ટાવર છે પહેલાં આ કિલ્લો વિજયાનગરના રાજાના કબજે હતો. પછી મુસલમાનો પાસે ગયો અને તેમની પાસેથી સને ૧૬૭૭ માં શિવાજીએ આ કિલ્લો લીધો હતો. તે હાલ અંગ્રેજ સરકારના કબજામાં છે.

## વીલુપુરમ જંકશન,

ટીંડીવરમથી ૨૩ માઇલ ઉપર વિલુપુરમનું જંકશન સ્ટેશન આવે છે. તે આરકટ જીલ્લામાં છે. અહિંથી એક બ્રેંચ લાઇન પાંડીચેરી તરફ જાય છે. તેમજ કટપદી જંકશનથી એક ટ્રેન ટીરુવન્નામલઇ થઇ અહિં આવે છે. અને મેઇન લાઇન માયાવરમ થઈ તાંજોર તરફ જાય છે. યાત્રાળુઓએ પાંડીચેરી જવું હોય તો અહિં ઉતરી પાંડીચેરી જતી ગાડીમાં બેસવું પડે છે.

## પાંડીચેરી.

વીલુપુરમ જંકશનથી ૨૪ માઇલ ઉપર પાંડીચેરી સુધી એક બ્રેંચ લાઇન જાય છે. તેનું ભાડુ ૦-૫-૦ છે. ફ્રેંચોની હિંદુસ્તાનના રાજ્યની રાજધાનીનું આ શહેર છે જેને પટુચારી પણ કહે છે. અહિં સમુદ્ર કિનારે ગોરાઓની વસ્તી છે. એક ઉંચી ટેકરી ઉપર ગવર્નમેન્ટ હાઉસ છે. તે સિવાઇ લાઇટ હાઉસ, હાઇકોર્ટ, મીશનરી ચર્ચ, ટાવર, પબ્લિકબાગ, નવું બજાર, બંદર, કૉલેજ, બેએક દેવમંદિરો વિગેરે જોવા લાયક છે. બંદર ઉપર ગવર્નર ડુપ્લીનું બાવલું છે. અહિં ફ્રેંચોનું રાજ્ય છે. અહિં ફ્રેંચ ગવર્નરને ૧૬૦૦ રૂપિયા પગાર મળે છે.

**કડાલુર**—પાંડીચેરીથી પાછા વિલીપુરમ આવી ત્યાંથી મેઇન લાઇનમાં આગળ ૨૭ માઇલ ઉપર કડાલુરનું સ્ટેશન આવે છે. તે પાંડીચેરીથી ૧૬ માઇલ ઉપર છે. અહીં ૪૭ હજાર ઉપરાંતની વસ્તી છે. કડાલુર દક્ષિણ આર્કટ જીલ્લાનું સદર સ્થાન છે. અહીં સરકારી કચેરીયો વીગેરે છે. યુરોપીયન લોકોની તેમજ દેશી લોકોની વસ્તી છે. કડાલુર પાસે સેંટ ડેવીડનો કિલ્લો ઉજ્જડ જેવો રહ્યો છે.

**અગ્નિલિંગ**—આરકટ જીલ્લામાં તિરૂવન્નામલઇ ગામ પાસે તિરૂવન્નામલઇ પર્વત અથવા અરૂણાચલ ઉપર દ્રાવિડ દેશનાં ૫ પ્રસિદ્ધ શિવલિંગોમાંનું અગ્નિલિંગ મહાદેવનું મંદિર છે.

———:૦:———

## પ્રકરણ ૧૩૦ મું.

## ચિદમ્બરમમાં નટેશ મહાદેવ.

**ચિદંબરમ**—કડાલુરથી મેઇન લાઇનમાં આગળ ૨૪ માઇલ ઉપર ચિદંબરમનું સ્ટેશન આવે છે. તે દક્ષિણ આર્કટ જીલ્લામાં તાલુકાનું ગામ છે તેમજ તિર્થસ્થાન છે. અહીં ૧૯ હજાર ઉપરાંતની વસ્તી છે. સ્ટેશનથી ૧ માઇલ ઉપર ગામ છે. ગામમાં સરકારી કચેરીયો, પોસ્ટ, ધર્મશાળા, મોદીની દુકાનો વીગેરે છે. રેલ્વે પાસે એક નાની નદી વહે છે. અહિં ઘણા મણુસો કપડાં અને રેશમી વસ્રો વણવાનું કામ કરે છે.

**નટેશમહાદેવ**—ગામથી ઉત્તરે ૧૯ વીઘાં જમીનના ઘેરાવાની વચ્ચે નટેશ શિવનું મંદિર છે. તેના ઉપર સાત સોનાના કળશ છે. આજુબાજુ ૩૦ ફીટ ઉંચા બે કોટ છે. અંદર નટેશના નિજમંદિરને કોટ, પાર્વતિનું મંદિર, શિવગંગા સરોવર, અને અનેક મંડપો તથા મંદિરો છે. બહારના કોટની દીવાલમાં ચારે બાજુ એકેક ગોપુર છે. અંદરના કોટની ચારે બાજુ ચાર ગોપુરો નવનવ માળના છે. તેના ઉપર અનેક પ્રકારની ૩૩ કરોડ દેવતાની મુર્ત્તિયો કોતરેલી છે. દરવાજાનાં ચોકઠાં તાંબાનાં પતરાં મઢેલાં છે. અંદર ચારે બાજુ બબે માળનાં મકાનો છે અને છુટુ ચોગાન છે. વચમાં નટેશના શિવમંદિરનું કમ્પાઉન્ડ અને શિવગંગા સરોવર તેમજ બીજાં ઘણાં મંદીરો અને મંડપો છે. અંદર જોડા પહેરીને જઇ શકાતું નથી. દક્ષિણ તરફના દરવાજે થઇ અંદર પ્રવેશ થાય છે ડાબી તરફ એક ખુણામાં ગણપતિનું મંદિર છે. ગોપુરની સામે એક મંદીરમાં મોટા નંદી છે. તેમજ એક મંદીરમાં એક વાહન છે. શિવના ખાસ મંદીરની આજુ-બાજુ પણ કમ્પાઉન્ડ છે તેની અંદર છુટી જમીન છે. ચારે બાજુની દીવાલ ઉપર ૧૦૦ નંદી અને ઓસારો છે. ઉપર પુણ ઘણા નંદી છે. કપાઉન્ડની પૂર્વ અને પશ્ચિમે બે દરવાજા છે. અંદર બાજુએ એક પાર્વતિનું મંદીર છે, દક્ષિણ બાજુ વચ્ચે નાટેશ્વરની એક મૂર્તિ અને વચ્ચે નટેશનું મુખ્ય મંદીર છે. નટેશ શિવના મંદીરની દીવાલ ઉપર ચાંદીનાં અને ઘુમટ ઉપર સોને રસેલાં પતરાં મઢેલાં છે. અંદર બીજી દેવડીમાં નૃત્ય કરતા નટેશ શિવ ઉભેલા છે. તેમના હાથમાં ડમરૂ છે. પાસે બીજા દેવોના મુત્તિયો છે. અહિંના દેવોના સ્રુંગારો મનોહર છે. પુંજારી પંડયાઓ યાત્રાળુ પાસે દક્ષિણા લઇને તેને પહેલી દેવડીમાં અંદર લઇ જઇને શિવનાં દર્શન કરાવે છે. જે દક્ષણા આપતા નથી તે મંદીરની બહારથી દર્શન કરે છે. શિવ અને પાર્વતિની ભોગમૂત્તિ સોનાની છે. તેની નીચે હીરામાણેકનું અને સ્ફટીકનું એમ બે શિવલિંગો છે. આ મંદિરની પાસે એક મંડપ છે જેના ઘુમટ તાંબાનાં પતરાંથી મઢેલો છે. પાસે એક મંદીરમાં ત્રીજી દેવડીની અંદર સુંદર વસ્ત્રાભુષણો સજીને શેષનાગની શય્યા ઉપર સુતેલા શ્યામ સ્વરૂપ ગોવિંદરાજ ભગવાનની મુર્ત્તિ માણસ કરતાં પણ વધુ લાંબી છે. પાસે લક્ષ્મી વિગેરેની મુર્તિયો છે. પાસે એક મંદીર આગળ સોને રસેલો મોટો સ્તંભ છે.

**શિવગંગા**—સરોવરની પશ્ચિમે પાર્વતિનું મંદિર છે. અંદર ત્રીજી દેવડીમાં પાર્વતીજીની મુર્તિ છે. તેમને પણ સોનાનો મુકુટ વિગેરે કીંમતી વસ્ત્રાભુષણો છે. આગળને સભામંડપ ઉત્તમ છે. પાસે એક મંડપ અને દરવાજા પાસે સોને રસેલો એક મોટો સ્તંભ છે. પાર્વતિજીના મંદીર પાસે સુબ્રહ્મણ્ય અથવા કાર્ત્તિકેયનું મંદિર છે. ત્યાં દરવાજા બહાર મોર અને બે હાથીની પ્રતિમાઓ છે. પાર્વતિના મંદિરની પૂર્વે મોટા ગોપુર સામેની

શિવગંગા અથવા હેમ પુષ્કરણી નામનું મોટું તળાવ છે જેની ચારે બાજુ પગથીયાં બંધાવેલાં છે. તળાવની પૂર્વે એક સહસ્ર સ્તંભમંડપ છે જેમાં ૯૮૪ સ્તંભો છે. વળી આ કંપાઉન્ડમાં બીજાં પણ ઘણાં જુનાં મંદિરો છે. અંદર ૪ કુવા છે તેમાં ૧ કુવો ઉત્તમ અને જોવા લાયક છે. મહાદેવના દેવળનું આખું છાપરૂં સુવર્ણનાં પતરાંથી મઢેલું છે. ચિન્દમ્બરનાથની ભોગમુર્તિ નીચે હીરામાણેકનું તેમ સ્ફટીકનું એમ બે લિંગ છે તેમની સવારમાં દુધથી પુંજા થાય છે. અને પુજા કરી કપુરથી આરતી ઉતારે છે.

એક બીજી મુર્તિ શંકરની છે તેમના ખોળામાં એક બાજુ કાર્તિક સ્વામી અને એક બાજુ પાર્વતિ છે. એક મુર્તિ શિવકામસુંદરી એટલે પાર્વતિજીની છે. એક ચાંદીની હનુમાનની મુર્તિ છે. તેમ શનિશ્ચર, નવગ્રહ અને ૬૪ જોગણીઓનાં દર્શન કરવાનાં છે. મુળનાથ મહાદેવ અને જ્ઞાનાબિકાનાં દર્શન કરવા જેવાં છે. ચિદંબરનાથના કમ્પાઉન્ડમાં યોગી, ચંડાળ અને બે શુદ્રોની મુર્તિયો પણ છે. તે ચંડાળ મહાદેવનાં દર્શન કરવા માટે અગ્નિમાં પ્રવેશ કરી શુદ્ધ થયો હતો એવું કહેવાય છે.

મંદિરના ૪ દરવાજાને ચિદમ્બરની ચિત્સભા, નટરાજની નૃત્યસભા, રાજસભા અને યજ્ઞસભા કે જ્યાં યજ્ઞદેવો છે એવાં નામ આપેલાં છે. અહીં મોટા ૩ ઘંટ છે તે કીંમતી છે.

મંદીરમાં વીસેક પુંજારી રોજ પુંજા કરે છે. લગ્ન થઇ ગયા પછી તેઓ મંદીરમાં પુંજા કરી શકતા હોવાથી નાની ઉમ્મરમાંજ લગ્ન કરે છે. અહિં જે મંદીરમાં ભેટ પુંજા મુકાય છે તેને પુંજારીયો લઇ લે છે.

મહાત્મ્ય—ચિદમ્બરમમાં દર્શન કરવાથી મુક્તિ મળે છે. જ્યાં મહર્ષિ વ્યાઘ્રપદ અને પતંજલીને ભગવાન શંકરને નૃત્ય કરતા જોઇને મુક્તિ મળી હતી. ચિદંબર, કુંભકોનમ, નૈમિષ્ય વિગેરે તિર્થોમાં એક વર્ષ રહેવાથી ઉત્તમ ફળ મળે છે એવું સ્કંદપુરાણમાં છે. હિરણ્યવર્ણ ચક્રવર્તી મંદિરની પાસેના સરોવરમાં સ્નાન કરવાથી તે કુષ્ટરોગથી મુક્ત થયો હતો તેથી તેણે આ મંદિર પાંચમી સદીમાં બંધાવ્યું. ચિદંબરમનું મંદિર દક્ષિણ ભારતમાં ઘણું જુનું છે તેને સિલોન અને દક્ષિણના લોકો ઘણું માને છે.

---

## પ્રકરણ ૧૩૧ મું.

## માયાવરમ, તિરૂવાલુર, નાગપટનમ, મનોરગુડી.

**માયાવરમ**—ચીદમ્બરમથી આગળ મેઇન લાઇનમાં માયાવરમનું રેલ્વેસ્ટેશન આવે છે. તેનું ભાડુ ૦-૫-૦ છે. ચિદંબરમથી રેલ્વેમાં આવતાં ૪ માઇલ ઉપર કોલરમ નદી ઉપર રેલ્વેનો પુલ છે. મદ્રાસ ઇલાકામાં

તાંજોર જીલ્લામાં ચિદંબરમ છે. સ્ટેશનથી ૩ માઇલ ઉપર કાવેરી નદીના કિનારે માયાવરમ યાત્રાનું સ્થાન છે. અહીં ૨૪ હજાર ઉપરાંત માણુસોની વસ્તી છે. અહિં એક પ્રસિદ્ધ શિવમંદિર છે. તેની પશ્ચિમે એક સરોવર છે. કાર્તકથી અહિં યાત્રાનો મેળો ભરાય છે માયાવરમથી એક રેલ્વે ટ્રેન તીરૂવેલુર તરફ જાય છે. ત્યાં થઇને પણ તાંજોર જવાય છે.

**તિરૂવાલુર**—માયાવરમથી ૨૩ માઇલ ઉપર એક બ્રેંચ લાઇન તિરૂવાલુર તરફ જાય છે. તિરૂવાલુર રેલ્વેનું જંકશન છે ત્યાંથી એક ટ્રેન તાંજોર તરફ અને બીજી ટ્રેન નાગપટનમ જાય છે. અને એક ટ્રેન મુદ્દુપેટ તરફ જાય છે.

**નાગપટનમ**—તિરૂવાલુરથી એક ટ્રેન ૧૫ માઇલ ઉપર નાગપટનમ જાય છે. નાગપટનમ તાંજોર જીલ્લામાં બંદર છે. અહીં ૬૦ હજાર ઉપરાંતની વસ્તી છે. સ્ટેશન અને બંદરથી ૨ માઇલ ઉપર ધર્મશાળા છે. અહિં રેલ્વેનું મોટું કારખાનું છે, જેમાં હજારો માણુસો કામ કરે છે. અહીં મોટાની સરકારી કોઠી, દવાખાનું, કૉલેજ, સરકારી કચેરીઓ વિગેરે છે. અહીં બંદર આગળ સીલોન વિગેરેનો માલ ઉતરે છે. શહેરમાં એક શિવમંદિર છે. તેમજ સુંદરરાજ ભગવાનનું એક મંદીર છે. નાગપટ્ટનથી કેટલાક યાત્રાળુઓ બોટમાં બેસી રામેશ્વર જાય છે. આગબોટનું ભાડુ રૂ. ૩—૦—૦ લે છે.

**મનોરગુડી**—તિરૂવાલુરથી એક બ્રેંચ લાઇન તાંજોર તરફ જાય છે. તેમાં તિરૂવાલુરથી ૧૨ માઇલ ઉપર નીડામંગલમનું રેલ્વે જંકશન સ્ટેશન છે. ત્યાંથી ૮ માઇલ ઉપર મનોરગુડી તરફ એક બ્રેંચ લાઇન જાય છે. તીરૂવાલુરથી નીડામંગળનું ભાડુ ૦-૬-૦ છે. મનોરગુડીને દક્ષિણ દ્વારકાં કહે છે. ત્યાં ધર્મશાળા પણ છે. ત્યાં ગોપ્રલે, રૂક્ષ્માણીતિર્થ, કૃષ્ણતિર્થકુન્ડ, અને હરિદ્રાકુન્ડ એ ચાર કુન્ડો છે. હરિદ્રાકુન્ડ એટલે પીળોકુન્ડ તે ઘણો મોટો છે. તેમાં કૃષ્ણે હળદરથી ક્રીડા કરી હતી. ત્યાં મંદિરમાં રાજગોપાળ ઠાકોરજી છે. એક બ્રાહ્મણે તપ કરી ઠાકોરજીને અહિ બીરાજવાની પ્રાર્થના કરવાથી તે અહિં આવ્યા છે. મંદિરનો ઘાટ ચિદમ્બર, કાંચી વિગેરે મંદિરોના જેવો છે. મંદિરની આજુબાજુ વિશાળ ચોક મુકી કોટ છે. કોટને મોટા દરવાજા અને દરવાજા ઉપર હસમાળના ગોપુર છે. તે સિવાય વાસુદેવ, શેષશાયી ભગવાન, શ્રીદેવી, ભુદેવી, રૂક્ષ્માણી, સત્યભામા વિગેરેની મુર્તિઓ છે. અહીં બળદોને શિંગડાં હોતાં નથી. મનોરગુડીની યાત્રા કરી ત્યાંથી નીડામંગળ આવી નીડામંગળથી તાંજોર જવાય છે. માયાવરમથી કુંભકોનમની યાત્રા કરી ત્યાંથી તાંજોર જવાય છે.

# પ્રકરણ ૧૩૨ મું.

## કુંભાકોણુમ થઇ તાંજોર.

### કુંભાકોનમ.

નાગપટ્ન ઘણા જતા નથી. અને જાય છે તો પાછા માયાવરમ આવી ત્યાંથી આગળ મેઇનલાઇનમાં કુંભકોનમ જાય છે. નાગપટ્નથી તિરૂવાલુર થઈ સીધા તાંજોર જવાય છે ત્યાં રસ્તામાં મનોરગુડીની યાત્રા કરીપાછા વળતાં વચ્ચે કુંભકોનમ રહી જાય છે. તેથી તિરૂવાલુરથી માયાવરમ આવી ત્યાંથી આગળ ૧૯ માઇલ ઉપર કુંભકોણમનું સ્ટેશન આવે છે ત્યાં જવાય છે. તેનું ભાડુ ૦—૪—૦ છે. તાંજોર જીલ્લાનું તે તાલુકાનું ગામ છે. પહેલાં અહિં ચૌલ દેશની રાજધાની હતી. અહીં ૫૪ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. શહેરમાં કોલેજ, સરકારી કચેરીઓ, અને કુંભેશ્વર શિવનું મંદીર છે. સ્ટેશનથી ૧ માઇલ ઉપર શહેર છે. શહેરમાં વિષ્ણુનું ઉત્તમ મંદીર છે. તેમાં વિષ્ણુ શેષશાયી ભગવાન શેષશય્યા ઉપર પોઢેલા છે. તેમની ભોગમુર્તિ જુદી છે. એક મોટું કુંભેશ્વર શિવનું મંદિર છે. મંદીરના ખર્ચ માટે આવક સારી છે. મંદીરથી થોડે દૂર મહામોહન તળાવ છે જેના કિનારે સોળેક મંદિરો છે. ત્યાં એક મુખ્ય મંદીર છે ત્યાં બાર વર્ષે માહા-મહીનામાં મોટો મેળો ભરાય છે તે વખતે ગંગાજી આ સરોવરમાં આવે છે એમ કહે છે. અહીં કુંભતિર્થ અને હેમપુષ્કરણી કુન્ડ છે આ કુન્ડમાંથી પાર્વતિની સોનાની મુર્ત્તિ મળી હતી. અહિં વિદ્યાનો પ્રચાર સારો છે. કુંભકોણુમ, કાંચી, સેતુમુલ વિગેરે તિર્થોમાં મુંડન અને ઉપવાસ કરવો જોઇએ એવું સ્કંદપુરાણમાં છે. કાવેરી નદીમાં સ્નાન કરી કુંભેશ્વરનાં દર્શન કરે છે. લિંગનો કુંભ જેવો આકાર છે. તેથી કુંભેશ્વર મહાદેવ નામ પડયું છે. તેની ભોગમુર્તિ સોનાની છે. અહિં નવગંગા કુંડમાં સ્નાન થાય છે. તેમાં નવ કુવાઓ છે. અહીં લાકડાનાં હાથી ઘોડાનાં વાહનો છે. અહીં પાઇને પૈસો ને પૈસાને દમડી કહે છે. ૨૪ રૂપીઆ ભારનો શેર છે અહિં સારંગપાણીનું દેવળ, સરસ્વતી મહેલ, ટાઉન હોલ વીગેરે છે.

### તાંજાવરમ કે તાંજોર.

કુંભકોનમથી ૨૫ માઇલ ઉપર આગળ તાંજોરનું રેલ્વે સ્ટેશન છે, તેનું ભાડુ ૦—૫—૦ છે. તાંજોર મદ્રાસ ઇલાકામાં કાવેરી નદીને કિનારે જીલ્લાનું સદરસ્થાન છે. સ્ટેશન પાસે વેંકટદાસનું ક્ષેત્ર અને ધર્મશાળા છે. અહીં રેશમનાં કપડાં સારાં વણાય છે. તાંબા પીતળ અને ધાતુનું કામ સારૂ થાય છે. અહિં પીતળની મુર્તિયો, શેતરંજી, છીંટ અને તાંબા પીતળનાં

વાસણો તેમ ઘરેણાં સારાં બને છે. સ્ટેશનથી ૦॥ માઈલ ઉપર શહેર છે. અહીં ધર્મશાળા છે. શહેરની આજુબાજુ કિલ્લો છે તેની આજુબાજુ ખાઇ છે. ખાઇ ઉપર પુલ છે. તેના ઉપર થઇ શહેરમાં જવાય છે. તાંજોરમાં ૨ કિલ્લા છે, મોટો કિલ્લો ઉત્તરે અને નાનો કિલ્લો પશ્ચિમે છે. તાંજોરમાં જડજ, કલેકટર અને અમલદારોની કોર્ટો છે. મોટા કિલ્લાની અંદર શહેરનો મુખ્ય ભાગ અને તાંજોરના રાજાનો રાજમહેલ છે. અહીં ૫૫ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. મોટા કિલ્લા ઉપર એક જુની તોપ પડી છે. નાના કિલ્લામાં એક મોટું મંદિર છે. તેની ઉત્તરે સરોવર છે. શીવગંગા આ શિવગંગામાંથી શિવ નીકળ્યા હતા. શિવમંદિરની પૂર્વે મેદાનમાં દિવાની કોર્ટો છે. અહિં મોટો ટાવર છે તેમાં ઘડીઆળ છે.

રાજમહેલ—સ્ટેશનથી પોણામાઇલ ઉપર મોટા કિલ્લાની અંદર સડક પાસે જુના વખતનો ઉત્તમ મહેલ છે. મહેલની આગળ મોટુ ચોગાન છે. અહિં પાળેલા હાથી અને પાળેલા વાઘ પણ છે. ચોગાનની પૂર્વે અને ઉત્તરે દરવાજા છે. મહેલમાં પ્રવેશ કરતાં દક્ષિણ બાજુના ખંડમાં મરાઠાઓનો રાજદરબાર છે. પાસે એક ખંડમાં રાજસી સામાન છે. જેની ભીંતે મહારાજા શિવાજી અને તાંજોરના મરાઠા રાજાઓની ઉત્તમ છબીઓ છે, પાસેના ખંડમાં ચીફ સેક્રેટરી અને એક બાજુ દીવાનની છબીઓ છે. અંદર એક બાજુ નાયકનો દરબાર ખંડ છે. કચેરી હોલમાં શિવાજીનું સંગેમરમરનું પુતળું છે. અંદર એક ૮ માળની ઇમારત છે જેમાં હથીયાર રાખતા. અંદર સરસ્વતી ભુવનમાં ઘણાં સંસ્કૃત વિગેરે ભાષાનાં પુસ્તકો રેશમી કપડે પોટલાં બાંધી રાખેલાં છે, આ રાજમહેલ જોવા લાયક છે. અહિંના રાજા સગીર હોવાથી સરકાર વહીવટ કરે છે. અહિ નાચનારી નાયકાઓ ઘણી છે.

શિવમંદિર—રાજમહેલથી અર્ધામાઇલ ઉપર નાના કિલ્લામાં તાંજોરનું મોટું શિવ મંદિર છે. મંદીરની ત્રણ બાજુ કિલ્લાની દીવાલ છે અને આજુબાજુ ખાઇ છે. એક બાજુ મોટુ ચોગાન છે. બહારના કોટની અંદર ૧૩ વીઘાં જમીન છે. કોટના દરવાજા ઉપર ગોપુર છે. અંદર ચારે તરફ મકાનો છે. તેમ નંદી વિગેરે છે. નાના ગોપુરની મધ્યે ચોખુણુ મંડપ છે જેમાં ૧૬ ફીટ લાંબો, ૭ ફીટ પહોળો અને ૧૩ ફીટ ઉંચો કાળા પત્થરનો વિશાળ નંદી છે. તે ૪૦૦ માઇલ દૂરથી લાવ્યા હતા એમ કહે છે. તેના ઉપર હંમેશાં તેલ લગાવે છે. નંદીની ઉત્તરે પાર્વતિનું મંદિર છે. જેની આગળ સભામંડપ છે. મોટા નંદીની સામે શિવમંદીરનો સભા મંડપ છે. અંદર મોટું શિવ મંદિર છે. સભામંડપમાંથી અંદર મંદીરમાં

જતાં ઘણું અંધારૂં છે. ખાસ મંદીર ૨૦૦ ફીટ ઉંચું છે. મંદિરનું શિખર ઉત્તમ છે. મંદિરની પશ્ચિમ ભાગમાં બૃહતેશ્વર મહાદેવનું શિવલિંગ છે જ્યાં દિવા બળે છે. લિંગ ૪ ફુટ ઉંચું ને ૭ ફુટ ઘેરાવાનું છે. આ મંદિરમાં બીજાં ૨૧૬ કાળા પત્થરનાં શિવલિંગો છે. મંદીરની પશ્ચિમે ગણુપતિનું મંદિર છે. એક બાજુ સુબ્રહ્મણ્ય અથવા કાર્તિકેયનું મંદિર છે. અંદર ૬ મુખવાળા કાર્તિકેય છે. ખાસ મંદિરની આગળ સભા મંડપ છે. તેમાં દીવાલ ઉપર તાંજોરના મરાઠા રાજા રાણીઓનાં ૧૨ ચિત્રો છે. આ મંદિરની બાજુ ઉપર ચંડીનું મંદિર છે. જેની પાસે પૂર્વ તરફ નારીયેળીનો બાગ છે. તાંજોર જીલ્લાને દક્ષિણ હિંદુસ્તાનનો બાગ કહે છે. અહિંના દેવમંદિરોને ખર્ચ માટે ઘણી જમીન મળે છે. પહેલાં ચોલવંશના રાજાઓને તાબે આ જીલ્લો હતો. તે પછી મરાઠાઓનું રાજ્ય થયું. હાલનો રાજા સગીર હોવાથી સરકારની દેખરેખ નીચે આ રાજ્ય ચાલે છે. મંદીરનું ગોપુર કાંજીવરમના રાજાએ બનાવેલું છે. અંદર મોટો નંદી ઘણા જુના વખતનો છે. તેમ ઘણો ઉત્તમ છે.

**મહાત્મ્ય**—અહીંના ચોલરાજાએ ઠેકાણે ઠેકાણે શિવમંદિર બંધાવ્યાં હતાં, તેને કોઢ હતો તેથી શિવે તેને સ્વપ્નામાં કહ્યું કે: અમુક જગાએથી ગંગા નીકળશે તેમાં મુખમાર્જન કરજે અને જળમાં પગ મૂકીશ નહિ. તે જળની વચ્ચેથી શિવલિંગ નીકળશે. પછી બીજે દિવસે બતાવેલી જગાએથી પાણી નીકળવા માંડયું. તેમાં માર્જન કરવાથી તેનો કોઢ મટયો. પછી પાણીમાં વચ્ચે શિવલિંગ પ્રકટ થયું. તેની રાજાએ પ્રતિષ્ટા કરાવી હતી. શિવગંગાનો હજુ પણ મહિમા છે.

## પ્રકરણ ૧૩૬ મું.

## ત્રિચિનાપલ્લી, શ્રીરંગજી–જંબુકેશ્વર.

## ત્રિચિનાપલ્લી.

તાંજોરથી ૩૧ માઇલ ઉપર આગળ મેઇન લાઇનમાં **ત્રીચીનાપલ્લીનું રેલ્વે સ્ટેશન છે.** તેનું ભાડુ ૦–૭–૦ છે. ત્રિચિનાપલ્લીનું રેલ્વે જંકશન છે. અહિંથી એક ટ્રેન શ્રીરંગમરોડના સ્ટેશન થઈ, ઇરોડ જંકશન તરફ ત્રીચીનાપલ્લી ઇરોડ બ્રેંચ લાઇન જાય છે. મદ્રાસથી આરકોનમ, કટપદી, જાલરપેટ, સેલમ થઇને એક ટ્રેન ઇરોડ આવે છે. ઇરોડથી સેતબંધુ રામેશ્વર જવા માટે ત્રિચિનાપલ્લી, મદુરા થઇને રામનાદન તરફ જવાય છે. અહિંથી રામેશ્વર જવાનો પગ રસ્તો છે. ત્રિચીનાપલ્લી સ્ટેશનથી ૩ માઇલ ઉપર



શ્રી રંગભગવાન શ્રીરંગજી

પૃષ્ઠ ૪૮૨

લક્ષ્મી આર્ટ, ભાયખલા મુંબઈ, નં. ૮

ત્રિચીનાપલ્લી ફોર્ટનું સ્ટેશન છે. સ્ટેશનથી ૧॥ માઈલ ઉપર મદ્રાસ ઇલાકામાં જીલ્લાનું સદરસ્થાન છે. અહિં ૯૦ હજાર ઉપરાંતની વસ્તી છે. તેમ લશ્કરી છાવણી પણ છે. ગામની આજુબાજુ કિલ્લો છે તેની આજુબાજુ ખાઈ છે. અંદર એક ઉંચી ટેકરી ઉપર શિવ અને ગણપતિનાં મંદીરો છે. ત્યાંથી થોડે દૂર નવાબનો મહેલ છે. તેમાં હાલ સરકારી કચેરીયો છે. આ ટેકરી અને કિલ્લાના મુખ્ય દરવાજા વચ્ચે પેપ્પકુલમ—અથવા ઉત્તમ સરોવર છે. જેમાં દેવોની ચલમૂર્તિયો ઉત્સવ વખતે નાવમાં બેસાડી ફેરવે છે. અહીં સરકારી કચેરીયો, કૉલેજ, દવાખાનું, લશ્કરી છાવણી, જેલ, વિગેરે છે. અહીં સોના ચાંદીનાં ઘરેણાં સારાં થાય છે. અહિં ચીરૂટ અને બાડીનો, મશરૂ, સુતરાઉ કાપડ અને મજલીનનો વેપાર સારો છે. ગામ પાસે પથ્થરની એક ઉંચી ટુંક ઉપર હનુમાનજીનું મંદિર છે. તેના ઉપર સર્વ જગાએ મંદીરો છે. નીચેથી ઉપર ચઢવા માટે પત્થરનાં પગથીયાં છે. ૨૦૪ પગથીયાં ચઢયા પછી ઉપર ડાબી અને જમણી તરફ જવાનાં જુદાં જુદાં પગથીયાં છે. ડાબી તરફ ઉપર જતાં મોટું શીવ-મંદીર આવે છે. તેની આજુબાજુ કોટ છે. અને જમણી તરફ ૨૦૮ પગથીયાં ચઢયા પછી મોટું ગણપતિનું મંદીર આવે છે. શિવ મંદીર પાસે કેટલાક મંદીરો અને મંડપોમાં શિવ, પાર્વતિ, ગણપતિ, સુબ્રહ્મણ્ય (કાર્તિકસ્વામી) ની મૂર્તિયો છે. નંદી ચાંદીનાં પતરાં મઢેલો છે. ગણપતિના મંદીર ઉપરથી નીચે ચારે બાજુનો દેખાવ જોવાય છે. ભાદરવામાં અહિં મોટો ઉત્સવ થાય છે અહી સોનીનાં ઘર વધારે છે. તેમ સોજીત્રા વિગેરેના ખેડાવાળ બ્રાહ્મણોનાં ૫૦૦ ઉપર અહિં ઘરો છે. અહિં સોનાની સાંકળી, કંઠીયો. વિગેરે સારૂં થાય છે ત્રીચીનાપલ્લીનું મોટું શહેર છે. અહિંથી પગરસ્તે શ્રી રંગજી ૨ માઈલ ઉપર છે,

## શ્રીરંગજી.

ત્રિચીનાપલ્લી જંકશનથી એક બ્રેંચલાઈન ત્રીચીનાપલ્લી ફોર્ટ થઈ શ્રીરંગમ રોડ થઈ એરોડ તરફ જાય છે. તે ત્રીચીનાપલ્લી એરોડ બ્રેંચ કહેવાય છે. ત્રિચીનાપલ્લીથી આ લાઈનમાં આગળ ૪ માઇલ ઉપર શ્રી રંગમરોડનું સ્ટેશન આવે છે તેનું ભાડુ ૦-૧-૦ છે. અહિંથી શ્રીરંગમ ટાપુ જવા માટે સ્ટેશન ઉપરથી બળદ ગાડી ભાડે મળી શકે છે સ્ટેશનથી ૩ માઇલ ઉપર શ્રી રંગમનો ટાપુ છે. ત્રિચીનાપલ્લીથી પણ શ્રી રંગજી ૨ માઈલ છે. વચમાં કાવેરી નદી ઉપર મોટો પુલ છે. મદ્રાસ ઇલાકામાં ત્રીચીનાપલ્લી જીલ્લામાં કાવેરી નદીના શ્રી રંગમટાપુની અંદર શ્રી રંગમ ગામ અને શ્રી રંગમનું પવિત્ર તિર્થ સ્થાન છે. કાવેરી નદી ઉપર રેલ્વેનો મોટો પુલ છે. જે નદીના પુલ કરતાં દોઢો છે. મંદીર પાસે કાવેરીની નાની ધારા ઉપર નાનો પુલ છે. ટાપુ ૧૭ માઇલ લાંબો અને ૧॥ મા-

ઇલ પહોળો છે. શ્રી રંગજીના મંદિરથી પાંચેક માઇલ ઉપરથી કાવેરી નદીની બે શાખાઓ થઈ ગઈ છે. જેમાંની ઉત્તરની શાખાનું નામ કોલરૂન છે અને દક્ષિણની શાખાનું નામ કાવેરી રહ્યું છે. બંને શાખા શ્રીરંગમથી બારેક માઇલ ઉપર જઇ પાછી મળી ગઇ છે. ત્રિચીનાપલ્લીના રેલ્વે સ્ટેશનથી શ્રીરંગજીના મંદીરે જતાં કાવેરી નદીની બે ધારા ઉપર બે પુલ આવે છે. મંદિરની ઉત્તરે કાવેરીની કોલરૂન શાખા છે. કાવેરી નદી દુર્ગના પર્વતમાંથી નીકળી તાંજોરની પેલી બાજુ સમુદ્રને મળે છે. કાવેરી નદીમાં ૩ મુખ્ય ટાપુ છે. (૧) મૈસુર રાજ્યમાં શ્રીરંગપટ્ટન આદિરંગમ, (૨) મૈસુર રાજ્યમાં શિવસમુદ્રમ ટાપુ મધ્યરંગમ, અને (૩) ત્રિચીનાપલ્લી પાસે શ્રીરંગમટાપુ અન્તરંગમ. મહાભારતમાં કહ્યું છે કે કાવેરી નદીમાં સ્નાન કરવાથી હજાર ગૌદાનનું ફળ મળે છે. તુલાના બ્રહસ્પતિ અને સૂર્ય થતાં કાવેરીમાં સ્નાન કરવાથી સંપૂર્ણ મનોરથ સિદ્ધ થાય છે એવું શિવપુરાણમાં છે.

શ્રીરંગમમાં ૨૨ હજાર ઉપરાંતની વસ્તી છે. શ્રીરંગજીના મંદીરના મોટા કોટની અંદરજ આખુ શહેર છે. જેમાં ઉત્તર તરફ બજાર અને ધર્મશાળાઓ પણ છે. યાત્રાળુઓ ગોરને ત્યાં ઉતરે છે. અહિં રામાનુજાચાર્ય લોકોની પ્રબળતા વધારે છે. રામાનુજની મુળ ગાદી તોતાદ્રીમાં છે. અહીં પણ તેમની ગાદી છે. અહીં રામાનુજ સંપ્રદાયની આનંદ સ્વામીની અને ભટ સ્વામીની ૨ ગાદીયો છે. મંદીરના ૧ ભાગમાં રામાનુજ સ્વામીનું મંદિર છે. પોસ સુદ ૧ થી ૧૧ સુધી વૈકુન્ઠ એકાદશીનો અહીં મોટા મેળો ભરાય છે. તે વખતે એક મોટા મંડપ બનાવે છે. તેમાં ઘણું ખર્ચ થાય છે. રંગજીને સવારે દેવકન્યાઓ મુખ ધોઇ દુધ ધરાવે છે ત્યાર પછી દર્શન થાય છે.

## શ્રીરંગજીનું મંદિર.

શ્રીરંગજીનું મંદીર જેના મુખ્ય કોટની અંદર શ્રીરંગમ ગામનો મોટા ભાગ છે. તે ૨૬૬ વીઘાં જમીનમાં છે. આવું મોટું દેવમંદિર કોઈ જગ્યાએ નથી. સાત કોટ અંદર શ્રીરંગજીનું નિજમંદિર છે. ઠેકાણે ઠેકાણે ચારે તરફ કોટની અંદર ૧૮ ગોપુરો છે. તેમાં ૨ તો ઘણા મોટા છે તે સિવાય ઘણા દરવાજાઓ પણ છે.

પ્રથમના કોટની ચારે બાજુએ ચાર દરવાજા છે. ત્યાં શુંડાકાર ગોપુરો છે તેની ઉંચાઇ ૩૦૦ ફુટની છે. દક્ષિણ દરવાજાથી યાત્રાળુઓ અંદર પ્રવેશ કરે છે ત્યાં દવાખાનું અને બજાર છે. આ કોટની વચ્ચે ચારે તરફ પાકી સડક છે. દક્ષિણના દરવાજાથી થોડે દૂર કાવેરી નદીની નાની શાખા છે. જેમાં યાત્રાળુઓ સ્નાન કરી પછી દર્શન કરવા મંદિરમાં

જાય છે. નદીની મોટી કોલરૂન શાખા મંદિરની ઉત્તરના દરવાજાથી અર્ધો માઇલ દૂર છે. અંદર બીજો કોટ આવે છે તેની ચારે બાજુ દરવાજા અને ગોપુર છે. આ કોટની અંદર બ્રાહ્મણોના વસ્તી અને બજાર છે. આ કોટ ૨૦ ફીટ ઉંચો છે. તે પછી પાછો પાંચમો કોટ આવે છે તેની અંદર પણ બ્રાહ્મણોનાં મકાનો છે. તે પછી ચોથો કોટ આવે છે. દરેક કોટની ચારે બાજુ દરવાજા અને ગોપુર છે. આ કોટની અંદર સહસ્ત્ર સ્તંભ મંડપ છે જેમાં ૯૬૦ થાંભલાઓ છે. અંદર મોટા ગોપુરની પશ્ચિમે ઉત્તમ ચિત્રેલો મંડપ છે તેના થાંભલાઓ ઉપર ઘોડા, ઘોડેસ્વાર વિગેરે ચિત્રેલા છે. અહિં રંગજીનો છબીયો વેચાય છે. કોટની પશ્ચિમે વાવ અને નારીયેળી અને કેળોનો નાનો બાગ છે. ત્રીજા કોટની ઉત્તર અને દક્ષિણે એકેક ગોપુર અને દરવાજો છે. દક્ષિણના ગોપુર સામે ગરુડ મંડપમાં રંગીત ઘણી મોટી ગરૂડની મુર્તિ છે પાસે સોનાની ગરૂડની ભોગમુર્તિ છે. જેની ઉત્તરે સોનેરી પતરાં જડેલો મોટો ગરૂડ સ્તંભ છે. ત્યાંથી આગળ એક ભાગમાં ભગવાનની સોનાની ભોગમુર્તિ છે. કોટની ઇશાન ખૂણામાં ચન્દ્રપુષ્કરણી નામનું સુંદર સરોવર છે. જેમાં યાત્રાળુઓ સ્નાન કરે છે. તેની પાસે મહાલક્ષ્મીનું વિશાળ મંદિર, કલ્પવૃક્ષનું ઝાડ, શ્રી રામચંદ્રજીની મુર્તિ અને વૈકુન્ઠ ભગવાનનું જુનું સ્થાન છે. તે સિવાય બીજા દેવો વિગેરેની મુર્તિયો છે.

તે પછી બીજો કોટ આવે છે. જેની પશ્ચિમે દરવાજો અને દક્ષિણે મંડપ છે. તેની અંદર પહેલો કોટ આવે છે. તેની દક્ષિણે દરવાજો છે. આ કોટની ઉત્તરે શ્રીરંગજીનું નિજમંદીર છે. તેનું શિખર સોનેરી પત્રાંથી જડેલું છે. તેનાં સુવર્ણનાં શિખરો છે. તેની ટોચ ઉપર સોનાનો વાઘ અને સોનાના વાસુદેવ મોટા માણસ જેટલા બનાવીને મુકેલા છે. મંદીરની પાછલી ભીંતમાં દેવોની મુર્તિયો ચિત્રેલી છે. શ્રીરંગજીના મંદીર પાછળ એક કુવો અને એક મંદિર છે, જેની પાછળ પીતળનું એક પતરૂ જમીનમાં દટેલું છે. ત્યાંથી રંગજીના મંદિરના શિખરનાં દર્શન થાય છે. રંગજીના મંદીર ઉપર ચાર વેદોના સ્થાન ઉપર ચાર સુવર્ણ કલશ છે. ત્યાંથી થોડે દૂર એક ઉંચી જગાએ પણ એવોજ એક પત્થર જમીનમાં દાટેલો છે. જ્યાંથી મંદિરના શિખર ઉપરની પીતળની શ્રી વાસુદેવની મુર્તિ દેખાય છે.

**શ્રીરંગજીની કાળા પત્થરની ૧૦ ફીટ લાંબી ચતુર્ભુજ મુર્તિ શેષનાગની શય્યા પર શયન કરેલી છે. શેષની કાળી પાંચ ફેણો છે. તેમનો મુકુટ, હાથ, પગ સર્વ સોનેરી છે. ઘણાં કિંમતી વસ્ત્રાભૂષણો છે.**

સોનાનું જનોઇ પહેરેલાં છે. વક્ષસ્થલ ઉપર શ્રીજીની મુર્તિ છે. તેમની પાસે લક્ષ્મીજી અને પગ આગળ વિભીષણ બેઠેલા છે. અંદર અંધારૂં હોવાથી દીવો લઇ દર્શન થઇ શકે છે. તેમ શ્રીદેવી, ભૂદેવી વિગેરેની તામ્રમયી ૩ ઉત્સવમુર્તિયો ઉભેલી છે. મંદીરનો પુંજારી યાત્રાળુ પાસેથી ૧ રૂપિયો લઇને યાત્રાળુ તરફથી શ્રીરંગજીની પુંજા અને આરતી કરી દે છે. જે યાત્રાળુ રૂપિયો આપતો નથી તે માત્ર દર્શન કરીને ચાલી જાય છે. ત્રીજા મંદિરમાં જઇ દર્શન કરવાને બબ્બે પૈસા લેવાય છે. મેળા વખતે બબ્બે આના લે છે. ખાસ મંદીર નાનું છે અને ભીડ ઘણી થાય છે. ગોપુર ઉપર શ્રીવેદાન્તદેશીકનું મંદિર છે. કેટલાક યાત્રાળુઓ અટકો ( નૈવેદ્ય ) ચઢાવે છે. મંદીરની ત્રીજોરીમાં સોનું, ચાંદી, હીરા, પન્ના, વિગેરેનાં લાખો રૂપિયાનાં ઘરેણાં અને વાસણો રહે છે. શ્રી રંગજીના મંદિરમાં અયોધ્યાથી રામચંદ્ર પાસેથી વિભિષણે આણેલા પુષ્પકવિમાનનાં દર્શન થાય છે. શ્રી રંગજીમાં સુવર્ણનાં પત્રાં જડેલો સ્તંભ છે.

શ્રી રંગજીનું મંદીર ૧૭ મી કે ૧૮ મી સદીમાં બનેલું છે. ૧૧ મી સદીમાં યામુનાચાર્યના પુત્ર વરરંગ સ્વામીએ રંગપુરીમાં શ્રીરામાનુજ સ્વામીને લાવીને તેમને શ્રીરંગનાથનું કાર્ય સમર્પણ કર્યું ત્યારથી રામાનુજ સ્વામીએ અહિં રહીને પોતાના મતનો ફેલાવો કર્યો. સને ૧૧૩૭ માં તેમનો અહિંજ ૧૨૦ વર્ષની વયે દેહાન્ત થયો હતો. શ્રીરંગજીના મંદિરનો વહીવટ રામાનુજ સંપ્રદાય તરફથી થાય છે.

અહીં રામાનુજ સ્વામીનું મંદિર પણ છે. તેમાં રામાનુજાચાર્યની, નાથમુનિની અને યમુનાચાર્યની મુર્તિયો છે. કાવેરી નદીમાં સ્નાન કરી મંદિરમાં દર્શન કરવા જવાય છે. રંગજીના મંદિર ઉપર સુવર્ણનાં ૧૬ શિખરો છે. શિખર ઉપરની વાસુદેવની મુર્તિ અર્ધી જણાય છે અને કલીયુગને અંતે આખી જણાશે. મંદિરમાં ભગવાનનું વીમાન ૐકારના જેવી આકૃતિનું છે. ભગવાનને ઘણી સેવા સ્વામીજી શ્રીમાન તાતાચાર્ય તરફથી થાય છે. રંગજીના મંદિરમાં રાત્રે દેવદાસીયો ગાયન કરે છે.

મહાત્મ્ય—કાવેરી નદીમાં સ્નાન કરી શ્રીરંગજીમાં દર્શન કરવા શ્રી બલદેવજી ગયા હતા. અહીં શ્રી હરિ રોજ નિવાસ કરે છે. ચન્દ્ર પુષ્કરણીમાં સ્નાન કરી રંગજીનાં દર્શન કરવાથી સર્વ પદાર્થ મળે છે. કાવેરી નદીમાં સ્નાન કરી પિતૃઓનું તર્પણ અને શ્રાદ્ધ કરવાથી તેમનો ઉદ્ધાર થાય છે. મહા મહિનામાં કાવેરી અને ચન્દ્ર પુષ્કરણીમાં સ્નાન કરી અહીં રહેવાનું ઘણું મહાત્મ્ય છે. શ્રી રંગજી ઇક્ષ્વાકુ વંશના ઇષ્ટદેવ છે. દ્રાવિડ દેશના મનુષ્યોએ અહિં વિભીષણને બાંધીને ભોંયરામાં પુર્યો હતો તે શ્રી રામચંદ્રજીએ આવીને છોડાવ્યો હતો, પ્રલય વખતે સમુદ્રમાં ભગવાને શેશ ઉપર શયન કર્યું. ત્યારે તેમની નાભીમાંથી બ્રહ્મા પ્રકટ થયા. બ્રહ્માએ તપ કરવાથી

ક્ષીરસાગરમાં શ્રીરંગમનાથનું પરમ ધામ પ્રકટ થયું તેમાં શ્રીરંગનું વિમાન અને વિષ્ણુભગવાનને શેશશય્યા ઉપર પોઢેલા અને પાસે લક્ષ્મીજી બેઠેલાં એવાં બ્રહ્માને દર્શન થયાં. પછી તેવું ધામ બ્રહ્માએ બનાવી તેની સ્થાપના કરી. પછી વૈવસ્વત મનુના પુત્ર ઇક્ષ્વાકુએ તપ કરીને બ્રહ્માજી પાસેથી શ્રીરંગજીને મેળવી તેમનો અયોધ્યામાં સ્થાપના કરી. ત્યારથી શ્રી રંગજી ઇક્ષ્વાકુ વંશના ઇષ્ટદેવ બન્યા છે. ત્રેતાયુગમાં દશરથે યજ્ઞમાં ચોલદેશના રાજા ધર્મવિર્માને બોલાવ્યો. તેણે શ્રીરંગના પ્રભાવથી અયોધ્યાનો વૈભવ વધેલો જોઇ ઘેર આવી ચન્દ્રપુષ્કરણીના તટ ઉપર જઇ રંગધામને પ્રાપ્ત કરવા તપ કરવા માંડયું તેથી મુનિયોએ તેને કહ્યું કે થોડા દિવસમાં તમારે ત્યાં શ્રી રંગધામ આવશે. તે પછી શ્રીરામચંદ્રજીએ લંકાના રાજા વિભિષણને શ્રી રંગધામ આપ્યું. વિભીષણ રંગધામને લઇ અયોધ્યાથી લંકા જતાં રસ્તામાં ચન્દ્રપુષ્કરણીના તટની અનન્ત પીઠ ઉપર વિમાનને મુકયું. ધર્મવર્માએ તેનો સત્કાર કર્યો. પછી વિભીષણે જતી વખતે શ્રીરંગના વિમાન અને મંદિરને ઉઠાવા માંડયું પણ તે ઉખડયું નહિ, તે પછી શ્રી રંગજીએ વિભીષણને કહ્યું કે: કાવેરી નદી અને ચન્દ્રપુષ્કરણી નિકટ આ પવિત્ર દેશ છે અને ધર્મવર્મા મારો પરમ ભક્ત છે, મેં તેને વરદાન આપ્યું છે કે તારા દેશમાં રંગધામ વસશે, તેથી હવે તું લંકા જા, હું તારા તરફ મુખ કરીને સુઇશ. તે પછી વિભિષણ લંકા ગયો અને રંગજી અહિં રહ્યા છે. એવું શ્રીરંગ મહાત્મ્યમાં છે અને કહ્યું કે: શ્રી રંગજીના શિખર ઉપર વાસુદેવની મુર્ત્તિ છે તેનાં તને લંકામાં બેઠાં બેઠાં દર્શન થશે. વળી કહ્યું કે તું લંકાથી અહિં રોજ દર્શન કરવા આવજે, તે પછી વિભીષણ રોજ અહિં રાતે દર્શન કરવા આવતો. પણ એક વખતે પુંજારીએ તેને જોયો અને તેણે લંકા જોવા આગ્રહ કર્યો, જેથી વિભીષણ તેને લંકા તો લઇ ગયો. પણ સરત કરી કે જો આ વાત કોઇને કહીશ તો તું મરી જઇશ. છતાં પુંજારીએ લંકા જોઇ ઘેર આવી પોતાની સ્ત્રીના આગ્રહથી તેને લંકા ગયાની વાત કરી જેથી તે તરત મરી ગયો જેને વિભીષણે આવી જીવતો કર્યો પણ તે દિવસથી વિભીષણે આવવાનું બંધ કર્યું. અહીં કાવેરી નદીનું મહાત્મ્ય ગંગા જેવું ગણાય છે. સરકાર તરફથી રંગજીના મંદિરને ૫૦ લાખ રૂપિઆ વર્ષાસનના મળે છે. અહિં હાથીયો પણ છે. અહિં સમાસમાનાં દર્શન થાય છે.

## જંબુકેશ્વર મહાદેવ.

શ્રીરંગજીના મંદીરથી ૧ માઇલ ઉપર શ્રીરંગમ ટાપુની અંદર જમ્બુકેશ્વરનું પ્રસિદ્ધ મંદિર છે. મંદીર ૧૦૦ વીઘાંના વિસ્તારમાં છે તેની આજુબાજુ એક પછી એક એમ ૫ કોટ છે. પહેલા કોટના દરવાજાની અંદર

જતાં ૪૦૦ સ્તંભોનો મંડપ છે. ચોગાનમાં તેપાકુલમ નામનું પ્રસિદ્ધ સરોવર છે જેમાં ઝરણોનું પાણી આવે છે. સરોવરની વચ્ચે એક મંડપ છે. તેની આગળ ૭૯૬ સ્થંભોનો એક મંડપ છે. અને એક સરોવર છે. છેક અંદરના કોટની અંદર જમ્બુકેશ્વર મહાદેવનું વિમાન અથવા નીજમંદિર છે. તેની ચારે બાજુનો કોટ ૩૦ ફીટ ઉંચો છે. દરેક કોટને દરવાજા અને ગોપુરો છે. અહિં દરવર્ષે શ્રીરંગજીની ઉત્સવમુર્ત્તિયોની સવારી આવે છે. મંદીરના ૮ ગોપુરમાં થઇ અંધારા મંડપમાં થઈ જંબુકેશ્વર પાસે જવાય છે. મંદીરમાં લગભગ અર્ધા ભાગમાં તો પાણીમાં થઇને જવાનું છે. જંબુકેશ્વર મહાદેવના શિવલિંગની પાસે એક હાથથી વધુ ઉંડુ પાણી છે. શિવલિંગનો ઉપરનો ભાગ પાણીના ઉપર જણાય છે. જળાધારી વસ્ત્રથી ઢાંકી રાખેલી હોય છે, મંદિરનું પાણી મોરીદ્વારા બહાર નીકળી જાય છે. જંબુકેશ્વર મહાદેવની પાછળ ચોતરા ઉપર જાંબુડાનું ઝાડ છે. દક્ષિણનાં ૫ મુખ્ય શિવલિંગોમાં જમ્બુકેશ્વર જલલિંગ છે. મહાદેવના અર્ચને માટે ૧૫ ગામ પળતાં હતાં પણ હાલતો સરકાર તરફથી માત્ર ૧૦ હજાર રૂપિયા વાર્ષિક મળે છે.

## પ્રકરણ ૧૩૪ મું.

## પુદુકોટા, દીન્ડીગલ, મદુરા.

**પુદુકોટા**—ત્રિચિનાપલ્લીથી ૭૦ માઇલ ઉપર પુદુકોટા એ દેશી રાજ્યની રાજધાનીનું શહેર છે. અહિં ૧૭ હજાર માણસોની વસ્તી છે. શહેરમાં રાજમહેલ જોવા લાયક છે. આ રાજ્યમાં ચન્દપરમાં જુનો કિલ્લો છે. આજુબાજુ જંગલ અને પહાડી પ્રદેશ છે. રાજા કલાલ જાતિના છે. રાજ્યની આવક ૬ લાખ રૂપિયાની છે. તેમાં ઘણી રકમ મંદીરોના ખર્ચમાં ધર્માદામાં જાય છે.

**દિન્ડીગલ**—શ્રીરંગજીથી ત્રિચિનાપલ્લી આવી ત્યાંથી મેઇન લાઈનમાં બેસી આગળ જતાં ૫૮ માઇલ ઉપર દિન્ડીગલનું સ્ટેશન આવે છે. તે મદુરા જીલ્લામાં તાલુકાનું ગામ છે. અહિં ૨૦ હજાર ઉપરાંતની વસ્તી છે. પાસે એક પર્વત ઉપર દિન્ડીગલનો કિલ્લો છે. ગામમાં સરકારી ક્ચેરીયો, દવાખાનું, વિગેરે છે. અહિંની હવા પાણી ઠંડાં છે. મદ્રાસ ઇલાકાના અમલદાર વર્ગને હવા ખાવાનું સ્થળ ડીંડીગલ છે. અહિં કેટલાંક દેવમંદિરો પણ છે.

# મદુરા—મીનાક્ષીદેવી.

દિન્ડીગલથી આગળ ૩૮ માઇલ ઉપર મદુરાનું રેલ્વે સ્ટેશન આવે છે. તેનું ભાડુ ત્રિચિનાપલીથી રૂ. ૧—૦—૦ છે. મદુરાનું રેલ્વેજંકશન છે. મદુરાનું સ્ટેશન મોટું અને સારૂં છે. અહિંથી એક રેલ્વે તુતીકોરીન તરફ જાય છે. મદ્રાસ ઇલાકામાં વૈગા નદીના કિનારે મદુરા જીલ્લાનું સરદસ્થાન છે. અહિં ૮૮ હજાર ઉપરાંત માણુસોની વસ્તી છે. શહેરમાં પાકી સડકો છે. નદીની પાસે લાલા છત્રમ નામની ધર્મશાળા સારી છે. તે સિવાય બીજી પણ મંગામલ છત્રમ વિગેરે કેટલીક ધર્મશાળાઓ છે. અહિં સરકારી કચેરીઓ, દવાખાનું, બજાર વિગેરે ઉત્તમ છે. સ્ટેશનથી થોડે દૂર છત્ર છે તેમાં ભાડાની ઓરડીઓ મળી શકે છે. તેમાં દરેક જાતની સગવડ હોય છે. નદી કિનારે ધર્મશાળામાં પણ કેટલાક ઉતરે છે.

**મિનાક્ષીદેવી અને સુંદરેશ્વર મહાદેવ**—સ્ટેશનથી ૧ માઇલ ઉપર મીનાક્ષીદેવીનું મંદીર ૨૨ વીઘા જમીનના વિસ્તારમાં છે. આજુબાજુ કોટ ૨૧ ફુટ ઉંચો છે. તેમાં ચારે બાજુ દરવાજા અને ઉત્તમ ગોપુરો છે. તેમાં એક ગોપુરતો ૧૫૨ ફીટ ઉંચો છે. દરવાજાઓ ઉપર ઉત્તમ કારીગીરીવાળાં ચિત્રો, અંબાજીએ દૈત્યોને માર્યા તેનો અને ભગવાનના અવતારોનાં ચિત્રો છે. તે સર્વે પથ્થર કોતરીને બનાવેલાં છે. કોટની વચ્ચે મોટું ચોગાન છે. ચોગાનના બે ભાગ છે તેમાં દક્ષિણ બાજુના ભાગમાં મીનાક્ષીદેવી અને ઉત્તર બાજુના ભાગમાં સુંદરેશ્વર મહાદેવનું મંદિર છે. મંદીરો પથરનાં છે જેમાં આરસપહાણનું ઘણું કામ છે. મીનાક્ષીના મંદિરના દરવાજામાં થઇ અંદર જતાં અષ્ટલક્ષ્મીનો મંડપ આવે છે તેમાં ૮ લક્ષ્મીઓની પ્રતિમાઓ છે. રસ્તામાં જમણી તરફ સુબ્રહ્મણ્ય ( કાર્તિક સ્વામી ) અને ડાબી બાજુ ગણપતિની ઉત્તમ મૂર્ત્તિ છે. આગળ 'મીનાક્ષીનાયકમંડપ ' આવે છે. તેની પાસે સ્વર્ણપુષ્કરણી નામનું ઉત્તમ તળાવ છે. અહિં રાણીમંગલનો બનાવેલો એક ખંડ છે. તળાવની ચારે બાજુ મેહેરાબવાળા મંડપો છે. છત્રની નીચે ૧૨ સ્તંભો છે તેની વચમાં પાંચે પાંડવોની મૂર્ત્તિઓ છે. તેની સામે ડાબી તરફ દેવીનું સ્થાન અને દ્વારપાલ છે. તેની પશ્ચિમે મિનાક્ષીનું નિજમંદીર છે. તેમાં કેટલીક દેવડીઓની અંદર જતાં મીનાક્ષા દેવીની શ્યામવર્ણની સુંદર મૂર્ત્તિ પૂર્વમુખે ઉભેલી છે. મંદીર આગળ સોનેરી પતરાં જડેલો એક મોટો સ્તંભ છે. અંદર મંદિરમાં હંમેશાં દીવો બળ્યાં કરે છે. આ ઇલાકામાં મિનાક્ષીદેવીનું ઘણું મહાત્મ્ય છે. અને તેના લોકોને ઘણા ચમત્કારો જણાય છે. અને ઘણાને દેવી પ્રત્યક્ષ થાય છે એમ કહે છે.

સોનેરી સ્તંભની ઉત્તરે સુન્દરેશ્વર શિવના મંદિરના કોટમાં નાનો

ગોપુર છે. આ મંદિર પાસે દેવો અને રૂષિયોની કેટલીક મુર્ત્તિયો છે. આ મંદીર પાસે એક ખંડમાં મીનાક્ષીદેવી અને સુન્દરેશ્વર મહાદેવનાં કિંમતી વાહનો છે જેમાં સોનેરી અને રૂપેરી પાલખીઓ, ચાંદીથી મઢેલો હંસ, નંદી, વિગેરે છે. આ કોટના પૂર્વ તરફના મોટા ગોપુરથી થોડે દૂર સહસ્ર સ્તંભોનો મંડપ વિશ્વનાથ નાયકના મંત્રીનો બનાવેલો છે જેની અંદર તિરૂમલનાયકની ઘોડા ઉપર સ્વારી કરેલી પ્રતિમા દરવાજાની ડાબી તરફ છે. પશ્ચિમના ગોપુરથી પૂર્વે સુન્દરેશ્વર મહાદેવનું નિજમંદિર છે. અંદર કેટલીક દેવડીમાં થઇ જતાં મંદિરની પશ્ચિમે સુન્દરેશ્વરનું શિવાલંગ છે. આહં રાતદિવસ દીવો બળે છે. મંદીરના દ્વાર પાસે મોટો સોનેરી ગરૂડ સ્તંભ છે અને પાંચ પાંડવોની મુર્ત્તિયો છે.

મોટા મંદીરની પૂર્વે તિરૂમલઇ નાયકનો બંધાવેલો ઉત્તમ મંડપ છે જેમાં ૧૦૦ સ્તંભો છે. જેમાં નાયકવંશના રાજાઓની મુર્ત્તિયો છે. પાસે ભીંત મુકી દુકાનો છે.

**સુંદરબાહુ ભગવાનનુ મંદીર**—અહિં સુંદરબાહુ ભગવાનનું મંદિર છે તેમાં ભગવાનની મુર્ત્તિ પલાંઠી વાળેલી અને એક પગ નીચે લટકતો છે તેવી મુર્ત્તિ છે. શરીરે સોનાનું કવચ છે, અને બંને બાજુ ભૂદેવી છે. પાસે લક્ષ્મીજીનું મંદિર છે. તેને મધુવલ્લી કહે છે. અહિં ગોપુરના જેવડું મોટું વિમાન છે.

**તીરૂમલનાયકનો મહેલ**—સ્ટેશનથી ૧॥ માઇલ પશ્ચિમે મદુરાના તિરૂમલઇ નાયકનો મહેલ છે ત્યાં હાલ સરકારી ઓફીસો છે. તેમાં તિરૂમલનો સુવાનો ઓરડો, તેની ઠાકોર સેવાનો ઓરડો, ઉત્તમ અને જોવા લાયક છે તેને ૪ મિનારા છે. વૈગાનદીના પુલથી ૧ માઇલ ઉપર નદીના કિનારે કલેકટરનો બંગલો છે. શહેર બહાર નદીને સામે કાંઠે સાડમારીની જગા છે ત્યાં મેદાનને ફરતી સ્ત્રીપુરુષને બેસવાની ગેલેરી છે. તેને ચત્રકમ કહે છે.

**તેપ્પુકુલમ તલાવ**—તેપ્પુકુલમનો તામિલ ભાષામાં અર્થ બેડાનું તલાવ એવો થાય છે. આ તલાવ સ્ટેશનથી ૩ માઇલ ઉપર છે. તેની ચારે તરફ ઘાટ અને પગથીયાં બાંધેલાં છે. તલાવ વચ્ચે એક ટાપુ ઉપર શિખરદાર મોટું મંદીર છે. તેમાં ઉત્સવ વખતે મીનાક્ષીદેવીની ભોગમૂર્તિને પધરાવે છે. અહિં ઉત્તમ બાગ છે. ઉત્સવ વખતે મંદિરની ઉત્સવ મુર્ત્તિયોની સ્વારી અહિં આવે છે. અહિંથી થોડે દૂર એક કુન્ડ છે. તેની જોડે વડનું ઝાડ છે તે ઘણું મોટું છે.

**વેપાર**—મદુરામાં કાપડનો વેપાર ઘણો છે. બાંધણીની પાઘડીયો, છાયલો, સેલાં વિગેરેનું કામ ઘણું વખણાય છે. અહિંનું કાપડ આખા હિંદુસ્તાનમાં વખણાય છે. અહિં વણાટનું કામ ઉત્તમ થાય છે. તેમજ

સોનેરી કિનારીવાળા ફેંટા, તેમજ ઉત્તમ સાલ્લા, થેપાડાં, વિગેરે ઉત્તમ બને છે. અહિંનું પાણી રંગને માટે ઘણું ઉત્તમ છે. જેમ શિરોહીનું પાણી તલ્વારને પાણી પાવામાં, કુમદાના કુવાનું પાણી એલચી ધોવામાં વખણાય છે તેવું અહિંનું પાણી રંગમાં વખણાય છે. અહિં વ્યાજ બે ટકા લેખે લેવાય છે. અહિં મીસો પણ છે. અહિંથી ચટાઇઓ દેશાવર ઘણી જાય છે. અહિંનાં જંગલોમાં વાઘ, હાથી વિગેરે છે. નદીઓની રેતી ધોઇને લોકો સોનું કાઢે છે. મદુરામાં મિનાક્ષીદેવી અને સુન્દરેશ્વરના મંદીરોને સને ૧૫૬૦ માં વિશ્વનાથ નાયકે બંધાવ્યાં છે. અહિં પહેલાં પાંન્ડયવંશના રાજાઓનું રાજ્ય હતું તે પછી અન્દ્રદેશના જૈનરાજાએ રાજ્ય કર્યું, તેપછી મુસલમાનોનું રાજ્ય થયું, તે પછી વિશ્વનાથ નાયકે રાજ્ય કર્યું. તેના વંશમાં તિરૂમલઈ નાયક થયો તેણે મહેલ વીગેરે ઘણી ઇમારતો બંધાવી, તે પછી મરાઠાઓ અને મુસલમાન રાજાઓ થયા, તે પછી કર્નાટકના નવાબ પાસેથી આ રાજ્ય અંગ્રેજ સરકારને મળ્યું હતું.

મહાત્મ્ય—મદુરામાં–મીન અર્થાત માછલીના જેવી આંખો હોવાથી જેનું મિનાક્ષી નામ છે તે મિનાક્ષીદેવી અને પાન્ડય રાજાઓના પરમેશ્વર શિવ વિદ્યમાન છે. મીનાક્ષીદેવી મલયધ્વજની કન્યા છે. પાંન્ડયવંશના રાજા મિનાક્ષીદેવીની મોતીયોથી રોજ પુંજા કરતા હતા. પહેલાં મુર્તિનાથ શિવભક્ત હતો તે હાલારનાથ શિવનું રોજ પુજન કરતો. પણ પાંડયરાજા પછી જૈનોનું રાજ્ય થવાથી પુજા કરવાનું બંધ થયું. તે પછી ગજેશ્વર રાજાએ જૈન રાજાને મારી મુર્તિનાથને રાજ્ય આપ્યું, તે પછી શિવ અને દેવીનું પુજન થવા લાગ્યું. પહેલાં સુંદરેશ્વર શિવને હલાસનાથ કહેતા. મલયધ્વજ પાન્ડયની કન્યા મીનાક્ષીદેવી અને તેનો પતિ હલાસનાથ તે હાલ સુંદરેશ્વર શિવ કહેવાય છે. એવું શિવભક્ત વિલાસમાં છે. અહિંના રસ્તા વિશાળ છે, ઘરો નીચી બાંધણીનાં છે, અહિં નારીએરીનાં ઝાડ ઘણાં થાય છે. તેમ ખાવાના પાનની વાડીયો ઘણી છે.

---

# પ્રકરણ ૧૩૫ મું.

## રામનાદ–પંબન થઇ રામેશ્વર, ધનુષ્યકોટી.

---

### રામનાદ.

પહેલાં રેલ્વેગાડી નહોતી ત્યારે યાત્રાળુઓ મદુરાથી પગરસ્તે ચાલીને રામેશ્વર જતા, હાલતો રેલ્વેટ્રેન થઇ જવાથી યાત્રાળુઓને અનુકુળતા છે. મદુરાથી આગળ રામેશ્વર જતી આજ લાઇનમાં ૬૫ માઇલ ઉપર રામનદનું રેલ્વે સ્ટેશન આવે છે. તેનું ભાડુ રૂ. ૧–૩–૦ છે. વૈગાનદીના કિનારે

મદ્રાસ ઇલાકામાં મદુરા જીલ્લામાં રામનાદ એ સેતુપતિ રાજાઓના રાજધાનીનું ગામ છે અહિં ૧૩ હજાર ઉપરાંત માણસોના વસ્તી છે. અહિં રાજાનો મહેલ, ધર્મશાળાઓ, વિગેરે જોવા લાયક છે. રામનાદના રાજવંશી મારવાડ જાતિના છે. અહિંનો કિલ્લો અત્યારે નષ્ટ થઇ ગયેલો છે. કિલ્લાની વચ્ચે રાજાનો મહેલ છે. રામનાદથી રામચંદ્રજીએ સેતુ–પુલ બાંધ્યો હતો. રામનાદથી રામેશ્વર સુધીની જગા ખોદતાં હજુ પણ પથ્થરા નીકળે છે. તેમાં બે ત્રણ થર પથ્થરના નીકળી તળેથી પાણી નીકળે છે.

**પંબન**—રામનાદથી આગળ ૧૪ માઇલ ઉપર મંડપનું રેલ્વે સ્ટેશન આવે છે. ત્યાં હુરબોલાની સમુદ્રની ખાડી છે ત્યાંથી પુલ ઉપર રેલ્વે જાય છે તેની પાર આગળ ૪ માઇલ ઉપર પંમ્બનનું રેલ્વેસ્ટેશન આવે છે. રામનાદથી પંબનનું ભાડુ ૦–૫–૦ છે. અહીં ૫ હજાર માણસોની વસ્તી છે. અહિં ઘણે ભાગે માછી વિગેરેની વસ્તી છે. પંબનમાં ૧૦૦ ફીટ ઉંચો લાઇટ હાઉસ, સરકારી કચેરી, ધર્મશાળા, અને ભૈરવનું નાનું મંદીર છે. અહિં સમુદ્રના કિનારે ઘણી જાતની સમુદ્રમાંની વસ્તુઓ મળે છે. પાંબનની સામે મનોરની ખાડીને પશ્ચિમ કિનારે હનુમાનજીનું મંદિર છે. પાંબનથી આગબોટમાં બેસીને લંકા જવાય છે. પાંબનથી લંકાં જવા માટે આગબોટનું ભાડુ રૂ. ૩–૦–૦ લે છે. બોટમાંથી ઉતરી નાવમાં બેસી કિનારે અવાય છે.

---

# સેતબંધુરામેશ્વર.

પમ્બનથી ૬ માઇલ ઉપર આગળ રામેશ્વરમનું રેલ્વેસ્ટેશન આવે છે. તેનું ભાડુ ૦–૧–૩ છે. મદુરાથી રામેશ્વર ૯૯ માઇલ થાય છે. તેનું ભાડુ રૂ. ૧–૫–૦ થાય છે. રસ્તો ૫ કલાકનો છે. રામેશ્વરમાં સાતેક હજાર માણસોની વસ્તી છે. મદ્રાસ ઇલાકામાં મદુરા જીલ્લામાં રામનાદના જમીનદારની હદમાં મનોરની ખાડીમાં રામેશ્વર નામનો ટાપુ છે. જેનું નામ શાસ્ત્રમાં ગંધમાદન પર્વત લખેલું છે. આ ટાપુ ૩૧ માઇલ લાંબો અને ૭ માઇલ પહોળો છે. આ ટાપુ ઉપર નારીયેળી વીગેરેના બાગો ઘણા છે. અહિં ઘણે ભાગે બ્રાહ્મણો અને તેમના નોકરો રહે છે. તેઓ રામેશ્વરના મંદિરની આવક ઉપર ગુજરાન ચલાવે છે. આ ટાપુની ઉત્તરના પશ્ચિમ કિનારે પમ્બન ગામ છે. અને પૂર્વ કિનારે ઉંચી જમીન ઉપર રામેશ્વરપુરી છે. મોટા મંદીરથી દક્ષિણે ૩ માઇલના ઘેરાવાનું મોટુ મીઠા પાણીનું સરોવર છે. રામેશ્વરમાં મીઠાઇની દુકાનો પણ છે. બજારમાં સર્વ વસ્તુ મળી શકે છે. અહિં ૬ પૈસાનો આનો ગણાય છે. અહિં રામનાદના રાજાનું એક મકાન, અને ધર્મશાળાઓ છે તથા સદાવર્ત પણ અપાય છે.



શ્રી પાર્વતિજી શ્રી રામેશ્વર

પૃ૪ ૪૯૨

શ્રી સેતુબંધુ રામેશ્વર.

રાજા શિવબકસ બાગલાની ધર્મશાળા સારી છે. અહિં નારીયેળના પાનાનાં પત્રાળાં અને તાડની ડોલ થાય છે. મકાનો ઉપર પણ નારીયેળી અને તાડનાં પાનાં નાંખે છે.

અહિંના ગોર લોકો હિંદી ભાષા પણ સમજી શકે છે. અહિંના ગોર લોકોએ યાત્રાળુને તેડી લાવવા માટે ઘણા લોકોને ગુમાસ્તા રાખેલા હોય છે તે યાત્રાળુઓને સેંકડો ગાઉથી મુંબાઇ, પંઢરપુરથી પણ મળે છે. અને તે લોકો યાત્રાળુને રસ્તામાં કિષ્કીંધા, બાલાજી, રંગજી વિગેરેનાં દર્શન કરાવી રામેશ્વર સુધી સાથે આવે છે. રામેશ્વરમાં માત્ર સોએક ઘર ગોર લોકોનાં અને બીજાં બ્રાહ્મણોનાં ઘરો છે. યાત્રાળુઓને ગોર લોકો ધર્મશાળામાં કે પોતાના તાબાના મુકામોમાં ઉતારો આપે છે અને તેમાં તેમને માટે સર્વ ગોઠવણ કરે છે. અહિંનાં મકાનો બેઠી બાંધણીનાં છે. રામેશ્વરમાં ઘણા ગંગારામ ગોરને ત્યાં ઉતરે છે. આ ગંગારામ ગોરના માણસો યાત્રાળુને પંઢરપુર તેમજ મદ્રાસમાંથી મળી જાય છે. તેઓ યજમાનની સારી ખાત્રી કરે છે. રામેશ્વરમાં શેઠ ભગવાનદાસ બાગલાની ધર્મશાળા છે તેમ બીજી પણ ઘણી ધર્મશાળાઓ છે.

## રામેશ્વર.

રામેશ્વરના ગામની પૂર્વે સમુદ્રના કિનારા ઉપર ૨૦૦ ફુટ લાંબુ, ૬૦૦ ફુટ પહોળું ૨૦ વીઘાં જમીનના ઘેરાવામાં રામેશ્વરનું પત્થરનું મંદિર છે, મંદિરની આજુબાજુ ૨૨ ફીટ ઉંચો કોટ છે. જેની ત્રણ બાજુ એકેક અને પૂર્વ તરફ બે દરવાજા અને તેના ઉપર ગોપુર છે. પશ્ચિમનો ગોપુર સાત માળનો અને ૧૦૦ ફુટ ઉંચો છે. પશ્ચિમવાળા ગોપુરના દરવાજાની અંદર રામેશ્વરની છબીઓ અને રૂદ્રાક્ષની માળાઓ વેચાય છે. અંદર મોટી પત્થરની સડકો છે તેની આજુબાજુ રાતરે ફાનસો થાય છે. ગામ લાંબુ પાધડીપને છે.

કોટની અંદર મુખ્ય સડક છે. ચારે બાજુ તેમ વચ્ચે સડકો છે. પશ્ચિમ દરવાજામાં પેસતાંજ દસ ફુટની ફરસબંધી કરેલી ગલી ૧૫૦ ફુટ લાંબી છે. આગળની બંને બાજુ દુકાનો બેસે છે. આ ગલીને બીજે છેડે બીજા કોટનો દરવાજો આવે છે.

બારણાની અંદર ઠેકાણે ઠેકાણે સેતુપતિ રાજાઓનાં ચિત્રો છે. ઉત્સવ વખતે રામેશ્વરની ઉત્સવમૂર્તિઓ મંદિરની પરિક્રમા કરે છે. ઉત્તરની સડકની પશ્ચિમે બ્રહ્મહત્યાવિમોચન કુવો, વચમાં ગંગાતિર્થ અને યમુનાતિર્થ એ બે કુવા અને તેનાથી પૂર્વે ગયા તિર્થનો કુવો છે. સડકની પૂર્વે એક મંદિરમાં સ્કંદ વિગેરેની ધાતુની ઉત્સવ મૂર્તિયો છે. અંદરની સડકથી અંદર જતાં એક નાના મંદિરમાં ગણપતિની વિશાળ મૂર્તિ છે. અને ઇશાન

ખુણે એક મંદીરમાં શિવ અને પાર્વતિની ધાતુની ઉત્સવ મુર્તિઓ છે. જેની પૂર્વે શંખતિર્થ નામનો કુવો છે. પૂર્ર તરફની સડક ઉપર ચક્રતિર્થ નામનો કુવો છે. અહિં લક્ષ્મણ કુન્ડમાં સ્નાન કરાવી શ્રાદ્ધ કરાવે છે.

રામેશ્વરનું મંદિર—અંદર આગળ જતાં એક બાજુ રામેશ્વરનું મંદિર છે અને બીજી બાજુ પાર્વતિનું મંદિર છે, રામેશ્વરના મંદિર સામે સોનાનાં પતરાં જડેલો એક ઉંચો ગરૂડ સ્તંભ છે ત્યાંથી આગળ પાસેજ ૧૨ ફીટ ઉંચો. ૮ ફીટ લાંબો અને ૯ ફીટ પહોળો મોટો નંદી બેઠેલો છે. તે હાથી જેવો મોટો લાગે છે. તે રંગીત અને ઉત્તમ છે. તે આનંદીની સામે રત્નાકર અને મહોદધી બે સમુદ્રની અને હરબોલાની ખાડીની પ્રતિમા છે. રામે સેતુ બાંધવા માંડેલો તે રાતે હરબોલો તોડી નાંખતો હતો તે જોઇ સંતાઇને હનુમાને તેને પકડયો અને તે પછી તેનું ઉધાડે માથે પુતળુ અહિં મૂક્યું છે. નંદીની એક બાજુ મંડપમાં બાલાહનુમાનની મૂર્ત્તિ છે. નંદીથી ઉત્તરે કોટિતીર્થ નામનો કુવો અને દક્ષિણે શિવતિર્થ નામનું નાનું તળાવ છે જેની દક્ષિણે અમૃતતીર્થ નામનો કુવો છે. અહિંના પુંજારી દ્રાવિડી બ્રાહ્મણો છે.

રામેશ્વરનું નિજમંદિર—૧૨૦ ફીટ ઉંચું છે. અને તે પણ પત્થરનું બંધાવેલું છે. ત્રણ દેવડીની અંદર શિવનું પ્રખ્યાત બાર જ્યોતિર્લિંગમાંથી એક રામેશ્વર મહાદેવનું એક હાથનું રેતીનું શિવલિંગ છે. તેના ઉપર શેષનાગે ફણા માંડીને છાયા કરેલી છે. જળાધારી વસ્ત્રથી ઢાંકેલી રાખેલી હોય છે. મંદીરમાં તમામ યાત્રાળુઓ જઇ શકતા નથી પણ બ્રાહ્મણ વર્ગ સવા રૂપિયો આપે તો તે અંદર જઇ ચાર પાંચ હાથ દૂરથી દર્શન કરી શકે છે. અને બીજાઓ તો સભામંડપમાંથી રામેશ્વરજીનાં દર્શન કરી શકે છે. રામેશ્વરની પુંજા માત્ર ત્યાંના પુંજારીયોજ કરી શકે છે. બીજા કોઇને પુંજા કરવાનો અધિકાર નથી.

રાત્રે લિંગની આજુબાજુ ૫૦ દીવા થાય છે, તેમ આરતી પણ ધામધુમથી થાય છે. રામેશ્વરના મંદિરમાં શ્રી રામચંદ્રજીના વખતનો બંધાવેલો મંદિરનો એક ભાગ બતાવવામાં આવે છે. તે જુનો હોય તેમ જણાય છે. યાત્રાળુ તરફથી અર્ચક લોકો મહાદેવને બિલીપત્ર અને પુષ્પમાળા ચઢાવે છે. મંદીર બહાર મંડપમાં બેસી રૂદ્રાભિષેક કરાવવો હોય તો બ્રાહ્મણો પાસે કરાવાય છે.

રામેશ્વર ઉપર ગંગોત્રીનું ગંગાજળ ચઢાવવાનું મહાત્મ્ય ઘણું છે. ગંગાજળ ચઢાવવા માટે રૂ ૧–૧૦–૦ આપવાથી ટીકીટ મળે છે અને ૦–૬–૦ બીજા લે છે એટલે ગંગાજળ ચઢાવાય છે. કેટલાક તો ગંગોત્રીથી કાવડમાં જળ ભરી લાવી પગે જોડા ન પહેરી, કાવડ નીચે ન મૂકતાં

ચાલતા અહિં ગંગાજળ લાવે છે. રસ્તામાં મુકામ કરે છે, ત્યાં ગંગાજળની કાવડ ઉંચે ઝાડ ઉપર કે ખુંટીએ ભરવે છે. આ ગંગાજળ ચડાવતાં રામેશ્વરનું શિવલિંગ ઉંચુ થાય છે એમ કહેવાય છે. ગંગાજળ અર્ચકદ્વારા ચઢાવાય છે. જેની પાસે ગંગાજળ ન હોય તે પોતાના ગોર પાસેથી ગંગાજળ વેચાતુ લઇ ચઢાવી શકે છે. અહિં યાત્રાળુ મંદિરમાં જઇને પોતાના હાથે રામેશ્વર ઉપર જળ ચઢાવી શકતા નથી. પણ કેટલાક ધનવાનો અહિંના અર્ચક ( પુંજારી ) અને પંડાઓને પ્રસન્ન કરીને રામેશ્વર ઉપર પોતાના હાથે ગંગાજળ ચઢાવી શકે છે. રામેશ્વરમાં શંકરની સોનાની ભોગમૂર્ત્તિ છે. તે દિવસે રામેશ્વરના મંદિરમાં રહે છે અને રાતે દસ વાગે કૈલાસમંદિરમાં પધરાવે છે. તે સવારમાં ૪ વાગે લાવી રામેશ્વરના લિંગ પાસે પધરાવે છે. રામેશ્વરના બાણુ ઉપર બપોરે સુવર્ણ જડીત મુખારવિંદના નાગફેણા સહિત ધરાવે છે તે રાતે આઠ વાગ્યા સુધી રહે છે.

રામેશ્વરના નિજમંદિરથી આગળ મોટો સભામંડપ છે જેમાં રહીને રામેશ્વરનાં દર્શન થઈ શકે છે. સભામંડપની ઉત્તરે કાશીવિશ્વેશ્વરનું મંદિર છે. અહિં અન્નપુર્ણાની પણ મુર્ત્તિ છે. અહિં ભોગરાગની પણ સારી વ્યવસ્થા છે. કાશીવિશ્વેશ્વરનું શિવલિંગ હનુમાનનું સ્થાપેલું છે. આ શિવલિંગ હનુમાને કૈલાસમાંથી રામચંદ્રજી માટે આણેલું. પણ મહુરત વિતી જવાથી હનુમાન ન આવી પહોંચતાં રામચંદ્રજીએ રામેશ્વરનું શિવલિંગ વેળુનું સ્થાપિત કર્યું હતું. પછી હનુમાન શિવલિંગ લઇને આવી પહોંચતાં આ શિવલિંગને કાશીવિશ્વેશ્વર નામથી હનુમાનના નામથી સ્થાપિત કર્યું. રામચંદ્રજીએ આજ્ઞા કરી કે પહેલાં હનુમાનના લાવેલા કાશિવિશ્વેશ્વરનાં દર્શન કર્યા પછી રામેશ્વરનાં દર્શન કરવાં જોઇએ તેથી હાલ પણ તેવુંજ ચાલે છે. સભામંડપની પૂર્વે નીચી જમીન ઉપર ચૌગાન છે ત્યાં નૈરૃત્ય ખુણામાં સર્વતિર્થ નામનો કુવો છે.

**પાર્વતિજીનું કૈલાસમંદિર**—રામેશ્વરના મંદીરની બાજુમાં પાર્વતિજીનું મંદિર છે તેમાં ત્રણ દેવડીની અંદર ઉત્તમ વસ્ત્રાલંકારો સહિત પાર્વતિજીની સુંદર મુર્ત્તિ છે. રાત્રે અને દિવસે પણ અહિં ઘણા દીવા બળ્યાં કરે છે. દક્ષણા મળતાં પુંજારી યાત્રાળુ તરફથી આરતી કરે છે. તેમ પુષ્પહાર ચઢાવે છે. અંદર બધા યાત્રાળુ જઇ શકતા નથી, પણ પુંજારી દક્ષણા લઇને બીજી દેવડીમાંથી યાત્રાળુને દર્શન કરાવે છે. નિજમંદીરની આગળ મોટો સભામંડપ છે તેમાં રહીને પાર્વતિજીનાં દર્શન થઇ શકે છે. સભામંડપના ઉત્તરના ભાગમાં એક ઘેરાવાની અંદર સોનેરી ઝુલા ઉપર પાર્વતિજીની સોનેરી મુર્ત્તિ છે. પાર્વતિની પાસે ચંદનનો ચંમર છે. બીજા

ભાગમાં કેટલીક દેવમૂર્ત્તિયો છે. સભામંડપની આગળ ચોગાનમાં એક મંડપ છે અને એક ઉચો સોનેરી સ્તંભ છે.

રામેશ્વરના મંદીરના મુખ્ય કોટની અંદર એક બાજુ માધવતીર્થ નામનું પાકુ બાંધેલું સરોવર છે. તેની પાસે સેતુમાધવની મુર્તિ છે. તેની સામી બાજુએ ગવયતિર્થ, ગવાક્ષતિર્થ, નલતિર્થ, નીલતીર્થ અને ગન્ધમાદનતિર્થ નામના ૫ કુવા છે અને બીજાં પાંચ છ દેવમંદિરો છે. ઉત્તરે નાના દરવાજા પાસે સૂર્યતિર્થ અને ચન્દ્રતિર્થ નામના બે કુવા છે. કોટની આજુબાજુ નારીયેળ વિગેરેનાં ઘણાં વૃક્ષો છે. છેક આગળના ભાગમાં સરસ્વતિતિર્થ, સાવિત્રીતિર્થ, ગાયત્રીતિર્થ નામના ૩ કુવા છે અને બે ગોપુરો વચ્ચે લક્ષ્મીતિર્થ નામની વાવ છે.

રામેશ્વરના મોટા મંદીરની અંદર ઠેકાણે ઠેકાણે શ્રીરામચંદ્રજી, લક્ષ્મણ, શત્રુઘ્ન, સીતા, સાક્ષી ગોપાળ, જનાર્દન, વેંકટેશ, કોટિ દેવતા, કોટેશ્વર મહાદેવ, ગણપતિ, કાર્તિકસ્વામી, મહાવીર, નવગ્રહ વિગેરે દેવતાઓની મુર્ત્તિયો રામેશ્વરજીનો ભંડાર, મહેસુલી દફતર અને મંદિરના અધિકારીયોનાં અનેક મકાનો છે.

મંદીરની પૂર્વે સમુદ્રના એક ઘાટને અગ્નિતિર્થ કહે છે. તેમાં યાત્રાળુઓ સમુદ્ર સ્નાન કરે છે. મંદિરની ઇશાને થોડે દૂર અગસ્ત્યતિર્થ નામની વાવ છે.

લક્ષ્મણ તીર્થ—રામેશ્વરના મંદિરથી પોણા માઇલ ઉપર પશ્ચિમે પંમ્બનની સડકની દક્ષિણ બાજુએ લક્ષ્મણતિર્થમાં લક્ષ્મણકુંડ નામનુ એક ઉત્તમ સરોવર છે. જેની ચારે બાજુ પત્થરનાં પગથીયાં છે. સરોવરને કિનારે એક મંડપ અને લક્ષ્મણેશ્વર મહાદેવનું મંદિર છે. યાત્રાળુઓ પ્રથમ લક્ષ્મણકુંડમાં સ્નાન કરી લક્ષ્મણેશ્વરને તિર્થ ભેટ મુકે છે. ઘણા યાત્રાળુ અહિં મુંડન કરાવી શ્રાદ્ધ કરે છે.

રામતિર્થ—લક્ષ્મણકુંન્ડની પૂર્વે આગળ રામતિર્થમાં રામકુન્ડ નામનું પાકુ બંધાવેલું સરોવર છે. તેમાં યાત્રાળુઓ સ્નાન કરે છે.

સુગ્રીવકુન્ડ—રામેશ્વરના મંદિરથી ૧ માઇલ ઉપર રામઝરોખો છે ત્યાં જતાં રસ્તામાં સુગ્રીવકુન્ડ નામનું સરોવર આવે છે તેના કિનારે સુગ્રીવની મુર્ત્તિ એક મંદિરમાં છે.

રામઝરોખો—રામેશ્વરથી ૧ માઇલ ઉપર રામઝરોખાનું સ્થાન છે યાત્રાળુઓ ત્યાં જાય છે. રસ્તો રેતાળ છે. ત્યાં એક ટેકરા ઉપર બે માળનો એક મહેલ છે જેમાં રામચંદ્રજીનાં પગલાંની પુંજા થાય છે. આ ઝરૂખો ફરતો છે. ભગવાનની બેઠક છે. અહિંથી ધનુષ્યતિર્થ, તેમજ ત્રણે તરફના સમુદ્રો, કરબોલાની ખાડી, અને શેતુ દેખાય છે. પાસે એક નાના કુન્ડમાં થોડુ પાણી

છે. અહિં રામની સેનાએ ચારે બાજુ મુકામ નાંખ્યો હતો એમ કહેવાય છે.

**બ્રહ્મકુન્ડ**—રામેશ્વરની ૫ માઇલની પરિક્રમા છે, તેમાં રસ્તામાં હનુમાનકુન્ડ પછી આગળ સમુદ્રની રેતીમાં બ્રહ્મકુન્ડ આવે છે. ત્યાં સ્વભાવિક વિભૂતિ (ભષ્મ) હોય છે તેને યાત્રાળુઓ ઘેર લઇ જાય છે. બ્રહ્મકુન્ડ પાસે મહિષમર્દિની દેવીનું મંદિર છે. દસરાને દિવસે ગણુપતિ, રામેશ્વર, અને કાર્તિકસ્વામીની ઉત્સવમુર્તિયો રામેશ્વરના મંદિરમાંથી વિમાનમાં બેસાડીને સ્વારી ચઢાવી અહિં આવે છે. તે પછી અહિં શ્રામડાની પૂંજા થાયછે.

**સીતાકોટી**—રામેશ્વરથી ૪ માઇલ ઉપર સમુદ્રના કિનારે સીતાકોટી નામનો કુવો છે તેનું પાણી મીઠુ છે.

**ચોવીસતિર્થ**—રામેશ્વરથી દેવીપટન સુધી ૨૪ તિર્થો છે તેમાં એક પછી એકમાં ભીના કપડે સ્નાન કરવાનું મહાત્મ્ય છે. રામેશ્વરમાંજ (૧) માધવતિર્થ, (૨) ગવયતિર્થ, (૩) ગવાક્ષતિર્થ, (૪) નલતિર્થ. (૫) નીલતિર્થ, (૬) ગન્ધમાદનતિર્થ, (૭) બ્રહ્મહત્યાવિમોચનતિર્થ, (૮) ગંગા તિર્થ, (૯) યમુનાતિર્થ, (૧૦) ગયાતિર્થ, (૧૧) સૂર્યતિર્થ, (૧૨) ચન્દ્રતિર્થ (૧૩) શંખતિર્થ, (૧૪) ચક્રતિર્થ, (૧૫) અમૃતતિર્થ, (૧૬) શિવતિર્થ, (૧૭) સર્વ તિર્થ, (૧૮) સરસ્વતિતિર્થ, (૧૯) સાવિત્રીતિર્થ, (૨૦) ગાયત્રિતિર્થ, (૨૧) લક્ષ્મીતિર્થ એ તિર્થો મંદીરના મુખ્ય કોટિની અંદર જ છે. (૨૨) અગ્નિતિર્થ સમુદ્ર કિનારે છે, (૨૩) અગસ્ત્યતિર્થ અને (૨૪) કોટિતિર્થ પણ મંદિરના કોટની અંદર છે. તેમાં માધવતિર્થ અને શિવતિર્થ તળાવો છે. લક્ષ્મીતિર્થ અને અગસ્ત્યતિર્થ એ વાવ છે, અગ્નિતિર્થ સમુદ્રના ઘાટમાં છે અને બાકીના ૧૯ કુવાઓ છે. જેમાં ૨૨ તિર્થો મંદિરની અંદર અને ૨ તિર્થો બહાર છે. ૨૨ તિર્થોમાં યાત્રાળુઓ સ્નાન કરે છે અને પુરીથી જતી વખતે કોટિતિર્થમાં સ્નાન કરે છે.

શિવરાત્રીના દિવસે મંદિરની ઉત્સવ મૂર્તિયોની વિમાનોમાં સિંહાસન ઉપર બેસાડી ગાજતે વાજતે સવારી નીકળે છે. તેમાં પહેલા વિમાનમાં શિવ, બીજામાં પાર્વતિ, ત્રીજામાં ગણુપતિ, ચોથામાં કાર્તવીર્ય, પાંચમામાં હનુમાન અને છઠ્ઠામાં બીજા દેવોને બેસાડી સવારી નીકળે છે. શ્રાવણમાં શિવપાર્વતિનાં લગ્નનો ઉત્સવ થાય છે. દરરોજ અહિં સેંકડો યાત્રાળુઓ આવ્યાં કરે છે. તેમાં શિવરાત્રી ઉપર તો અહીં મોટો મેળો ભરાય છે. સવારી માટે અહિં કેટલાક હાથીયો પણ રાખેલા છે.

પહેલાં રામનાદના રાજા રામેશ્વરના મંદિરનો વહીવટ કરતા હતા. પણ હવે તો મદુરાના જંગમબાબાને આ મંદિરનો વહીવટ સરકારે સોંપ્યો

છે. રામનાદ રાજાનાં આપેલાં ૫૭ ગામ મંદિરને પળે છે જેની ૪૫૦૦૦ રૂપિયા ઉપજ આવે છે. અહિંના બ્રાહ્મણો વિદ્વાન હોય છે અને પુંજા વિધિસર કરાવે છે. ગોર લોકો પણ સંતોષી હોવાથી યાત્રાળુઓને ત્રાસ પડતો નથી. રામેશ્વરમાં પોસ્ટ અને તાર ઓફીસ પણ છે.

## ધનુષ્યકોટીતિર્થ.

રામેશ્વરથી ૧૨ માઇલ ઉપર આજ લાઇનમાં છેલ્લું ધનુષ્યકોટીનું રેલ્વે સ્ટેશન છે. ત્યાંનું ભાડુ ૦—૨—૬ છે, ધનુષ્ય કોટીથી સ્ટીમરમાં બેસી સીલોનના કોલંબો સ્ટેશને જવાય છે. યાત્રાળુઓ ધનુષ્યતિર્થ જાય છે. ત્યાં ધર્મશાળાઓ મોટી મોટી છે અને સદાવર્ત પણ છે. ત્યાં જમીનની ટેકરી દરીયાના પાણીની અંદર સુધી ગયેલી છે. તેની એક બાજુના દરીયાને રત્નાકર અને બીજી બાજુ મહોદધી કહે છે. બન્નેની વચ્ચે રેતીનું મેદાન છે. આ બે સમુદ્રના બે ફાંટાનો સંગમ થાય છે. યાત્રાળુ સમુદ્રમાં સ્નાન કરીને પોતાના ગોર સોનેરી ધનુષ્ય સાથે લઇ આવે છે તેની પ્રાર્થના કરે છે. અહિં ગ્રહણ વખતે મોટો મેળો ભરાય છે.

**મહાત્મ્ય**—શિવનાં ૧૨ જ્યોતિર્લિંગ છે તેમાં સેતબંધુરામેશ્વર પણ એક જ્યોતિર્લિંગ છે. રામચંદ્રજી સીતાની શોધ કરતા લંકા જવા અહિં આવ્યા ત્યારે તેમણે અહિંથી લંકાં સુધી ૧૦૦ યોજન લાંબો અને ૧૦ યોજન પહોળો સેતુ બાંધી તેના ઉપર થઇ વાંદરસેના લંકામાં લઇ ગયા હતા. સેતુના આરંભ વખતે શ્રી રામચંદ્રજીએ અહીં રામેશ્વર શિવનું સ્થાપન કર્યું અને કહ્યું કે જે માણસ સેતબંધુનાં દર્શન કરીને રામેશ્વર શિવનાં દર્શન કરશે તેનાં બ્રહ્મહત્યાદિ પાપ જતા રહેશે. જે માણસ વારાણસી ગંગાજળથી રામેશ્વરને સ્નાન કરાવશે અને જળની કાવડ સમુદ્રમાં નાંખશે તેને બ્રહ્મલોક મળશે એવું બ્રહ્માંડપુરાણમાં છે. રામચંદ્રજી સીતાને છોડાવવા માટે દક્ષિણના સમુદ્ર પાસે ગયા ત્યારે તેમને જળ પીતી વખતે શિવનાં દર્શન નહિ કરેલાં તે યાદ આવ્યું. તે શિવનાં દર્શન કર્યા વગર પાણી પીતા નહોતા. એથી તેમણે મૃતિકાનું શિવલિંગ બનાવી તેમાં શિવનું આવાહન કરીને તેમનું પુજન કર્યું. અને કહ્યું કેઃ હે શિવ ! આપની કૃપાથી રાવણ દુર્જેય થયો છે માટે આપ મારી સહાય કરો.' ત્યારે શિવે પ્રકટ થઇને કહ્યું કેઃ હે રામચન્દ્ર ! તમારૂં મંગળ થશે.' પછી રામચન્દ્રજીએ કહ્યું કેઃ "હે શંકર, આર્યલોકના હિતને માટે આપ અહિં નિવાસ કરો." તેથી શિવે લિંગ સ્વરૂપે અહિં નિવાસ કર્યો. રામેશ્વર શિવનું સ્મરણ કરવાથી સંપૂર્ણ પાપો નાશ પામે છે. એવું શિવપુરાણમાં છે.

જે માણસ ગંગાજળથી રામેશ્વરને સ્નાન કરાવે છે તેનો શિવજી સત્કાર કરે છે. રામચંદ્રજીએ પછી લંકામાં જઈ રાવણને મારી સીતાને

લઇ વિમાનમાં બેસી ગંધમાદન પર્વત ઉપર ( શ્રી રામેશ્વર ટાપુ ઉપર ) આવી અહિં અગ્નિમાં સીતાની શુદ્ધિ કરાવી, તે વખતે દંડકારણ્યના અગસ્ત્યાદિ સર્વ મુનિયો અહિં આવ્યા. તેમને જોઈ રામે પુછ્યું કેઃ " પુલસ્ત્ય મુનિના પુત્ર રાવણને મારવાથી મને બ્રહ્મહત્યા ચોટી છે તેનું શું પ્રાયશ્ચિત કરવું ? ' ત્યારે મુનિએ કહ્યું કેઃ " હે રામ ! આપ અહિં ગંધમાદન પર્વતમાં શિવલિંગ સ્થાપન કરો. તેનાં દર્શનથી કાશીવિશ્વનાથના દર્શનના ફળથી કરોડ ઘણું ફળ મળશે. ' તેથી રામે હનુમાનને કૈલાસમાં જઇ શિવલિંગ લઈ આવવાની આજ્ઞા કરી હનુમાન કૈલાસમાં ગયા પણ ત્યાં લિંગરુપે મહાદેવ ન મળવાથી ત્યાં તપ કરવા લાગ્યા. કેટલોક વખત જતાં શિવે પ્રકટ થઇને એક ઉત્તમ શિવલિંગ હનુમાનને આપ્યું પણ હનુમાનને તે લઇને આવતાં વાર લાગી તેથી મુનિયોએ રામચંદ્રજીને કહ્યું કેઃ " મહુરત વિતી જાય છે, પણ શિવલિંગ હજુ સુધી આવ્યું નહિ, માટે સીતાજીએ લીલા કરીને જે વાળુ (રેતી)નું શિવલિંગ બનાવ્યું છે તેનું આપ સ્થાપન કરો. ' તે ઉપરથી શ્રી રામચંદ્રજીએ સીતા સહિત જેઠ સુદ ૧૦ ને બુધવારે હસ્તનક્ષત્ર, વ્યતિપાત, ગર કરણ અને વરખના સૂર્યમાં રામેશ્વર શિવલિંગનું અને રામેશ્વરની આગળ નંદીકેશ્વરનું સ્થાપન કર્યું. શિવનું સ્થાપન કરી દીધા પછી થોડી જ વારે હનુમાનજી શિવલિંગ લઇને આવી પહોચ્યા. તેમણે જોયું તો રામચંદ્રજીએ શિવલિંગ સ્થાપન કરી દીધેલું હતું તેથી તે વિલાપ કરવા લાગ્યા. ત્યારે શ્રી રામે હનુમાનને કહ્યું કેઃ તું કૈલાસમાંથી જે શિવલિંગ લાવ્યો છે તેનું તું અહિં બાજુમાં સ્થાપન કર તે તારા નામથી પ્રસિદ્ધ થશે અને તારા સ્થાપેલા લિંગનાં પ્રથમ દર્શન કર્યાં પછી જ લોકો રામેશ્વર શિવનાં દર્શન કરશે. મેં, સીતાએ, લક્ષ્મણે, તેં, સુગ્રીવે, નળે, નીલે, જામ્બુવાને, વિભીષણે, ઇન્દ્રાદિ દેવો અને શેષનાગે જે લિંગો સ્થાપ્યાં છે તે ૧૧ લિંગોમાં શિવજી સદા નિવાસ કરશે. તેમ છતાં તું આ મારા સ્થાપેલા શિવલિંગને ઉખાડી શકે તો હું તારા લાવેલા લિંગને ત્યાં સ્થાપન કરૂં. આ સાંભળી હનુમાને રામચંદ્રજીનું સ્થાપેલું લિંગ ઉખાડવાનો ઘણો પ્રયત્ન કર્યો પણ તે ઉખડયું નહિ. જેથી હનુમાનજીએ રામચન્દ્રજીની આજ્ઞાથી રામેશ્વરની ઉત્તર બાજુએ પોતાનું આણેલું શિવલિંગ સ્થાપન કર્યું. તે હાલ કાશી વિશ્વનાથના નામથી પ્રસિદ્ધ છે. યાત્રાળુઓ પહેલાં કાશી વિશ્વનાથનાં દર્શન કરી પછી રામેશ્વરનાં દર્શન કરે છે.

જ્યાં રામચંદ્રજીની બ્રહ્મહત્યા દૂર થઇ ત્યાં બ્રહ્મહત્યાવિમોચન કુન્ડ છે. અને જ્યાં બ્રહ્મહત્યાએ પ્રવેશ કર્યો તે નાગના દરઉપર મંડપ બનાવી ત્યાં રામે ભૈરવની સ્થાપના કરી છે. રામેશ્વરની દક્ષિણ ભાગે પાર્વતિજી અને બંને બાજુ સુર્ય, ચંદ્ર છે. સામે અગ્નિનિવાસ કરે છે. તેમ ગણપતિ કાર્તિકેય અને વીરભદ્ર વિગેરે રામેશ્વરની પાસે વિદ્યમાન છે. અશાડી પુનમે

સેતબંધુ રામેશ્વરનાં દર્શન કરવાનું ઘણું ફળ મળે છે. દરરોજ રાત્રે મહાદેવજીનાં દર્શન કરવા અહિં વિભિષણ આવે છે.

સેતબંધુ પાસેજ ૨૪ તિર્થો છે—તેમાં એક બીનુ લુઘડુ પહેરીને એક પછી એકમાં સ્નાન થાય છે. ધર્મે જ્યાં તપ કર્યુ છે ત્યાં ધર્મપુષ્કરણી તિર્થ છે, ધર્મે શિવને પ્રસન્ન કરીને તેના વાહનરૂપે વૃષભ બની ગયા તે પછી ગાલવમુનિને પકડનાર રાક્ષસને ભગવાને સુદર્શનચક્રથી માર્યો ત્યારથી ધર્મ પુષ્કરણીનું નામ અહિં (૧૪) ચક્રતિર્થ પડયું છે. સીતાસરોવરમાં ગંગા વિગેરે તિર્થો નિવાસ કરે છે. બ્રહ્મકુન્ડમાં સ્નાન કરવાથી બીજું કાંઇ કરવાનું પ્રયોજન રહેતું નથી. બ્રહ્મકુન્ડમાંથી નીકળેલી વિભુતિ જે ધારણ કરે છે તેની પાસે વિષ્ણુ, શિવ વિગેરે નિવાસ કરે છે. અગસ્થ્યતિર્થ અગસ્ત્ય મુનિએ બનાવ્યું છે. લક્ષ્મણે શિવલિંગ જ્યાં સ્થાપ્યું છે ત્યાં લક્ષ્મણેશ્વર મહાદેવ અને લક્ષ્મણકુન્ડ છે. સિતાની પવિત્રતાની સિદ્ધિને માટે સમુદ્રના કિનારે રામચંદ્રજીએ અગ્નિનું આવાહન કર્યું અને અગ્નિએ સીતાની પવિત્રતાની સાક્ષી આપી તેથી રામે સીતાને ગ્રહણ કર્યા. જ્યાં અગ્નિ પ્રકટ થયો તે જગાને અગ્નિતિર્થ કહે છે. કાલભૈરવને બ્રહ્માનું પાંચમું માથુ કાપવાથી બ્રહ્મહત્યા ચોટી હતી તે અહીં શિવતિર્થમાં સ્નાન કરવાથી દૂર થઇ હતી. કોટિતિર્થને રામચંદ્રજીએ પોતાના ધનુષની કોટી અર્થાત અણીથી બનાવ્યું. રામે શિવનું અહિં સ્થાપન કર્યું પણ લિંગને સ્નાન કરાવા માટે જળ ન મળવાથી રામચંદ્રજીએ ધનુષ્યની કોટીથી જમીન ખોદી ગંગાનું સ્મરણ કર્યું તેથી ત્યાં ગંગાની ધારા નીકળી તે જળથી રામે રામેશ્વરને સ્નાન કરાવ્યું. તે તિર્થનું નામ કોટીતિર્થ પડયું છે. ગંધમાદનના સર્વ તિર્થોમાં સ્નાન કર્યા પછી છેવટે કોટિતિર્થમાં સ્નાન કરી ગંધમાદન પર્વત ઉપર ક્ષણ પણ ન રહેવું જોઇએ. શ્રીકૃષ્ણ કોટિતિર્થમાં સ્નાન કરીને પોતાના મામા કંસની હત્યામાંથી છુટયા હતા.

સર્વતિર્થ કર્યા પછી ધનુષ્યકોટિતિર્થમાં જવું. જે પુરુષ ધનુષ્ય કોટીનાં દર્શન કરે છે, તે સ્વર્ગે જાય છે. રામચંદ્રજી રાવણને મારી પછી વિભિષણાદિ સાથે ગંધમાદન પર્વત ઉપર આવ્યા ત્યારે વિભિષણે કહ્યું કે: “ આપે બાંધેલા સેતુને રસ્તે આવીને પ્રતાપી રાજાઓ મારી લંકાને પીડા આપશે.” તે ઉપરથી રામચંદ્રજીએ પોતાના ધનુષ્યની કોટિ અર્થાત આગલા ભાગથી સેતુને તોડી નાંખ્યો, ત્યાંજ ધનુષ્યકોટિ તિર્થ થયું છે. જે મનુષ્ય ધનુષ્ય કરીને બનાવેલી રેખા અહિં જુવે છે તેને ગર્ભવાસનું દુઃખ પડતું નથી. રામચંદ્રે ધનુષ્યકોટીથી સમુદ્રમાં રેખા કરી છે. જે માણસ મહા મહિનામાં મકરના સુર્ય થાય ત્યારે ધનુષ્યકોટીમાં સ્નાન કરે છે, તેને ઘણું પૂણ્ય મળે છે. અર્ધોદય પર્વ અને ગ્રહણ વખતે અહિં સ્નાન કરવાથી ઘણું ફળ મળે છે. અહિં શ્રાદ્ધ કરવાથી પિતૃઓનો મોક્ષ થાય છે. સેતુમૂળ, ધનુષ્યકોટી અને ગંધમાદન પર્વત આગળ શ્રાદ્ધ થાય છે. એવું સ્કંદપુરાણમાં છે.

# પ્રકરણ ૧૩૬ મું.

## દેવીપટન-દર્ભશયન.

**દેવીપટ્ટન**—રામેશ્વરથી આગળ સેતુમુલની પાસે દેવીપટ્ટન એક તિર્થ છે ઘણા યાત્રાળુ પંબનથી સમુદ્રમાં નાવમાં બેસી દેવીપટ્ટન અને દર્ભ શયન તિર્થ કરી તુતિકુન્ડી જાય છે. કેટલાક યાત્રાળુઓ રામેશ્વરથી સ્ટીમરમાં બેસીને સીલોન પણ જાય છે. પમ્બનથી પગરસ્તે દેવીપટન જવાય છે. ત્યાં **સુંદરીદેવી** અને **તિલકેશ્વર** મહાદેવનું મંદિર છે. દેવીપટ્ટનથી પૂર્વે સમુદ્રની ખાડીમાં નવ પાષણ છે તેને નવગ્રહ કહે છે. જેને રામચંદ્રજીએ સેતુ બાંધતી વખતે સ્થાપ્યા હતા. અહિં રામચંદ્રજીની ચરણપાદુકા, કિનારા ઉપર ચક્રતિર્થ અને વેંકટેશની ચતુર્ભુજા મૂર્તિ છે. યાત્રાળુઓ ચક્રતિર્થમાં સ્નાન કરીને દેવોનાં દર્શન કરે છે. અહિં ધર્મે તપ કર્યું હતું અને શિવને પ્રસન્ન કરી તેમના વાહન વૃષભ બન્યા હતા. અને તેમનું બનાવેલું તિર્થનું નામ ધર્મપુષ્કરણી અને ચક્રતિર્થ પડયું છે. મહિષાસુરને જગદંબાએ પુષ્કરણી આગળ માર્યો હતો. અને અહિં પોતાના નામથી દેવીપુર અથવા દેવીપત્તન ગામ વસાવ્યું. શ્રીરામે શિવની આજ્ઞાથી દેવીપત્તન પાસે પોતાને હાથે નવશિલા સ્થાપન કરી લંકા સુધી ૧૦૦ યોજન લાંબો સેતુ બાંધ્યો હતો. અહિંથી સેતુનો આરંભ થયો માટે તે સેતુમૂળ કહેવાય છે.

**દર્ભશયન**—રામનાદના સ્ટેશનથી ૮ માઈલ ઉપર દર્ભશયનતિર્થ છે. પંબનથી નાવમાં બેસી દેવીપત્તનની યાત્રા કરી દર્ભશયન થઇ તુતિકુન્ડી જવાય છે. દર્ભશયન ઉપર સમુદ્રના કિનારે ધર્મશાળા છે. અહિં શેષશાયી ચતુર્ભુજ ભગવાન છે. તેમની મૂર્ત્તિ મનુષ્યના જેવી મોટી છે. મંદીરની અંદર પરિક્રમામાં કોદન્ડસ્વામી અથવા રામચન્દ્રજી, જગન્નાથજી અને નૃસિંહજી છે. અહિં રામચંદ્રજીએ લંકાનો માર્ગ શોધવા આવેલા ત્યારે ૩ દિવસ સુધી દર્ભના આસન ઉપર શયન કર્યું હતું તેથી આ તિર્થનું નામ દર્ભશયન તિર્થ પડયું છે. અહિં નવ પાષાણુ અર્થાત નવગ્રહનું તિર્થ છે. રામાયણમાં કહ્યું છે કેઃ રામચંદ્રજી સમુદ્રના તટ ઉપર હાથનો તકીયો કરી મૌન ધારણ કરી કુશાસન ઉપર ૩ રાત્રિ સુધી સુતા, છતાં સમુદ્ર પ્રકટ ન થવાથી તેમણે ક્રોધ કરીને સમુદ્રને ચુસી લેવા ઈન્દ્રવજ્ર સમાન બાણને છોડવા ગયા ત્યારે સમુદ્રે મુર્ત્તિમાન થઇ કહ્યું કેઃ "વિશ્વકર્માનો પુત્ર નલ મારા જળ ઉપર સેતુ બાંધશે." પછી નલે સેતુ બાંધ્યો હતો. અને રામનું બાણ તાકેલું પાછું ન પડે તેથી તે બાણ મારવાડમાં પડયું જ્યાં પાણી બળી ગયું. જેથી આજે મારવાડમાં ૧૦૦ ફુટ ખોદતાં પાણી મળતું નથી અને ત્યાં દુકાળ પડે છે.

# ભાગ ૨૬ મો.

# સીલોન—કોલંબો.

## પ્રકરણ ૧૩૭ મું.

## કોલંબો, કેન્ડી, નેવેરાઇલા, હેટન.

### કોલંબો.

રામેશ્વરમથી ધનુષ્યકોટી જઈ ત્યાંથી સ્ટીમરમાં બેસી સીલોન બોટ મેલ માર્ફતે કોલંબો જવાય છે. અહિં સીલોન ગવર્નમેન્ટ રેલ્વે સ્ટીમર સરવીસ છે. ધનુષ્યકોટીથી તલઇમેનર સુધી સ્ટીમરમાં જવું ત્યાંથી રેલ્વે-ટ્રેનમાં બેસી કોલમ્બો જવાય છે કોલમ્બોથી તલઇમેનરનું સીલોનનું સ્ટેશન ૨૦૯ માઇલ છે. તેનું ભાડુ રૂ. ૫—૦ અને ૬૫ સેન્ટ છે. તલઇમેનરથી સીલોન મેડીકલ ઓફીસરનો હેલ્થ પાસ મળ્યા પછીજ અંદર સીલોનમાં દાખલ થવા દે છે. અને સામાન કોલમ્બો કસ્ટમ ઓફીસ તરફથી તપાસવામાં આવે છે, અને જકાત લેવાય છે.

તુતીકોરીનથી પણ સ્ટીમરમાં બેસી લંકામાં કોલંબો શહેરમાં જવાય છે. સીલોનનું નામ સિંહલદ્વીપ અથવા લંકા છે. અહિંના બૌદ્ધમતવાળા રહેવાસીયો સિંહાલી કહેવાય છે. સીલોનમાં ૩૦ લાખથી વધુ માણસો રહે છે. જેમાં ૨૦ લાખ ત્યાંના રહેવાસીયો સિંહાલી, ૮ લાખ તામિલ અને ૬ હજાર યુરોપિયનોની વસ્તી છે. અહિં ત્રણ ચારેક મુખ્ય પર્વતો છે. મહાબલી ગંગા, કલ્યાણીગંગા, કાલુગંગા, અને વેલવેગંગા એ મુખ્ય નદીયો છે. અહિં સરકાર તરફથી ગવર્નર રહે છે. તેમાં કોલંબો, નિગંપૂ, જાફના, કલતુરા, ચિકામલી, કાંડી, અને અનિરૂદ્ધપુર વિગેરે મુખ્ય ગામો છે. સદર-સ્થાન કોલમ્બોમાં છે. કોલમ્બોમાં ૧ લાખ માણસની વસ્તી છે. જાફનામાં ઘણું મિઠુ તૈયાર થાય છે. કાંડીમાં પહેલા કાંડી વંશના રાજાઓ હતા. એક વખત સીલોનની રાજધાની અનિરૂદ્ધપુરમાં હતી.

અહીંની ખાણોમાંથી પોખરાજ, અકીક, લીલમ વિગેરે મળે છે. આ ટાપુમાં નારીયેળી, સોપારી, વીગેરેનાં ઝાડો ઘણાં છે. અહિં હાથી ઘણા હોય છે. મનોરની ખાડીમાં મોતી પાકે છે. સને ૧૭૯૬ માં હોલંડ સરકાર પાસેથી સીલોન અંગ્રેજ સરકારે લઈ લીધું છે.

### કોલંબો.

કોલંબોમાં હિંદુઓને ઉતરવા માટે શ્રી રામચંદ્રજીનું મંદીર છે તેમ

ધર્મશાળા છે. ત્યાં સાધુ રહે છે તે ઉતરવાની જગા આપે છે. યુરોપીયનોને રહેવા માટેનાં હોટલો પણ છે. અહિં બજાર ઉત્તમ છે. અહિંના ગવર્નરનો વિલાયત સરકાર સાથે સંબંધ છે અહિં ગવર્નરની એક્ઝીક્યુટીવ લેજીસ્લેટીવ કાઉન્સીલ છે તેમાં ૧ સીંગાલીસ, અને એક મુસલમાન અને એક હીંદુ એ ત્રણ સભાસદો પણ છે. અહિંની મ્યુનિસિપાલીટીનું કામ ઘણું ઉત્તમ છે. સ્વચ્છતા સારી છે. અહિં ખેતીવાડી ઘણી થાય છે. એલચી, અખરોટ, કવીનાઈન, તજ, તજનું તેલ, કોપરેલ, કોકો, કોફી, ચ્હા, તમાકુ અને નારીયેળ ઘણાં થાય છે તેનો વેપાર સારો ચાલે છે. કપાસ પણ થાય છે. હાથીદાંત અને મોતીની પણ સારી પેદાશ છે. અહિંથીજ હિંદુસ્તાનમાં હાથી દાંત આવે છે. સીંકોના બાર્કની નીકાસ ઘણી વધારે છે. અહિંની હવા ગરમ છે. ચોમાસુ વર્ષમાં બે વખત આવે છે. સીલોનમાં બુદ્ધધર્મ ચાલે છે. અહિં ભૂતપ્રેતનો વ્હેમ વધારે છે. જો કોઇ માંદુ પડે તો ભૂતને રાજી કરવા લોકો ડેવીલ ડાન્સના નાચ કરાવે છે. બંદરમાં મીનારા ઉપર ૧૪૦ ફુટ ઉંચી દીવાદાંડી છે તેમાં ઘડીઆળ છે. અહિં તજનાં ઘણાં ઝાડો થાય છે.

**સંગ્રહસ્થાન**—અહિં સંગ્રહસ્થાન છે. તેમાં સીલોનમાં થતી વસ્તુઓના નમુના, જુની વસ્તુઓ, ઘરેણાં, સિક્કાઓ, અને ભૂતોના નાચનાં મોંઢાંઓ અને લુગડાંના નમુના, મુર્ત્તિયો, અહીંના પ્રાચીન લોકોનાં પુતળાંના નમુના વિગેરે છે. તેમાં આરસનો સોનેરી રંગવાળો થાંભલો છે. એક ૨૩ ફુટ લાંબી માછલીનું ખોખું છે, હાથીઓ, ઘોડાઓનો અને અનેક પશુઓનો સંગ્રહ છે.

અહિં લોકો પાટલુન પહેરે છે તેના ઉપર કપડુ વીંટે છે. માથે ટોપી પહેરે છે. બાયડીઓ કમરે પછેડી વીંટાળી કમર ઉપર અર્ધી ચોળી પહેરે છે. માથે કાંસકો ખોસી રાખે છે. અહિં બળદ અને ગાયને ડામીને તેના ઉપર ચિત્રોની ભાત કહાડે છે. અહિંના લોકો માત્ર ગાયનુંજ દુધ ખાય છે. અહિં જેને ઘેર બે નાળીએરી અને ફણસનાં ઝાડ હોય તે સુખી ગણાય છે. અહિંના લોકોનો લીલુ નારીયેળ, ફણસ અને ચોખાનો ખોરાક છે, શહેર પાસે મોટું તળાવ છે.

કોલંબોથી ૫૦ માઇલ ઉપર નોવેરાઇલીયા છે ત્યાં હવા ખાવાનું સ્થળ છે. અહીંના લોકો માથે નેતરની પહોળી ટોપીઓ ઘાલે છે.

**કેન્ડી**—કોલમ્બોથી સીલોન ગવર્નમેન્ટ રેલ્વેમાં કેન્ડી ૭૨ માઇલ ઉપર છે. તેનું ભાડુ કોલમ્બાથી રૂ. ૨—૦—૦ છે. રેલ્વેનો રસ્તો ચઢાઉનો છે. અહિં ત્રણ ગામ મળીને કેન્ડી વસ્યું છે. ત્યાં સરકારી ઓફીસ, બરાકો, બુદ્ધનું મોટું દેવળ, અને જેલ જોવા લાયક છે. બુદ્ધના મંદિરમાં હાથીદાંત છે તેની પુંજા થાય છે. અહિં એક લાયબ્રેરીમાં પુરાતન વખતની

લંકાની વાતોના પુસ્તકો છે. બુદ્ધના દેવળ સામે હનુમાનનું મંદિર છે. બુદ્ધના મંદિરની ધામધુમ સારી છે. ગામમાં ઉત્તમ તળાવ છે. તેના કિનારે શહેર છે. તળાવને કિનારે ત્રણસો ચારસો ફીટ ઉંચા પર્વતો છે. પહાડો ઉપર ન્હાના બગીચાના માલીકોના બંગલાઓ છે. અહિં બોટેનીકલ ગાર્ડન છે. તેમાં રબ્બરનાં ઝાડો છે. તે વડના ઝાડને મળતું ઝાડ છે. તેનાં મૂળ વડના ઝાડ જેવાં લાંબાં જમીનમાં પથરાયલાં છે. તેમાં ટ્રાવેલર્સપામ નામનું ઝાડ છે, તેનાં પાન કેળ જેવાં થાય છે અને થડમાં કાણું પાડવાથી ઉત્તમ પાણી નીકળે છે તે મુસાફર પી શકે છે. આ બાગમાં સીંકોના અને ક્વીનાઇનનાં ઝાડો પણ છે. આ બાગ કલ્યાણીગંગાના કિનારે છે. ત્યાં વાંસનાં જંગલ ઘણાં છે.

**નોવેરાઇલા**—અહિંથી આગળ નોવેરાઇલાનું સ્ટેશન છે તે હવા ખાવાનું ઠેકાણું છે.

**હેટન**—કેન્ડીથી આગળ પેરીડેનીયા જંકશન સ્ટેશન છે ત્યાંથી ગાડી બદલી હેટન જવાય છે. અહીં આજુબાજુ ચાના બગીચા છે. અહીં રેલ્વે ટ્રેન ઉંચે પહાડ ઉપર ચઢે છે. પર્વતની નીચેની ઉંડી ખીણોને કિનારે રેલ્વે ચાલે છે. આગળ છેલ્લુ સીગરી ગામ છે, ત્યાં જુના વખતનાં લંકાનાં ખંડેરો છે. તેને ‘ રૂઇન્સ ઓફ જયત વનરામ ’ કહે છે. અહિં આદમપીક પર્વત છે તે જોવા ઘોડાગાડીમાં બેસી પગ રસ્તે જવાય છે. ત્યાં મહાદેવજીનું મંદિર છે. તે લંકામાં રામચંદ્રજી આવેલા તે વખતનું જુનું કહેવાય છે. આવી રીતે સીલોન જોઇ પાછા કોલમ્બોથી આગબોટમાં બેસી તુતીકોરીન અવાય છે અથવા તો તલાઇમેનર સુધી ગાડીમાં આવી ત્યાંથી સ્ટીમરમાં બેસી રામેશ્વર જવાય છે.

———:०:———

# ભાગ ૨૭ મો.

# રામેશ્વરથી ત્રિવેંદ્રમ.

## પ્રકરણ ૧૩૮ મું.

## તુતીકોરીન, તિનેવેલી, પાલમકોટ, તેનકાશી, પાપનાશનતિર્થ.

---

## તુતીકોરીન.

ઘણા યાત્રાળુઓ રામેશ્વરથી સ્ટીમરમાં બેસી કોલંબો જાય છે. ત્યાંથી પાછા સ્ટીમરમાં બેસી તુતીકોરીન પાછા આવી પાછા ફરે છે. ઘણા યાત્રા-

ળુઓ શ્રાસેતબંધુ રામેશ્વરની યાત્રા કરી પાછા ફરે છે તેઓ આવ્યા તેજ રસ્તે રામનાદ થઇ મદુરા આવે છે. મદુરાથી તુતીકોરીન અને ત્રીવેન્દ્રમ જવું હોય છે તે સાઉથ ઇન્ડિયન રેલ્વેમાં મનીયાર્ચી જતી ટ્રેનમાં બેસી આગળ જવું. મદુરાથી તુતીકોરીન ૧૦૦ માઇલ્સ છે. તેનું ભાડુ મદુરાથી રૂ. ૧-૯-૦ છે. વચ્ચમાં મનીયાર્ચીનું રેલ્વે જંકશન આવે છે. ત્યાં ગાડી બદલવી પડે છે. મનીયાચીથી એક ટ્રેન તિનેવેલ્લી થઇ ત્રિવેન્દ્રમ તરફ જાય છે. તુતીકારીનથી તુતીકોરીનનું બંદર ૮ માઇલ થાય છે. મદ્રાસ ઇલાકામાં તિરૂનવેલ્લી જીલ્લામાં તુતીકુરીન છે જેને દ્રાવિડિયન લોકો તુતુકુડી કહે છે. અહિં ૨૫ હજાર ઉપરાંતની વસ્તી છે. અહિં કલેકટર રહે છે. અહિંથી રૂ, કાફી, ચોખા, ઘોડા, બહાર દેશાવર જાય છે. અહિં ઘણા અંગ્રેજ વેપારીયો રહે છે. અહીંના કુવાનું પાણી ખારૂ છે તેથી તામ્રપર્ણી નદીનું પાણી લાવે છે. તુતીકુન્ડીથી ૨॥ માઇલ ઉપર આગબોટ ઉભી રહે છે. અહીં સમુદ્રમાંથી મોતીવાળી છીપો અને શંખ નીકળે છે. અહીં કાફી સારી થાય છે.

તેરૂચેંદુર—તુતીકુન્ડીથી ૧૮ માઇલ ઉપર તેરૂચેંદુર ગામ છે. અહીં ૮ હજાર માણુસોની વસ્તી છે. અહિં સમુદ્રના કિનારે સ્કંદજી (કાર્તિક સ્વામી) નું મોટું મંદિર છે. અહિં દર વર્ષે મોટો મેળો ભરાય છે મદ્રાસ ઇલાકામાં સ્કંદજીના ૫ મંદિરોમાં અહિંનું મંદિર વધુ પ્રખ્યાત છે.

# તિરૂનવેલી કે તિનેવેલી.

તુતીકોરીનથી પાછા જતાં રસ્તામાં મનીયાર્ચીનું રેલ્વે જંકશન આવે છે ત્યાંથી એક ટ્રેન ત્રિવેન્દ્રમ જાય છે. તે લાઇનમાં આગળ મનીયાર્ચીથી ૧૮ માઇલ ઉપર તિરૂનવેલી અથવા તિનેવેલીનું સ્ટેશન આવે છે. તે મદ્રાસ ઇલાકામાં તામ્રપર્ણી નદીના કિનારે છે. અહિં તામ્રપર્ણી નદી ઉપર રેલ્વેનો પુલ છે. ગામમાં ૨૫ હજાર ઉપરાંતની વસ્તી છે. અહિં દવાખાનું, કોલેજ અને એક મોટું શિવમંદિર છે. મંદીર ૧૬ વીઘાં જમીનના વિસ્તારમાં છે. જેમાં અર્ધા ભાગમાં પાર્વતિનું અને અર્ધા ભાગમાં શિવનું મંદીર છે. ચારે બાજુ મોટા ચોગાનની આજુબાજુ કોટ છે. અંદર તેપ્પુકુલમ અથવા મોટું તળાવ છે તેમાં નાવ ચાલે છે. અહીં એક સહસ્ત્રસ્તંભ મંડપ છે. મદુરાના વિશ્વનાથ નાયકે આ મંદિર બંધાવ્યું હતું.

**પાલમકોટા**—તિરૂનવેલીથી ૩ માઇલ ઉપર તામ્રપર્ણી નદીના કિનારે ૧ માઇલ ઉપર તિરૂનવેલીના સ્ટેશનની પાસે પાલમકોટા એ તિરૂનવેલીનું જીલ્લાનું સદરસ્થાન છે. અહીં ૧૮ હજાર ઉપરાંતની વસ્તી છે. ગામમાં સરકારી કચેરીયો, દવાખાનું વીગેરે છે. અહીંનાં હવાપાણી સારાં છે.

**તેનકાશી**—તિરૂનવેલીથી ૨૫ માઇલ ઉપર આ તાલુકાનું ગામ છે. તેનનો અર્થ દક્ષિણ છે. અહિં એક પવિત્ર મંદિર છે, તે સિવાય કુટ્ટાલમ ગામમાં એક કુન્ડ અને એક મંદિર છે. આ જીલ્લાના શ્રીવલ્લીપુતુર ગામમાં શ્રીરંગમનું મોટું મંદીર છે.

**પાપનાશનતિર્થ**—પાલમકોટાથી ૨૯ માઇલ ઉપર તામ્રપર્ણી નદીના છેવટના જળધોધની પાસે પાપનાશન નામનું ગામ છે. અહિં તામ્રપર્ણી નદી પહાડ ઉપરથી ૮૦ ફીટ નીચે પડે છે. આ ધોધ પાસે એક મંદીર છે. તામ્રપર્ણિ નદીમાં સ્નાન કરવાથી બ્રહ્મલોક મળે છે એવું શિવ-પુરાણમાં છે.

---

## પ્રકરણ ૧૩૯ મું.

## તોતાદ્રી, લંબોનારાયણ, છોટાનારાયણ, પડાલુર.

---

### તોતાદ્રી.

તિરૂનલવેલીથી ૪૦ માઇલ દૂર તોતાદ્રી છે. તે ગામનું નામ નાનકુનેરી છે. અહિં શ્રીરામાનુજ સંપ્રદાયની મુળ ગાદી છે. તિરૂનવેલીથી બળદગાડી ભાડે મળી શકે છે. અહિં તોતાદ્રીનાથ ભગવાનનું મોટું મંદીર અને ક્ષીરાબ્ધિ પુષ્કરિણી નામનુ મોટું સરોવર છે. તેમાં સફેદ પાણી છે ને દરીયાની માફક મોજાં આવે છે. રામાનુજાચાર્યોની મુખ્ય ૮ ગાદીઓ છે તેમાં મુખ્ય તોતાદ્રીની ગાદી છે, તોતાદ્રી, મેલેકોટા અને વેંકટાચલમાં વિરકત આચાર્ય છે અને વિષ્ણુકાંચી, શ્રીરંગમ વિગેરે ૪ ગાદીયો ઉપર ગૃહસ્થ આચાર્ય છે. એક રાજા રૂષિના શાપથી કુતરો બન્યો હતો તે આ ક્ષીરસાગરમાં સ્નાન કરવાથી પાછો મનુષ્ય થયો હતો. પછી નારાયણે તેને સ્વપ્નમાં કહ્યું કે હું જળમાં છું. એટલે રાજાએ તેમાં ખોદાવ્યાથી નારાયણની મુર્તિ નીકળી, તેની અહિં પ્રતિષ્ટા કરેલી છે. મુર્તિને તેલનો અભિષેક થાય છે. મંદિર મોટું છે. તેના દરવાજા સાત માળના છે. અંદર ભોગમુર્ત્તિ પણ છે. અહીં તેલની વાવ છે નારાયણને તેલ ચઢાવે છે તે પછી તે તેલ અહીં રેડે છે તેમાંથી પ્રસાદી તરીકે યાત્રાળુને તેલ અપાય છે. તે તેલ ચોપડવાથી માથુ મટે છે. દેવળ ઘણું મોટું છે.

**લંબોનારાયણ**—તોતાદ્રીથી પગ રસ્તે કન્યાકુમારી જતાં રસ્તામાં ૯ માઇલ ઉપર લંબોનારાયણ છે. ત્યાં ગાડાં ભાડે કરી પગરસ્તે જવાય છે. ત્યાં સરકારી ધર્મશાળા છે. ત્યાં સદાવર્ત અપાય છે. અહિં લંબીયા નદી છે તેમાં સ્નાન કરી યાત્રાળુ લંબોનારાયણનાં દર્શન કરે છે. મંદીરની આજુબાજુ કોટ છે. અહિં લંબોનારાયણની બેઠેલી મુર્તિનું તેમજ શયન

કરેલીનું એમ બે મંદિરો છે. શ્રીરંગજીની માફક શેષનાગ: ઉપર લંબોનારાયણની મુર્ત્તિ પોઢેલી છે. મુર્ત્તિ મોટી અને શ્યામ છે. ઉત્તમ કિંમતી વસ્ત્રાલંકારો પહેરાવે છે. આ ગામ બળીરાજાનું કહેવાય છે. બળી પાસેથી ભગવાને વામનરૂપ ધરી ત્રણ ડગલાં જમીન માગી હતી. અને પછી મોટું રૂપ લઇ બળીને પગવતે પાતાળમાં ચાંપ્યો હતો તે ભગવાનનું મોટું રૂપ તે લંબોનારાયણ છે. પાસે મહેન્દ્રગીરી ઉપર મહેન્દ્રશંકરનું મંદિર છે. ત્યાં પુષ્કરણીકુન્ડ છે. આ કુન્ડમાં એક કાગડો રોજ સ્નાન કરી ત્યાં તાડના ઝાડ ઉપર બેસી ભગવાનને ભજતો તેથી તેનો મોક્ષ થયો એ એમ કહે છે. ત્યાં ભીંતે કાગડાનું ચિત્ર છે. આ ગામનું નામ ત્રિકુરૂપગુડી છે. એટલે સુંદર નાનું દેવળ એવો અર્થ થાય છે. અહિંથી ૧ માઇલ ઉપર ઉડીવર ગુડીમાં વિષ્ણુનું મંદિર છે.

**છોટાનારાયણ**—લંબોનારાયણથી ૯ માઇલ ઉપર છોટાનારાયણ છે, ત્યાં શિવગંગા કુંડ છે. આ ગામનું નામ પન્નાગુડી છે. પન્નાગુડી એટલે તાડના ઝાડનું દેવળ એવો અર્થ છે. અહિં એક નાના મંદિરમાં શંકર છે. તેને સુંદર મહાદેવ કહે છે. પાસે એક નાના મંદિરમાં છોટાનારાયણની મૂર્ત્તિ છે. તેમ પાસે ભોગમુર્ત્તિ પણ છે. પાસે શિવગંગા કુંડમાં સ્નાન કરી યાત્રાળુ દર્શન કરે છે. અહિં લોકલ ફન્ડની ધર્મશાળા છે અને પાસે હનમત નદી છે. અહિં વિશ્વામિત્રે યજ્ઞ કર્યો હતો. પાસે મહેન્દ્ર પર્વત છે. તાડીકાને રામે અહિં મારી હતી.

પડલુર—છોટાનારાયણથી ૯ માઇલ ઉપર પડાલુર છે. ત્યાં ગાડીમાં બેસી પગરસ્તે જવાય છે. અહિં શંકરનું મંદિર છે તેમાં ચિદમ્બરનાથની મુર્ત્તિ છે. સામે તળાવ છે. આ મંદિરમાં ઉઘાડે શરીરે દર્શન કરવા જવાનો રીવાજ છે. મંદીરમાં ડમરૂ કે પીપુડી વગાડવાનો રિવાજ છે.

---

## પ્રકરણ ૧૪૦ મું.
## કન્યાકુમારીતિર્થ, સુંદર મહાદેવ, વડાસરી, આદિકેશવ, નિયાટંકરા.

---

### કન્યાકુમારી.

તિરૂનવેલીના સ્ટેશનથી સાઠેક માઇલ ઉપર હિંદુસ્તાનના દક્ષિણ કિનારે તિરૂબાંકુર રાજ્યમાં સમુદ્રના કિનારે કુમારી નામનું ગામ છે. તેને કન્યાકુમારીની ભૂશિર કહે છે. અહિં ૨ હજાર ઉપરાંતની વસ્તી છે. અહિં કુમારીદેવીનું મોટું મંદિર છે. તે કુમારીદેવીના નામ ઉપરથી આ

સ્થાનનું નામ કન્યાકુમારી પડયું છે. કાવેરી નદીમાં સ્નાન કરી સમુદ્રના કિનારે જઇ કન્યાકુમારીનાં દર્શન કરવાથી સંપૂર્ણ પાપ નાશ પામે છે એવું શ્રીમહાભારતમાં છે. કન્યાકુમારીમાં પૂર્વ અને પશ્ચિમના દરીયાનો સંગમ થાય છે. ત્યાં નહાવાનું મહાત્મ્ય વધારે છે. કન્યાકુમારી દેવીની મુર્ત્તિ સુંદર અને ઉત્તમ છે. હાથમાં રૂદ્રાક્ષની માળા અને માથે મુકુટ છે. મુર્તિ ઉભેલી છે. તે ત્રણેક ફુટની ઉંચી છે. દેવીએ સુંદર વસ્ત્રાલંકારો ધારણ કરેલાં હોય છે. પાસે ભોગમુર્ત્તિ પણ છે.

**મહાત્મ્ય**—દૈત્યોને મારવા ઇન્દ્રે યજ્ઞ કર્યો તેમાંથી દેવી નીકળી તે આ કન્યાકુમારી છે, તેણે રાક્ષસોને મારી અહિં આવી સુંદર મહાદેવને વરવા તપ કરવા માંડયું. તેથી મહાદેવે તેની સાથે લગ્ન કરવાનું મહુરત નક્કી કરી ત્યાં આવવાનું કહ્યું પણ આવતાં વિલંબ થવાથી મહુરત વીતી જતાં કહ્યું કે: હવે કલીયુગના અંતે લગ્ન કરીશું જેથી લગ્નની સામગ્રી દરીયામાં નાંખી, તેમાંના ચોખા દરીયામાં રેતી કાંકરી થઇ ગયા. તે જયારે ચોખા થશે ત્યારે કુમારી મહાદેવ સાથે લગ્ન કરશે. અને ત્યાં સુધી તે કુમારી રહેશે. તેથી તેનું નામ કન્યાકુમારી પડયું છે. આ પત્થરની કણીયો રૂપી ચોખા ઉકાળીને ગર્ભિણીને પ્રસવ વખતે પાવાથી જલ્દી પ્રસવ થાય છે. તેથી યાત્રાળુઓ અહિંથી દરીયાની કાંકરી પ્રસાદ તરીકે લઇ જાય છે. અહીં રામકુન્ડ અને પાપનાશન કુન્ડ પણ છે તેમાં સ્નાન માર્જન કરાય છે.

**સુંદર મહાદેવ**—કન્યાકુમારીથી ત્રિવેન્દ્રમ જવાના પગરસ્તે જતાં આઠ માઇલ ઉપર સુંદરમહાદેવ અથવા શુચિન્દ્રમ ગામ આવે છે. અહિં દન્ત નદી છે. તેમાં તેમજ પ્રજ્ઞાકુંડમાં સ્નાન થાય છે. સુંદર મહાદેવનું મંદિર મોટું છે. લિંગ ૨ ફુટ ઉંચું છે તેના ઉપર મુખાર્વિંદ પાડેલું છે. પાસે પાર્વતિજી છે, તે સિવાય દત્તાત્રય, કાર્ત્તિક સ્વામી, ગણપતિ વિગેરે દેવોનાં મંદિરો છે. ઇન્દ્રને અહલ્યા ગમનથી ગૌત્તમ ઋષિએ શાપ આપવાથી તેના શરીરે હજારો છિદ્રો પડયાં હતાં તે તેને અહિં આવી દર્શન કરવાથી મટયાં હતાં. લોકો કહે છે કે રાતે મહાદેવના લિંગ ઉપર એક લાખ ઘડા પાણીનો અભિષેક કરવામાં આવે છે તો પણ પાણી બહાર પડતું નથી પણ સર્વ તેમાંજ સમાઇ જાય છે.

**વડાસરી**—અહિંથી આગળ જતાં ૧ માઇલ ઉપર વડાસરી ગામ છે ત્યાં દન્ત નદી છે. ઐરાવત હાથીએ દાંતવતી જમીન ખોદી આ નદી ઉત્પન્ન કરી હતી એમ કહે છે, કન્યાકુમારીથી ત્રિવેન્દ્રમ સુધી પાકી સડક છે. અહિં લોકો પૈસાને ચકમ કહે છે. બે આનીને પનમ કે ફનમ કહે છે.

**આદિકેશવ**—અહિંથી ૨૦ માઇલ ઉપર આદિકેશવ છે ત્યાં

ઉતરવા માટે રાજાનું છત્ર-અર્થાત ધર્મશાળા છે. અહિં પશ્ચિમ તામ્રપર્ણિ નદી છે. તેમાં સ્નાન કરી આદિકેશવનાં દર્શન થાય છે. મંદીરમાં શેષનાગ ઉપર પોઢેલી ભગવાનની શ્યામવર્ણી ૧૬ ફુટ લાંબી મૂર્તિ છે. શેષ નીચે એક રાક્ષસ દબાવેલો છે. એક વખત બ્રહ્મા તપ કરતા હતા ત્યાં એક રાક્ષસે ઉત્પન્ન થઈ ખાવાનું માગ્યું તેથી બ્રહ્માએ તેને કહી વનમાં જવાનું કહ્યું તેણે ત્યાં જઇ રૂષિઓને ત્રાસ આપવાથી ભગવાન તેને મારી તેના ઉપર શેષનાગ મૂકી પોતે સુતા છે. તેની સ્ત્રી નદી થઇને આવી તે અહિં થઇ વહે છે. તે નદી તામ્રપર્ણિ છે. અને ભગવાન આદિકેશવ કહેવાય છે. આ ગામને દશકરા કહેવાય છે.

**નીયારેંકરા**—આદિકેશવથી ૧૮ માઇલ ઉપર આગળ નીયારેંકરા પગરસ્તે જવાય છે. અહિં તામ્રપર્ણિ નદી અને કૃષ્ણનું મંદિર છે. અહિં કેળ, નારીએળ, ફણસ, મરી, સોપારીનાં ઝાડ વધુ છે, માણસો ઉઘાડા શરીરે માત્ર લંગોટ પહેરીને ફરે છે. તેઓ માથાનો અંબોડો કપાળે વાળે છે. સ્ત્રીઓ માથા વચ્ચે અંબોડો વાળે છે. સ્ત્રીઓ છાતીથી પગના કાંડા સુધી ધોળુ લુગડું વિંટાળે છે.

અહિંથી ૧૨ માઇલ ઉપર ત્રિવેન્દ્રમ પગરસ્તે જવાય છે. તેમ ત્રિવેન્દ્રમ આવી ત્યાંથી પગ રસ્તે નીયારેંકરા થઇ આદિકેશવ જવાય છે.

## પ્રકરણ ૧૪૧ મું.

## ત્રિવેંદ્રમ.

તિનેવેલીના સ્ટેશનથી આગળ સોએક માઇલ ઉપર કીલોનના સ્ટેશને થઇ આગળ ત્રીવેન્દ્રમનું રેલ્વે સ્ટેશન આવે છે. મદ્રાસ ઇલાકામાં ત્રાવણકોર દેશી રાજ્યની રાજધાનીનું શહેર ત્રિવેંદ્રમ છે. અહિં ત્રાવણકોરના મહારાજાની રાજધાની છે. શહેરમાં ૨૮ હજાર ઉપરાંતની વસ્તી છે. અહીં નારીયેળ વિગેરેનાં ઘણાં ઝાડો થાય છે. ગામ અને કિલ્લો નીચાણમાં છે. અહિં રેસીડેન્ટનો કેમ્પ, મહારાજા કૉલેજ, કેટલીક ધર્મશાળાઓ, પબ્લિક બાગ, નેપીયર મ્યુઝીયમ. દવાખાનાં, વિગેરે છે. એક પર્વતઉપર મહારાજાનો રાજમહેલ છે. અહિં લશ્કરી છાવણી છે. ત્રિવેન્દ્રમના કિલ્લાની અંદર પદ્મનાભનું મોટું મંદિર છે. અને રાજાઓને દર્શન કરવાનું મંદિર છે. પદ્મનાભનું મંદિર ઘણું વિશાળ છે. તેમાં પદ્મનાભ ભગવાનની ૧૩ ફુટ લાંબી વિશાળ મુર્ત્તિ સિંહાસન ઉપર શેશનાગ ઉપર શયન કરેલી છે. મંદીર ઘણા જુના વખતનું છે. મંદિરમાં બ્રાહ્મણ સિવાય બીજાને દર્શન કરવા જવા દેતા નથી. ભોગ મુર્ત્તિ સોનાની છે. ભગવાનના નાભિ-

કમળમાંથી બ્રહ્મા પ્રકટ થયા છે તેનાં પણ અહીં દર્શન થાય છે. ભગવાનનો જમણો હાથ શંકરના માથા ઉપર છે. મંદિરના ખર્ચ માટે ૭૫ હજાર રૂપિયાની આવદાની છે. યાત્રાળુઓ અહિંનો પ્રસાદ ખાય છે. ત્રિવેંદ્રમના રાજકુમારોની અહિં બાધા ઉતરે છે. અહિં પદ્મતિર્થ કુન્ડ છે. તેમ કેટલીક ધર્મશાળાઓ છે.

પાર્વતિનાં દર્શન કરીને પદ્મનાભનારાયણનાં દર્શન કરવાં જોઇએ એવું મહાભારતમાં છે. રાજ્યને ૬૬ લાખ રૂપિયાની આવક છે. આ જીલ્લામાં ગંધક, ફટકડી વિગેરે ધાતુઓની ખાણો છે. જંગલમાં હાથી, વાઘ વિગેરે જાનવરો ઘણાં છે. હાથીદાંતની પેદાસ રાજાને ઘણી છે. રાજા ક્ષત્રીય છે. રાજા ધર્માત્મા છે. રાજ્ય તરફથી ૪૫ સદાવ્રત ચાલે છે. લોકો રાજાને રામરાજા કહે છે. રાજ્ય તરફથી દરવર્ષે આઠ દસ લાખ રૂપિયા ધર્માદા ખર્ચાય છે.

મલબારમાં નંબુરી બ્રાહ્મણોના મોટા દીકરાને બાપનો વારસો મળે છે બીજાને મળતો નથી. તેઓ છોકરીઓને ઘણી મોટી ઉમ્મર સુધી પરણાવતા નથી. નાયર જાતિના લોકોની છોકરીયોનાં નાનપણમાં લગ્ન કરે છે પણ તે મોટી ઉમ્મરે કોઈ બીજા પુરુષનેજ પોતાનો પતિ કરી લે છે. એક સ્ત્રી એકી વખતે ઘણા પતિ કરી શકે છે. નાયર જાતિમાં છોકરો પોતાના મામાનો વારસ થાય છે. નાયર જાતિ શુદ્ર ગણાય છે. નાયર બ્રાહ્મણો પવિત્ર રહે છે. અહિં લોકો ચોટલી આગળ કપાળ ઉપર લટકતી રાખે છે. અહિં બ્રાહ્મણોનું જોર વધારે છે. પરશુરામે આ જમીન વરુણ પાસેથી માગીને તે નંબુરી બ્રાહ્મણોને દાનમાં આપેલી હતી.

**મહાત્મ્ય**—શંકરનુ તપ કરી ભષ્માસુરે વરદાન મેળવ્યું કે તે જેના માથે હાથ મૂકે તે બળી ભષ્મ થાય. તે પછી ભષ્માસુરે શંકરને માથે જ હાથ મૂકવા માંડયો એટલે મહાદેવ, વિષ્ણુ પાસે આવ્યા એટલે વિષ્ણુએ મોહિનીનું રૂપ ધારણ કર્યું તેને જોઈ દૈત્ય મોહ પામ્યો એટલે મોહિનીએ કહ્યુ કે હું નાચું તેમ નાચું તો હું ખુશી થાઉં. પછી મોહનીએ નાચવા માંડયું તેમ દૈત્યે પણ નાચવા માંડયું એવામાં મોહિનીએ નાચ કરતાં માથે હાથ મૂકયો એટલે મોહવશ ભષ્માસુરે ભાન ભુલી પોતાને માથે હાથ મુકયો જેથી તે બળી ભષ્મ થઇ ગયો. એવો અહિંની મૂર્તિનો ભાવ છે. પદ્મનાભનો જન્મ અનંત ચતુર્દશી ભાદરવા સુદ ૧૪ ના રોજ છે.

**મચ્છિતિર્થ**—અહિંથી ૨ માઇલ ઉપર ત્રિવિક્રમ ગામ છે. ત્યાં મચ્છિતિર્થ છે. ત્યાં ભગવાનનું મુખાર્વિંદ છે. અને ત્યાંથી ૭ માઇલ ઉપર ત્રિપુરમમાં ધર્માધર્મ કુન્ડ પાસે તેમનાં ચરણ છે. મચ્છીતિર્થ પાસે પરશુરામે નક્ષત્રિ પૃથ્વી કરીને આવ્યા પછી શ્રાદ્ધ કર્યું હતું. ત્યાં મચ્છાવતારની, બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર ત્રિમુર્તિની અને પરશુરામની મુર્તિ છે.

પદ્મનાભમાં—અનંતસેન ભગવાનની, ભુદેવી અને શ્રીદેવીની મુર્તિ છે. અને કમ્પાઉન્ડમાં નૃસિંહજી, સાક્ષીગોપાળ, ક્ષેત્રપાળ, સંતાનગોપાળ, અને રામ લક્ષ્મણની મુર્તિયો છે. અહિં રોજ ૩૦૦ બ્રાહ્મણોનું બ્રહ્મભોજન થાય છે. ત્રિપુરાનંદપુરમનું બીજુ નામ ત્રિવેંદ્રમ છે. ભગવાનની પાસે સનત્, સનંદન, સનક અને સનત્કુમાર ચાર બાળક ભક્તો છે. અહિં સરકાર તરફથી પંડયાને પુજા કરવાનું લાઈસન્સ અપાય છે. અહિંના રાજા નાયરજાતિના છે.

જનાર્દન—પદ્મનાભથી ૨૦ માઈલ ઉપર જનાર્દન છે. ત્યાં નહેરમાં થઇ હોડીમાં કે સ્ટીમરમાં બેસી જવાય છે. નહેરના કિનારેથી ૧॥ ગાઉ ઉપર ગામ છે. અહિં ગુગળી બ્રાહ્મણ પુંજારી છે. અહિં સમુદ્રમાં સ્નાન કરી જનાર્દન ભગવાનનાં દર્શન થાય છે. મુર્તિ શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારી ચતુર્ભુજ છે. અહિં મહાપ્રભુજીની બેઠક છે. અહિં પીપળો છે ત્યાં બેઠક છે. પાસે રામકુન્ડ છે. તે સિવાય અહિં પાપમોચની, રૂણમોચની, સાવિત્રી, ગાયત્રી, અને સરસ્વતી નદીઓના ઝરા ડુંગરમાંથી નીકળે છે. દ્વારકાનાથજી દરીયો ઓળંગી અહિં જનાર્દનરૂપે પધાર્યા છે એમ કહે છે તેમની માનતા ઘણી ચાલે છે. તેમનો ધુપ માંદા અને ભુતપ્રેત આગળ કરવાથી મટે છે. નારીએરીનાં ઝાડ અહિં ઘણાં છે. તેથી કોપરેલ ખાણામાં વપરાય છે. મલબારમાં છોકરીઓ કુંવારી ઘણી રહે છે. કારણ ત્રણ ભાગ સ્ત્રીઓ અને ૧ ભાગ પુરુષોની વસ્તી છે. માટે સ્ત્રીઓને વર મલતા નથી. અહિં ત્રિવેન્દ્રમના રાજાનું રાજ્ય છે. રાજ્ય તરફથી ધર્માદા ઘણું વપરાય છે. અહિં બ્રહ્માએ યજ્ઞ કર્યો હતો. તે વખતે ભગવાન જનાર્દનસ્વામીનું રૂપ લઇ ભોજન માગવા આવ્યા. પણ તે વખતે જનાર્દન અંજલી ભરી પી ગયા તેથી ભોજન ખુટી પડયું અને તેમને બ્રહ્મા ભોજન આપી શકયા નહિ. એટલે બ્રહ્માએ તેમને ભગવાન તરીકે ઓળખ્યા એ પછી જનાર્દન ભગવાન અહિં સ્થિત થયા છે. જ્યાં બ્રહ્માએ યજ્ઞ કર્યો હતો ત્યાંથી કોલસાની માફક ધુપ નીકળે છે. તે જનાર્દન ધુપ કહેવાય છે. અહિંથી નાવમાં બેસી કુઇલોન, અલ્પાઇ અને કોચીન જવાય છે.

# ભાગ ૨૮ મો

## મલબાર–ત્રિવેન્દ્રમથી પાછા મદુરા, ત્રિચિનાપલી અને ઇરોડ થઇ મેંગલોર.

## પ્રકરણ ૧૪૨ મું.

### કરૂર, ઇરોડ, કોઈમ્બતુર, ઉતાકામંડ.

### કરૂર.

ત્રિવેન્દ્રમથી પાછા જતાં મનીયાર્ચી જંકશને થઇ બીજી ટ્રેનમાં બેસી ત્યાંથી મદુરા જવું, મદુરાથી ગાડી બદલી ત્રીચીનાપલી જંકશન સ્ટેશને ઉતરી ત્યાંથી ત્રીચીનાપલી ઇરોડ બ્રેંચ લાઇનમાં આગળ જતાં ૪૮ માઇલ ઉપર કરૂરનું રેલ્વે સ્ટેશન આવે છે. તે મદ્રાસ ઇલાકામાં કોઇમ્બતુર જીલ્લામાં અમરાવતી નદીના કિનારે તાલુકાનું ગામ છે. અહિં અમરાવતી નદી કાવેરીમાં મળે છે. ગામમાં ૧૧ હજાર ઉપરાંતની વસ્તી છે. અહિં સરકારી કચેરી, ઉજ્જડ જુનો કિલ્લો અને જુનું મંદિર છે. પહેલાં અહિં ચેરા રાજ્યની રાજધાની હતી.

### ઇરોડ જંકશન.

કરૂરથી આગળ ૪૦ માઇલ ઉપર ઇરોડનું રેલ્વેજંકશન આવે છે તે કોઇમ્બતુર જીલ્લામાં કાવેરી નદીના કિનારે તાલુકાનું ગામ છે. મદ્રાસથી આરકોનમ, કટપદી, જાલારપેટ અને સેલમ થઈ સાઉથ ઇન્ડિયન રેલ્વેની એક ટ્રેન અહિં થઇ પોડાનુર ૫૪ કલીકટ જાય છે. અહીં ૧૨ હજાર ઉપરાંતની વસ્તી છે. અહિં સરકારી કચેરીયો સ્કુલ વિગેરે છે ગામથી ૧ માઇલ ઉપર કાવેરી નદી ઉપર રેલ્વેનો મોટો પુલ છે.

**પૌડાનુર જંકશન**—ઇરોડ જંકશનથી ૫૮ માઇલ ઉપર પોડાનુરનું રેલ્વે જંકશન આવે છે અહિંથી એક ટ્રેન કોઇમ્બતુર થઈ ઉટાકામન્ડ તરફ જાય છે. અને બીજી ટ્રેન બોલાચી તરફ જાય છે. તેમ મેઇન લાઇન શોરનપુર જંકશન તરફ જાય છે.

### કોઇમ્બતુર.

પૌડુનુરથી કોઇમ્બતુરનું સ્ટેશન ૬ માઈલ છે. તે મદ્રાસ ઇલાકામાં જીલ્લાનું સદર સ્થાન છે અહિં ૪૭ હજાર ઉપરાંતની વસ્તી છે. અહિં સરકારી કચેરીયો, દવાખાનું વિગેરે છે. ગામથી ૩ માઇલ ઉપર પેરૂર ગામમાં મેલચિદમ્બરમનું ઉત્તમ મંદિર છે. જેમાં પેરૂરશિવનું લિંગ છે.

અંદર થાંભલાઓ ઉપર નૃત્ય કરતા શિવ, ગયાસુરને મારતા શિવ વિગેરેની મુર્તિયો છે. આ જીલ્લામાં ત્રિમુર્તિ કોઇલ ગામમાં પહાડી પત્થર ખોદીને મંદીર બનાવેલું છે તેમાં પગલાં છે. અહિંના જંગલોમાં ઘણા જંગલી હાથીયો, સુવર, વાઘ વિગેરે છે. અહિં સાપ પણ ઘણા છે.

ઉટાકામંડ—કોઇમ્બતુરના સ્ટેશનથી આગળ મેટુપુલીયમનું સ્ટેશન ૨૨ માઇલ છે ત્યાંથી નીલગીરી માઉન્ટ રેલ્વેની બ્રેંચ લાઇનમાં બેસી ૨૯ માઇલ ઉપર આગળ ઉત્તાકામન્ડનું રેલ્વે સ્ટેશન નીલગીરી પર્વત ઉપર આવે છે. વચ્ચે ભવાની નદી ઉપર પુલ છે. મદ્રાસ ઇલાકામાં સમુદ્રની સપાટીથી ૭૨૨૮ ફુટ ઉંચી પહાડીયોથી ઘેરાયેલી ઘાટી નીલગીરી પહાડી જીલ્લાનું સદરસ્થાન ઉત્તાકામન્ડ છે.

નિલગીરી ઉપર આ હવા ખાવાનું ઠેકાણું છે. અહિં ૧૫ હજાર ઉપરાંતની વસ્તી છે. અહિંની પહાડીયો ઉપર યુરોપિયનો વિગેરેના બંગલા છે. ઉનાળામાં મદ્રાસનો ગવર્નર અહિં નીલગીરી પર્વત ઉપર રહે છે. અહિં કલેકટર, વિગેરેના બંગલાઓ છે. મદ્રાસ ઇલાકાના ઘણા યુરોપિયનો માર્ચથી જુન સુધી અહિં રહે છે. અહિ દર વર્ષે ૪૫ ઇંચ વરસાદ થાય છે. પહાડીયોની વચ્ચે ૧॥ માઇલ લાંબુ મોટું સરોવર છે. પૂર્વ અને પશ્ચિમ ઘાટના ખૂણામાં નીલગીરી પર્વત છે. સરોવરની આજુબાજુ સડક અને બજાર છે. પહાડની તળેટી પાસે નબાતીબાગ છે. પોસ્ટ પાસે ૭૦ ફુટ ઉંચો ટાવર છે. અહિં અનાથ બાળકોને ખાવાપીવાનું અપાય છે. આ પહાડીયોનો જીલ્લો છે. આ જીલ્લામાં તામીલ અને કાનડી ભાષા બોલાય છે. નીલગીરી ઉપર રંગસ્વામીનું મંદિર અને કિલ્લો છે. નારંગી વીગેરે અહિં સારી થાય છે અહિંના જંગલી લોકોમાં એક સ્ત્રી ઘણા પતિ કરી શકે છે. બધા ભાઇ મળીને એક સ્ત્રી સાથે લગ્ન કરે છે. જંગલી સ્ત્રીઓ માત્ર બગલ નીચેથી ઢીંચણ સુધી કપડુ વીંટાળી તેને દોરીથી બાંધી દે છે. માથે વાળની જટા બાંધે છે અને પીતળ, સીસા, અને લોઢાનાં ઘરેણાં પહેરે છે. ઉટાકામંડથી પાછા પોડાનુર આવવું.

## પ્રકરણ ૧૪૩ મું.

## પાલઘાટ, શોરાનુર, એરનાકુલમ, કોચીન, અલ્લપાઇ.

### પાલઘાટ.

પોડાનુરથી મેઇન લાઇનમાં આગળ ઓલવાકોટનું જંકશન આવે છે. ત્યાંથી ૮ માઇલ ઉપર પાલઘાટ સુધી એક બ્રેંચ લાઇન જાય છે. માલાબાર જીલ્લામાં પાલાઘાટ તાલુકાનું ગામ છે. અહિં ૩૯ હજાર ઉપરાંતની વસ્તી છે. ગામમાં સરકારી કચેરીયો, દવાખાનુ અને જુનો કિલ્લો છે.

**શોરાનુર**—ઓલવાકોટથી શોરાનુરનું રેલ્વે સ્ટેશન આવે છે. ત્યાંથી એક બ્રેંચ લાઇન (કોચીન સ્ટેટ રેલ્વે) ટ્રીચુર થઈ એરનાકુલમ જાય છે. અને બીજી ટ્રેન કેલીકટ તરફ જાય છે.

**એરનાકુલમ**—શોરાનુરથી ૬૫ માઇલ ઉપર આગળ એરનાકુલમનું સ્ટેશન આવે છે. તે કોચીનના રાજાની રાજધાનીનું ગામ છે.

## કોચીન.

એરનાકુલમના સ્ટેશનથી ૨ માઈલ ઉપર કોચીન દેશી રાજાનું ગામ છે. ત્યાંથી ૧॥ માઇલ ઉપર કોચીન મદ્રાસ ઇલાકામાં માલાબાર જીલ્લાનું અંગ્રેજ સરકારનું ગામ છે. તે સમુદ્ર કિનારે છે. ત્રિવેંદ્રમથી આગબોટમાં બેસીને કોચીન આવી શકાય છે. શોરનુર જંકશનથી એરનાકુલમના સ્ટેશને ઉતરી ત્યાંથી કોચીન જવાય છે. કોચીનથી સ્ટીમર કોલંબો જાય છે. કોચીનમાં ૧૭ હજાર ઉપરાંતની વસ્તી છે. સમુદ્રની પાસે કોચીન આગળ ખાડી છે તે ખાડીના ઉત્તર કિનારે કોચીન છે. પહેલાં કોચીનમાં કોચીનના રાજાની રાજધાની હતી. પણ હાલ તેની રાજધાની માલાબારમાં છે. ગામમાં સરકારી કચેરીયો, અને હોલાંડના લોકોની જુની કોઠીયો છે. અંગ્રેજી કોચીન અને દેશી રાજ્યના કોચીનની હદની અંદર કસ્ટમ હાઉસ છે અહીં વહાણો બને છે. ગામમાં ઘણી વસ્તી ખ્રીસ્તિયોની છે. અહિં પોર્ટુગાલથી વાસ્કોડીગામા બીજી વખત આવ્યો હતો તેણે અહિં કોઠી નાંખી હતી. સને ૧૮૧૪ માં કોચીન અંગ્રેજો પાસે આવ્યું છે.

**દેશી રાજાનું કોચીન**—કોચીનથી ૧॥ માઈલ ઉપર સમુદ્રના કિનારે મદ્રાસ ઈલાકામાં કોચીન રાજ્યના સબડીવીઝનનું ગામ કોચીન છે. અહિં ૧૭ હજાર ઉપરાંતની વસ્તી છે. કોચીનથી ૨ માઇલ ઉપર મદ્રાસ ઇલાકામાં કોચીન રાજ્યની રાજધાની એરનાકોલમ ગામ છે. એરનાકોલમ એ રેલ્વેનું સ્ટેશન છે ગામમાં રાજાનો મહેલ, કચેરીયો, બજાર, જોવા લાયક છે. અહિં યાહુદી અને કુંકાણી લોકોનો વેપાર સારો છે. અહિંના મહારાજા ક્ષત્રીય છે. કોચીનને માલાબારના લોકો કોચ્ચી કહે છે. આ રાજ્યની પહાડીયોમાં અનેક જાતની વનસ્પતિ, રંગ, ગુંદર અને ઇલાયચી થાય છે. જંગલોમાં હાથી, વાઘ વીગેરે છે. રાજ્યની આવક ૧૭ લાખ રૂપિયાની છે.

**અલ્પાઇ**—કોચીનથી દરીયામાં સ્ટીમરમાં બેસી અલ્પાઇ જવાય છે. તેનું ભાડુ ૦-૮-૦ લે છે. અહિં લાઇટહાઉસ, બુરજો વીગેરે છે. તેમ શંકર હનુમાન અને મહાપ્રભુજીની બેઠકનાં દર્શન કરવાનાં છે. બજાર સારૂ છે. અહિંથી હોડીમાં બેસી ૫૪ માઇલ ઉપર કોઇલન જવાય છે. ગામ સાધારણ છે. અહીં લીલાં મરી અને નારીએળ ઘણાં થાય છે.

# પ્રકરણ ૧૪૪ મું.

## કાલીકટ, માહી, તેલીચેરી, કાનાનુર,મરકાડ, મેંગલોર.

### કાલીકટ.

કોચીનથી પાછા શોરનુર આવી ત્યાંથી મેંગલોર પોડાનુર બ્રોડગેજ રેલ્વેમાં આગળ મેંગલોર જતાં ૬૬ માઇલ ઉપર કલીકટનું રેલ્વે સ્ટેશન આવે છે. પોડાનુરથી કલીકટનું ભાડુ રૂ.૧-૮-૦ છે. મદ્રાસ ઇલાકામાં મલબાર કિનારે મલબાર જીલ્લાનું સદરસ્થાન કલીકટ છે. મલબાર ભાષામાં તેને કોલીકોડુ કહે છે. અહિં ૬૬ હજાર ઉપરાંતની વસ્તી છે. સમુદ્રની સપાટી ઉપરથી દેશી લોકો ઉંચી જમીન ઉપર રહે છે. શહેરમાં એક લાંબુ બજાર છે. તેની દક્ષિણ બાજુએ માપલા મુસલમાનોની વસ્તી વધારે છે. શહેરમાં કલેકટરની કચેરી વીગેરે છે. કસ્ટમ હાઉસ અને યુરોપીયનોની કોઠીયો સમુદ્ર કિનારે છે. અહીં મોટા પાણીનું ઉત્તમ સરોવર છે. ગામથી ૨ માઇલ ઉપર લશ્કરી છાવણી છે. અહીં દર વર્ષે ૧૨૦ ઇંચ વરસાદ પડે છે. મલબાર જીલ્લો સમુદ્રના કિનારે ૧૪૫ માઇલના વિસ્તારમાં છે. અહીંથી માછલીયો સીલોન જાય છે. મલબારના જીલ્લાનાં જંગલોમાં પહાડી હાથી, વાઘ, સુવર, હરણ વિગેરે ઘણાં છે. અહિં નાયર જાતિ શુદ્ર જાતિ ગણાય છે. અને એક સ્ત્રીને અનેક પતિ હોય છે.

અહિં પહેલવહેલાં પોર્ટુગીઝ કોવિલહમ સને ૧૪૮૬ માં ઉતર્યો હતો તે પછી વાસ્કોડીગામા સને ૧૪૯૮ માં ઉતર્યો હતો. તે વખતે અહિં ઝામોરીન હિંદુ રાજા રાજ્ય કરતો હતો. તેના વંશવાળાઓને હજુ સરકાર તરફથી પેન્શન મળે છે. વાસ્કોડીગામાએ અહિં પહેલવહેલી સને ૧૫૦૧ માં પોર્ટુગીઝની કોઠી સ્થાપી તે પછી માપલાઓએ તે કોઠી તોડી નાંખી હતી. સને ૧૬૧૬ માં અંગ્રેજોએ કલીકટમાં કોઠી સ્થાપી હતી. સને ૧૭૯૨ માં અહિંનો પ્રદેશ અંગ્રેજ સરકારના હાથમાં આવ્યો. કલીકટના રાજાનો મહેલ જેમાં વાસ્કોડીગામાનું સ્વાગત થયું હતું તેના ૨ સ્તંભો હાલ વિદ્યમાન છે. જુના મહેલની નિશાનીયો હજુ પણ છે. આ દેશનું નામ પુરાણમાં કેરલદેશ છે.

**માહી**—કલીકટથી ૩૭ માઇલ ઉપર આગળ માહીનું સ્ટેશન છે. તે માહી નદીના તેમજ સમુદ્રના કિનારે છે. તે ફ્રેંચોના રાજ્યનું એક ગામ છે. તેમાં ૮ હજાર માણસોની વસ્તી છે. અહિંના બંદર ઉપર સ્ટીમર આવી શકે છે અહીં ફ્રેંચોની કોઠી, સ્કુલ વીગેરે છે.

**તેલીચેરી**—માહીથી આગળ ૫ માઇલ ઉપર તેલીચેરીનું રેલ્વે સ્ટેશન આવે છે તે મદ્રાસ ઇલાકામાં મલબાર જીલ્લામાં એક બંદર છે. કલીકટથી તેલીચેરી થઇ આગબોટ જાય છે. અહીં ૨૭ હજાર ઉપરાંતની વસ્તી છે. અહીં ઉત્તર મલબાર જીલ્લાની કચેરીયો, કસ્ટમ હાઉસ, અને પહાડ ઉપર એક કિલ્લો છે. અહિં ઘણી ઇલાયચી મરી, સુખડ અને કાથી થાય છે તે પરદેશ ચઢે છે. અહીં સુખડ સારી થાય છે તેમ સાગ વીગેરેનાં લાકડાં ઘણાં પરદેશ ચઢે છે.

**કાનાનુર**—તેલીચેરીથી ૧૩ માઇલ ઉપર આગળ કાનાનુરનું રેલ્વે સ્ટેશન આવે છે તે મદ્રાસ ઇલાકામાં મલબાર જીલ્લામાં સમુદ્ર કિનારે બંદર છે, તેમ તાલુકાનું ગામ છે અહીં લશ્કરી છાવણી રહે છે. ગામમાં ૨૭ હજાર ઉપરાંતની વસ્તી છે. અહીં ચારે બાજુ પહાડીયો અને નારીયેળીનાં ઘણાં ઝાડો છે. ગામમાં અંગ્રેજી અમલદારોના બંગલા અને એક મજબુત કિલ્લો, સરકારી કચેરીયો, દવાખાનું, કસ્ટમ હાઉસ અને ઘણી મસીદો છે. અહિંનાં હવા પાણી સારાં છે.

**મરકાડ**—કાનાનુરથી ૭૨ માઇલ ઉપર મરકાડ દુર્ગદેશની રાજધાનીનું ગામ છે. અહિંથી જવાનો રસ્તો પહાડી છે. પણ મૈસુરથી અહિં આવવા માટે પાકી સડક છે. મૈસુરથી મરકાડ ૮૦ માઇલ છે. અહિં ૭ હજાર ઉપરાંતની વસ્તી છે. અહીં એક પત્થરનો કિલ્લો છે તેની આજુ બાજુ ખાઇ છે. કિલ્લાની અંદર રાજાનો મહેલ છે, તેમ અંગ્રેજોનું હથીયારખાનું છે. કિલ્લાના પૂર્વ તરફના દરવાજા પાસે કમીસ્નરની કોઠી અને સરકારી કચેરીયો છે. અહીં રામેશ્વરનું મંદીર ઘણું ઉત્તમ છે તેના પુંજારીને વાર્ષિક ૪૮૫૦ રૂપિયા મળે છે. અહીં લશ્કરી છાવણી છે. દુર્ગના રાજાના વંશના માણસો મરકાડમાં રહે છે. મંદીર પાસે એક ઉંચા કોટની અંદર દોદાવીર રાજેન્દ્ર વિગેરેની સમાધીયો છે ત્યાં ધુપદીપ થયાં કરે છે સને ૧૮૩૪ માં દુર્ગના રાજા જોડે લડાઇ થઇ જેમાં અંગ્રેજોએ મરકાડના રાજાને ગાદી ઉપરથી ઉતારી મુકી દુર્ગ દેશ લઇ લીધો, અને રાજાને કાશીમાં નજરકેદ કર્યો હતો. અહીં ચીફ કમીસ્નર રહે છે તેજ મૈસુરનો રેસીડેન્ટ પણ છે.

## મેંગલોર.

કાનાનોરથી ૮૨ માઇલ ઉપર મેંગલોરનું રેલ્વે સ્ટેશન છે તેનું ભાડુ કલીકટથી રૂ ૧-૧૨-૯ છે. મદ્રાસ ઇલાકામાં દક્ષિણ કાનરા જીલ્લામાં જીલ્લાનું સદર સ્થાન મેંગલોર જવાય છે. અહિં ૪૧ હજાર ઉપરાંતની વસ્તી છે. મેંગલોરમાં મેંગલાદેવીનું મંદિર છે. તે ઉપરથીજ મેંગલોર નામ પડયું છે. અહિં નારીયેળ અને તાડનાં ઝાડો ઘણાં છે. ગામ પાસે નેત્રવતી

અને ગુરુપુર નદીથી બનેલું એક મોટું સરોવર છે. અહિંથી દુર્ગ અને મૈસુરની ઘણી કાફી અને ચ્હા દેશાવર જાય છે સમુદ્ર માર્ગે આંહિં ઘણો વેપાર ચાલે છે. અહીં સરકારી કચેરીયો, અને લશ્કરી છાવણી છે અહીં બે કાલેજો છે. અહીં તુલુ ભાષા ચાલે છે. આ પ્રાન્તાકામાં થરી, સુંઠ, સોપારી, તજ, લવીંગ, જટામાંસી, ઘણી થાય છે તે દેશાવર ચઢે છે, તેમ રેશમ, કપડાં બહારથી આવે છે.

---

# ભાગ ૨૯ મો.

## બેંગલોરથી પાછા, સેલમ, બેંગલોર થઈ મૈસુર.

———:o:———

## પ્રકરણ ૧૪૫ મું.

## સેલમ, કોલાર, બેંગલોર.

---

### સેલમ.

બેંગલોરથી પાછા પોડાનુર થઇ એરોડ આવવું. એરોડથી આગળ કટપદી તરફ જે લાઈન જાય છે તેમાં બેરી આગળ જતાં ૩૬ માઇલ ઉપર સેલમનું રેલ્વે સ્ટેશન આવે છે, તેનું એરોડથી ૦–૧–૦ ભાડુ છે. શહેરથી સ્ટેશન ૪ માઇલ દુર છે, તે મદ્રાસ ઇલાકામાં જીલ્લાનું સદર સ્થાન છે. શહેરમાં ૬૭ હજાર ઉપરાંતની વસ્તી છે. ગામ વચ્ચે થઈ એક નાની નદી વહે છે. અહીં યુરોપીયનો એક બાજુ રહે છે. અહીં જીલ્લાની કચેરીયો દવાખાનું વગેરે છે અહીં ઘણાં કપડાં વણાય છે. તેમ વેપાર ઘણો સારો ચાલે છે. સુરમંગલમ ગામમાં ઘણી કાફી અને ચ્હા થાય છે. અહિં એક એકર જમીનમાં એક ટન કાફી થાય છે. કાફીનાં ઝાડ ૩ વરસ પછી ફળે છે ૬ વરસથી વધુ ફળે છે તે ૩૦ વર્ષ સુધી રહે છે, શિવપેટમાં ગુરુવારે મેળા ભરાય છે.

**કોલાર**—સેલમથી આગળ જતાં ૩૭ માઇલ ઉપર જાલરાપેટનું રેલ્વે જંકશન આવે છે. ત્યાંથી એક ટ્રેન બેંગલોર તરફ જાય છે. જાલરાપેટથી આગળ બોરીંગપેટનું રેલ્વેજંકશન આવે છે ત્યાંથી બ્રેંચ લાઇનમાં ૧૦ માઇલ ઉપર મૈસુર રાજ્યનું જીલ્લાનું ગામ કોલાર છે. અહિં ૧૨ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. અહીં જીલ્લાની કચેરીયો, હૈદરઅલીના બાપ ફતેહમહમદનો રોજો અને લશ્કરી મુકામ છે. અહિં રેશમના કીડાને ઉછેરવામાં આવે છે તેમ કામળો સારી વણાય છે. કોલારમાં

૮ વર્ગમીલ જમીનમાંથી સોનાની ખાણોમાંથી સોનું કહાડવામાં આવે છે. દર વર્ષે કરોડો રૂપિયાનું સોનું નીકળે છે તેમાં ૫૦ હજાર મજુરો કામ કરે છે. સોનાની ખાણોને માટે મૈસુર રાજ્યમાં કોલાર પ્રસિદ્ધ છે.

## બેંગલોર.

બોરીપેટથી ૪૩ માઇલ ઉપર આગળ બેંગલોરનું રેલ્વે સ્ટેશન આવે છે તેનું ભાડું જાલરાપેટથી રૂ. ૧-૪-૦ છે. બેંગલોરનું રેલ્વે જંકશન છે. અહિંથી આ ટ્રેન તમકુર થઇ આર્સીકેર તરફ જાય છે. બીજી એક ટ્રેન હીંદુપુર, ધરમાવરમ થઇ ગુન્ટકલ જંકશન તરફ જાય છે અને એક ટ્રેન મદુર, શ્રીરંગપટ્ટન થઇ મૈસુર તરફ જાય છે. પહેલુ બેંગલોરકેમ્પનું સ્ટેશન આવે છે તે પછી ૩ માઇલ ઉપર બેંગલોરસીટીનું સ્ટેશન આવે છે. મૈસુર રાજ્યમાં સમુદ્ર સપાટીથી ૩૧૦૦ ફીટ ઉંચાઇ ઉપર બેંગલોર જીલ્લાનું તેમજ મૈસુર રાજ્યનું સદરસ્થાન છે. છાવણી સાથે અહીં ૧ લાખ ૮૦ હજાર ઉપરાંત માણુસોના વસ્તી છે. જેમાં ઘણો ભાગ હિન્દુઓનો છે. મૈસુર રાજ્યમાં આ પહેલા નંબરનું શહેર છે. શહેર બે ભાગમાં છે તેમાં એક ભાગમાં કિલ્લામાં દેશી લોકો રહે છે અને બીજા ભાગમાં લશ્કરી છાવણી છે. બેંગલોરમાં મૈસુરના મહારાજાનો સુંદર મહેલ છે. જે અમલદારની પરવાનગી લઇને જોઇ શકાય છે. ત્યાંથી ૩ માઇલ ઉપર કોરામંગલ નાગના સરોવરનો કિનારો છે. મેદાનમાં ઘોડદોડની સડક, પાર્ક, પરેડનું મેદાન, અને સરકારી ઓફીસો છે. અહિં ઘણાં દેવ મંદીરો અને મસીદો છે. મૈસુર દરવાજા અને કિલ્લાની વચમાં બજાર છે. કેમ્પના બજારમાં યુરોપિયન લોકોની પણી વસ્તી છે. અહિં શહેરમાં રૂનો વેપાર સારો ચાલે છે. અહિં ગવર્નમેન્ટ હાઉસ અને કોલેજ પણ છે. સ્ટેશનથી થોડે દુર મીલરનું તલાવ છે. ગવર્નમેન્ટ હાઉસમાં મૈસુરનો રેસીડેન્ટ રહે છે. અહિંની છાવણી મોટી ગણાય છે. મોટા સરોવરમાંથી શહેરમાં પાણી અપાય છે. શહેરનાં હવા પાણી સારાં છે. અહીં રેશમ ઘણું સારૂ થાય છે. અને રેશમી કિનારવાળાં સુતરાઉ ધોતીયાં સારાં બને છે. ગાલીચા પણ સારા બને છે. અહિંનો કિલ્લો અંડાકાર છે તેમાં ટીપુસુલ્તાનના મહેલની નીશાનીયો હજુ છે. પાસે વૈકુન્ઠનાથ મહાદેવનું મંદિર છે. પાસે બાલાજીનું મંદિર છે. કિલ્લામાં તોપખાનું રહે છે.

લાલબાગ—કીલ્લાથી ૧ માઇલ ઉપર લાલબાગ છે. બાગ ઉત્તમ છે તેમાં કેટલાંક વાઘ, ઉરાંગઉટાંગ, વિગેરે જંગલી જાનવરો પણ ઠેકાણે ઠેકાણે પાળેલાં છે.

મ્યુઝીયમ—શહેરથી ૧ માઇલ ઉપર કુબનપાર્કમાં મ્યુઝીયમ છે. હેવડીમાં જૈનપ્રતિમાઓ છે. તેમાં ઘણી વસ્તુઓનો સંગ્રહ જોવાલાયક છે.

જેમાં કેટલાંક મરેલાં બે માથાનાં, ત્રણ માથાવાળાં ગાય કે ભેંસનાં શરીરો પણ છે.

વેપાર—અહિંનું રેશમી કાપડ, રેશમી કોનારવાળાં ધોતીયાં સારાં બને છે. આ તરફ નાયડુ, નેર્સ અને પીલે મુડિલીઅર્સ અને બ્રાહ્મણોની વસ્તી છે.

---

## પ્રકરણ ૧૪૬ મું.

## સોમનાથપુર, શિવસમુદ્રમ, શ્રીરંગનાથ, શ્રીરંગપટ્ટન.

**સોમનાથપુર**—બેંગલોરથી માયસોર બેંગલોર સેકશન લાઇનમાં આગળ ૪૬ માઈલ ઉપર મદ્દુરનું રેલ્વે સ્ટેશન આવે છે. અહિં શિવસા નદી ઉપર રેલ્વેનો પુલ છે. અહીં યોગનૃસિંહ અને બરદરાજનાં બે મોટાં મંદિરો છે મદ્દુરથી ૧૨ માઇલ ઉપર રામગીરી પર્વત ઉપર કોદન્ડરામ અથવા રામચન્દ્રજીનું મંદીર છે, અહિં સુગ્રીવનું મધુવન હતું. મદ્દુરથી ૧૭ માઇલ ઉપર મૈસુર રાજ્યનું તાલુકાનું ગામ મડવલ્લી છે. મડવલ્લીથી ૧૨ માઈલ ઉપર મૈસુર રાજ્યમાં સોમનાથપુર ગામ છે ત્યાં પ્રસન્નચંદ કેશવનું મોટું મંદીર છે. અહિં વચ્ચે પ્રસન્નચંદનું અને તેની દક્ષિણે ગોપાળજીનું અને ઉત્તરે જનાર્દનનું એમ ત્રણ શિખરદાર મંદીરો છે. આ મંદીરો ૧૨ મી સદીમાં સોમનાથ નામના અમલદારે બંધાવ્યાં હતાં. અહીં એક ઉજ્જડ શિવમંદીર પણ છે.

**શિવસમુદ્રમ**—મદ્દુરના સ્ટેશનથી ૧૭ માઇલ મડવલ્લી અને ત્યાંથી ૧૨ માઇલ ઉપર શિવસમુદ્રમનો ધોધ છે. અહિં કાવેરી નદી બે ધારાથી વહે છે તેથી બે ધારાઓ વચ્ચે શિવસમુદ્રમ નામનો ૩ માઇલ લાંબો ટાપુ બને છે. બંને ધારાઓ ટાપુના છેવટના કિનારે ઉપરથી લગભગ ૨૦૦ ફુટ નીચે પડી મળી જાય છે. આ જળનો ધોધ જોવા જેવો છે. બંને ધારાઓ ઉપર પુલ બાંધેલો છે. આ ટાપુ ઉપર **શ્રીરંગનાથ** ભગવાનનું મંદીર છે. અહિં ભગવાન પૂર્વમુખે શેષશય્યા ઉપર સુતેલા છે. કાવેરી નદીમાં શ્રીરંગમના ૩ ટાપુ છે તેમાં શિવસમુદ્રના ટાપુને મધ્યરંગમ કહે છે. શિવસમુદ્રથી દક્ષિણે બિડીગીરીરંગ નામના પર્વત ઉપર ચંપકારણ્ય નામના ક્ષેત્રમાં શ્રી નિવાસભગવાનનું મંદિર અને ભાર્ગવનદીનું તિર્થ છે. અહિં ચંપાનું ઘણું જુનું ઝાડ છે. અહિં પરશુરામે તપ કર્યું એમ કહેવાય છે. કાવેરી નદીની બંને શાખાનો ધોધ ૨૦૦ ફુટ નીચે પડે છે તેમાં પશ્ચિમની શાખાને ગગનચુક્કી અને પૂર્વની શાખાના ધોધને બડચુક્કી

કહે છે. પછી નીચે બંને ધારાઓનું પાણી ભેગુ થઈ ૩૦ ફીટ નીચે એક કુંડમાં પડે છે તે પછી આગળ વહે છે.

## શ્રીરંગપટ્ટન.

મદુરના રેલ્વેસ્ટેશનથી આગળ ૩૧ માઇલ ઉપર શ્રીરંગપટ્ટનનું રેલ્વે સ્ટેશન આવે છે. તે મૈસુર રાજ્યમાં કાવેરી નદીના શ્રીરંગપટ્ટન ટાપુ ઉપર પવિત્ર સ્થાન છે. અહીંથી આગળ મૈસુર જતાં કાવેરી નદી ઉપર રેલ્વેનો પુલ આવે છે. અહીં ૧૩ હજાર ઉપરાંત માણુસોની વસ્તી છે. ટાપુ ૩ માઇલ લાંબો અને ૧ માઇલ પહોળો છે. ટાપુની પશ્ચિમે કાવેરી નદી ઉપર કિલ્લો છે અને પૂર્વ કિનારે લાલબાગ છે. લાલબાગમાં ટીપુ સુલતાનનો બનાવેલો હૈદરઅલીનો રોજો છે તેમાં હૈદરઅલી અને ટીપુ સુલ્તાનની કબરો છે. ટીપુનો બનાવેલો કિલ્લો છે તેની આજુબાજુ ખાઇ છે. કીલ્લાની અંદર જુના મહેલોનાં ખંડેરો છે તેમ જુમામસીદ છે.

**શ્રીરંગનાથનું મંદીર**—કાવેરી નદીના ૩ ટાપુમાં આ ટાપુને આદિરંગમ કહે છે. કિલ્લામાં શ્રીરંગનાથ સ્વામીનું જુનું મંદિર છે. તેમાં શ્રીરંગનાથ સ્વામીની ચતુર્ભુજ મૂર્ત્તિ શેષશય્યા ઉપર સુતેલી છે. અહિંથી પૂર્વે કરિગટ્ટે પર્વત ઉપર શ્રીનિવાસભગવાનનું મંદીર છે. અહીંથી ૨૪ માઇલ ઉપર કાવેરી અને કપીલાના સંગમ પાસે તિરૂમકુલ નરસીપુરમાં ગુંજાનરસિંહનું મંદીર છે. ગૌત્તમરૂષિએ કાવેરીમાં રંગનાથસ્વામીનું પુજન કરી તેમનું નામ શ્રીરંગપટ્ટન રાખ્યું છે. અહિંનાં હવા પાણી સારાં નથી.

---

## પ્રકરણ ૧૪૭ મું.

## મૈસુર.

શ્રીરંગપટ્ટનથી ૯ માઇલ ઉપર આગળ મૈસુરનું રેલ્વે સ્ટેશન આવે છે તે મૈસુર રાજ્યની રાજધાનીનું શહેર છે. અહીં લશ્કરી છાવણી સાથે ૭૪ હજાર ઉપરાંતની વસ્તી છે. અહિં કિલ્લાની અંદર મૈસુરના મહારાજાનો રાજ્ય મહેલ, કિલ્લાની બહાર જગમોહન મહેલ, શહેરની પૂર્વે યુરોપિયનોની કોઠી, કિલ્લાથી થોડે દુર મહારાજાનો ગ્રીષ્મ મહેલ, રેસીડેન્સી, દીવાનનો મહેલ, મહારાજા કોલેજ, મીશન કોલેજ વીગેરે જોવાલાયક છે. અહીં શ્વેતવારાહ લક્ષ્મીનારાયણુ, અષ્ટભુજાદેવી વિગેરે દેવ મંદિરો છે, એક સ્રીયોની સ્કુલ પણુ છે. કિલ્લો ઉત્તમ પત્થરનો છે તેની ચારે બાજુ ખાઇ છે તેની પૂર્વે દેવરાજ તલાવ છે. કિલ્લામાં રાજવંશીયોના અને સરાજાના મહેલો છે. તેમાં મહારાજાનો ફોર્ટપેલેસ મહેલ ઉત્તમ છે. તેનાં કમાડો ચાંદી અને હાથીદાંત જડેલાં છે. તેમ સોનાની પાલખી, આના વિગેરે છે. મહેલના એક ભાગમાં મહારાજાનું રાજસિંહાસન છે, જેના ઉ-

પર હાથીદાંત અને સોના ચાંદીનું જડતર કામ ઉત્તમ છે. જોડે બીજુ ચાંદીનું સિંહાસન છે. મૈસુરના રાજાઓને આ સોનેરી સિંહાસન ઉપર બેસાડીનેજ રાજતિલક થાય છે. મુખ્ય ઉત્સવ વખતે મહારાજાનાં અહિં બેસે છે. તેમાં ઉત્તમ ચાર્વાવાળાં પુતળાં છે અહિં હુન્સુરમાં મહારાજાનો ઢોક રહે છે તેમની સારી સંભાળ રખાય છે. અહિં ફરજ્યાત મફત કેળવણી અપાય છે. અહિં જગનમોહન પેલેસમાં મેમાનોને ઉતારો અપાય છે. તે મહેલ પણ ઉત્તમ છે. તેમાં ઘણાં પુતળાં છે.

મહેલમાં અહિં હથીયારખાનું અને લાયબ્રેરી છે. મહેલમાં પુંજાના ઓરડામાં ઈંદ્રની અને દેવતાઓની મૂર્તિયો છે.

**વિલાસ બાગ**—આ બાગ અને તેમાં સમરહાઉસ જોવા લાયક છે. આ બાગમાં ઘણી જાતનાં વાંદરાં, હરણ, રીંછ, પોપટ, મોર, વાઘ, કાળા ચિત્તા, સફેદ રીંછ, બે પગે ચાલતું પુંછડી વગરનું વાંદરું ઘણી જાતનાં કુતરાં વિગેરે ઘણાં જનાવરો પાળેલાં છે.

શહેરમાં દીવાન રંગાચાલુંનો મેમોરીયલ હોલ, જુબીલી હોલ, ગૌશાળા, રેસીડેન્સી હાઉસ, જોવા લાયક છે. અહિંના બળદ જેવી મોટી ગાયો અહિં છે. તે સિવાય હાથીખાનું પણ જોવા લાયક છે.

**ચામુન્ડાદેવી**—કિલ્લાથી ૨ માઈલ ઉપર ચામુન્ડા પર્વત ઉપર ચામુન્ડા દેવીનું મંદિર છે. જેને મહિષાસુરમર્દિની પણ કહે છે. નીચેથી ઉપર જવાનો પા માઈલનો ઉત્તમ રસ્તો છે. રસ્તામાં નંદીની મોટી પ્રતિમા આવે છે. અંદર અંધારૂં છે. માતાનો રથ અને સિંહાસન પણ અંદર છે. મૈસુર રાજ્યનું સદરસ્થાન બેંગલોર અને રાજધાની મૈસુરમાં છે. બેંગલોરની છાવણી અંગ્રેજ સરકારના અધિકારમાં છે. અહિંનાં જંગલોમાં વાઘ, સુવર, જંગલી હાથી વિગેરે છે. આ રાજ્યમાં કોલારના ખાણોમાંથી સોનું નીકળે છે. અહિં કાફી, પાન, ખાંડ, બીજા દેશોમાં જાય છે રાજ્યની આવક ૧ કરોડ ૬ લાખ રૂપિયા છે. તેમાંથી સરકારને ૩૫ લાખ રૂપિઆ ખંડણીના આપવા પડે છે. બેંગલોર જીલ્લામાં લોઢું નીકળે છે. સુખડનાં ઝાડ આ રાજ્યમાં ઘણાં થાય છે. અહિં માધવાચાર્યના સંપ્રદાયના ઘણા લોકો છે માધવાચાર્યના જન્મ દુર્ગદેશમાં ઉડપીપુર ગામમાં થયો હતો.

**વેપાર**—અહીં કોફી, ખાંડ, તલ, સોપારી, એલચી, સીંકાનાની પેદાશ ઘણી છે.

**નંજનગુડ**—આ લાઈનમાં આગળ ૧૫ માઈલ ઉપર નંજનગુડનું સ્ટેશન આવે છે. અહિં ૫ હજાર ઉપરાંતની વસ્તી છે. અહિંથી ૧ માઈલ દૂર રેસીડેન્ટનો બંગલો છે. અહિં નંજુડેશ્વર શિવનું મોટું મંદિર છે જેને લોકો નિલકંઠ પણ કહે છે. મૈસુરના એક દીવાને આ મંદીર બંધાવ્યું હતું. તેના ખર્ચ માટે મૈસુર રાજ્ય તરફથી ૨૦ હજાર રૂપિયા અપાય છે. આ શહેરમાં સુખડ અને દાંતનું કોતરણીનું કામ સારૂ થાય છે.

# ભાગ ૩૦ મો
## મૈસુરથી પાછા બેંગલોર ધારવાર થઇ મુંબાઇ.

### પ્રકરણ ૧૪૮ મું.
### તુમકુર, આર્સિકેરા, શ્રાવણબેડગુલા, હલેબીડ, બેલુર.

**તુમકુર**—મૈસુરથી એક રેલ્વે-માઇસોર આરસીકેર સેકશનની બ્રેચ લાઇન આરસીકેર તરફ જાય છે. મૈસુરથી આરસીકેર થઇને આગળ બીરૂર તરફ જવાય છે. તેમજ મૈસુરથી પાછા બેંગલોર જઇ ત્યાંથી બેંગ્લોર પુના સેકશનની લાઇનમાં તુમકુર ઉપર થઇ બીરૂર, હરીહર થઇ હુબલી તરફ જવાય છે. તુમકુર આરસીકેર થઇને પણ જવાય છે. બેંગલોરથી તુમકુર ૪૩ માઇલ છે તેનું ભાડુ ૦—૧૧—૦ છે. મદ્રાસ ઇલાકામાં દેવરાય દુર્ગ નામની પહાડી પાસે તુમકુર જીલ્લાનું સદરસ્થાન છે. અહિં ૧૧ હજાર ઉપરાંતની વસ્તી છે. અહિં કેળા, નારીયેળ વિગેરેનાં ઝાડો ઘણાં છે. અહિં યુરોપિયનોની પણ વસ્તી છે. અહિં જીલ્લાની કચેરીઓ, દવાખાનું, ઈજી-નીયરની ઓફીસ વિગેરે છે. અહિં ૧૨૦ લોઢાનાં કારખાનાં છે. તેમાં લડા-ઇનાં હથીયારો અને છરીઓ સારી બને છે. તેમ પથ્થરની મૂર્ત્તિઓ સારી બને છે. આ જીલ્લામાં કપડાં સારાં વણાય છે.

**અર્સીકેરા**—તુમકુરથી ૬૦ માઇલ ઉપર આરસીકેરાનું રેલ્વેજંકશન છે અહિંથી એક ટ્રેન મૈસુર તરફ જાય છે. મૈસુર જોઇ બારોબાર અહિં અવાય છે.

**શ્રાવણબેડગુલા**—આરસીકેરાથી ૮ માઇલ ઉપર શ્રાવણબેડ-ગુલાનું ગામ છે. જેમાં જૈનોના ધર્મપ્રચારકો રહેતા હતા. અહીં ઇન્દ્ર-વેત્તા અને ચન્દ્રગિરી નામના બે પર્વતો છે. ઇન્દ્રવેત્તા પર્વત ઉપર મેદા-નમાં જૈનોના તિર્થંકર ગાત્તમસ્વામી અર્થાત ગૌતમેશ્વરની ૭૦ ફીટ ઉંચી પ્રતિમા છે. તે ચામુન્ડરાયે બનાવેલી કહેવાય છે. તે સિવાય બીજી ૭૦ નાની મૂર્ત્તિઓ છે. ચન્દ્રગીરી પર્વત ઉપર ૧૫ જૈન મંદિરો છે.

**હલેબીડનું હોસલેશ્વર મંદિર**—આરસીરોડથી ૧૦ માઇલ ઉપર બાનાવરનું રેલ્વેસ્ટેશન છે. ત્યાંથી ૨૦ માઇલ ઉપર મૈસુર રાજ્યમાં બેલુર તાલુકાનું હલેબીડ ગામ છે. અહીં હૌસલેશ્વરનું પ્રાચીન મંદીર છે. મંદીરની આજુબાજુ કોટ છે. તેમાં હૌસલેશ્વરનું મોટું શિવલિંગ અને પાર્વ-તિની મૂર્ત્તિ છે. સભામંડપમાં નંદી છે. પાસે કેદારેશ્વરનું શિવમંદિર છે.

**બેલુર**—બાનાવારના સ્ટેશનથી ૨૦ માઈલ ઉપર હલેબીડ અને ત્યાંથી ૧૦ માઇલ ઉપર મૈસુર રાજ્યમાં બેલુર ગામ છે. જેમાં ૩ હજાર ઉપરાંતની વસ્તી છે. પુરાણમાં તેને બેલાપુર કહ્યું છે. ગામમાં ચન્નકેશવનું વિશાળ મંદીર છે, અને ચાર પાંચેક બીજાં મંદિરો છે. શિવલિંગ ૭ ફીટથી વધુ ઉંચું છે.

---

## પ્રકરણ ૧૪૯ મું.

## શ્રૃંગેરી, હરીહર, હુબલી, ધારવાડ.

## શંકરાચાર્યનો શ્રૃંગેરીમઠ.

બાનાવારના સ્ટેશનથી આગળ ૧૮ માઇલ ઉપર **બીરૂરનું** રેલ્વેસ્ટેશન આવે છે. બીરૂરથી રેલ્વેની એક બ્રેંચલાઇન શીમોગા તરફ ગઇ છે. બીરૂરના સ્ટેશનેથી પશ્ચિમે ૬૦ માઇલ ઉપર મૈસુર રાજ્યના કદુર જીલ્લામાં તુંગનદીના કિનારે શ્રૃંગેરી ગામ છે. શ્રૃંગેરીથી ૯ માઇલ પશ્ચિમે શ્રૃંગગિરી જેને લોકો ઋષિશ્રૃંગી કહે છે તે પર્વત છે. જેના નામ ઉપરથી શ્રૃંગેરી નામ પડયું છે. અહિં શ્રૃંગીઋષિનો જન્મ થયો હતો એમ કહે છે. શ્રૃંગેરીમાં મૈસુર રાજ્યના તાલુકાની કચેરી અને મલ્લિકાર્જુન શિવનું મંદિર છે. અહીં ૧૭૦૦ માણસોની વસ્તી છે. શ્રૃંગેરી ગામની પાસે એક ટેકરી ઉપર શારદાદેવીનું પ્રસિદ્ધ મંદિર છે. અહિં શ્રૃંગેરીમઠ અને મઠના સ્વામી શંકરાચાર્ય વિદ્યાશંકર અને શ્રૃંગેરીમઠનું મંદીર છે. અહીં સુખડનાં ઝાડ ઘણાં છે તેમ ઇલાયચી મરી, સોપારી ઘણી થાય છે.

અહીં નૃસિંહજીનું મંદિર પણ છે. શંકરાચાર્યના ચાર મઠ મુખ્ય છે તેમાં દક્ષિણમાં શ્રૃંગેરીમઠમાં પણ એક મઠ છે. શ્રૃંગેરીમઠને મૈસુર રાજ્ય તરફથી ૧ હજાર રૂપિયા દરવર્ષે મળે છે. ઘણી વખતે અહિં મોટા મોટા ઉત્સવ થાય છે ત્યારે સર્વ યાત્રાળુઓને મઠ તરફથી જમાડાય છે અને પ્રસાદ વહેંચાય છે. શ્રૃંગેરીમઠની ૪ શાખા છે તેમાં (૧) મૈસુર રાજ્યમાં તુંગભદ્રા નદીના તટ ઉપર કડલી ગામમાં (૨) મૈસુર રાજ્યમાં બેંગલોર જીલ્લામાં શિવગંગા ગામમાં, (૩) મદ્રાસ ઇલાકામાં બલ્લારી જીલ્લાના વિરૂપાક્ષના મંદિર પાસે (૪) અને મુંબાઈ ઇલાકામાં પુના પાસે શંકેશ્વરમાં છે. અધર્મીયોનો મત પ્રબલ થવાથી શિવે બ્રાહ્મણને ત્યાં જન્મ લઇ શંકર નામથી પ્રસિદ્ધ થઇ અધર્મનો વિનાશ કરી સંન્યાસ ધર્મ અને અદ્વૈત મતને સ્થાપ્યો હતો.

**હરીહર**—બીરૂરથી આગળ ૭૯ માઇલ ઉપર હરિહરનું રેલ્વેસ્ટેશન

છે તેનું ભાડુ બેંગલોરથી રૂ. ૩—૫—૦ છે. મૈસુર રાજ્ય અને મુંબાઈ ઇલાકાની હદ પાસે તુંગભદ્રા નદીના કિનારે હરીહર ગામ મૈસુર રાજ્યમાં છે. તેમાં ૫ હજાર માણસોની વસ્તી છે. અહિં તુંગભદ્રા નદી ઉપર રેલ્વેનો પુલ છે. અહિં હરિહરનું મંદીર બારમી સદીનું બનેલું છે. ગામથી ૨ માઇલ ઉપર લશ્કરી છાવણી છે. હરીહરમાં લાલ ચામડાં ઘણાં વખણાય છે.

## હુબલી.

હરિહરથી આગળ ૮૧ માઇલ ઉપર હુબલીનું રેલ્વેનું જંકશન સ્ટેશન આવે છે ગુન્ટકલથી હોસપેટ અને ગદગ થઇ એક ટ્રેન અહિં આવી ધારવાડ તરફ જાય છે. અહિંથી તે ટ્રેનમાં ગદગ થઇ હોસપેટ તરફ જઇ શકાય છે. ગદગ અને હોસપેટની હકીકત આગળ આવી ગઈ છે. મુંબાઇ ઇલાકામાં ધારવાડ જીલ્લામાં હુબલી એ તાલુકાનું ગામ છે જીલ્લાનું મુખ્ય ગામ હુબલી છે. અહીં ૫૩ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. અહીં સરકારી કચેરીયો, દવાખાનું વીગેરે છે. અહીં રેશમ, મીઠું, અને રૂનો વેપાર સારો ચાલે છે. તેમ તાંબાનાં વાસણો સારાં બને છે. રૂના વેપારનું આ શહેર મોટું મથક ગણાય છે.

## ધારવાડ.

હુબલીથી ૧૨ માઇલ ઉપર આગળ ધારવાડનું રેલ્વેસ્ટેશન આવે છે. મુંબાઇ ઇલાકામાં તે જીલ્લાનું સદરસ્થાન છે. અહીં ૩૩ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. તેમાં ઘણો ભાગ હિંદુઓ છે. તેમાં બ્રાહ્મણોની વસ્તી વધારે છે. અહીં કલેકટરનો બંગલો ઉત્તમ છે તેમ કિલ્લો છે. કિલ્લાની આજુબાજુ ખાઇ છે. અહિંથી ૨ માઇલ ઉપર લશ્કરી છાવણી છે. અહિંથી ૧॥ માઇલ ઉપર એક પર્વત છે જેના ઉપર પથ્થરનું બનાવેલું એક મંદિર છે. તેમાં મસીદ બનાવેલી છે. શહેરમાં નળ છે. અહીં રૂ, ચોખા, નારીયેળ, ખજુર, તાંબુ, ગળી વીગેરેનો વેપાર સારો છે. ધારવાડ એ સધર્ન મરાઠા રેલ્વેનું સદરસ્થાન છે.

---

## પ્રકરણ ૧૫૦ મું.

## ધારવાડથી ગોવા, કારવાડ, ગોકર્ણતીર્થ, જરસોપાનો ધોધ, રત્નાગીરી.

---

**ગોવા**—ધારવાડથી આગળ ૪૪ માઇલ ઉપર લૉન્ડા જંકશન આવે છે ત્યાંથી એક ટ્રેન ૮૬ માઇલ ઉપર મોરમુગોવા તરફ જાય છે.

લૉન્ડાથી વચ્ચે ૫૬ માઇલ ઉપર કૅસલરોકનું રેલ્વેસ્ટેશન આવે છે. અહીં અંગ્રેજી અને પોર્ટુગીજ રાજની હદ છે. કેસલરોકથી પશ્ચિમ તરફ આગળ ૧૦ માઇલની અંદર ઠેકાણે ઠેકાણે પહાડ ફોડીને અંદર ૧૨ જગ્યાએ ભોંયરામાં થઈને ગાડી જાય છે. આગળ દૂધસાગર પાસે ઝરો છે. મોરમુગાંવ બંદર છે. ત્યાંથી આગબોટમાં મુંબાઇ જવાય છે. ગોવા શહેર પોર્ટુગીજોના તાબામાં છે તેમાં પોર્ટુગીઝોની રાજધાની છે તેનાં પહેલું ગોવા, જુનું ગોવા અને પંજીમગોવા એમ ત્રણ નામ છે. પોર્ટુગીઝ ગવર્નમેન્ટનું સદરસ્થાન પંજીમગોવામાં છે. મુરમુંગામના સ્ટેશનથી ૪ માઇલ ઉપર પાંજીમગોવા છે. તે મંડાવી નદીના કિનારે સમુદ્રની પાસે છે તેમાં ૧૦ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. જેમાં અડધી વસ્તી ખ્રિસ્તીઓની છે. ત્યાંથી જુના ગોવા જવાય છે. જુના કિલ્લામાં ગોવાનો ગવર્નર રહે છે. તે સિવાય હાઇકોર્ટ, કસ્ટમહાઉસ, દવાખાનું, મ્યુનીસીપાલીટી વિગેરે છે.

**કારવાર**—મોરમુગાંમથી ૪૮ માઇલ ઉપર કારવારનું બંદર છે તે મુંબાઇ ઇલાકામાં ઉત્તર કાનડાના જીલ્લાનું સદરસ્થાન છે મુરમૂગાંમથી આગબોટમાં બેસી કારવાર જવાય છે અહિં ૧૫ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. ગામમાં જીલ્લાની સરકારી કચેરીઓ વીગેરે છે. અહીં એક ટાપુ ઉપર લાઇટ હાઉસ છે

## ગોકર્ણતિર્થ.

કારવારથી ૪૦ માઇલ ઉપર ઉત્તરકાનડા જીલ્લામાં સમુદ્ર કિનારે કુમટા ગામ છે. જેમાં ૧૦ હજાર ઉપરાંતની વસ્તી છે. ત્યાંથી ૧૦ માઇલ ઉપર સમુદ્રના કિનારેથી ૧ માઇલ દૂર મુંબાઇ ઇલાકાના ઉત્તર કાનડા જીલ્લામાં ગોકર્ણગામ છે મોરમુગાંમથી આગબોટમાં બેસી અહિં અવાય છે. હુબલીથી ૧૨૫ માઇલ સુધી બળદગાડી ગોકર્ણ સુધી જઈ શકે છે. અહીં ૫ હજાર ઉપરાંતની વસ્તી છે. અહિં મહાબલેશ્વર મહાદેવનું મંદીર છે. તેમાં હંમેશાં ૧૦૦ ઉપર દીવા બળે છે. ઘણે ભાગે અહિં સાધુ લોકો યાત્રા કરવા આવે છે શિવરાત્રીના રોજ અહિં મોટો મેળો ભરાય છે. ભારતમાં ગોકર્ણ ઉત્તમ તિર્થ છે જેમાં ગોકર્ણેશ્વર મહાદેવનાં દર્શન કરવાથી મનુષ્ય શંકરને પ્રીય થાય છે, એવું કુર્મપુરાણમાં છે શિવે મૃગરૂપ ધારેલું તે વખતે બ્રહ્મા, વિષ્ણુ અને ઇન્દ્રે તેમને ઓળખી તેમનું શિંગડુ પકડેલું તેના ૩ કડકા થયા તેમાંનો ૧ કડકો ઇન્દ્રે સ્વર્ગમાં સ્થાપ્યો. જ્યારે ઇન્દ્રજીતે ઇન્દ્રાદિ દેવોને જીત્યા ત્યારે રાવણ આ બાણને લંકામાં લઈ જવા ત્યાંથી ઉપાડી અહિં આવ્યો તે શિવલિંગ નીચે મૂકી સંધ્યા કરવા લાગ્યો. પછી આ લિંગ તેણે ઉપાડવા માંડયું પણ ઉપડયું નહિ અને અહિં રહ્યું

તે ગોકર્ણ નામથી પ્રસિદ્ધ થયું છે. શિવસદા ગોકર્ણક્ષેત્રમાં નિવાસ કરે છે એવું વારાહપુરાણ વિગેરેમાં છે.

**જરસોપાનો ધોધ**—કુપટાથી ૧૦ માઈલ ઉપર હોનાવરનું બંદર છે. તેમાં ૭ હજાર ઉપરાંતની વસ્તી છે. અહિં જરસોપાનદી સમુદ્રને મળે છે. હોનાવરથી ૧૮ માઇલ ઉપર જરસોપા ગામ છે ત્યાં જરસોપા નદીના ૪ ધોધ પડે છે. તેમાં એકને મોટો ધોધ, બીજાને ગર્જના કરનાર, ત્રીજાને અગ્નિ બાણ, અને ૪ થાને ઘુંઘટ વાલી કહે છે. તેમાં ૧ લો ધોધ ૮૩૦ ફીટ ઉંચેથી નીચે ૧૩૨ ફુટ ઉંડા કુન્ડમાં પડે છે. કુન્ડમાં થઇ નદી આગળ વહે છે. હોનાવરથી નદીમાં હોડીમાં બેસી જરસોપાના ધોધ સુધી જવાય છે.

## રત્નાગીરી,

મોરમુગાંમથી ૧૦૧ માઇલ ઉપર રત્નાગીરીનું બંદર છે. મોરગાંમથી તેમજ મુંબાઇથી સ્ટીમરમાં બેસી ત્યાં જવાય છે. તે મુંબાઇ ઇલાકામાં દક્ષિણ વિભાગમાં જીલ્લાનું સદર સ્થાન છે અહિં ૧૫ હજાર ઉપરાંતની વસ્તી છે. અહિં જીલ્લા જડજ. કલેકટર વિગેરે અમલદારોની કચેરીઓ છે. તેમ રક્તપિતિયાનું દવાખાનું છે. એક ટેકરી ઉપર જુનો કિલ્લો છે. ગામની ઉત્તરે લશ્કરી છાવણી છે લાઇટ હાઉસ ઉપર ૨૫૦ ફીટ ઉંચે દીવા બળે છે. ગામમાં નળ છે. અહીંથી વાંસ, લાકડાં વિગેરે બીજા દેશોમાં જાય છે રત્નાસુર દૈત્યના નામ ઉપરથી આ શહેરનું રત્નાગીરી નામ પડયું છે. શિવના અવતાર જ્યોતિબાએ તે દૈત્યને માર્યો હતો એવું કહેવાય છે.

---

# પ્રકરણ ૧૫૧ મું.

## બેલગામ, ગોકાકનો ધોધ. મીરજ, કોલ્હાપુર, સાંગલી.

## બેલગામ.

હુબલીથી લોન્ડા જંકશન આવી ત્યાંથી મેઇન લાઇનમાં આગળ ૩૨ માઇલ ઉપર બેલગામનું રેલ્વે સ્ટેશન છે. હુબલીથી તેનું ભાડુ રૂ. ૧–૬–૦ છે. મુંબાઇ ઈલાકામાં જીલ્લાનું સદરસ્થાન બેલગામ છે. અહિં ૪૧ હજાર ઉપરાંતની વસ્તી છે જેમાં ઘણો ભાગ હિંદુઓનો છે. અહિં લશ્કરી છાવણી છે. શહેરની પૂર્વે કિલ્લો છે. શહેરમાં સરકારી કચેરીઓ, દવાખાનું વિગેરે છે. ચારે બાજુ નાના પહાડો છે. અહીં નારીએળ અને તેની છાલના દોરડાંનો વેપાર ઘણો થાય છે. અહિંથી કોલ્હાપુર જવાની કાચી સડક છે. કિલ્લો પત્થરનો છે તેની આજુબાજુ ખાઇ છે. કિલ્લાની

ઉત્તરે એક મોટું તળાવ છે. કિલ્લામાં તોપખાનું, સૈનિકગૃહ, સિવિલિયનોના બંગલા, અને મસીદ છે, દક્ષિણે જૈનમંદીર છે.

**ગોકાકનો ધોધ**—બેલગામથી આગળ ૩૬ માઇલ ઉપર ગોકાકરોડનું રેલ્વે સ્ટેશન છે ત્યાંથી ગોકાક જવાય છે તેમાં ૧૩ હજાર માણસોની વસ્તી છે. સ્ટેશનથી ૪ માઇલ ઉપર ગતપર્વ નદીની ધારાનો ધોધ ચાદરની માફક ૧૭૫ ફીટ ઉપરથી નીચે એક ઉંડા કુંડમાં પડે છે. ત્યાંથી આગળ નદી વહે છે. કુન્ડ પાસે મહાદેવનું મંદિર છે.

**મીરજ**—ગોકાકરોડથી આગળ ૪૯ માઇલ ઉપર મીરજનું રેલ્વે સ્ટેશન છે તે કૃષ્ણા નદીના કિનારે મીરજ રાજ્યની રાજધાનીનુ ગામ છે તેમાં ૨૭ હજાર ઉપરાંતની વસ્તી છે. મીરજ રાજ્યના ૨ રાજા છે એક મોટી શાખાનો મીરજમાં રહે છે અને નાની શાખાનો બડગાંમમાં રહે છે. અહિંનો રાજા કોકણુ બ્રાહ્મણ છે મીરજમાં તેનો મહેલ અને દવાખાનું છે. રાજ્યને ૩ લાખ રૂપિયાની આવક છે. બડગાંમના રાજાને ૧॥ લાખ ઉપરની આવક છે. તેઓ સરદાર ગણાય છે. પેશ્વાએ આ રાજ્ય બ્રાહ્મણને આપેલું હતું. બેલગામથી મીરજનું ભાડુ રૂ. ૧-૫-૦ છે મીરજથી એક બ્રેંચ લાઇન કોલ્હાપુર ગઇ છે.

## કોલ્હાપુર.

મીરજથી એક બ્રેંચ લાઇન સાંગલી તરફ ગઇ છે તેમ એક લાઇન ૩૦ માઇલ ઉપર કોલ્હાપુર સુધી જાય છે. મીરજથી કોલ્હાપુરના રૂ. ૦-૭-૯ ભાડુ છે. મુંબાઇ ઇલાકામાં કોલ્હાપુર એ એક દેશી રાજ્યની રાજધાનાનું શહેર છે જેને લોકો કરવીર પણ કહે છે અહીંથી નજીક જ કરવીર ગામ છે અહીં લશ્કરી છાવણી છે. છાવણી સાથે શહેરમાં ૪૬ હજાર ઉપરાંતની વસ્તી છે શહેરની આજુબાજુ પર્વતો છે. શહેરમાં ઉત્તમ સડકો છે, તેમ મકાનો પણ ઉત્તમ છે. પબ્લિક બાગમાં ટાઉનહોલ છે. અહિં પોલીટીકલ એજંટનો કેમ્પ, દવાખાનુ વીગેરે છે. ગામની પાસે ૩ માઇલ લાંબુ એક સરોવર છે. રાજ્યનું લશ્કર ગામથી ૩ માઇલ ઉપર વાવરા ગામમાં રહે છે.

અહીં શહેરની વચ્ચે મહારાજાનો જુનો મહેલ છે અને શહેર બહાર નવરોજ મહેલ છે તેની આજુબાજુ વિશાળ કોટ છે. અંદર હથીયારખાનું છે. નવો રાજમહેલ ૭ લાખ રૂપિયા ખર્ચીને બંધાવેલો છે. આજુબાજુ વિશાળ કોટ છે. અંદર રાજમહેલ તેમ પાસે એક સરોવર છે. દરબાર હોલમાં એકબાજુ ઉત્તમ સિંહાસન છે. તે સિવાય શહેરમાં જુના રાજમહેલ પાસે ત્રીજોરી અને તેની પાસે મહાલક્ષ્મીજીનું વિશાળ મંદિર છે. તેને લોકો અંબાજીનું મંદીર કહે છે. તેમાં એક મોટા કોટની અંદર મહાલ-

ક્ષ્મીજીનું નીજમંદિર છે. જૈનો તેને પોતાની ઇષ્ટદેવી પદ્માવતીનું મંદીર કહે છે. મંદીર પાસે પદ્માસરોવર, કાશી અને મણિકર્ણિકા તિર્થ અને વિશ્વનાથ મહાદેવ છે. દક્ષિણમાં સહ્યાદ્રિ પર્વત ઉપર કોલ્હાપુર નગરમાં લક્ષ્મીજી હંમેશાં સ્થિત રહે છે એવું દેવી ભાગવતમાં છે. કોલ્હાપુરમાં ગોળનો વેપાર સારો છે. કોલ્હાપુરી ગોળ વખણાય છે.

પનાલાના કિલ્લા પાસે જ્યોતિબા નામનો પર્વત છે. તેના ઉપર કેટલાંક દેવમંદિરો છે તેમાં મુખ્ય શિવનું મંદીર છે. તેમ પથ્થર કોતરીને ગુફાઓ પણ બનાવેલી છે. પાવલાની ગુફામાં એક ગુફા ૩૦ ફુટ લાંબી અને ૬૫ ફીટ પહોળી ચૈત્ય ગુફા અથવા બૌદ્ધ મંદિર છે. કોલ્હાપુરથી ૧૨ માઇલ ઉપર પનાલાનો પહાડી કિલ્લો છે. તેના ઉપર ટાંગામાં બેસી જવાય છે. તેમાં ચાર દરવાજા પાસે હનુમાનનું મંદિર છે. આગળ શંભાજીનું મંદિર છે. તેમ શિવાજીની ૨ માળની ઇમારત છે. જેમાં ઉનાળામાં કોલ્હાપુરનો પોલીટીકલ એજંટ રહે છે. પાસે પથ્થરની ત્રીજોરી છે. એક દેવમંદીર પાસે સરોવર છે. કિલ્લાથી ૧ માઇલ ઉપર પવનગઢનો કિલ્લો છે. રાજ્યને ૨૩ લાખ ઉપરાંતની આવક છે. રાજાને ૧૯ તોપોની સલામી મળે છે.

**સાંગલી**—મીરજના સ્ટેશનેથી ૬ માઇલ ઉપર સાંગલી સુધી એક બ્રેંચ લાઇન જાય છે. કૃષ્ણા નદીના કિનારે સાંગલી એ દેશી રાજ્યની રાજધાનીનું ગામ છે તેમાં ૧૫ હજાર ઉપરાંતની વસ્તી છે. સાંગલીમાં એક નાનો કિલ્લો છે. જેમાં રાજાનો મહેલ અને રાજ્યની ઓફીસો છે. રાજ્યને ૧૦ લાખ રૂપિયાની આવક છે. રાજા કોકણુ બ્રાહ્મણ છે. પેશ્વાએ આ રાજ્ય બ્રાહ્મણને આપેલું હતું. સાંગલીનો ગોળ ઘણો વખણાય છે. અહીં ગોળનો વેપાર સારો છે.

---

## પ્રકરણ ૧૫૨ મું.
## સતારા, વાઇ, મહાબલેશ્વર થઈ મુંબાઇ.

---

### સતારા.

મીરજથી ૭૬ માઇલ ઉપર સતારારોડનું રેલ્વે સ્ટેશન છે તેનું ભાડું સતારાથી રૂ ૧–૫–૦ છે. સ્ટેશનથી ૧૦ માઇલ ઉપર સતારા શહેર છે ત્યાં જવા માટે પાકી સડક છે. મુંબાઇ ઇલાકામાં દક્ષિણ વિભાગમાં કૃષ્ણા અને વેન નદીના સંગમ પાસે સતારા જીલ્લાનું સદર સ્થાન છે. અહિં લશ્કરી છાવણી પણ છે. અહીં છાવણી સાથે ૨૦ હજાર ઉપરાંતની વસ્તી છે. શહેરમાં સડકો સારી છે. અહીં જીલ્લાની કચેરીયો, હાઇસ્કુલ, દવા-

ખાનું વિગેરે છે. શહેર આજુબાજુ પહાડીયો છે. શહેરમાં નળ છે. છાવણીની પાસે રેસીડેન્સીનું મકાન છે. શહેર વચ્ચે સતારાના રાજા આપા સાહેબના જુના મહેલની પાસે નવો મહેલ છે જેની આજુબાજુ મોટું કમ્પાઉન્ડ છે. પાસે કલેકટર સાહેબ અને જીલ્લા જજ સાહેબની ઓફીસો છે. ત્યાંથી થોડે દૂર રાજારામનો બંગલો અને બાગ છે. રાજારામને સતારાની રાણીયે દત્તક લીધેલા પણ અંગ્રેજ સરકારે કબુલ રાખ્યા નહોતા. તેમની પાસે શિવાજીની તલવાર, વાઘનખ, ઢાલ, બકતર વિગેરે છે. એક નાના પહાડ ઉપર સતારાના જુનો કિલ્લો છે. સતારાથી ૩ માઇલ ઉપર કૃષ્ણા અને યેન નદીનો સંગમ થાય છે. ત્યાં સ્મશાન છે. અહીં નદીના તિરે રામેશ્વરનું મંદિર, ભોલેશ્વર મહાદેવનું મંદિર, રાત્રાશંકરનુ મંદીર, વિશ્વેશ્વર મહાદેવનું મંદિર, સંગમશ્વરનું મંદિર વિગેરે મંદિરો છે.

વાઈ—અથવા વેધર. સતારારોડના સ્ટેશનથી ૯ માઇલ ઉપર વાઇ અથવા વેધરનું રેલ્વે સ્ટેશન છે. ત્યાંથી ૪૦ માઇલ ઉપર મહાબલેશ્વરનું હવા ખાવાનુ ઠેકાણુ છે. સતારા જીલ્લાના તાલુકાનું ગામ વાઇ છે. અહીં ૧૩ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. કૃષ્ણા નદીના કિનારે આ ગામ અતિ પવિત્ર સ્થાન ગણાય છે. અહીં ૨૦ મંદિરો છે. જેમાં માધવજી, ગણપતિ, મહાદેવજી અને લક્ષ્મીજીનાં મંદિરો મુખ્ય છે. ગામમાં બ્રાહ્મણની વસ્તી વધારે છે. અહીં સરકારી કચેરીયો, દવાખાનું, અને કોલેજ છે. અહીં પહાડ ઉપર પાંડુગઢ નામનો કિલ્લો છે. અહીંથી થોડે દૂર રાસ્તીયા ખાનદાનના રાજાનો બંગલો છે તેને મોતીબાગ કહે છે.

## મહાબલેશ્વર

વાયના અથવા વેધરના સ્ટેશનથી ૪૦ માઇલ ઉપર મહાબલેશ્વર છે. ત્યાં જવા માટે મોટર સરવીસ છે. વાયથી ર૯ માઇલ ઉપર પચગની પાસે ઘણા યુરોપીયનોના અને શેઠીયાઓના હવાખાવાના બંગલા છે. વાયથી ૩૯ માઇલ ઉપર એક ઉત્તમ સરોવર આવે છે ત્યાંથી ૧ માઇલ ઉપર મહાબલેશ્વર છે. પુનાથી મહાબલેશ્વર ૭૮ માઇલ થાય છે. ત્યાંથી પણ મહાબલેશ્વર જવા માટે પાકી સડક છે. મુંબાઇ ઇલાકામાં મહાબલેશ્વર હવા ખાવાનું ઠેકાણું છે તે સમુદ્રની સપાટી ઉપરથી ૪૬૦૦ ફીટ ઉચે છે. રસ્તો ચઢ ઉતરનો છે. મહાબલેશ્વમાં ઉત્તમ સડકો છે. અહી યુરોપિયનોના તેમજ શેઠીયાઓના બંગલા છે. ઉનાળામાં ઘણા અહિં હવા ખાવા માટે રહે છે. અહીં ઉનાળામાં મુંબાઇનો ગવર્નર, કમાન્ડર ઇન ચીફ અને કેટલાક યુરોપિયન અમલદારો તેમજ મુંબાઇ વિગેરે શહેરોના શેઠીયાઓ હવાખાવા માટે રહે છે. અહીં દરવર્ષે ૨૬૪ ઇંચ વરસાદ થાય છે. કૃષ્ણા નદી મહાબલેશ્વરની પાસેના એક પર્વતમાંથીજ નીકળે છે. પહાડ ઉપરથી નીકળી તે

એક કુન્ડમાં પડે છે પછી તે કુન્ડના ગૌમુખમાંથી થઇ બહાર વહે છે. આંહિં મહાબળેશ્વર મહાદેવનું જુના વખતનું મંદિર મુખ્ય છે તેમ ગોરેશ્વરનું મંદિર છે, કૃષ્ણા અહિંથી નીકળતી હોવાથી મહાબલેશ્વર પવિત્ર સ્થાન ગણાય છે. આ નદી અહિંથી નીકળી મદ્રાસ ઇલાકામાં ૮૦૦ માઇલ સુધી વહેતી મછલીપટણ પાસે સમુદ્રને મળે છે. તેમાં માલપર્ણ બીમા અને તુંગભદ્રા નદી મળે છે. મહાબલેશ્વરથી ૬ માઇલ ઉપર પ્રતાપગઢનો પહાડી કિલ્લો છે. તે શિવાજીનો કિલ્લો કહેવાય છે. મુંબાઇના ગવર્નર સર માલ્કોમે સને ૧૮૨ માં સતારાના રાજા પાસેથી મહાબલેશ્વર લઇ અહિં હવા ખાવાનુ સ્થળ બનાવ્યું છે.

મહાબલેશ્વરથી વાઇ આવી વાઇના સ્ટેશનેથી રેલ્વેમાં આગળ જતાં ૫૮ માઇલ ઉપર પુનાનું સ્ટેશન આવે છે. પુનાથી મુંબાઇ સુધીની હકીકત આગળ આવી ગઇ છે. પુનાથી પછી કલ્યાણ થઇ મુંબાઇ આવવું.

---

# ભાગ ૩૧ મો.

## મુંબાઇથી અમદાવાદ.

---

## પ્રકરણ ૧૫૩ મું.

# મુંબાઈ.

---

પુનાથી મુંબાઇ આવતાં જી. આઈ. પી. રેલ્વેના વિક્ટોરિયા ટ્રામ ટરમીનસના સ્ટેશને ઉતરવું. અમદાવાદથી આવતાં બી. બી. સી. આઇ રેલ્વેના ગ્રાન્ટરોડ સ્ટેશને ઉતરવું. મુંબાઇ સમુદ્ર કિનારે મુંબાઈ ઇલાકાની રાજધાનીનું શહેર અને મોટું બંદર છે. મુંબાઇ જી. આઈ. પી. રેલ્વેનું તેમજ બી. બી. સી. આઇ રેલ્વેનું જંકશન સ્ટેશન છે. અહિંથી બી. બી. સી. આઇ રેલ્વેની એક ટ્રેન કોલાબા, ગ્રાન્ટરોડ થઇ સુરત અને અમદાવાદ તરફ જાય છે. તેમ બીજી ટ્રેન કલ્યાણ થઇ નાસીક, ભુસાવળ થઇ કલકત્તા તરફ તેમજ પંજાબ તરફ જાય છે, અને એક ટ્રેન કલ્યાણ. પુના થઇ મદ્રાસ તરફ જાય છે. મુંબાઈ હિંદુસ્તાનમાં મોટું બંદર છે. અહિંથી આગબોટમાં બેસી ગોવા, કારવાર, મેંગલોર, કલીકટ, તુતીકુન્ડી થઇ કોલમ્બો જાય છે, તેમ જ વેરાવળ, પોરબંદર, દ્વારકાં, માંડવી અને કરાચી પણ સ્ટીમરમાં બેસી જવાય છે. તેમજ અહિંથી આગબોટમાં બેસી આફ્રિકા, તેમજ યુરોપ જઈ શકાય છે.

મુંબાઈમાં કોલાબાથી દાદર સુધીનાં તેમજ બોરીબંદરથી દાદર સુધીનાં બધાં સ્ટેશનો મુંબાઇનાં જ ગણાય છે. મુંબાઇમાં ભાડાની વિકટોરીયા અને મોટરો મળી શકે છે તેમજ ટ્રામ આખા શહરમાં ફરે છે. ટ્રામનું ભાડું માત્ર ૦—૧—૦ છે ને જ્યાં જવું હોય કે ત્યાં લઇ જાય એ. મુંબાઇ એ હિંદુસ્તાનમાં પહેલા નંબરનું શહેર ગણાય છે. મુંબાઇ શહેરની આજુબાજુ બસીન, બરસોવા, સાલસટ, બોલ્ડ, વોમન્સ, આઇલેંડ, કોલાબા. એલિફંટા વિગેરે ૧૧ ટાપુઓ છે. મુંબાઇ અને સાલસેટના ટાપુની વચ્ચે પુલ છે. સાલસેટ સુધી રેલ્વે ગઇ છે. શહેરના મુખ્ય મુખ્ય રસ્તાની સડકો ઘણી જ ઉત્તમ અને પહોળી છે. અહિંનાં પાંચ છ માળનાં મોટાં મકાનોને માળા કહે છે. શહેરમાં કોટમાં ઉત્તમ બજાર છે. તેમાં યુરોપીયનોની મોટી મોટી દુકાનો છે. સરકારી ઓફીસો, તેમજ બીજી વેપારી પેઢીઓની ઓફીસો પણ કોટમાં છે. મુંબાઇમાં કોટનો લત્તો ઘણો સારો ગણાય છે તે ખાસ જોવા લાયક છે. કોટનાં મેદાનમાં સેક્રેટરીયટ, યુનિવર્સીટી, સેનેટ-હોલ, હાઇકોર્ટ, પોસ્ટ ઓફીસ વિગેરે ઓફીસો છે. તેમજ એલ્ફીન્ટન સર્કલ, કસ્ટમહાઉસ. ટાઉનહોલ અને ટંકશાળ પણ કોટમાં જ છે.

અહિં મરાઠી તેમજ ગુજરાતી ભાષા બોલાય છે. મુંબાઇમાં દીવાળી ઉપર તેમજ નાતાલમાં ઘણી ધામધુમ થાય છે. શહેરમાં ઇલેક્ટ્રીકના તેમજ ગ્યાસના દીવા છે. અહિંની મ્યુનીસીપાલીટી ઉત્તમ છે. રસ્તા ઘણા સાફ-સુફ રહે છે શહેરમાં ટાનસા તળાવમાંથી નળદ્વારા પાણી આવે છે. રેલ્વે ટાઇમ કરતાં મુંબાઇનો ટાઇમ ૦ા કલાક પાછળ ગણાય છે. મદ્રાસ ટાઇમ પ્રમાણે રેલ્વેનાં ઘડીઆળો ચાલે છે. શહેરમાં વિક્ટોરીયા ગાર્ડન. તેમાંનું મ્યુઝીયમ, મહાલક્ષ્મીનું મંદિર, મુંબાદેવી, દ્વારકાધીશનું મંદિર, ભુલેશ્વર, વાલકેશ્વર, બાબુલનાથ, ચોપાટી, બોરીબંદરનું સ્ટેશન, ગવર્નમેન્ટ હાઉસ, સેક્રેટરીયટ, હાઇકોર્ટ. રાજાબાઇ ટાવર, ટાઉનહોલ. તરવાનો હોજ, ટંકશાળ, પ્રીન્સેસડોક, વિકટોરીયાડોક, લાઇટહાઉસ, એપોલોબંદર, માર્કીટો, કોટની દુકાનો, વિગેરે જોવા લાયક છે. અજાણ્યો ગામડાનો માણસ જ્યારે પહેલ વ્હેલો મુંબાઈ જાય છે ત્યારે મુંબાઇના માળા જોઇનેજ હેબક ખાઈ જાય છે.

મુંબાઇમાં માર્કીટની પાસે માધવબાગ ઉત્તમ છે તેમાં લક્ષ્મીનારાયણનું મંદિર છે. જેમાં લક્ષ્મી અને નારાયણની બે ઉત્તમ મૂર્તિયો છે. માધવબાગની ધર્મશાળામાં ઘણા માણસો ઉતરી શકે છે. ભુલેશ્વર પાસે તેમજ મુંબાદેવી પાસે પણ ધર્મશાળાઓ છે. ત્યાં પણ લોકો ઉતરી શકે છે. હવે તો મુંબાઇમાં હિન્દુ લોજો ઘણાં થયાં છે તેમાં ઉતરવાની, રહેવાની અને જમવાની સર્વ સગવડ પડતાં ઘણા લોકો લોજોમાં ઉતરે છે. તે સિવાય ભુલેશ્વર લત્તામાં તેમ જ બીજી ઘણી જગાએ વીશીયો પણ છે.

વિકટોરીયા ગાર્ડન—શહેરની ઉત્તરે પરેલરોડ પાસે વિકટોરીયા ગાર્ડન જોવા જેવો છે. ટ્રામમા બેસી ઠેક પરેલ બાગ પાસેજ ઉતરાય છે. બાગમાં ઉત્તમ ફુલ ઝાડો અને ફુવારા છે, અંદર સડકો સારી છે. અહીં ઘડીયાળનું ટાવર પણ છે. અહિં જુદી જુદી જગાએ પશુ, પક્ષી, જળ-જંતુઓ વિગેરે ઘણાં જનાવરો પાળેલાં છે. જેમાં વાઘ, સિંહ, ચિત્તા, વરૂ, હરણ, હાથી, ઉંટ, સાપ, ઉંદર વિગેરે ઘણી જાતનાં જાનવરો ઠેકાણે ઠેકાણે છે.

મ્યુઝીયમ—બાગમાં પેસતાં બાજુ ઉપર એક મોટી બે માળની ઇમારતમાં મ્યુઝીયમ છે. અંદર વિકટોરીયા રાણીના પતિ પ્રિન્સ આલ્બર્ટનું આરસનું પુતળુ છે. અહિં જુદી જુદી જાતની વસ્તુઓ, અનાજ, લાકડ અને પત્થરનાં કામ, મૂર્તિયો, રમકડાં, હથિયાર, છબીયો, કપડાં, દરીયાની ચીજ, મરેલાં જાનવરો, જુદા જુદા દેશના માણસોનાં રમકડાં, વાસણ વિગેરે જોવા લાયક છે.

મહાલક્ષ્મીજીનું મંદિર—પરેલથી પશ્ચિમ બાજુએ મહાલક્ષ્મીમાં મહાલક્ષ્મીનું ઉત્તમ મંદીર છે આ સ્થાન પ્રાચીન ગણાય છે. મહાલક્ષ્મીના સ્ટેશને ઉતરીને પણ અહિં અવાય છે.

મુંબાદેવી—કાલબાદેવી રોડની પાસે એક સરોવરના કિનારે મુંબાદેવીનું મોટું મંદિર છે. તેમાં મુંબાદેવીની ભવ્ય મુર્તિ છે. પાસે શિવ, હનુમાન, અને ગણપતિનાં મંદિરો છે. મુંબાદેવીના સીંહાસને ચાંદીનાં પતરાં જડેલાં છે અને તેનો મુગટ સોનાનો છે. પાસેજ સરોવર છે. મુંબાદેવી ઉપરથી જ આ શહેરનું નામ મુંબાઈ પડેલું છે.

ભુલેશ્વર—મુંબાદેવીથી આગળ ભુલેશ્વર લત્તામાં ભુલેશ્વર મહાદેવનું મંદીર છે. તેમાં ભુલેશ્વર શિવલિંગ છે. તેમજ પાર્વતિની મૂર્તિ છે. પાસે બીજા મંદીરમાં રણછોડજીની મુર્તિ છે. મંદીર સામે સરોવર છે. ભુલેશ્વર પાસે પાંજરાપોળ છે તેમાં ઘણાં જાનવરો, કુતરાં, બકરાં વિગેરે છે.

દ્વારકાંધીશનું મંદીર—એસ્પ્લેનેડ રોડ પાસે પરેલ જતી સડકને કિનારે ૪૦ ફીટ સમચોરસ જગામાં દ્વારકાંધિશનું મંદિર છે. મંદીરના દરવાજે ચાંદીનાં પત્રાં મઢેલાં છે. તેમાં દ્વારકાંધીશની મુર્તિ છે.

બાબુલનાથ મહાદેવ—વાલકેશ્વર લત્તામાં ચોપાટી પાસે ઉત્તર તરફ એક ઉંચા ટેકરા ઉપર બાબુલનાથ મહાદેવનું ભવ્ય દેવાલય છે. પગથીયાં ચઢીને ઉપર જવાય છે. તેમાં બાબુલનાથનુ શિવલિંગ, અને પાર્વતિની મુર્તિ છે. બહાર નંદી છે. સામે ચોગાનમાં મંડપ છે. એક બાજુ બે ત્રણ નાનાં નાનાં મંદિરોમાં દેવમુર્તિયો છે. અહિં ચઢી પાસેથી આખા શહેરનો દેખાવ જણાય છે.

વાલકેશ્વર—બાબુલનાથનાં દર્શન કરી વાલકેશ્વર ઉપર સીધી સડકે જતાં આગળ વાલકેશ્વરનું મંદીર આવે છે. રસ્તો ચઢાવનો છે. તેમાં વાલકે-

શ્વર શિવલિંગ છે. આ મંદીર સામે જ બાણગંગા સરોવર છે. અહિં ચારે બાજુ બ્રાહ્મણોનાં મકાનો છે. સિવાય બીજાં મહાદેવ દેવો વિગેરેનાં મંદીરો પણ છે. સીતાહરણ થયા પછી રામચંદ્રજીએ અહિં આવી વાલુનું શિવલિંગ સ્થાપન કર્યું. અને તરસ લાગતાં બાણ મારી અહિં પાણી કહાડયું તે આ બાણગંગા સરોવર છે એમ કહેવાય છે.

મલબાર પહાડ—વાલ્કેશ્વરનું મંદિર મલબાર પહાડ ઉપરજ છે. તે મુંબાઇની પશ્ચિમે ચોપાટીની પેલી બાજુ સમુદ્રજળથી ૧૮૦ ફુટ ઉંચે સમુદ્રની અંદર ગયેલો છે. તેના ઉપર વાલ્કેશ્વર મહાદેવ છે

પારસીઓનું દોખમા—અથવા પારસીયોનાં મુડદાં રાખવાનું સ્થાન પણ મલબાર પહાડ ઉપર ઉંચા શિખર ઉપર છે. પારસી પંચાયતના સેક્રેટરીની રજા લઇને તે જોવા જવાય છે. અહિં એક જગાએ ૫ ગોળાકાર મીનારા છે તે દરેકની વચ્ચે કુવા જેવા ખાડા છે. તેની ચારે તરફ જુદા જુદા પત્થરના ગોળાકાર સ્થાન છે તેના ઉપર પારસીયો મુડદાં મુકે છે. અહિં ગીધ, કાગડા વિગેરે માંસભક્ષી પક્ષીયોનાં ઘણાં ટોળાં છે, તે મડદાંને ખાઇ જાય છે. પારસીયો મડદાંને બાળતા નથી તેમ દટાતા પણ નથી. આખા હિંદુસ્તાનમાં સર્વથી વધારે પારસીયોની વસ્તી મુંબાઇમાં છે. દોખમાથી થોડે દૂર ગામદેવી રોડ ઉપર ગરીબ પારસીયોને માટે પારસી ધર્મશાળા છે.

પારસીના દોખમાથી થોડે દુર મુંબાઇમાં પાણી પુરૂ પાડનાર પાણીની ટાંકીયો છે. જેમાં સાલસેટના ટાપુના વીહાર સરોવર અને તુળસી સરોવરમાંથી પાણીઓ હોજેમાં આવે છે ત્યાંથી આખા શહેરને નળદ્વારા પાણી પુરૂ પડાય છે.

બોરીબંદર સ્ટેશન—એસ્પ્લેનેડ રોડ અને બોરીબંદર રોડની વચ્ચે ગ્રેટ ઇંડિયન પેનિન્સુલા રેલ્વેનું વિક્ટોરીયા ટ્રામટરમીનસ છે તે સ્ટેશન કે તેને બોરીબંદરનું સ્ટેશન પણ કહે છે. આ સ્ટેશન જોવા લાયક છે. મુંબાઇમાં આ એક ઉત્તમ ઇમારત ગણાય છે. ઉપર ટાવર ઉપર ઘડીયાળ છે. આ સ્ટેશન બનાવતાં ૨૭ લાખ રૂપિયા ખર્ચ થયું હતું. પુના તેમજ નાસિક તરફ જવું હોય છે. તો અહિંથી ગાડીમાં બેસવું પડે છે. આ સ્ટેશનની પાસે યુરોપીયન જનરલ હોસ્પીટલ છે. બોરીબંદર સ્ટેશનની પશ્ચિમે મ્યુનિસિપાલીટીની ઓફીસ છે. આ મકાન પણ જોવા લાયક છે. ગવર્નમેન્ટ ઓફીસોના લાઇન બેકબે તરફ છે. તાર ઓફીસની પાસે મહારાણી વિક્ટોરીયાનું આરસનું પુતળુ છે. તાર ઓફીસ પણ અહિં પાસેજ છે તે જોવા લાયક છે. પોસ્ટ ઓફીસની દક્ષિણે પબ્લિક વર્કસ સેક્રેટરીએટ છે.

હાઇકોર્ટ—પબ્લીક વર્કસ સેક્રેટેરીયટથી દક્ષિણે થોડે દુર પાંચ માળની ઇમારત હાઇકોર્ટ છે. જેમાં ૧૭૫ ફીટ ઉંચો એક ટાવર છે. આ મકાન ઘણું ઉત્તમ છે. બીજે માળે અપીલ કોર્ટ અને વચલા ભાગમાં ફોજદારી કચેરીયો છે. હાઇકોર્ટની પૂર્વે મુંબાઈ કલબ છે.

રાજાબાઇ ટાવર—હાઇકોર્ટથી દક્ષિણે યુનિવર્સિટીની પાસે ૨૬૦ ફુટ ઉંચો રાજાબાઇ ટાવર છે. જે રાયચંદ પ્રેમચંદે પોતાની મા રાજાબાઇના નામથી બંધાવ્યો છે. તેની નીચે યુનિવર્સિટીનું દફતર. વચ્ચે યુનિવર્સિટીનું પુસ્તકાલય અને ઉપર ટાવરનો બુરજ છે. ઉપર ચઢતાં મુંબાઇનો દેખાવ ઉત્તમ લાગે છે. ઉપર એક મોટું ઘડીયાળ છે. ટાવરની પાસે જ યુનિવર્સિટીનો હોલ છે.

જૈન દેરાસરો—અહિં પાયધોની ઉપર શ્રી ગોડીપાર્શ્વનાથ, શ્રીમહાવીરસ્વામી, શ્રીઆદિશ્વરજી, ગુલાલવાડીમાં શ્રીચિંતામણુ પાર્શ્વનાથ ભીંડીબજારમાં શાંતિનાથ, શ્રી નેમીનાથ, મારવાડી બજારમાં શ્રી આદિશ્વરજી, વાલ્કેશ્વરમાં શ્રી સુપાર્શ્વનાથ, શ્રી આદિશ્વર, શ્રી ગોડીપાર્શ્વનાથનાં જૈન દેરાસરો છે.

પ્રેસીડેન્સી સેક્રેટેરીયટ—યુનિવર્સિટીની દક્ષિણે પ્રેસિડેન્સ્યલ સેક્રેટેરીયટ છે. તેમાં ૧૭૦ ફુટ ઉંચો ટાવર છે તેમાં પહેલા માળે કોંસિલ હોલ કમીટીનો ખંડ, ગવર્નર ઇન કોંસિલના મેમ્બરોને માટે ખાનગી હોલ અને બીજી ઓફીસો છે.

કોલેજ—પ્રેસીડેન્સી સેક્રેટેરીયટની પૂર્વે કોલેજનું ભવ્ય મકાન છે. કોલેજની પૂર્વે મહારાણી વિકટોરિયાના મોટા પુત્ર પ્રિન્સ ઓફ વેલ્સનું ધાતુનું બાવલું છે. અહિં પાસેજ સમુદ્રના કિનારે તરવાનો હોઝ છે. કોલાબામાં સેંટ જોનનો મેમોરીયલ ચર્ચ છે. જે સમુદ્રમાં દૂરીથી જણાય છે.

એપોલોબંદર—મુંબાઇના દક્ષિણ ભાગના પૂર્વ કિનારે એપોલોબંદર છે. અહિ સમુદ્રને કિનારે એક લાંબી અને મજબુત દીવાલ બનાવેલી છે. તેમાં નીચે ઉતરવાનાં પગથીયાં છે. અહિં વિલાયતથી આવેલી આગબોટો ઉભી રહે છે અને લોકો અહિં ઉતરે છે તેમજ મુસાફરો અહિંથી આગબોટમાં બેસે છે. અહિં નવા યુરોપિયન મહેલો છે. ઘણા માણસો સાંજના વખતે અહિં હવા ખાવા આવે છે. તેમજ આગબોટો રહેવાને માટે ગવર્નમેન્ટ ડોક યાર્ડ, પ્રીન્સેસ ડોક, વિકટોરીયા ડોક વિગેરે જોવા લાયક છે.

ટંકશાળ—કોટ પાસે ઉત્તર તરફ ટંકશાળ છે. તેની આગળ સરોવર છે. તે પરવાનગી લઇ જોવા દે છે. ટંકશાળની પશ્ચિમે એલફીન્સ્ટન

સર્કલ છે. તેની પૂર્વે ટાઉનહોલ છે, તેમાં મુંબાઇના ગવર્નરોની પ્રતિમાઓ છે. હોલ ઘણો લાંબો પહોળો છે તેના પહેલા માળે મેડીકલ બોર્ડની ઓફીસ, અને મિલટરી ઓડીટર જનરલનો ઓફીસ છે. ઉપરના માળે કમીટી બેસે છે તેમજ ઘણી વખતે અંગ્રેજ લોકો નાચે છે. ટંકશાળ અને કસ્ટમ હાઉસ વચ્ચે બંદર તરફ હાલ માત્ર કિલ્લાની નાની દિવાલ છે. ત્યાં એક ઝંડો છે તેનાથી વહાણોને ઇસારા દ્વારા સુચના કરાય છે. દક્ષિણે તોપખાનું છે પશ્ચિમે જ્યાં શહેર વસ્યુ છે ત્યાં પહેલાં સેંટ દેવીડ કિલ્લો હતો સરકારે મુંબાઇના રક્ષણ માટે સમુદ્રના કિનારે નાના ટાપુઓમાં બેટરી અર્થાત મોર્ચા બનાવી તેના ઉપર બે ત્રણ તોપો ગોઠવેલી છે. એપોલોબંદરમાં મોટી મોટી આગબોટો રહે છે. આગબોટ જોવા માટે કપ્તાનની પરવાનગી લેવી પડે છે અને નાની બોટમાં બેસી આગબોટ ઉપર જવું પડે છે. આ આગબોટો જોવા જેવી હોય છે. મુંબઇમાં લાઇટહાઉસ જોવા માટે પોર્ટકમીશ્નરની પરવાનગી લેવી પડે છે. તે મુંબાઇથી દસ બાર માઇલ ઉપર છે ત્યાં બોટમાં બેસી જવાય છે તેમાં રાત્રે દીવા થાય છે અને દિવસે ઝંડો ચઢાવે છે.

ચોપાટી—મુંબાઇમાં કોટની દુકાનો ખાસ જોવા લાયક છે. ચર્નીરોડ પાસે દરીયો છે. ત્યાંથી આગળ ચોપાટી છે. દરીયા કિનારે હવા ખાવા માટે સાંજના ઘણા લોકો અહિં આવે છે, સડક ઘણી પહોળી છે. ઠેકાણે ઠેકાણે બાંકડા નાંખેલા છે.

મુંબાઇમાં ઘણો વેપાર ચાલે છે. દેશાવરથી ઘણો માલ અહિં આવી અહિંથી પછી હિંદુસ્તાનનાં મોટાં મોટાં શહેરોમાં જાય છે. રૂનો વેપાર પણ ઘણો ચાલે છે. મુંબાઇમાં કાપડની દુકાનોની ઘણી માર્કીટો છે. તે ખાસ જોવા લાયક છે કાર્ફર્ડ મારકીટ પણ ઉત્તમ છે. તેમાં ઘણી વસ્તુઓ મળી શકે છે. મુંબાઇમાં કપડાં વણવાની મીલો પણ ઘણી છે. અહીં ઝવેરીબજાર ભુલેશ્વર કાર્ફર્ડમારકીટ, કોટ, કાલબાદેવીના લત્તા જોવા લાયક છે. નળબજારમાં ચોરબજારનો લત્તો છે ત્યાં જુની વસ્તુઓ અને ફરનીચર મળે છે અહિં મારવાડી, ગુજરાતી અને પારસીઓ વેપારી છે. શેર બજારમાં ઘણા માણસો મીલોના શેરો આપવા લેવાની દલાલીનું કામ કરે છે.

મરાઠીમાં મહાઅંબાને મુમ્બા કહે છે. તે મુમ્બાદેવી ઉપરથી મુંબાઈ નામ પડયું છે. સને ૧૫૩૨ માં પોર્ટુગીજોએ મુંબાઇ ટાપુ લીધો હતો, સને ૧૬૬૧ માં પોર્ટુગીજ બાદશાહે લંડનના બાદશાહ ચાર્લસને પોતાની દીકરી આપી તેની *પહેરામણીમાં મુંબાઇનો ટાપુ પણ આપ્યો તે વખતે મુંબાઇમાં માત્ર દસહજાર માણસોની વસ્તી હતી. સને ૧૬૮૭ માં ઇસ્ટ ઈંડિયા કંપનીએ અહિં કોઠી સ્થાપી તે પછી સને ૧૮૮૮ માં પુના-

ના બાજીરાવ પેશ્વાના હરાવ્યા પછી મુંબાઇ, મુંબાઇ ઈલાકાની રાજધાનીનું શહેર બન્યું. મુંબાઈમાં ૯ લાખ ઉપરાંતની વસ્તી છે. અહિં મોટા મોટા માળા પાંચ છ માળના છે તેમાં નાની નાની ઓરડીયો અને દીવાનખાના-ના હોલ પાડેલા હોય છે. ઘણા લોકો આ માળાઓમાં ભાડે રહે છે. મુંબાઇમાં ગ્રાન્ટરોડ પાસે ગીરગામ, નળબજાર, કાલબાદેવીરોડ, કોટ, ક્રાફર્ડ મારકીટ, ઝવેરી બજાર વિગેરે મુખ્ય લત્તાઓ છે.

મુંબાઇમાં ભાયખલા ઉપર હંસરાજ કરમશીનું શિવમંદિર છે, કોટમાં ઠાકોરદ્વારમાં ભીમનાથ મહાદેવ છે. માંડવીબંદરમાં કાપડ સિવાય બધો વેપાર ચાલે છે.

## પ્રકરણ ૧૫૯ મું.
## ધારાપુરી કે એલીફંટાની ગુફાઓ

મુંબાઇથી ૬ માઇલ ઉપર થાણા જીલ્લામાં એલીફંટા નામનો ટાપુ છે. જેને લોકો ધારાપુરી કે ગોરાપુરીનો ટાપુ કહે છે. આ ટાપુમાં બંને બાજુ લાંબી પહાડી છે તેનું સર્વથી ઉંચુ શિખર સમુદ્ર સપાટીથી ૫૬૭ ફીટ ઉંચું છે. આ ટાપુમાં જંગલ અને ઝાડી છે મુંબાઇથી બોટમાં બેસીને અહિં અવાય છે. ટાપુની પશ્ચિમે હોડીયો ઉભી રહે છે દરવર્ષે હજારો માણસો એપોલો બંદરથી હોડીમાં બેસીને અથવા તો સ્ટીમલંચમાં બેસીને અહિં ગુફા જોવા આવે છે. શિવરાત્રીએ અહિં મેળો ભરાય છે. અહિં હિંદુઓની ૫ ગુફાઓ છે જેમાંના ૪ સારી છે, અહં પહાડને અંદરથી ખોદીને મંદીર, થાંભલા અને પ્રતિમાઓ બનાવેલી છે તેમાં ત્રિમુર્ત્તિની ગુફા વધુ ઉત્તમ છે. નાવમાંથી ઉતર્યા પછી ૦ાા માઇલ ઉપર આ ગુફાનો દરવાજો છે. ગુફાનો આગળ ઓસારો ત્રણ બાજુ ખુલ્લો છે અંદર ૨૬ થાંભલાઓ ૬ હારોમાં છે. ગુફાના પાછલી ભીંતે એકી સાથે બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રની ત્રિમુર્ત્તિ છે તે મુર્ત્તિયોના ઉંચાઇ ૧૮ ફીટ છે. ત્રિમુર્ત્તિની પાસે બે દ્વારપાળ છે તે તેર તેર ફુટ ઉંચા છે. આજુબાજુ બીજી પણ કેટલીક મુર્ત્તિયો છે. જેમાં પૂર્વ તરફના ખંડમાં ૧૭ ફુટ ઉંચા અર્ધના-રીશ્વર શિવ છે. શિવની જમણી બાજુએ કમળાસન ઉપર બેઠેલા બ્રહ્મા અને કમળાસનની નીચે હંસોની ૫ મુર્ત્તિઓ છે. અર્ધનારીશ્વરની ડાબી બાજુ ગરૂડ ઉપર સ્વારી કરેલા વિષ્ણુ છે.

ત્રિમુર્ત્તિની પશ્ચિમના ખંડમાં ૧૬ ફીટ ઉંચી શિવની અને ૧૨ ફીટ ઉંચી પાર્વતિની મુર્ત્તિ છે. એક બીજા ખંડમાં શિવ પાર્વતિની લગ્ન વખતની મુર્ત્તિયો છે. શિવની જમણી બાજુએ પાર્વતિ ઉભેલાં છે, અને હિમવાન પર્વત અને તેમની સ્રી શિવને પાર્વતિનું કન્યાદાન આપી રહ્યાં

છે. એક ખંડમાં શિવલિંગ અને દ્વારપાળ છે. ગુફાની પશ્ચિમ બાજુએ કપાલભૃત શિવની ૧૧ ફીટ ઉંચી મુર્ત્તિ છે. ગુફાની અંદર એક જગાએ રાવણ કૈલાસને ઉપાડી રહ્યો છે. પર્વત ઉપર શિવ અને પાર્વતિની મુર્ત્તિ છે. એક જગ્યાએ શિવના ગણો દક્ષના યજ્ઞનો ભંગ કરી રહ્યા છે.

વ્યાઘ્રમંદીરમાં આગળ ૬ થાંભલા છે. પગથીયાંની બંને બાજુએ વાઘની મુર્ત્તિયો છે. અંદર શિવલિંગ અને ઘણી દેવમુર્ત્તિયો છે. બીજી ગુફાઓમાં ઘણું દેવમુર્ત્તિયો છે. અહિં પહેલાં દક્ષિણ બાજુએ પત્થરનો હાથી હતો તથા તેનું નામ એલીફન્ટા ગુફા કહે છે. હાથીનું માથું પડી જવાથી તેનું ધડ હાલ મુંબાઇ વિકટોરીયા ગાર્ડનમાં લઈ જઇને મૂકયું છે. અહિં પહેલાં ગામ હશે એમ ખંડેર ઉપરથી જણાય છે. આ ગુફાને કોઇ પાંડવોની ગુફા કહે છે કોઇ બાણાસુરની બનાવેલી કહે છે.

કનકેશ્વર—મુંબાઇથી ધરમતરીના આગબોટમાં બેસી માંડવા જવું ત્યાંથી બળદગાડી કરી માપગામ જવું ત્યાં ડુંગર ઉપર કનકેશ્વર મહાદેવ છે. ઉપર ચઢવા માટે પગથીયાં બાંધેલાં છે. અહીં ૬૦–૭૦ માણસો રહે છે. આ પહાડની આજુબાજુ સમુદ્ર છે. ત્યાં મીરચી બાવાના જગા પાસે ઝરણું છે. અહીં પાણીનો કુંડ છે. અહીં બ્રાહ્મણોનાં ઘરો છે.

---

## પ્રકરણ ૧૫૫ મું.

## દાદર, વાંદરા, ગુરુગાંમ, યોગેશ્વરની ગુફા, બોરીવલી, મંડપેશ્વરની ગુફા, કનારીની ગુફા, વસાઈ, અગાસી, પાલઘડ.

---

### દાદર.

દાદર—મુંબાઇથી અમદાવાદ આવવા માટે કોલાબા. ચર્ચગેટ, મરીનલાઈન, ચર્નીરોડ અને ગ્રાંટરોડથી યાત્રાળુઓ રેલ્વેમાં બેસે છે. એ ૫ સ્ટેશનો મુંબાઇમાં જ છે. તે પછી મહાલક્ષ્મી, લોવરપરેલ, એલ્ફીસ્ટનરોડ અને દાદરનું સ્ટેશન આવે છે. મુંબાઈથી દાદર ૮ માઇલ ઉપર છે તેનું ભાડું ૦–૨–૦ છે. દાદર એ બી. બી. સી. આઇ. રેલ્વેનું તેમજ જી. આઇ પી. રેલ્વેનું જંકશન સ્ટેશન છે. અમદાવાદથી આવનાર મુસાફરો પુના કે નાસીક જવું હોય છે તો દાદરથી જી. આઈ પી. રેલ્વેમાં બેસે છે. અહિં બી. બી. સી. આઇ. નું તેમજ જી. આઈ. પી રેલ્વેનાં જુદાં જુદાં સ્ટેશનો છે. સ્ટેશન પાસે ધર્મશાળા છે. અહીં માર્કંડેશ્વર મહાદેવ અને મહાલક્ષ્મી

માતાનાં મંદિરો સ્ટેશનથી ૧ માઇલ ઉપર છે. મુસલમાનના મામાહાજીઆ-લીનું સ્થાન પણ અહિં છે.

વાંદરા—દાદરથી આગળ માટુંગારોડ, અને માહીમનું સ્ટેશન મુકી વાંદરાનું સ્ટેશન આવે છે. દાદરથી આગળ માહીમ સ્ટેશનની પાસે મુંબાઇ ટાપુ અને સાલસેટ ટાપુની વચ્ચે માહીમની ખાડી ઉપર રેલ્વેનો પુલ છે. માહીમમાં મુસલમાન લોકોનો ઉરસ ઉજવાય છે. થાણા જીલ્લામાં વાંદરા મોટું ગામ છે તેમાં ૨૦ હજાર ઉપરાંતની વસ્તી છે. વાંદરા સુધી મુંબા-ઇના લોકો બંગલા બાંધીને તેમજ રહે ભાડે છે. વીરાર સુધી લોકલટ્રેનો દોડતી હોવાથી લોકો ગમે ત્યારે મુંબાઇ જઇ આવી શકે છે.

## ગોરેગાંમ અને યોગેશ્વરની ગુફા.

વાંદરાથી આગળ શાંતાક્રુઝ, વીલેપારલે, અને અંધેરી થઇ ગુર-ગાંમનું રેલ્વેસ્ટેશન આવે છે. ગોરેગામના સ્ટેશનથી રાા માઇલ દક્ષિણે યોગેશ્વર ગામ છે ત્યાંથી ૨ માઇલ ઉપર થાણા જીલ્લાના સાલસટે ટાપુમાં અંબોલી ગામની પાસે યોગેશ્વરની ગુફાઓ છે. અહિંની ગુફાઓ સર્વ ગુફાઓ કરતાં મોટી છે. તેની લંબાઇ ૨૪૦ ફીટ અને પહોળાઇ ૨૦૦ ફીટ છે. દરવાજો ઉત્તમ છે અંદર એક મોટો હોલ છે. જેમાં ૨ થાંભલા છે. તેની અંદર ૨ ફીટ સમચોરસ મહાદેવનું નિજમંદિર છે: જેને બા-રણાં છે. અહિં ઘણી જુની મુર્તિયો છે. અહંથી ૬ માઇલ ઉત્તર મગ-થાનની ગુફા છે.

## મંડપેશ્વરની ગુફા.

બોરીવલી—ગોરેગામથી આગળ મલાડ, કાન્ડીવી એ સ્ટેશનો મુકી બોરીવલીનું સ્ટેશન ગોરેગામથી ૪ માઇલ ઉપર છે ત્યાંથી ૧ માઇલ ઉપર કનારીના પહાડી છે તેથી ૪ માઇલ પશ્ચિમે મંડપેશ્વરની ગુફાઓ છે. સ્ટેશનથી ઘોડા ઉપર અહિં અવાય છે. અહીં પહાડ કોતરીને અંદર ૩ ગુફાઓ બનાવેલી છે. તે ૯ મી સદીની બનાવેલી કહેવાય છે. ગુફાની પશ્ચિમે પત્થરનો કુંડ છે જેમાં હંમેશાં પાણી રહે છે. બીજી ગુફામાં પશ્ચિ-મની ભીંત પાસે ચતુર્ભુજ મુર્તિ છે. જેને ભીમ કહે છે. પાસે ઘણી મુર્તિયો છે. કદાચ તે શિવની મુર્તિ હશે એમ લાગે છે. અહિં પોર્ટુગીઝોનો ઉજ્જડ કિલ્લો છે.

## કનારીની ગુફાઓ.

બોરીવલી સ્ટેશનથી ૫ માઇલ ઉપર તુલસીસરોવરથી ૨ માઇલ ઉપર સાલસટ ટાપુની વચ્ચે એક પહાડની પાસે નાની મોટી ઉપરથી નીચે સુધી ૧૦૯ ગુફાઓ છે. સ્ટેશનથી ઘોડા ઉપર બેસી અહિં અવાય છે. આ

ગુફાઓ પહાડમાંથી પત્થર ખોદી કાઢીને બનાવેલી છે, તેમાં બુદ્ધદેવ, વગેરેની મુર્ત્તિયો છે. અહિં મોટી ચૈત્યગુફા અથવા બૌદ્ધમંદિર મુખ્ય છે તેમાં ૨૭ ફુટ ઉંચી બુદ્ધની મુર્ત્તિ છે વંઢા અને ગુફાની વચમાં પાણીનો કુન્ડ છે. પાસે દરબાર ગુફા છે તેમાં બુદ્ધની કમલાસન ઉપર બેઠેલી મુર્ત્તિ છે તેની પાસે બીજી મુર્ત્તિયો છે. અહિંથી ૨ માઇલ ઉપર તુલસીસરોવર છે. જેમાંથી મુંબાઇને પાણી અપાય છે. તુલસીઝીલથી ૨ માઇલ ઉપર સાલસેટ ટાપુમાં વીહાર સરોવર છે. જે નદીનો બાંધબાંધીને તૈયાર કરાવેલું છે.

વસાઈ—બોરીવલીથી આગળ ભાયન્દરનું સ્ટેશન મુકી બસીનરોડનું સ્ટેશન આવે છે. બસીનનું નામ વસાઇ છે. બોરીવલી સ્ટેશનથી ભાયંદર આવતાં એક નદી ઉપર પુલ બાંધેલા છે. ભાઈંદરમાં મીઠું બનાવાય છે. તે મીઠાનું મોટું મથક છે. વસાઇ થાણા જીલ્લાનો તાલુકો છે તેમાં ૧૨ હજાર ઉપરાંતની વસ્તી છે. ગામની આજુબાજુ કોટ છે. સમુદ્રના કિનારે વસાઇના કિલ્લો છે. વસાઇ ઇતિહાસ પ્રસિદ્ધ શહેર છે. ત્યાં એક શિવમંદીર છે. મુંબાઇથી વસાઇ ૩૪ માઇલ ઉપર છે તેનું ભાડુ ૦–૮–૬ છે.

**અગાસી**—વસાઇની પાસે અગાસીમાં જૈનોનું દેરાસર છે. વસાઇનાં કેળાં ઘણાં વખણાય છે. અહિંથી પાન, કેળાં વિગેરે દેશાવર ચઢે છે.

**પાલઘડ**—આગળ નાલાસાપારા, વીરાર, સોપાલા, કેલ્વારોડ થઈ પાલઘડનું સ્ટેશન આવે છે. મુંબાઇથી પાલઘડ ૫૮ માઇલ થાય છે તેનું ભાડુ ૦–૧૪–૬ છે. નાલા સોપારાથી નિર્મળેશ્વર મહાદેવ જવાય છે, તે પ્રાચીન સ્થાન છે. વીરારમાં પણ કેળાં, નારીયેળ અને પાન ઘણાં થાય છે. વીરાર સુધી લોકલ ટ્રેનો દોડે છે. સોપારા જુના વખતનું પ્રાચીન સ્થાન છે, મુંબાઇથી ઉપડેલી ફાસ્ટપેસંજર કે મેલ પાલઘડ ઉભો રહે છે. અહિં ગાડી આવતાં અને જતાં ઘણી વખત ખોટી થતી હોવાથી મુસાફરો સ્ટેશન ઉપર ન્હાપાણી કરે છે. પાલઘડ દાતણ પાણી કરવાનું તેમ ન્હાપાણીનું મથક ગણાય છે. અહિં ઘાસનો વેપાર ઘણો સારો ચાલે છે. મુંબાઇથી પાલઘડ આવતાં ૨ કલાકનો રસ્તો છે.



## પ્રકરણ ૧૫૬ મું

## સંજાણુ, દમણુ, ઉદવાડા, વલસાડ, તિથલ, બિલીમોરા, નવસારી, સચીન.

### સંજાણુ.

પાલઘડથી બીલાડ ૩૬ માઇલ છે. રસ્તામાં બોઇસર, વાનગામ, દહાણુરોડ, ગોલવડ અને ઉમ્બરગાંમરોડના સ્ટેશનો આવે છે. સંજાણુ એ પારસીઓનું પ્રાચીન ગામ છે. જ્યારે પહેલવહેલાં પારસીયો હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે આહજ આવીને રહેલા તેમણે સંજાણુને પોતાનું વતન બનાવ્યુ હતું. હજુ પણ પારસીઓ સંજાણુને પુજ્ય ધામ સમજે છે. દેહેણુંમા ચોખા અને ઇમારતી લાકડાનો વેપાર સારો ચાલે છે. ચીચણુ અને તારાપુર એ ગામો અહિંથી પાસેજ છે.

**દમણુ**—સંજાણુથી દમણુરોડ ૧૫ માઇલ છે તેનું ભાડુ મુંબાઇથી રૂ. ૧–૧૧–૦ છે. રસ્તામાં બીલાડનું સ્ટેશન આવે છે. મુંબાઇ ઇલાકામાં પોર્ચુગીઝ રાજ્યનું દમણુગામ છે. તે ગોવાના ગવર્નરજનરલના તાબામાં છે. દમણુના બે ભાગ છે. ખાસ દમણુ અને નગર હવેલી અથવા નાની દમણુ અને મોટી દમણુ—આ બંને દમણુ વચ્ચે દમણુગંગા નદી છે. આ નદીના બંને બાજુ બે કિલ્લા છે બંનેની દિવાલો ઉપર તોપો રાખેલી છે. કિલ્લાની આજુબાજુ ખાઇ છે. કિલ્લામાં ગવર્નર અને તેના અમલદારોના બંગલા છે. દમણુ પાછળ ૧૦૧ ગામ છે. દમણુમાં ગવર્નર રહે છે. અહિંથી રાનની મહાલક્ષ્મી જવાય છે. તે સ્થાન પ્રાચીન ગણાય છે.

### ઉદવાડા.

દમણુથી ૬ માઇલ ઉપર આગળ ઉદવાડાનું સ્ટેશન આવે છે સ્ટેશનથી ૪ માઇલ ઉપર ગામ છે. તે પારસીયોનું પવિત્ર સ્થાન છે. પારસીઓ ઇરાનમાંથી અહિં આવ્યા ત્યારે તેઓ ત્યાંથી ઇ. સન. ૭૦૦ માં અગ્નિ સાથે લેતા આવેલા તે અગ્નિની તેમણે ઉદવાડામાં સ્થાપના કરી હતી. તે હજુ સુધી ત્યાં બળ્યાં કરે છે. પારસી અગ્નિપુજક છે. તેમનો આતસબહેરામનો અગ્નિ કદી ઓલવાતો નથી. જેમ અગ્નિહોત્રી બ્રાહ્મણુનો અગ્નિ વંશપરંપરા ચાલે છે તેમ પારસીઓનો અગ્નિ પણુ વંશપરંપરા ચાલે છે. અહિં આદર અને અરદી બેહસ્ત મહિનામાં દુરદેશાવરથી ઘણુા પારસીયો યાત્રા કરવા આવે છે. ઉદવાડા એ પારસીયાનું યાત્રાનું ધામ છે. અહિં તેમનું જુના વખતનું અગ્નિમંદિર છે.

**વલસાડ**—ઉદવાડાથી ૧૦ માઇલ ઉપર આગળ વલસાડનું રેલ્વે સ્ટેશન આવે છે. વચમાં પારડીનું સ્ટેશન આવે છે. વલસાડમાં વાંસ, વલ-

વાડી સાગ, ગોળ, શેરડી, ચોખા, તલ, એરંડી અને અનાજનો વેપાર ઘણો સારો ચાલે છે. અહીં ઓરંગા નદી છે, તેમાં નદીમાં બોટા ચાલે છે, આ નદી માર્ફતે ઘણો માલ અહિં આવે છે. વલસાડની આજુબાજુ વાંસદા અને ધરમપુરનાં દેશી રાજ્યો છે. ત્યાંના જંગલોમાંથી ઘણાં લાકડાં અહિં આવે છે અને તેનો અહીં મોટા વેપાર ચાલે છે.

અહિંનાં હવાપાણી સારાં છે. વલસાડમાં શંકર વિગેરે દેવોનાં મંદીરો છે તેમજ જૈન મંદીરો પણ છે. સ્ટેશન પાસે ધર્મશાળા છે.

**તિથલ**—વલસાડની પાસે દરીયા કિનારે તિથલ કરીને હવા ખાવાનું સ્થળ છે. અહિં ઘણા લોકોના હવાખાવાના બંગલા છે. અહીં ઉનાળામાં ઘણા માણસો હવા ખાવા માટે રહે છે.

**બીલીમોરા**—વલસાડથી ૧૧ માઈલ ઉપર બીલીમોરાનું રેલ્વેસ્ટેશન છે વચ્ચે ડુંગરીનું સ્ટેશન આવે છે. બીલીમોરા ગાયકવાડ સરકારનું ગામ છે. અહિં પારસીઓની વસ્તી વધારે છે. અહિંથી રેલ્વેની એક બ્રેંચ લાઈન ગણદેવી, ચીખલી રોડ, રાનકુવા થઇ, ઉનાઇ અને વાંસદારોડ તરફ જાય છે. ઉનાઇમાં ગરમ પાણીના કુંડો છે. વાંસદારોડથી વાંસદા જવાયછે.

વાંસદા એ દેશી રાજ્યની રાજધાનીનું ગામછે. હાલના મહારાજાસાહેબ ઘણા વિદ્યાવિલાસીહોવાથી પુસ્તકોનો સારો સંગ્રહ કરે છે. તેમ ધર્મનિષ્ટ છે.

## નવસારી.

બીલીમોરાથી ૧૩ માઇલ ઉપર નવસારીનુ સ્ટેશન છે. તેનું ભાડું મુંબાઇથી રૂ. ૨–૫–૦ છે. વચ્ચે અમલસાડ અને વેડછાનાં સ્ટેશનો આવે છે. નવસારી વડોદરા રાજ્યના જીલ્લાનું ગામ છે. તે પુર્ણા નદીના કિનારે છે. અહિં ૧૭ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. અહીં ટાઉનહૉલ પારસીઓનું મંદિર, દવાખાનું, ગાયકવાડ સરકારની કચેરીયો વિગેરે છે. અહિં પારસીયોની વસ્તી વધારે છે. અહિં પુર્ણા નદીના માર્ગે સમુદ્ર માર્ગે ઘણો માલ આવે છે. અહિં ખાડી પાસે પારસીયોનું દોખમા અથવા સ્મશાન છે. અહીંથી ગોળ, તંબાકુ, શેરડી, અનાજ વિગેરેનો સારો વેપાર ચાલે છે. અહીં ગોળ ઘણો થાય છે.

**સચીન**—નવસારીથી ૯ માઇલ ઉપર વચ્ચે મરોલીનું રેલ્વે સ્ટેશન મુકી સચીનનું સ્ટેશન આવે છે. સચીન એ અહિંના દેશી રાજા નવાબની રાજધાનીનું ગામ છે. અહિં મુસલમાન નવાબનું રાજ્ય છે. ગામ નાનું પણ સારૂ છે.

# પ્રકરણ ૧૫૭ મું.
# સુરત ડુમસ, રાંદેર.

## સુરત.

સચીનથી આગળ ૯ માઈલ ઉપર સુરતનું રેલ્વે જંકશન સ્ટેશન આવે છે. તેનું ભાડુ મુંબાઇથી રૂ. ૨–૧૦–૦ છે. વચ્ચે કાંકરાખાડીનું સ્ટેશન આવે છે. સુરત રેલ્વેનું જંકશન સ્ટેશન છે. અહિંથી રેલ્વેની શાખા ટાપ્ટીવેલી રેલ્વે–બારડોલી, વ્યારા, ફોર્ટ સોનગઢ, પાચોરા, નંદુરબાર, બેટાવડ થઇને અમલનેર જાય છે. તેમાં સોનગઢ અને વ્યારા ગાયકવાડ સરકારના મહાલો છે. ચિંચપાલાથી પગરસ્તે ત્રંબક ૨૦ ગાઉજ છે. અને અમલનેરથી આગળ જલગામ થઇ આ ટ્રેન ભૂશાવળ જાય છે. કલકત્તેથી આવનાર ભુશાવળ થઇ આ લાઇનમાં બારોબાર સુરત આવી શકે છે.

સુરત તાપી નદીના કિનારે છે. અહિંથી સમુદ્ર ૧૦ માઇલ ઉપર છે. સુરત એ જીલ્લાનું સદરસ્થાન છે. અહિં ૧ લાખ ૧૦ હજાર ઉપરાંતની વસ્તી છે. સ્ટેશન ઉપર ધર્મશાળા તેમ વીશીયો છે. અહિં ૬ હજાર ઉપરાંત પારસીયોની વસ્તી છે. મુખ્ય સડકની આજુબાજુ હિંદુઓ, પારસી અને મુસલમાનોનાં મકાનો ઉત્તમ છે. નદીની તરફ જીલ્લાના અમલદારોની કચેરીયો છે. તાપી નદી ઉપર એક જુના વખતનો કિલ્લો છે. ત્યાંથી થોડે દૂર વિકટોરીયા બાગ છે. અહિં સ્વામીનારાયણનું મંદીર હનુમાનજીનું મંદિર વિગેરે ઘણાં દેવમંદિરો છે. અહિં જૈનોનાં ઘણાં દેરાસરો છે તેમ મુસલમાનોની મસીદો પણ ઘણી છે. ગોપીતળાવ પાસે નવ સૈયદ સાહેબની ઉત્તમ મસીદ છે. સયદપુરામાં એદ્રુસની મસીદ ઘણી ઉત્તમ છે. તે સીવાય મીર્ઝા સામીયાજી મસીદ. દીવાન સાહેબની મસીદ, વીગેરે છે. સુરતમાં પારસીયોનાં ૨ અગ્નિમંદિરો છે. જૈનોનાં ૪૦ ઉપરાંત દેરાસરો છે. મુખ્ય સડક પાસે ૮૦ ફુટ ઉંચો ઘડીયાળનો ટાવર છે. તે સિવાય હાઇસ્કુલ, દવાખાનું, કપડાં વણવાની મીલો વીગેરે છે. અહીં સુખડના લાકડાંની નકસીદાર વસ્તુઓ બને છે. અહીંથી ૧૨ માઇલ ઉપર સુરતનું બંદર છે. સુરતનો વેપાર હાલ મંદ છે. ઘણા માણસો મુંબાઇ જઇ વેપાર કરે છે.

**તાપીનદી**—અહિં તાપી નદી છે. સ્ટેશન અને તાપી નદીની વચ્ચે સુરત છે. તાપી નદી ઉપર અશ્વનીકુમારઘાટ સુરતથી ત્રણેક માઇલ દૂર રેલ્વેના પુલ પાસે છે. આ ઘાટ પવિત્ર મનાય છે. અહિં હિંદુ લોકોનું સ્મશાન છે અહીં તાપીના સ્નાનનું મહાત્મ્ય અશાડમાં વિશેષ છે.

તાપી સાતપુડા પર્વતમાંથી નીકળી સુરતથી ૧૪ માઇલ ઉપર ડુમસ

પાસે ખંભાતના અખાતને મળે છે. બુરાનપુર તાપી નદીના કિનારે જ છે.

મહાત્મ્ય–સૂર્યનાં પત્નિ સંજ્ઞાથી યમ પુત્ર અને યમુના પુત્રી થઇ અને છાયાથી સાવર્ણીમનુ અને શનિશ્વર પુત્ર તથા તપતી કન્યા થઇ. એક દિવસ યમુના અને તપતીને વિખવાદ થતાં બંનેએ એક બીજાને શાપ આપવાથી તે નદીયો થઇ ગઈ છે. સૂર્યે કહ્યું કે યમુનાનું પાણી ગંગાજળ સમાન અને તપતીનું જળ નર્મદાના જળતુલ્ય મનાશે. એવું ભવિષ્યપુરાણમાં છે.

પહેલાં સુરતની જાહોજલાલી અપૂર્વ હતી. પહેલાં વલંદા, પોર્ટુગીઝ, ફ્રેંચ અને અંગ્રેજોએ સુરતમાં વેપારી તરીકે કોઠીઓ સ્થાપી હતી. સુરત ગોપી નામના હિંદુગૃહસ્થે ૧૫ મી સદીમાં વસાવેલું કહેવાય છે. તેની રાણીએ બંધાવેલું રાણીતળાવ હજુ પણ છે. ગોપીપુરાનો મહેલ્લો ગણાય છે.

અહીં રેશમી કાપડ, કીનખાબ, જરીનું કામ, તાંબા પીતળનાં વાસણ, ભરતનું કામ, કસબી ટોપીયો વીગેરે સારૂ બને છે અને તેનો વેપાર અહિં સારો છે. સુરતમાં બરફી, ઘારી વીગેરે મીઠાઈ વખણાય છે. અહિં વલ્લભાચાર્યજીની હવેલીમાં ગોસાંયજી મહારાજ રહે છે. ઘણી વખત રેલ અને આગથી તેમજ લુંટથી સુરતની પાયમાલી થએલી છે. અહિંના લોકો સુરતીલાલા ગણાય છે તેઓ મોજશોખી છે. શિવાજીએ સુરત બે વાર લુંટ્યું હતું.

**ડુમસ**—સુરતથી ૧૪ માઇલ ઉપર ડુમસ દરીયા કિનારે છે. અહિં હવા ખાવાનું સ્થળ છે. સુરત વિગેરેના ઘણા ધનવાનોએ અહિં બંગલા બંધાવ્યા છે. ઉનાળામાં ઘણા માણસો અહિં હવા ખાવા માટે રહે છે. સુરતથી ૯ માઇલ ઉપર **ભીમ**પોર છે તે પણ હવા ખાવાનું સ્થાન છે.

**રાંદેર**—સુરતથી ૨ માઇલ ઉપર તાપીના સામે કિનારે રાંદેર ગામ છે ત્યાં રૂનો વેપાર સારો ચાલે છે. બુદ્ધાનમાં એક મોટું મંદીર છે ત્યાં ઘણા યાત્રાળુ જાય છે.

———:o:———

## પ્રકરણ ૧૫૮ સું.

## અંકલેશ્વર, ગુમાનદેવ, ઝઘડીઆ, શુક્લતિર્થ, નાંદોદ.

**અંકલેશ્વર**—સુરતથી આગળ ૩૧ માઇલ ઉપર અંકલેશ્વરનું રેલ્વે સ્ટેશન આવે છે. સુરત પાસેજ તાપી નદી ઉપર રેલ્વેનો પુલ છે. વચ્ચમાં ઉતરાન, સાયન, કીમ, કોસમ્બા, અને પાનોલીનાં રેલ્વે સ્ટેશનો આવે છે. સુરતથી અંકલેશ્વરનું ભાડુ ૦–૯–૦ છે. કોસમ્બાથી એક બ્રેંચ લાઇન વેલાછા, સીમોદરા, માંગરોલ થઇ ઝંખવાવ જાય છે. અંકલેશ્વર રેલ્વેનું જંકશન સ્ટેશન છે. અહિંથી એક બ્રેંચ લાઇન ઉમરાવતી બોરીદ્રા, ગુમા-

નદેવ, ઝગડીયા અવિધા, રાજપાટડી, હરીપુરા, ઉમલ્લા, પરતાપનગર, આમલેઠા અને નોંદોદ જાય છે.

અંકલેશ્વર ભરૂચ જીલ્લાનું નાણુકાનું ગામ છે અહિં મામલતદારની અને મુનસફની કોર્ટો, દવાખાનું, મ્યુનીસીપાલીટી વીગેરે છે. અહીંથી ૧ માઇલ ઉપર જરકુન્ડ છે. તેમાં ચારે બાજુ પગથીયાં બંધાવેલાં છે. કીનારા ઉપર રણછોડજીનું મંદીર છે. ગામમાં સડકો, બજાર વીગેરે છે. ગામ સારૂંછે.

**ગુમાનદેવ**—અંકલેશ્વરથી નાંદોદ જતાં ગુમાનદેવનું સ્ટેશન આવે છે. અહિં નદી છે. તેમ દેવળ છે. અહિંથી પગ રસ્તે ત્રણેક ગાઉ ઉપર શુકલતિર્થ યાત્રાનું સ્થળ છે.

**ઝગડીયા**—આ લાઇનમાં ઝગડીયાનું સ્ટેશન આવે છે. અહિં શ્રી આદિશ્વર ભગવાનનું જૈનોનું મોટું દેરાસર છે. તેમાં મૂર્તિ અલૌકિક છે. દર પુનમે યાત્રા ભરાય છે

## શુકલતિર્થ

અંકલેશ્વરથી નોંદોદ જતી લાઇનમાં બેસી ગુમાનદેવ કે ઝધડીયાના સ્ટેશને ઉતરવું ગુમાનદેવ અને ઝઘડીયા એ ગાયકવાડી રાજ્યમાં છે. ગુમાનદેવથી ત્રણચારેક ગાઉ ઉપર નર્મદા નદીને સામે કિનારે શુકલતિર્થ ગામ છે. ભરૂચથી નર્મદાજીમાં પનાઇમાં બેસીને કે પગરસ્તે જતાં શુકલતિર્થ ૧૦ માઇલ છે. અહિં કવી, ઓંકારેશ્વર અને શુકલ નામના ત્રણ કુંડો છે. ઓંકારેશ્વર પાસે શુકલનારાયણની મૂર્ત્તિ છે. અહિં કાર્ત્તકી પુનમે મોટો મેળો ભરાય છે. પૂર્વે ચન્દ્રગુપ્તે, પોતાના ભાઇને મારવાના પાપમાંથી મુક્ત થવા અહિં સ્નાન કર્યું હતું.

**કબીરવડ**—શુકલતિર્થથી ૧ માઇલ ઉપર નર્મદાના ટાપુમાં કબીરવડ છે. નર્મદામાં હોડીમાં બેસીને કબીરવડ જવાય છે. અહિં ટાપુ છે અને તેના ઉપર એક મોટો વડ છે, તે કબીરે દાતણની ચીરી રોપવાથી થયો હતો એમ કહેવાય છે. અહિં એક મંદીર છે. વડ ઘણોજ મોટો અને મોટી શાખા તેમજ જટાવાળો છે. ભરૂચથી ૧૦ માઇલ ઉપર શુકલતિર્થ છે. ભરૂચથી નર્મદામાં હોડીમાં બેસીને તેમજ પગરસ્તે શુકલતિર્થથી ૩ ગાઉ ઉપર રતનપુરમાં અકીકની ખાણો છે.

**મહાત્મ્ય**—નર્મદા નદીમાં શુકલતિર્થ જેવું બીજું તિર્થ નથી. નર્મદાનાં દર્શન, સ્પર્શ, અને સ્નાનથી મહાન ફળ મળે છે, આ તિર્થનાં વૃક્ષોની ટોચનાં દર્શન કરવાથી બ્રહ્મહત્યા છુટે છે. દર ચૈત્ર વદ ૧૪ ના રોજ શિવજી અહિં આવી નિવાસ કરે છે. જે માણસ અહિં ઉપવાસ કરે છે તેનાં પાપ નષ્ટ થાય છે. એવું કુર્મપુરાણમાં છે.

**નોંદોદ**—ગુમાનદેવથી આગળ છેલ્લું સ્ટેશન નોંદોદ છે. નોંદોદ એ

રાજપીંપળા સ્ટેટની દેશી રાજાની રાજધાનીનું શહેર છે. ચાણોદથી પણ નેંદોદ જવાય છે. અહિં રાજાના રાજમહેલો સુંદર અને ભવ્ય છે. અહિં હર્ષદમાતાનું મંદિર સુંદર છે શહેર જોવા જેવું છે. ચાણોદથી સામે પાર ૮ માઈલ નેંદોદ જવાની સડકે થઇને પણ નેંદોદ જવાય છે.

## પ્રકરણ ૧૫૯ મું.

## ભરૂચ, ભાડભુત, જંબુસર, મીયાંગામ, સીનોર, માલસર, વિશ્વામિત્રી.

### ભરૂચ.

અંકલેશ્વરથી ૬ માઇલ ઉપર ભરૂચનું સ્ટેશન છે. અંકલેશ્વર અને ભરૂચ વચ્ચે નર્મદા નદી ઉપર રેલ્વેનો જબરજસ્ત પુલ છે. અંકલેશ્વરથી ભરૂચનું માત્ર ૦–૧–૦ ભાડુ છે. ભરૂચ નર્મદા નદીના કિનારે જીલ્લાનું સદરસ્થાન છે. અહિં ૪૧ હજાર ઉપરાંતની વસ્તી છે. પહેલાં ભરૂચની આજુબાજુ કોટ હતો. હવે નર્મદાની રેલથી ભરૂચ તણાઇ ન જાય માટે ગામની દક્ષિણ બાજુએ નર્મદાની પાસેની કોટની દીવાલ મરામત કરીને કાયમ રાખેલી છે. તે ૧ માઇલ લાંબી અને ૪૦ ફીટ ઉંચી પત્થરની બનાવેલી છે. નર્મદાની પાસે એક ૧૦૦ ફીટ ઉંચા ટેકરા ઉપર જુનો કિલ્લો છે. જેમાં હાલ જીલ્લાની કચેરીયો, જેલ, દવાખાનુ, મ્યુનિસિપાલીટી, લાયબ્રેરી, સ્કુલ વિગેરે છે.

શહેરની પાસે નર્મદા નદીનો ૧ માઇલનો પટ છે. શહેરના પૂર્વ દરવાજાની બહાર નર્મદાને કાંઠે ભ્રગુઋષીનો આશ્રમ છે. ત્યાં શંકરનું મંદિર છે. તે શહેર કરતાં પણ જુનું કહેવાય છે. અહીં પત્થરની એક મસીદ તેમજ કપડાં વણવાની થોડી મીલો છે. અહીં પારસીયોની વસ્તી પણ વધુ જણાય છે. અહીં પારસીયોનાં ૫ દોખમાં છે. ભરૂચ બંદર છે. અહીં નદીમાં મોટી મોટી હોડીયો ફરે છે.

નર્મદા નદી અમરકંટકથી નીકળી ૭૫૦ માઇલ વહેતી અહીંથી ૩૦ માઇલ પશ્ચિમે લોહાર ગામની પાસે સમુદ્રમાં મળે છે. ભરૂચથી રૂ, ઘી, ઘઉં, અનાજ, લાકડાં વિગેરે ઘણી વસ્તુઓ નર્મદા નદીના રસ્તે વહાણોમાં ભરીને દેશાવર જાય છે. તેમજ પરદેશથી વહાણમાં ઘણો માલ આવે છે. અહીં સ્ટેશનથી શહેર પશ્ચિમે છે. સ્ટેશન ઉપર ધર્મશાળાઓ પણ છે. અહિં રૂનો વેપાર ઘણોજ ધમધોકાર ચાલે છે. ભ્રગુકચ્છનો અપભ્રંશ શબ્દ ભરૂચ છે. ભરૂચને ભ્રગુપુર પણ કહે છે. સ્ટેશન ઘણું વિશાળ છે, સ્ટેશનથી

શહેર નજીકજ છે. ચીન મુસાફર હુએનસંગે લખ્યું છે કે ભરૂચમાં ૧૦ બુદ્ધોના મઠ અને ૩૦૦ બૌદ્ધ સાધુએ હતા.

નર્મદાને કિનારે દશાશ્વમેધનો ઓવારો પવિત્ર માનવામાં આવે છે. અહિં ઘણા માણસો સ્નાન કરે છે. અહીં જૈનોનાં મંદીરો સ્વામીનારાયણનું મંદિર અને વલ્લભસંપ્રદાયની હવેલી પણ છે. શહેર ઉંચી જગ્યા ઉપર છે. અહીં ચાંદી મસીદ આરસની બાંધેલી છે. પેશ્વા અને મરાઠાઓએ આ શહેરને લુંટયું હતું. આ શહેર ભ્રગુરૂષિએ બનાવેલું કહેવાય છે. ભરૂચથી એક બ્રેંચ લાઇન જંબુસર તરફ જાય છે.

**જંબુસર**—ભરૂચથી ભરૂચ જંબુસર રેલ્વેમાં આગળ જતાં વેજલપોર, ત્રેલસા, મઢી, દયાદ્રા, સમની, ટાચા, **આમોદ** થઇ જંબુસર જવાય છે. જંબુસર ભરૂચથી ૩૦ માઇલ છે. આમોદ અને જંબુસર, ભરૂચ જીલ્લાના તાલુકાનાં ગામ છે. જંબુસરથી એક ટ્રેન પાદરા, વિશ્વામિત્રી થઇ ચાણોદ જાય છે.

**ભાડભુતની યાત્રા**—ભરૂચથી ૮ માઇલ ઉપર ભાડભુત ગામ છે. નર્મદા નદીમાં હોડીમાં બેસીને ભાડભુત જવાય છે. તેમ પગરસ્તે પણ જવાય છે. અહિં ભાદેશ્વર અથવા ભાડભુતેશ્વર મહાદેવનું મંદિર છે. અહિં જે વર્ષે ભાદરવા માસમાં પરસોતમ મહિનો આવે છે ત્યારે મોટો મેળા ભરાય છે. એટલે જે વર્ષે બે ભાદરવા મહિના આવે છે ત્યારે પુરુષોત્તમ મહિનામાં મોટો મેળા ભરાય છે. તે સિવાય બીજાં ત્રણ ચારેક બીજાં દેવમંદિરો છે.

## મીયાંગામ જંકશન

**મીયાંગામ**—ભરૂચથી ૨૫ માઇલ ઉપર મીયાંગામનું રેલ્વે જંકશન સ્ટેશન આવે છે. વચ્ચે ચમારગામ, પાલેજ અને લાકોદ્રાનાં સ્ટેશન આવે છે. પાલેજમાં રૂનો વેપાર ઘણો ચાલે છે. મીયાંગામ ગાયકવાડી રાજ્યમાં છે ત્યાંથી મીયાંગામ માલસર બ્રેંચલાઇન ચોરન્દા, વેમાર, સાધી, મંજરોલ, થઇ સીનોર જાય છે. સીનોરથી આગળ આ ટ્રેન નાની બોગોલ થઇ માલસર જાય છે.

## મીયાંગામથી માલસર.

**સીનોર**—સીનોર ગાયકવાડી રાજ્યનો તાલુકો છે. ગામ નર્મદા નદીને કિનારે છે. અહિં અંગારેશ્વર મહાદેવ તેમજ ભંડારેશ્વર મહાદેવ છે. સીનોરથી નર્મદામાં પનાઇમાં બેસી ચાણોદ જવાય છે. ત્યાં રસ્તામાં સોભાગ્ય સુંદરી માતા કંજેટા ગામ આગળ છે તે દેવળ વચ્ચે કબર જેવો લાંબો પત્થર છે અને તે બે ફુટ ઉંચો પત્થર છે. તેના ઉપર સિંદુર ચોપડેલું છે. આ માતા દર વ્યતિપાતે તલપુર વધે છે એમ કહેવાય છે. આગળ જતાં

અનસુયા માતા આવે છે. તેમજ તેથી આગળ શુકદેવ અને વેદવ્યાસ છે. જેની હકીકત આગળ ચાણોદ વિભાગમાં આવશે.

**માલસર**—આ ગામ ગાયકવાડી છે. ગામ નર્મદા કિનારે છે. ત્યાં એક મહંતનો મઠ છે. ઘણા લોકો યાત્રા કરવા માલસર જાય છે.

મીયાગામથી એક બ્રેંચલાઇન ગાયકવાડ રેલ્વે જાય છે. તે લાઇનમાં કારવણ, પરીખા, મંડાલારોડ, નાંદા, થઇ ડભોઈ જવાય છે. ડભોઇથી આ ગાડી આગળ સંખેડા બાધરપુર, છુછપાડા, બોડેલી, જબુગામ, પગી, તેજગઢ થઇ આ લાઇન છોટાઉદેપુર જાય છે. ડભોઈની હકીકત આગળ આવશે.

**વિશ્વામિત્રી**—મીયાંગામથી આગળ ૧૭ માઇલ ઉપર વિશ્વામિત્રીનું જંકશન સ્ટેશન આવે છે. અહિંથી એક ટ્રેન માસરરોડથી ચાણોદ બ્રેંચ લાઇન જાય છે. તેમાં ગોવાગેટ, કેલનપુર, ભીલુપુર, થઇ ડભોઈ જવાય છે. ડભોઇથી આ લાઇન આગળ વાડજ તેનતલાવ થઇ ચાણોદ જાય છે.

## પ્રકરણ ૧૬૦ મું.
## વિશ્વામિત્રીથી ડભોઇ થઇ ચાણોદ.

ડભોઇ—વિશ્વામિત્રીથી બ્રેંચ લાઇનમાં આગળ ૧૯ માઇલ ઉપર ડભોઇનું સ્ટેશન આવે છે. ડભોઈ ગાયકવાડ સરકારનો તાલુકો છે. અહિં ૧૫ હજાર ઉપરાંતની વસ્તી છે. ગામની ચારે બાજુ કોટ હતો તે હાલ પડી ગયો છે. તેમાં જતાં દરવાજો આવે છે. તે ૩૧ ફુટ ઉંચો છે. તેમાં ઘણું નકશીનું કામ છે. તેમાં વિષ્ણુના અવતાર અને સ્ત્રીયોની મૂર્તિયો કોતરેલી છે. શહેરમાં પાકી સડકો છે. ગામની પૂર્વ તરફ હીરા દરવાજો છે તે ૩૬ ફુટ ઉંચો છે. તેમાં પણ ઘણું નકશીનું કામ છે. આ દરવાજાનું નામ હીરા નામના કડીયાના નામ ઉપરથી હીરા દરવાજો પડેલું છે. દરવાજા ઉપર મહાકાળી અથવા ગઢભવાનીનું મંદિર છે. ગામની ઉત્તરે જુના મહેલમાં વડોદરા રાજ્યની કચેરીયો છે. તે તરફ એક ઉત્તમ તલાવ છે. તે સિવાય ડભોઇમાં નરનારાયણનું મંદિર, લક્ષ્મીવેંકટેશનું મંદિર, સ્ટેશન ઉપર છે. તે સિવાય સરકારી કચેરીયો, દવાખાનું, પોલીસ લાઇન વિગેરે છે. અહિં ૧૩ મી સદીમાં અણહિલવાડના રાજાએ કિલ્લો બનાવેલો છે. તે વખતે આ ગામનું નામ દર્ભાવતી હતું. ડભોઈ રેલ્વેનું જંકશન સ્ટેશન છે. એક લાઇન મીયાંગામથી અહિં આવી છોટાઉદેપુર તરફ જાય છે. તેમજ ડભોઇથી એક બ્રેંચ લાઇન—બનોરા ટેંકરોડ, જરોદ, વ્યંકટપુરા, આજવા, વાઘોડીયા, આન્ટોલી, પ્રયાગપુરા થઇને ડભોઇ જાય છે. આજવામાં મોટું તલાવ છે. તેમાંનું પાણી વડોદરામાં નળ મારફતે અપાય છે. વડોદરેથી ગોધરે જતાં રસ્તામાં સમલાયાનું સ્ટેશન આવે છે. ડભો-

ઇમાં ગાડી અર્ધો કલાક ઉપરાંત ખોટી થાય છે. ડભોઇથી ૧૮ માઇલ ઉપર સોનગીરીમાં પત્થરો નીકળે છે.

છોટાઉદેપુર—ડભોઇથી ૨૭ માઇલ ઉપર આગળ છોટાઉદેપુરનું સ્ટેશન આવે છે. એ દેશી રાજાની રાજધાનીનું ગામ છે. ગામ સારું છે.

## ચાણોદ.

ડભોઇથી આગળ ૧૧ માઇલ ઉપર ચાણોદનું સ્ટેશન છે. રસ્તામાં વાડજ અને તેનતલાવનાં સ્ટેશનો આવે છે. વિશ્વામિત્રીથી ચાણોદનું ભાડું ૦–૭–૬ છે. ચાણોદ નર્મદા નદીના કિનારે યાત્રાનું ધામ છે. ચાણોદ ગાયકવાડી રાજ્યમાં છે. અહિં પાંચેક હજાર માણસોની વસ્તી છે. ગુજરાતમાં ચાણોદ સર્વથી વધુ પવિત્ર ધામ ગણાય છે. નર્મદાને કિનારે ચાણોદ સમાન કોઇ પવિત્ર તિર્થ નથી એમ લોકો કહે છે. જેવી રીતે ગંગાને કિનારે મુખ્ય ધામ કાશી છે તેમ નર્મદાને કિનારે મુખ્ય તિર્થ ચાણોદ છે. અહિં દર પુનમે ઘણા યાત્રાળુઓ સ્નાન દર્શન માટે આવે છે. કાર્તકી પુનમ અને ચૈત્રી પુનમના રોજ અહિં મોટા મેળા ભરાય છે. અહિં ગોર લોકો સ્ટેશન ઉપરથી જ યાત્રાળુઓને મળે છે. યાત્રાળુ ગોરને ત્યાં ઉતરે છે. સ્ટેશનથી ગામ ૦ાા માઇલ દૂર છે. દર પુનમે સુદ ૧૦ થી વદ ૨ સુધીમાં યાત્રાળુઓ પાસેથી માંડવાના રાણા તરફથી ૦–૧–૦ ટેક્ષ લેવાય છે. ચાણોદની જમીન મહેસુલ માંડવાનો ઠાકોર લે છે અને દીવાની ફોજદારીની હકુમત ગાયકવાડ સરકારની છે. ચાણોદમાં અથર્વવેદી બ્રાહ્મણો પણ છે. અહિંના ઘણા ખરા બ્રાહ્મણોનો ગુજારો યાત્રાળુઓ ઉપરજ ચાલે છે.

ચાણોદમાં નર્મદાને કાંઠે મલ્હારરાવઘાટ છે. ત્યાંથી પશ્ચિમે ચક્રપાણી ઘાટ છે. તે બેની વચ્ચે સ્વામીનો ઘાટ છે. મલ્હારરાવના ઘાટથી પૂર્વે કપલેશ્વરનો ઘાટ છે તે પછી પૂર્વમાં આગળ માળીકુન્ડનો ઓવારો છે. તે પછી ઓરસંગમનો ઓવારો આવે છે.

શુકદેવજીને ગર્ભાશયમાં જ્ઞાન થવાથી પોતે માતાના ઉદરમાંથી જન્મ્યા કે તરતજ ઓર ભર્યા શુક એટલે પોપટનો અવતાર લઇ નાઠા, ને તેમની પાછળ નદી ઉત્પન્ન થઇ તેમની પાછળ પાછળ વ્હેવા લાગી તે ઓર નદી કહેવાય છે. તે ઓર નદી નર્મદાજીને મળે છે તે સ્થાનને ત્યાં ઓરસંગમનો ઓવરો કહે છે. ઓરમાં પાણી ઢીંચણ સમું રહેવાથી પાર ઉતરી શકાય છે. અહિં ન્હાવાનું ઘણું માહાત્મ્ય છે. શુકની પાછળ તેમના પિતા વ્યાસજી પણ દોડયા ને શુકને પાછા આવવા સમજાવવા લાગ્યા પણ શુક પાછા વળ્યા નહિ. તેથી વ્યાસજીએ ચાણોદથી ત્રણ ચારેક ગાઉ ઉપર નર્મદાને કિનારે રહી તપ કરવા માંડયું. સામે કિનાર શુકદેવજી રહ્યા. બંને વચ્ચે નર્મદાજી વહે છે.

ચાણોદમાં ઓરસંગમના આરામાં અથવા તો મલ્હારરાવના ઘાટે સ્નાન કરે છે તેમજ ઓરસંગમમાં યાત્રાળુઓ શ્રાદ્ધ કરાવે છે. પછી ચાણોદ ગામમાં શેષનારાયણનું મંદીર ગામની વચ્ચે શેષનારાયણના ટેકરા ઉપર છે. તેમાં શેષનાગની શય્યા ઉપર નારાયણ ભગવાન પોઢેલા છે તેની શ્યામમૂર્ત્તિ છે. પાસે લક્ષ્મીજી ચરણસેવા કરે છે. મંદિર ઘણું વિશાળ છે. યાત્રાળુઓ અહિં દર્શન કરે છે. તે સિવાય બાલાજીનું મંદિર છે તેમાં દુધાધારી મહારાજ સિદ્ધ પુરુષ થઇ ગયા છે. અહિં મહાપ્રભુજીની બેઠક છે તેમ ત્રીકમજીનું મંદિર છે. તેમ પશ્ચિમ દીશામાં ચંડીકા માતાનું મંદીર છે. ગામ વચ્ચે ગાયકવાડ સરકારનો ચોત્તરો છે. અને માંડવાના ઠાકોરનો ઓકડો છે ત્યાં જકાત લેવાય છે.

ગંગનાથ—ચાણોદથી નર્મદાજીમાં પનાઇમાં બેસી પશ્ચિમ દીશામાં જતાં આગળ ગંગનાથ મહાદેવ છે. ચાણોદથી ૦ાા માઇલ દૂર પશ્ચિમે ગંગનાથ મહાદેવ એક ઉંચા ટેકરા ઉપર છે. ત્યાં ભોયરામાં સરસ્વતીનું મંદિર છે. અહિં બ્રહ્મચારી સાધુઓ રહે છે. અહિં બ્રહ્માનંદ નામના બ્રહ્મચારી સાધુ મોટા સિદ્ધ થઇ ગયા હતા.

વ્યાસદેવ—નર્મદામાં પનાઇમાં બેસી પશ્ચિમ તરફ આગળ સીનોર જતાં ચાણોદથી ૪ ગાઉ ઉપર વ્યાસદેવનું મંદિર નર્મદાજી વચ્ચેના બેટ ઉપર છે. તેની બંને બાજુએ નર્મદાજી વહે છે ત્યાં પાસે બરકાલ ગામ છે, બરકાલમાં સામવેદી બ્રાહ્મણો રહે છે. વેદવ્યાસના મંદિરમાં મહાદેવ છે તેમાં વ્યાસનારાયણની મુર્તિ છે તે સિવાય બીજાં ત્રણ ચારેક દેવળો છે. સ્થળ રળીયામણું છે. આ સ્થળ વ્યાસજીનો બેટ કહેવાય છે.

શુકદેવ—વ્યાસના બેટથી વચ્ચે નદી મૂકી દક્ષિણ દિશામાં શુકદેવનું દેવળ છે. તેમાં શુકદેવ મહાદેવ છે. વ્યાસજીની મા મત્સ્યગંધા માછીની છોકરી હોવાથી તેમને રૂષિઓએ નાત બહાર મૂકયા હતા. પછી રૂષિઓએ કહ્યું કે બાપ દીકરા વચ્ચે નર્મદાજી વહે તો તમને ન્યાતમાં લઇએ પછી વ્યાસે અંજલી છાંટી નર્મદાજીને વચ્ચે વહેતાં કર્યાં તેથી વ્યાસના મંદીરવાળા વચ્ચે બેટ પડયો છે.

અનસુયા—વ્યાસથી દર્શન કરી પનાઇમાં બેસી આગળ બેએક ગાઉ જતાં અનુસુયાનું મંદિર નર્મદાજીના દક્ષિણ કિનારે છે. ત્યાં અનસુયા માતાનું મંદિર છે. અહિં રકતપિતયા લોકોનું ગાયકવાડ સરકાર તરફથી દવાખાનું છે. અહિં આગળ નર્મદાજીમાં સ્નાન કરવાથી કોઢ અને પત્ત મટે છે તેમ અહિંની માટી ચોપડવાથી ચત મટે છે એવું મહાત્મ્ય છે.

અનુસુયાથી આગળ પનાઇમાં બેસી સીનોર જવાય છે. જ્યારે રેલ્વે સીનોર નહોતી ત્યારે લોકો ચાણોદથી પનાઇમાં બેસી સીનોર જતા હતા.

મહાત્મ્ય—દરવર્ષે ચૈત્ર વદ ૧૪ ના રોજ પાર્વતિ સાથે મહાદેવજી શિવલોકમાંથી આવી અહિં નિવાસ કરે છે. તે દિવસે અહીં સ્નાન કરવાથી તેમજ અયન, સંક્રાંતિ, ચતુર્દશી અને વિષુવત સંક્રાંતિના રોજ અહિં ઉપવાસ કરી સ્નાન કરવાથી મનુષ્ય હરિ અને શંકરને પ્રિય થાય છે એવું કુર્મપુરાણુમાં છે.

ઓરસંગમ—અનસુયાની યાત્રા કરી પાછા ચાણોદ આવવું. ચાણોદથી પૂર્વદિશામાં ઓરસંગમનો ઓવારો છે. ત્યાં ઓર નદીનો નર્મદાજીમાં સંગમ થાય છે. અહિં જેને ભૂત વળગ્યું હોય છે તે લોકો સ્નાન કરે છે તો તેનું ભૂત જાય છે. અહિં સ્નાન કરવાથી પ્રેતનો ઉદ્ધાર થાય છે. તેથી યાત્રાળુઓ અહિં શ્રાદ્ધ કરાવે છે.

## પ્રકરણ ૧૬૧ મું.
## ચાણોદથી સુરપાણેશ્વર.

### કરનાળી, કુંભેશ્વર, તિલકવાડા, વાડીયા, રણછોડજી, ગરુડેશ્વર, મોખડીનો ઘાટ, સુરપાણેશ્વર.

**કરનાળી**—ઓરસંગમમાં સ્નાન કરી ઓરનદી ઉતરી આગળ જતાં સામે કિનારે કરનાળી ગામ છે. ત્યાં સન્યાસીયો ઘણા રહે છે. ત્યાં સોમનાથના ઘાટ ઉપર સ્નાન કરી સોમનાથ મહાદેવનું મંદિર છે ત્યાં યાત્રાળુઓ દર્શન કરે છે ત્યાંથી પૂર્વમાં થોડે દૂર કુબેરભંડારીનું શિવાલય છે તે મંદિર વિશાળ છે. તેમાં કુબેરેશ્વરનું શિવલિંગ છે. પાસે સત્યનારાયણનું તેમજ અંબાજી માતાનું મંદીર છે. ત્યાં કુબેરેશ્વરનો ઘાટ બાંધેલો છે. કુબેરેશ્વરથી થોડે દૂર પૂર્વમાં પાવકેશ્વર મહાદેવનું દેવાલય છે, અને નર્મદાજી પાસે અગ્નિતિર્થનો ઘાટ બાંધેલો છે.

નર્મદાજીમાં પનાઇમાં બેસી આગળ સુરપાણેશ્વરની યાત્રા કરવા ઘણા માણસો જાય છે.

મોરલીસંગમ—પનાઇમાં બેસી પૂર્વમાં જતાં ચાણોદથી ૧ માઇલ ઉપર મોરલીસંગમનો ઓવારો આવે છે. ત્યાં અસ્થી નંખાય છે. મરી ગયેલાં માણસોનાં અસ્થિ ઘણે દૂર દૂરથી લાવીને લોકો અહિં નાંખે છે. ત્યાં દક્ષિણના કિનારે હનુમંતેશ્વર મહાદેવ છે.

નર્મદાજીના બંને કિનારે થોડે થોડે દૂર મહાદેવનાં દેવળો છે.

કુંભેશ્વર અને નાની મોટી પનોતી—મોરલી સંગમથી ૨ માઇલ ઉપર રામેશ્વર મહાદેવનું મંદીર આવે છે તે પછી આગળ ૦॥ માઇલ ઉપર દક્ષિણ બાજુએ કુંભેશ્વર મહાદેવ ઉંચા ટેકરા ઉપર છે. ઉપર ચઢ-

વાને માટે નદીને કાંઠેથી મંદીર સુધી પગથીયાં છે. અહિં કુંભેશ્વર મહાદેવ છે તેમ પાસે નાની મોટી પનોતીનું શનિશ્વરનું મંદિર છે. આગળ એ માઇલ ઉપર કેદારેશ્વર મહાદેવનું શિવાલય છે.

**તિલકવાડા**—ત્યાંથી આગળ નર્મદા કાંઠે તિલકવાડા-ગામ ગાયકવાડી રાજ્યનો મહાલ છે. ગામ નાનું પણ સારૂં છે. અહીં વાણીયાઓની વસ્તી ઠીક છે. અહિં વકીલ મી. **મગનલાલ પિતાંબરદાસ** અમારા સંબંધી હોવાથી તેમને ત્યાં અમે ઉતર્યા હતા. તે ઘણા માયાળુ અને સ્નેહી છે. તેમણે અમને નર્મદા કિનારાનાં યાત્રાનાં ધામોની કેટલીક માહીતી આપી હતી. તીલકવાડામાં તિલકેશ્વર મહાદેવ, ગૌતમેશ્વર અને સપ્તમાતૃકાનું મંદીર છે.

**વાડીયા**—તીલકવાડાથી આગળ થોડે દૂર સંખેડા મેવાસનું થાણું વાડીયામાં છે. અહિં થાણદાર રહે છે. ત્યાં જતાં રસ્તામાં નર્મદાજીને કિનારે **મણીનાગેશ્વર** મહાદેવનું શિવાલય છે તેમ નર્મદાજી પાસે પાકો ઘાટ બાંધેલો છે.

**રણછોડજી**—અહિંથી પનાઇમાં બેસી આગળ જતાં ૨ માઇલ ઉપર માંગરોળ આગળ ધનેશ્વર અને મંગળેશ્વર મહાદેવનાં દેવળો છે ત્યાંથી આગળ રામપરા ગામ છે ત્ય નર્મદાજીના દક્ષિણ કિનારે રણછોડજીની નવી મૂર્તિ નીકળેલી છે તે એક નાના મંદિરમાં છે, આ રાજ્ય નાંદોદ રાજ્યની હદનું છે. મુર્ત્તિ જમીન ખોદતાં જમીનમાંથી મળેલી છે. તે લગભગ ૪ ફુટ ઉંચી અને શ્યામવર્ણની છે, મુર્તિની આજુબાજુ દશ અવતારની નાની નાની મુર્તિયો કોતરેલી છે; મુર્ત્તિ દર્શન કરવા લાયક છે, પહેલાં અહિં મંદિર હોય અને તે પડી ગયેલું હોય તેની આ મુર્ત્તિ હોવી જોઇએ. અહિં આગળ નર્મદાજીમાં પાણી ઘણાં ઉંડાં છે.

**ગરૂડેશ્વરમાં દત્તાત્રેય**—અહિંથી આગળ જતાં ગરુડેશ્વર ગામ નાંદોદ રાજ્યની હદમાં છે. અહિં ગરૂડેશ્વર મહાદેવનું દેવળ નર્મદાના ઉત્તર કિનારે જુના વખતનું છે. અહિં નર્મદાજીનાં પાણી છછરાં માત્ર ઢીંચણ સમાંજ હોય છે. નહિ તો બીજી જગાએ નર્મદાજીમાં ઘણું ઉંડુ પાણી છે, અહિં પાણીનો તણાવ વધારે હોય છે.

ગુરુદત્તાત્રયનું સુંદર મંદિર હાલમાં જ બનાવેલું છે. સ્વામી વાસુદેવાનંદ સરસ્વતી અહિં છેલી અવસ્થામાં રહેતા હતા તેમણે આ મંદિર બંધાવેલું છે. મુર્તિ અલૌકિક દર્શન કરવા લાયક છે. અહિંથી માછીઓ પનાઇને દોરડાથી ખેંચીને આગળ તાણતા જાય છે. આગળ જતાં કાળભૈરવનું સ્થાન આવે છે. અહિંથી બંને બાજુ સાતપુડા પર્વતના ડુંગરોની હાર શરૂ થાય છે. અને નદીનો પટ સાંકડો થતો જાય છે. આગળ હરણ

ફાળ આવે છે ત્યાં તો હરણ એક કાંઠેથી સામેપાર કુદી જાય એટલો જ સાંકડો પટ છે. પણ અહિં પાણી ઘણુંજ ઉંડું છે. અહિંથી ૪ માઇલ ઉપર સુરપાણેશ્વરનો ધોધ રહે છે. અહિંથી ધોધ સંભળાય છે. ધોધથી થોડે દુર નર્મદાજીમાં હોડીમાંથી ઉતરવું પડે છે.

**મોખડીનો ઘાટ**—આગળ ૧૦ માઇલ ઉપર મોખડીનો ઘાટ આવે છે ત્યાંથી પનાઇમાંથી ઉતરીને ચાલવું પડે છે કારણ અહિંથી પનાઇ આગળ જતી નથી. અહિં નર્મદાજીનો સાતેક વાંસપુર ઉપરથી નીચે મોટો ધોધ પડે છે. સુરપાણેશ્વરના ધોધને મોખડીઘાટ કહે છે. અહીં ઘાટની પહોળાઇ ૨૦ વાંસની હશે. અને ઢાળની ઉતાર ઉંચાઇ સાતેક વાંસની હશે. ઘાટ કાળા પત્થરનો બાંધેલો છે. અને એ ઉપર થઇ ધોધ ઘુઘવાટા કરતો નીચે પડે છે. ધોધ ૧૦ ફુટ ઉંચો હશે પણ ઢાળ ઉતાર ઉંચાઇ ઘણી છે. તેનું પાણી જોરથી નીચે પડી નદી થઇને વહે છે. અહિં પાણી ઘણું ઉંડું છે. અને ઘણું ફીણુ જણાય છે. આગળ કાંઠે કાંઠે ચાલતાં ઘાટની ઉપર જવાય છે. ઉપર ગયા પછી પોણો માઇલ ચાલવું પડે છે, કારણ કે ધોધ તરફ એક માઇલ આઘેથી પાણી જોરમાં વહે છે, તેથી પનાઇઓ ધોધ સુધી આવી શકતી નથી. નર્મદાજી પૂર્વમાંથી પશ્ચિમ તરફ વહે છે તેથી સુરપાણેશ્વર સામા વ્હેણમાં જવું પડે છે. ચાણોદથી જતા આવતાની પનાઇ કરીને આગળ જવાય છે. કેટલીક જગાએ ઓછું પાણી હોય છે, ત્યાં માછીઓ દોરડાં બાંધી પનાઇ ખેંચે છે, સુરપાણેશ્વરના ધોધથી ઘાટને ઉપલે ભાગે જે ઠેકાણેથી પનાઇઓ મળે છે ત્યાંથી ૩ માઇલ ઉપર સુરપાણેશ્વર મહાદેવનું મંદીર છે.

## સુરપાણેશ્વર.

સુરપાણેશ્વર—મોખડીના ઘાટથી ઉપર આવી બીજી પનાઇમાં બેસી આગળ ૩ માઇલ ઉપર જતાં સુરપાણેશ્વર જવાય છે, અહીં મહેશ જંગલ છે, અહીં દેવ નદી નર્મદાજીને મળે છે. અહિં સુરપાણેશ્વરનું મંદીર નર્મદાજીને ઉત્તર કિનારે છે, સામે રણછોડજીનું મંદીર ડુંગર ઉપર છે, રણછોડજી અને સુરપાણેશ્વર મહાદેવની વચ્ચે લક્ષ્મણ લોટેશ્વરની દેવશિલા છે, ત્યાં કુંડ છે.

સુરપાણેશ્વરની આજુબાજુ વિશાળ ધર્મશાળા છે. અહિં ચૈત્ર વદ ૧૧ થી અમાસ સુધી તેમજ શિવરાત્રી ઉપર મોટો મેળો ભરાય છે. તે વખતે યાત્રાળુઓ મંદીરની આજુબાજુ ડેરા તંબુ નાંખી ત્યાં પડે છે. સીધુ સામાન તો ચાણોદથી સાથેજ લઇ જવું પડે છે. અહિં નર્મદાજીમાં સ્નાન કરી મહાદેવનાં દર્શન કરવાનાં છે. સ્થળ નિર્જન જંગલમાં છે. આજુબાજુ ઝાડી છે. અહિં ભીલ લોકોની વસ્તી છે; કહેવાય છે કે અશ્વત્થામાને

અહિંના ભીલ લોકો ઘણીવાર જુવે છે. તેમના માથાની ખોપરી દ્રૌપદીના શોકને સમાવવા અર્જુને ઉખાડી લીધેલી હોવાથી માથે માંખો બણબણ્યા કરે છે. પુરુષ કદાવર છે એમ કહેવાય છે. અહિં વાઘ વરૂનો પણ ભય રહે છે. સુરપાણેશ્વરથી આગળ ૩ ગાઉ ઉપર સીતાવાડી અને ભાનુમતી કુંડ છે. સુરપાણના પોપટ વખણાય છે. અહિં પાસેના ડુંગરમાં સ્લેટનો પત્થર છે એમ કહે છે. પરિક્રમાવાસીયોને સુરપાણેશ્વરમાં સદાવ્રત અપાય છે.

નર્મદાજીની પરિક્રમા ઘણા સાધુ સંતો કરે છે. નર્મદાની પરિક્રમા અમરકંટક સુધી ન કરી શકનાર સુરપાણેશ્વરનાં દર્શન કરવાથી પરિક્રમાનું ફળ મેળવી શકે છે એવું કહેવાય છે. અહિંથી આગળ નર્મદાને કિનારે લગભગ જંગલ જેવુંજ છે. રસ્તો વિકટ છે. આગળ કેટલેક દૂર વઢવાણી થઇ મંડળેશ્વર જવાય છે. અને તે પછી ઓંકારેશ્વરનું યાત્રાનું ધામ આવે છે. તેની હકીકત આગળ આવી ગઇ છે.

**મહાત્મ્ય**—દરવર્ષે ચૈત્ર વદ ૧૪ના રોજ પાર્વતિસહિત મહાદેવજી શિવલોકમાંથી આવીને અહિં નિવાસ કરે છે. અહિં અહોરાત્ર ઉપવાસ કરવાથી સંપૂર્ણ પાપ જાય છે એવું કુર્મપુરાણમાં છે.

હોશંગાબાદ, જબલપુર અને છેવટે અમરકંટક નર્મદાના કિનારેજ છે. તેની હકીકત આગળ આવી ગઇ છે. ચાણોદથી પશ્ચિમમાં શુકદેવ, વ્યાસ, અનસુયા, સીનોર, માલસર, શુક્લતિર્થ, ભાડભુત અને ભરૂચ એ સ્થાનો નર્મદાજીના કિનારે છે. નર્મદાજી તે પછી ભરુચથી ૩૦ માઇલ ઉપર લોહારગામ પાસે સમુદ્રને મળે છે. એ હકીકત આગળ આવી ગઇ છે.

---

## પ્રકરણ ૧૬૨ મું.

# વડોદરા.

ચાણોદ અને સુરપાણેશ્વરની યાત્રા કરી પાછા વિશ્વામિત્રી આવવું અથવા તો ગોવાગેટ ઉતરવું. ગોવાગેટ એ વડોદરાનુંજ સ્ટેશન છે. વિશ્વામિત્રીથી ૨ માઇલ ઉપર આગળ વડોદરાનું સ્ટેશન આવે છે. ભરૂચથી વડોદરા ૪૪ માઈલ ઉપર છે, તેનું ભાડુ ભરૂચથી રૂ. ૧—૨—૦ છે. વડોદરા એ વિશ્વામિત્રી નદીના કાંઠે ગાયકવાડ સરકારની રાજધાનીનું ગામ છે. વડોદરામાં લશ્કરી કેમ્પ છે. શહેરમાં ૧॥ લાખ ઉપરાંતની વસ્તી છે. સ્ટેશન ઉપર ધર્મશાળાઓ અને વીશીયો છે. સ્ટેશનથી જતાં કેમ્પનો રસ્તો છે. ત્યાંથી ૧ માઇલ ઉપર લશ્કરી છાવણી છે. ત્યાં રેસીડેંસીમાં રેસીડેંટ રહે છે. સ્ટેશનથી શહેરમાં જતાં વીશ્વામિત્રી નદી ઉપર પુલ છે. નદીમાં

પાણી નહિ જેવુંજ હોય છે, શહેર પાધડીપને છે. હાલમાં મુખ્ય રસ્તા પહોળા અને સડકો સારી બનાવેલી છે. સડકની આજુબાજુ હવે તો મકાનો સુંદર બનાવેલાં છે. સ્ટેશનથી શહેરમાં જતાં કમેટીબાગ ઉત્તર કિનારા ઉપર રસ્તામાંજ આવે છે. શહેરમાં આજવા તળાવમાંથી નળદ્વારા પાણી અપાય છે.

**દેવમંદિરો**—શહેરમાં વિઠ્ઠલનાથજીનું મંદિર ઉત્તમ છે. તેમજ ગાયકવાડ સરકારની કુલદેવી ખંડોબાદેવીનું મંદિર છે. તે સિવાય સ્વામીનારાયણનું મંદિર, સિદ્ધનાથનું મંદિર, કાળકામાતાનું મંદિર, રામચંદ્રનું મંદિર, નરસિંહજીનું મંદિર, ગોવર્ધનનાથજીનું મંદિર, બળદેવજીનું મંદિર, કાશીવિશ્વેશ્વરનું મંદિર, ગણપતિનું મંદિર, બહુચરાજીનું મંદિર, ભીમનાથનું મંદિર, લાકબાદેવીનું મંદિર વિગેરે ઘણાં દેવમંદિરો છે. ભીમનાથના મદીર પાસે ગાયકવાડ સરકાર તરફથી બ્રાહ્મણો પાઠપુજા કરે છે. ત્યાં બે શિવમંદિરો છે. વડોદરાના રાજા ગોવિંદરાવ, મલ્હારરાવ અને આનંદરાવની તેમજ રાણીઓની છત્રીઓ છે.

**શ્રીમન્નૃસિંહાચાર્યજીનું મંદીર**—વડોદરામાં ભુતડીને ઝાંપે શ્રીમન્નૃસિંહાચાર્યજીનું મંદિર છે. ગુજરાતમાં શ્રીમન્નૃસિંહાચાર્યજી સમર્થ મહાત્મા થઇ ગયા છે. તેમણે શ્રેયસ્સાધકઅધિકારી વર્ગની સ્થાપના કરી છે. તેમને તેમના શિષ્યો મહેશ્વરના અવતાર માને છે. તેમના શિષ્યોમાં ઘણો ભાગ ગ્રેજ્યુએટો, અને વિદ્વાનોનો છે. તેમના મુખ્ય શિષ્ય શ્રીમાન છોટાલાલ જીવનલાલ થઇ ગયા છે. તેમણે મહાકાલદ્વારા ઘણા માણસોનાં જીવન ઉન્નત બનાવી દીધાં હતાં. હાલમાં શ્રીમન્નૃસિંહાચાર્યજીના પુત્ર શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી ગાદી ઉપર છે. અહિં કાર્તક વદ ૧૪ અને અશાડ સુદ ૧૫ ના રોજ મોટા ઉત્સવો થાય છે તે વખતે તેમનું શિષ્યમંડળ અહિં આવી ગુરુપુજન, આરતી, ભજન, વ્યાખ્યાન વિગેરે કરે છે. શ્રીમન્નૃસિંહાચાર્યજી વીસનગરા નાગર બ્રાહ્મણ હતા. તેમનો જન્મ સુરત પાસે કડોદમાં થયો હતો. તે સુરતમાં કેટલોક વખત રહ્યા હતા. તે પછી વડોદરે આવ્યા હતા. તેઓ સમર્થ યોગી અને સિદ્ધ પુરુષ હતા તેમનો મુખ્ય માર્ગ વેદાંતમાર્ગ હતો. તેમનાં બનાવેલા ભામિનીભૂષણ વિગેરે ઘણા ગ્રંથો હાલમાં ઘેરેઘેર વંચાય છે. આ લેખક પણ તેમનો જ શિષ્ય છે.

**કોલેજ**—સ્ટેશનથી આવતાં સ્ટેશનથી થોડેજ દૂર વડોદરાની કોલેજ છે. કોલેજનું મકાન ઉત્તમ અને જોવા લાયક છે. આગળ જતાં જનરલ હોસ્પીટલ આવે છે. આ મકાન પણ ઘણું ઉત્તમ છે. સ્ટેશનથી થોડે દૂર રસ્તામાં હાલમાં એક નવો ટાવર બંધાવેલો છે તેના ઉપર ઘડીઆળ છે.

**કમીટીબાગ**—આગળ જતાં વિશ્વામિત્રીનો પુલ ઓળંગી પેલી બાજુએ ઉત્તરમાં કમીટીબાગ છે. ત્યાં દરવાજા પાસેજ શ્રીસયાજીરાવ ગાયકવાડની

ઘોડા ઉપર સવારી કરેલી પ્રતિમા છે. બાગમાં થઇનેજ વિશ્વામિત્રી નદી વહે છે. બાગમાં ઘણી જાતનાં ફુલઝાડો ઉત્તમ છે. અંદર સડકો સુંદર અને સ્વચ્છ છે. ઠેકાણે ઠેકાણે બાંકડાઓ મૂકેલા છે. અંદર વાઘ, સિંહ, હરણો, મઘર, રીંછો, સાપ, ચિત્તા વિગેરે અનેક જાતનાં જંગલી પશુપક્ષીયો પાળેલાં છે તેનાં સ્થાનો છે. એક બાજુ ઝુલતો પુલ છે તે તારનાં દોરડાંનો બનાવેલો છે. બાગની અંદર મ્યુઝીઅમ બે ભાગમાં છે તેની અંદર ઘણી જાતની વસ્તુઓ, મરેલાં જાનવરોને દવાથી સાચવી રાખેલાં છે તે, ઘણા જાનવરોનાં હાડપીંજરો, સિવાય અનેક ચીજો તેમાં જોવા જેવી છે.

**જૈનદેરાસરો**—અહિં પીપળાશેરીમાં ચિંતામણજી, જાતીશેરીમાં આદિશ્વર અને ચંદ્રપ્રભુનું, ઘડીઆળી પોળમાં કુંથુનાથનું, ચૌટાઓળમાં આદિશ્વરનું, સુલ્તાનપુરામાં ચંદ્રપ્રભુનું, નરસીંહજીની પોળમાં દાદાપાર્શ્વનાથનું, બાબાજીપુરામાં ગોડીજીનું મામાની પોળમાં કલ્યાણ પાર્શ્વનાથ અને વીરપ્રભુનું કોઠીપોળમાં શાંતિનાથનું ફતેપુરામાં સંખેશ્વરા પાર્શ્વનાથનું, મ્હેતાપોળમાં નેમનાથનું, નવીપોળમાં શીતલનાથનું મહમદવાડીમાં આદિશ્વરનું અને પઢેલીયા પોળમાં મનમોહન પાર્શ્વનાથનાં જૈનદેરાસરો ઉત્તમ છે. બીજાં ૧૪ ઘરદેરાસરો છે.

**સુરસાગર**—આગળ લ્હેરીપુરા દરવાજા પાસે બજાર મુકી આગળ જતા સુરસાગર તળાવ શહેર વચ્ચે છે. ત્યાં લાડબાદેવીનું મંદીર છે. એક બાજુ ન્યાયમંદિર વિગેરે કોર્ટો છે. આગળ ત્રણ દરવાજા છે ત્યાંથી માંડવી વચ્ચે ઉત્તમ બજાર છે. કસારાઓની વાસણોની દુકાન એક બાજુ છે. આગળ શહેર વચ્ચે **માંડવી** છે. ત્યાંથી ચારે બાજુ ચાર સડકો જાય છે. ઉત્તરની સડક પાસે સયાજીરાવનો બનાવેલો જુના વખતનો ત્રણ માળનો વિશાળ રાજમહેલ છે તે જોવાલાયક છે. અહિં પાસેજ સેંટ્રલ લાયબ્રેરી છે.

**નરસિંહજી**—નરસિંહજીની પોળમાં નરસિંહજીનું મોટું મંદિર છે. ત્યાં દર્શન કરવાની ઘણી ભીડ થાય છે. કાર્ત્તકી પુનમે તેમનો મોટો વરઘોડો નીકળે છે.

**નજરબાગનો મહેલ**—રાજમહેલની પાસેજ નજરબાગ છે આ બાગ ઉત્તમ છે. અંદર મહારાજા મલ્હાવરાવનો બનાવેલો ચાર માળનો રાજમહેલ છે. કોઇ રાજા કે મહેમાન આવે છે ત્યારે તેને આ મહેલમાં ઉતારો આપવામાં આવે છે. અંદર ઉત્તમ ફરનીચર વિગેરે છે. મહેલ જોવા લાયક છે. નજરબાગની દક્ષિણે થોડે દૂર એક મકાનમાં મલ્હાવરાવ મહારાજાના વખતની બનાવેલી ૨ સોનાની અને ૨ ચાંદીની તોપો છે.

**સાઠમારીનો અખાડો**—નજરબાગની પાછળ પૂર્વ તરફના દરવાજા પાસે આ અખાડો છે જ્યાં ઉત્સવ વખતે હાથી, ગેંડા, વિગેરેની લડાઇ કરાવવામાં આવે છે, તેને સાઠમારી કહે છે. ત્યાં આજુબાજુ કોટ છે તેમાં

ઠેકાણે ઠેકાણે દરવાજા છે. આ કોટથી અડોઅડ એક બાજુ મહારાજા અને સરદારોને બેસવાનું સ્થાન છે અને ત્રણ બાજુએ લોકોને જોવા બેસવાનું સ્થાન છે. ચાંપાનેર દરવાજાથી ઉત્તરે હાથીખાનું છે. જેમાં પહેલાં તો ૧૦૦ હાથી રહેતા હતા. હવે તો થોડા છે ત્યાંથી થોડે દૂર શેરશાહ નામનું મોટું તળાવ છે.

**લક્ષ્મીવિલાસમહેલ**—શહેરની પશ્ચિમે મોટા મેદાનમાં વડોદરાના મહારાજા સર સયાજીરાવ મહારાજાએ બનાવેલો નવો લક્ષ્મીવિલાસ નામનો રાજમહેલ છે. મહેલ ઘણો ઉત્તમ અને જોવાલાયક છે તે ૨૭ લાખ રૂપિયા ખર્ચીને બંધાવેલો છે. વચ્ચેનો ભાગ ૧૧ માળનો છે અને બે બાજુ ત્રણ માળનો આ મહેલ છે. અહીંથી થોડે દૂર નવલખો કુવો છે. અહિં મહારાજા રહે છે.

**મકરપરાનો રાજમહેલ**—શહેરથી દક્ષિણ બાજુએ ત્રણેક માઈલ ઉપર મકરપુરા છે. ત્યાં સુધી પાકી સડક છે. તેમાં મહારાજાનો ઉત્તમ રાજમહેલ છે તે ખાસ જોવાલાયક છે. આજુબાજુ ઉત્તમ બાગ છે. હાલ અહિં મહારાજા સરસયાજીરાવ ગાયકવાડ સેના ખાસખેલ શમસેર બહાદુર સી. એસ. આઇ. રાજ્ય કરે છે. મહારાજા વિલાયત અમેરીકાદિ પ્રદેશોમાં ઘણી મુસાફરી કરે છે. આ રાજ્યમાં વિદ્યાનો પ્રચાર સારો છે.

વડોદરાથી એક ટ્રેન ડેરોલ થઇ ગોધરા તરફ જાય છે. મુંબાઈથી આવતો પંઝાબમેલ વડોદરે થઇ ગોધરા થઇ આગળ જાય છે.

**કળાભુવન**—અહિં વિદ્યાર્થીઓને સુતાર કામ, રંગનું કામ, પથ્થરની કોતરણીનું કામ, ઇજીનીયરનું કામ. અને ઓવરસીયરનું કામ વિગેરે હુન્નરઉદ્યોગનું સારૂં શિક્ષણ અપાય છે. મકાન ભવ્ય અને જોવા લાયક છે. અહિંથી તૈયાર થયેલા છોકરાઓને સારી નોકરી મળી શકે છે. તેમ સ્વતંત્ર હુન્નર કરી શકે છે. તે સિવાય જેલનું મકાન, અને નવું વોટરવર્ક્સ જોવા જેવું છે. આ તળાવને સયાજીસરોવર કહે છે. ત્યાંથી શહેરને પાણી અપાય છે. આ નવા વડોદરાથી ૧૪ માઇલ થાય છે.

---

## પ્રકરણ ૧૬૩ સું.

## વાસદ, નાપાડ, આણંદ, બોરસદ, પેટલાદ, આશાપુરી, કાણીસાના કુન્ડ, ખંભાત.

---

**વાસદ**—વડોદરાથી ૧૨ માઇલ ઉપર વાસદનું રેલ્વે સ્ટેશન છે. વાસદમાસે મહીસાગર નદી છે. તેના ઉપર રેલ્વેનો મોટો પુલ છે. વાસદ ગામ નાનું છે પણ અહિં દાળ અને અનાજનો વેપાર ઘણો સારો ચાલે

છે. અહિં રામજી મંદીર છે. દર રવીવારે મહીસાગર નદીમાં ન્હાવા માટે ઘણા માણસો અહિં આવે છે. વાસદથી આદરવા અને ઉમેટા પગરસ્તે જવાય છે. એ બે નાનાં સ્ટેટો છે. અહિં પાટીદારોનો સંપ સારો છે.

**નાપાડ**—વાસદથી આગળ નાવલીનું સ્ટેશન આવે છે. ત્યાંથી ૨ ગાઉ ઉપર નાપાડ ગામ છે. અહિં વાંટામાં મોલેસલામ ગરાસીયા લોકોની અને તલ્પદમાં હિંદુઓની વસ્તી છે વાંટામાં ઠાકોર તાલુકદાર છે. અહિં તળાવ ઉપર અંબાજી માતા અને પંચપીરનું સ્થાન છે. ગામની ભાગોળે ધર્મશાળા છે. અહિં કોટમાં પહેલાં પોલીસ થાણું હતું. હાલ કોટમાં નિશાળ છે. ગામ વચ્ચે મહાદેવનું ઉત્તમ શિવાલય છે. નાપાડ આ લેખકની જન્મ ભૂમી છે. અહિં બ્રાહ્મણોનાં ત્રીસપાંત્રીસ ઘરો છે. તલપદ અને વાંટા વચ્ચે બજાર છે. તલ્પદમાં ઘણી વસ્તી પાટીદારોની છે. પહેલાં અહિં તાલુકો હતો પણ આણંદમાં રેલ્વે સ્ટેશન થવાથી તાલુકાનું સ્થળ આણંદ થયું છે. અહિંથી ત્રણેક ગાઉ ઉપર પામોલમાં કુલબાઇ માતા છે. ત્યાં ઘણા માણસો પ્રજા થવા માટે બાધા લેવા જાય છે.

## આણંદ.

નાવલીથી આગળ આણંદનું રેલ્વે જંકશન આવે છે. અહિંથી ૧ રેલ્વે ટ્રેન પેટલાદ થઇ ખંભાત તરફ જાય છે. અને બીજી ટ્રેન ડાકોર થઇ ગોધરા તરફ જાય છે. આણંદ અને ડાકોરની હકીકત આગળ આવી ગઇ છે. આણંદમાં સ્ટેશન ઉપર ભાટીયાની ધર્મશાળામાં મહાદેવ છે. ગામની દક્ષિણે લોટીયાવાળી ભાગોળે ચરામાં જાગનાથ મહાદેવ નવા નીકળેલા છે. ગામમાં વલ્લભસંપ્રદાયની બેઠક છે. તેમ વેરાઇ માતા અને બીજાં એક બે દેવ મંદિરો છે.

બોરસદ—આણંદથી એક ટ્રેન અગાસ, પેટલાદ થઇ ખંભાત જાય છે. અગાસથી ૭ માઇલ ઉપર બોરસદ છે. બોરસદ ખેડા જીલ્લાના તાલુકાનું ગામ છે. ગામમાં મામલતદાર, મેજીસ્ટ્રેટ, અને મુનસફની કચેરીઓ છે. ગામમાં ભાગોળે મહાકાળેશ્વર મહાદેવનું શિવાલય ઉત્તમ છે. તેમજ કુલબાઇ માતા, તારણ માતા, બહુચરાજી માતાના મંદીરો છે તેમજ ગામ વચ્ચે નારણદેવનું મંદીર ઉત્તમ છે. અહિં બોરસદા બ્રાહ્મણો અને મુસલમાનોની વસ્તી વધારે છે.

પેટલાદ—અગાસથી આગળ પેટલાદનું સ્ટેશન આવે છે. આણંદથી પેટલાદ ૧૪ માઇલ ઉપર છે. પેટલાદ ગાયકવાડી રાજ્યના તાલુકાનું ગામ છે. ગામ મોટું છે, અહિંથી એક બ્રેંચ લાઇન વીરસદ, સોજીત્રા, વસો અને પીજ તરફ જાય છે. ગામની પૂર્વ તરફ રામનાથનો કુંડ છે તેની પાસે રામનાથ મહાદેવનું દેવાલય છે. ગામમાં મ્યુનીસીપાલીટી અને સરકારની કચેરીયો છે, અહિં ૧૬ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે,

## આશાપુરી.

પેટલાદથી બ્રેંચ લાઇનમાં પીજ જતી ગાડીમાં વીરોલનું સ્ટેશન પહેલું જ આવે છે. તેનું પેટલાદથી ૦–૧–૦ ભાડુ છે. વીરોલથી ૧ માઇલ ઉપર ઇસણાવ અને પીપળાવ ગામો જોડાજોડ છે. તેમાં પીપળાવ ગામની આગેળે પૂર્વ તરફ મોટું તળાવ છે. તે તળાવને કિનારે આશાપુરી માતાનું વિશાળ દેવાલય છે. આ તરફ આશાપુરી માતાનું મહાત્મ્ય વધારે છે. ઘણી નાતોની આશાપુરી કુળદેવી છે. અહિં મહા મહિનામાં સંઘ આવે છે તે વખતે ભવાઇ થાય છે. ઘણાં કુટુંબો પોતાના છોકરાની બાધા અહિં ઉતરાવે છે. ભાદરવા સુદ ૮–ધરોઆઠમના રોજ અહિં મોટો મેળો ભરાય છે. મંદિરનું દેવળ ઉંચાણમાં છે પાસ ધર્મશાળા છે. મંદિરમાં એક બાજુ આશા અને જોડે બીજી બાજુ પુરીની મુર્તિઓ છે. દર રવીવારે ઘણા ગામોથી અહિં યાત્રાળુઓ આવે છે. ચરોતરમાં આશાપુરીનું મોટું ધામ ગણાય છે.

આ લાઇનમાં સોજીત્રા અને વસો એ બે મોટાં ગામો છે. તે ગાયકવાડ સરકારને કબજે છે. ગામ મોટાં અને પાટીદારીયા છે. ચરોતરના બાર ગામોમાં આ ગામો ગણાય છે.

**કાણીસાના કુન્ડ**—પેટલાદથી ખંભાત જતાં આગળ નાર, તારાપુર થઇ સાયમાનું રેલ્વે સ્ટેશન આવે છે. સાયમાથી ૨ માઇલ ઉપર કાણીસા ગામ છે. ત્યાં કુંડ છે. તેમાં સ્નાન કરવાથી રક્તપીત મટે છે એવું કહેવાય છે. કેટલાક યાત્રાળુઓ અહિં સ્નાન કરવા માટે વ્યતિપાતમાં તેમજ શ્રાવણ મહિનામાં આવે છે. અહિં હજામ લોકોની લીમચ માતા છે. ત્યાં ધર્મશાળા પણ છે.

## ખંભાત.

આગળ ખંભાતનું રેલ્વે સ્ટેશન છે. આણંદથી ૩૩ માઇલ ઉપર ખંભાતનું રેલ્વે સ્ટેશન છે. તેનું ભાડુ આણંદથી ૦–૮–૩ છે. ખંભાતમાં ખંભાતના દેશી રાજા નવાબની રાજધાની છે. હાલ નવાબ નાની ઉમ્મરના હોવાથી અગ્રેજ સરકાર તરફથી એડમીનીસ્ટ્રેટર વહીવટ ચલાવે છે. ખંભાતના અખાત ઉપરજ આ શહેર છે. મહી નદી અહિં આગળ ખંભાતના અખાતને મળે છે, અહિં ૩૨ હજાર ઉપરાંતની વસ્તી છે. પહેલાં ગામની આજુબાજુ કોટ હતો પણ હાલ તુટી ગયાની હાલતમાં છે. ગામમાં પેસતાં કરટમનું નાકુ છે. અહિં નવાબનો મહેલ સાધારણ સ્થિતિમાં છે. અહિં જુમામસીદ છે. હાલતો ખંભાતની વસ્તી પડી ભાગી છે. ગામમાં ઘણાં ખંડેરો છે. અહિં દરીયામાર્ગે લાકડાં વિગેરે ઘણાં આવે છે. અહિં અકીક અને ઇમીટેશન માણેક વિગેરે સારાં ઘસીને તૈયાર કરે છે, સમુદ્રમાં જવાર વારંવાર આવે છે. ગામની દક્ષિણ બાગોળે નારેશ્વર તળાવ

છે. શહેરમાં વચ્ચે ટાવર છે. બજાર સાધારણ છે. રેશમી કાપડનું વણાટ કામ અહિં ઠીક છે.

પહેલાં આ શહેરનું નામ ત્રંબાવટી હતું. અહિંથી ૨ ગાઉ ઉપર નગરા ગામ છે. ત્યાં પહેલાં ત્રંબાવટી નગરી હતી, ત્યાં કોટેશ્વર મહાદેવ છે. તેમ એક કુંડ છે ત્યાં મેળો ભરાય છે. નવાબને ૬ લાખ ૨૫ હજાર રૂપીયાની આવક છે. તેમને ૧૧ તોપોની સલામી મળે છે. ખંભાતના નવાબ મુગલ વંશના સીયા મુસલમાન છે. મહી અને સાબરમતી નદી અહિંજ ખંભાતના અખાતને મળતી હોવાથી દરીયામાં માટી વિગેરે પુરાઇ જવાથી ખંભાતથી નજીકમાં દરીયાનાં પાણી છીછરાં હોવાથી વહાણ આવી શકતાં નથી. પહેલાં ખંભાત મોટું શહેર હતું પણ હવે તો પડી ભાંગવાની દશામાં છે. ખંભાતથી પાછા આણુંદ આવવું આણુંદથી એક ટ્રેન ઉમરેઠ, ડાકોર થઇ ગોધરા તરફ જાય છે. ઉજ્જન અને શ્રીનાથજીની યાત્રા કરવા જનારા લોકો આણુંદથી ડાકોર લાઇનમાં બેસી આગળ જાય છે તે હકીકત આગળ આવી ગઇ છે.

---

## પ્રકરણ ૧૬૪ મું.

## વડતાલ, નડીઆદ, ઉંટડીયામહાદેવ, કપડવણજ, લસુંદ્રા, મહેમદાવાદ.

---

## સ્વામીનારાયણનું ધામ–વડતાળ.

---

આણુંદથી આગળ મેઇન લાઇનમાં ૪ માઇલ ઉપર બોરીઆવીનું સ્ટેશન છે. ત્યાંથી ૨ ગાઉ ઉપર આગળ વડતાલ ગામ છે. અહિં સ્વામીનારાયણનું મોટું ધામ છે. ડાકોરના જેવીજ અહિં મંદિરની શોભા છે. ડાકોરમાં જેમ ગોમતી તળાવ છે તેમ અહિં પણ ગોમતી તળાવ પથ્થરથી બાંધેલું છે. આ મંદિર ભવ્ય અને વિશાળ છે. મંદિરને ત્રણ શિખરો છે. મંદીરમાં લક્ષ્મીનારાયણની મુર્તિ સને ૧૮૨૪ ના અકટોબર મહિનામાં સ્વામીનારાયણે જાતે સ્થાપેલી છે. મંદીરની આજુબાજુ ચારે તરફ ત્રણ ત્રણ માળની મોટી હવેલીયો છે. તેમાં એકમાં આચાર્ય રહે છે અને બીજામાં સાધુ બ્રહ્મચારીયો રહે છે. વડતાલમાં સ્વામીનારાયણનો બાગ અને સમાધીનાં દહેરાં છે. મંદીરમાં પાળા, બ્રહ્મચારીઓ રહે છે. મંદીર ખાસ દર્શનીય છે. મંદીરમાં લક્ષ્મીનારાયણ સિવાય નરનારાયણની મુર્તિ અને સહજાનંદ સ્વામીની મુર્તિ છે. અહિં કાર્તક સુદ ૧૧ અને રામનવમીને રોજ મોટો સમૈયો ભરાય છે. સ્વામીનારાયણના મુળ પુરૂષ સહ-

જાનંદ સ્વામી થઇ ગયા છે. તેમનું મુળવતન અયોધ્યા પાસે છપૈયામાં હતું. છપૈયાની હકીકત આગળ આવી ગઇ છે. તેમણે આ ધર્મ ચલાવી ઘણા શિષ્યો કર્યા છે. તે યોગસિદ્ધ પુરુષ હતા એમ લોકો માનતા હતા. સ્વામી નારાયણની ૨ ગાદી છે. એક અમદાવાદમાં અને બીજી વડતાલમાં છે. તે સીવાય ગઢડા, મુળી વિગેરે ઘણે સ્થળે તેમનાં શાખા મંદિરો છે.

## નડીઆદ.

બોરીઆવીથી આગળ ૭ માઇલ ઉપર નડીઆદનું રેલ્વે સ્ટેશન છે. ખેડા જીલ્લામાં નડીઆદ તાલુકાનું ગામ છે. તેમ જીલ્લામાં સર્વથી મોટું શહેર છે. અહિં ૩૦ હજાર ઉપરાંતની વસ્તી છે. શહેરમાં મ્યુનિસિપાલીટી સબજડજની કોર્ટ, મામલતદારની અને મેજીસ્ટ્રેટની કચેરીઓ, હાઇસ્કુલ, દવાખાનું વિગેરે છે. અહિં કાપડ વણવાની બે મીલો છે. નડીઆદમાં વેપાર સારો ચાલે છે. નડીઆદની દક્ષિણ ભાગોળે સંતરામનું વિશાળ મંદિર છે. આજુબાજુ મોટી ધર્મશાળાઓ છે. તે સિવાય બીજાં પણ કેટલાંક દેવમંદિરો છે. શહેરમાં સડકો, બજાર વિગેરે સારૂં છે. ખેડાજીલ્લામાં સર્વથી મોટુ શહેર નડીઆદ છે.

નડીઆદથી એક બ્રેંચ લાઇન—નડીઆદ કપડવંજ રેલ્વે થઇ છે. તે વીણા, મહુધા, વડથલ, કઠલાલ, દેસલવાડા થઇને કપડવણજ જાય છે.

## ઉત્કંઠેશ્વર કે ઉંટડીઆ મહાદેવ.

નડીઆદથી કપડવણજ જતી લાઇનમાં દેસલવાડાના સ્ટેશને ઉતરી ત્યાંથી આતરસુબા થઇ ઉંટડીયા મહાદેવ જવાય છે. તેમજ અમદાવાદથી પ્રાંતીજ લાઇનમાં દેગામનું સ્ટેશન છે. ત્યાંથી પગરસ્તે ઉંટડીયા મહાદેવ આઠ ગાઉ છે. ઉંટડીયા મહાદેવ વાત્રક નદીના કિનારે છે. તે યાત્રાનું ધામ ગણાય છે. કપડવણજથી મહાદેવ ૫ ગાઉ ઉપર છે. અહિંથી થોડે દુર વાત્રકને કાંઠે જંગલમાં કેદારેશ્વર મહાદેવ છે. અહિં જંગલ છે. આ મહાદેવને ઝાંઝર નદી નવરાવીને આગળ ગૌમુખને રસ્તે વહીને વાત્રકને મળે છે અહીં કેળાનાં ઝાડ છે. અહિં શ્રાવણમાં તેમ શિવરાત્રી ઉપર મોટો મેળો ભરાય છે.

ઉત્કંઠેશ્વર–ઉંટડીયા મહાદેવનું દેવાલય એક ઉંચા ટેકરા ઉપર છે આજુબાજુ ધર્મશાળાઓ છે. આ મંદિર ગાયકવાડ સરકારની હદમાં છે. તે પુનાદરાથી ૧ માઇલ ઉપર છે. શિવાલય શિખરબંધ છે. તેમાં જળાધારીની વચ્ચે ઉંડાણમાં ખડબચડું લિંગ છે. અને તેમાં પરપોટા જેવાં સંખ્યાબંધ નાનાં નાનાં લિંગો ઉપરથી જણાય છે. શ્રાવણ માસમાં અહિં મોટો મેળો ભરાય છે. સિંહને બ્રહસ્પતિ બેસતાં તેમજ ઉતરતાં અહિં મહાદેવ ઉપર ધજા ચઢે છે અને ઉતરે છે. તે વખતે મોટો મેળો ભરાય છે. અહિં શેઢી નદી

વાત્રકને મળે છે, અહિં જાબાલી રૂષિએ તપ કર્યું હતું. શિવરાત્રી ઉપર અહિં મેળો ભરાય છે.

કપડવણજ—આ લાઇનમાં છેલું સ્ટેશન કપડવણજ છે. ગામ મોટું છે. ગામ વચ્ચે બજાર છે. શહેરમાં મ્યુનીસીપાલીટી, મામલતદાર અને સબજડજની કચેરીયો છે. મહોર નદી અહિંથી ૦।। માઇલ ઉપર છે. અહિંથી ૧ માઇલ ઉપર એક ટેકરી ઉપર રત્નાકર માતાનું સ્થાનક છે. તેની માનતા સારી ચાલે છે. તે સિવાય વૈજનાથ મહાદેવ, સોમનાથ મહાદેવ વિગેરે મંદિરો છે.

કપડવણજ ગાડી નહોતી થઇ ત્યારે ડાકોરથી કપડવણજ પગરસ્તે જવાતું.

લસુંદ્રા—કપડવણજથી ૫ ગાઉ ઉપર લસુંદ્રા ગામ છે, ત્યાં ટાઢા ઉના પાણીના કુંડ છે. ત્યાં ન્હાવા માટે વ્યતિપાત હોય છે ત્યારે કે બીજા ત્હેવારે મેળો ભરાય છે.

## મહેમદાવાદ.

કપડવણજથી નડીઆદ આવી નડીઆદથી ૧૧ માઇલ ઉપર વાત્રક નદીના કિનારે મહેમદાવાદનું રેલ્વે સ્ટેશન આવે છે. મહેમદાવાદ મહમદ બેગડાએ વસાવેલુ હોવાથી તેનું નામ મહેમદાવાદ રાખેલું છે અહિં નદી ઉપર બાદશાહના મહેલનાં જુનાં ખંડેરો છે. તેમ અહિંથી થોડે દૂર ભમરીયો કુવો છે તે ૭૫ ફુટ લાંબો અને ૨૫ ફીટ પહોળો છે. તેમાં ઉતરવા માટે ચક્રરદાર પગથીયાં છે. નીચે ૮ ખંડો છે. આ કુવો જોવા જેવો છે. તે સીવાય અહિં મ્યુનીસીપાલીટી અને મામલતદારની કચેરીયો છે. મહેમદાવાદ ખેડા જીલ્લામાં તાલુકાનું ગામ છે અહિં વડાદરા બ્રાહ્મણોની વસ્તી વધારે છે.

ખેડા—મહેમદાવાદથી ૫ ગાઉ ઉપર ખેડા એ ખેડા જીલ્લાનું સદર સ્થાન વાત્રક નદીના કિનારે છે. ત્યાં જવા માટે મહેમદાવાદથી પાકી સડક છે અને ઘોડા ગાડીઓ ભાડે મળી શકે છે. અહિં કલેકટરની કચેરી અને બંગલો નદી કિનારે છે. કચેરી પાસે મોટું જૈન મંદિર છે. અહિં મ્યુનીસીપાલીટી, અને દવાખાનું પણ છે. અહિં કપડાં છાપવાનું કામ સારૂં થાય છે. આ ગામ ઘણા જુના વખતનું છે. ગામની ભાગોળે હનુમાનનું મોટું મંદિર અને ધર્મશાળા છે. અહિંથી માતર જવાય છે. તે ખેડા જીલ્લાના તાલુકાનુ ગામ છે.

# પ્રકરણ ૧૬૫ મું.

# અમદાવાદ

મહેમદાવાદથી ૧૮ માઇલ ઉપર અમદાવાદનું રેલ્વે સ્ટેશન છે. અમદાવાદ ગુજરાતની રાજધાનીનું શહેર છે. વડોદરાથી અમદાવાદ ૬૨ માઇલ ઉપર છે તેનું વડોદરાથી ભાડુ રૂ ૧-૧-૦ છે. આણંદથી અમદાવાદનું ભાડુ રૂ ૦-૧૦-૦ છે.

અમદાવાદ રેલ્વેનું જંકશન સ્ટેશન છે. અહિંથી એક લાઇન વીરમગામ થઇ કાઠીયાવાડ જાય છે. તેમજ બીજી રજપુતાના, માળવા, રેલ્વે સાબરમતી, મહેસાણા, સિદ્ધપુર, પાલણપુર, અજમેર, જયપુર થઇ મથુરાં અને દિલ્હી તરફ જાય છે. અમદાવાદથી-અમદાવાદ પ્રાંતિજ રેલ્વે અસારવા નરોડ-દહેગામ, તલોદ, પ્રાંતિજ, હિંમતનગર અને ઇડર થઇને ખેડબ્રહ્મા સુધી જાય છે. તેમજ એક લાઇન અમદાવાદ ધોળકા લાઇન-સાબરમતીથી, સરખેજ થઇ ધોળકા જાય છે.

અમદાવાદ સાબરમતી નદીના કિનારે જીલ્લાનું સદરસ્થાન છે. અહિં ત્રણ લાખ માણસોની વસ્તી છે. સ્ટેશન મોટું અને વિશાળ છે. સ્ટેશનની પાસે રેવાબાઇ ધર્મશાળા અને બીજી કેટલીક ધર્મશાળાઓ છે. શહેરની આજુબાજુ કોટ છે. તેને સારંગપુર, પાંચકુવા, રાયપુર, આસ્ટોડીયા, જમાલપુર, દિલ્લી દરવાજો, પ્રેમ દરવાજો, કાલુપુર દરવાજો એવા ૧૨ દરવાજા છે. અહિંની મ્યુનિસિપાલીટી સારી ગણાય છે. તેની ઓફીસ દાણાપીઠ પાસે છે. શહેરમાં સાબરમતી નદીનું પાણી નળદ્વારા અપાય છે. સ્ટેશન ઉપર ઘોડાગાડીઓ તેમજ મોટરો ભાડે મળી શકે છે. મુખ્ય રસ્તો રીચીરોડનો છે. સ્ટેશનથી ઠેઠ ભદ્ર સુધી જવાનો આ રસ્તો ઉત્તમ છે પણ સાંકડો છે. શહેરમાં વીજળીના દીવાઓ થાય છે.

અહિં ભદ્રકાળી માતાનું મંદિર મુખ્ય ગણાય છે તે સિવાય સ્વામીનારાયણનું મંદિર, શાહીબાગમાં ભીમનાથ અને ખડગધારેશ્વર મહાદેવ તેમ કેમ્પના હનુમાન, નવાપુરાનાં બહુચરાજી માતા વિગેરે દેવમંદિરો છે. તે સિવાય હઠીભાઇની વાડીમાં જૈન મંદિર છે તેમ બીજાં કેટલાંક જૈન મંદિરો, જુમામસીદ, શાહઆલમનો રોજો, રાણી શીપ્રીની મસીદ, ડીસ્ટ્રીકટ કોર્ટ, કલેકટર અને કમીશ્નરની કચેરીયો, દવાખાનું; વિગેરે છે. તે સિવાય અસારવામાં નીલકંઠ મહાદેવ અને અખાડો, દાદાહરીનો કુવો, કાકરીયા અને ચંડોળાયનું તળાવ, જોવા લાયક છે. શહેરમાં સડકો ઉત્તમ છે. સ્ટેશનની સામે થોડે દૂર મસ્કતી મારકીટ અને બીજી કાપડની મારકીટો છે. સ્ટેશનથી

શહેરમાં જતાં રસ્તામાં કાપડની દુકાનો પાંચકુવાના દરવાજા બહાર આવે છે. પાંચકુવા દરવાજાથી રીડરોડ થઇ તે જ રસ્તે આગળ રીચીરોડ શરૂ થાય છે. ચાર રસ્તા ઉપર ભાગ્યોદય પ્રેસની ઓફીસ, હવે કેમીકલ વર્કસ વિગેરે ઓફીસો છે. આગળ કાલુપુરનો પુલ આવે છે ત્યાં આગળથી કોટન બજાર શરૂ થાય છે. આગળ રતનપોર જવાનો રસ્તો છે. ત્યાંથી આગળ ફુવારો આવે છે. ત્યાં ઉત્તર તરફ મુંબાઈ બેંકની શાખા રેલ્વેની ટીકીટ ઓફીસ છે. અહિંથી મોટા બજારની શરૂઆત થાય છે. કાપડ બજાર, કટલરી બજાર, અહિં છે. અહિંથી દક્ષિણ તરફ માણેકચોકમાં જવાય છે. આગળ પાનકોરનું નાકુ આવે છે તે રસ્તો કાલુપુર દરવાજા સુધી જાય છે. અહિંથી ત્રણ દરવાજાનું બજાર શરૂ થાય છે. ત્રણ દરવાજાથી આગળ જતાં ભદ્રનો કિલ્લો જણાય છે. સામેજ ભદ્રકાળીનું મંદિર છે સામે મેદાનમાં નાનો સરખો બાગ છે.

**શાહિબાગ**—શહેરથી ઉત્તર તરફ ત્રણેક માઇલ ઉપર શાહીબાગ છે ત્યાં લશ્કરી કેમ્પ છે. ત્યાં જવાની સડક ઉત્તમ છે. કેમ્પની સડકની આજુબાજુ વડનાં ઘટાવાળાં વૃક્ષો છે

**હઠિભાઈની વાડી**—પાનકોરને નાકે થઇ દીલ્લી દરવાજેથી કેમ્પમાં જતાં રસ્તામાં દરવાજાની નજીકજ હઠીભાઈની વાડી આવે છે. તેમાં મોટું જૈનમંદિર છે. તેમાં જૈનોના ૧૫ મા તિર્થંકર ધર્મનાથજીનું મંદિર ઉત્તમ છે. તેમાં ધર્મનાથજીની આરસની પ્રતિમા છે. તેને માથે સોનેરી મુકુટ છે. ચારે બાજુ વિશાળ ચોગાન છે. તેની ચારે બાજુ કોટ છે. ત્યાં આજુબાજુ ૫૩ શિખરદાર મંદિરો છે. દરેક મંદીરમાં આરસની જૈન મુર્ત્તિઓ છે. આ મંદિરની કારીગીરી ઉત્તમ છે.

**દુધેશ્વર**—કાલુપુર દરવાજા બહાર પશ્ચિમ તરફ સાબરમતિ નદીના કિનારે દુધેશ્વરનો આરો છે. ત્યાં દુધેશ્વર મહાદેવ છે. અહિં સ્મશાન છે. પાસે વોટરવર્કસ છે. અહિંથી નદીનું પાણી શહેરમાં નળદ્વારા અપાય છે. અહિં દધીચી રૂષિનો આશ્રમ હતો એમ કહેવાય છે. પણ દધીચીનો આશ્રમ નૈમિષારણ્યમાં હોવાનું પણ કહે છે.

**ભીમનાથ**—અહિંથી આગળ કેમ્પમાં જતાં રસ્તામાં શેઠીયાઓના બંગલા આવે છે. તે પછી કેટલેક દૂર સાબરમતિ નદીના કિનારે ભીમનાથ મહાદેવનું ઉત્તમ શિવાલય છે. અહિં ઘાટ બાંધેલો છે.

**ખડકધારેશ્વર**—ભીમનાથથી આગળ થોડે દૂર ખડગધારેશ્વર મહાદેવનું પુરાતની શિવમંદિર છે. સ્થળ દર્શનીય છે. અહિં પણ નદીને કાંઠે નાનો ઘાટ બાંધેલો છે.

**કલેક્ટર અને કમીસનરના બંગલા**—ભીમનાથ મહાદેવની પાસેજ છે.

પાસે કમીશ્નરની ઓફીસ છે કમીશ્નર જે બંગલામાં રહે છે તે પહેલાં બાદશાહનો મહેલ હતો એમ કહેવાય છે.

**કેમ્પના હનુમાન**—આગળ કેમ્પના હનુમાન છે. અહિં દર શનીવારે શહેરમાંથી ઘણા માણસો દર્શન કરવા આવે છે. અહિંથી આગળ લશ્કરી છાવણી છે. ત્યાં યુરોપીયન અને દેશી લશ્કર રહે છે. અહિં પરેડ અને ગોળબારનું મોટું મેદાન છે. સાબરમતી પાસે સેન્ટ્રલજેલ છે.

**નિલકંઠેશ્વર**—કેમ્પ જોઇ પાછા બીજી સડકે અસારવાને રસ્તે કાલુપુર દરવાજેથી શહેરમાં અવાય છે. તે રસ્તે શેઠીઆઓના કેટલાક બંગલાઓ છે. શહેરથી નજીક એકાદ માઇલ ઉપર અસારવા ગામ છે ત્યાં નીલકંઠેશ્વર મહાદેવ પુરાતની છે. પાસે નીલકંઠના ગોસાંઇઓનો અખાડો છે. અહિં પાસેજ દાદાહરીની વાવ અને માતાભવાનીનો સુંદર કુવો છે.

**આચાર્યજીની બેઠક**—અહિં પાસેજ આચાર્ય મહાપ્રભુજીની બેઠક છે. તે નીલકંઠેશ્વર જતાં રસ્તામાં છે. તેમાં સમાસમાનાં દર્શન થાય છે.

**ભદ્રકાળી**—શહેરમાં પશ્ચિમ બાજુએ ત્રણ દરવાજાની સામે કિલ્લામાં ભદ્રકાળી માતાનું મંદિર છે. તેમાં ભદ્રકાળીની શ્યામ મુર્ત્તિ ઉભેલી છે. અહિં અમદાવાદ આવનાર દર્શન કરવા આવ્યા વગર રહેતોજ નથી. મુર્ત્તિ દર્શન કરવા યોગ્ય છે. આ કિલ્લો ભદ્રનો કહેવાય છે. કિલ્લા ઉપર ઘડી યાળનું ટાવર છે. આ કિલ્લામાં હાલ પોસ્ટઓફીસ અને એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબની કચેરીયો છે. પાસે ડીસ્ટ્રીક્ટ કોર્ટ છે.

**વિકટોરીયા ગાર્ડન**—ત્યાંથી આગળ નદી ઉપર જતાં વિકટોરીયા ગાર્ડન–નદીના કિનારેજ છે. બાગ ઉત્તમ છે. તેમાં વિકટોરીયા રાણીનું પુતળુ આરસનું છે. તેમાં કુવારો છે. અહિં સાબરમતિ નદી ઉપર એલીસબ્રીજ છે. તે પાર ઉતરી સામે પાર શેઠીયાઓના ઘણા બંગલા છે. અહીં સાંજે ઘણા માણસો હવા ખાવા આવે છે. અહિં નદીના કિનારે એલીસબ્રીજ છે. તેમ પાસે ભદ્રમાં ગણેશબારીમાં થઇ નદીની અંદર જવાય છે ત્યાં કેટલાક સાધુઓ રહે છે. ત્યાં મહાદેવ છે.

અહિંથી પાછા વળતાં સંસારસુધારા હોલ ડીસ્ટ્રીકટ કોર્ટ પાસેજ છે. અને આસ્ટોડીયા ચકલે જતાં આસ્ટોડીયારોડ ઉપર પ્રેમચંદ રાયચંદ ટ્રેનીંગ કોલેજ સામે પ્રાર્થના સમાજનું મંદિર છે. પ્રાર્થના સમાજમાં દર રવીવારે પ્રાર્થના થાય છે.

**માણેકચોક**—શહેર વચ્ચે માણેકચોક છે. રીચીરોડના પુલ નીચે કાલુપુરથી દક્ષિણે જતાં માણેકચોકનું બજાર છે. અહિં સોના ચાંદીના દુકાનદારો, શરાફો, તાંબા પીતળના વાસણોના વેપારીઓની દુકાનો અને ત્યાંથી આગળ શાકમારકીટ છે. માણેકચોકમાં માણેકનાથ બાવાનું મંદીર છે. આ બજાર જોવા લાયક છે.

ત્રણ દરવાજા પાસે વિલાયતી દવાવાળાઓનું બજાર છે. તેની સામેની લાઇનમાં પરચુરણ સામાનની દુકાનો છે. માણેકચોકમાં જુમા-મસીદ બાદશાહ અહમદશાહે બંધાવેલી છે. અહિં પૂર્વ તરફ એક ભાગમાં અહમદશાહની કબર છે. આ મસીદની સામે પૂર્વ તરફ રાણીની મસીદ છે. તેમ થોડે દુર અહમદશાહનો રોજો છે. જેમાં અહમદશાહની અને તેના પુત્ર મહમદશાહની કબરો છે.

રામજીમંદિર—હાજાપટેલના પોળમાં રામજીમંદિરના પોળમાં–રામજી મંદિર છે. તેમાં રામચંદ્રજીની મુર્ત્તિ ઉત્તમ છે.

સરજુગદાસજીનો આશ્રમ—પ્રેમદરવાજા પાસે મશરૂવાળાના મહાજન અને લાલા ભગતની જગોમાં મહાત્મા સરજુગદાસજી કથા કરતા હતા, ત્યાં હાલ તેમના શિષ્યો કથા કરે છે.

ધીકાંટા પંચભાઇની પોળના ડેલાની સામે સડક ઉપર રણછોડજીનું મંદિર છે. તેમ તેની પાછળ હમામના રણછોડજીનું મંદિર છે.

રાધાવલ્લભની હવેલી—વાડાપોળ સામે રાયપુરમાં રાધાવલ્લભ સંપ્રદાયનું મંદિર છે. ત્યાં બઉવાની પોળ પાસે કાંકરોલીવાળા બાળકૃષ્ણલાલજીનું મંદિર છે.

જગન્નાથજીનું મંદિર—જમાલપુર દરવાજા બહાર જગન્નાથનું વિશાળ મંદિર છે. ત્યાંથી સપ્તરૂષિના આરે તેમજ સાબરમતિના તટ ઉપર જવાયછે.

રાયપુર દરવાજા બહાર–મહીપતરામ અનાથાશ્રમ છે.

ભીમનાગ જતાં રસ્તામાં રેલ્વે ઝાંપેથી પશ્ચિમે પોલીસ લાઇન છે તેની પેલી બાજુ નદીના તટ ઉપર શેઠ ચિનુભાઇનું બંધાવેલું મહાદેવનું શિવાલય છે. ત્યાં નારાયણઘાટનો આરો છે. તેને સ્વામીનારાયણ સંપ્રદાયનો ઓવારો કહે છે. ત્યાં રામનવમીએ યાત્રા ભરાય છે.

સરસપુરમાં–વાસણ શેરીમાં જૈન મંદિર–છે. તેમ રખીયાલ દરવાજે મલેકસાબાના નૃસિંહજીનું મંદિર છે. ત્યાં કાર્તક સુદ ૨ ના રોજ મેળો ભરાય છે. ત્યાં શેઠ મગનલાલ જેચંદે સેનેટોરીયમ બંધાવેલું છે. ત્યાં મલેક સાબાનો રોજો અને વાવ જોવા જેવી છે. અહિં મલેકસાબાનું તળાવ છે.

સ્વામીનારાયણના મંદિર પાસે બકરીપોળમાં કીનખાબનું કારખાનું છે. તેમાં હાથની સાળોથી કીનખાબ વણાય છે.

ધર્મશાળાઓ—સ્ટેશન સામે રેવાબાઇ ભાઇશંકર નાનાભાઇની ધર્મશાળા છે. ત્યાં ઉતરવાની સારી સવડ છે. તેમ ત્યાંથી થોડે દુર મગનલાલ મેન્શન છે. ત્યાં પણ ૩ દિવસ સુધી મફત ઉતરી શકાય છે. ત્યાં ગાદલાં તેમ વાસણ મળી શકે છે. તેમ બીજી ભાટીયાઓની ધર્મશાળાઓ પણ છે. રતનપોળમાં શેઠ લાલભાઇ દલપતભાઇની ધર્મશાળા જૈનો માટે છે.

ઝવેરીવાડે જૈનદેરાસરો ઉત્તમ છે. ડોશીવાડાની પોળમાં તેમ પતાશાની પોળમાં પણ દેરાસરો છે.

**અમદાવાદી કાગળો**—અમદાવાદમાં શાહપુરમાં કાગદીવાડામાં કાગળ બનાવવાનાં હાથનાં કારખાનાં છે ત્યાં જાડા અને ચીકણા કાગળો મજબુત પણ ઝાંખા બને છે. તે ચોપડા બાંધવાના કામમાં આવે છે.

**સોસાઈટી**—ત્રણ દરવાજા અને ભદ્રકાળી માતાની વચ્ચે સડક ઉપર પ્રેમાભાઈ હોલ છે. તેમાં ગુજરાત વર્નાકયુલર સોસાયટી છે. રીચીરોડ ઉપર કુવારા પાસે કાપડબજાર છે. તેમ બીજી પરચુરણ દુકાનો છે.

**સ્વામીનારાયણનું મંદિર**--માણેકચોક પાસે રીચીરોડની સડકથી ઉત્તર તરફ રતનપોળમાં થઈ સ્વામીનારાયણના મંદિરે જવાય છે. આ મંદિર વિશાળ અને ઉત્તમ છે. તેની સામે મોટું ચોગાન છે. મંદિરમાં નરનારાયણ અને લક્ષ્મીનારાયણની મુર્તિયો છે. વચલા ભાગમાં નરનારાયણ અને તેની પુર્વે લક્ષ્મીનારાયણનું મંદિર છે. નરનારાયણના પશ્ચિમના મંદીરમાં સહજાનંદ સ્વામીનું મંદીર છે. અહિં સેવા પુંજાની ધામધુમ સારી છે. મંદીરની સામેના ચોગાનની પશ્ચિમે મોટી હવેલી છે તેમાં સ્વામીનારાયણની ગાદીના વર્તમાન આચાર્ય રહે છે. મંદીરની સામે ચોગાન મૂકી એક ઓસારાના દરવાજામાં થઇ અંદર જતાં સાધુ બ્રહ્મચારીયોને રહેવાનું સ્થાન અને એક મંદિરમાં સહજાનંદસ્વામીની મુર્ત્તિ અને છબીયો છે.

શહેર વચમાં રીચીરોડ ઉપર જૈનોનું મોટું મંદિર છે. તેમજ ચાર રસ્તા ઉપર જૈનોનું દેરાસર અને અપાસરો છે. શહેરમાં અહમદશાહની મસીદ, અને દસ્તુરખાનની મસીદ છે. ધનાસુતારની પોળમાં અંબાજી માતાનું દેવળ છે. પાનકોરને નાકે પીરમશાહનો રોજો છે. તેમ તેની પેલી બાજુ સીવીલ હોસ્પીટલ છે. ત્યાં મેડીકલ કોલેજ છે. તેમાં વિદ્યાર્થીઓને ડાકટરી લાઈનનું શિક્ષણ અપાય છે. તે સિવાય સાબરમતી નદીના કંઠે એલીસબ્રીજ પાસે ગુજરાત કોલેજનું ભવ્ય મકાન છે. તેમાં અભ્યાસ કરી છોકરાઓ ગ્રેજ્યુએટ થાય છે. તે સિવાય દિલ્લી દરવાજા પાસે રણછોડલાલ છોટાલાલ હાઇસ્કુલ છે. તેમ સ્ટેશન પાસે રણછોડલાલ છોટાલાલ ટેકનોકલ ઇન્સ્ટીટયુશન છે ત્યાં હુન્નરઉદ્યોગની કેળવણી અપાય છે. આ સિવાય ખાનગી હાઈસ્કુલો ૪–૫ છે. સારંગપુર દરવાજા પાસે માધવબાગ છે. આ બાગ નાનો પણ સારો છે. ત્યાં પાસે જ શેઠ ચીનુભાઇનું બંધાવેલું સ્રીયોનું ધર્માદા દવાખાનું અને સુવાવડખાનું છે.

**કાંકરીઆ તલાવ**—શહેરના રાયપુર દરવાજેથી દક્ષિણ તરફ એકાદ માઇલ ઉપર કાંકરીયા તળાવ કુતબુદીન બાદશાહે સને ૧૪૫૧ માં બંધાવેલું છે. તળાવ ચારે બાજુ પગથીયાં બાંધેલું ઉત્તમ છે. તેમાં વચમાં

એક બેટ ઉપર નાનો સરખો નગીનાબાગ છે તેમાં દક્ષિણ તરફથી આવવાની સડક છે. અને વચ્ચે પુલ છે. અંદર એક હોજ છે. અને એક નાનો બંગલો છે. તે ચારે બાજુથી ખુલ્લો છે ઉપર ધાબુ છે.

**શાહઆલમનો રોજો**—કાંકરીયાથી પશ્ચિમ તરફ વળીને આગળ દક્ષિણ તરફ શાહઆલમનો રોજો છે. તેમાં પશ્ચિમ તરફ મસીદ છે અને પૂર્વ તરફ શાહઆલમનો રોજો છે તેમા શાહઆલમ વિગેરેની કબરો છે અંદર ઉત્તમ કારીગીરી છે. વચમાં વિશાળ જગા અને હોજ છે. અમદાવાદના બાદશાહ સુલ્તાન મહમદ બેગડાના ધર્મગુરુ શાહઆલમ હતા. ઉપર સોનેરી કળશ ઉપર ચાંદ છે. આસ્ટોડીએ દરવાજેથી સીધા દક્ષિણમાં અહિં અવાય છે.

**બહુચરાજી માતા**—આસ્ટોડીયા દરવાજેથી શાહઆલમને રોજે આવતાં વચ્ચે બહુચરાજી માતાનું મંદિર આવે છે. પાસે માનસરોવરનો કુંડ અને ધર્મશાળા છે. અહિંથી પશ્ચિમ તરફ વચ્ચે સડક મુકી થોડે દુર ગંગનાથ મહાદેવનું શિવાલય છે. આ સ્થાન પ્રાચીન છે.

**ચંડોરાય તળાવ**—શાહઆલમના રોજા પાસે ચંડોરાયનું મોટું વિશાળ સરોવર છે, તેમાંથી આજુબાજુનાં ખેતરોને પાણી અપાય છે. આ તળાવ ઉપર નૃસિંહજીનું મંદિર છે.

અમદાવાદ હિંદુસ્થાનનું માંચેસ્ટર કહેવાય છે. અહિં કપડાં વણવાની ૬૦ ઉપરાંત મોટી મીલો છે. અહિં વેપાર ઘણો સારો ચાલે છે.

અમદાવાદથી થોડે દૂર ગોમતીપુરમાં નૃસિંહજીનું મંદીર છે. અમદાવાદમાં શ્રાવણ માસમાં દર સોમવારે મેળા જુદી જુદી જગ્યાએ ભરાય છે.

સાબરમતી નદી અરવલ્લીના પહાડમાંથી નીકળી ૨૦૦ માઇલ વહેતી ખંભાતના અખાતને મળે છે. જમાલપુર દરવાજેથી થોડે દૂર સપ્તરૂષિનો ઘાટ છે ત્યાં મહાદેવનું અને સપ્તરૂષિનાં દેવાલય છે.

અમદાવાદમાં સારંગપુર દરવાજા પાસે રણછોડજીની પોળમાં રણછોડજીનું મંદીર છે. તેમ કાલુપુરરોડ ઉપર ડોશીવાડાની પોળમાં ગોસાંયજી મહારાજની હવેલી છે. તેમાં ગોસાંયજી મહારાજ રહે છે.

**મહાત્મ્ય**—પૂર્વે કશ્યપરૂષિએ અર્બુદ અર્થાત આબુ પર્વત ઉપર ઘણાં વર્ષ તપ કરીને શિવને પ્રસન્ન કરીને ગંગા નદીને માગી. જેથી શિવે પોતાની જટામાંથી ગંગાને વ્હેતી કરી, તે કશ્યપીગંગા કહેવાઇ. તેનું નામ સતયુગમાં કૃતવતી, ત્રેતામાં ગિરિકર્ણિકા, દ્વાપરમાં ચંદ્રના અને કલીયુગમાં સાભ્રમતિ પડ્યું; તેમાં સ્નાન કરવાથી બ્રહ્મહત્યાદિ પાપ જાય છે, સાભ્રમતિ નદી નન્દી કુંડમાંથી નીકળી અર્બુદપર્વત ઉપરથી આગળ વહે છે. સાભ્રમતીની પછી ધારાઓ થાય છે. વાત્રક, હાથમતી, એ સાબરમતિની શાખાઓ છે. સાબરમતિના કિનારે ખડગતિર્થમાં સ્નાન કરી ખડગધારેશ્વ-

રનાં દર્શન કરવાથી સ્વર્ગ મળે છે. કાર્તકમાં અને વૈશાખમાં ખડગધારેશ્વરની પુંજા કરવાથી મનોવાંછિત પૂર્ણ થાય છે. અહિં નીલકંઠ મહાદેવનાં દર્શન કરવાથી મનોવાંછિત પૂર્ણ થાય છે એવું પદ્મપુરાણમાં છે.

સને ૧૪૧૧ માં સુલ્તાન અહમદ બાદશાહે અમદાવાદ શહેર વસાવ્યું હતું અને સને ૧૪૮૬ માં મહમદ બેગડાએ તેને સુધાર્યું હતું. તે પછી આ શહેર મુસલમાનો પછી પેશ્વાઓને કબજે આવ્યું અને સને ૧૮૭૭ માં ગાયકવાડ સરકારે અમદાવાદ અંગ્રેજ સરકારને આપ્યું,

**સત્યાગ્રહાશ્રમ**—સાબરમતી નદીના સામા કિનારે સાબરમતી સ્ટેશનથી એકાદ માઈલ ઉપર મહાત્મા મોહનદાસ કર્મચંદ ગાંધીએ સત્યાગ્રહાશ્રમ સ્થાપ્યો છે. ત્યાં ગાંધીજી રહે છે. અહિં છોકરાંઓને રાજકીય કેળવણી અપાય છે તેમ કાંતવા વણવાનું શીખવાડાય છે.

**મહાવિદ્યાલય**—સાબરમતી નદીના સામા કિનારે રાજકીય શિક્ષણ આપનાર ગુજરાત મહાવિદ્યાલયમાં કોલેજનો અભ્યાસ ચાલે છે. આ વિદ્યાલય મહાત્મા ગાંધીજીએ સ્થાપ્યું છે.

**વેપાર**—અહિં સ્ટેશન ઉપર કાપડ માર્કીટ છે. અહીં કાપડ, જરી, કીનખાબ, પીતાંબરો, રેશમી કિનારનાં ધોતીયાં, શેલાં, ખેંસ, વિગેરેનો વેપાર ઘણો ચાલે છે. ત્રણ દરવાજા પાસે દર શુક્રવારે ગુજરી ભરાય છે. અહિં હાથવણાટથી રેશમી પીતાંબરો અને રેશમી કિનારનાં ધોતીયાં સારાં બને છે. અહીં ૬૦ મીલો, જીનો, દીવાસળીની મીલો, વાસણો બનાવવાનું કારખાનું, છાપખાનાં, હાથથી કાગળ બનાવવાનાં કારખાનાં, સાબુ બનાવવાનાં કારખાનાંછે, તેમજ જરી અને ભરતનું કામ સારૂ થાય છે.

## પ્રકરણ ૧૬૬ મું.
## પીરાણા, સરખેજ, ધોળકા, વૌઠા.

**પીરાણાનો રોજો**—શહેરથી આઠ ગાઉ ઉપર પીરાણાનો રોજો છે. પીરાણાનો ધર્મ મુસલમાનો તેમ હિંદુઓ માને છે.

**સરખેજ**—અમદાવાદથી ધોળકે જતાં રસ્તામાં સરખેજ ગામનું સ્ટેશન આવે છે. અહિં પાસે મહમદબેગડા અને તેનાં છોકરાંના રોજા છે. પાસે તળાવ કિનારે મહમદબેગડાની સ્ત્રી રાજબાઈનો રોજો છે, તેમ સુલ્તાન અહમદશાહના ગુરુ અહમદ ખટુગંજબખસનો રોજો અને મસીદ છે. અહીં મોટું તળાવ છે.

**ધોળકા**—અમદાવાદથી એક બ્રેંચ લાઇન ધોળકા તરફ જાય છે. ધોળકા અમદાવાદ જીલ્લાના તાલુકાનો કસ્બો છે. પાંડવોના વખતમાં ધોળ-

કાનું નામ વિરાટનગર હતું. અને પાંડવો અહિંજ એક વર્ષ ગુપ્ત રહ્યા હતા એમ કહેવાય છે. અહિં તે વખતનાં મકાનોનાં ખંડેરો હજુ વિદ્યમાન છે. ભીમે કૈયાકિચકને અહિંજ માર્યો હતો એમ કહેવાય છે. અહિં શંકરાચાર્યનો મઠ પણ છે. અહીં મહાવતલાવ વિશાળ છે.

વૌઠાનો મેળો—ધોળકાથી આઠ ગાઉ ઉપર વૌઠા ગામ છે ત્યાં સાત નદીયોનો સંગમ થતો હોવાથી કાર્તકી પુનમે ત્યાં સ્નાન કરવા માટે પુનમના રોજ મોટો મેળો ભરાય છે.

## પ્રકરણ ૧૬૭ મું.

## પ્રાંતીજ, કોટયર્ક, સામળાજી, હીંમતનગર, ઇડર, ભુવનેશ્વર, ખેડબ્રહ્મા.

## અમદાવાદથી ખેડબ્રહ્મા.

**પ્રાંતીજ**—અમદાવાદથી પ્રાંતીજ લાઇનમાં ૪૪ માઇલ ઉપર પ્રાંતીજનું રેલ્વે સ્ટેશન છે. તેનું ભાડુ ૦–૮–૯ છે. પ્રાંતીજ અમદાવાદ જીલ્લાનું તાલુકાનું ગામ છે. ગામમાં સરકારી કચેરીયો વિગેરે છે.

### કોટયર્ક.

પ્રાંતીજથી છએક ગાઉ ઉપર ખડાયતા વૈશ્ય વાણીયા અને ખડાયતા બ્રાહ્મણોના ઇષ્ટદેવ કોટયર્કતિર્થ છે. કોટયર્કતિર્થ વિજાપુરથી ૩ ગાઉ ઉપર છે. ઘણા વિજાપુરથી જાય છે. મધુરાહરી કે મધુરાર્ક નામ ઉપરથી કોટયર્ક નામ પડયું છે. અહિં મંદીરમાં કોટયર્ક (સૂર્ય) ભગવાનની ગૌર રંગની ચતુર્ભુજા મૂર્ત્તિ છે. પાસે ત્રીકમરાયજી અને ઘનશ્યામરાયજીની મૂર્ત્તિયો છે, તેમ શ્રી લક્ષ્મીજીની પણ મૂર્ત્તિ છે. અહિં વલ્લભસંપ્રદાયને અનુસરીને પુંજા થાય છે. અહિં ખડાત ગામ છે. તે ઉપરથી ખડાયતા નામ પડેલું છે, અહિં ખડાયતા વાણીયા અને બ્રાહ્મણોની કુળદેવીઓ છે. તેમાં બ્રાહ્મણોની સાત દેવીયો છે અને વાણીયાઓની ૧૨ છે. આ દેવીયોના નામથી તેમની જ્ઞાતિના પેટા વિભાગમાં ગોત્રની સંજ્ઞા અને પેટા વિભાગ પડયા છે. ખડાયતા વાણીયાઓના ગોર પણ ખડાયતા બ્રાહ્મણો હોય છે. અહિં પહેલાં મોટું ખડાત નગર હશે એમ જણાય છે. અહીં ઘણાં ખંડેરો છે. અહિં ખડાયતા વાણીયાઓ અને બ્રાહ્મણો યાત્રા કરવા આવે છે. આ મંદિર સાબરમતિ નદીના કિનારે છે. મંદીર પાસેજ સાબરમતી નદી વ્હેતી આવેલી હોવાથી મંદીર પડી જવાની ધાસ્તી હોવાથી હાલ ત્યાંથી મૂર્તિ ખસેડવાની તજવીજ ચાલે છે

## સામળાજી.

પ્રાંતિજથી આગળ તલોદ સ્ટેશન ઉતરી ત્યાંથી મોટરમાં બેસી મોડાસે જઇ ત્યાંથી ૧૮ માઇલ ઉપર ઇડર સંસ્થાનમાં મેશ્વાનદીના કાંઠે ભીલોડા ગામ પાસે સામળાજીનું પવિત્ર તિર્થસ્થાન છે.

ખેડબ્રહ્માથી સામળાજી જવાય છે. પહેલાં આ ગામનું નામ હરિશ્ચંદ્ર પુરી હશે એમ કહેવાય છે. અહિં મંદીરમાં સામળાજીની એટલે શ્રી કૃષ્ણની મૂર્તિ છે. જેથી ઘણા માણસો જાત્રા કરવા આવે છે. અહીં ખાખ ચોકના સાધુ લોકોનું સ્થાન, ત્રીલોકીનાથ રણછોડજી, ગીરધારી ભગવાન, કાશી વિશ્વનાથનું મંદીર, કર્માબાઇનું મોટું તળાવ, ડુંગર ઉપર બાઇબેનનું દેવળ વિગેરે છે. કાશીવિશ્વનાથનું મંદિર ભોંયરામાં છે. પ્રદેશ ડુંગરાળ અને ઝાડીવાળો છે. અહિં ગાંધારીની ૧૦૧ બાળકો સાથેની મૂર્તિયો છે. અહીંથી નજીક મેશ્વો નદી છે તેમાં નાગધરો છે, તેમાં ન્હાવાથી ભૂત પ્રેત જાય છે એમ કહે છે. સામળાજી એ દશા અને નિમા વાણીયાના ઈષ્ટદેવ છે. આ તિર્થને કેટલાક ગદાધર પુરી કહે છે, અને સામળાજીની મૂર્તિને પહેલાં ગદાધરજી કહેતા, મંદીર ઉત્તમ કારીગરીવાળુ છે, તેમાં નિજ મંદીર આગળ સભામંડપ અને આગળ ચોક છે તે સિવાય એક વિશાળ ચૉક છે તેને રત્નચોક કહે છે. અહિં એકંદરે સોએક માણસની વસ્તી છે. અહિંનો પ્રદેશ પહાડી અને જંગલનો છે, છતાં મંદીર અલૌકિક છે. અહિં રાજમંદિર, મંદિરના પત્થરો ઉપર હાથી, ઘોડા વિગેરેનાં ચિત્રો છે. સભામંડપ પાસે પથ્થરના નકશીના હાથી મહાવત સાથે છે, રસોઇ, ભંડાર. કાચો ભંડાર, તોષાગર વિગેરે સ્થળો મંદિરમાં જ છે અહિં કાર્તક સુદ ૧૫ ના રોજ મોટો મેળો ભરાય છે. જેમાં બળદ, ભેંસો વિગેરે જનાવરો વેચાય છે મેળો ૧૫ દિવસ રહે છે

હીંમતનગર—તલોદથીઆગળ સોનાસણનું સ્ટેશન મૂકી હીંમતનગરનું સ્ટેશન આવેછે. હીંમતનગર હાથમતી નદીના કિનારે ઇડરની રાજધાનીનું ગામ છે, ઇડરની ગાદી અહિં છે. ગામની આજુબાજુ કોટ છે. આ ગામ અહમદશાહે સને ૧૪૨૬ માં વસાવ્યું હતું તેથી તેનું નામ પહેલાં અમનગર હતું. અહીં મસીદ, નવલખી કુન્ડ, હાથમતીની નહેર, અને મહારાજાનો રાજમહેલ જોવા લાયક છે.

ઈડર—આગળ સોનાસણ, હીંમતનગર, મહાદેવપુરા અને જાદર સ્ટેશનો પછી ઇડરનું સ્ટેશન આવે છે. ઇડર એ દેશી રાજાની રાજધાનીનું ગામ છે. અહીં રાજમહેલ, જુના કુંડ, વાવ, બગીચા, કલોકટાવર, સરકારી કચેરીયો વિગેરે છે. આ ગામને પહેલાં ઇલદુર્ગ કહેતા. હાલમાં હિંમતનગરમાં રાજગાદી છે. ઇડરને ફરતો કોટ છે તે કિલ્લા નજીક ડુંગર

છે. ડુંગર ઉપર જૈન દેરાસર, પીરનીદરગા, અને મકાનો છે. ડુંગરના શિખર ઉપર ઇડરગઢ, રાવ રણમલનું સ્થાન અને રાણીનો રાજમહેલ જોવા લાયક છે.

ભુવનેશ્વર—ઇડરથી ૧૫ માઇલ ઉપર બીયોડાથી ૪ માઈલ ઉપર દેસણુ ગામમાં તળાવના કિનારે ભૂવનેશ્વર અથવા ભવનાથ મહાદેવનું મંદીર છે. અહિં ભ્રગુરૂષિનો આશ્રમ છે. શ્રાવણનો અહિં મેળો ભરાય છે. અહિંનું તળાવ પવિત્ર ગણાય છે. તેમાં ન્હાવાથી રગતપીત અને કોઢ મટે છે એમ કહે છે. તળાવને કિનારે ભભુતિ જેવી માટી છે તે દરદીઓ ચોપડે છે. અહિં ધર્મશાળા પણ છે, પાસે ડુંગરમાં ભુવનેશ્વરીનું મંદીર છે.

## ખેડબ્રહ્મા.

આગળ વડાલીનું સ્ટેશન મૂકી ખેડબ્રહ્માનું સ્ટેશન આવે છે. અમદાવાદથી ખેડબ્રહ્મા ૮૯ માઇલ છે. તેનું ભાડુ રૂ. ૧–૨–૯ છે. ખેડબ્રહ્માને બ્રહ્માની ખેડ પણ કહે છે. તે હરણાવ કે હરણ્યાક્ષી નદીના કંઠે છે. ખેડબ્રહ્મામાં ગામની નજીક્જ એક મંદીરમાં ચતુર્મુખી **બ્રહ્માની મૂર્તિ** છે. પાસે એક કુંડ છે, અહિંથી ાા માઈલ ઉપર એક મંદીરમાં અંબાજી માતા છે, તેને ફરતી ધર્મશાળા છે અને પાસે માનસરોવર છે. બ્રહ્માની મુર્ત્તિ હિંદુસ્તાનમાં માત્ર પુષ્કરરાજ અને અહિં બેજ જગાએ છે, અહિં પૂર્વે બ્રહ્માએ યજ્ઞ કર્યો હતો એમ કહેવાય છે, અહિં ક્ષીરજામ્બાદેવી અને પિતામહ બ્રહ્માજી તેમજ ભ્રગુનાથ મહાદેવ છે, ગોદાવરી અને બદ્રિકેદારેશ્વરનું જેવું મહાત્મ્ય છે તેવું જ પરમધામ બ્રહ્મક્ષેત્ર અથવા ખેડબ્રહ્મા છે. એવું બ્રહ્મક્ષેત્ર મહાત્મ્યમાં છે. બ્રહ્માના પુત્ર ભ્રગુએ બ્રહ્મા અને રૂદ્રનું અપમાન કરેલું તેના પાપનું નિવારણ કરવા માટે અહિં નદીમાં સ્નાન કરી તપ કર્યું હતું તેથી આ ક્ષેત્ર ભ્રગુક્ષેત્ર કહેવાય છે. અહી મહાશિવરાત્રી ઉપર પંદર દિવસ મેળા ભરાય છે. બ્રહ્માએ અહિં નદીના કાંઠે વિશ્વકર્મા પાસે ગામ બંધાવી મહાયજ્ઞ કર્યો હતો, અને પોતે જતી વખતે ચાર મુખવાળી મુર્ત્તિ સ્થાપન કરી કહેવાય છે, તે પછી આ સ્થળનું નામ બ્રહ્માની ખેડ પડયું છે, ખેડબ્રહ્મા પાસે હીરણ્યાક્ષી, કોસંબી અને ભીમાક્ષી નદીનો સંગમ થાય છે તેને ત્રીવેણી કહે છે, તેને નાગધરા પણ કહે છે, નદી ઉતરી સામે કાંઠે થોડે દૂર ભ્રગુઆશ્રમ છે.

અહિંથી દોઢ ગાઉ ઉપર ચામુંડાદેવીનું મંદીર છે ત્યાં તળાવમાં કમળ થાય છે ત્યાંથી દોઢેક ગાઉ ઉપર કોટેશ્વર મહાદેવનું મંદીર છે.

## પ્રકરણ ૧૬૮ મું.
## વીરમગામ, ખારાઘોડા.

### વીરમગામ.

અમદાવાદથી સાબરમતી નદીનો પુલ ઉતરી આગળ સાબરમતીનુ સ્ટેશન આવે છે, ત્યાંથી આ લાઇન વીરમગામ તરફ જાય છે, સાબરમતી રેલ્વેનું જંકશન છે, સાબરમતીથી આર. એમ. એસ રેલ્વેની એક શાખા આબુ તરફ જાય છે, તેમ એક ગાડી ધોળકા તરફ જાય છે. અમદાવાદથી ૪૦ માઇલ ઉપર વીરમગામનું રેલ્વે સ્ટેશન છે તેનું ભાડું ૦–૧૦–૦ છે, વચમાં સાબરમતી, આંબલીરોડ, સાણુંદ, છારોડી અને ઝખવાડાનાં સ્ટેશનો આવે છે. સાણુંદ અમદાવાદ જીલ્લાના મહાલનું ગામ છે. વીરમગામ રેલવેનું જંકશન સ્ટેશન છે. વીરમગામથી એક ટ્રેન પાટડી થઇ ખારાઘોડા તરફ જાય છે તેમજ એક ટ્રેન મહેસાણા તરફ જાય છે. વીરમગામથી વઢવાણ થઇ કાઠીયાવાડ જવાય છે. વીરમગામમાં ૨૪ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે, સ્ટેશન પાસે ધર્મશાળા છે, ગામની આજુબાજુ કોટ છે, અહીં સીધરાજની મા મીનળદેવીનું બંધાવેલું મુનસર સરોવર નામનું તળાવ છે જેની ચારે બાજુ પત્થરનાં પગથીયાં બાંધેલાં છે અને કિનારા ઉપર કેટલાંક દેવમંદિરો છે, અહીં એક કપડાં વણવાની મીલ છે. ગામમાં સરકારી કચેરીયો, દવાખાનું, મ્યુનીસીપાલીટી વીગેરે છે.

ખારાઘોડા—વીરમગામથી એક રેલ્વે ટ્રેન ખારાઘોડા જાય છે. આ ગામ કચ્છના રણની પાસે છે, અહિં વરાગડુ મીઠું પાકે છે.

# ભાગ ૩૨ મો
## અમદાવાદથી દ્વારકાંની યાત્રા, કાઠીયાવાડ.

## પ્રકરણ ૧૬૯ મું.
## વઢવાણ, થાન, તરણેતર, ધ્રાંગધ્રા, વાંકાનેર, મુળી, સાયલા, મોરબી.

### વઢવાણ.

વઢવાણ કેમ્પ—વીરમગામ એ બી. બી. એન્ડ સી, આઇ રેલ્વેનું આ તરફનું છેલ્લુ સ્ટેશન છે. મુંબાઇથી મોટી લાઇનની ગાડીયો–મેલ–ફાસ્ટ

પેસંજર અને એકસ્પ્રેસ ટ્રેન વીરમગામ સુધી આવે છે. વીરમગામથી ૪૦ માઈલ ઉપર વઢવાણ કેમ્પનું રેલ્વે જંકશન સ્ટેશન છે તેનું ભાડું ૦—૮—૦ છે રસ્તામાં સાખલી રોડ, લીલાપુર રોડ, લખતર, બાલારોડનાં સ્ટેશનો આવે છે. લખતર દેશી રાજ્યની રાજધાનીનું ગામ છે. વઢવાણ રેલ્વેનું જંકશન સ્ટેશન છે, અહિંથી એક બ્રેંચ લાઇન ધ્રાંગધરા થઈ હળવદ તરફ જાય છે, વઢવાણથી આગળ કાઠીયાવાડમાં જવાની બે રેલ્વે શરૂ થાય છે. એક રેલ્વે વાંકાનેર, રાજકોટ, ગોંડળ થઇ જેતલસર અને જુનાગઢ તરફ જાય છે અને બીજી ટ્રેન લીમડી, બોટાદ, ધોળા થઇ ભાવનગર તરફ જાય છે. ધોળાથી આ ટ્રેન જેતલસર તરફ જાય છે.

વઢવાણથી વાંકાનેર, રાજકોટ, ગોંડળ અને જેતલસર જઇ પોરબંદર અને દ્વારકા જઈ પાછા જેતલસર આવી ત્યાંથી ઢસા ધોળા જઇ ત્યાંથી ભાવનગર જઈ પાછા ઢસા આવી ત્યાંથી બોટાદ લીમડી થઇને વઢવાણ આવી શકાય છે. કાઠીયાવાડનું બાર વીરમગામ અને વઢવાણ જવાય છે, કાઠીયાવાડમાં ગમે ત્યાં જવું હોય તો વઢવાણ થઇને જ જવાય છે. વઢવાણ કેમ્પમાં રૂનું મોટું બજાર છે. શહેર વચ્ચે મોટો મિનારો છે, તેના ઉપર ટાવર છે, પાસે ગરાશીયા કોલેજ અને રજવાડી મકાનો છે, કેમ્પમાં જૈન દેરાસર છે તેમ ધર્મશાળા અને અપાસરો છે, કેમ્પ પાસે ભોગાવો નદી છે. વઢવાણ કેમ્પ એ પોલીટીકલ એજંટનું સ્થાન છે.

વઢવાણ **સીટી**—વઢવાણ રેલ્વે જંકશનથી ૩ માઇલ પશ્ચિમે વઢવાણ સીટીનું રેલ્વે સ્ટેશન આવે છે, મુંબાઇ ઇલાકામાં કાઠીયાવાડમાં ઝાલાવાડ વિભાગમાં ભોગાવા નદીના કિનારે દેશી રાજ્યની રાજધાનીનું શહેર વઢવાણ છે. અહિંથી ૩ માઇલ પશ્ચિમે વઢવાણનું સીવીલ સ્ટેશન છે. વઢવાણ કેમ્પથી સીટી સુધી ટ્રામ છે. અહિં ૨૫ હજાર ઉપરાંતની વસ્તી છે, શહેરની આજુબાજુ પત્થરનો કોટ છે; વઢવાણ શહેર પાસે ભોગાવા નદી ઉપર પુલ છે, શહેરની દક્ષિણ બાજુએ વઢવાણના રાજાનો ચાર માળનો વિશાળ રાજમહેલ છે. અહિ રૂ, અનાજ, સાબુ, ઘોડાનાં જીન, પત્થરની વસ્તુઓનો સારો વેપાર ચાલે છે. સીવીલ સ્ટેશનમાં ઉત્તમ બજાર, સરકારી ઓફીસો, દવાખાનું, ઘડીઆળનું ટાવર, ધર્મશાળા, બંગલા, ઠાકોરોની સ્કુલ વિગેરે છે અહિંના રાજા ઝાલા રજપુત છે રાજ્યને ૪ લાખ રૂપિયાની આવક છે, અને રાજ્યને તાબે ૩૨ ગામ છે. તેમને ૯ તોપોનું માન છે. ભોગાવામાં ચોમાસા સિવાય પાણી હોતું નથી. વઢવાણમાં જૈનોના દેરાસરો, જૈન પાઠશાળાઓ, અને ધર્મશાળાઓ છે. અહિં બજાર શોભાયમાન છે, તે સિવાય રાણકદેવીનું મંદીર, દુધરેજની જગો અને સ્વામીનારાયણનું મંદિર છે.

**કાઠીયાવાડની રેલ્વેમાં થર્ડકલાસ કરતાં સેકન્ડકલાસનું ભાડુ ડબલછે.**

**ધ્રાંગધ્રા**—વઢવાણથી વઢવાણ ધ્રાંગધ્રા બ્રેંચ લાઇન ધ્રાંગધરા થઇ આગળ હલવદ તરફ જાય છે. તેમાં વઢવાણથી આગળ ૨૧ માઇલ ઉપર ધ્રાંગધરાનું સ્ટેશન છે. વચ્ચે દુધરેજ કટાડા અને રાજસીતાપુર, એ સ્ટેશનો આવે છે. ધ્રાંગધરા એ દેશી રાજ્યની રાજધાનીનું ગામ છે. અહિં ૧૬ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. શહેરની આજુબાજુ કોટ છે. તેમાં ધ્રાંગધરાના મહારાજાનો રાજમહેલ, અને કચેરીયો છે. શહેરમાં બાગ, દવાખાનુ, નિશાળ અને કેટલાંક દેવમંદિરો છે. આ રાજ્યની હદ પાસે કચ્છનું રણ છે. ધ્રાંગધરાના રાજા ઝાલા રજપુત છે. રાજ્યને સાતેક લાખ રૂપિયા ઉપરાંતની આવક છે. તેમને તાબે ૧૩૪ ગામો છે. રાજાને ૧૧ તોપોનું માન છે. ધ્રાંગધરા એ ઝાલાવાડમાં પહેલા વર્ગનું રાજ્ય છે. આ લાઇનમાં આગળ હલવદનું સ્ટેશન છે તે ધ્રાંગધરા રાજ્યમાં છે.

**મૂળી**—વઢવાણથી ૧૬ માઇલ ઉપર મૂળીરોડનું સ્ટેશન આવે છે ત્યાંથી મૂળી જવાય છે. આ કાઠી ઠાકોરનું ગામ છે. મુળીમાં સ્વામીનારાયણનું ભવ્ય અને વિશાળ મંદીર જોવાલાયક છે. તેમજ રાજમહેલ પણ ઉત્તમ છે. તેમજ બાગબગીચાઓ, વિગેરે છે.

**સાયલા**—મુળીથી ૪ ગાઉ ઉપર સાયલા ગામ છે અહિં દેશીરાજાનું રાજ્ય છે. તેમનો રાજમહેલ છે. ગામ પાસે તળાવ છે. તેને કિનારે કાશી-વિશ્વેશ્વરનું મંદિર છે. વળી તળાવને કિનારે અહિંના લાલાભગતનું મોટું ધામ છે. અહિં જૈન દેરાસર અને અપાસરો છે.

**થાન**—વઢવાણથી ૩૨ માઇલ ઉપર થાનરોડનું રેલ્વે સ્ટેશન આવે છે. ત્યાંથી પગરસ્તે થાન જવાય છે. થાન લખતર સ્ટેટના તાબાનું ગામ છે. થાન એ પાંડવોના વખતમાં દ્રુપદરાજાનું દ્રુપદનગર હતું એમ કહે છે. કાઠી રજપુતો પહેલાં થાનમાં વસ્યા હતા, અને પછી બીજે ગયા હતા. અહિં બજાર, દરબારી મકાનો વિગેરે સારાં છે. સ્ટેશન અને ગામ વચ્ચે તળાવ છે.

## તરણેતર.

**તરણેતર**—થાનથી ત્રણેક ગાઉ ઉપર તરણેતર છે. ત્યાં પગરસ્તે જવાય છે. અહિં પહાડી પ્રદેશ છે તેમ ઝાડી છે. અહિં ઝાડીની વચ્ચે તરણેતરનું પુરાતની મંદિર છે. આ સ્થળને વાસુકીની ભૂમિ કહેવાય છે. કહે છે કે ત્યાં વાસુકી નાગનું સ્થાન છે. અહિં ફરતા આઠ દસ ગાઉ સુધી મોટા મોટા નાગો છે એમ કહે છે. અહિંથી થોડે દૂર એક પુરાતની કુંડ છે તેમાં યાત્રાળુઓ સ્નાન કરે છે, અને મહાદેવનાં દર્શન કરે છે. પાણીમાં કાચબાઓ છે. મંદીરમાં કારીગીરી ઉત્તમ કરેલી છે. દેવળને ફરતો

પથ્થરનો કોટ છે. ત્યાંથી પાસે ટેકરી ઉપર સૂર્યદેવના મંદિરમાં સૂર્યનારાયણની રૂપાની મૂર્ત્તિ છે. તેને લોકો સુર્યદેવ કહે છે.

તેની સ્થાપના પાંડવોએ કરી હતી એમ કહે છે. શ્રાવણ સુદ ૫ નાગપાંચમે અહિં મોટો મેળો ભરાય છે. સૂર્યદેવનુ મંદિર ટેકરી ઉપર છે. ત્યાં બાવા રહે છે. કાઠી રજપૂતો સૂર્યવંશી હોવાથી તેઓ આ સૂર્યદેવને માને છે, અને બાળકોની બાધા અહિં ઉતરાવે છે. મંદિરના ખર્ચ માટે દરેક કાઠીના ઘરદીઠ રૂપીઓ એક ઉઘરાવવામાં આવે છે. તેમાંથી રોજ સાધુઓ પણ જમાડાય છે. થાનરોડથી આગળ દલાડીનું સ્ટેશન મૂકી વાંકાનેરનુ સ્ટેશન આવે છે.

## વાંકાનેર.

વઢવાણથી આગળ ૪૮ માઇલ ઉપર વાંકાનેર જંકશનનું સ્ટેશન છે રસ્તામાં વઢવાણ કેમ્પ, દીગસર, મુળીરોડ, રામપારડા, થાનરોડ અને દલાડીનાં સ્ટેશનો છે. વાંકાનેર દેશી રાજ્યની રાજધાનીનું ગામ છે. રાજ્યને ૩ લાખ ૧૪ હજાર રૂપિયાની આવક છે. રાજ્યને તાબે ૧૦૨ ગામ છે, અને રાજસાહેબને ૯ તોપોનું માન છે.

આ રાજ્ય બીજા વર્ગનું ગણાય છે, અહીં શહેરમાં બજારની બાંધણી ઘણી સારી છે. મુખ્ય મકાનો પથ્થરનાં છે. રાજસાહેબનો મહેલ, સ્વામી નારાયણનું મંદિર, રૂઘનાથજીનું મંદિર, જૈનોનાં મંદિર, ધોળેશ્વર મહાદેવ, વૈશ્નવોની હવેલી અને દરબારગઢ જોવા લાયક છે. શહેર બહાર રાજાસાહેબનો નવો રાજમહેલ ઉત્તમ અને જોવાલાયક છે. અહિં અમરવિલાસમહેલ, પતાળીઆના કાંઠાનો બગીચો, નારીયેળવાડી અને ધોળેશ્વર મહાદેવ જોવા લાયક છે. અહિંથી ૩ ગાઉ ઉપર જડેશ્વર મહાદેવનું દેવાલય છે. આ સ્થાન પ્રાચીન અને રમણીય છે. મંદિરની આજુબાજુ કોટ છે. જામનગરના જામસાહેબ રાવળજામને જડેશ્વર પ્રસન્ન થવાથી હાલાર પ્રાંત મળ્યો હતો.

**મોરબી**—વાંકાનેર જંકશનથી એક બ્રેંચ લાઇન ૧૬ માઇલ ઉપર મોરબી સુધી જાય છે. તેનું વાંકાનેરથી ભાડુ રૂ. ૦–૪–૦ છે. વચ્ચમાં ઘુવા, મકનસર અને રફાલેશ્વરનાં સ્ટેશનો છે. મોરબી કાઠીયાવાડમાં દેશી રાજ્યની રાજધાનીનું ગામ મચ્છુ નદીને કિનારે છે. મોરબીથી રાજકોટ સુધી ૩૫ માઇલની પાકી સડક છે. અહિં ૧૭ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. મોરબીમાં ઠાકોર સાહેબનો રાજમહેલ, કચેરીયો, દવાખાનું, વિગેરે જોવાલાયક છે. અહિં બજાર ઉત્તમ છે. શહેરમાં પાણીના નળ છે. આર્યસમાજને સ્થાપનાર સ્વામી દયાનંદ સરસ્વતીનો જન્મ અહિં થયો હતો. કચ્છના અખાત સુધી મોરબીનું રાજ્ય છે. અહીં અનાજ, કપાસ, ઉસ વિગેરે થાય છે. કચ્છના અખાત પાસે મીઠું બનાવવામાં આવે છે.

અહિંના રાજા જાડેજા રજપુત છે. તે કચ્છના રાવના વંશજો છે. સ્ટેટને ૯ લાખ રૂપીયા ઉપરાંતની આવક છે. સ્ટેટને તાબે ૧૪૧ ગામ છે. રાજાને ૧૧ તોપોનું માન છે. અહિં ધોળેશ્વર અને રફાળેશ્વર મહાદેવનાં મંદિરો છે. રફાળેશ્વરમાં એક કુંડ છે. આ રાજ્ય પહેલા વર્ગનું ગણાય છે,

બીલેશ્વર—વાંકાનેરથી રાજકોટ જતાં વચ્ચે ખોરાણાનું સ્ટેશન આવે છે. ત્યાંથી બે માઈલ ઉપર બીલેશ્વર મહાદેવનું પુરાતની મંદીર છે. તેમાં પુરાતની શિવલિંગ છે. મંદિરની જોડેજ પાણીનું નાળુ છે તેમાં કદી પાણી ખુટતું નથી. તેમાં પાણી સ્વચ્છ અને ઠંડુ રહે છે.

———:o:———

## પ્રકરણ ૧૭૦ મું.

## રાજકોટ, જામનગર.

## રાજકોટ.

મોરબીથી વાંકાનેર આવી ત્યાંથી મેઈન લાઈનમાં આગળ ૨૪ માઈલ ઉપર રાજકોટ સીટીનું સ્ટેશન છે. વચ્ચે સીંધાવદર અને ખોરણાનાં સ્ટેશનો આવે છે. રાજકોટ સીટીથી આગળ રાજકોટ જંકશનનું સ્ટેશન છે. વાંકાનેરથી રાજકોટનું ભાડુ ૦—૭—૦ છે અને વઢવાણથી રાજકોટનું ભાડુ રૂ. ૧—૩—૦ છે. રાજકોટપરા, રાજકોટ જંકશન અને રાજકોટ સીટી એ ત્રણ રાજકોટનાં સ્ટેશનો છે. કાઠીયાવાડમાં હાલાર વિભાગમાં રાજકોટ એ દેશી રાજ્યની રાજધાની અને કાઠીયાવાડના એજંટ ટુ ધી ગવર્નરનું સદરસ્થાન છે. રાજકોટમાં સીવીલ સ્ટેશન સાથે ૩૦ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. રાજકોટમાં સીવીલ સ્ટેશન, લશ્કરી છાવણી, રાજકુમાર કોલેજ, વિગેરે છે. ગામના પૂર્વે જુબીલી વૉટરવર્કસ છે. શહેરમાં પાણીના નળ છે. રાજકુમાર કોલેજ ઉત્તમ અને જોવાલાયક છે. તેમાં કાઠીયાવાડના રાજા અને ઠાકોરોના કુંવરો ભણે છે. અહિં કપાસ, અનાજ અને ઉન થાય છે. રાજકોટમાં એક નદી છે તેના ઉપર કૈસરેહિન્દ પુલ છે. અહિંના ઠાકોર જાડેજા રજપૂત છે. રાજ્યને સાડાચાર લાખની આવક છે.

આ રાજ્ય બીજા વર્ગનું ગણાય છે. આ રાજ્યને તાબે ૬૧ ગામ છે, ઠાકોર સાહેબને ૯ તોપોનું માન છે. જામનગરના રાજ્યની શાખામાંથી આ રાજ્ય થયું છે. અહિં મુંબાઈના ગવર્નર સાહેબના કાઠીયાવાડ ખાતેના એજંટ સાહેબનો મુકામ રાજકોટ કેમ્પમાં છે. ઠાકોર સાહેબનો હજુર બંગલો, દરબારગઢ, વૉટસન મ્યુઝીયમ, મેલ ટ્રેનીંગ કોલેજો, લાલપરી તળાવ જોવા લાયક છે તે સિવાય જામનગર, જુનાગઢ, ભાવનગર વિગેરે સ્ટેટોના ઉતારાના બંગલા છે. અહિં પંચનાથ મહાદેવ, હાટકેશ્વર મહાદેવ, રામનાથ, ભીડભંજન મહાદેવનાં મંદિરો છે. પુરાબજાર જોવાલાયક છે.

## જામનગર.

જામનગર—રાજકોટથી એક બ્રેંચ લાઇન-જામનગર રેલ્વે ૫૧ માઇલ ઉપર જામનગર સુધી જાય છે. રાજકોટથી જામનગરનું ભાડું ૦—૧૩—૦ છે. વચ્ચે પડધરી, હડમતીયા, વંથલી, અલીઆબાડા, એ સ્ટેશનો આવે છે. આ રાજ્યની હદ કચ્છના અખાતના દક્ષિણ કિનારા સુધી છે. કાઠીયાવાડના હાલાર વિભાગમાં દેશી રાજ્યની રાજધાનીનું શહેર જામનગર છે. આ રાજ્ય પહેલા વર્ગનું ગણાય છે. અહિં ૫૦ હજાર ઉપરાંતની વસ્તી છે. જામનગરનું બીજું નામ નવાનગર છે. શહેર આજુબાજુ કોટ છે. અહિંનાં મકાનો ઘણે ભાગે પત્થરનાં બાંધેલાં છે. અહિં જામનગરના લાખોટા વિગેરે બંગલાઓ, અને જામનગરમાં પાણી પુરૂ પાડનાર વાવનું બાંધકામ જોવા લાયક છે. અહિં રેશમી અને જરીનાં કપડાં અને સોના ચાંદીની કારીગીરીનું કામ સારૂ થાય છે. તેમ રંગાટીનું કામ સારૂ થાય છે. તેમ જરીના કસબનું, અત્તરનું, કંકુનું કામ પણ સારૂ થાયછે. પહેલાં અહીં સમુદ્રમાંથી મોતી નીકળતાં, સમુદ્ર પાસે મોતી વાળી છીપો થાય છે. જામનગરની મીઠાઈ વખણાય છે. અહીં બીજડીઆ પંથનું દહેરૂ ઉત્તમ છે. તેમ જૈનોનાં દેરાસરો ઉત્તમ છે. અહિં બવાની માતા અને રોઝીમાતાની જાત્રા ભરાય છે. જંગલમાં સિંહ વિગેરે હિંસક પશુઓ રહે છે. રાજા જાડેજા રજપુત છે. કચ્છના રાવ અને નવાનગરના જામ સાહેબ એક કુળના છે. સને ૧૫૪૦ માં જામ રાવળે જામનગર વસાવ્યું છે. અહિંના રાજાઓ તેમના નામ ઉપરથી જામસાહેબ કહેવાય છે. જામસાહેબને ૧૧ તોપોનું માન છે, રાજ્યને ૨૬ લાખ રૂપિઆ ઉપરાંતની આવક છે. જેમાંથી ગાયકવાડ સરકાર, જુનાગઢના નવાબ અને અંગ્રેજ સરકારને ૧ લાખ ૨૦ હજાર રૂપિઆ ખંડણીના આપવા પડે છે. જામસાહેબને ૧૧ તોપોનું માન છે. આ રાજ્ય પહેલા વર્ગનું ગણાય છે. જામનગરથી વહાણમાં બેસી દ્વારકાં જઇ શકાય છે. તેમજ પગરસ્તે બળદ ગાડીમાં બેસી દ્વારકાં જવાય છે. અહિંથી દ્વારકાં ૪ દિવસમાં જવાય છે. રસ્તામાં ધર્મશાળાઓ અને સદાવર્તો પણ છે. ત્યાં વાસણો અને બીજાનાં મળી શકે છે. આ રાજ્યના બર્ડા પર્વતમાંથી આરસ અને લોખંડ નીકળે છે.

## પ્રકરણ ૧૭૧ મું.

## કચ્છ.

### માંડવી, ભુજ, નારાયણસરોવર.

માંડવી—જામનગરના બંદરથી ૬૦ માઇલ ઉપર દરીયામાં સ્ટીમરમાં બેસીને કચ્છના મુખ્ય બંદર માંડવી જવાય છે. નવાનગરથી કચ્છના

અખાતમાં થઇને માંડવી સુધી ઘણાં વહાણો જાય છે. મુંબાઇથી અઠવાડીઆમાં ત્રણ વાર આગબોટ. વેરાવળ, પોરબંદર, દ્વારકાં, અને માંડવી થઇ કરાંચી જાય છે. માંડવી બંદર છે. અહિં ૩૯ હજાર ઉપરાંતની વસ્તી છે. કચ્છમાં આ પહેલા નંબરનું શહેર ગણાય છે. ગામની આજુબાજુ કોટ છે. અહિં ઘણો વેપાર ચાલે છે. અહિં ઘણાં વ્હાણો આવે છે. બંદર પાસે લાઇટહાઉસ છે. માંડવી એ કચ્છના રાવના તાબાનું તાલુકાનું ગામ છે. માંડવીથી વહાણમાં બેસી દ્વારકાં જઇ શકાય છે.

## ભુજ.

માંડવીથી ૩૬ માઇલ ઉપર કચ્છના ટાપુની વચ્ચે એક પહાડની તળેટી પાસે કચ્છના રાજ્યની રાજધાનીનું ગામ ભુજ છે. માંડવીથી અહિં સુધી પાકી સડક છે. ભુજંગ અર્થાત સાપ એ શબ્દ ઉપરથી આ શહેરનું નામ ભુજ પડેલું છે. અહિં પહેલાં ભુજંગ સાપનું મંદિર હતું અહિ ૨૬ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. અહિં કચ્છના મહારાવનો સુંદર મહેલ છે. કચ્છના રાવ લખપતિજીએ બીલોરી કાચના આયનાનો બનાવેલો શિશમહેલ જોવા લાયક છે. તેમાં ઉત્તમ છબીઓ, ફર્નીચર વિગેરે છે. શહેરમાં જેલ હાઇસ્કુલ, દવાખાનુ, લાયબ્રેરી એક મસીદ, કચ્છના મહારાવની છત્રીઓ અને કેટલાંક દેવમંદિરો છે, મુંબાઇ ઇલાકામાં કચ્છનું રાજ્ય છે. કચ્છની ઉત્તરે કચ્છનું મોટું રણ છે. અહિં કોઇ નદી નથી, કચ્છની ખાણોમાંથી લોઢુ, સુરોખાર, ફટકડી, કોયલા, પાપડીયો ખારો, પત્થર અને આરસપહાણના પત્થરો નીકળે છે. કચ્છનું રણ મરુસ્થલ જેવું છે, તેમાં સમુદ્રના પાણીનું મીઠુ પાકે છે. અહીંની ભાષા કચ્છી છે, કચ્છનો વેપાર સમુદ્ર માર્ગે સારો ચાલે છે, અહિંથી રૂ, ફટકડી, કાળાં કપડાં, ચાંદીનાં ઉત્તમ કારીગીરીવાળાં વાસણો, અને અનાજ વિગેરે ચીજો પરદેશ જાય છે. અહિં ઘણા લોકો ઉંટો રાખે છે. અહિંના મહારાવ જાડેજા રજપુત છે. આ રાજ્યની ૩૦ લાખ રૂપિયાની આવક છે. મહારાજાને ૧૭ તોપોનું માન છે. અહિ પોલીટીકલ એજન્ટ રહે છે. ૧૫ મી સદીમાં જાડાના પુત્ર જામ લાખાના તાબાના ઘણા જાડેજા રજપુતો સિંધમાંથી કચ્છમાં આવ્યા હતા. તે જાડાના વંશજો જાડેજા કહેવાય છે. સને ૧૫૪૦ માં જામવંશના રાવશ્રી ખેંગારજી નામનો પ્રતાપી પુરુષ થયો તે જાડેજા જાતિનો મુખ્ય બની કચ્છના રાજ્યનો માલીક બન્યો હતો. ભુજથી કચ્છ સ્ટેટ રેલ્વે અંજાર થઇ તુના સુધી જાય છે. કચ્છમાં ઘણી વખતે ધરતી કંપ થાય છે.

## નારાયણસરોવર.

ભુજથી ૯૦ માઇલ ઉપર નારાયણસરોવર નામના ગામમાં નારા-

યણ સરોવરનું પવિત્ર તિર્થસ્થાન છે. અહિં એક નાનો રાજા રહે છે. અહિં નારાયણસરોવર છે. તેમાં યાત્રાળુઓ સ્નાન કરે છે. અહીં આદીનારાયણ, લક્ષ્મીનારાયણ, અને ગોવર્ધન નાથજીનાં મંદિરો છે. નારાયણ સરોવરથી ૧ માઇલ દૂર કોટેશ્વર મહાદેવ અને નીલકંઠ મહાદેવ છે. અહિં ઘણા યાત્રાળુઓ હાથ ઉપર છાપો મરાવે છે.

મહાત્મ્ય—દક્ષ પ્રજાપતિના ૧૦ પુત્રોએ નારાયણ સરોવર ઉપર તપ કર્યું હતું. તેમજ દક્ષના બીજા ૧ હજાર પુત્રોએ અહિં તપ કર્યું હતું. તેમને નારદે જ્ઞાનનો ઉપદેશ આપી કામનાનો ત્યાગ કરાવ્યો હતો. એવું ભાગવતમાં છે. ચંદ્રમાએ દેવતાઓના ગુરુ બ્રહસ્પતિની સ્ત્રી તારાને ભાદરવા સુદ ૪ ના રોજ હરણ કરી પાસે રાખી અને ભાદરવા વદ ૧૪ ના રોજ તેણે દેવતાઓના સમજાવાથી તારાને જવા દીધી. તેથી તારાએ ચંદ્રમાને શાપ આપ્યો કે જે તારૂં મોં જોશે તે કલંકી અને પાપી થશે. તેથી ચંદ્રમાએ નારાયણસરોવરમાં સ્નાન કરી અહિં નારાયણનું તપ કર્યું હતું. તેથી નારાયણે પ્રકટ થઈ ચંદ્રમાને કહ્યું કે તું હંમેશાં કલંકી નહિ રહે પણ જે ભાદરવા સુદ ૪ ના રોજ તને જોશે તે કલંકી બનશે. એવું બ્રહ્મવૈવર્ત પુરાણમાં છે.

---

## પ્રકરણ ૧૭૨ મું.

## ગોંડળ, જેતલસર, ધોરાજી, ઉપલેટા, પોરબંદર, માધવતિર્થ.

### ગોંડળ.

કચ્છથી પાછા રાજકોટ આવી ત્યાંથી આગળ ૧૩ માઇલ ઉપર ગોંડળનું રહ્વે સ્ટેશન છે. તેનું રાજકોટથી ૦—૪—૦ ભાડુ છે. વચ્ચે રીબડા અને રાજકોટપરાનું સ્ટેશન આવે છે. કાઠીયાવાડમાં હાલાર વિભાગમાં દેશી રાજાની રાજધાનીનું ગામ ગોંડળ છે. અહિં ૧૬૦ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. ગામની આજુબાજુ કોટ છે. ગામમાં કેટલાક દેવાલયો પણ છે. ગામ બહાર એક બાગમાં ગોંડળના ઠાકોર સાહેબની ઓફીસો છે. તે સિવાય રાજમહેલ, દવાખાનુ, હાઇસ્કુલ, ગરાસીઆની સ્કુલ અને સ્કુલો વિગેરે છે. અહિંના રાજા જાડેજા રજપુત છે. ઠાકોર સાહેબે ઇંગ્લાંડમાં જઇ ડાકટરનો અભ્યાસ કરી એલ. એલ. ડી વિગેરેની પદિ પ્રાપ્ત કરી છે. રાજ્યની ૧૫ લાખ રૂપિયાની આવક છે. જેમાંથી અંગ્રેજ સરકાર, ગાયકવાડ સરકાર અને જુનાગઢના નવાબને ૧ લાખ ૧૦ હજાર રૂપીઆ

ખંડણીના આપવા પડે છે. રાજ્યને તાબે ૧૭૪ ગામ છે. ઠાકોર સાહેબને ૧૧ તોપોનું માન છે. આ રાજ્ય પહેલા વર્ગનું ગણાય છે.

## જેતલસર.

ગોંડળથી ૩૪ માઈલ ઉપર જેતલસર જંકશનનું રેલ્વે સ્ટેશન છે. ગોંડળથી જેતલસરનું ભાડુ ૦—૯—૦ છે. જેતલસર રેલ્વેનું જંકશન સ્ટેશન છે. જેતલસરથી એક રેલ્વે ટ્રેન પોરબંદર સુધી જાય છે. તેમજ બીજી એક ટ્રેન જુનાગઢ થઇ વેરાવળ તરફ જાય છે. જેતલસરથી એક ટ્રેન ધોળા થઇ ભાવનગર તરફ જાય છે. ધોળાથી પાછા બોટાદ થઇ વઢવાણ જંકશન જઈ શકાય છે.

**ધોરાજી**—જેતલસરથી ૧૦ માઇલ ઉપર ધોરાજીનું રેલ્વે સ્ટેશન છે કાઠીયાવાડમાં ધોરાજીમાં ૨૧ હજાર માણસોની વસ્તી છે. અહિં ઠાકોર રહે છે.

**ઉપલેટા**—ધોરાજીથી આગળ ૧૧ માઈલ ઉપર ઉપલેટાનું સ્ટેશન આવે છે. ગામની આજુબાજુ કોટ છે. ગામ ભાદર નદીના કિનારે છે અહિં પણ ઠાકોર છે. અહિંથી ૩ ગાઉ ઉપર પાટણવાવ પાસે આવેલા ડુંગર ઉપર માત્રી માતા છે. ત્યાં જતાં રસ્તામાં નીલકંઠ મહાદેવ, અને સમઢીઆળુ ગામ આવે છે. રસ્તામાં ૧ ગાઉ પછી ભાદર, મોજ અને ગાડરીઆ એ ત્રણ નદીયોનો સંગમ થાય છે. તેને ત્રીવેણી કહે છે. ડુંગર ઉપર ૫૭૩ પગથીયાં બાંધેલાં છે. ઉપર ધર્મેશ્વર મહાદેવ છે. તેમ તળાવ છે. અહિં દર શ્રાવણ વદ ૦))ના રોજ ક્ષત્રીઓનો મેળો ભરાય છે. અહિં ડુંગરમાંથી ઝરતા પાણીનો ખાડો છે તેનું પાણી ખુટતું નથી એમ કહે છે. ઉપલેટામાં વધુ વસ્તી મુસલમાનોની છે.

## પોરબંદર.

જેતલસરથી ૭૮ માઇલ ઉપર ગોંડલ રેલ્વેમાં પોરબંદરનું રેલ્વે સ્ટેશન છે. તેનું ભાડુ જેતલસરથી રુ ૧—૪—૦ છે. વચ્ચે ધોરાજી, સુપડી, ઉપલેટા, ખાખીજાલીયા, ભાયાવદર, પાનેલી મોટી, જામજોધપુર, ખલવા, વાંસજાલીયા, સાખપુર, અને રાણાવાવનાં રેલ્વે સ્ટેશનો આવે છે.

મુંબાઇ ઇલાકામાં કાઠીયાવાડમાં પશ્ચિમ દિશામાં સમુદ્ર કિનારે સોરઠ વિભાગમાં એક દેશી રાજાની રાજધાનીનું ગામ પોરબંદર છે. એ બંદર છે. તેને ઘણા લોકો સુદામાપુરી કહે છે. આ રાજ્ય પહેલા વર્ગનું ગણાય છે. અહિં ૧૯ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે.

ગામની આજુબાજુ કોટ છે. શહેરમાં ઘણાં ખરાં મકાનો પત્થરનાં બંધાવેલાં છે. અહિંના રાણા સાહેબનો ઉત્તમ ત્રણ માળનો રાજમહેલ છે. અહિં કેદાર કુન્ડ છે તેમાં યાત્રાળુ સ્નાન કરે છે. તેમજ કેદારનાથ મહાદેવનું

મંદિર વિશાળ છે. અહિં પુંજા વિગેરેની ધામધુમ સારી છે. કેદારેશ્વરને સુદામાજી સાથે લેતા આવ્યા છે એમ કહે છે. ગામમાં રાણા સાહેબની કચેરીયો, દવાખાનું, ધમશાળાઓ. અને ઘણાં દેવમંદિરો છે. અહિંના પત્થરો વખણાય છે. અહિં પત્થરો નીકળે છે તે દેશાવર જાય છે. તેનો મોટો વેપાર ચાલે છે.

પોરબંદરમાં બંદર રસ્તે ઘણા દેશો સાથે વેપાર ચાલે છે. અઠવાડીયામાં ત્રણ વાર અહિં મુંબાઇથી આગબોટ આવે છે. સમુદ્ર કિનારે મજબુત ડક્કો બાંધવામાં આવ્યો છે, તે હવા ખાવાનું સ્થળ થઇ પડયું છે. પોરબંદરથી આગબોટમાં બેસીને દ્વારકાં જવાય છે. અહિંથી દ્વારકાં જવાનું આગબોટનું ભાડુ બે રૂપિયા છે. તેમ કેટલાક દ્વારકાંથી આગબોટમાં બેસી અહિં આવે છે.

**સુદામાજીનું મંદિર**—પોરબંદરમાં રાણા સાહેબના બાગમાં શ્રીકૃષ્ણ ભગવાનના પરમમિત્ર સુદામાજીનું એક ઉત્તમ મંદિર છે. તેમાં સુદામાજી અને તેમની સ્ત્રીની મૂર્ત્તિ છે. આ બાગમાં એક નાનો બંગલો અને જગન્નાથજીનું નાનું મંદિર છે. બાગની બહાર જમીન ઉપર ચક્રવ્યુહની માફક ભૂલભૂલૈયાં છે. જેને લોકો ચોરાસી પણ કહે છે. તેમાં એક માર્ગથી પેસી આગળ સર્વ જગાએ ફરીને બીજા માર્ગથી નીકળાય છે. પોરબંદરમાં શ્રીમાન નથુરાંમ શર્માનો આશ્રમ છે. સુદામાજી દ્વારકાંથી આવી પોતાના ઝુંપડાની જગાએ મોટો મહેલ જોઇ ભૂલા પડયા હતા. તેની યાદગીરીમાં અહિં ભુલભૂલૈયાં જેને ચોરાસીનો ફેરો કહે છે તે બનાવી છે. અહિં બિલેશ્વર મહાદેવનું મંદિર છે. તે સિવાય ગાયત્રી મંદીર, હિંગળાજ માતા અને ગીરધરલાલજી મહારાજની હવેલી તેમ ક્ષત્રીઓની માત્રી માતાનાં મંદિરો છે.

**મહાત્મ્ય**—શ્રી કૃષ્ણના સુદામાજી બાળ મિત્ર હતા, એક વખતે તે શ્રીકૃષ્ણને મળવા ગયા ત્યારે માત્ર તાંદુલ સાથે લઇ ગયેલા. સુદામાજીનો શ્રી કૃષ્ણે અને તેમની રાણીઓએ સારો સત્કાર કર્યો પછી શ્રીકૃષ્ણ પેલા તાંદુલો લઈ ખાવા માંડયા. પછી બીજે દિવસે સુદામાજી પોતાને વતન પોરબંદર ગયા તો ત્યાં પોતાના ઝુંપડાની જગાએ મોટા મહેલ બનેલા જોઈ તે ઘર પોતાનું ન હોય તેવો વિચાર કરવા લાગ્યા પણ તરતજ તેમની પત્નીએ બોલાવ્યા. શ્રી કૃષ્ણના પ્રતાપથી પોતાને ઘણી સંપત્તિમળેલી જોઇ અને ભગવાને સુદામાને પોતાનો બરોબરીયો બનાવી દીધો જેથી સુદામાજી પ્રસન્ન થયા એવું ભાગવતમાં છે. અહીં સુદામાનાં દર્શન કરવાથી દારિદ્રય જાય છે. અહિંના રાણા સાહેબ જેઠવા રજપુત છે. સ્ટેટને ૮ાા લાખ રૂપીઆની આવક છે. તેમને ૧૧ તોપોનું માન છે. આ સ્ટેટ તાબાનાં ૯૭ ગામ છે.

અહિંથી થોડે દૂર નરસિંહજીનું મંદિર, રાજવાડી, નાગનાથ, રામટેકરી

રાજમહેલનો બાગ વિગેરે છે. પોરબંદર પાસે એક ડુંગરમાંથી સફેદ પત્થર નીકળે છે. તેનો વેપાર ઘણો ચાલે છે.

**માધવતિર્થ**—પોરબંદરથી ૪૦ માઇલ ઉપર સમુદ્રના કિનારે માધવપુર નામનું બંદર છે. અહિં મધુમતી નદી સમુદ્રને મળે છે. અહીં બ્રહ્મકુન્ડ અને કૃષ્ણ ભગવાનનું પ્રસિદ્ધ મંદિર છે. અહિં શ્રીકૃષ્ણે રૂક્ષ્મિણીની સાથે લગ્ન કર્યું હતું એમ કહેવાય છે. આ સ્થાનનું પહેલાં કુંદનપુર નામ હતું ત્યાં પહેલાં ભીમકરાજાની રાજધાની હતી. ભીમકરાજાની પુત્રી રૂક્ષમાણીનો વિચાર શ્રીકૃષ્ણ સાથે લગ્ન કરવાનો હતો પણ તેના ભાઇને શિશુપાળ સાથે તેનું લગ્ન કરાવવું હતું તેથી રૂક્ષમાણીએ શ્રીકૃષ્ણને પત્ર લખી અહિં તેડાવ્યા હતા અને શ્રીકૃષ્ણે અહિંથી રૂક્ષમાણીજીનું હરણ કર્યું હતું. અહિં માધવરાયનું અને રૂક્ષ્માણીજીનું મંદિર છે. ત્યાં થોડે દૂર મહાદેવનું પ્રાચીન મંદિર છે.

---

## પ્રકરણ ૧૭૩ મું.

## મુળદ્વારકાં, મીયાની, ગોલગઢ, દ્વારકાં.

:o:

**મુળદ્વારકાં**—પોરબંદરથી ૧૨ માઇલ ઉપર દ્વારકાં જવાની સડક પાસે મૂળદ્વારકાં નામનું ગામ છે. અહિં ઘણાં જુનાં મંદિરો છે. શ્રીકૃષ્ણભગવાન મથુરાંથી પ્રથમ અહિં આવ્યા હતા એવું લોકો કહે છે.

**મીયાની**—મૂળદ્વારકાંથી ૬ માઇલ ઉપર ઓખામંડળ તાલુકામાં મીયાણી એ જુનું બંદર છે.

**ગોલગઢ**—મીયાણીથી ૨૨ માઇલ ઉપર ગોલગઢ ગામ છે, ત્યાં પીન્ડારક તિર્થ અને દુર્વાસા ઋષિનો આશ્રમ છે.

## દ્વારકાં.

પોરબંદરથી ૫૬ માઇલ ઉપર મુંબાઇ ઇલાકામાં કાઠીયાવાડમાં વાવ્ય ખૂણે વડોદરા રાજ્યના અમરેલી વિભાગમાં ઓખામંડળ સબડીવીઝનમાં દ્વારકાં એક પવિત્ર તિર્થસ્થાનનું ગામ છે. જેને ગોમતી દ્વારકાં પણ કહે છે. પોરબંદરથી સમુદ્રમાર્ગે આગબોટમાં બેસીને દ્વારકાં જવાય છે. તેમજ પોરબંદરથી સમુદ્રમાર્ગે આગબોટમાં બેસીને દ્વારકાં જઇ શકાય છે. ત્યાં જવાની સડક છે. મુંબાઇથી આગબોટ અડવાડીયામાં ત્રણ વખત વેરાવળ બંદર થઇ પોરબંદર આવી ત્યાંથી દ્વારકાં જાય છે. ઘણા યાત્રાળુઓ મુંબાઇથી સ્ટીમરમાં બેસી દ્વારકાં જાય છે. આગબોટમાંથી નાવમાં બેસી કિનારે આવી શકાય છે. પોરબંદરથી દ્વારકાં માત્ર ૭ કલાકમાં આગબોટ પહોંચી જાય છે, તેનું ભાડું રૂ ૧—૦ માણસદીઠ લે છે. અને પોરબંદરથી

ગાડાં ભાડે કરીને પગરસ્તે દ્વારકાં જવાયછે. દ્વારકાં હિંદુસ્તાનની પશ્ચિમ કિનારે, હિંદુસ્તાનનાં મુખ્ય ૪ ધામોમાંનું એક ધામ અને સાત પુરીઓમાંની એક પુરી છે. અહિં પાંચેક હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. ગામમાં પેસતાં નવાં કપડાં ઉપર કર લેવાય છે. ગામની આજુબાજુ પાકો કોટ છે. જેની ચારે બાજુ એક એક દરવાજો છે. દક્ષિણ દિશાના કોટમાં રણછોડજીના મંદિરના કોટનો ખાસ દરવાજો છે. અહિંનુ રણછોડરાયનું મંદિર જગન્નાથજીના મંદિર જેટલું વિશાળ છે. તેની કારીગીરી ઉત્તમ છે. કોટની અંદર ધર્મશાળાઓ, અનેક દેવમંદિરો અને વસ્તી છે. અહિં રામરામૈયાની વિગેરે દસબાર ધર્મશાળાઓ છે. તેમજ વડોદરાના ગાયકવાડ સરકારની કચેરીયો, પોલીસ, લશ્કરી છાવણી, દવાખાનું વિગેરે છે. શ્રીકૃષ્ણની રાજધાનીનું નગર દ્વારકાં હતું. તે પહેલાં વાઘેરાઓએ આ મંદિરનો આશ્રય લીધો હતો અને તેઓ લુંટફાટ ચલાવતા હતા.

વાઘેરાઓની લુંટફાટને લીધે સને ૧૮૫૯થી ગાયકવાડ સરકારના ખર્ચે દ્વારકામાં દેશી લશ્કર અંગ્રેજ સરકાર તરફથી રહે છે, તે સિવાય ગાયકવાડ સરકારનું પણ લશ્કર રહે છે. દ્વારકાં ઓખામંડળ તાલુકાનું ગામ છે સમુદ્ર કિનારે મીઠું બને છે. વળી દરીયાનો જવાર ઉતરી જતાં દરીયામાં અનેક જાતનાં ગોમતીચક્ર, કોડીયો, અનેક જળ ઉદ્‌ભિજ વસ્તુ વિગેરે મળી આવે છે. જેમાંથી ગોમતીચક્ર યાત્રાળુઓ પુંજા કરવા માટે ઘેર લઈ જાય છે. દ્વારકામાં બ્રાહ્મણો ઘણા છે તે યાત્રાળુઓનું ગોરપદુ કરે છે. દરેક નાતના જુદા જુદા ગોર હોય છે. દ્વારકાંમાં જતાં જ યાત્રાળુને ગોરનાં ટોળાં મળે છે. અહિં યાત્રાળુઓ ગોરને ત્યાં ઉતરે છે. દરરોજ સેંકડો યાત્રાળુઓ દ્વારકામાં જાય છે. દ્વારકામાં ગોમતી નદીમાં સ્નાન કરી પછી રણછોડજીનાં દર્શન પુજન કરવા જઇ શકાય છે.

પહેલાં દ્વારકાં સોનાની હતી એમ કહેવાય છે તેને દેવદ્વારકાં કહેતા. અહિં ગુગળી બ્રાહ્મણોની વસ્તી વધારે છે. તેજ ગોર લોકો છે. ગુગળી બ્રાહ્મણનું બીજા બ્રાહ્મણો ખાતા નથી. તેઓ વેપાર પણ કરે છે.

**ગોમતીનદી**—દ્વારકામાં પશ્ચિમ સમુદ્ર પાસે દક્ષિણે ગોમતી નદી છે. તેમાં સમુદ્રના જવારથી પાણી ભરેલું રહે છે. ગોમતી નદીનું પાણી ખારૂં છે. ગોમતીને લીધે દ્વારકાંને લોકો ગોમતિ દ્વારકાં કહે છે. ગોમતીના ઉત્તર તરફના કિનારે દ્વારકાં તરફ આ પ્રમાણે પાકા નવ ઘાટ બાંધેલા છે. (૧) સંગમઘાટ. (૨) નારાયણઘાટ, (૩) વાસુદેવઘાટ, (૪) ગઉઘાટ. (૫) પાર્વતીઘાટ, (૬) પાન્ડવઘાટ, (૭) બ્રહ્માઘાટ, (૮) સુરધનઘાટ, અને (૯) સરકારી ઘાટ એ નવ ઘાટ છે. સમુદ્ર અને ગોમતી તળાવના સંગમ પાસે સંગમઘાટ છે, તેના ઉપર સંગમનારાયણમંદિર છે.

વાસુદેવઘાટની પાસે હનુમાનજીનું મંદિર છે અને તેની પશ્ચિમે નૃસિંહજીનું સ્થાન છે. સરકારી ઘાટની પૂર્વે નિષ્પાપકુન્ડ નામનું નાનું તળાવ છે. તેની આજુબાજુ પગથીયાં બાંધેલાં છે. તેમાં ગોમતીનું પાણી રહે છે. યાત્રાળુઓ પહેલવ્હેલા નિષ્પાપકુંડમાં શ્રીફળ વિગેરેની ભેટ મૂકીને સ્નાન કરે છે. કેટલાક આહં શ્રાદ્ધ પણ કરાવે છે. આ કુન્ડની પાસે એક બીજો નાનો કુંડ છે. તેમ સાંમળીયાજીનું મંદિર, ગોવર્ધનનાથનું મંદિર, અને કીનારા ઉપર મહાપ્રભુજીની બેઠક છે. ત્યાંથી આગળ પાંચકુવા છે, તેમાં પાણી મીઠાં છે.

દરેક યાત્રાળુ પાસે ગોમતીમાં સ્નાન કરવા માટે વડોદરાના ગાયકવાડ સરકાર તરફથી સરકારી ઘાટ પાસે રૂપિયો સવા કરનો લેવામાં આવે છે. આ કર આપ્યા વગર કોઇપણ યાત્રાળુ ગોમતીના કોઇપણ ઘાટમાં સ્નાન કરી શકતા નથી. આ પ્રમાણે યાત્રાળુ કરનો સવા રૂપિયો આપીને પ્રથમ નિષ્પાપકુન્ડમાં સ્નાન કરી શકે છે. જે ગરીબ હોય છે તેમની પાસે 'મારી પાસે કાંઇ પણ નથી' એવા સોગન ખવરાવ્યા પછી તેમનો કર માફ કરવામાં આવે છે. આ કર લેવાનો કંટ્રાકટ આપેલો હોય છે. શહેરમાં અર્ધા ગાઉ ઉપર મીઠા પાણીનો કુવો છે. ગોમતી ઉપર સાધુ લોકોનાં મંદિરો છે. આવી રીતે બેટ દ્વારીકામાં મંદિરોમાં દર્શન કરનારાઓ પાસેથી પણ સરકાર તરફથી કર લીધા પછી તેમને દર્શન કરવા દે છે. દરીયાના એક ભાગને કૃષ્ણકુન્ડ કહે છે. દરીયા કિનારે શેઠ પુરૂષોતમ વિશ્રામનો બંગલો છે.

ગોમતીના દક્ષિણ કિનારે પાંચકુવા નામના પ્રસિદ્ધ પાંચ પવિત્ર કુવા છે. તેનાં પાણી મીઠાં છે. યાત્રાળુઓ આ પાંચ કુવામાંથી પાણી કહાડીને તેનું આચમન અને માર્જન કરે છે. ભગવાને પાંચ બાંણુ મારવાથી પાંચ કુવા થયા હતા અને તેમાં પાણી મીઠાં નીકળ્યાં હતાં.

રણછોડજીનું અથવા દ્વારકાંધિશનું મંદિર—યાત્રાળુ નિષ્પાપકુન્ડમાં સ્નાન કરીને રણછોડજીના મંદિરમાં જઇ રણછોડજીનાં દર્શન કરે છે. રણછોડજીને દ્વારકાધિશ પણ કહે છે. શહેરની અંદર ઇશાન ખૂણા તરફ રણછોડજીનું મોટું વિશાળ મંદિર ગોમતીના કિનારે છે. તેમાં બીજા પણ ઘણા દેવો છે. મંદિરની આજુબાજુ કોટ છે. કોટની દક્ષિણ બાજુએ સ્વર્ગદ્વાર નામનો દરવાજો છે અને ઉત્તર બાજુએ મોક્ષદ્વાર નામનો દરવાજો છે. તેમાંનો એક ગોમતી ઉપર પડે છે અને બીજો ગામ તરફ છે. સ્નાન કરીને મંદિરમાં જતાં માર્ગમાં કૃષ્ણજી, ગોમતીમાતા, અને મહાલક્ષ્મીજી તેમજ પગથીયાં ઉપર હનુમાનજી, નૃસિંહજી અને સાક્ષીગોપાળનાં દર્શન થાય છે. મંદીરના અંદર જઇને દેવતાઓનું પુજન કરવા

માટેનો કર લેવામાં આવે છે. રણછોડજીના મંદિરના ૦—૮—૦ ત્રિવિક્રમજીના મંદિરના ૦—૪—૦ પ્રદ્યુમ્નજીના મંદિરના ૦—૪—૦ અને બીજાં મંદિરોના બબ્બે આના કર લેવાય છે. જે યાત્રાળુ એકવાર પુજારીયોને ઠરાવેલો કર આપે છે તે પછી દરરોજ મંદિરમાં અંદર જઇને દેવતાઓના ચરણોનો સ્પર્શ કરીને ચરણો ઉપર પુષ્પ, તુલસીપત્ર ચઢાવી શકે છે. જે યાત્રાળુ કર આપતો નથી તે દ્વારનો બહાર રહીને દર્શન કરી શકે છે. શ્રીકૃષ્ણ ભગવાન કાલયવનના ડરથી રણ અર્થાત્ લડાઈ છોડીને દ્વારિકામાં નાસી આવ્યા તેને લીધે તેમનું નામ રણછોડ પડયું છે.

રણછોડજીનું મંદિર—દ્વારકાંનાં સર્વ મંદિરોમાં મુખ્ય અને સર્વથી ઘણું મોટું અને સુંદર રણછોડજીનું મંદિર છે. આ મંદીર ગોમતિના કિનારેજ છે. મંદિર સાત માળનું શિખરદાર અને ૧૪૦ ફુટ ઉંચું છે. તેની બાંધણી પુરાતની છે, અને કામ દેવતાઇ કહેવાય છે. ઉપર આખા માદરપાટના થાનની ધજા છે. ઉપરના માળે ઉપર જવા માટે અંદર પગથીયાં છે. મંદીરનો કોટ બેવડો છે. બંને ભીંતોની વચમાં પરિક્રમા કરવાની જગા છે. નિજમંદિરમાં ચાંદીનાં પત્રાં મઢેલા સિંહાસન ઉપર રણછોડરાય અથવા જેમને દ્વારિકાધીશ પણ કહે છે તેમની ૩ ફુટ ઉંચી શ્યામ ચતુર્ભુજ મૂર્તિ છે. મૂર્તિને કિંમતી વસ્ત્રાભૂષણો પહેરાવે છે, ગળામાં સોનાના અનેક જાતના ૧૧ હાર હોય છે અને માથે સોનેરી મુકુટ પહેરાવે છે. મંદિરના ફર્શમાં શ્વેત અને નીલ વર્ણની આરસપહાણની તક્તીઓ જડેલી છે. બારણાંનાં ચોખટાં ચાંદીનાં પતરાં મઢેલાં છે. યાત્રાળુઓ નિજમંદિરમાં જઇ રણછોડજીનાં ચરણને સ્પર્શ કરી તે ઉપર પુષ્પ અને તુલસી ચઢાવે છે, અને સિંહાસનની પરિક્રમા કરે છે. મંદિરના ઉપરના માળમાં અંબાજીની મૂર્ત્તિ છે. નિજમંદીરની આગળ પાંચ માળનો મોટો વિશાળ સભામંડપ છે. તેની અંદર પત્થરના ૬૦ થાંભલા છે, સભામંડપ ઉપર ઉત્તમ ઘુમટ છે. આ સભામંડપમાં એક ખુણામાં એક ખંડમાં શેષરૂપ બળદેવજી છે. મંદિરની પૂર્વે દુર્વાસાઋષિનું નાનું મંદિર છે. દુર્વાસાઋષિને દૈત્યો ગોમતીમાં સ્નાન કરવા દેતા નહોતા તેથી શ્રીકૃષ્ણે રાક્ષસોને મારી દુર્વાસાને ગોમતિમાં સ્નાન કરાવ્યું હતું.

ત્રિકમજી—રણછોડજીના મંદિરના કમ્પાઉન્ડમાં મંદિરની એક બાજુએ ત્રિવિક્રમજી અથવા ત્રીકમજીનું શિખરદાર મંદિર છે. તેમનું સિંહાસન ચાંદી જડેલું છે તેમ મંદીરનાં કમાડ અને ચોખટાં ચાંદીનાં પત્રાં જડેલાં છે. ફર્શમાં ધોળા અને નીલવર્ણના આરસપહાણની તકતીઓ જડેલી છે. મંદિરમાં ચાંદી જડેલા સિંહાસન ઉપર ત્રિવિક્રમજીની સુંદરમુર્તિ છે તેમનાં વસ્ત્રાભૂષણો પણ કિંમતી છે. ત્રિવિક્રમજીની પાસે રાજા બલી, અને બ્રહ્માના ૪ પુત્રો—સનક, સનન્દન, સનાતન, અને સનત્કુમારની નાની નાની મૂર્તિઓ

છે અને એક ખુણામાં ગરૂડની મૂર્ત્તિ છે. દુર્વાસાઋષિ બલીરાજા પાસેથી ત્રિવિક્રમ ભગવાનને માગી લાવ્યા હતા એવું કહેવાય છે.

પ્રદ્યુમ્નજી—રણછોડજીના મંદિરથી ઉત્તરે પ્રદ્યુમ્નજીનું શિખરદાર મંદિર છે. તેમાં ચાંદીના સિંહાસન ઉપર પ્રદ્યુમ્નજીની શ્યામ મૂર્ત્તિ છે. તેમને પણ સુંદર અને કિંમતી વસ્ત્રાલંકારો પહેરાવે છે. તેમની પાસે અનિરૂદ્ધજીની નાની મૂર્ત્તિ છે.

કુશેશ્વર મહાદેવ—મંદીરના કોટના ઉત્તર તરફના દરવાજાથી પશ્ચિમ તરફ કુશેશ્વરમહાદેવનું મંદિર છે. અંદર કુશેશ્વર મહાદેવનું શિવલિંગ અને પાર્વતીજીની મૂર્ત્તિ છે. જ્યારે કુશદૈત્યે દ્વારકામાં ઉત્પાત કરવા માંડયો ત્યારે દુર્વાસા ઋષિ ત્રિવિક્રમજીને બલીરાજા પાસેથી માગી લાવ્યા. ત્રિવિક્રમજીએ તેને જમીનમાં દાટીને તેના ઉપર શિવલિંગ સ્થાપિત કર્યું, જે કુશેશ્વર મહાદેવ કહેવાયા. તે વખતે કુશે કહ્યું કે જે યાત્રાળુ દ્વારકાંમાં કુશેશ્વરની પુંજા ન કરે તેની યાત્રાનું અર્ધું ફળ મને મળે. એવું કહો તો હું અંદર રહું. ત્રિક્રમજીએ કુશને તેમ થવાનું વરદાન આપ્યું તેથી પછી કુશ જમીનમાં દટાયલો રહ્યો.

કંપાઉન્ડની અંદર કોટની પશ્ચિમની ભીંત પાસે ઉત્તર તરફથી દક્ષિણ તરફ જતાં કુશેશ્વર મહાદેવ, અંબાજીમાતા, પુરુષોત્તમજી, ગુરૂદત્તાત્રય, દેવકીમાતા, લક્ષ્મીનારાયણ, અને માધવજીનાં મંદીરો, ઉત્તર તરફની દીવાલ પાસે મોક્ષદ્વાર, દરવાજાથી પૂર્વે કોલાભક્તનું મંદિર અને પૂર્વ તરફની ભીંત પાસે એક બાજુ સત્યભામાનું મંદિર, રૂક્ષ્માણીનું મંદિર, શંકરાચાર્યની ગાદી, અને પશ્ચિમ બાજુએ જાંબુવતી, રાધા અને લક્ષ્મીનારાયણનાં મંદરો છે.

શારદામઠનો રણછોડજીનો ભંડાર—આ કમ્પાઉન્ડની દક્ષિણે શારદામઠના તાબાનો રણછોડજીનો ભંડાર છે. તેમાં ભોગની સામગ્રી તૈયાર કરીને શારદામઠ તરફથી ઠરાવેલા વખતે રણછોડજી વિગેરે દેવોને ભોગ ધરાવવામાં આવે છે. કેટલાક ધનવાનો ભંડારમાં રૂપિયા આ પી પોતાની તરફથી ભોગ ધરાવરાવે છે.

શારદામઠ—ભંડારની દક્ષિણે શંકરાચાર્યનો શારદામઠ છે. હિંદુસ્તાનમાં શંકરાચાર્યના મુખ્ય ચાર મઠ છે. દક્ષિણમાં મૈસુર રાજ્યમાં શ્રૃંગેરીમઠ, પશ્ચિમે દ્વારકામાં શારદામઠ, ઉત્તરે હિમાલય ઉપર બદ્રિનારાયણ પાસે જોશીમઠ અને પૂર્વે જગન્નાથપુરીમાં ગોવર્દ્ધનમઠ છે. હાલમાં દ્વારકાંના શારદામઠના શંકારાચાર્ય શ્રીમદ્ માધવતિર્થસ્વામીનો દેહોત્સર્ગ થયા પછી ગાયકવાડ સરકારે શ્રીમદ્ શાન્ત્યાનંદ સરસ્વતીને દ્વારકાંના શંકરાચાર્ય નીમ્યા છે. તેઓ વિદ્વાન છે. શ્રીમદ્ માધવતિર્થે પોતાના વખતમાં ડાકોરમાં આશ્રમ બંધાવ્યો છે. આ ગાદીને માટે પ્રજાવર્ગ તરફથી શ્રીમદ્ રાજરાજેશ્ધ-

રાશ્રમને શંકરાચાર્ય નીમ્યા છે, તે બંને વચ્ચે કોર્ટમાં દાવા ચાલે છે, તેનો હજુ નીકાલ થયેલો ન હોવાથી ડાકોરના આશ્રમમાં સરકાર તરફથી જપ્તી છે.

મંદિરના કમ્પાઉન્ડની બહાર પશ્ચિમ તરફ લક્ષ્મીનારાયણનું મંદિર છે. તેમાં નારાયણની ચતુર્ભુજ શ્યામ મુર્તિ બે હાથ ઉંચી છે. જેમની ડાબા અંકમાં લક્ષ્મીજીની નાની મુર્ત્તિ છે. તેમને કિંમતિ વસ્ત્રાલંકારો પહેરાવેલા છે. લક્ષ્મીનારાયણના મંદિરની એક બાજુ વાસુદેવનું મંદિર છે. જેમાં ચાંદીનાં પતરાં જડેલા સિંહાસન ઉપર વાસુદેવની શ્યામવર્ણની ચતુર્ભુજા મુર્ત્તિ છે. તેમને સુંદર અને કિંમતી વસ્ત્રાલંકારો ધારણ કરાવેલા છે.

પરિક્રમા—રણછોડજીના મંદિરથી યાત્રાળુઓ નગરની પરિક્રમા કરે છે. તેમાં યાત્રાળુઓ પ્રથમ ગોમતીના ઘાટો ઉપરના દેવતાઓનાં દર્શન કરી ને સમુદ્ર પાસે સંગમઘાટ ઉપર જાય છે. સંગમની ઉત્તરે સમુદ્રના ઘાટને ચક્રતીર્થ કહે છે. તેની ઉત્તરે રત્નેશ્વર મહાદેવનું મંદિર છે. તેની ઉત્તરે દ્વારકાંનગરની બહાર સિદ્ધનાથ મહાદેવનું મંદિર છે. તેની આગળ જ્ઞાનકુંડ નામની વાવ આવે છે તેમાં લોકો મોં ધોઇ આચમન કરે છે. આગળ જુની રામવાડીના મંદિરમાં રામ, લક્ષ્મણ અને જાનકીની મુર્ત્તિયો છે, આગળ રામવાડી અને સાબિત્રીવાવ નામનો કુવો છે તેમાંથી ભગવાનની મુર્તિ નીકળી હતી. આગળ ભાગીરથી ગંગાનું મંદીર છે. તેથી આગળ અક્ષયવડ, અઘોરકુંડ, ભદ્રકાળી, અને આશાપુરી માતાની મુર્તિ અને આગળ કૈલાસકુન્ડ આવે છે. આ કુન્ડ પત્થરથી બાંધેલો છે. તેમાં ગુલાબી રંગનું પાણી છે. કહે છે કે ગિરગીટ રાજા આ કુન્ડમાં રહેતા અને તેમનો અહિંજ ઉદ્ધાર થયો હતો. કૈલાસકુન્ડથી આગળ સૂર્યનારાયણ અને તેની આગળ શહેરના પૂર્વ તરફના દરવાજા પાસે જય અને વિજયનાં દર્શન કરી આગળ નિષ્પાપકુન્ડ અને રણછોડજીના મંદિરની વચ્ચે આવેલા દેવોનાં દર્શન કરીને દક્ષિણ દરવાજામાં થઈ રણછોડજીમાં જઇ રણછોડજીનાં દર્શન કરી પરિક્રમા સમાપ્ત કરવી જોઇએ.

દ્વારકાંથી ૧॥ ગાઉ ઉપર રામલક્ષ્મણનાં મંદીરો છે. ત્યાં હાલ મહાપ્રભુજીની બેઠક છે. ત્યાંથી ૧ ગાઉ ઉપર સીતાવાડી છે. તેમાં પાપપુણ્યની નાની બારી છે. તેમાં પાપ કરેલાં હોય છે તે જઇ શકતો નથી એમ કહે છે. દ્વારકાં પાસે ભેખડ ખડીની ગુફા છે ત્યાં કાબાઓ સંતાઇ રહેતા. ત્યાં ભડકેશ્વર મહાદેવ છે.

મહાત્મ્ય—શ્રી કૃષ્ણે મથુરામાં પોતાના મામા કંસને માર્યા પછી જરાસંધે વારંવાર મથુરાં ઉપર સ્વારીઓ કરવાથી તેનાથી તેમજ કાલયવનના ભયને લીધે શ્રીકૃષ્ણ મથુરાંથી નાસી હિંદુસ્થાનની પશ્ચિમ દિશામાં રૈવત પર્વતના શિખરથી સુશોભિત કુશસ્થલી અર્થાત દ્વારિકાપુરીમાં આવીને વસ્યા. તેમણે

અહિં ઉત્તમ કોટકિલ્લા બંધાવ્યા તેથી સર્વ પ્રજા ભયથી મુક્ત થઇ. દ્વારિકામાં પંડારક તિર્થમાં સ્નાન કરવાથી પદ્મતુલ્ય મુદ્રા, ત્રિશુળ અને પદ્મનાં ચિન્હ જણાય છે. અહિં મહાદેવજી સર્વદા નિવાસ કરે છે. મહર્ષિ દુર્વાસાને તેમના અત્યંત ક્રોધી સ્વભાવથી કોઇ તેમનો સત્કાર કરતું નહિ પણ શ્રી કૃષ્ણે તેમને પોતાને ત્યાં વાસ કરાવ્યો હતો. દ્વારિકાના ક્ષત્રિયો પ્રભાસપાટણમાં રહેવા આવ્યા પછી દ્વારિકાવાસિયો અર્જુનની સાથે જવાને નગરથી બહાર નીકળ્યા પછી સમુદ્રે સમસ્ત દ્વારિકાને પોતાના જળમાં ડુબાડી દીધી. અને જાદવો પરસ્પર લડીને પ્રભાસમાં મરી ગયા હતા. રાજા રેવતે કુશસ્થલી વસાવી હતી, તેમની રેવતી નામની કન્યા બળદેવજી સાથે પરણાવીને તે તપ કરવા ગયા હતા. શ્રીકૃષ્ણ જરાસંઘ અને કાલયવનના ભયથી દ્વારિકાં વસાવી ત્યાં રહેવા લાગ્યા. શ્રીકૃષ્ણને–રૂક્ષ્મણી, જાંબુવતી, સત્યભામા, કાલિન્દી, મિત્રવિન્દા સત્યા, ભદ્રા અને લક્ષ્મણા એ આઠ પટરાણીયો અને સોળ સહસ્ત્ર રાણીઓ હતી. યાદવો ૩ કરોડ હતા તેમાં શ્રીકૃષ્ણ ભગવાનની સાથે ૬૦ હજાર દેવતાઓએ યાદવોનો અવતાર લીધો હતો. શ્રીકૃષ્ણ અર્જુનના સખા હતા. તેમના પરમધામ ગયા પછી સમુદ્રે રૂક્ષ્માણીના મહેલ સિવાય આખી દ્વારિકાં નગરીન પાણીમાં ડુબાવી દીધી હતી. આ મહેલમાં શ્રીકૃષ્ણભગવાન વિહાર કરવા રોજ આવતા તેથી તેને બુડાડયો નથી. દ્વારકાંમાં ગોમતી નદીનું જળ સાક્ષાત બ્રહ્મરૂપ છે. અહિંનો પાષાણ ચક્રાંકિત છે. અહિં ત્રિવિક્રમ ભગવાન સદા નિવાસ કરે છે. જે માણસ દ્વારામતીમાં ગોમતી ચક્રવાળા ૧૨ શાલિગ્રામોની પુંજા કરે છે તે વૈકુન્ઠમાં જાય છે. જેને ઘેર દ્વારકાંની ચક્રાંકિત શિલા રહે છે તેનું ઘર વૈકુન્ઠ જેવું છે. જે માણસ દ્વારકાંમાં ૩ રાત્રિ નિવાસ કરીને ગોમતીના જળમાં સ્નાન કરે છે તેને ધન્ય છે. વિરાટ પુરુષની ૭ સાધુમાંથી સાત પુરીયો થઇ છે. અહિં ગોપીચન્દન નીકળે છે તેનો ચાંલ્લો કરવાથી અને ઘરમાં રાખવાથી પાપથી મુક્ત થવાય છે. દ્વારકાંમાં ચારે વર્ણને પ્રવેશ કરવા માટે ચાર બાજુએ ચાર દરવાજા બનાવેલા છે. પ્રસિદ્ધ સાત પુરીયોમાં દ્વારકાં પણ એક પુરી છે. એવું મહાભારત, ભાગવત, વિષ્ણુપુરાણ અને પદ્મપુરાણ વિગેરે પુરાણોમાં છે. વસિષ્ઠમુનિ પોતાની પુત્રી ગોમતી સાથે જતા હતા ત્યારે ગોમતીના પગે ઝાંઝર વાગતાં હતાં, તેથી ચોરનો ભય લાગ્યો. થોડીવારે ઝાંઝર વાગતાં બંધ થઇ ગયાં અને વશિષ્ઠે પાછળ જોયું તો ગોમતીજી પાણીરૂપે નદી થઇ વ્હેવા લાગ્યાં. તે ગોમતીનદી દ્વારકાં થઇ સંગમસમુદ્ર પાસે સમુદ્રને મળે છે.

———:o:———

# પ્રકરણ ૧૭૪ મું.

# આરંભડા, બેટદ્વારકાં, શંખોદ્ધાર, ગોપીતળાવ, નાગેશ્વર.

## બેટ દ્વારકાં.

ગોમતી દ્વારકાથી ૨૦ માઇલ ઉપર કચ્છના અખાતમાં ગાયકવાડ સરકારના કબજાનો બેટ દ્વારકા નામનો નાનો ટાપુ છે. જેને બેટ શંખોદ્ધાર પણ કહે છે. ગોમતિ દ્વારકાંથી કચ્છીગઢ, બોડખીત્રા મકનપુર, મોજપુર, ભીમરાણા અને આરંભડા થઇ બેટદ્વારકાં જવાનો એક રસ્તો છે. અને બીજો રસ્તો નાગેશ્વર થઇ એક સડક ગોપીતળાવ પાસે બેટ દ્વારકાંની ખાડી સુધી જાય છે. ઘણા યાત્રાળુઓ આરંભડા થઈ બેટદ્વારકાં જઇ ત્યાંથી ગોપીતલાવ થઇને દ્વારકાંમાં પાછા આવે છે તેમ કેટલાક ગોપીતળાવ થઇ બેટ જાય છે અને પાછા આરંભડા થઈ પાછા આવે છે. બેટ એ વલ્લભાચાર્યસંપ્રદાયનું સ્થાન છે. દ્વારકાંથી બેટ દ્વારકાં જતાં ૧ માઇલ ઉપર રૂક્ષ્માણીજીનું નાનું મંદીર છે, ત્યાં ચોતરો, ચોરી અને નવગ્રહ છે. ત્યાંથી થોડે દૂર કચ્છીગઢ છે. પહેલાં અહિંથી કચ્છનાં વહાણ આવજા કરતાં. દરીયામાં દીવાદાંડી અને ખરાબો છે ત્યાંથી થોડે દૂર બોડખીત્રા આવે છે. ૩॥ માઇલ ઉપર બરવાલા ગામ છે. ત્યાં ધર્મશાળા, અને સદાવર્ત અપાય છે, ૫ માઇલ ઉપર વાવ આવે છે આગળ કેટલાક ગામો અને તળાવો રસ્તામાં આવે છે, ૧૪ માઇલ ઉપર ખાડીની પાસે આરંભડા છે. દ્વારકાંથી અહિં સુધી સડક છે. સડકની બંને બાજુએ ઝાડો છે. દ્વારકાંથી ત્યાં જવા માટે જવા આવવાની બળદ ગાડીઓ ભાડે મળે છે. આરંભડામાં મુંબઈના ભાટીયાની ધર્મશાળા છે. ગોપીતલાવને રસ્તે દ્વારકાંથી ૧૦ માઇલ ઉપર નાગેશ્વર ગામ અને ૧૩ માઇલ ઉપર ગોપીતળાવ છે અને ૧૫ માઇલ ઉપર બેટદ્વારકાંની ખાડી આવે છે.

**આરંભડા**—બેટ જતાં રસ્તામાં આવતા આરંભડા ગામમાં ધર્મશાળા છે અને સદાવર્ત અપાય છે. અહિં બોલતા શંખ સારા મળે છે. ઘણા યાત્રાળુઓ તેમાં ઘણે ભાગે તો શુદ્ર અને સાધુઓ આરંભડામાં જઇ શંકચક્રાદિનાં છાપાં ખભા ઉપર પડાવે છે. એટલે તપાવેલી મુર્ત્તિયોના ખભા ઉપર ડામ પાડવામાં આપે છે. આવી છાપોથી મુક્તિ મળે છે એવું તે માને છે. છાપ મારવાનો પણ કર લેવાય છે.

**બેટ**—આરંભડાથી ૬ માઇલ દૂર સમુદ્રમાં એક ટાપુની અંદર બેટદ્વારિકાં છે. અહિંથી વહાણમાં બેસી ખાડીમાં થઇને બેટમાં જવાય છે. વહાણનું

ભાડુ માણુસ દીઠ ૦—૦—૬ લે છે. પણ ગાયકવાડ સરકાર તરફથી બ્રાહ્મણ અને સાધુઓ પાસે અર્ધો આનો અને બીજા લોકો પાસેથી દર માણુસ દીઠ બે આના પ્રમાણે કર લેવાય છે. પાછા આવતાં પણ નાવનુ ભાડુ બે પૈસા અને ઉપર પ્રમાણે સરકાર કર લે છે. બેટનો ટાપુ ૭ માઇલ લાંબો છે. તેનો અર્ધો ભાગ ૬૦ ફીટ ઉંચો પત્થરીવા જમીનવાળો ટેકરો છે. ઈશાન ખુણાના ટેકરાને લોકો હનુમાન અંતરીપ કહે છે કેમકે ત્યાં ટાપુ ઉપર હનુમાનનું મંદીર છે. આ ટાપુમાં મંદિરની સાથે સંબંધવાળા બ્રાહ્મણો રહે છે, અહિં છ સાતેક ધર્મશાળાઓ છે. બેટદ્વારકાં એ શ્રીકૃષ્ણનું વિહારસ્થાન મનાય છે, દ્વારકાંની રણછોડજીની મુળ મુર્તિ તો ડાકોરનો બોડાણો ભક્ત ડાકોર લઈ જવાથી તેની સ્થાપના ડાકોરમાં છે. પણ શ્રી રણછોડજીએ તે વખતના પુંજારીયો ગુગળી બ્રાહ્મણોને સ્વપ્નુ આપ્યા પ્રમાણે લાડવા ગામ પાસે જમીનમાંથી બીજી મુર્તિ કહાડીને દ્વારકાંમાં સ્થાપી છે.

ટાપુના ઉત્તર કિનારા પાસે બેટ દ્વારકાં ગામ છે તેમાં સર્વ વસ્તુ મળી શકે છે. અહિં ધર્મશાળાઓ છે તેમ સદાવર્ત્ત પણ મળે છે. અહિં રણછોડસાગર, રત્નતળાવ, કચોરીતળાવ, શંખતળાવ વિગેરે કેટલાંક જળાશયો અને ઘણાં દેવમંદિરો છે. આ ટાપુમાં મોરલી મનોહરનું મંદિર, હનુમાન ટેકરી, દેવીનું મંદિર, નવગ્રહનું મંદિર, નીલકંઠ મહાદેવ, ત્રિગુણેશ્વર મહાદેવ, પદ્મેશ્વર, કચોરી તળાવની પાસે રામચંદ્રજીનું મંદિર, શંખ તળાવને કિનારે શંખનારાયણનું મંદીર છે. રણછોડસાગર મહેલના મંદીર અને શંખોદ્ધારની વચમાં છે તે ઉત્તમ છે. તેની ચારે બાજુ કોટ છે અને ઠેકાણે ઠેકાણે ઘાટો બાંધેલા છે. અહિં વળી હાજીપીરનો રોજો છે.

**કૃષ્ણનો મહેલ**—બેટમાં એક વિશાળ ચોકની અંદર બે માળના અને ત્રણ માળના પાંચ મહેલો છે. ચોકની આજુબાજુ વિશાળ કોટ છે. ઉત્તરના મોટા દરવાજામાં થઇ અંદર નાના દરવાજા પાસે જવાય છે. અહિં ગાયકવાડ સરકાર તરફથી દરેક યાત્રાળુ પાસેથી રૂ ૧—૧૨—૦ કરના લેવામાં આવે છે. કર આપ્યા વગર કોઈ દરવાજાની અંદર જઈ શકતું નથી. અંદર રાજાઓના મહેલ જેવા જુદા જુદા ૫ મહેલો છે. દ્વારકાંની માફક અહિં પણ મંદિરોમાં ચરણસ્પર્શ કરવાનો કર પુંજારીયોને આપવો પડે છે. જે કર આપતા નથી તે બહારથી દર્શન કરી શકે છે. જે યાત્રાળુને પોતાની તરફથી અહિંના દેવતાઓને સ્નાન કરાવવાનો વિચાર હોય છે તેને સાત રૂપિયા કરના રાજાને આપવા પડે છે. અને મહાપુંજાનો કર જુદો આપવો પડે છે. રણછોડજીના મંદિરનો વહીવટ ગાયકવાડ સરકાર તરફથી થાય છે. સવારમાં ૫ વાગે મંગળાનાં, પછી સૃંગારનાં અને ૯ા વાગે રાજભોગનાં દર્શન થાય છે. ૪ાા વાગે ઉત્થાપનનાં, સાંજે કડછાનાં અને પછી આરતિનાં દર્શન થાય છે.

અંદરના દરવાજામાં થઇ સીધા પૂર્વતરફ જતાં જમણી બાજુએ શ્રી કૃષ્ણભગવાનનો ખાસ મહેલનો દરવાજો છે. તે મંદિરના કમ્પાઉન્ડનો ઘેરાવો ૮૦ ફુટ લાંબો અને ૬૦ ફુટ પહોળો છે. આ કોટની પૂર્વ બાજુએ ઉત્તર તરફ પ્રદ્યુમ્નનું મંદિર, તે પછી, રણછોડજીનું મંદિર અને તે પછી તીકમજીનું મંદિર છે. આ મંદિરોની આગળ એક તરફ પુરુષોત્તમજીનું મંદિર તેની દક્ષિણ બાજુએ દેવકીમાતાનું મંદિર, અને તેની દક્ષિણે માધવજીનું મંદિર છે. કોટની દક્ષિણ પાસે પશ્ચિમ તરફ અંબાજીનું મંદિર છે, તેની પૂર્વે ગરૂડનું મંદિર, અને વચ્ચે નાનુ ચોગાન છે. પ્રદ્યુમ્નજી, રણછોડજી, તીકમજી અને દેવકીજીના મંદિરોનાં કમાડો અને સિંહાસનોને ચાંદીનાં પતરાં જડેલાં છે. દ્વારકાંમાં શ્રીરણછોડજી વિગેરે દેવમૂર્તિઓની માફક અહિંની દેવમુર્ત્તિઓ પણ સુંદર અને મનોહર છે. અંબાજીની પ્રતિમા આરસની છે. મંદિરમાં શ્વેત અને નીલવર્ણની આરસની તક્તીઓ જડેલી છે. મંદિરમાં અંદરથી ઉપર બે માળ સુધી પગથીયાં ચઢવાનાં છે. ત્યાં ભગવાનનો સેજમહેલ અને હિંડોળો છે. તેમ ચોપટ રમવાની જગા છે. અને તે ખંડની ચારે ભીંતે મોટા આયનાઓ ટાંગેલા છે. રાત્રેશયન આરતી વખતે લક્ષ્મીજીને ત્યાંથી પગલાં જાય છે એટલે લક્ષ્મીજી મંદિરમાં પધારે છે.

રણછોડજીના મહેલની બાજુએ સત્યભામા અને જામ્બુવતીનો મહેલ છે. પૂર્વ તરફ સાક્ષી ગોપાળનું મંદિર છે અને ઉત્તરે રૂક્ષ્માણી તેમ રાધાના મહેલો છે. જાંબુવતીના મહેલમાં જાંબુવતીના મંદિરના પૂર્વે લક્ષ્મીનારાયણનું મંદિર છે અને રૂક્ષ્માણીના મહેલમાં રૂક્ષ્માણીના મંદિરથી પૂર્વ તરફ ગોવર્દ્ધનનાથજીનું મંદિર છે. તે સર્વ મંદિરોનાં કમાડોને ચાંદીનાં પતરાં મઢેલાં છે. મંદિરોની આગળ ઉત્તમ સભામંડપો છે. સત્યભામા, જામ્બુવતી, રૂક્ષ્માણી અને રાધા એ ચારોના ભંડાર, કારખાનાં અને ભંડારના માલીકો જુદા જુદા છે. તેમાં જાત જાતના ભોગની સામગ્રી નિયમિત વખતે બનાવીને રણછોડજીના મંદિરમાં ધરાવવામાં આવે છે. વલ્લભસંપ્રદાય પ્રમાણે અહિં ભોગરાગમાં સારો ખર્ચ થાય છે. અહિં રાત દિવસ મળીને ૧૩ વખત ભોગ ધરાવાય છે. અને સમાસમાનાં દર્શન થાય છે. રાધાજીના મહેલથી સત્યભામા, જામ્બુવતી અને રૂક્ષ્માણીનાં મંદિરોમાં પણ ભોગની સામગ્રી તૈયાર કરીને મોકલાય છે. કેટલાક યાત્રાળુઓ પોતાના તરફથી ભોગ ધરાવવા માટે પૈસા આપે છે. દરરોજ નિયમિત ભોગના ખર્ચને માટે વડોદરાના ના. ગાયકવાડ સરકાર તરફથી તેમજ કાઠીયાવાડના કેટલાક ઠાકોરો તરફથી અને શેઠીયાઓ તરફથી રૂપીઆ આપવામાં આવે છે. ભોગમાં ધરાવેલી સામગ્રી યાત્રાળુઓ પ્રસાદ તરીકે વેચાતી લઇ શકે છે. અહિં રાત્રિ દિવસ ૯ વાર આરતી થાય છે રોજ મંદિરોમાં બપોરે ૧૨ વાગે પટબંધ થાય છે તે ૪ વાગે ઉઘડે છે.

પછી રાતે ૯ વાગે બંધ થાય છે. રણુછોડજીની પટરાણીઓના મંદિરોમાં જે ભેટ મૂકાય છે. તેમાંથી અર્ધી ગોર લે છે.

ગામથી ૦ા માઇલ ઉપર મોરલીધરની હવેલી છે. ત્યાંથી થોડે દૂર ધીંગેશ્વર મહાદેવના કુવાનું પાણી મીઠું છે. લોકો તેમાંનું પાણી પીવે છે. ત્યાંથી ૧ાા ગાઉ ઉપર હનુમાન દાંડી છે ત્યાં હનુમાનની મૂર્ત્તિ ઘણી મોટી છે. ત્યાંથી થોડે દૂર ૮૪ આસનનું સ્થાન અને સાત આઠેક અમિકુંડ છે.

બેટમાં શંખ ઘણા થાય છે. અને જે માણુસ મરી જાય છે તેનાં હાડકાંનો પદ્મ થાય છે. અહિં ગોમતીચક્ર ઘણાં નીકળે છે. એટલે અહિં શંખ, ચક્ર અને પદ્મ નીકળે છે.

શંખોદ્ધાર—કૃષ્ણના મહેલથી ૧ાા માઈલ ઉપર બેટના ટાપુની અંદર શંખોદ્ધાર નામના તિર્થમાં શંખતળાવ અને શંખનારાયણનું ઉત્તમ મંદિર છે. જતાં રસ્તામાં રણછોડસાગર આવે છે. મંદીરની આગળ સભામંડપ છે. અંદર ચાંદીનાં પતરાં જડેલું સિંહાસન છે. મંદિરનાં કમાડો ચાંદીનાં પતરાં જડેલાં છે. કહે છે કે પૂર્વે કૃષ્ણ ભગવાને અહિં શંખાસુરનો ઉદ્ધાર કર્યો હતો તેથી આ તિર્થનું નામ શંખોદ્ધાર પડયું છે. યાત્રાળુ અહિં શંખતળાવમાં સ્નાન કરી શંખનારાયણનાં અને દ્વારકાંનાથનાં દર્શન કરે છે. અહિં મહાપ્રભુજીની બેઠક છે. તળાવ ઉપર શિખ લોકોનું દેવળ છે. શંખનારાયણની મૂર્ત્તિના અંગમાં ભગવાનના દસ અવતારની મુર્ત્તિયો છે; અને હાથમાં શંખ છે.

પરીક્રમા—પરિક્રમા કરતાં દરીયાકાંઠાને ચરણુ ગોમતિ કહે છે ત્યાં થઇ આગળ નવગ્રહ ચરણુ, પદ્મતિર્થ, પાંચકુવા, કલ્પવૃક્ષ, અને કાળીનાગ આવે છે. અહિં ભગવાને કાળીનાગને નાથી દરિયામાં નાંખ્યો હતો, તે હજુ પણ કહે છે કે કેટલાકને જણાય છે. ત્યાંથી પછી શંખનારાયણનાં દર્શન કરી પરિક્રમાપુરી થાય છે.

ગોપીતળાવ—બેટની યાત્રા કરી પાછા ખાડી ઉતરી ત્યાંથી યાત્રાળુ દ્વારકાં જાય છે. બેટથી બીજે રસ્તે ગોપીતળાવ પાસે ખાડીમાંથી યાત્રાળુઓ પાર જાય છે. ત્યાં મેંદરડા ગામ પાસે ખાડીમાંથી ઉતરાય છે અહિંથી ૨ માઇલ ઉપર ગોપીતળાવ છે. અહિં મુંબાઇના ભાટીયાની ધર્મશાળા છે. અહિંથી દ્વારકાં ૧૩ માઇલ થાય છે. ગોપીતળાવ એક સરોવર છે. અહિં રસ્તામાં પીળા રંગની જમીન આવે છે. ગોપીતળાવની અંદર પીળા રંગની માટી તેજ પવિત્ર ગોપીચંદન છે. ગોપીતળાવની અંદર કુન્ડ છે. તેમાં પાણી રહે છે. તળાવમાં મીઠા પાણીનો કુવો છે. ઘણા યાત્રાળુઓ ગોપીતળાવમાંથી ગોપીચન્દન ખોદીને પોતાને ઘેર લઇ જાય છે. આ ગોપીચંદનના ગોળા એક પૈસાના ૭૨ દ્વારકાંમાં વેચાતા પણ

મળી શકે છે. આ તળાવમાં સ્નાન કરવા માટે ૦-૧-૦ કર લેવાય છે. અહિં શ્રી કૃષ્ણે ગોપીઓ સાથે રાસલીલા કરી હતી. અહિં એક નાનું ગામ છે ત્યાં ધર્મશાળાઓ છે. પાસે ગોપીનાથનું મંદિર, વલ્લભ સંપ્રદાયની મહાપ્રભુજીની બે બેઠકો અને રાધાકૃષ્ણજીના મંદિરો છે. અને સદાવર્ત છે. યાદવો પ્રભાસમા યુદ્ધ કરી મરી ગયાની વાત સાંભળી તેમજ શ્રીકૃષ્ણ સ્વધામ ગયાની વાત જાણી ગોપીઓ આ તળાવમાં ડુબી મરી હતી એમ કહેવાય છે.

મહાત્મ્ય—ગોપીચંદનને શરીરે ધારણ કરવાથી બ્રહ્મહત્યાથી મુક્ત થવાય છે. ગોપીચંદન ગંગાજળ સમાન પવિત્ર છે. તેનું તિલક કરવાથી ચંડાલ પણ પવિત્ર થાય છે એવું પદ્મપુરાણમાં છે, દ્વારકાંથી ૧ાા ગાઉ ઉપર લાડવા ગામ પાસે પીપળાની ગુફામાંથી ભગવાનની મૂર્તિ નીકળી હતી તે હાલ બેટમાં છે.

નાગેશ્વર—ગોપી તળાવથી આગળ ૩ ગાઉ ઉપર નાગેશ્વર મહાદેવનું નાનું મંદિર છે. અંદર પાર્વતિની મુર્ત્તિ છે. અને બહાર નંદી છે. કેટલાક આ શિવને બાર જ્યોતિર્લિંગમાંના એક ગણાવે છે, પણ કેટલાકો તો અવઢા નાગનાથને ૧૨ જ્યોતિર્લિંગમાંના એક જ્યોતિર્લિંગ માને છે. અહિંથી આગળ ૧૦ માઇલ ઉપર દ્વારકાં આવે છે. વચ્ચે મુળ ગોમતિ અથવા ભાવડુ ગામ આવે છે ત્યાં મહાપ્રભુજીની બેઠક અને તળાવ છે.

---

# પ્રકરણ ૧૭૫ મું.

## જુનાગઢ—ગિરનાર પર્વત.

---

### જુનાગઢ.

દ્વારકાંથી પાછા પોરબંદર આવી ત્યાંથી રેલ્વે માર્ગે જેતલસર જંકશન આવવું કેટલાક યાત્રાળુઓ દ્વારકાંથી બોટમાં બેસી વેરાવળ બંદરે જાય છે. જેતલસર જંકશનથી ૧૭ માઇલ ઉપર દક્ષિણ દિશામાં જુનાગઢ જવું. તેનું ભાડુ ૦-૪-૦ છે. વચ્ચે વડાલનું સ્ટેશન આવે છે. જુનાગઢ દેશી રાજા નવાબની રાજધાનીનું શહેર છે. અહિં ૩૨ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. શહેરની આજુબાજુ પાકો કોટ છે. શહેરની પશ્ચિમે રેલ્વે લાઇન છે અને પૂર્વે ગિરનાર પર્વત છે. શહેરની અગ્નિ ખૂણે ગિરનું મેદાન છે. અહિં નવાબ સરકારની કચેરીયો, ધર્મશાળાઓ, અનેક દેવમંદિરો, મસીદો, રોજા, સ્વામિનારાયણનું મંદિર, દવાખાનું વિગેરે છે. ઉત્તરના દરવાજાથી ૦ાા માઇલ ઉપર વજીર સાહેબનો સાકરબાગ છે. તેમાં બે માળનો ઉત્તમ

બંગલો છે તેની પાસે પાણીનું નાળુ છે. આ બાગમાં વાઘ, હરણ વિગેરે જાનવરો પણ છે, બીજો સરદારબાગ, શહેરની દક્ષિણે છે. જેમાં ઉત્તમ બંગલા છે. અને ગિરના જંગલોમાંથી આણેલા સિંહ અને સિંહણને એક જગ્યાએ રાખેલા છે. શહેરમાં પાણી નળછે. અહિંના મેમણો મોટા વેપારીઓ છે. અહિં મુસલમાનોની વસ્તી વધુ છે.

**રાજમહેલ**—શહેર વચ્ચે એક જગ્યાએ નવાબ સાહેબના બે માળના અને ચાર માળના રાજમહેલો છે, આ રાજમહેલ જોવા લાયક છે. જેમાં અનેક જાતનું ફરનીચર, સોનેરી રૂપેરી કાચ અને ખુરશીયો, આયનાઓ વિગેરે છે. જેલની દક્ષિણે જુનાગઢના નવાબ સર મહોબ્બતખાંજીનો સુંદર રોજો છે તેમાં ઘણું જોવા જેવું છે. મહોબતખાંના રોજાની દક્ષિણે જુનાગઢના નવાબ સાહેબની મસીદ છે. આ મસીદ પણ જોવા જેવી છે. અહિંના બગીચાઓ જોવા લાયક છે,

**ઉપરકોટ**— શહેરની પાસે ઉપરકોટ નામનો જુનો કિલ્લો છે તે પહેલાં હિંદુ રાજાઓનો ગઢ હતો. તે પછી તેમાં જેલ રહેતી હતી. આ કોટમાં તેમજ તેની આસપાસ અનેક બુદ્ધ ગુફાઓ છે. કિલ્લામાં પેસતાંજ હનુમાનની મોટી મુર્તિ છે. અંદર જુની ૨ તોપો પડેલી છે. અંદર ભોંયરૂં છે. પાસે મહમદબેગડાની બનાવેલી જુમામસીદ પડી ગયા જેવી છે. પાસે ૨૦ ફુટ સમચોરસ એક કુંડી છે તેમાં કસુંબો ઘોરાતો હતો. અંદર અડીચડી વાવ અને નોંઘણ રાજાનો ઉંડો કુવો છે. જેમાં ગોળ પગથીયાં છે. મોટી મસીદથી થોડે દૂર બે માળની ગુફા છે. અંદર ૪ તળાવો છે. વાગેશ્વરી દરવાજાની અંદર બાબાપ્યારાની ગુફા છે. ઉપરકોટ પાસે ખપડા ખોડીયા નામની ગુફાઓ છે. શહેરની ઉત્તરે બહાદુરખાં વિગેરેના ૪ રોજા છે. જુનાગઢના વેરાવળ દરવાજાની દક્ષિણ તરફ જમીયાલશાહનું ઉત્તમ સ્થાન છે. ત્યાં દરગાહ અને તળાવ છે. તેમ વજીર બાહુદીને બનાવેલું કોઢીયોનું દવાખાનું છે.

**દાતારનો ડુંગર**—થોડે દૂર દાતારનો પર્વત છે તેના શિખર ઉપર એક ઝરો છે તેમ નાનું સ્થાન છે. તેને લોકો પવિત્ર માને છે. ઉપર ઝરાનું પાણી લોકો કાચલીથી પીવે છે અહિં રહેવાથી કોઢ મટે છે એવું લોકો કહે છે, ઘણા કોઢવાળા આ પહાડ ઉપર રહે છે. અહિં ભૂતાં ધુણાવાનું કામ ઘણું ચાલે છે. આ ડુંગર ઉપર ઘણી વનસ્પતિ થાય છે આ પર્વત ગીરનાર પર્વતની બાજુમાંજ છે. તે સિવાય શહેરમાં બહાઉદીન કોલેજ ઉત્તમ છે.

ગિરનાં જંગલોમાં સિંહ અને વાઘ રહે છે. જુનાગઢનું રાજ્ય કાઠીયાવાડનાં પહેલા દરજ્જાનાં રાજ્યમાં ગણાય છે. અહિંના નવાબને ૧૧

તોપોનું માન છે. રાજ્યને ૨૯ાા લાખ રૂપિયાની આવક છે. જેમાંથી અંગ્રેજ સરકાર અને ગાયકવાડ સરકારને ૬૫ાા હજારેક રૂપિયા ખંડણીના આપવા પડે છે. આ સ્ટેટને તાબે ૮૧૮ ગામો છે. પહેલાં અહિં બૌધોનું અને તે પછી રજપુતોનું રાજ્ય હતું. સને ૧૪૭૨ માં અમદાવાદના મહમદ બેગડાએ આ રાજ્ય લઇ જુનાગઢ વસાવ્યું. તે પછી સને ૧૭૩૫ માં શેરખાં ખાબી નામના સિપાઇ અમલદારે મુગલોના ગવર્નરને નસાડી મુકી જુનાગઢનું રાજ્ય લીધું તેમના વંશજો હાલ નવાબ તરીકે અહિ રાજ્ય કરે છે.

નૃસિંહચોરો—નરસિંહ મ્હેતો અહિંનાજ વતની હતા. નરસિંહ મ્હેતાએ રૂ. ૭૦૦ લઇ સાધુને અહિંજ હુંડી લખી આપી હતી. અહિં નરસિંહજીનો ચોરો છે. તથા તેનું ઘર છે. ત્યાં ભગવાન અને નૃસિંહ મ્હેતાની મુર્તિયો છે. અહિં સ્વામીનારાયણનું મંદિર ઘણું સારૂં છે. તેમ મહાપ્રભુજીની હવેલી છે.

# ગીરનાર પર્વત.

જુનાગઢથી પૂર્વ તરફ ૨ાા માઇલ ઉપર ગિરનાર પર્વત છે. તે પર્વત સમુદ્ર સપાટીથી ૩૬૭૫ ફુટ ઉંચો છે. તેનાં ગોગિની, વેંસલા, દત્ત અને લક્ષ્મણ ટેકરી એવાં શિખરો છે. આ પર્વત ઉપર જૈનોનાં અને હિન્દુઓનાં ઘણાં મંદિરો છે. જુનાગઢથી ગિરનાર પર્વતનું શિખર જણાય છે. પર્વત ઉપર ચઢવા માટે જુનાગઢમાંથી ડોળી ભાડે મળી શકે છે. તેનું પાંચેક રૂપિયા ભાડુ લે છે. તેમ મજુરો પણ મળે છે. ઉપર ચઢવા માટે હવે તો રસ્તો સારો બંધાવેલો છે. ઉપર શિખર ઉપર દત્તાત્રયનું મંદિર છે. જુનાગઢ પાસે જુનાગઢની જુના વખતની રાજધાની અપરકોટનો કિલ્લો છે, તેના વાગેશ્વરી દરવાજામાં થઇને ગિરનાર જવાય છે. આ દરવાજા પાસે ધર્મશાળા છે અહિંથી ગીરનાર જનાર પાસેથી સવા આનો કર લેવાય છે. તેમ ડુંગર ઉપરથી જંગલની પેદાશ લાવનાર પાસેથી પણ અહિં કર લેવાય છે, ત્યાંથી થોડે દુર આગળ વાગેશ્વરી દેવીનું મંદિર છે. તેની આગળ નવું ત્રણ માળનું મંદિર છે. મંદિરથી થોડે દુર પલાશીની નદી ઉપર પથ્થરનો પુલ છે. ત્યાંથી ગિરનાર ઉપર ચઢવાનાં પગથીયાં બંધાવેલાં છે. અહિં અશોકના વખતનો શિલાલેખ એક નાના ઘર જેટલા મોટા પત્થર ઉપર કોતરેલો છે. અહિંથી આગળ સોનારેખા નદી ઉપર પુલ છે. આ નદીના બંને કિનારે કેટલાંક દેવમંદિરો છે જેમાં દામોદરજીનું મંદીર મોટું છે. અહિં દામોદરકુન્ડ છે. રેવતીકુન્ડ અને મરઘીકુન્ડ આવે છે તેમાં લોકો સ્નાન કરે છે. દામોદરકુન્ડ પવિત્ર ગણાય છે.

આગળ જંગલ અને ઝાડીમાં થઇને પહાડીમાર્ગ છે આગળ ભવ-

નાથ મહાદેવનું મંદિર છે. આગળ ૧ કુવો અને ૧ મંદીર છે, આગળ નેમીનાથના મંદિર સુધી જતાં ઠેકાણે ઠેકાણે ધર્મશાળાઓ છે. આગળ ચઢતાં ચઢાઉ રસ્તો આવે છે. આગળ કેટલેક દુર ભૈરવજપની ટેકરી જણાય છે. પહેલાં ઘણા લોકો અહિંથી નીચે આત્મઘાત કરતા હતા. તે હાલ બંધ કરેલું છે. ભૈરવજપની પૂર્વે નીચાણમાં શેષાવન નામની રમણીય જગ્યા છે. ત્યાં ખાખી બાવાનો મઠ છે. એક જગાએ હનુમાનધારા અને બીજા એક સ્થાનમાં રામાનંદ સ્વામીનાં પગલાં અને ગુફા આવે છે. આગળ મુચકન્દગુફા છે. અહિં મુચકુન્દરાજા સુતા હતા, અને તેમને કાલયવને લાત મારવાથી મુચકુન્દે તેના સામું જોવાથી તે બળીને ભષ્મ થઇ ગયો હતો એવું કહે છે. આગળ સેવનાથનું મંદિર, હાથી પગલાંકુન્ડ, સૂર્યકુન્ડ, માલીપર્વકુન્ડ અને બીજા કેટલાક કુવા, કુન્ડ અને મંદિરો છે.

આગળ દેવકોટનો ઘેરાવો અર્થાત ખેંગારના મહેલનો દરવાજો આવે છે. તેને કોટના અથવા ઉપરકોટ કહે છે, આ દરવાજાની અંદર જૈનમંદિરોનો કોટ અને જમણી તરફ કચ્છના રાજા માનસિંહનું જુનું મંદીર છે. અહિં પર્વતના શિખરથી ૬૦૦ ફુટ નીચે આ પર્વત ઉપર ૧૬ જૈન મંદિરો છે.

**નેમિનાથનું મંદીર**—જૈનોના ૨૨ મા તિર્થંકર નેમીનાથનું મંદિર અહિં સર્વથી ઉત્તમ અને મુખ્ય છે, અહિંનાં જૈનમંદિરો ઘણા જુના વખતનાં છે એમ કહેવાય છે. નેમીનાથના મંદિરની અંદર સુવર્ણ અને રત્નાદિ અલંકારોથી વિભૂષિત નેમીનાથની સુંદર પ્રતિમા છે. મંદિરની આગળ સભામંડપ છે, મંદીરના ચોગાનમાં ચારે બાજુ ૭૦ ઓરડીયો છે. તે દરેક ઓરડીમાં નેમીનાથની પદ્માસનવાળી બેઠેલી પ્રતિમા છે. નેમીનાથના મંદીરથી ડાબી બાજુએ ૩ મંદિરો છે. જેમાં પહેલામાં તિર્થંકર રૂષભદેવજી અથવા આદિનાથની મોટી મૂર્તિ, અને જૈનોના ૨૪ તિર્થંકરોની પ્રતિમાઓ છે. તેની સામે પંચભાઇઓનુ નવું મંદિર છે. તેની પશ્ચિમે પાર્શ્વનાથનું મોટું મંદિર છે, તેનાથી ઉત્તરે પારસનાથનું બીજું મંદીર છે. તેની પાસે કુમારપાળનું મંદીર છે. નેમીનાથના મંદીરની પાછળ તેજપાળ અને વસ્તુપાળ બે ભાઇઓના બંધાવેલાં એકી સાથે ૩ મંદીરો છે. તેમાં ૧૯ મા તિર્થંકર માલીનાથની પ્રતિમા છે.

**ગૌમુખ**—જૈન મંદીરોથી ઉત્તર તરફ ભીમકુન્ડ આવે છે. તેમાં હિન્દુ યાત્રાળુઓ સ્નાન કરે છે. અહિંથી ૨૦૦ ફુટ ઉંચે પર્વતઉપર ગૌમુખીનું સ્થાન છે. ત્યાં પથ્થરના ગૌમુખમાં થઇને પાણીની ધારા બહાર પડે છે. જેને લોકો ગંગા કહે છે. અહિં એક ઝરો અને બ્રહ્મેશ્વર તેમ નર્મદેશ્વર હાદેવનાં ૨ મંદીરો છે. મંદીરો ગૌમુખથી પર્વત ઉપર ચઢવાના બે રસ્તા છે.

અંબાજી—ગોમુખથી આગળ રાણકદેવીનો મહેલ અને એક માઈલ ઉપર રાજલની ગુફા જોવા જેવી આવે છે. ગૌમુખથી પર્વતના પ્રથમ શિખર ઉપર ૩૩૩૦ ફુટની ઉંચાઇ ઉપર અંબાજીનું જુનું મંદીર છે. ત્યાં જવા માટે પગથીયાં છે, આ દેશમાં ઘણા બ્રાહ્મણો વરકન્યાને લગ્ન થયા પછી અહિં પગે લગાડવા લાવે છે. પર્વત ઉપર રસ્તામાં ઘણી જગાએ સાધુઓ ધુણી સળગાવીને બેઠેલા હોય છે. આગળ પથ્થરચટી છે.

દત્તાત્રય—અંબાજીના મંદીરથી પૂર્વે ગોરખનાથ, દત્તાત્રય અને કાલીકા નામનાં ૩ શિખરો છે. તેમાં ગોરખનાથના શિખર ઉપર ગોરખનાથ સ્થાન છે તેને ગોરખટેકરી કહે છે. તેનાથી આગળ ગોમુખથી ૪ માઇલ દૂર કમંડલુ થઇ ગુરુ દત્તાત્રેયનું નાનું મંદીર છે ત્યાં જવાય છે, જેમાં દત્તાત્રયનાં પગલાં છે. ગુરુ દત્તાત્રયનું શિખર સર્વથી ઉંચું છે. અહીં થોડા જ માણસો જાય છે. ઉપર ચઢવા માટે પગથીયાં છે. દત્તાત્રય એ ભગવાન વિષ્ણુનાં ૨૪ અવતારોમાં ૭ મો અવતાર છે, ગુરુ દત્તાત્રયના મંદીર ઉપર મોટો ઘંટ છે. દત્તાત્રય અત્રિ ઋષિનાં પત્ની અનસુયાથી ઉત્પન્ન થયા હતા. અત્રિ ઋષિને બ્રહ્માના અંશથી ચન્દ્રમા, વિષ્ણુના અંશથી દત્તાત્રય અને શિવના અંશથી દુર્વાસા એમ ત્રણ પુત્ર ઉત્પન્ન થયા હતા. દત્તાત્રયની જોડે શંકરાચાર્યની મુર્તિ છે.

કાલકા—કમંડલુ પાસેથી એક રસ્તો કાલકા તરફ જાય છે. અહિં અઘોરીઓ રહે છે. એમ માની લોકો જતા નથી કેટલાક થોડા જ જઇ શકે છે. અહિં ડુંગરની ખોમાં એક ગુફામાં કાળકા માતાનું કુદરતી બનેલું મંદીર છે. અહિં આવવાનો રસ્તો વિકટ છે અને જાનવરોનો પણ ભય ખરો તેથી લોકો અહિં આવતા નથી. ત્યાંથી પાછા ગોમુખમાં આવી યાત્રાળુઓ રાત રહે છે. ત્યાંથી બીજે રસ્તે ઉતરતાં રસ્તામાં શેષાવન અને ભરતવન આવે છે. અહીં ઝાડી અને વન છે.

---

## પ્રકરણ ૧૭૬ મું.

## બીલખા, વેરાવળ, માંગરોળ, પ્રભાસપટણ, બાણતીર્થ, બાલકતિર્થ, ગોરખમઢી, અને પ્રાચી.

જુનાગઢથી એક રેલ્વે ડુંગરપુર, બીલખા, જુનીચાવન્ડ થઇ વીસાવદર જાય છે.

**બીલખા**—જુનાગઢથી ૧૩ માઇલ ઉપર બીલખાનું રેલ્વે સ્ટેશન છે. બીલખામાં બ્રહ્મનિષ્ઠ શ્રીમન્નથુરામ શર્માનો ઉત્તમ આશ્રમ છે. આ

સ્થાન એકાંતમાં છે તે જોવા લાયક છે. અહિં આશાડી, ગુરુપુર્ણિમા અને કાર્તક સુદ ૧૫ ના રોજ ઉત્સવ થાય છે તે વખતે તેમના ઘણા શિષ્યો અહિં આવે છે.

જુનાગઢથી આગળ શાપુરનું રેલ્વે જંકશન છે. શાપુરથી એક રેલ્વે ટ્રેન સોરઠ વંથલી, માણાવદર, અને બાંટવા થઇ સરડીયા જાય છે અને બીજી ટ્રેન વેરાવળ તરફ જાય છે. વંથલીમાં સૂર્યકુંડ નામનું સરોવર છે.

## વેરાવળ.

**વેરાવળ**—જુનાગઢથી આગળ આ જ લાઇનમાં શાપુર જંકશન મૂકી લુશાલા, કેશોદ, માલીયાહાટીના અને ચોરવાડરોડ થઇ વેરાવળનું રેલ્વે સ્ટેશન ૪૧ માઇલ ઉપર આવે છે. જુનાગઢથી વેરાવળનું ભાડું ૦–૧૩–૦ છે. વેરાવળથી આ ટ્રેન આગળ સાવની, તલાજા થઇને જમ્બુર જાય છે. દ્વારકાં અને પોરબંદરથી વહાણુમાં બેસીને પણ વેરાવળ બંદરે આવી શકાય છે. દ્વારકાંથી વેરાવળ આગબોટ ૧૫ કલાકમાં આવી શકે છે તેનું ભાડું થર્ડ કલાસનું રૂ. ૧–૦–૦ લે છે. અહીં ૧૬ હજાર ઉપરાંત માણુસોની વસ્તી છે. ગામની આસપાસ કોટ છે. બંદર લાઇટહાઉસથી ૦ાા માઇલ દૂર છે ગામની પાસેજ સ્ટેશન છે ગામ દેવનદીના કિનારે છે. અહિં સ્ટેશન ઉપર તેમ ગામમાં ધર્મશાળાઓ છે. તેમ સદાવર્ત પણ અપાય છે. ગામથી ૨ માઇલ ઉપર સમુદ્ર કિનારે જાલેશ્વર મહાદેવનું મંદિર છે. વેરાવળને બંદર માર્ગે ઘણો વેપાર ચાલે છે.

**માંગરોળ**—વેરાવળથી ૨૦ માઇલ ઉપર માંગરોળ બંદર છે. ત્યાં ૧૩ હજાર ઉપરાંતની વસ્તી છે. અહિં નવાબ છે તે જુનાગઢના નવાબને ખંડણી આપે છે.

## પ્રભાસપાટણ અથવા સોમનાથ પાટણ.

વેરાવળથી ૨ાા માઇલ ઉપર સમુદ્ર કિનારે જુનાગઢ રાજ્યમાં સોમનાથપટ્ટન ગામ છે. જેને પ્રભાસપાટણ અથવા તો દેવપાટણ પણ કહે છે. તેનું પુરાણોમાં નામ પ્રભાસ લખેલું છે. વેરાવળથી બળદ ગાડી ભાડે કરીને સોમનાથ પાટણ જવાય છે. સોમનાથ પાટણમાં ૭ હજારેક માણુસોની વસ્તી છે. તેમાં ઘણી વસ્તી મુસલમાનોની છે. અહિં કેટલાક બ્રાહ્મણો રહે છે તે યાત્રાળુઓનું ગોરપદુ કરે છે. ગામની આજુબાજુ પત્થરનો જુનો કોટ છે. પશ્ચિમે જુનાગઢ દરવાજાથી થઇને ગામમાં પેસાય છે. પૂર્વે નાના દરવાજા પાસે મોટી ધર્મશાળા છે. અહિં દરરોજ યાત્રાળુઓ આવે છે. તેઓ ગોરને ત્યાં અથવા ધર્મશાળામાં ઉતરે છે. અહિં તાળાં સારાં બને છે. સોમનાથ જુનાગઢના નવાબના તાબાનો મહાલ છે, તેથી મહાલકારી વિગેરેની કચેરીયો, દવાખાનું વીગેરે અહિં છે.

**પ્રાચી ત્રિવેણી**—નાના દરવાજાની દક્ષિણ બાજુએ સમુદ્રનું નામ અગ્નિકુન્ડ છે. યાત્રાળુઓ પહેલાં અગ્નિકુન્ડમાં સ્નાન કર્યા પછી પ્રાચી ત્રિવેણીમાં સ્નાન કરે છે. દરવાજાથી ૰ાાા માઇલ ઉપર પ્રાચી ત્રિવેણી છે. ત્યાં જતાં રસ્તામાં બ્રહ્મકુન્ડ નામની એક વાવ આવે છે. જેની પાસે બ્રહ્મકમન્ડલ કુવો અને બ્રહ્મેશ્વર મહાદેવ છે. આગળ જતાં આદિપ્રભાસ અને જલપ્રભાસ નામના બે કુન્ડો છે. ગામની પૂર્વે હિરણ્યા નદી, સરસ્વતી નદી અને કપિલા નદી એ ત્રણ નદીઓનો સંગમ થાય છે, તેને પ્રાચી ત્રિવેણી કહે છે. કપિલા સરસ્વતીને મળે છે અને સરસ્વતી હિરણ્યા નદીને મળે છે. પછી હિરણ્યા નદી સમુદ્રને મળે છે. આ સંગમ પાસે શ્રીકૃષ્ણના મૃત શરીરને અગ્નિદાહ કરવામાં આવ્યો હતો એમ કહેવાય છે. પ્રાચી ત્રિવેણી પાસે **ત્રિવેણી** માતા, મહાકાલેશ્વર મહાદેવ વિગેરેનાં દેવમંદિરો છે, યાત્રાળુઓ પ્રાચી ત્રિવેણીમાં સ્નાન કરે છે. ત્રીવણી ઘાટ ઉપર મહાપ્રભુજીની બે બેઠકો છે.

પ્રાચી ત્રિવેણીથી પૂર્વ તરફ જતાં આ પ્રમાણે દેવમંદિરો વિગેરે આવે છે. સંગમથી થોડે દૂર સુર્યનારાયણનું મંદિર છે. જેનો અડધો ભાગ તો મહમદે તોડી નાખ્યો હતો. આગળ જતાં એક ભોંયરામાં હિંગળા જ માતાની મૂર્ત્તિ છે. આગળ સિદ્ધનાથ મહાદેવના મંદિરમાં લિંગ ખંડિત છે. પાસે બળદેવજીનું મંદિર અને મહાપ્રભુજીની બેઠક અથવા કૃષ્ણ મંદિર છે. આગળ હિરણ્યાનદીના કિનારે એક વડનું ઝાડ છે ત્યાં બેએક મંદિરો છે લોકો કહે છે કે બળદેવજીએ આજ જગ્યાએ દેહનો ત્યાગ કર્યો હતો. પાસે રામચંદ્રજીનું તેમજ શ્રીકૃષ્ણનું મંદિર છે આગળ ભીમેશ્વર મહાદેવ છે. આગળ હિરણ્યાનદીના તીર ઉપર યાદવાસ્થળી નામનું સ્થાન મળે છે ત્યાં નદીના કિનારે પતરાળાં જેવાં લાંબા પાનવાળું ઘાસ થાય છે. તેનું નામ શાસ્ત્રમાં એરકા કહેલું છે લોકો તે ઘાસને પાન કહે છે. યાદવાસ્થળીથી ગામમાં પાછા આવતાં નૃસિંહજીનુ મંદિર આવે છે અને નાના દરવાજાની બહાર ધર્મશાળાથી ઉત્તરે ગૌરીકુન્ડ નામનુ સરોવર છે જેની પાસે ઘણું જુના વખતનું શિવલિંગ છે. પ્રભાસની પાસે મોક્ષ પીંપળો છે. તે પીંપળા નીચે શ્રી કૃષ્ણ બેઠા હતા તેવામાં પારધીએ હરણ સમજીને તેમને બાણ માર્યું હતું.

શહેરના અંદર ગણપતિ, મહાકાળી, ભદ્રકાળી, અને દૈત્યસુદન દેવેનાં મંદિરો છે. અને રામપુષ્કર નામનુ એક તળાવ છે.

**સોમનાથ**—નાના દરવાજાથી થોડે દૂર ગામ વચ્ચે સોમનાથનું નવું શિખરદાર મંદિર સને ૧૪૬૫ માં ઇન્દોરની મહારાણી અહલ્યાબાઇએ બંધાવેલું છે. તેના આગળ ઉત્તમ સભામંડપ છે, મંદિરમાં શિવલિંગ છે. તેની નીચે ૧૭ ફુટ લાંબા પહોળા એક ભોંયરામાં સોમનાથ

મહાદેવનું શિવલિંગ છે, મંદિરની દક્ષિણ બાજુએ અંદર ઉતરવા માટે ૨૨ પગથીયાં છે. ભોયરામાં ૧૬ થાંભલા છે તેની વચ્ચે મોટું સોમનાથનું ૧॥ ફુટ ઉંચું શિવલિંગ છે. પશ્ચિમ બાજુએ પાર્વતીજી અને ઉત્તર બાજુએ લક્ષ્મીજી, ગંગાજી, સરસ્વતીજી અને પૂર્વ તરફ નંદી છે. અહિં અંધારૂ રહેવાથી રાત દિવસ દિવા બળે છે. ભોયરા ઉપર અહલેશ્વર મહાદેવ છે. મંદિરની ચારે બાજુ ચોગાન છે. તેની આજુબાજુ કોટ છે. ચોગાનમાં એક બાજુ ગણપતિનું મંદિર છે. અને કોટમાં પૂર્વ અને ઉત્તર બાજુએ ૨ દરવાજા છે. ઉત્તર તરફના દરવાજા બહાર અઘોરેશ્વર શિવલિંગ છે. સોમનાથના મંદિરના ચોગાનની પૂર્વ તરફ એક મોટું ચોગાન છે. તેની ચારે બાજુએ માળનાં મકાનો છે. ત્યાં પૂર્વ તરફ મુખ્ય દરવાજો અને દક્ષિણ બાજુએ બારી છે. સોમનાથના મંદિરમાં પુંજારી રહે છે. અને મંદિરનો વહીવટ ગાયકવાડ સરકાર તરફથી ચાલે છે.

**સોમનાથનું જુનું મંદીર**—શહેરની પશ્ચિમે સમુદ્ર કિનારે સોમનાથનું જુનું મંદિર હાલ ખંડેર જેવું છે તેમાં વચ્ચોવચ શિવલિંગ હતું. આ મંદિરને સને ૧૨૦૪ માં મહમદગીજનીએ લુટયું હતું. તે વખતે તેણે શિવલિંગના કટકા કરી નાંખ્યા હતા. હાલ આ મંદિર મુસલમાનોના કબજામાં હીન દશામાં છે. જુનાગઢના નવાબના અમલદાર પાસેથી અહિં આ મંદિર જેવા માટે પરવાનગી મળે છે. જુનાગઢના નેમિનાથના મંદિરની માફક આ મંદિરની આજુબાજુ વિશાળ કોટ હતો. હવે તો માત્ર કાળા પત્થરનું મંદિર જ કાયમ છે. સભામંડપની ત્રણ બાજુ ત્રણ દરવાજા છે. તેની વચમાં આઠ દિશામાં આઠ ઓસારા છે. ઉપર વચ્ચે એક મોટો ઘુમટ છે. અને તેની આજુબાજુ ૪ ઘુમટો છે. તેમાં પશ્ચિમ બાજુએ સોમનાથનું નિજમંદિર છે. તેમાં ઘણું મોટું સોમનાથ મહાદેવનું શિવલિંગ હતું. મંદિરની આગળ એક ભાગમાં નંદીનું સ્થાન છે. મંદિર અને તેની આગળના ભાગનો એક ઘુમટ પડી ગયો છે. આ મંદીર બંધ રહે છે તેને તાળુ મારી મૂકે છે. મંદિરની પશ્ચિમે એક જુના ઓસારામાં મુસલમાનોની નિમાજ પઢવાની મસીદ છે. મંદિરની પૂર્વે ગામમાં બે જગ્યાએ હનુમાનની ૨ જુની મુર્ત્તિયો છે. લોકો કહે છે કે મહમ્મદે મંદિર લુટયું તે પહેલાંની આ મુર્ત્તિયો છે. દરવાજા બહાર મરી ગએલા બે મુસલમાનોના પાળીયા છે તેમ ધર્મશાળાના મોટા દરવાજા પાસે સોમૈયા રાજાના વજીર હમીર અને વેગડાને મહમદે મારી નાંખેલા તેની દેરીઓ છે.

**બાણુતિર્થ**—સોમનાથપાટણ અને વેરાવળની વચ્ચે સોમનાથથી ૧ માઇલ ઉપર સમુદ્ર કિનારે બાણુતિર્થ છે. અહિંથી જરા નામના પારધીએ શ્રી કૃષ્ણને બાણ-તીર માર્યું હતું. તેથી આ સ્થાનનું નામ બાણ-

તિર્થ પડયું છે. અહિં અખાત્રીજના રોજ સ્નાન કરવા માટે યાત્રાળુઓ ભરાય છે. અહિં સમુદ્ર કિનારે શશિપોષણ મહાદેવનું જુનું મંદીર ઘણું વિશાળ છે. બાણુતિર્થથી પશ્ચિમે સમુદ્ર કિનારે ચન્દ્રભાગાતર્થ છે. અહિં રેતીમાં કપીલેશ્વર મહાદેવ છે.

**ભાલકતિર્થ**—બાણુતિર્થથી ૧ાા માઇલ ઉતરે ભાલુપુર ગામથી પશ્ચિમ તરફ ભાલકતિર્થ છે. અહિં ભાલુકુન્ડ નામનું પાકુ બંધાવેલું તલાવ છે. પાસે પદ્મકુન્ડ નામનું નાનું સરોવર છે, અને એક પીપળાના ઝાડ પાસે ભાલેશ્વર અથવા પ્રકટેશ્વર મહાદેવ છે. આ પીપળાને મોક્ષપીપળો કહેછે. એક નાના મંદીરમાં ૧ ફુટ ઉંચુ વડનું ઝાડ છે તેને પાંચ પાંદડાં છે. કહે છે કે છઠુ પાંદડુ ઉગે છે ત્યારે ૧ પાંદડુ ખરી પડે છે. આ જગાએ શ્રીકૃષ્ણ પીપળા નીચે બેઠા હતા ત્યાં તેમને પારધીએ હરણ જાણીને બાણ માર્યું હતું. તેમણે બાણથી પગમાં લોહી નીકળેલું તે પદ્મકુન્ડના પાણીમાં ધોયું હતું. અને અહિંજ તેમનું અવસાન થયું હતું. અહિં શ્રી કૃષ્ણ ભગવાનને ભાલ અર્થાત બાણના આગલા ભાગની અણી વાગી તેથી આ સ્થાનનું નામ ભાલતિર્થ કહેવાય છે. યાત્રાળુઓ ભાલકુન્ડમાં સ્નાન કરી પદ્મકુન્ડમાં માર્જન કરે છે. અહિંથી થોડે દુર ગોરખમઢી છે. ત્યાં ગોરખનાથે તપ કર્યું હતું. પ્રભાસથી દરિયા કિનારે જતાં ઉના પાસે તુલસી સ્યામનું સ્થાન છે. ત્યાં ઉના પાણીના કુંડો છે.

૮ મી સદીમાં કાઠીયાવાડનો આ ભાગ ચાલુકયવંશના રાજાને આધિન હતો. સને ૧૦૨૪ માં મહમદે સોમનાથ પાટણ લુંટયું હતું. પહેલાં આ મંદિરને ૨૦૦૦ ગામ મળતાં હતાં. ૫૦૦ તો નાચનારી છોકરીયો હતી. સોનાની સાંકળે ઘંટ લટકતો હતો. મહમદે મંદિરમાંથી કરોડોની સંપત્તિ અને સોમનાથનો દરવાજો ગીજની લઇ ગયો હતો. અંગ્રેજ સરકારે સને ૧૮૪૨ માં કાબુલ જીતી આ દરવાજો આગ્રાના કિલ્લામાં રાખ્યો છે. તે પછી બીજા જાતિના રજપુતોએ અહિંનું રાજ્ય જીતી લીધું હતું. તે પછી પાછું તિર્થસ્થાન બન્યું. રાજા ત્રિપુરાંત કે સોમનાથમાં ઘણાં દેવમંદિરો બનાવ્યાં હતાં. પાછું સને ૧૩-૦ માં અલમખાંએ સોમનાથને ઉજ્જડ કર્યું. ૧૭ મી સદી સુધી સોમનાથની પુંજા થતી હતી, પણ પછી ઔરંગજેબે આ મંદિરને પાછું બરબાદ કર્યુ, તે પછી પોરબંદરના રાણાનો અહિં અધિકાર થયો અને છેવટે જુનાગઢના નવાબે અહિંનું રાજય લીધું ત્યારથી આ સ્થાન જુનાગઢના નવાબના તાબામાં છે. પણ મંદિરનો વહીવટ ગાયકવાડ સરકાર તરફથી થાય છે.

**ગોરખમઢી**—પ્રભાસથી ૪ાા ગાઉ ઉપર ગોરખ મઢી છે ત્યાં પગ રસ્તે જવાય છે. ત્યાં મોરારજી ગોકળદાસની ધર્મશાળા છે. ત્યાં ધર્મ-

શાળા નજીક ગોરખનાથની ગુફા છે. તેમાં અંદર ગોરખનાથની અને બહાર મત્સ્યેન્દ્રનાથની મૂર્ત્તિ છે. આ ગામ મહંતનું છે, અહિંથી ૩ ગાઉ ઉપર આજોઠા છે તે મૂળ દ્વારકા કહેવાય છે. ત્યાં મહાદેવનું મંદિર છે.

પ્રાચી—ગોરખ મઢીથી ૩ ગાઉ ઉપર પ્રાચી છે. ત્યાં ધર્મશાળા છે. અહિં યાદવો મૃત્યુ પામ્યા પછી તેમનો મોક્ષ થયો હતો. ત્યાં ૨ કુન્ડ છે. તેમાં સ્નાન કરે છે. ત્યાં પ્રાયશ્ચિત પિંપળો છે. પીંપળાને કુન્ડનું પાણી રેડી તેની પ્રદિક્ષણા કરે છે. અહિં બે કુન્ડ છે તેમાં સ્નાન કરવાનો ૦-૧-૦ કર સરકાર તરફથી લેવાય છે. તેમ પીંપળે જળ ચઢાવ્યાના પણ ૦-૨-૦ સરકાર તરફથી લેવાય છે. ત્યાં માધવરાય ભગવાન પીપળા નીચે છે. તેમના ચરણારવિંદમાંથી જળ વહ્યાં કરે છે. એક ઝરણુ માધવરાયને નવરાવીને જાય છે. તે કોઇ વખત સુકાતું નથી. તેમનું સ્થાનક ઉઘાડુ છે. અહિં વિઠ્ઠલેશ્વર મહાદેવ નવા બેસાડેલા છે. અહિં વાંદરાં ઘણાં છે. અહિં વાઘવરૂનો ભય પણ છે. પ્રાચીને પીપળે પાણી રેડી પછી યાત્રાળુઓ પાછા પ્રભાસ આવે છે. પ્રાચીથી ૨૦ ગાઉ ઉપર તુળસીશ્યામ છે. ત્યાં ૩ કુંડ છે.

મહાત્મ્ય—પ્રભાસમાં ભગવાન અગ્નિનો નિવાસ છે. સરસ્વતી અને સમુદ્રના સંગમ પાસે સ્નાન કરવાથી સહસ્ત્ર ગૌદાનનું ફળ મળે છે. સોરઠ દેશમાં સમુદ્રના કિનારે દેવતાઓનું પ્રભાસ ક્ષેત્ર છે. ચન્દ્રમાનો અહિં આવ્યા પછી ક્ષય રોગ મટયો હતો અને પછી તેજ વધ્યું હતું. દર અમાસે ચન્દ્રમા પ્રભાસ તિર્થમાં સ્નાન કરે છે તેથી તેની પ્રભા વધી તેથી આ સ્થાનનું નામ પ્રભાસ પડયું છે. એક વખતે યાદવોના છોકરાઓ પૈકી સાંબે પેટ ઉપર તાંસળું બાંધી સ્ત્રીનાં કપડાં પહેરીને ત્યાં આવેલા વિશ્વામિત્ર, કણ્વ વિગેરે રૂષિઓને પૂછયું કેઃ આ સ્ત્રીને શું પ્રસવશે? ત્યારે ઋષિઓએ કહ્યું કેઃ તેને એક મૂશળ પ્રસવશે તે કૃષ્ણ સિવાય તમામ યાદવોને નષ્ટ કરશે. બીજે દિવસે તેને મૂશળનો પ્રસવ થયો તેને રાજા ઉગ્રસેને ચુર્ણ કરીને સમુદ્રમાં નંખાવી દીધું. કૃષ્ણ સહિત યાદવો પોતપોતાની સ્ત્રીઓ સાથે ગાંધારીના પુત્ર મરી ગયા પછી ૩૬ મે વર્ષે યાત્રા નિમિત્તે દ્વારકાંમાંથી પ્રભાસમાં આવ્યા. અહિં યાદવો ગાન, તાન, નાચ વિગેરેની ગમ્મત કરવા લાગ્યા. આનંદમાં મદ્ય ( દારૂ ) પી મસ્ત બન્યા, અને એક બીજાને વિખવાદ વધતાં પરસ્પર લડાઇમાં કપાઇ મર્યા પછી કૃષ્ણે અર્જુનને તેડવા મોકલ્યું. તે પછી કૃષ્ણે જોયું તો બળદેવજી નિર્જન વનમાં જઈ સમાધિ ચઢાવી બેઠા હતા. તેમના મુખમાંથી ધોળા રંગનો મહાનાગ બહાર નીકળતો તેમણે જોયો. જો જોતામાં તો તે નાગ સમુદ્રમાં જતો રહ્યો. તે પછી શ્રી કૃષ્ણ ફરતા ફરતા આહં એક જગાએ સુઇ ગયા તેમને મૃગ જાણીને એક પારધીએ બાણ માર્યું. તેથી શ્રી કૃષ્ણ સ્વધામ

પહોંચી ગયા અહિં યાદવોનો મોક્ષ થયેલો હોવાથી સર્વનો મોક્ષ થાય છે એમ કહેવાય છે. અર્જુને દ્વારકામાં આવી સ્ત્રીઓને લઇ પ્રભાસમાં જઇ શ્રી કૃષ્ણ અને બળદેવને અગ્નિદાહ કર્યો. પછી અર્જુન યાદવોની સ્ત્રીઓને લઇ હસ્તિનાપુર તરફ ગયો. તે પછી સમુદ્રે દ્વારકાં ડુબાવી દીધી. રસ્તામાં કાબાઓએ કેટલીક સ્ત્રીયોનું હરણ કર્યું અને અર્જુનના બાણ પણ અહિં નિષ્ફળ થવાથી તે લુંટાયો. તે પછી કેટલીક સ્ત્રીયોને લઇ અર્જુન હસ્તિનાપુર ગયો. અને અનિરૂદ્ધના પુત્ર વજ્રને ઇન્દ્રપ્રસ્થનું રાજ્ય આપ્યું. આ પ્રમાણે ૫ લાખ યાદવોનો પરસ્પર લડવાથી પ્રભાસમાં નાશ થયો. એવું મહાભારતમાં છે.

સામ્બનું મનોહરરૂપ જોઇ શ્રીકૃષ્ણની ૧૬ હજાર સ્ત્રીઓ કામાતુર બની ગઇ ત્યારે શ્રી કૃષ્ણે પોતાની સ્ત્રીઓને શાપ આપ્યો હતો કે તમને પતિ લોક તેમ સ્વર્ગ પણ મળશે નહિં. પણ તમે ચોર લોકોના હાથમાં જશો અને શામ્બને શાપ આપ્યો કે તને કોઢ નીકળશે. તે પછી શ્રીકૃષ્ણના મરવા પછી શ્રીકૃષ્ણની સ્ત્રીઓનું હરણ થયું હતું અને શામ્બે જગન્નાથપુરી પાસે કોણાર્કમાં જઈ તપ કરી પોતાના કોઢ મટાડી ત્યાં રાજ્ય સ્થાપ્યું હતું.

શિવના ૧૨ જ્યોતિર્લિંગ છે તેમાં સોરઠ દેશમાં સોમનાથ શિવલિંગ પણ જ્યોતિર્લિંગ છે. પ્રભાસ ઉત્તમ તિર્થ છે તેને સિદ્ધાશ્રમ પણ કહે છે. અહિં સ્નાન કરી શંકરનું પુજન કરવાથી અક્ષયપદ મળે છે એવું કુર્મ પુરાણ અને શિવપુરાણમાં છે. ચન્દ્રમાની સાથે દક્ષ પ્રજાપતિએ પોતાની ૨૭ પુત્રીયોનું લગ્ન કર્યું હતું. તેમાં ચન્દ્રમા રોહિણી ઉપર અધિક પ્રીતિ રાખતો હતો તેથી બીજી પુત્રીયોના દુઃખથી દક્ષે તેને ક્ષય રોગ થવાનો શાપ આપ્યો હતો. તે પછી ક્ષયરોગ મટવા માટે ચન્દ્રમાએ પ્રભાસતિર્થમાં આવી મૃત્યુંજય મંત્રથી સમુદ્ર કિનારે પાર્થિવલિંગ બનાવી શિવનું તપ કર્યું તેથી શિવે પ્રસન્ન થઇ તેનો ક્ષયરોગ મટે તેવું અને શુકલ પક્ષમાં તારી પ્રભા વધતી જશે એવું વરદાન આપ્યું. પછી દેવતાઓની પ્રાર્થનાથી શિવ અહિં ચન્દ્રના નામ ઉપરથી સોમેશ્વર અર્થાત સોમનાથના નામથી પ્રસિદ્ધ થયા. અને ચન્દ્રમાએ બનાવેલું તળાવ કે જેમાં સર્વ તિર્થોનું આવાહન કર્યું હતું તે ચન્દ્રકુન્ડ નામથી પ્રસિદ્ધ થયું. જે માણસ આ કુન્ડમાં ૬ માસ સ્નાન કરે તેનો કોઢ વિગેરે અસાધ્ય રોગ મટે છે એવું શિવપુરાણમાં છે.

અહિંથી દરિયા કિનારે આગળ જતાં ઉના પછી કુંડલા પાસે બીલેશ્વર, મહુવા પાસે ગઢુલામાં ગોપનાથ છે, અહિં ગોપનાથ પાસેજ નૃસિંહમહેતા ભોજાઇના મ્હેંણાંથી રીસાઇ જઇ શ્રીકૃષ્ણની રાસલીલા જોઇ ભજન કિર્તનમાં જોડાયા હતા. ગોપનાથ પાસે ખડદપુરમાં ખારી

મીઠી વેરડી છે. આ વીરડી દરીયામાં છે એ સમુદ્રનો જોર આવવા છતાં તે વીરડામાં મીઠુ પાણી રહે છે. અને એકમાં ખારૂ રહે છે. અલંગ પાસે બીજા ગોપનાથની જગા છે. આગળ તલાજાના ડુંગર ઉપર એભલમંડપની ગુફાઓ અને પાણીની ટાંકીઓ તેમાં ૧ ગુફાતો સાત માળની પથ્થરમાં કોરી કાઢેલી છે. આગળ કોલીઆકમાં નિષ્કલંકેશ્વર મહાદેવ સમુદ્રની મધ્યે છે. અહિં પાંડવો કલંકમુકત થયા હતા. અહિં શ્રાવણ વદ ૦)) ના રોજ યાત્રા ભરાય છે. અહિંથી ભાવનગર જવાય છે.

---

## પ્રકરણ ૧૭૭ મું.

## જેતપુર, લાઠી, ધોળા, સોનગઢ, સીહોર, પાલીતાણા, શેત્રુંજય

### જેતપુર.

સોમનાથની યાત્રા કરી વેરાવળ આવી ત્યાંથી રેલ્વેમાં બેસી પાછા જુનાગઢ થઈ જેતલસર જંકશને આવવું. જેતલસરથી ગાડીમાં ઉતરી ત્યાંથી ધોળા અને ઢસાજતી ગોંડળ રેલ્વેમાં બેસવું. જેતલસરથી ૩ માઇલ ઉપર આગળ જેતપુરનું રેલ્વે સ્ટેશન આવે છે. તેનું ભાડુ ૦—૧—૦ છે. સ્ટેશનથી ૨ ગાઉ ગામ છે. શહેરમાં જવા ઘોડાગાડીઓ ભાડે મળે છે. જેતપુર એ કાઠીયાવાડમાં દેશી રાજ્યની રાજધાનીનું ગામ છે. અહિં ૧૪ હજાર ઉપરાંતની વસ્તી છે. ગામની આજુબાજુ પાકો બંધાવેલો કોટ છે. અહિં ઠાકોરનો રાજમહેલ, કચેરીયો, ધર્મશાળા, બંગલા, દવાખાનું વિગેરે છે રાજ્યને ૮ લાખ રૂપિઆની આવક છે, તેમાંથી અંગ્રેજ સરકાર, ગાયકવાડ સરકાર અને જુનાગઢના નવાબને ખંડણીના ૬૦ હજાર રૂપિઆ આપવા પડે છે, અહિં મેમણોની વસ્તી વધારે છે, અહિં જૈન મંદિર છે.

લાઠી—જેતપુરથી આગળ ૫૦ માઇલ ઉપર લાઠીનું રેલ્વે સ્ટેશન છે, તેનું ભાડુ જેતલસરથી રૂ, ૧—૦—૦ છે, વચ્ચે વાવડી, વેદીયા, દેવલી બાબરીયા, કુંકાવાવ, લુણીધાર, ચીતલ, અને ખીજડીયાનાં રેલ્વે સ્ટેશન છે, ખીજડીયામાંથી એક બ્રેંચ લાઇન ધારી સુધી જાય છે, કાઠીયાવાડના દેશી રાજ્યની રાજધાનીનું ગામ લાઠી છે, અહિંના ઠાકોર સાહેબ ગોહેલ રજપુત છે, સ્ટેશનથી ગામ ૧ માઇલ દુર છે, ગામમાં ઠાકોર સાહેબનો મહેલ, ધર્મશાળા, દવાખાનું વિગેરે છે, આ સંસ્થામાં ઉસ અને કપાસ ઘણો થાય છે, સ્ટેટને ૭૪ હજાર રૂપિઆની આવક છે, ભાવનગર, લાઠી અને પાલીતાણાના ઠાકોર એક વંશના ગણાય છે.

ધોળા—લાઠીથી આગળ ૨૪ માઇલ ઉપર ધોળાનું રેલ્વે જંક્શન આવે છે. તેનું ભાડુ જેતલસરથી રૂ. ૧—૬—૦ છે, વચમાં ધસાનું જંક્શન સ્ટેશન આવે છે. ધસાથી એક બ્રેંચ લાઇન દામનગર, પંચતલાવડા રોડ, લીલીયા મોટા અને જીરારોડ થઇ સાવરકુન્ડલા જાય છે. ધસાથી ધોળા ધસા સેક્શનમાં આગળ જતાં જાલીયાનું સ્ટેશન મૂકી ધોળા જંક્શનનું સ્ટેશન આવે છે. ધોળા રેલ્વેનું જંક્શન સ્ટેશન છે. અહિંથી એક બ્રેંચ લાઇન સીહોર થઈ ભાવનગર જાય છે. અને બીજી ટ્રેન બોટાદ, લીમડી થઈ વઢવાણ જાય છે. સ્ટેશન પાસે ધર્મશાળા છે.

સોનગઢ—ધોળાથી ભાવનગર રેલ્વેમાં ભાવનગર જતાં આગળ ૧૨ માઈલ ઉપર સોનગઢનું રેલ્વે સ્ટેશન આવે છે. વચ્ચે સનોસરાનું સ્ટેશન આવે છે. ગોહેલવાડમાં સોનગઢ સબ ડીવીઝનનું સ્થાન છે. સોનગઢથી પાલિતાણા જવાય છે.

સીહોર—સોનગઢથી આગળ સીહોરનું સ્ટેશન આવે છે. સીહોરથી પાલીતાણા સુધી રેલ્વે ટ્રેન જાય છે. સીહોર ડુંગર ઉપર કિલ્લાવાળુ ગામ છે. અહિં બ્રહ્મકુંડ છે તેમ ગૌતમેશ્વર મહાદેવનું મંદીર છે.

## પાલીતાણા.

સોનગઢથી આગળ ૫ માઇલ ઉપર સીહોરનું રેલ્વે જંક્શન સ્ટેશન છે ત્યાંથી એક રેલ્વે બ્રેંચ ૧૮ માઇલ પાલીતાણા જાય છે. વચ્ચમાં કનાદ, મઢડા એ સ્ટેશનો મૂકી આગળ પાલિતાણા આવે છે. તેનું ભાડુ સીહોરથી ૦—૪—૦ છે. અને ધોળાથી ૦—૮—૦ છે. પાલીતાણા દેશી રાજ્યની રાજધાનીનું શહેર છે. અહિં ૧૧ હજાર ઉપરાંતની વસ્તી છે. શહેરમાં ઠાકોર સાહેબનો મહેલ, સ્કુલ, દવાખાનું વિગેરે છે. આ રાજ્યમાં કપાસ સારો થાય છે. રાજ્યને ૬॥ લાખની આવક છે ઠાકોર ગોહેલ રજપુત છે. અહિંથી શેતરૂંજય પર્વત નજીક છે. સ્ટેટને તાબે ૯૧ ગામ છે.

# શેત્રુંજય પર્વત—સિદ્ધાચલ.

પાલીતાણાથી ૧॥ માઈલ ઉપર પાલીતાણા રાજ્યમાં શેતરૂંજય પર્વત છે. શહેરથી પર્વત સુધી પાકી સડક છે. સડકની આજુબાજુ ઝાડો છે. જૈનોના પવિત્ર ૫ પર્વતોમાં શેતરૂંજય એક છે. આબુ, શેતરૂંજય, ગિરનાર, મધ્ય હિંદુસ્તાનમાં ગ્વાલિયર અને છોટા નાગપુર પ્રાંતના હજારી જીલ્લામાં પારસનાથ એ જૈનોનાં મુખ્ય ૫ તિર્થ સ્થાનો છે. તેમાં શેતરૂંજય સર્વથી વધુ પવિત્ર મનાય છે. શેતરૂંજયના મુખ્ય દેવતા આદિનાથ છે. ઘણા જૈનો અહિં યાત્રા કરવા આવે છે. જૈનો આ પર્વતને સિદ્ધાચલ કહે છે. યાત્રાળુઓ સવારમાં વ્હેલા પર્વત ઉપર ચડે છે, અને બપોરના ત્યાં દર્શન

અને પુજન કરીને સાંજુકા પાછા ઉતરી જાય છે. આ પર્વત ઉપર રસોઇ બનાવી જમવાને તે લોકો નિષિદ્ધ માને છે. પર્વત ઉપર ચઢવા માટે ડોળીઓ ભાડે મળી શકે છે.

શેતરૂંજય પર્વત સમુદ્રની સપાટીથી ૧૯૮૦ ફુટ ઉંચો છે. પર્વત ઉપર ચઢતાં રસ્તામાં આદિનાથના મંદિરની પાછળ કેટલીક ઓરડીઓમાં અને ગોખલાઓમાં પગલાં છે. ઉપર ચઢવા માટે પગથીયાં છે. ઠેકાણે ઠેકાણે થાક ખાવા માટે બેસવાનાં સ્થાનો છે. ઉપર હનુમાનજીનું નાનું મંદિર છે. ત્યાંથી ઉપર ચઢવાના બે માર્ગ છે. તેમાં જમણી તરફથી ઉપર જતાં આગળ મુસલમાન પીરની દરગાહ આવે છે. પર્વત ઉપર બે શિખરો છે, બંને શિખરોની વચમાં ઝાડી છે. બંને શિખરો ઉપર મજબુત કોટ છે. કોટની અંદર જુદા જુદા મંદીરોના દરવાજા છે. તેમાં એક મુખ્ય મંદિર અને નાનાં મંદિરો છે. રાત્રે દરવાજા બંધ રહે છે. આ પર્વત જૈન મંદિરોના શહેર જેવા લાગે છે. શિખરના કોટ ઉપર ચઢતાં જમણી તરફ શેતરૂંજય નદી જણાય છે. અહિં શિખર ઉપર આદિનાથ, કુમારપાળ, વિમળશાહ, સંપ્રતિરાજ અને ચૌમુખ મંદિરો મુખ્ય છે. ચૌમુખ મંદિર સર્વથી વધુ ઉંચુ છે.

મોટા કમ્પાઉન્ડની વચ્ચે ચાર મુખવાળુ ચૌમુખ જૈન મંદિર છે. તેમાં ફર્શથી ૫૬ ફુટ ઉંચું વિમાન અર્થાત દેવોને રહેવાનું સ્થાન છે. નિજમંદારમાં મોટું આરસપહાણનું સિંહાસન છે. સિંહાસન ઉપર ૧૦ ફુટ ઉંચી આદિનાથની ૪ મુર્ત્તિયો પદ્માસનવાળીને બેઠેલી છે. દરેક બારણા સામે એક મુર્ત્તિનું મુખ છે. તેથી તેને ચોમુખ મંદિર કહે છે. આ મંદિરમાં ૧૨૫ મૂર્તિયો છે. મૂર્તિયો કિંમતી અલંકારોથી વિભૂષિત છે. સને ૧૬૧૯ માં વૈશાખ સુદ ૧૩ ને શનીવારે સોમજી અને તેની સ્ત્રી રજાલ દેવીએ આદિનાથના આ ચાર મુખવાળા મંદિરને બંધાવ્યું હતું. પછી અમદાવાદના સવા સોમજીએ આ મંદિરને ફરી બંધાવ્યું હતું. આ પર્વત ઉપર જેટલાં મંદિરો છે, તેવાં કોઇ જગ્યાએ નથી એવું કહેવાય છે. આ નિર્જન સ્થાન છે. જૈન મતના સાધુઓ અહિં મંદિરોમાં સુવે છે અને રોજ પુંજા કરે છે. તેમ મંદીરનો નોકર અહિં રહે છે તે મંદિરોને સાફ સુફ કરે છે અને કબુતરોને ખવરાવે છે. યાત્રાળુઓ નીચેથી ભાથુ બાંધી ઉપર જાય છે. તે દર્શન પુજન કરી સાંજે નીચે ઉતરી પડે છે.

જૈનોનાં ૨૪ તિર્થંકરો છે—જેમાં પહેલા ઋષભનાથજી છે જેને આદીનાથ પણ કહે છે, (૨) અજીતનાથ, (૩) સંભવનાથ, (૪) અભિનન્દન નાથ, [૫) સુમતિનાથ, (૬) પદ્મપ્રભનાથ, (૭) સુપાર્શ્વનાથ, (૮) ચન્દ્રપ્રભનાથ, (૯) પુષ્પદંતનાથ, સુવિધિનાથ (૧૦) શીતલનાથ, (૧૧) શ્રેયાંશનાથ, (૧૨) વાસુપુજ્યનાથ, (૧૩) વિમલનાથ, (૧૪) અનન્તનાથ, (૧૫) ધર્મ-

નાથ, (૧૬) શાન્તિનાથ, (૧૭) કુંથુનાથ, (૧૮) અરનાથ, (૧૯) મલ્લીનાથ, (૨૦) સુવ્રતનાથ, (૨૧) નમિનાથ, (૨૨) નેમિનાથ, (૨૩) પાર્શ્વનાથ, અને (૨૪) મહાવીરસ્વામી એ જૈનોનાં ૨૪ તિર્થંકરો છે. જૈન મંદિરોમાં આ તિર્થંકરોની મૂર્તિયો હોય છે, કેટલાંક મંદીરોમાં તેમાંના અમુક અમુક તિર્થંકરોની મૂર્તિયો હોય છે.

છેલ્લા તિર્થંકર મહાવીરસ્વામી રાજા સિદ્ધાર્થના પુત્ર હતા. તેમનું પહેલાં વર્ધમાન નામ હતું. મહાવીરે પોતાનાં માબાપ મરી ગયા પછી પોતાના મોટા ભાઇ નન્દીવર્દ્ધનને રાજ્ય સોંપી યતિધર્મનો સ્વિકાર કરી ૧૨ વર્ષ સુધી તપ કરી જીનત્ત્વને પ્રાપ્ત કર્યું. તેમના ઉપદેશથી ૧ લાખ શ્રાવક અર્થાત ગૃહસ્થ જૈનો થયા અને ૧૪ હજાર શ્રમણ અર્થાત વિરક્ત જૈનો થયા. મહાવીરનો ૭૨ વર્ષની ઉમ્મરે દેહાન્ત થયો હતો. શ્રી મહાવીર સ્વામી વિક્રમ સંવતથી ૪૭૦ વર્ષ પહેલાં થઇ ગયા હતા. ગૌતમબુદ્ધના વખતમાં મહાવીર વિદ્યમાન હતા. ૨૩ મા તિર્થંકર પારસનાથ પછી ૨૫૦ વર્ષે મહાવીર સ્વામી થયા હતા. બૌદ્ધ ધર્મ લુપ્ત થયા પછી મહાવીરના જૈન ધર્મનો પ્રચાર થયો હતો. તેઓ અહિંસા ધર્મને મુખ્ય માને છે અને તેથી પાંજરાપોળો સ્થાપી જાનવરોનું રક્ષણ કરે છે શ્વેતાંબર અને દીગંબર બે પ્રકારના જૈનોના માર્ગ છે. દિગંબર જૈનોની મૂર્તિયો વસ્ત્ર વગરની નગ્ન હોય છે અને શ્વેતાંબર લોકો પોતાના તીર્થંકરોની પૂંજા કરે છે, જૈનોનાં (૧) ચૈત્ય–પાઠ કરવો, સાધુઓની વન્દના કરવી, વાર્ષિક પરિભ્રમણ કરવું, સ્વધર્મની ચર્ચા કરવી. અને ઇન્દ્રિયોનું દમન કરવું એ ૫ કર્મ મુખ્ય છે. તેમના–ઉદારતા, સુશીલતા, પુણ્ય અને તપ એ ૪ મુખ્ય ધર્મ છે. સાધુઓ માગીને ભિક્ષા જમે છે. જૈનોનો મત બૌદ્ધોને મળતો છે, તેમના મત પ્રમાણે મંદિરો બનાવી જૈન તિર્થંકરોની પ્રતિમાઓ સ્થાપિત કરવી એ ઉત્તમ કર્મ છે. જૈન પ્રતિમાઓના મોં અને છાતીની વચ્ચે ચાંદી અને સોનું જડી તેમાં હીરા જડે છે. અને મુગટમાં સોનાનાં પત્રાં જડી હીરા જડાવે છે.

---

## પ્રકરણ ૧૭૮ મું.
## ભાવનગર, ઘોઘા, લીંબડી.

---

### ભાવનગર.

પાલીતાણાથી સીહોર આવી ત્યાંથી ભાવનગર જતી રેલ્વેમાં બેસી ભાવનગર જવાય છે. રસ્તામાં ખોડીયાર મંદિર, અને વર્તેજનાં સ્ટેશનો મૂકી આગળ ભાવનગર પરાનું સ્ટેશન આવે છે, તે પછી ભાવનગર ટર-

ચીનસનું સ્ટેશન છે. સીહોરથી ૧૩ માઇલ ભાવનગર છે, તેનું ભાડુ સીહોરથી ૦–૪–૦ છે, અને ધોળાથી ૦–૭–૦ છે, કાઠીયાવાડમાં ખંભાતની ખાડીના કિનારે દેશી રાજ્યની રાજધાનીનું ગામ ભાવનગર છે, અહિં ૫૮ હજાર ઉપરાંતની વસ્તી છે. અહિં ઠાકોર સાહેબનો મહેલ, બાગો. હવાખાનું વિગેરે છે, શહેરમાં પાણીના નળ છે, ભાવનગર બંદર માર્ગે ઘણો વેપાર ચાલે છે. રાજ્યમાં કપાસ, મીઠું વિગેરે ઘણું પાકે છે. તેમ કાપડની મીલો પણ છે. અહિં તાંબા પીત્તળનાં વાસણ સારાં બને છે. રાજ્યને ૪૫ લાખ રૂપિયાની આવક છે. તેમાં ૧ લાખ ૫૪ હજાર રૂપિયા અંગ્રેજ સરકારને, ગાયકવાડ સરકારને અને જુનાગઢના નવાબને ખંડણીના આપવા પડે છે. રાજ્યને તાબે ૬૬૬ ગામો છે. રાજા સાહેબને ૧૧ તોપોનું માન છે. ભાવનગરમાં હાઇકોર્ટ, હાઇસ્કુલ, દક્ષિણામૂર્ત્તિ વિદ્યાર્થીભુવન, મોતીબાગ, પબ્લીક પાર્ક જોવા જેવું છે.

સને ૧૨૬૦ માં ગોહેલ રજપુતો આ દેશમાં આવ્યા. તેમાંના સેજકને ૩ પુત્રો હતા. રાણોજી સારંગજી અને શાહજી. રાણોજીએ ભાવનગરમાં, સારંગજીએ લાઠીમાં અને શાહજીએ પાલીતાણામાં રાજ્ય સ્થાપ્યું. તેમના વંશજો જ આ ત્રણે સ્થળે રાજ્ય કરે છે. સને ૧૭૨૩ માં ભાઉસિંહે ભાવનગરને વસાવ્યુ. તેમના વંશજો હાલ અહિં રાજ્ય કરે છે. અહિંના મહારાજા તખ્તસિંહના વખતમાં ગૌરીશંકર ઓઝા અહિ દિવાન હતા તેમના વખતમાં આ રાજ્યની આબાદાની સારી થઇ છે.

ભાવનગરમાં જસુનાથ મહાદેવ, ભીડભંજન, બારસેં મહાદેવ, તખ્તેશ્વર, વૈજનાથ. ને રૂવાપરી વિગેરેનાં દેવમંદિરો છે. અહિં વેપાર સારો ચાલેછે.

ઘોઘા—ભાવનગરથી થોડે દૂર ઘોઘા મહાલ દરીયા કિનારે છે. ત્યાં હવા ખાવાનું સ્થળ છે. ઘોઘા અમદાવાદ જીલ્લાનો મહાલ છે. અહિં મહાલકારીની કચેરી છે.

ભીમનાથ મહાદેવ—ભાવનગરથી લીમડી જતાં રસ્તામાં રાણપુરનું સ્ટેશન આવે છે. ત્યાંથી ધંધુકા પગ રસ્તે જવાય છે. ધંધુકા એ અમદાવાદ જીલ્લાના તાલુકાનું ગામ છે. ત્યાં સરકારી કચેરીયો વિગેરે છે. ત્યાંથી આઠ ગાઉ ઉપર ભીમનાથ મહાદેવનું મોટું ધામ છે. ત્યાં લોકો દર્શન કરવા જાય છે.

ગઢડા—ધોળાથી લીમ્બડી જતાં રસ્તામાં નીંગાળાનું સ્ટેશન આવે છે. નીંગાળાથી ૪ ગાઉ ઉપર ગઢડા ગામ છે. અહિં સ્વામીનારાયણનું વિશાળ મંદિર છે.

## લીંબડી.

ભાવનગરથી રેલ્વેમાં બેસી પાછા ધોળા જંકશને આવવું અને ધોળાથી પાછા વઢવાણ તરફ જતી ગાડીમાં બેસી લીંમડી થઇ વઢવાણ

જવાય છે. ભાવનગરથી ૮૭ માઇલ ઉપર લીમડીનું સ્ટેશન છે. તેનું ભાડુ ભાવનગરથી રૂ. ૧—૬—૦ છે. ઘોળાથી જતાં વચમાં ઉજલવાવ, નીંગાળા, બોટાદ જંકશન, કુન્ડલા, રાણપુર અને ચુડા એ સ્ટેશનો આવે છે. બોટાદ જંકશનથી એક રેલ્વે ટ્રેન–પાલીયાદરોડ, વીંછી, અને ગલીઆના થઇને જસદણ જાય છે. બોટાદથી જસદણનું ભાડું ૦—૯—૦ છે.

કાઠીયાવાડમાં ઝાલાવાડ પ્રાંતમાં એક નદીના કિનારે દેશી રાજ્યની રાજધાનીનું શહેર લીંબડી છે. લીંબડીમાં ૧૪ હજાર ઉપરાંત માણસોની વસ્તી છે. અહિં ઠાકોર સાહેબનો ઉત્તમ મહેલ છે. તે સિવાય કચેરીયો, દવાખાનું વિગેરે છે. અહિં કપાસ સારો થાય છે. અહિંના ઠાકોર સાહેબ ઝાલા રજપુત છે. જેમને ૯ તોપોનું માન છે. રાજ્યને બે લાખ ૬૪ હજારની ઉપજ છે. તેમાંથી અંગ્રેજ સરકાર અને જુનાગઢના નવાબને ૪૫ હજાર રૂપિઆની ખંડણી આપવી પડે છે. રાજ્યને તાબે ૪૭ ગામો છે.

લીંમડીથી બાલ્ડાના રોડ થઇ આગળ વઢવાણ જંકશનનું સ્ટેશન આવે છે. લીંમડીથી વઢવાણ ૧૭ માઇલ છે તેનું ભાડું ૦—૪—૦ છે. આવી રીતે વઢવાણ જંકશનથી વાંકાનેર, રાજકોટ, ગોંડળ અને પોરબંદર થઇ દ્વારકાંની યાત્રા કરી ત્યાંથી પાછા ફરી જેતલસર, જુનાગઢ થને સોમનાથ પાટણની યાત્રા કરી ત્યાંથી પાછા જેતલસર આવી ત્યાંથી ખીજડીયા, ઢસા અને ઘોળા થઇ ત્યાંથી પાલીતાણાની યાત્રા કરી ભાવનગર જોઇ પાછા ઘોળા આવી ત્યાંથી બોટાદ અને લીંમડી થઇ પાછા વઢવાણ જંકશન સ્ટેશને આવી કાઠીયાવાડની યાત્રા પુરી થાય છે. વઢવાણ જંકશનથી વીરમગામ થઈ પાછા અમદાવાદ આવી હિંદુસ્થાનની યાત્રા પુરી થાય છે.

---

## પ્રકરણ ૧૭૯ મું.

## યાત્રાળુઓએ રાખવી જોઇતી સાવચેતી.

ગુજરાતમાં જુન માસમાં ચોમાસુ બેસે છે. ત્યારે કાશ્મીરમાં રસ્તો બરફ પીગળી ખુલ્લો થાય છે અને અકટોબર નવેંબરમાં અહિં ચોમાસુ પુરૂ થાય છે ત્યારે તે વખતે લંકામાં ચોમાસુ બેસે છે. આવી રીતે યાત્રામાં ઘણી જગાએ હવા અને પાણી જુદાં જુદાં બદલાતાં હોવાથી યાત્રાળુએ સાવચેતી રાખી શરીરનું રક્ષણ કરવું. લાંબી મુસાફરી અને યાત્રા કરવામાં એકલા જવું સલાહ ભરેલું નથી પણ પોતાનું કુટુંબ કે મિત્રો મળી ચાર પાંચ જણ સાથે જવું સારૂં છે. મુસાફરીમાં જ્યાં પગરસ્તે જવાનું હોય છે ત્યાં ટાંગા કે બળદ ગાડી ભાડે કરવી પડે છે તેમાં ૩ માણસો બેસી શકે છે. મુસાફરીમાં જોઇતાં વાસણો અને સ્ટવ સાથે રાખવો સલાહ ભરેલું

છે. તેમ ઘડો અને દોરડું સાથે રાખવું જોઇએ. સાથે પહેરવા ઓઢવાનાં કપડાં પણ જોઇતાં સાથે રાખવાં. નકામી વસ્તુ સાથે રાખવી નહિ. બનતા સુધી ગરમ કપડાં સાથે રાખવાં એક માણસે બે ચાર પહેરણ, બે ચાર ખમીસ, બે ત્રણ ગરમ કોટ, બે જોટા ધોતીયાં, ત્રણ ચાર પંચીયાં, માથે બાંધવાનો ફેંટો, મોજાં, રૂમાલ એટલું રાખવુ. સ્ત્રીઓએ પણ બે ચાર, ઘાઘરા, બે ત્રણ ચોળી અને ચારેક સાલ્લા સાથે રાખવા જોઇએ. તે સિવાય એક સેતરંજી, રજાઈ, ગાદલુ, અને બે ત્રણેક ગરમ ઓઢવાના બનુસો, બેએક ચાદરો, પથારી ઉપર વીંટવાનું મીણીયું, એટલું રાખી તેનો બીસ્તરો તૈયાર કરવો. પાસે વાંસની લાકડી, દીવાસળી, ચપ્પુ, ફાનસ કે બેત્રણ મીણબત્તીનાં બંડલો, જળપાત્ર, હિંગાષ્ટક ચુર્ણ ત્રીફળા ચુર્ણ કવીનાઇનની ગોળીયો, દવેનું અમૃતજીવન વિગેરે જાણીતી દવાઓ સાથે રાખવાથી પ્રવાસમાં કામ આવે છે.

પ્રવાસમાં બહુ સામાન હોય છે ત્યારે કેટલીક વખતે મજુર ન મળતાં અડચણ પડે છે. તેમજ ગાડીમાં ભીડ વખતે અડચણ પડે છે માટે પોતાનાથી ઉંચકાય તેટલો જ ખપ પુરતો સામાન સાથે રાખવો. પ્રવાસમાં કોઇની સાથે તકરાર કરવી નહિ. ગાડીમાં બેસવા માટે કોઇ ઉતારૂ સાથે ઝગડો કરવો નહિ, તેમ કોઇ જગાએ મુકામ કરીએ ત્યાં પણ સ્હેજ વાતમાં કોઇની સાથે લડાઇ ટંટો કરવો નહિ. મુસાફરીમાં ઘણા લુચ્ચાઓ અને બદમાસો મળે છે માટે તેનાથી સાવચેત રહેવું. અજાણ્યા રસ્તે એકલા જવું નહિ. સ્ત્રી વર્ગને એકલી ઉતારે મૂકી જવું નહિ. કંઇ જોવા કે દર્શન કરવા જવું હોય તો બધાંએ સાથે જવું અને ભીડમાં પણ સાથે રહેવું. દરેક માણસે પોતાના ઉતારાનું ઠેકાણું યાદ રાખવું. કે ભૂલા પડયા હોઇએ તો પુછીને આવી શકાય રસ્તામાં ઘણા ઠગ લોકો આપણને મીઠુ મીઠુ બોલી આપણા બની જઇ પછી આપણને ફસાવતાં વાર લગાડતા નથી માટે બનતા સુધી તેવાઓનો ભરોસો રાખવો નહિ. સ્ટેશન ઉપર ટીકીટ લેવા જતી વખતે પોટલાંની સંભાળ રાખવા પોતાનાં માણસોને ત્યાં બેસાડવાં. અને જ્યાં શહેરની અંદર ટીકીટ ઓફીસ હોય ત્યાં શહેરમાંથીજ ટીકીટ લઇ રાખવી. મજુર કરવો તો તેને આગળ જવા દેવો નહિ પણ પોતાની સાથે સાથે આવવા કહેવું. હંમેશાં સ્ટેશન ઉપર ગાડી ઉપડવાના ટાઇમ કરતાં અર્ધો પોણો કલાક પહેલેથી જઇ બેસવું. મુસાફરીમાં જોઇતા જ પૈસા ગુંજામાં રાખવા બાકીના પેટીમાં રાખવા. કારણ ખીસ્સા કાતરૂ ઘણા મળે છે. રેલ્વેના મીજાજી નોકરો સાથે પણ શાંતિથી વર્તવું. કોઇની સાથે લડી પડવું નહિ. પાસે બેઠેલાઓની સાથે આપણી ખાનગી વાતો તેમ ઘરબારની વાતો જણાવવી નહિ. જ્યાં મુકામ કર્યો હોય ત્યાં પણ સામાન વિગેરેની કાળજી રાખવી, અજાણ્યા માણસને ત્યાં આવવા દેવો નહિ.

મુસાફરીમાં નાનાં છોકરાંને રાખવાં નહિ. કારણ તેથી ઘણી વખતે અડચણ આવી પડે છે. કોઇપણ વખતે મુસાફરીમાં કે યાત્રામાં રેલ્વેમાં રાતની ગાડીમાં બેસવું નહિ. કેટલાક યાત્રાળુઓ સમય બચાવવા માટે રાત્રે ગાડીમાં બેસે છે પણ તેમાં ઉજાગરો થાય છે. કદાચ રાત્રે ઉંઘ આવી તો કોઇ અધવચ સ્ટેશને આપણો સામાન લઇ ચાલતો થાય છે. અને ઘણી વખતે ભીડમાં ઉભા રહીને જવું પડે છે અને સામાન બચવાનો નથી. રસ્તાનાં સ્ટેશનો તેમ રસ્તામાં આવતા પહાડો, નદીઓ, જંગલોનો કુદરતી દેખાવ જોવાતો નથી. માટે મુસાફરી દીવસે જ કરવી. તેથી કોઈ જાતની તકલીફ પડતી નથી. મુસાફરીમાં કિંમતી વસ્ત્રો કે ઘરેણાંગાંઠાં લઇ જવાં નહિ. બનતા સુધી બધાના જુદા જુદા મત ન રાખવા પણ એક મુખ્ય માણસ કહે તેમ કરવું. યાત્રા શરૂ કર્યા પછી પહેલું કયે સ્ટેશને ઉતરવું છે, ત્યાં કેટલું રહેવુ છે, તેનો આગળથી વિચાર કરી રાખવો. બધાએ સંપીને ચાલવું. યાત્રા ઘણેભાગે મહા મહિનાથી શરૂ કરવી એટલે રસ્તામાં ટાઢ, તડકો કે વરસાદ નડે નહિ. જ્યાં જ્યાં જોવાલાયક સ્થળ હોય ત્યાં તેમ યાત્રાના શહેરમાં યાત્રા કરવા લાયક બધાં સ્થળોમાં શાંતિથી દર્શન કરવાં. રસ્તામાં બધાનો સંગાત છોડી એકલા ફરવું નહિ. કે ગાડીમાં પોતાના માણસોથી જુદા ડબ્બામાં બેસવું નહિ. બનતા સુધી સાથે રેલ્વેની ગાઇડ રાખી લેવી તેથી અનુકુળતા સારી પડશે. યાત્રામા ઉતાવળ પણ કરવી નહિ કે કોઇ સ્થળ જોવાનું રહી જાય. જ્યાં યાત્રાનું સ્થળ હોય ત્યાં ગોરને ત્યાં કે સારી ધર્મશાળામાં ઉતરવું. ફરવા જતી વખતે ગોરનો વિશ્વાસુ ભોમીયો માણસ સાથે રાખવો. અજાણ્યા કે ઉજ્જડ રસ્તે જવું નહિ. અજાણ્યો માણસ કોઈ અમોજ રસ્તો બતાવે તો તેથી ફસાવું નહિ.

મુસાફરીમાં બનતા સુધી એક વખત જમવું તેથી શરીર સારૂં રહે છે. ખાવા પીવામાં ખાસ કાળજી રાખવી. કાચુંકોરૂં ખાવું નહિ. તેમ યાત્રામાં સુવા બેસવાની કદાચ અડચણ પડે તો તે વેઠી લેવી. શેત્રંજી પાથરી સુવાનો અભ્યાસ રાખવો. હંમેશાં ભાથુ તાજુ તાજુ દુધનું બનાવી સાથે રાખી લેવું. જ્યાં મુકામ થાય ત્યાંથી એક બે દિવસ ચાલે તેટલું ભાથુ બનાવી દેવું. પાણી ન લાગે માટે સવારમાં–હિંગાષ્ટક ચુર્ણ કે વાટેલી હળદર ગોળમાં મેળવીને થોડી ખાવાનો અભ્યાસ રાખવો.

સીધુ સામાન સાથે રાખવાની જરૂર નથી કારણ જ્યાં ઉતરીયે ત્યાંથી સારૂં જોઇ લઇ લેવું. સાથે અદેખા તેમ મીજાસી માણસને રાખવો નહિ. કારણ તેથી અંદરે અંદર તકરાર થવાનો સંભવ છે. મુસાફરીમાં સ્ત્રી તેમજ પુરુષે પવિત્ર રહેવું પરસ્ત્રીને મા બેન સરખી ગણી તેની સાથે પોતાની બ્હેન હોય તેવી વર્તણુંક ચલાવવી. યાત્રામાં સાથેનાં માણસોએ સંપીને સ્નેહ રાખી વર્તવું. કોઇનું મન ઉંચુ થવા વખત ન લાવવો.

રેલ્વેમાં બેસતાં ઉતાવળ કરવી નહિ. મજુર ભલે બે પૈસા વધારે લે પણ તેને સાથે રાખવાથી બેસવા કરવાની સારી ગોઠવણ કરી આપે છે. બનતા સુધી રેલ્વેમાં મજુર સાથે મજુરીના પૈસા ઠરાવવા નહિ પણ સામાન ગાડીમાં મુકયા પછી વ્યાજબી પૈસા એક દાગીને બે પૈસા માગે છે અને ના કહીએ તો તે તેમજ બીજા મજુરો સામાન ઉપાડતા નથી તેથી તેના માગ્યા પૈસા આપવા પડે છે. યાત્રાના સ્થળે સ્ટેશન ઉપર ઉતર્યા પછી ગોર મળે છે તેમાંનો પોતાનો ગોર હોય તો તેને નહિ તો ગમે તે સારા ગોરને પોતાનો ગોર માની તેને ત્યાં જવું. મુકામે ગયા પછી સ્નાનાદિ કરી રસોઇ કરી જમવું. ઉતારે રસોઇ કરાવવાની વ્યવસ્થા કરી શહેરમાં દેવદર્શને જઇ આવવું. બપોરના જમી પાછા બધાને લઇ શહેરમાં દેવદર્શને તેમજ જોવા યોગ્ય સ્થળો હોય ત્યાં જોઇ આવવું. જે ગામમાં આપણો ઓળખીતો હોય તેને પહેલાંથી કાગળ લખી સ્ટેશન ઉપર તેડાવવો અને ત્યાં ઉતરવું. ઓળખીતો ન હોય તો ગોરને ત્યાં કે સારી ધર્મશાળામાં ઉતરવું. તેમાં એક ઇલાયદી જગા ઉતારાને માટે રાખવી. બહાર જતી વખતે તેને તાળુ વાસી જવું છતાં જો ગોરને ત્યાં ઉતર્યા હોઇએ તો ગોરને અને ધર્મશાળામાં ઉતર્યા હોઇએ તો ધર્મશાળાના માલીકને તેની સરત રાખવાની સુચના આપતા જવું. બનતા સુધી રાત્રે બહાર ફરવા જવાનો અભ્યાસ ન રાખવો. મુસાફરીમાં સ્ત્રીઓએ એકલાં બહાર દેવદર્શને કે ફરવા જવું નહિ. મુસાફરીમાં સ્ત્રીઓ કે છોકરાં વીખુટાં પડી ન જાય તેની કાળજી રાખવી.

યાત્રામાં અને મુસાફરીમાં કયે સ્ટેશને ઉતરવું, કઇ ગાડીમાં બેસવું એ ખાસ પૂછી જોવું. આ પુસ્તકમાં લખેલાં યાત્રાનાં સ્થળોનું દર્શન કરવું તેમ જોવા લાયક સ્થળો જોવાં. ઉત્તર હિંદુસ્તાનમાં તો હિંદી ભાષા બધા સમજી શકે છે તેથી અડચણ પડતી નથી પણ દક્ષિણમાં મરાઠી, તેલંગુ, તામીલ અને દ્રાવિડી ભાષાઓ બોલાતી હોવાથી અડચણ પડે છે, છતાં ત્યાંના કેટલાક વેપારીઓ અને ગોર લોકો હિંદી ભાષા સમજી શકે છે. અંગ્રેજી જાણનારને તો કોઇ જગાએ અડચણ પડતી નથી કારણ તે જાણનારા બધે મળી શકે છે. છતાં દક્ષિણમાં ચાલતી ભાષાનું કોષ્ટક આ પાછળ આપ્યું છે તેથી યાત્રાળુને વધુ ફાયદો થશે.

## પ્રકરણ ૧૮૦ મું.

## રેલ્વે સંબંધી માહીતિ.

રેલ્વેમાં ફર્સ્ટ, સેકન્ડ અને થર્ડ કલાસ એવા કલાસો છે. કેટલીક રેલ્વેમાં સેકન્ડ કલાસથી ઉતરતો ઇન્ટરમીડીયેટ કલાસ છે. થર્ડ કલાસ

કરતાં ઇન્ટરનું ભાડું દોઢું, સેકન્ડ ક્લાસનું ચાર ઘણું લેવાય છે. કાઠીયાવાડ. રેલ્વેમાં થર્ડક્લાસ કરતાં સેકન્ડક્લાસનું ભાડું બમણું છે. ફર્સ્ટ ક્લાસનો ઉતારૂ ૩ મણ, સેકન્ડ ક્લાસનો પેસેંજર ૧।। મણ અને થર્ડ ક્લાસનો ઉતારૂ ૦।।। મણ વજન સાથે મફત લઇ જઇ શકે છે. તેમ ખાવાના કંડીઆ, લોટા, અને બીસ્તરો જેમાં ગોદડુ કે રજાઇ હોય છે તેનું વજન ગણવામાં આવતું નથી, તે વગર ખર્ચે લઈ જવાય છે. લાંબી મુસાફરીમાં જ્યાં ઇન્ટર ક્લાસ હોય ત્યાં ઇન્ટરમાં બેસવાથી ગડદી થતી નથી. કેટલાંક સ્ટેશનોએ ટીકીટ કલેકટરો ઓછો સામાન હોય તો પણ તેનું વજન કરાવવા માટે પજવણી કરે છે. માટે જોઇતો સામાન સાથે રાખી બાકીનો સામાન વજન કરાવી તેની રસીદ લઇ બ્રેકમાં મુકાવવો. ત્રણ વરસની ઉપરનાં અને ૧૨ વર્ષની અંદરનાં છોકરાંનો અડધો ચાર્જ લેવાય છે. તેઓની ટીકીટમાં ઉપર લખેલા વજનથી અર્ધું વજન સાથે રાખી શકાય છે.

લાંબી મુસાફરી માટે રેલ્વેમાં સેકન્ડક્લાસ કે ફર્સ્ટક્લાસની બેઠકો પ્રથમથી સ્ટેશનમાસ્તરને ખબર આપવાથી રીઝર્વ્ડ કરાવી શકાય છે. અને થર્ડક્લાસમાં આઠ ટીકીટ હોય તો આખું કમ્પાર્ટમેન્ટ–ખાનું સ્ટેશન માસ્તરને પ્રથમ ખબર આપીને રીઝર્વ્ડ કરાવી શકાય છે. ફર્સ્ટ કે સેકન્ડ ક્લાસમાં સ્ત્રી પેસેન્જર સાથે ત્રીજા ક્લાસની ટીકીટ લીધેલો નોકર બેસી શકે છે. ટુંકાં ટુંકાં સ્ટેશનોની ટીકીટ લેવાથી ભાડુ વધુ બેસે છે પણ સળંગ ટીકીટ લેવાથી ભાડુ ઓછું બેસે છે. સો માઇલે એક દિવસ પ્રમાણે રસ્તામાં રોકાવું હોય તો રોકાઇ શકાય છે, અમદાવાદથી મુંબાઇ ૩૦૦ માઇલ છે. જો તેની સળંગ ટીકીટ લીધી હોય છે. તો રસ્તામાં ત્રણ દિવસ સુધી કોઇ સ્ટેશને ઉતરી રોકાવું હોય છે તો રોકાવાય છે.

ટીકીટ લીધા પછી જો ઉંચા ક્લાસની ટીકીટ અધવચથી લેવી હોય તો વધારે ભાડુ આપી ટીકીટ બદલાવી લઇ ઉંચા ક્લાસમાં બેસી શકાય છે. તેની ગાર્ડને કે સ્ટેશન માસ્તરને ખબર આપી વધારેના પૈસા તેને આપી પહોંચ લઇ ઉંચાક્લાસમાં બેસી શકાય છે. જ્યાંની ટીકીટ હોય ત્યાંથી આગળ જવું હોય તો તેની ગાર્ડને ખબર આપી આગળનું ભાડુ આપી રસીદ લઇ આગળ જે સ્ટેશને જવું હોય છે ત્યાં જઇ શકાય છે. ડબામાં દસ માણસને બેસવાની પરવાનગી છે છતાં વધુ બેસાડનાર ગુન્હેગાર ગણાય છે. નાની ગાડીમાં આઠ માણસ એક ખાનામાં બેસી શકે છે.

આપણી પાસે ચેપી રોગ પ્લેગ, પતીયો કે કોલેરાવાળો દરદી બેઠો હોય તો તેની સ્ટેશન માસ્તરને ખબર આપી તેને ખસેડી શકાય છે. આ-

